# ભારતી સમાચાર

[ સ્થાપના : ૧૯૩૬ : ગુજરાતની અગ્રગણ્ય પ્રકાશન સંસ્થા ]

**લો**કજીવનના ઉત્થાનમાં કંઈક પણ હિસ્સો પૂરાવી શકાય એ મંગલ ને કલ્યાણકારી હેતુને લક્ષમાં રાખીને આ સંસ્થાની શરૂઆત પંદર વર્ષ પૂર્વે કરવામા આવી હતી. ગુજરાતે આ સંસ્થાને પોતાની ગણીને પૂરો સહકાર આપ્યો છે અને અમારા ઉત્સાહમાં ઘણી વૃદ્ધિ કરી છે.

**સ્વ.** ગિજુભાઈના અવસાન પછી દૃષ્ટિવંતું બાલસાહિત્ય ઘણું ઓછું પ્રગટ થયું છે. બાલમાનસના વિકાસને અનુકૂળ એવાં સાહિત્યનું સર્જન કરવું એ સહેલી વાત નથી. સદ્‌ભાગ્યે અમને એવા લેખકો મળી ગયા. શ્રી નિરંજન વર્મા અને જયમલ્લ પરમારે ચોક્કસ દૃષ્ટિ સાથે દેશ-દેશના લોકકથાઓ, પરીકથાઓ, રૂપકથાઓ અને પક્ષી પરિચયની પુસ્તિકાઓ તૈયાર કરી. આજે એ પુસ્તિકાઓની ત્રણ ત્રણ આવૃત્તિઓ થઈ ગઈ છે.

**એ** પછી આવ્યા શ્રી જીવરામ જોષી, એમણે બાળકોની કલ્પનાને–હૈયાંને બરાબર પકડે એવા બાલસાહિત્યનું સર્જન કર્યું. 'મિયાં ફુસકી'ના પંદર ભાગો તૈયાર થઈ રહ્યા છે. આજે નવ તો પ્રગટ થઈ ગયા છે. અને બાકીના ગણતરીના જ દિવસોમાં પ્રગટ થશે. દરેક ભાગની કિંમત માત્ર બાર આના જ રાખવામા આવી છે. ગુજરાતે આ પાત્રને જે હોંશથી સ્વીકાર્યું છે તે માટે અમે આભારી છીએ.

**શ્રી** જીવરામ જોષી સંપાદિત 'બાલબંધુ' ગ્રંથમાળાનું બીજું પુસ્તક 'કેસરકુંડ' પ્રગટ થઈ ગયું છે. વરસના છ પુસ્તકો અને લવાજમ માત્ર રૂા. ચાર. તમે ગ્રાહક હજી ન થયા હો તો લવાજમ મોકલી આપશો. બાળકો હસી હસીને થાકે એવી 'વિનોદ વાર્તામાળા' શ્રી જીવરામ જોષી તૈયાર કરી રહ્યા છે.

**ગુજરાતના** પ્રતિભાસંપન્ન લેખકોનાં પ્રકાશનો આ સંસ્થા દ્વારા થઈ રહ્યાં છે. શ્રી પન્નાલાલ પટેલનો નવો વાર્તાસંગ્રહ 'વાત્રકને કાંઠે' તૈયાર થયો છે. આ વાર્તાઓમાં સમાજજીવનનો એક નવો જ ધબકાર સાંભળવા મળશે. એની કિંમત રૂા. ૩-૮-૦ છે. એમણે જ લખેલ નવાં નાટકોનો પ્રથમ સંગ્રહ 'જમાઈરાજ' પ્રગટ થશે. એ પણ આ મહિનાના અંત પહેલાં પ્રગટ થશે.

**શ્રી** ઈશ્વર પેટલીકરની નવી નવલકથા 'ભવસાગર' પંદરમી તારીખે પ્રગટ થશે. લેખક કહે છે કે 'આ નવલકથામાં મારી શક્તિ પૂરેપૂરી ખર્ચી છે.' અને પરિણામે ગુજરાતને એક સુંદર નવલકથા મળશે. કિંમત રૂા. ૩-૮-૦ છે.

**શ્રી** ઉમાશંકર જોષીનો કાવ્યસંગ્રહ 'ગંગોત્રી'ની નવી આવૃત્તિ પ્રગટ થઈ ગઈ. અને ઘણો સારો આવકાર મળ્યો છે. એ પછી એમના સંસ્કારલક્ષી માર્મિક નિબંધોનો નવો સંગ્રહ 'ગોષ્ઠિ' પ્રગટ થયેલ છે. કિંમત બન્ને પુસ્તકોની રૂા. ૩-૦-૦ છે. શ્રી રામનારાયણ વિ. પાઠકકૃત 'શેષનાં કાવ્યો' અને શ્રી. પન્નાલાલ પટેલકૃત 'વળામણાં'ની નવી આવૃત્તિઓ પ્રગટ થઈ ગઈ છે. કિંમત અનુક્રમે રૂા. ત્રણ ને રૂા. અઢી છે.

**અમારા** વિશાળ પુસ્તક ભંડારમાં દરેક સંસ્કારી પુસ્તકો મળી શકે એવી ગોઠવણ કરી છે લાયબ્રેરીના મંત્રીઓને, શાળા–મહાશાળાના સંચાલકોને અમારી વિનંતિ છે કે એક વાર તમારે જોઈતા પુસ્તકોની યાદી મોકલી આપો. અમને વિશ્વાસ છે કે એમ કરવાથી આપની સંસ્થાને ચોક્કસ ફાયદો ને સંતોષ થશે.

**સંસ્થાના** વિકાસ માટે અમે સદા પ્રયત્નશીલ રહ્યા છીએ. લોક પ્રકાશન લિ. ની મેનેજીંગ એજન્ટોના ભાગીદાર અને કસોટી હરિફાઈના સંચાલક ને અમારા સ્વજન જેવા શ્રી રમણભાઈ શેઠે ભારતી સાહિત્ય સંઘ લિ. માં એક [illegible] આવવાનું સ્વીકાર્યું [illegible]

દિનપ્રતિદિન વધુ ને વધુ પ્રજાપ્રિયતા પ્રાપ્ત કરતું...

# રામતીર્થ બ્રાહ્મી તેલ



( સ્પેશ્યલ નં. ૧ )

( રજીસ્ટર્ડ ) : મેડીકેટેડ

## પ્રખ્યાત ડોકટરો, વૈદ્યો, પ્રોફેસરો તથા સ્ત્રી-પુરુષો આ તેલની પ્રશંસા કરતાં થાકતાં નથી

કારણ કે—

## તે અનેક ફાયદાઓની ખાત્રી આપે છે

* તેનાથી જ્ઞાનતંતુ અને ક્રિયાતંતુ બળવાન બને છે. * માથાનો દુખાવો મટે છે. * દૃષ્ટિ વધે છે. * યાદદાસ્તશક્તિ વધે છે. * આંખમાં આંજવાથી આંખના અનેક દરદો દૂર થાય છે. * વાળ કાળા અને તેજસ્વી બને છે. * ટાલ ઉપર વાળ ઊગે છે. * ખોડો દૂર થાય છે. * ગાઢ નિદ્રા લાવે છે. શરીરે દરરોજ ચોળવાથી ચામડીના અનેક રોગો દૂર થાય છે. શરીર પુષ્ટ બને છે. * ખરી પડતા વાળ અટકે છે અને વધે છે. * કાનમાં નાખવાથી કાનની અનેક ફરિયાદો દૂર થાય છે. * લીખ અને જૂ દૂર થાય છે.

**મગજ, વાળ અને શરીર માટે અતિશ્રેષ્ઠ**



**સુચના :**

દરેક ઋતુમાં દરેક સ્ત્રી, પુરુષ અને બાળકો માટે રામતીર્થ બ્રાહ્મી તેલ અનુકૂળ છે. ખાત્રી માટે તમારા કેમીસ્ટ કે દુકાનદાર પાસે આ તેલની જ માગણી કરો. બધી જગ્યાએ મળી શકે છે.

**કિંમત**

મોટી બાટલીના રૂ. ૩-૮-૦
નાની બાટલીના રૂ. ૨-૦-૦
ટપાલ ખર્ચ અલગ.

**ખાસ સૂચના :**

એકેક બાટલી ટપાલથી મંગાવનારને

મોટી બાટલીના રૂ. ૫-૫-૬
નાની બાટલીના રૂ. ૩-૭-૬
(બાટલીની કિંમત + ૧-૬-૬ પોસ્ટેજ + ૦-૭-૦ પેકીંગ)

મનીઓર્ડરથી મોકલવા

વી. પી. થી મોકલીશું નહિ.




ફોન : ૭૨૪૯૯

**શ્રી રામતીર્થ યોગાશ્રમ**

દાદર, (જી. આઇ. પી.) મુંબઇ ૧૪.


COTY : RBO



## એ એવો તો

# તમાચો ખાશે

કે જ્યારે એની બા એ જાણશે કે એણે સાધુ દોરાની છ કોકડીઓ પતંગ ચગાવવામાં ખાલી કરી નાખી છે. સાધુ સીવવાનો દોરો ખૂબ મજબૂત હોવાથી પતંગ ચગાવવામાં સારો તો છે, પણ ખાસ કરીને સીવવા માટે બનાવેલ છે. હોંશિયાર દરજી એ જાણે છે કે સાધુ દોરો વાપરવાથી એમનું ટેભા–ટાંકાનું કામ ઓછું થઈ જાય અને એનાં ઘરાકો એની મજબૂત સીલાઈને વખાણે છે. આડાઅવળા થીગડથાગડ માટે એ વાપરવામાં ગૃહિણીઓ પણ ગૌરવ લે છે.

Copyright




## કોહિનૂર મિલ્સ કં. લિ.

એજન્ટ્સ:
કિલિક ઈન્ડસ્ટ્રીઝ લિમિટેડ.
મુખ્ય વિક્રેતા:
નાહાલચંદ લલ્લુચંદ લિમિટેડ

# ઓપરેશન પછી



કોઈ અકસ્માત કે એવા જ બીજા કારણથી તમારા વાળ કદાચ ખરી પડતા હોય છે, પણ એવા કારણો સિવાય પણ શરીરની અશક્તિ, રોગો અને સુવાવડ જેવાં કારણો પણ વાળ ઉતરી જતા હોય છે કે ટૂંકા થઈ જતા હોય છે. ક્યારેક ટાલ પણ પડી જાય છે.

તો એ ટાલ પર વાળ ઉગાડીને કેશવર્ધિનીથી વાળ ખરી પડતા અટકાવતા કેમ નથી? વાળ ખરી જાય તે અનિષ્ટ છે પણ એ અનિવાર્ય અનિષ્ટ તો નથી જ, કારણ કે કેશવર્ધિનીથી તમે તમારા વાળને માંદગી દરમ્યાન ખરતા અટકાવી શકો.

# કેશવર્ધિનીથી

## આજે જ સુંદર વાળ ઉગાડો

**તે વાળને સાચવે છે....વધારે છે...ને સુંદર બનાવે છે.**

કેશવર્ધિની: ચૌદ આના
કેશવર્ધિની શેમ્પુ: ચૌદ આના
પોસ્ટેજ અને પેકીંગ અલગ લેવામાં આવશે.
દરેક વેપારી વેચે છે અગર

સાઉથ ઇન્ડિયા કેમિકલ્સ, કોઈમ્બતુર
(દક્ષિણ ભારત)

મુંબઈ અને સેન્ટ્રલ ઇન્ડિયાના એજન્ટ:
મેસર્સ નેશનલ સેઇલ્સ એન્ડ સરવિસ લિ૦
રેમપાર્ટ રોડ કોટ, મુંબઈ ૧.



* દર માસની ૧ લીએ પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એમ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વાર્ષિક લવાજમ: દેશમાં સાડાસાત રૂપિયા અને વિદેશમાં દસ રૂપિયા ( શિ. ૧૫ )
* છૂટક નકલ: બાર આના.
* વ્યવસ્થા અંગેની કોઈપણ ફરિયાદ વખતે ગ્રા. નં. હશે એનો અમલ થવામાં જરા પણ વિલંબ નહિ થાય.

★

* શુદ્ધ જોડણી સાથેના કાગળની એકબાજુ સ્વચ્છ અક્ષરે લખાયેલા સાહિત્ય, સમાજ અને સંસ્કારને લગતા દરેક લેખોને યોગ્ય સ્થાન આપવામાં આવે છે.
* જરૂરી ટપાલ ખર્ચ બીડયું હશે તો જ અસ્વીકૃત લેખ પરત કરાશે.
* જવાબ માટે પણ જરૂરી ટ. ખ. હશે તો જ જવાબ અપાશે.

★


ઊર્મિ–નવરચના કાર્યાલય
ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
ફરનાન્ડીઝ પુલ : ગાંધી માર્ગ
અમદાવાદ ૧



ઊર્મિ નવરચના સાહિત્ય, સમાજ અને સંસ્કારનું માસિક

'ઊર્મિ' વર્ષ ૨૧ : 'નવરચના' વર્ષ ૧૬ : અંક ૭ મો
ઑક્ટોબર : ૧૯૫૨


ક્રમ


| | | |
|---|---|---|
| સત્યનો રણકો ક્યાં છે ? | અ-યાત્રી | ૭ |
| સમયનાં ક્ષીર-નીર | રાજહંસ | ૯ |
| પુરસ્કાર (કાવ્ય) | ભાનુ પંડ્યા | ૧૩ |
| પદ્મરેણુ | ધૂમકેતુ | ૧૪ |
| ભીમનું જોમ : દેવીની ચાલાકી | કાકા કાલેલકર | ૧૫ |
| લટ (કાવ્ય) | જેઠાલાલ ત્રિવેદી | ૧૭ |
| રશિયામાં સદાચાર | હર્ષિદા પંડિત | ૧૮ |
| પાનખરની રાત | પ્ર. હ. મહેતા | ૨૨ |
| બિરમો મસ્તાન | મનુલાલ ત્રિવેદી | ૨૬ |
| મારી સફર : અઘોરીનો ભેટો [૮] | જીવરામ જોષી | ૩૦ |
| પડોશી | અનુ૦ ગોપાળરાવ વિદ્વાંસ | ૩૩ |
| આ સંસારે– (કાવ્ય) | અનામી | ૩૩ |
| આદર્શોની અથડામણ | ત્ર્યંબકલાલ મણિશંકર જોષી | ૩૪ |
| સંસ્કારવાહનનો કુવાથંભ | ચંદ્રભાઇ ભટ્ટ | ૩૬ |
| ત્રણચાર પ્રસંગો | ધૂમકેતુ | ૩૯ |
| અમૃતધારા | અનુ૦ પુરુષોત્તમ માવળંકર | ૪૩ |
| લગ્નની ભેટ | દર્શક | ૪૪ |
| જમાઇરાજ | પન્નાલાલ પટેલ | ૪૭ |
| ગ્રંથસમીક્ષા | અ. મ. રા. | ૫૫ |
| અર્ધવાર્ષિક અનુક્રમણિકા | | ૬૦ |


☆

સર્વોદય કે સામ્યવાદ ? નો હપ્તો આ અંકે સ્થળસંકોચને લઇને આવી શક્યો નથી.


: વાર્ષિક લવાજમ :

દેશમાં : ૭–૮–૦ :: પરદેશમાં : રૂા. ૧૦–૦–૦

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી માર્ગ : અમદાવાદ ૧

સંપાદક અને પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે : ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી માર્ગ : અમદાવાદ ૧
મુદ્રક : ચુનીલાલ માણેકચંદ રવાણી, શિષ્ટ સાહિત્ય મુદ્રણાલય, મોટા આંકડિયા.



## સત્યનો રણકો ક્યાં છે ?

अ-यात्री

આને મેન્શ્યસે કહ્યું: 'લોકો ઘણી વખત લડાઈની બૂમો મારે છે, અને ફલાણો આવો બહાદુર સેનાપતિ છે એમ વાતો કરે છે, પણ વાતો કરનારા એ વસ્તુ ભૂલી જાય છે કે એમ વાતો કરવી એ પણ એક પ્રકારનો માનવતા સામે ગુનો છે.

કારણ કે પ્રાચીન સમયમાં દ્વારપાલો એટલા માટે રખાતા કે કોઈ ભાનભૂલ્યો આવીને આપણને ઊંઘતા ન પકડે. ક્યારે ય પણ દ્વારપાલો જુલમભરેલો ધસારો કરવા માટે હતા નહિ. એ તો સદા સર્વદા રક્ષણ માટે જ રહેતા. અને શસ્ત્ર અસ્ત્રનું ખરું રહસ્ય પણ એ છે.

શક્તિશાળી અને સદ્‌ગુણી માણસોને બદલે, લડાઈનાં બણગાં ફૂંકનારા માણસો જે રાજમાં વધુ માન પામે તે રાજ થોડા વખતમાં પોલું અને નિર્માલ્ય થઇ જાય.

તેમ જ કોઇપણ જાતની યોગ્યાયોગ્યતાનો વિચાર કર્યા વિના, કેવળ હક્કની વાતો કરનારા જેમ બધી જ વસ્તુને છેવટે ગેરવ્યવસ્થામાં ફેંકી દે છે, તેમ રાજનીતિના મહાન સિદ્ધાંતોને સમજ્યા વિના, અને એ સિદ્ધાંતોને વારંવાર વ્યવહારમાં લાવવાનો પ્રયત્ન કર્યા વિના, જે લોકો રાજતંત્રને નામે 'ફેંકોલોજી' કરે છે તે લોકો પણ છેવટે બધું જ ગેરવ્યવસ્થામાં આણી દે છે. એવા અસ્થિર રાજતંત્રમાં લક્ષ્મી વાસો કરતી નથી.

જે પોતે અંધારામાં છે ને બીજાને પ્રકાશ આપવાની વાતો કરે છે તે લોકો એક વાત ભૂલી જાય છે કે પ્રકાશ આપનારાની પાસે પોતાનું એક કોડિયું તો પહેલું હોવું જોઇએ.

ડુંગરાઓ ઉપર જેમ પગદંડી હોય છે, ને એ પગદંડી વપરાતાં વપરાતાં રસ્તો બને છે, અને એ રસ્તો પછી સૌ કોઇને, બોલ્યા વિના જ માર્ગ બતાવે





છે, એ જ રીત સરકારી તંત્રની હોય તો એ પ્રકાશ આપે. એ પહેલાં નાનું સૂચન કરે. પછી વધારે પ્રકાશ આપે. પછી એથી વધુ પ્રકાશ આપે. એક ઘા મારો ને બે કટકા કરો એવું તો રાજનીતિથી અનભિજ્ઞ પુરુષો જ કરતા હોય છે.

જેવી રીતે શબ્દો માટે કહેવાય છે કે એ પોતે સાદા હોય, છતાં અર્થોથી ભરેલા હોય તો વ્યવહારમાં એ ઉપયોગી ગણાય છે, તેવી જ રીતે રાજનીતિ માટે કહેવાવું જોઇએ. પણ આ શબ્દો રાજનીતિજ્ઞ પુરુષોના પોતાના સંસ્કારનું પ્રતિબિંબ આપનારા હોવા જોઇએ. કેવળ પક્ષવાદ કે પક્ષપાત કરવા માટે બોલાચલા ન હોવા જોઇએ. પણ બધા માણુસોના મનનો મોટામાં મોટો રોગ આ છે કે જેમાં એ પોતે સમજતા નથી, તેમાં પણ એ પોતે જ સમજે છે, એમ એ માને છે. અને આ રોગ સત્તાપ્રાપ્તિ પછી તો ઘણો જ વધી જાય છે. સત્તાપ્રાપ્તિ કરનારા પુરુષો પોતાનાં મનનાં ક્ષેત્રોમાં ગમે તેવાં ઝાડી ઝાંખરાં ઊગવા દે છે. ને બીજાના મનના ક્ષેત્રોના ઝાડીઝાંખરા કાઢવા માટે દોડે છે! એમને બીજા પાસેથી મહાન કામ લેવું છે. પણ પોતાની ક્ષુલ્લકતા તજ્યા વિના બીજો મહાન થઈ શકતો નથી, એ સત્યની ઉપેક્ષા કરવી છે.

જો મારું ચાલે તો આવડાં મોટાં સભાગૃહો બાંધીને હું એમના પડઘામાં રાચનારો ન બનું.*

મારું ચાલે તો હું દરેક ગામડાના મોટા ઝાડ નીચે એ ગામડાની સભા રાખું. એ સભા એ જ સાચી સરકાર. સેંકડો માઈલ દૂર બેઠી બેઠી, પરદેશી ભાષામાં ભાષણોની 'ફ્રેંકોલોજી' કરે, એ કાંઇ સરકાર કહેવાતી હશે ? જ્યારે સેંકડો માણુસોને પેટ-પૂરતું અનાજ ન મળતું હોય ત્યારે મોટા સંસ્કારના ઓઠા નીચે નાચણીયા ભેગા કરે ને ખાવા બેસે એ તે કાંઈ રાજ કહેવાતા+ હશે ? હું આમાં સત્યનો રણુકો જોઇ શકતો નથી. પછી ભલે તમે એ વસ્તુને ગમે તેવાં રૂપાળાં નામો આપો. ઘણા માણુસો એવો ભ્રમ સેવતા લાગે છે કે રૂપાળાં નામ આપવાથી, વસ્તુ પણ રૂપાળી બની જાય છે. પણ મારે તો નામનું કામ નથી. કામનું કામ છે. હું તો એ બાબતમાં પ્રાચીનોનો પ્રાચીન બની જવા માગું છું. મારું ચાલે તો હું દસ ગામડાં પૂરતા ઘેરાવાને જ મહાન રાજ ગણી કાઢું. એ ઘેરાવો ભલે બીજા ઘેરાવા સાથે દોસ્તીદાવે સંકળાયલો રહે, પણ એ ઘેરાવાના એક અદનામાં અદના માણુસે પોતાના નિત્ય જીવનના સાદામાં સાદા પ્રશ્ન માટે, છસ્સો છસ્સો ને આઠસો આઠસો માઈલ દૂર બેઠેલા પેલા સત્તાધીશની તુમારી દયા ઉપર જીવવું પડે એને હું તો રાજનીતિનું દેવાળું ગણું. હું તો બધું જ વિકેન્દ્રીકરણ કરી નાખું.

જેવી રીતે શાસ્ત્રનાં વચનો પુસ્તકોમાં હજારો વર્ષો થયાં ચાલ્યાં આવે છે, ને તેમને

* Halls several times eight cubites high with beams projecting several cubites these if my wishes were to be realised, I would not have.

+ Food spread before me over ten cubites square, and attendant girls, to the amount of hundreds, these though my wishes were realised I would not have.




'ચલો પરદેશ'

બીજા તો ઠીક, પણ કોન્ગ્રેસીઓ સુદ્ધાં યુરપ–અમેરિકાના છંદે ચઢ્યા છે એ નવાઈ જેવું છે. સરકાર તરફથી થોકબંધ લોકો એક યા બીજા બહાને ફરી આવે છે. જ્યારે ઉપડે છે ત્યારે ખાસું ટોળું હોય છે, એક બે તો જાય જ શેના! આપણે રાજવીઓની ટીકા કરતા, પરદેશી રાજકર્તાઓ હિંદી ખરચે ફરતા તેની ચિંતા કરતા. જ્યારે આજે તો છાશવારે મુસાફરો ઊડતા હોય છે.

એ બધાંને ત્યાં જઈને વિદ્યા શીખી લેવી હશે કે દેશનો ઉદ્ધાર કરવો હશે—હિંદુસ્તાનનું નાણું તો ચાલ્યું જવાનું. જો સહેલગાહે જતા હશે કે તબીયત સુધારવા ફરતા હશે તો એટલી કરુણતા વધારાની. દેશમાં આવાં સ્થળો નથી શું?

કેટલાક કોન્ગ્રેસીઓ પાછા ફરી ઉદારતાની જાહેરાત કરે છે કે પ્રવાસનો બધો ખરચ પોતે ઉપાડી લેવાના છે. કોઈ ખાતું કે કોઈ સંસ્થા ઉપર એ બોજો નહિ પડવા દે. પરદેશ જઈ કરેલી સેવાના પ્રમાણમાં જ ખર્ચ નાખી શકાય ને? અને નહિ તો લોકોને ખબર શી રીતે પડે કે એમની પાસે નાણું એકઠું થઈ ગયું છે!

ફૂલહાર, વિદાયના મેળાવડાઓ, અને અહેવાલો એ બધું જતાં ને આવતાં બરાબર જળવાય છે. એમનું ચાલત તો જમણવારો પણ કરી નાખત. કઈ સાધના કે સિદ્ધિ ઉપર આટલી બધી પારાયણ ચાલે છે?

સાધુઓને ફરતા કરીએ

શુભેચ્છા સંબંધી આપ–લે કરવાની પ્રવૃત્તિ પણ વધતી જાય છે. યુરપ–અમેરિકા તો હતાં જ, એમાં હવે રશિયા–ચીન ભળ્યાં છે. આમાં, લેખકો, પત્રકારો, રાજનીતિજ્ઞો વગેરે હોય છે. ઓરકે પહોંચેલા મંડળમાં એક ગુજરાતી નર્તકી પણ છે. દેશદેશના રિવાજો; લોકોની સ્થિતિનો અભ્યાસ, માનવસ્વભાવની સમજ–એવા શુભ આશયો રાખી આ પ્રવાસો યોજાય છે.

આમાં સાધુનો સમાવેશ ન થઈ શકે? હિન્દુસ્તાન પાસે વિદ્વાન સાધુઓની મોટી મૂડી છે. એમને રંગરાગ જોઈતા નથી. એમણે કામિની કાંચન ત્યજેલાં

---

ગામડે ગામડે પહોંચાડવા માટે સાધુ સંતો ફરે છે, તેમ રાજનીતિએ ગામડે ગામડે પોતાને ફરવાનું છે ગામડાને હોટેલમાં ને લોજોમાં રખડાવવાનું નથી! રાજનીતિનો સાચો રણકો તો ત્યારે જ આવે, જ્યારે મહાન સત્તાધીશો, પોતાનું પ્રદર્શન કરવા એકાદ વખત રસ્તાઓ ઉપર સિપાઈઓ ઊભા રાખે છે તેમ આવવાને બદલે ગામડે ગામડે વારંવાર આવે, રખડે, જુએ, સાંભળે ને કોદરો ખાવા બેસે.

સાચો સોનેરી રણકો ત્યારે જ મળે!

ત્યાં સુધી આ બધું પિત્તળ જ લાગવાનું છે.

કોન્ફ્યુશ્યસને થઈ ગયા સો વર્ષ થયાં. એ સાધુની અને આપણી વચ્ચે આટલું જ ઓછું અંતર છે. આ પરિસ્થિતિમાં એ સાધુના શબ્દો આજે જે કોઈ શકે તે કહેનારો શું કોઈ જ નહિ નીકળે?

In these circumstances, is there no one to transmit his doctrine?

Yes, is there no one to do so?

[ The work of Mencius ઉપરથી ]

★

છે. ત્યાંની વિશાળ ઈમારતોથી એ આકર્ષાવાના નથી. વિવેકાનંદે પરદેશમાં ભારતનો જે ડંકો વગાડ્યો હતો, તે આપણે યાદ કરવાનો વખત આવ્યો છે.

સાધુઓનો સંગ હશે તો આપણા સંઘવીઓને પણ ઠેકાણે રાખી શકાશે.

### નિષ્ણાતો અહીં આવે

થોકબંધ વિદ્યાર્થીઓ પરદેશ જાય છે, એમાં સ્વાશ્રયી બનીને વિદ્યા સંપાદન કરનારા જુજ હશે. જે ત્યાં જઈને ફરે છે એમની કામગીરીમાં કંઈક સચોટતા આવતી હશે, પણ દેશની શિકલ ફેરવી નાખે એવી વિદ્યા તો ક્યારેય આવશે!

આટલા બધા વિદ્યાર્થીઓને બહુ મોટા ખર્ચે પરદેશ મોકલવા તે કરતાં ચુનંદા નિષ્ણાતોને અહીં લાવી ન શકાય?

### શુભેચ્છાને ઉધઈ ચઢાવનારા

પરદેશોમાં શુભેચ્છાના આવા ખાસ પ્રયાસો કરવામાં આવે છે તેવે સમયે કાપડમાં દગાખોરીના કારણે હિંદુસ્તાનનું નામ બદનામ થઈ રહ્યું છે એ કેમ ભૂલી જવાય?

જાપાન તકલાદી માલ કાઢતું પણ જેવો ઘરાક તેવો માલ એ એની નીતિ હતી. વિલાયતની બજારોમાં ટક્કર ઝીલે એવો માલ પણ એ મોકલી શકતું ને એમાં દગાખોરી ન થતી. હિંદમાં જે માલ વેપારીઓ મંગાવતા તે સસ્તી કિંમતનો હતો એટલે વેપારીઓ કે ખરીદનારા એની પંચાત કરતા નહિ.

હિંદુસ્તાન નવાં નવાં બજારો મેળવતું જાય છે તેવે સમયે એની આંટ ઉતરી ના જાય એટલી તકેદારી લેવાવી જોઈએ.

### 'સ્વદેશી' જાય કે રહે?

'સ્વદેશી'ની ઝૂંબેશ ચાલી ત્યારે લોકોના મન ઉપર કેટલી સરસ અસર થયેલી અને લોકોએ વીણીવીણીને પરદેશી ચીજો ફગાવી દીધેલી, વ્રત લીધેલાં. અને હવે જાણે એ વાતો ભૂલાઈ ગયેલી છે, જાણે સ્વદેશીના આગ્રહની જરૂર રહી નથી એવો ભાસ થાય છે.

લશ્કરમાં 'હિંદી બનાવટની ચીજો ખરીદવા'નું આંદોલન થયું કે થવાનું છે. નાગરિકોએ એનું અનુકરણ કરવું જોઈએ? કે પછી સ્વદેશીનો આગ્રહ સ્વરાજ મેળવવા સુધી વ્યાજબી હતો અને આજે દેશ-પરદેશના સંબંધો વધારવા માલની હેરફેર અને વપરાશ વધવાં જોઈએ!

જો પરદેશી ચીજોનો વપરાશ આ દેશમાં ન થાય એમ આપણે માનતા હોઈએ તો એવી ચીજોની આયાત અટકાવી શકાય અહીંના ઉદ્યોગોને ઉત્તેજન આપી શકાય, ભાવ નિયમન થઈ શકે, બીજા ઘણાં ઉપાયો પણ લઈ શકાય. પહેલાં સ્થિતિ જુદી હતી, પરદેશીઓ એમનું ધાર્યું કરતા અને એમનો માલ ખપાવતા, આજે એવી ચાલબાજી નભે એવી નથી. જે માલ આયાત થાય છે તે મંગાવવા જેવો—વાપરવા જેવો છે એમ ઠર્યું. પછી એમાં અને સ્વદેશીમાં ભેદભાવ શાથી દાખલ કરવો?

છતાં, ભાવના જુદી જ વસ્તુ છે. દેશ માટેનો પ્રેમ અને ભક્તિ ખીલવવાં હોય તો આપણી ટેવો ઉપર અંકુશ મૂકાવો જોઈએ અને ઓછામાં ઓછી પરદેશી ચીજોથી આપણે નભવું જોઈએ. સ્વદેશીનું વ્યાપક આંદોલન શરૂ કરવાની જરૂર છે.

### લશ્કરનો સંપર્ક વધવો જોઈએ

લશ્કરમાંથી સ્વદેશીની બાબત પકડી લઈએ તેમ બીજી પણ ઘણી બાબતો લેવા જેવી છે. પહેલાં એ લોકો ભાડુતી અને ત્રાસ ગુજારનારા તરીકે દેખાતા, આજે કોઈ પણ કોન્ગ્રેસી કરતાં વધારે દેશાભિમાની ગણી શકાય એવી એમની શાખ બંધાઈ છે. લડાઈ જેવી સ્થિતિમાંયે, તેઓએ કાશ્મીરમાં જે ઉમદા વર્તન દાખવ્યું છે તેથી ભારતની ઈજ્જત વધી છે.

એમનામાં મરાઠા, શીખ, રાજપુત એવી કોમ ઉપર રચાયેલી ટુકડીઓ હતી. એનો ઢંગ બદલાઈ ગયો છે. એમનામાં હિંદી નામો ખૂબ સારા પ્રમાણમાં



દાખલ થયાં છે—નૌકાદળમાં, હવાઈદળમાં, વિધિઓમાં અને ચંદ્રકોમાં. એમાંથી સાહસિકો નીકળ્યા છે અને હિમાલયનાં શિખરો ચઢી આવ્યા છે. એમનું ખમીર વધ્યું છે, ઘટયું નથી. એમનાં તોફાનોની વાત ક્યાંયે સંભળાતી નથી, લોકપ્રિયતા વધી છે.

### ખૂન વહાવ્યું !

લોકોએ શૂરાતન દાખવી લોહીના અક્ષરોથી પ્રતિજ્ઞાઓ લીધી છે એ શરમાવા જેવું છે. ક્રાંતિકારીઓ આવી રીતે અજમાવતા અને ચમત્કારિક લાગતી. આજે એમાં બાલિશતા લાગે છે. પાકિસ્તાનમાં જેટલાએ ખૂનથી પ્રતિજ્ઞા લીધી તે કરતાં વધારે સંખ્યામાં ભારતીઓ એવું કરી બતાવે એ વિચારમાં જ લઘુતા દેખાઈ આવે છે.

અડાસમાં, અને એમ તો દેશભરમાં ઠેર ઠેર, જે રીતે જુવાનોએ લોહી રેડયું તે સાર્થક ગણી શકાય. બાકી, નાટક ભજવવા સરખું લોહી કાઢી બતાવવું એમાં તો નામોશી લાગવી જોઈએ.

ખૂન આપનારા તો નીકળ્યા મીરજ તરફ. હસ્પીતાલમાં લોહીનું દાન દઈ ફાળો નોંધાવનારા વિદ્યાર્થીઓ અને આચાર્યો હતા એ નોંધવા જેવી બીના છે. ગાયને બચાવવા જે લોકો 'સત્યાગ્રહ' લઈ બેઠા છે તેમણે ય ખૂન રેડયું છે, પણ એથી તો નથી ગાયનું ભલું થયું કે નથી ધર્મનું. એથી તો ગવળચંડાઈ બહાર આવી છે.

### જિંદગી હોડમાં મૂકીને—

દેશમાં ઉપવાસો વધ્યા છે; જે બીજાને ગળે ઉતારતાં વાર લાગે તે સારુ ઉપવાસ કેમ જાણે નજદીકનો સહેલો રસ્તો દેખાય છે. ઉપવાસ પ્રત્યે પ્રજાને ખૂબ માન છે છતાં, સાધારણ બાબતો સારુ એનો ઉપયોગ પસંદ થયો નથી એ શુભ ચિહ્ન છે, સરકારે પણ ઉપવાસો સામે ટક્કર ઝીલી છે. નક્ટાઈ નથી બતાવી ને ઢીલુંયે નથી મૂક્યું, વ્યક્તિનો આદર કર્યો છે અને એના આગ્રહને વશ નથી થયા.

આ જાહેર ઉપવાસો ઉપરથી વ્યક્તિઓએ પોતાના ખાનગી વ્રત-ઉપવાસો સંબંધી વિચારી લેવું જોઈએ. ઉપવાસનો તહેવાર બની ગયો છે એ કેમ ભૂલી જવાય ? એથી મનમાં ઊંચનીચના-ભેદભામલા પડી જાય છે એ પણ ખરું. કયી સિદ્ધિ માટે અને આ સાધનની કેટલી શુદ્ધિ વડે લોકો ઉપવાસ રાખે છે એ જોવામાં આવે તો મોટા ભાગના અદૃશ્ય થઈ જાય.

### તહેવારોની ફેર-તપાસ

તિલક અને શિવાજીની જન્મતિથિઓને તહેવાર પાળવાની ખેર સાહેબે ઈચ્છા વ્યક્ત કરી છે. સાથે સાથે જણાવ્યું છે કે હાલની યાદીમાંથી કેટલાક તહેવારો કમી કરવાની જરૂર પણ છે.

તહેવારો ન જોઈએ એવું કોઈનું કહેવું નથી. વરસની મજલ કાપવાનાં આવાં પગથિયાં ન હોય તો વસમું લાગે પણ ખરું. પણ તહેવારો રાખવામાં અને તે પાળવામાં મેળ બેસવો જોઈએ. આપણી જરૂરીઆત હોવા છતાં વાપરી ન શકીએ તો લીધેલું ફોગટ જાય. એટલે જે તહેવાર રોજીંદા જીવનથી જુદો ન પડી શકે, એ દિવસ અંગે ખાસ કાર્યવાહી ન હોય, નવીનતા ન હોય, આકર્ષણ ન હોય તો એ તહેવાર રદ કરવામાં આનાકાની પણ ન હોય.

બંગાળાઓ દુર્ગાપૂજાના દિવસોમાં, દક્ષિણીઓ ગણપતિના દિવસોમાં, રાજસ્થાનીઓ હોળીના દિવસોમાં મુક્ત આનન્દ મેળવે છે તો એમને એ તહેવારો છૂટથી મળવા જોઈએ. રાષ્ટ્રીય મહત્વના દિવસો આજે છે એટલા પુરતા છે અને એમાં ઉમેરો કરવાથી જે છે એનું અર્થ ગાંભીર્ય ટળી જશે. ઋતુ બદલવાના તહેવારો પણ સાચવવા જેવા છે. ને ધાર્મિક તહેવારોની મોટી કાપકુપ આપણે આવશ્યક બનાવવી જોઈએ.

પાર્સીઓની પપેટી, ઇસ્લામીઓની ઇદ, જૈનોની સંવત્સરી, વૈષ્ણવોની ગોકુલાષ્ટમી, શૈવોની મહાશિવરાત્રી, રામભકતોની રામનવમી, એ પારાયણ ઘણું





લાગુ થયું છે. દિવાળીનું ચોપડાપૂજન, ત્યારે ૧લી જાન્યુઆરી કે ૧લી એપ્રિલનું કેમ નહિ? ઇન્કમ-ટેક્સની સાલ મોટી કે કેલેન્ડરની? જાપાનીઓ નાતાલ નથી ઉજવતા પણ નવું વર્ષ ૧લી જાન્યુઆરીનું ગણે છે, એવું કાંઇ આપણે અજમાવી ન શકીએ?

આજે તો ઠીક છે આપણે પ્રજાના જુદા જુદા ભાગને ખુશ કરવા એમના તહેવારો સ્વીકારી લઇએ છીએ. સામ્યવાદની નજરે તો આવું બધું એક ઘડી ટકે એમ નથી. રાષ્ટ્રીય એકતા જેવું કોઇ લક્ષ્ય હોય તો આટલા વિવિધ તહેવારો ભાગ્યે જ માફ ગણાય.

### રજા લઇ શું કરવું?

તહેવારોને દિવસે ઉપવાસ કરવો હોય તો એનો એ રીતે વિચાર કરવો જોઇએ. નાચવું-ગાવું હોય તો એ પ્રમાણે રજા પાડવી રહી. નવરાત્રિમાં સાંજે બે કલાક વહેલી છૂટી આપવામાં આવે તો! સ્ત્રીઓ ઘરકામમાંથી વહેલી છૂટી થઇ શકે અને સાંજે વેળાસર ભેગી થઇ શકે, દિવાળીના દિવસોમાં દીપાવલિ કરવી હોય તો યે એવું ગોઠવી શકાય.

બેનનો દિવસ અને ભાઇનો દિવસ જેવાં સંસારી સુખોનાં સ્મૃતિચિહ્નો જાળવવાં જેવાં છે. એમાં ભાભીનો દિવસ કેમ ન ઉમેરીએ? એક દિવસ માત-પિતાનો પણ અલાયદો રાખવો જોઇએ, જે દિવસે સૌ બાળકો અને પરિવાર કુટુંબના વડીલોનો વિશેષ આદર કરે. પરન્તુ, આને માટે રજાની જરૂર ન હોય. તહેવારો ભલે રહે, એમની સગવડ પણ ભલે જળવાય, એને અંગે રજાઓ-હડતાળો પાડવી એ બરોબર નથી.

રજાના દિવસોમાં પ્રજાએ જે આનન્દ ભોગવવો જોઇએ, શાંતિ મેળવવી જોઇએ, ચિંતાઓ દૂર કરી બીજી તરફ નજર કરવી જોઈએ, જડ નિયમોમાંથી મુક્તિ મેળવી સહજ તરવરાટ અનુભવવો જોઇએ એમાંનુ આપણી પાસે કેટલું છે?

આપણે ત્યાં તહેવારોના ઘણા નિબંધ લખાયા. જેમાં નૃસિંહ અવતાર, નાગ પંચમી, હનુમાન જયંતિ એવું ઘણું બધું ચોકસાઇથી સમજાવવામાં આવ્યું છે. એ જવા દઈ, નવા જીવનને અનુરૂપ, ભાવનાવાળા વિધિઓ નિયુક્ત કરી તહેવારોનું નવનિર્માણ કરી શકીએ તો?

### તહેવારનાં બન્ને પાસાં

રશિયાના દેશવાસીઓને લેનિન માટે ઘણું માન છે, અને હજારો લોકો રોજ એની કબર આગળ એકઠા મળે છે. છતાં, એના દિવસની રજા તેઓ હવે છોડી દે છે અને કામ કરી દેશની દોલત વધારે છે. ગાંધીજીના માનમાં થોડા ગીતા શ્લોકો કે નામનો રેંટીઓ ફેરવ્યા સિવાય કેટલુંક કામ થઈ શકે છે. એવા દિવસે સામુદાયિક કાર્યમાં ભાગ લેવાના હોય તેમને એ સંસ્થાના પ્રમાણપત્રથી રજા મળવાની ગોઠવણ કરી શકાય.

અને બીજી અનેક બાબતોમાં તંગ સ્થિતિ અનુભવતાં છતાં પાકિસ્તાન કૃષ્ણ જયંતિની રજા પાડે તેથી ખુશ થવા જેવું એમાં શું છે? એથી કૃષ્ણનું કે કૃષ્ણભક્તિનું સન્માન થયું છે એમ માની બેસીશું?

### સ્ત્રીઓના હકની વાત

નવરાત્રિના તહેવારોમાં એકલું મનોરંજન નહિ પણ સ્ત્રીઓની જાગૃતિ સારુ વિશેષ પ્રયત્નો થાય છે. જુદી જુદી પ્રવૃત્તિઓમાં દિવસે દિવસે રસ વધતો જાય છે. એવે વખતે પોતાની સમસ્યાઓની ચર્ચા કરી શકે તો?

દેશભરમાં તીવ્ર મોંઘવારી ફેલાઇ રહી છે. કુટુંબોનું ભરણપોષણ મુશ્કેલ બન્યું છે. બાળકોને આરોગ્ય અને શિક્ષણ આપવાનો પ્રબંધ કરવો એ કપરું કામ છે એમના સારુ થોડી જોગવાઇ કરી જવાની વાત બહુ દૂરની બની ગઇ છે. અને તેમ છતાં કુટુંબની સંખ્યા ન વધે તે સારુ કોઇ પ્રબંધ નથી થતો. સ્ત્રીઓ શું એ ન માગી શકે?

જેને બે કે ત્રણ બાળકો હોય તેમને શું વધારે બાળકોની જરૂર હોય છે? એમની શક્તિ હોય છે?



દેશને શું વસતિની તાણ છે? વધારે પ્રજાનો ઢસરડો છેવટે તો સ્ત્રીઓની ઉપર જ આવીને પડે છે ને? કોઈ કુદરતી આફત આવી પડે તો તેનો બોજો પણ સૌથી વધુ સ્ત્રીઓ જ સહન કરે છે ને! તો પછી, એ બોજો વધી જતો અટકાવવા કોઈ કેમ હિંમત નથી કરતું!

આમાંથી આપણી આડે જે આવે છે તે ધર્મ નહિ પણ એનો ભય છે. કોઈનું યે અહિત ન થાય એવી સગવડ કરી લેવામાં ધર્મ લેપાતો નથી, સચવાય છે. સરકારે સમય વિચારી પ્રજાની વહાર કરવી જોઈએ અને ગામેગામ દાક્તરો અને દવાખાનાંઓ દ્વારા જે માતાપિતાને વધુ બાળકોની ઇચ્છા ન હોય તેમની કબુલાત લઈ શસ્ત્રક્રિયા વડે એમને નિરાંત કરી આપવી જોઈએ. આ તો ઉત્તેજન આપવા જેવું ધર્મકાર્ય ગણવું જોઈએ. સ્વેચ્છાથી જે લોકો વસતિ વધતી અટકાવશે તેઓ પોતાના કુટુંબને સારી રીતે ઉછેરી શકશે અને વધુ સારા નાગરિકોની ભેટ આપી શકશે.

એવું નહિ થાય તો જાણ્યા અને સમજ્યા છતાં લાઈલાજ રહીને લોકો જાળાંઝાંખરાંથી વીંટાયલા ઝાડ જેવા રહેશે. નીંદામણ વિનાના ખેતરનો પાક હલકો ઉતરશે, અને દેશની સમસ્યાઓ ગૂંચવાતી જશે.

જેમ આપણે સંયુક્ત કુટુમ્બની પ્રથામાંથી લગભગ નીકળી ગયા છીએ તેમ પોતાના બહોળા વિસ્તારની જંજાળમાંથી ઉગરી જવાની યે આવશ્યકતા આવી ઊભી છે. પહેલે જ બાળકે સ્ત્રીની અડધી સ્વતંત્રતા બંધ થઈ જતી હોય એવા સમાજમાં એ બાળકો આવકારી જ કેમ શકાય? એને માટે મહેતલ જોઈએ, અને બીજા બાળક માટે વચલો ગાળો રહેવો જોઈએ, અને તે પછી બાળકની ઇચ્છા રદ ગણાવી જોઈએ, શું આમ વિચારવામાં સમાજને માથે જોખમ ઉતરે છે?

### લશ્કરની ભેટ

નવરાત્રિ પછી દિવાળીના તહેવારો આવશે. ચીનની બનાવટના ફટાકડા મોંઘા મળે છે છતાં એ ન ફોડવા એવું કેમ કહી શકાય? ફટાકડાની બાબતમાં હિંદી લશ્કરી કેન્દ્રોમાંથી કૈં મદદ ન મળે! બીજું કાંઈ નહિ તો બાળકોથી રમી શકાય, ફટાકડાની જેમ ફોડી શકાય, બંદૂકોના જુદા જુદા ઘાટમાં ઢાળેલી હોય એવી રમકડાની ચીજો બનાવીએ તો? આ દેશના બાળકોને લશ્કર તરફથી આવી ભેટ ગણો કે તાલીમ ગણો પરન્તુ માનસ બદલવાનું આ એક નિર્દોષ પગલું ભરાય તે વાજબી છે. બંદૂકના નામે કે દર્શનથી મન મનાવવા જેવા હાલનાં તકલાદી રમકડાં કરતાં સારું અને નમુનારૂપ રમકડું લશ્કરે દેશને આપવું જોઈએ.



# પુરસ્કાર

બદલો મળ્યો શો પ્રેમના આસ્વાદમાં?
હું મટી, તન્મય બની તુજ યાદમાં,
ને ગૂઝતી જગઝંઝાવાતોની ઝડીમાં,
તુચ્છ સૌ, બસ તુજ રટણ—રણકાર પુરસ્કારમાં.

ભાનુ પંડ્યા

કોઈ પ્રેયસીના પ્રશ્ન જેવી પહેલી પંક્તિનો જવાબ પણ પછીની ત્રણેય પંક્તિમાં એ જાતે જ આપી જાય છે: તુંહી—તુંહી!

# પદ્મરેણુ

ધૂમકેતુ

[ ૧ ]

એક વખત મેં ધગધગતા રેતસાગરને પૂછયું: 'તારું આ એકધારું, શુષ્ક, નિષ્ફળ જીવન તને કંટાળો આપતું નથી?'

રેતસાગરે હસીને જવાબ વાળ્યો: 'પણ નિષ્ફળ જીવન વિષે મેં સાંભળ્યું આજે જ. નિષ્ફળ જીવન તો એનું છે, જે આખી દુનિયામાં વેરાયલી સફળતાની લીલાને સમજતા નથી! મારા ઉપરથી તો જ્યારે સંગીત કરતો તોફાની પવન વહે છે ત્યારે હું મારા કણેકણને એની ગતિ સાથે નૃત્ય કરતા કરી મૂકું છું. અને એક આશ્ચર્યોનું આશ્ચર્ય બની જાય છે! ત્યાં કાવ્યો આલેખાઇ જાય છે!

પ્રભાતે, બપોરે, સાંજે, રાતે, મધરાતે વહેલી સવારે અને પળે પળે મારામાં આલેખાઈ ગયેલાં પવનનાં આ સંગીત કાવ્યો વાંચતાં માણસો ધરાતાં જ નથી! અનિલલહરીનાં આવાં કાવ્યો મેં સંઘરવા માંડયાં ત્યારથી તો કવિઓ પણ વિચારમાં પડી ગયા છે!

એમને પણ હજી ખબર પડતી નથી કે વધારે સુંદર કોણ છે? રેત સમંદર કે જલસમંદર!

અને છતાં તું કહે છે દુનિયાનાં નિષ્ફળતા છે. મેં તો એને ક્યાંય જોઇ નથી! તારી પાસેથી કેવળ એનું એક કુકાવ્ય આજે સાંભળ્યું!

[ ૨ ]

એક સુંદર વાત મેં વાંચી.

એક સ્ત્રીએ બે પંખી પાળ્યાં હતાં. બન્નેને એક પાંજરામાં પૂર્યાં હતાં. એ બન્ને એક બીજામાં ઓતપ્રોત હતાં. પાંજરાને એક છેડે એક બેસે તો બીજું સામે છેડે બીજું બેઠું એને નિહાળતું જ હોય!

આ પ્રેમપંખી એક પળભરનો પણ વિયોગ સહી ન શકે.

પ્રેમપંખી આપનારે કહ્યું હતું કે એમની જોડી અખંડ રહેવા નિર્માયેલી છે.

એક વખત એવું બન્યું કે ઘરમાં ધૂમાડો થઇ ગયો. અને એમાં એક પંખી ગુંગળાઇને મરણ પામ્યું. બીજું ગાંડ ગાંડ બચી ગયું. પણ એ બચી ગયું તે ન-બચ્યાં જેવું.!

બીજે દિવસથી જ એણે અન્ન પાણી છોડી દીધાં! સૌને ચિંતા થઈ. વિયોગમાં આનો દેહ પડી જશે!

પેલી સ્ત્રીને એક ઉપાય સૂઝયો. તેણે એક અરીસો લાવીને ત્યાં પાંજરામાં મૂકયો.

પોતાના સાથીદાર પંખીને પાછું ફરેલું જોઇને પેલું પંખી ખુશખુશાલ થઈ ગયું!

તે તો અરીસા પાસે ગયું. બીજા પંખીને બોલાવવા માંડ્યું. તેને પ્રેમ-ગીતો સંભળાવવા મંડયું. ને એ પોતે પણ પ્રેમગીતો સાંભળવા મંડયું.

એમ છતાં એક દિવસ પાંજરામાં મરણ પામીને ઢળી ગયેલું જોતાં સૌને નવાઇ લાગી!

પાંજરા પાસે સૌ દોડયા.

પેલો અરીસો કોઈની ભૂલથી નીચે પડી ગયો હતો ને એ ભાંગી ગયો હતો!

મરેલા સાથીની પાછળ અરીસાના આધારે જીવન જીવનારું પંખી અરીસાના મરણથી મરણ પામ્યું હતું.



# ભીમનું જોમ : દેવીની ચાલાકી

કાકા કાલેલકર

ગામડાંઓ કરતાં પણ વધુ મહત્ત્વનો સુધારો તો ભારતની આદિવાસી જનતા માટે જરૂરનો છે. આપણા પીઢ પ્રવાસી–વિચારક કાકાસાહેબ આ નાનકડા પ્રવાસ–લેખમાં કુદરત પાસેથી માનવને પણ ઘડીભર પુરાણ ને દંત-કથાની વાતોના સામ્રાજ્યમાં ખેંચી જાય છે. આ બધી કથાઓ સમજપૂર્વક માનવ આચરે અને અનુસરે તો તો જંગ જ જીતી જાય ને!

વરસતે વરસાદે અમે કાસાનું સર્વોદય કેન્દ્ર જોવા ગયા. ત્યાં જવાને માટે આ દિવસો સારા નહોતા, તેથી જ તો અમે ગયા. વરસાદના દિવસોમાં નાની નાની 'નદીઓ' રસ્તા પરથી વહેવા માંડે છે, તેનું પાણી વધતાં મોટર–બસો પણ કલાકો સુધી અટકી જાય છે. અમે વિચાર્યું કે અમારા સર્વોદય–સેવક આદિવાસી ભાઈઓની વચ્ચે કેવું કામ કરે છે તે જોવાનો આ સારો સમય છે.

ભારતના પશ્ચિમ કિનારાના એક સુંદર સ્થાનનો મને સારો પરિચય છે. મુંબઈની ઉત્તરમાં આશરે સો માઈલ દૂર બોરડી–ગોલવાડનું સ્થળ છે. ત્યાં હું મહિનાઓ સુધી રહ્યો હતો. દરિયાની એ લહેરો સાથે રોજ રમતો'તો. દરિયાનું પાણી ઓટને કારણે જ્યારે પાછું જતું ત્યારે માઈલ, દોઢ માઈલ સુધી પાછું જતું રહેતું અને દરિયાકિનારો ભીંજાએલા ટેનિસ કોર્ટ જેવો થઈ જતો. અમે પાંચદસ માણસો આ ભીંજાએલા રેતીના મેદાનમાં થઈને દરિયાની લહેરો શોધવા ચાલ્યા જતા. જ્યારે ભરતી આવતી ત્યારે પાણીની લહેરો અમારી પાછળ પડતી. અને અમે કિનારા તરફ દોડતા આવતા. પાણીની લહેરો પાછળ પડે ત્યારે અમે અમારો જીવ લઈને કિનારા સુધી દોડતા આવી જતા. આ રમત બહુ મજાની હતી. જોત–જોતામાં ખુલ્લું મેદાન મોટા સરોવરનું રૂપ લઈ લેતું અને પવન પાણીની સાથે ગેલ કરતું. આવા ખારા પાણીમાં અને રેતીમાં પણ એક જગાએ તરવડના ઝાડ ઊગ્યા હતા. તેના ચીકણા પાંદડાં જોઈને મને થતું કે તે બહુ સારું ઝાડ થશે.

આ વિશાળ સરોવરના મેદાનમાં પૃથ્વી પરની જમીનને ઘેરાયેલાં પાણીનાં આવરણની પ્રજાની બહુ મોટી દુનિયા રહે છે. જાતજાતના શંખો, જંતુઓ અને એવાં જ નાનામોટાં પ્રાણી ત્યાં રહેતાં હતાં અને તેના શરીરની ચામડી તથા હાડકાં દરિયા–કિનારા પર જોવા મળતાં હતાં.

બોરડીમાં હું રહેવા ગયો ત્યારે ત્યાં એક જ સારી હાઈસ્કૂલ હતી. હવે તે એક સુંદર અને મોટી શિક્ષાકેન્દ્ર થઈ છે. બાલ–શિક્ષણ, પ્રૌઢ–શિક્ષણ, નવી–તાલીમ, આદિવાસીઓની તાલીમ, અધ્યયન–કેન્દ્ર વગેરે અનેક સંસ્થાઓ ત્યાં સ્થપાઈ છે. હવે તો બોરડી રાજનૈતિક જાગૃતિનું, શિક્ષા–દાનનું અને સમાજસેવાનું એક મુખ્ય કેન્દ્ર થયું છે.

એક વખત હું બોરડીની દક્ષિણે આવેલા ચીંચણીમાં પણ ગયો હતો. ત્યાંના કારીગરો સંચા બનાવવાની કલામાં હિંદભરમાં અજોડ ગણાય છે. કાચની બંગડીઓ પણ ત્યાં સારી બને છે.

આ વખતે ચીંચણી અને બોરડી વચ્ચે આવેલા દહાણું જઈ આવ્યો. આ સ્થળ પણ દરિયા–કિનારે આવેલું છે. તેનું કુદરતી દૃશ્ય બોરડીથી જરાએ ઊતરતું નથી.

પચાસ, પોણોસો વરસ પહેલાં ઇરાનથી આવેલા થોડા ખાનદાન કુટુંબો અહીં વસેલા છે. ઘરમાં ઇરાની ભાષા બોલે છે. હવે ધીરેધીરે તે લોકો પ્રાચીન સમયમાં ઇરાનથી આવેલા પારસી લોકો સાથે થોડાં થોડાં હળતામળતાં થયાં છે. અને ગુજરાતી તથા મરાઠી સારી રીતે બોલે છે. આ ઇરાનીઓના બગીચાઓ અને વાડીઓ ખાસ જોવા લાયક છે. આ લોકો ખેતીના અનુભવી વિજ્ઞાન તથા મહેનત મજૂરીથી લાખો રૂપિયા કમાયા છે. આપણા દેશમાં રહીને આ લોકોએ આપણા દેશની આવક વધારી છે અને આપણા ખેડૂતોને સારામાં સારો પદાર્થપાઠ





શીખવ્યો છે. આ લોકો આપણા ધન્યવાદને પાત્ર ઠરે છે.

*

દહાણુંથી સોળ માઈલનું અંતર પસાર કરીને અમે કાસા આવ્યા. મારા એક જૂના વિદ્યાર્થી શ્રી મુરલીધર ઘાટે બારપંદર વરસથી ગ્રામસેવાનું કામ કરતા આવ્યા છે. આ વર્ષે તેમને અને તેમનાં ધર્મપત્નીએ કાસાનું કેન્દ્ર પોતાના હસ્તક લીધું. અને જોતજોતામાં અહીં સાંસ્કૃતિક વાતાવરણ સમૃદ્ધ કર્યું. આચાર્ય શ્રી શંકરરાવ ભીસેની પ્રેરણાથી આ બધું કામ ચાલે છે.

દહાણુંથી કાસા પહોંચતાં સામે એક બહુ ઊંચું પર્વત-શિખર જોવા મળે છે. શિખરનો આકાર જોતાં આ પહાડને "ઋષ્યશૃંગ" કહેવો જોઈએ. તપાસ કરવાથી જણાયું કે શિખર શૃંગના પથ્થર મજબૂત નથી. પથ્થરને પકડીને કોઈ ઉપર ચઢવા જાય તો પથ્થરના ટુકડા હાથમાં આવી જાય, મને ભય છે કે હજાર, બે હજાર વરસની અંદર આ આખું શિખર હવા, પાણી અને તડકાથી ઘસાઈ જશે. અને પહાડની ઊંચાઈ એકદમ ઘટી જશે. આ પહાડના શિખર પર શ્રી મહાલક્ષ્મીનું મંદિર છે. કહેવાય છે કે કોઈ સગર્ભા સ્ત્રી મહાલક્ષ્મીના દર્શન કરવા ઉપર સુધી ગઈ અને થાકી ગઈ. મહાલક્ષ્મીએ પૂજારીને સ્વપ્નમાં આવી કહ્યું કે મારા ભક્તોનું આવું દુઃખ હું સહન કરી શકતી નથી. મને નીચે લઈ જાઓ. હવે પર્વતની તળેટીમાં મહાલક્ષ્મીનું બીજું મંદિર બનાવ્યું છે.

કાસાની નજીક એક સુંદર નદી વહે છે. જેનું નામ સૂર્યા છે. આ નદી વિશે પણ એક દંત-કથા છે.

જ્યારે પાંડવો આ રસ્તે તીર્થયાત્રા માટે આવતા હતા ત્યારે ભીમને ઇચ્છા થઈ કે મહાલક્ષ્મીની સાથે લગ્ન કરું. પૂછવાથી મહાલક્ષ્મીએ કહ્યું કે થોડા માઈલના અંતર પર જે સૂર્યા નદી વહે છે તેના પ્રવાહને જો તમે વાળીને મારા આ પર્વતની પાસે લઈ આવશો તો હું તમારી સાથે લગ્ન કરીશ શરત એટલી કે આ કામ એક રાતની અંદર થવું જોઈએ. જો સવારનો કુકડો બોલે અને તમારું કામ પૂરું ન થાય તો આપણું લગ્ન નહીં થાય. ભીમે વાયદો કર્યો. મોટા મોટા પથ્થર લાવીને તેણે નદીના પ્રવાહને અટકાવી દીધો. થોડીક જગા બાકી હતી તેને માટે પથ્થર ન મળવાથી તેણે પોતાની પીઠ જ લગાવી દીધી. પછી તો પૂછવું જ શું? નદીનું પાણી વધવા લાગ્યું અને ધીમે ધીમે મહાલક્ષ્મીના પર્વતના તરફ વળવા લાગ્યું. મહાલક્ષ્મી ગભરાઈ ગઈ કે હવે આ માણસની સાથે લગ્ન કરવું પડશે. દેવોમાં લુચ્ચાઈ બહુ હોય છે. હારવાની ઘડી આવે છે ત્યારે તેઓ કંઈ ને કંઈ રસ્તો શોધી જ કાઢે છે.

અહીં ભીમ અટકાવેલા પથ્થરોની વચ્ચે પીઠ લગાવીને રાહ જોઈ રહ્યો હતો કે પાણી પર્વત સુધી ક્યારે પહોંચે! એટલામાં મહાલક્ષ્મીએ કુકડાનું રૂપ ધારણ કર્યું અને સવાર થતાં પહેલાં જ 'કુકડે કૂક' કરીને અવાજ કર્યો બિચારો ભોળો ભીમ નિરાશ થઈ ગયો કે સમયની અંદર પોતે વાયદો પૂરો કરી ન શક્યો. તે ઊઠ્યો. તેટલી જગા મળતા જ, આગળ વધેલું પાણી જોરથી વહેવા લાગ્યું. અને પાણીની સાથે ભીમની આંકાક્ષા પણ વહી ગઈ.

આ પ્રમાણે લુચ્ચા દેવોના અને બળવાન અસુ-રોના ઝઘડાઓ પણ લોકકથાઓમાં અને પુરાણોમાં અસંખ્ય મળી રહે છે.

અમે હરિયાળાં ખેતરો પસાર કરીને સૂર્યાને કિનારે પહોંચ્યા. વરસાદના દિવસો હતા. પાણી ખૂબ વધ્યું હતું. અને ભીમ-બંધ ઉપરથી નીચે પડતું હતું. દૃશ્ય ખૂબ જ મનોહર હતું. જ્યાં પાણી જોરથી વહેતું હતું ત્યાં અમે અમારી કલ્પનાનો ભીમ બેઠેલો જોયો. અમે એને પ્રણામ કર્યા. તેણે શોકથી પોતાનું માથું હલાવ્યું. અને પછી એ ધ્યાનમાં મગ્ન થઈ ગયો.



અમે પાછા કાસા આવ્યા. ત્યાંનું કાર્ય જોયું. આદિ–જીવનને પ્રકટ કરતી સજાવટ જોઇ. થોડુંક ખાધું, લોકો સાથે વાતચીત કરી અને ફરીને બસમાં બેસી મહાલક્ષ્મીનું મંદિર જોવા ગયા. રસ્તામાં આદિવાસી જાતિના લોકોની ઝૂંપડીઓ અને તેનાં ખેતરો જોયાં. આ જાતિ પછાત રહેલી છે ખરી, પરંતુ તેઓએ પોતાના જીવનનો આનંદ ગુમાવ્યો નથી. મહાલક્ષ્મીનું મંદિર પહાડની નીચે એક રમણીય સ્થાન પર છે.

દેવીના ભક્તો દૂર દૂર સુધી ફેલાયેલા છે. દરેક વર્ષે એક મોટો સુંદર મેળો ભરાય છે. તેમાં એક લાખ જાત્રાળુઓની સંખ્યા ભેગી થાય છે. આવા જાત્રાળુઓને રહેવા માટે થોડાં માણસોએ અહીંઆ એક સુંદર ધર્મશાળા બંધાવી છે. તે જોઇ. આરસના પથ્થર પર દાનવીરોનાં નામ લખેલાં હતાં. નામ આફ્રિકાના દક્ષિણ રોડેશિયામાં વસતા ગુજરાતી ધોબીઓનાં હતાં. કોઈએ સો શિલિંગ આપ્યા હતા તો કોઇએ હજાર. ક્યાં દક્ષિણ રોડેશિયા, ક્યાં ગુજરાત અને ક્યાં થાણા જિલ્લાના મરાઠી લોકોની વચ્ચે આ ગુજરાતીઓએ બનાવેલું આરામ–ઘર !

સ્વતંત્ર સરકારની મદદથી આ આદિવાસીઓના નવજુવાનો હવે ઉત્સાહથી નવીનવી વાતો શીખી રહ્યા છે. અને પોતાની જાતિના ઉત્કર્ષ માટે વિચારી રહ્યા છે. મેં તેઓને કહ્યું કે તમે એટલા બધા પછાત છો કે તમારી કોમના ઉત્કર્ષ માટે તમારે પ્રયત્ન કરવો ઠીક છે. પરંતુ હું તો તે દિવસો જોવા માગું છું કે તમે કેવળ તમારી કોમના નહીં પરંતુ વિશાળ ભારતના ઉદ્ધારનો વિચાર કરો. કેવળ તમારી જાત જ નહીં, પરંતુ દેશભરના નેતા બનો. જે પોતાની જાતનો જ વિચાર કરે છે એ આગળ વધી શકતા નથી. જે આખી દુનિયાનો વિચાર કરે છે, દુનિયાની સેવા કરે છે તે જ પોતાની અને પોતાના માણસોની સાચી ઉન્નતિ કરે છે.

મારા મનમાં સવાલ ઊઠયો કે જો આ લોકોમાં ભીમનું જોમ આવે, અને સવર્ણ, શિષ્ટ માણસોમાં અહીંની દેવી મહાલક્ષ્મીના જેવી ચાલાકી આવે તો કેવું સરસ પરિણામ આવે ! પછી તો કેવળ પાણીની સૂકી નદી નહીં વહે ! કળિયુગનું મહત્વ સમજીને નહીં પરંતુ સતયુગની સ્થાપનાને માટે આપણે આ આદિવાસીઓને આપણામાં પૂરેપૂરા અપનાવી લેવા જોઇએ. ચાર વર્ણની પુનઃસ્થાપનાની વાતો અને આદિવાસીઓના 'ઉદ્ધાર'ની પરોપકારી ભાષાને હવે છોડી દેવી જોઈએ. એનામાં અને આપણામાં કોઇ મતભેદ ન હોવા જોઇએ.×

× મંગલ પ્રભાતમાંથી અનુ૦ નલિન કોઠારી



## લટ

પ્રિયા કપોલે લટ શ્યામળી કો
છુટી પડી રમ્ય ધરે સુશોભા;
જાણે દીસે અક્ષર ફારસી ત્યાં
વસી રહ્યો નૌતમ આરસીમાં.

જેઠાલાલ ત્રિવેદી

પ્રિયાની અલકલટે જે મરોડ ધારણ કરીને ગાલ ઉપર ચિતરામણ કર્યું છે એ નવી ઉપમા પામે છેઃ ફારસી અક્ષરની !

# રશિયામાં સદાચાર

હરિપ્રિયા પંડિત

વિખ્યાત હિંદુસ્તાની માસિક **નયાહિંદ**ના છેલ્લા બે અંકોમાં **શ્રી મુજીબ રીઝવીએ** લખેલા રશિયા વિશેના બે મહત્ત્વના લેખો પ્રગટ થયા છે. મૂળ લેખકના વિચારોને જરા પણ અન્યાય ન થાય એ રીતે ટૂંકાવીને **રૂસમેં સદાચાર** નામના એમાંના પહેલા લેખના દોહનરૂપે આ લેખ તૈયાર કરાયો છે: એટલે જ એ અનુવાદ કે ભાષાંતર કરતાં પણ વધુ તો મૌલિકતાની છાપ પાડે છે. સારી અને સાચી વસ્તુનું અનુકરણ કરતાં શીખીએ તો હજુ બાલ્યાવસ્થામાં રાચતા આપણા સ્વાતંત્ર્યને આવાં પીઢ—આઝાદ—રાષ્ટ્રો પાસેથી ઘણું મેળવવાનું છે. આ લેખના ઉત્તરાર્ધ જેવો બીજો મહત્ત્વનો લેખ આવતે અંકે આવશે.

શુદ્ધ સાધ્ય માટે શુદ્ધ સાધનો વાપરવાં જરૂરી છે એમ ગાંધીજી માનતા; પરંતુ સામ્યવાદી ફિલસૂફીના પિતા કાર્લ માર્ક્સ તો સાધનોની શુદ્ધતાના આગ્રહી ન હતા. આથી રશિયન ક્રાંતિ પછી એવી માન્યતા પ્રચલિત બની કે સામ્યવાદની સ્થાપના પછી સદાચારને સ્થાન રહેશે જ નહીં. સામાન્ય દૃષ્ટિએ જોઈએ તો ચોરી, બદમાસી, લૂંટફાટ, અપ્રામાણિકતા, વેશ્યાગમન, જુગાર વગેરે ધંધા દુરાચારને પોષનારા ગણાય છે. કોઈપણ રાષ્ટ્રની સરકાર—જો એ લોક-કલ્યાણની ભાવના સેવતી હોય તો—પ્રજાને દુરાચારીઓથી બચાવવા ને એનું ચારિત્ર્યિક ધોરણ ઊંચું આણવા બંધાયેલી છે. આ દૃષ્ટિએ રશિયાએ કરેલી પ્રગતિ નોંધપાત્ર છે, એટલું જ નહિ પણ એણે અપનાવેલી પદ્ધતિ આપણા નવજાત રાષ્ટ્રને ખૂબ માર્ગદર્શક નીવડે એવી છે.

૧૯૧૭ની રશિયન ક્રાંતિએ રશિયન પ્રજામાં નવી તાજગી આણી. ઝારશાહીના જમાનામાં પ્રજા ખૂબ દુઃખી હતી, પરંતુ ક્રાંતિએ સમગ્ર જીવનપદ્ધતિમાં પલટો આણ્યો. સાથે સાથે વિચારસરણીમાં પણ અનેક ગૂંચવણો ઉદ્ભવી. 'ગુલામીની જંજીરો તોડો'ના સૂત્રને સગવડિયા ધર્મનું સાધન બનાવી કેટલાક લોકોએ બધાં જ સામાજિક બંધનો તોડવા માંડ્યાં. ભૂખ લાગે ત્યારે ખાવું જોઈએ ને તરસ લાગે ત્યારે પાણી પીવું જોઈએ એ સૂત્રનો અમલ આ શાણાઓએ વાસનાભૂખ સંતોષવા માટે પણ કર્યો; સ્ત્રીને ઘરની ચાર દિવાલો વચ્ચેથી બહાર જરૂર કાઢી, પરંતુ એ તો બજારૂ ઉપયોગ માટે. માર્ક્સના સામ્યવાદના સિદ્ધાંતો સાથે લેવાદેવા ન હોય એવાં ભ્રામક સૂત્રો પ્રચલિત બન્યાં ને અર્ધદગ્ધ મનોદશાવાળા માનવીઓને તો લીલાલહેર થઈ ગયા. પરિણામ એ આવ્યું કે રશિયામાં વેશ્યાવૃત્તિ વધી પડી ને નાસ્તિકવાદ પ્રચલિત થવાથી નૈતિક બંધનો ઢીલાં થયાં. સુશીલ ને સંસ્કારી સ્ત્રીઓમાં પણ આ નવી વિચારસરણીએ ચારિત્ર્યિક પતન આણ્યું ને માર્ક્સના એક ઉપાસકે તો રાષ્ટ્રિયકરણનો સિદ્ધાંત સ્ત્રીઓને પણ લાગુ પાડ્યો. સ્ત્રી પણ રાષ્ટ્રના ઉપભોગ માટેની રાષ્ટ્રીય મિલ્કત ગણાવા લાગી ને કોઈ ડહાપણડાહ્યાએ તો એવી અફવા પણ ઉડાડી કે રશિયામાં લગ્નપ્રથા નિર્મૂળ થશે ને સરકારી સંસ્થાઓ દ્વારા બાળકો ઉછેરવામાં આવશે. આથી કુદરતીરીતે બાળકોનાં માબાપ સરકાર સિવાય કોઈ ગણાશે જ નહીં, ને લગ્નબંધન ન હોવાથી દરેક સ્ત્રીપુરુષને મુક્ત વિહાર કરવાની સંપૂર્ણ તક સાંપડશે. સમગ્ર સમાજ-રચનામાં મૂળભૂત પરિવર્તન થાય ત્યારે કુદરતી રીતે થોડો વખત જબરદસ્ત વિચારવંટોળ ઉદ્ભવે ને એવે વખતે 'રામને નામે પથરા તારવાની તક' કોઈ તકસાધુ જવા દે ખરો? સામ્યવાદના સિદ્ધાંતને બટ્ટો લગાડવા માટે ને એનો પ્રચાર ને પ્રસાર અટકાવવા માટે ઘણા ખોટા સિદ્ધાંતો પણ એના નામ ઉપર ઠોકી બેસાડવામાં આવ્યા; પરંતુ ક્રાંતિના સૂત્રધાર લેનિને એ વિચારવંટોળ શમાવતું નિવેદન કર્યું. એમાં એણે સ્પષ્ટ કર્યું કે: 'પાણીની તરસ અને રોટલાની ભૂખ કરતાં વાસનાભૂખ જુદી છે, એ ભૂખ સંતોષવામાં બે જીવ સંડોવાય છે ને ત્રીજા જીવનું સર્જન થાય છે. આથી જ આ પ્રશ્ન ગંભીર વિચારણા માગી લે છે. કૌમાર્યનો




આગ્રહ તો ન જ રાખી શકાય, પરંતુ જાતીય આઝાદીના સૂત્રને સ્વીકારીને સમાજને પતનમાર્ગે પણ ન દોરી શકાય. એ સૂત્ર આનંદ ને ઉત્સાહ જન્માવવાને બદલે દુરાચાર ને અસંતોષ જન્માવશે. સામ્યવાદનું ધ્યેય એવો દુરાચારી સમાજ સ્થાપવાનું નથી.'

લેનિનનું ઉપરનું નિવેદન એટલું સ્પષ્ટ કરે છે કે સામ્યવાદી રાજ્ય સ્થાપનારાઓના હૃદયમાં તો રશિયામાં સદાચારનું ધોરણ ઊંચું આણવાની ભાવના હતી. એમનું સ્વપ્ન ફક્ત ભૌતિક સંપત્તિ વધારીને લોકોને આબાદ કરવાનું ન હતું. એમને તો વૈજ્ઞાનિક સિદ્ધાંતોને આધારે સંસ્કારી, ચારિત્ર્યવાન ને ખ.ધેપીધે સુખી સમાજ ઘડવો હતો. આથી એમણે સ્વચ્છંદતા સામે કમર કસી ને સૌથી પ્રથમ સ્ત્રી–પુરુષના સંબંધનો —એટલે કે 'જાતીય આઝાદી'ને 'વેશ્યાવૃત્તિ'નો—પ્રશ્ન હાથમાં લઇ એનો આદર્શ ઉકેલ આણ્યો. સામાજિક દૂષણો તો દરેક દેશમાં ઓછાવત્તા પ્રમાણમાં પ્રચલિત હોય છે, પરંતુ એ દૂષણો દૂર કરવા માટેની વૈજ્ઞાનિક પદ્ધતિ શોધવી ને એનો અમલ કરવો એ જ એના ઉકેલનો સાચો માર્ગ છે.

રશિયન સમાજહિતચિંતકોએ ન તો આપણા દેશના ધર્માધિકારીઓની માફક સદાચારના આડંબરી ઉપદેશો આપ્યા કે ન તો કોઇ પ્રકારના ઢોંગને ઉત્તેજન આપ્યું. ધર્મને વચ્ચે આણ્યા વિના કે કોઇ પેગંબરનો ચમત્કાર બતાવ્યા વિના એમણે જાતીય ભૂખને પરિણામે ફાલેલી વેશ્યાસંસ્થાનો ઊંડો અભ્યાસ કર્યો ને એ રોગને થાગડથીગડ કરી મટાડવાને બદલે એના મૂળમાં પ્રવેશ કર્યો. જો મૂળ જ ઉખાડી નાખવામાં આવે તો જાતીય રોગવૃક્ષ ક્યાંથી ફાલે? વેશ્યાસંસ્થાના ઉદ્ભવ માટે એમને આર્થિક ને સામાજિક કારણો જ જવાબદાર લાગ્યાં. આ કારણો દૂર કરવામાં આવે તો આખી વેશ્યાસંસ્થાને મૂળમાંથી ઉખેડીને દાટી દેવાય એની એમને પ્રતીતિ થઇ. એમણે એવો સિદ્ધાંત પ્રતિપાદિત કર્યો કેઃ 'પતિપત્નીના પારસ્પરિક પ્રેમમાં સતત-વૃદ્ધિ થાય ને એકબીજા પ્રત્યેની લાગણી ટકી રહે તો જ સદાચારી સમાજ ઉદ્ભવી શકે.' આ સિદ્ધાંતને અમલી બનાવવા માટે વેશ્યાસંસ્થાનો સંપૂર્ણ નાશ અનિવાર્ય હતો એવું એમને સ્પષ્ટ સમજાયું. આથી એ ધ્યેયને પહોંચવા માટે એમણે પ્રયત્નો આદર્યા. કાયદાનાં બંધનો દ્વારા રોગ નિર્મૂળ થવાને બદલે અવળી રીતે ઘર ઘાલે એ તો એમને સ્પષ્ટ સમજાતું હતું. આથી ચિંતકો એ નિષ્કર્ષ પર પહોંચ્યા કે સ્ત્રીઓને જ્યાં સુધી સંપૂર્ણ આર્થિક, સામાજિક ને રાજકીય સ્વાધીનતા નહીં આપવામાં આવે ને પરસ્પર પ્રેમના ધોરણે લગ્નસંસ્થા નહીં ફૂલેફાલે ત્યાં સુધી જાતીય સદાચાર નહીં કેળવાય. સ્ત્રી–સ્વાતંત્ર્યની વ્યાખ્યા અવળી રીતે સમજનાર સ્ત્રીવર્ગમાં દારૂ, સીગરેટ ને સ્વચ્છંદતાની લત એવી જડ ઘાલી બેઠી હતી કે એમને એમની તંદ્રાવસ્થામાંથી જગાડવાનું કામ કપરું હતું.

મુશ્કેલી આટલેથી જ નહોતી અટકતી. ઝારના રાજ્યમાં તો વેશ્યાસંસ્થાના વિકાસને પ્રોત્સાહન આપવામાં આવેલું હોવાથી પુરુષો લાંબા સમયથી વેશ્યાગમન કરવા ટેવાયેલા હતા. વેશ્યાનો સમાજમાં કશો મોભો ન હતો. રશિયન પ્રજાને બે પ્રકારનાં ઓળખપત્રો આપવામાં આવતાં. સફેદ ઓળખપત્રો નાગરિકોને મળતાં ને પીળાં ઓળખપત્રો વેશ્યાઓને મળતાં. એક વાર જેને પીળું ઓળખપત્ર મળ્યું હોય એને માટે સફેદ ઓળખપત્ર મેળવવાની શક્યતા સદાને માટે બંધ થતી. ગમે તેટલું પ્રાયશ્ચિત કરે તો પણ ચારિત્ર્યભ્રષ્ટ થનાર વ્યક્તિને માટે સભ્ય સમાજનાં પ્રવેશદ્વાર બંધ રહેતાં.

નૂતન રશિયામાં આ સફેદ ને પીળાં ઓળખપત્રોની પ્રથા બંધ કરવામાં આવી. બધી જ સ્ત્રીઓને નાગરિકત્વનો સરખો હક મળ્યો ને કાયદા દ્વારા આર્થિક, સામાજિક ને રાજકીય આઝાદી પણ સ્ત્રીઓને આપવામાં આવી; પરંતુ વેશ્યાસંસ્થાનાં મૂળ ઊંડાં હોવાથી એ ઝટ નિર્મૂળ ન થઇ. ૧૯૨૧ સુધી વેશ્યા-સમસ્યા વણઉકલી જ રહી. રાજ્યના નેતાઓ અકળાયા અને વધુ ધ્યાનપૂર્વક આ પ્રશ્ન વિચારવા





માંડ્યા. ૧૯૨૩માં એક પ્રશ્નાવલી તૈયાર કરવામાં આવી ને એ સંસ્કારી તેમ જ અભણ સ્ત્રીઓને મોકલવામાં આવી. આ પ્રશ્નાવલીના ઉત્તર ખાનગી રાખવાનું વચન અપાયું. સરકાર અનેક પીડિત સ્ત્રીઓના જવાબ વાંચી દિંગ થઈ ગઈ. એ સ્ત્રીઓએ નિખાલસપણે જણાવ્યું કે એમના ધંધામાં એમણે 'પ્રેમ' ચાખ્યો જ નથી, વિકારભૂખ્યા પુરુષોની વાસના જ ચાખી છે. ઘણી વેશ્યાઓએ તો પેટનો ખાડો પૂરવા માટે ઓછામાં ઓછી અમુક રકમ મળી રહે તો આ ગંદો ધંધો છોડી બીજો આબરૂ-વાળો ધંધો સ્વીકારવાની પણ તત્પરતા બતાવી.

૧૯૨૫માં સરકારે મજૂર મંડળોના સહકારથી એક કાયદો પસાર કર્યો ને ઉદ્યોગોમાં સ્ત્રીઓને રક્ષણ આપ્યું; નિરાધાર સ્ત્રીઓને, એમની પ્રકૃતિને અનુકૂળ નોકરીઓ શોધી આપી, શાળાઓ ને શિક્ષણકેન્દ્રોમાં એમને માટે શિક્ષણનો પ્રબંધ કર્યો ને ગામડાંમાંથી નોકરી અર્થે શહેરમાં આવેલી સ્ત્રીઓને રહેવા માટે સ્વતંત્ર નિવાસસ્થાનો આપ્યાં ઘરબાર વગરનાં બાળકોને રાજ્યે આશ્રય આપ્યો; સદાચારની ભાવનાનો લોકોમાં પ્રચાર કરવા માટે એક ચળવળ શરૂ કરી ને વેશ્યાસંસ્થા તથા ગુપ્ત જાતીય રોગો નિર્મૂળ કરવા માટે ભીષણ પ્રયત્નો આદર્યા. આટલો પુરુષાર્થ પણ પૂરતો ન નીવડ્યો; મોડું મોડું પણ રાજ્યના અધિકારીઓને સમજાયું કે વેશ્યાસંસ્થા ઉપર નભનારા હજારો દલાલો વિરુદ્ધ કડક હાથે કામ નહીં લેવામાં આવે તો ગમે તેવી સગવડો સ્ત્રીઓને આપવા છતાં એ આવા બદમાશોના હાથમાં ફસાઈ પડવાની. આથી સરકારે પોલિસોમાં લોકસેવાની ભાવના જગાવી અને આ ધંધામાં રસ લેતા પોલિસોને કમી કર્યા. દલાલો સામે કડક કાયદા કર્યા ને ગુપ્ત રોગના દર્દીઓને દવાઓ તથા દાક્તરી સલાહ સરળતાથી ને મફત મળવા લાગી.

આટલું કરવા છતાં લોકો કાયદાના આત્માને ન ઓળખી શક્યા. સરકારે એક ડગલું આગળ વધીને મનોરંજનનાં રમતો તથા સ્ત્રીઓનાં નિવાસસ્થાનો ઉપર જાસૂસો મૂક્યા. જે માણસો આ ધંધા સાથે સંકળાયેલા લાગે એમને જેલમાં પૂરવાને બદલે એમનાં નામ, ધંધો, રહેઠાણ વગેરે લખી લેવામાં આવતાં ને તપાસ પૂરી થયા પછી 'સ્ત્રીઓના શરીરને ખરીદનારા' એ શીર્ષક નીચે જાહેર સ્થાનો ને કારખાનાંના જાહેરાતપત્રો ઉપર **એમનાં નામ મોટા અક્ષરે જાહેર થતાં.** આથી તેમની પ્રતિષ્ઠાને હાની પહોંચતી ને ફરીથી આવું કામ કરતાં તે શરમાતા. આ પદ્ધતિની અસર સમાજ ઉપર ખૂબ સારી પડી. દુરાચારી પુરુષો વિરુદ્ધ આટલાં કડક પગલાં લેવા છતાં, સરકાર વખાની મારી શરીર વેચતી વેશ્યાઓ પ્રત્યે હમદર્દ રહી. વેશ્યાવિભાગ સાથે સંકળાયેલા કોઈ કર્મચારીને, વેશ્યાનું નામ કે એના ધંધા વિષે હરફ પણ ઉચ્ચારવાની, ને એમના પ્રત્યે લેશમાત્ર તિરસ્કાર બતાવવાની બંધી હતી. પતિત સ્ત્રીઓ પ્રત્યેની આવી લાગણીભરી નીતિથી જ સરકાર એમને ઝટ સુમાર્ગે વાળી શકી.

વેશ્યાસંસ્થા નિર્મૂળ કરવા માટે આટલી પ્રાથમિક ભૂમિકા તૈયાર થયા પછી સરકારે પ્રચાર આંદોલન શરૂ કર્યું. નાટકો, ચલચિત્રો, સમાચારપત્રો, પ્રવચનો, પ્રદર્શનો વગેરે દ્વારા લોકઝુંબેશ ઉપાડવાનું કાર્ય સરળ બન્યું ને રશિયાના સંસ્કારી વર્ગે પણ આ કાર્યમાં સક્રિય રસ લીધો. ગુપ્ત રોગો મટાડવા માટેનાં દવાખાનામાં આવનારાઓની સંખ્યા વધી ને ધીમે ધીમે જાતીય કુટેવો દૂર થઈ. ફસાઈ પડેલી સ્ત્રીઓ પોતાના ધંધાથી એટલી રીઢી થઈ ગઈ હતી કે એમને નવા વાતાવરણમાં નવું કામ ઝટ ગોઠ્યું નહીં; પણ એમના ઉપર બળજબરી કર્યા વિના એમને એમની રુચિનો ધંધો શીખવવામાં આવ્યો કે જેથી એ આબરૂભેર કમાઈને જીવી શકે.

રાજ્યના નેતાઓને રોગ ઉપર કાબૂ જ મેળવવો ન હતો; એને નિર્મૂળ પણ કરવો હતો કે જેથી એ ફરીથી માથું ન ઊંચકી શકે. આથી રાષ્ટ્રનિર્માણમાં સ્ત્રીઓનું મહત્વ સમજાવીને એમનું સ્વાભિમાન જગાવવામાં આવ્યું ને માનસિક તેમ જ શારીરિક તંદુ-

સ્તી માટે ઝુંબેશ જગાવવામાં આવી. જ્યાં સુધી સ્ત્રી પ્રતિષ્ઠિત સામાજિક જીવન જીવી શકે એવી વ્યવસ્થા ન થઈ ત્યાં સુધી એમને શિક્ષણકેન્દ્રોમાં જ રાખવામાં આવી ને બહાર આવ્યા પછી પણ એમનું પૂર્વજીવન ગુપ્ત રાખવાની કાળજી રાખી. આવી સ્ત્રીઓને યોગ્ય પતિ શોધી આપવામાં પણ સંસ્થાઓ મદદ કરતી ને જરૂર પડે તો સંભાળ રાખવા માટે મદદનીશો પણ આપતી. એમની વિટંબણાઓના ઉકેલ માટે એક સહાયક સમિતિ પણ કામ કરતી. આ સમિતિએ પતિતોના ઉદ્ધારમાં માનસશાસ્ત્રીય પદ્ધતિ વડે કિંમતી ફાળો આપ્યો.

જુદાં જુદાં કેન્દ્રોમાંથી તંદુરસ્ત થઈને બહાર પડેલી ૮૦ ટકા સ્ત્રીઓએ કારખાનાં, શાળાઓ તથા ઑફિસોમાં સુંદર કામ કર્યું ને પ્રતિષ્ઠા મેળવી. મોટા ભાગની સ્ત્રીઓ પરણી ને માતૃપદ પણ પામી. ૧૯ ટકા કરતાં ઓછી સ્ત્રીઓ એવી નીકળી કે જે ફરીથી કેન્દ્રમાં દાખલ થઈ. એમાંથી એકાદ ટકા જેટલી સ્ત્રીઓ એમના પૂર્વજીવનની અસરમાંથી મુક્ત ન થઈ શકવાથી નવા જીવનમાં રસ કેળવી શકી નહીં ને ધીમે ધીમે મૃત્યુ પામી.

રશિયન સરકારના સતત પુરુષાર્થનું પરિણામ એ આવ્યું છે કે વેશ્યાસંસ્થા અને ગુપ્ત જાતીય રોગો આજે રશિયામાંથી અદૃશ્ય થયા છે. ૧૯૩૯માં દાક્તરીનો અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને બતાવવા માટે ગુપ્ત રોગનો દર્દી પણ નહોતો મળતો. વિશ્વયુદ્ધ દરમિયાન જર્મનીએ રશિયા પર આક્રમણ કર્યું ત્યારે યુક્રેનની કેટલીક સ્ત્રીઓને જર્મનોએ ફરજિયાત વેશ્યા બનાવી હતી; પણ જર્મન લશ્કરો દૂર થતાંવેંત ખૂદ વેશ્યાઓ જ પોતાના સ્વમાનને પોષવા ગંદો ધંધો છોડી દેશોન્નતિના કામમાં લાગી ગઈ.

રશિયાની રાજકીય વિચારસરણી સાથે આ લેખને કશો સંબંધ નથી; પરંતુ ૧૫ વર્ષના ટૂંકા ગાળામાં એ દેશે ઉકેલેલી આ સામાજિક સમસ્યા વિશ્વમાં અદ્વિતીય છે એ નિઃસંદેહ છે. વેશ્યાસંસ્થા આપણા દેશમાં જ્યારે અંટકી જડ ઘાલી બેઠી છે ને સ્ત્રીઓની છેડતીના પ્રસંગોની સવિસ્તર નોંધો દ્વારા છાપાંવાળાઓએ થોડીક વધુ નકલો ખપાવવાનો ધંધો આદર્યો છે ત્યારે આપણી સરકાર જાતીય રોગના નિવારણ અર્થે કેમ કાંઈ ન કરે? ચલચિત્રોના ઉત્પાદકોની મૂર્ખાનીથી એ રોગ નાનાં બાળકોમાં પણ ત્વરાથી વ્યાપ્યો છે. ગંદા રોગનાં ભોગ બનનાં બાળકો ને સ્વમાનહાનિથી પીડાઇ નરકમાં જીવતી હજારો સ્ત્રીઓનો પ્રશ્ન શું 'દારૂબંધી'ના પ્રશ્ન કરતાં ઓછા મહત્વનો છે?



રશિયામાં એક ધનવાન સ્ત્રી હતી. મુશ્કેલીના વખતમાં ભાગવાની પળ આવી. એક મોટી લારીમાં બધો કીમતી સામાન, ચાંદીનાં વાસણો, ભારે કપડાં વગેરે ભરી દીધું અને પોતાનાં બાળકોને એ બધા સામાન ઉપર બેસાડયાં. નીકળવાની તૈયારી કરી. આ બધી તૈયારીઓને ગરીબ, અનાથ, ત્યજાયેલાં અને જુલમોનાં ભોગ બનેલાં ૧૯ બાળકોની તાકી રહેલી દયામણી આંખો તરફ એ સ્ત્રીની નજર પડી. અને એકાએક એ સ્ત્રીના દિલમાંથી અવાજ આવ્યો: 'તને તારા સામાનની પડી છે અને આ જુલમના ભોગ બનેલાં ભૂલકાંઓની જરા પણ પરવા નથી?' એ સન્નારીએ તરત આખી લોરી ખાલી કરાવી નાખી, પેલાં ભૂલકાંઓને લોરીમાં ભરી દીધાં અને સામાન ત્યાં જ ફેંકી દઈને ચાલી નીકળી. અનેક મુસીબતો અને ભારે તંગી સહન કરીને પોતાનું અને બધાં બાળકોનું રક્ષણ છેવટ સુધી એ કરતી રહી.

—કાકા કાલેલકર [મંગલ પ્રભાત]

# પાનખરની રાત

અ. હ. મહેતા

> જોગીના જોગ અધૂરાં રહે ત્યારે એ બેવડા વેગથી ધૂણી ધખાવે. પ્રેમીના પ્રેમ અધૂરાં રહે ત્યારે પ્રેમ તો બેવડાવાને બદલે ચોવડાય છે. અને....ખખડધજ પાનખરની કાળજું થીજાવી દેનારી રાતમાંય એને તો આવતી વસંતની મંજરીઓ મહોરતી દેખાય છે. એ એક જ ગાંઠ મનમાં વાળી રાખે છે કે ‘ એ ’ આવશે....આ વાર્તાનું કલેવર કંઈક અંશે આવું ઘડાયેલું નથી ?

પાનખર ઋતુને લીધે ‘વિક્ટોરિયા ગાર્ડન’નાં ઊંચાં ઊંચાં ઝાડો પરથી સૂકાં, પીળાં અસંખ્ય પાંદડાંઓએ જમીનને ભરી દીધી હતી. દિવસમાં ઘણી વખત વાળવા છતાં પાંદડાંના ઢગના ઢગ ખર્યે જતા હતા. તેમાં પાછો ઠંડો પવન કોઈ વખત બધાં પાંદડાંઓને એકઠાં કરી ખૂણામાં ધકેલી મૂકતો, તો કોઇ વખત નાનાં બાળકની પેઠે પોતે જ સાફ કરેલી પગથીઓને પાંદડાંઓ વેરી બગાડી મૂકતો. આવી એક સાંજે બગીચામાં દાખલ થવાના દરવાજાનાં પગથિયાં ઉતરતી વખતે મારી નજર પચાસેક ડગલાં દૂર ચાલતા એક યુવાન પર પડી. હું એને ઓળખી ગયો. એ હતો મારો બાળપણનો મિત્ર કૃષ્ણકાંત. મેં તેની સાથે થવા પગ ઉપાડયા. મેં જોયું કે તે ઝડપથી પશ્ચિમ દિશા તરફથી વળાંક લઈ, એક-બે મેંદીની વાડ પસાર કરી એક સીમેન્ટના બાંકડા પાસે આવ્યો. એ બાંકડા પર એક વૃદ્ધ સ્ત્રી બેઠી હતી. જોયું તો કૃષ્ણકાંત તે વૃદ્ધાના ખભા પર હળવેથી હાથ મૂકી ઊભાં થવાની વિનંતિ કરતો હતો. એ જ વખતે મેં તેના નામની બૂમ પાડી.

તેણે મારા સામે જોઇ કહ્યું, ‘ અરે, તું અહીં ક્યાંથી ? ’

મેં કહ્યું, ‘ હું હમણાં અહીં જ છું. ’

બરાબર આ જ વખતે એક યુગલ અમારી બાજુએ થઇને પસાર થતું હતું. પેલી વૃદ્ધાએ કૃષ્ણકાંતનો હાથ છોડાવી તેની પાસે જઇ એને ઉદ્દેશીને કહ્યું: ‘ રેવા, બેટા, તમે લોકો જલદી આવજો. બહુ વાર ન કરશો. ઓય મા ! ઠંડી કેટલી છે. જાઓ, જાઓ. જલદી આવી પહોંચજો. ’ એ બન્ને માણસો ખચકાઇને ઊભા રહી પોતે કંઇ જ સમજ્યાં નથી એવા ભાવથી એણે અમારી બન્નેની સામે જોયું. કૃષ્ણ એને સમજાવતો હતો તે વખતમાં મારી નજર વૃદ્ધાની આંખો પર પડી. ઊંડી ઉતરી ગયેલી એની આંખોમાં નરી કરુણતા ભરી હતી. એ જોવામાં હું એટલો તલ્લીન થઇ ગયો હતો કે કૃષ્ણે પેલાં લોકોને શું સમજાવી રવાના કરી દીધાં એની મને ખબર પડી નહિ.

વૃદ્ધાને અત્યંત સાવચેતીપૂર્વક ઊભી કરી ચાલતાં ચાલતાં કૃષ્ણે મને કહ્યું. ‘કંઈ ખાસ કામ જેવું ન હોય તો ચાલ મારી સાથે.’ મેં કહ્યું, ‘ચાલો.’

બગીચાની બહાર નીકળી અમે ત્રણેય ગાડીમાં બેઠાં. વૃદ્ધા તો ક્યારનો કંઈ જ બોલતી નહોતી અને કૃષ્ણ પણ એકાએક ચૂપ થઈ ગયો. એની આ ગહન, રહસ્યમયી શાંતિનો ભંગ કરવાનું મને સૂઝ્યું નહિ તેથી હું ય ગાડીને એક ખૂણે ચૂપચાપ બેસી રહ્યો. ગાડી એક મોટા મકાનની સામે આવી ઊભી રહી. તેણે વૃદ્ધાને કહ્યું, ‘ ઊઠો, મા, આપણું ઘર આવી ગયું. ’ પછી મને કહ્યું, ‘ચાલ.’

સાંજ પડી ગઇ હતી. અમાવાસ્યાનું અંધારું ચારે બાજુએ છવાઈ ગયું હતું. મકાનની અંદર દાખલ થતાં જ મને લાગ્યું કે એની આગળ આવેલા નાનાસરખા બગીચામાંથી અમે પસાર થઈએ છીએ. એને બગીચો કહેવો કે નહિ એ એક મુંઝવણનો પ્રશ્ન છે. ચારે બાજુ સૂકાં, લાંબાં ઝાડો અને છોડવાઓ કોણ જાણે કયા આધારે ટકી રહ્યાં હતાં ! લાગે છે જાણે વર્ષોથી એને પાણીનું બિંદુ સરખું ય મળ્યું નથી ! થોડાંએક જે રહ્યુંસહ્યું જીવન ટકાવી રહ્યાં હતાં તેના પાંદડાંઓ ખરી પડી પવનને લીધે અહીં-તહીં ધકેલાતાં ખડખડ અવાજ કરી રહ્યાં હતાં. તમરાં વગેરે જીવજંતુઓનો અવિરત અવાજ આવ્યા કરતો હતો. વિષાદમય વાતાવરણ લાગ્યું. એમાં વળી અંધારામાં ઉજ્જડ ઝાડના જેવો માણસ અમારી સામે આવી ઊભો. ઘણું કરીને એ આ ઘરનો નોકર હશે. દીવા-




સળી સળગાવી, દીવો કરી તે અમને અંદરના ઓરડામાં દોરી ગયો. કૃષ્ણે વૃદ્ધાને ખૂબ કોમળતાથી પકડી ખૂણામાં આવેલાં એક સ્વચ્છ બીછાના પર સુવડાવી દીધી. રમતગમત તથા શારીરિક મહેનતને લીધે ખડતલ હોવાથી કોલેજના વિદ્યાર્થીઓ જેને 'જડભરત' કહેતા એમાં આટલી મૃદુતા કોણ જાણે ક્યાંથી આવી! સૂ સૂ કરતા આવતા પાનખરના પવનને અટકાવવા તેણે બારીઓ બંધ કરી. નોકરે લાવેલ પાણીનો પ્યાલો તેણે વૃદ્ધાને મોએ મૂક્યો. પાણી પીતાં પહેલાં તેણે કહ્યું: 'રેવા ક્યારે આવશે?'

કૃષ્ણે ધીમેથી કહ્યું: 'હમણાં આવશે, મા, તમે સૂઈ જાઓ.'

બીજું કંઈ બોલ્યા સિવાય વૃદ્ધા ખાટલા પર ઢળી પડી. એને સરખી રીતે સુવાડી, એક ગરમ શાલ ઓઢાડી, મારો હાથ પકડી પાસેના પોતાના ઓરડામાં મને લઈ ગયો. જતાં જતાં બારણા પાસે ક્ષણભર ઊભો રહ્યો, પછી બહાર નીકળી ધીમેથી બારણું બંધ કરી દીધું. મને એક જગ્યાએ બેસાડી તે બહાર ગયો, મને લાગે છે કે આંખમાં આવેલાં આંસુઓને મારાથી છૂપાવવા તે બહાર ગયો હશે.

આ ઓરડો! જેવું વૃદ્ધાના ઓરડામાં બધું સાફસુથરું હતું તેનાથી અહીં તદ્દન ઊલટું! પથારી બિલકુલ અસ્તવ્યસ્ત પડી હતી. છત પર કરોળિયાનાં જાળાં, ધૂળ, વગેરે બાઝેલાં હતાં. ચારે બાજુ મોટી મોટી છબીઓ ટીંગાતી હતી પણ ધૂળના પડદાને લીધે અંદરની આકૃતિની એક પણ રેખા દૃષ્ટિગોચર થતી ન હતી. એકાએક મારી નજર જે જગ્યાએ મીણબત્તી બળતી હતી તેથી સહેજ ઉપર એક બિલકુલ સ્વચ્છ છબી પર પડી, મેં ત્યાં જઈ મીણબત્તી તેની સામે ધરી. એક અસાધારણ સ્વરૂપવાન યુવતીની એ છબી હતી. મોં પર મંજુલ હાસ્યની સ્પષ્ટ રેખા ઊઠી હતી. લાગ્યું જાણે હમણાં કંઈક બોલશે. સાશ્ચર્ય હું આ શાંત, નિર્વિકાર છતાં કમનીય સ્વરૂપને ચિત્તમાં ઉતારી રહ્યો. કૃષ્ણ પાછળ આવી ક્યારે ઊભો રહ્યો એની ય મને ખબર ન પડી. અમે એક બીજાની સામે ક્ષણભર જોઈ રહ્યા, પછી એનું હાસ્ય. એ હાસ્યથી હું કંઈક બીનો.

તેણે કહ્યું, 'એ રેવા છે.'

મેં કહ્યું, 'રેવા કોણ?'

તેણે મારો હાથ પકડી તેના બીછાના પર બેસાડી કહ્યું, 'એ જ તો કહેવા હું તને અહીં સુધી ખેંચી લાવ્યો છું.'

બારણું ખખડ્યું. હું ચમક્યો. નોકર અંદર દાખલ થયો. કૃષ્ણે તેને બે પ્યાલા ચા બનાવી લાવવાનું કહ્યું. તે મૂંગે મોંએ બહાર નીકળી ગયો. કૃષ્ણે ખિન્ન હસી મને કહ્યું, 'બધું વિચિત્ર લાગે છે નહિ?'

મેં એનો કંઈ જવાબ ન આપ્યો. જ્યાં રેવાની છબી હતી તે બાજુના ખૂણા તરફ એકાગ્ર ચિત્તથી તે થોડીવાર જોઈ રહ્યો. કહ્યું, 'એ રેવા છે. આ વૃદ્ધાના ભાઈની અનાથ દીકરી. છબીમાં જે રૂપ જોઈને તું મુગ્ધ થઈ ગયો એ તો એનાં વાસ્તવિક રૂપનો માત્ર અંશ જ છે, ધનવાન માબાપના એકના એક જુવાન નબીરા તરીકે ઘણી ય છોકરીઓના સંપર્કમાં આવ્યો છું. ઘણીની સાથે સંબંધો સ્થપાયા છે, ઘણીના તેજમાં અંજાયો છું અને ઘણીની કુરૂપતાના અંધકારમાંથી નીકળવાનાં ફાંફાં મારવાં પડ્યાં છે, પણ આ બધા લોઢાના ટૂકડામાં એક પારસમણિ હાથ ચઢ્યો. ઓળખું ન ઓળખું ત્યાં તો એ ફેંકાઈ ગયો.

આ વખતે થોડીવાર તે શાંત થઈ ગયો. સીગારેટ સળગાવી પીતાં પીતાં કહ્યું. 'હમણાં હમણાં આ શરૂ કરી છે. હં... હું અહીં આવ્યો હતો અમારાં અહીંનાં મકાનોની તપાસ કરવા. આ ઘરથી જ બીજું કે ત્રીજું એક મેડું મકાન અમારી માલીકીનું છે. ત્યાં હું ઉતર્યો. આ ઘરમાં કોણ રહે છે. અરે, આ ઘર જ શા માટે, આજુબાજુ કોણ રહે છે એની ય મને કશી ખબર નહોતી. ખબર રાખવાની જરૂર ય શી હતી? આજે આવ્યો છું, એ ચાર દિવસ મનને ગોઠે ત્યાં સુધી રહી પાછો સ્વસ્થાને ચાલ્યો જઈશ. જિંદગીમાં ફરીવાર આ બાજુ કદાચ ન યે નીકળાય.





એક ખુશનુમા સાંજે હું બહારથી ઘેર આવતો હતો. ત્યારે લોકોનું એક ટોળું કોઈ ઘોડાગાડીવાળાને ઘેરી ઊભું હતું. તપાસ કરતાં જણાયું કે એક ડોશીને એણે લગાડ્યું હતું અને એની કોમળ અને રૂપવાન છોકરી જે ટોળામાં જ એ ડોશીની પાસે ઊભી હતી તેના પર આવી પડેલ આપત્તિમાં તેના તરફ સહાનુભૂતિ બતાવવા લોકો ઘોડાગાડીવાળા પર ખીજ ઉતરતા હતા. પહેલા એને કદી ઘોડાગાડી તો શું એકલો ઘોડો પણ ચલાવતાં આવડતો નહોતો અને ભવિષ્યમાં આવડશે પણ નહિ આ કથન એના કાનમાં ઘુસાડવા એ લોકો અથાક મહેનત કરી રહ્યા હતાં. હું એકદમ અંદર ધસ્યો. લોકોના હાથમાંથી ઘોડાગાડીવાળાને છોડાવી તેને કહ્યું, 'જા, ચાબૂક લે.' પછી પેલી છોકરીને કહ્યું, 'માજીને ઊઠાવવામાં જરા મદદ કરો.'

અમે બન્નેએ મળી એ જ ઘોડાગાડીમાં ડોશીને સુવાડી ઘોડાગાડી ચલાવવાનું કહ્યું. લોકોના સકંજામાંથી છૂટવાના આનંદે ક્યાં જવું છે એમ પૂછ્યા વગર ઘોડાગાડીવાળાએ ગાડી ભગાડી. ગાડીમાં જ જાણ્યું કે એ મારા ઘર પાસે જ રહે છે. એ છોકરી તે રેવા અને ડોશી એની ફોઈ.

યોગ્ય ઉપચાર કર્યા પછી જ્યારે હું મારે ઘેર જતો હતો ત્યારે રેવા મને બારણા સુધી વળાવવા આવી. એણે કહ્યું, 'તમારો ઉપકાર હું કદી યે નહિ ભૂલું.

મેં કહ્યું, 'તમે કહ્યું હોત તો એ ટોળામાંથી પ્રત્યેક માણસ મેં કર્યું તેના કરતાંય ખૂબ સારૂં કરી બતાવત. ખેર, ઉપકાર ન ભૂલો એ મારા ફાયદામાં છે.' અત્યંત સરળતાથી એણે કહ્યું, 'વારૂ, એ કેવી રીતે ?'

મેં એનો કંઈ જવાબ આપ્યો નહિ. માત્ર ક્ષણ–બેક્ષણ અનિમેષ નયને એના સમગ્ર મોંને જોઈ જ રહ્યો. જવાબરૂપે એણે એક સ્મિત કર્યું.

જે હજુ પેલી છબીમાં અને મારા હૃદયમાં સંઘરાઈ રહ્યું છે. એના ચહેરાની પ્રત્યેક રેખાને હૃદયમાં સંઘરી, કૃતકૃત્યતા અનુભવી મેં તેનું ઘર છોડ્યું.

આ વખતે નોકર બે પ્યાલા ચા લાવ્યો. તે એકી ઝપાટે ચા પી, પ્યાલો નીચે મૂકી, સીગારેટ સળગાવી ધૂમાડાનાં ગૂંચળાં કાઢતો રહ્યો. મેં ચા પી લીધી કે તરત જ તેણે શરૂ કર્યું: 'પિતાજીને જણાવ્યું કે મારે હજુ અહીં થોડા દિવસનું રોકાણ થશે. હું અહીં આવ્યો ત્યારે તેઓએ બેચાર છોકરીઓનાં માબાપના સરનામાં આપ્યાં હતાં. તેઓ સમજ્યાં હશે કે કુળદીપક એ પ્રવૃત્તિમાં પડ્યો હશે! દરમિયાન રેવાની ફોઈને તદ્દન સારૂં થઈ ગયું હતું. તેણી જો કે જૂના વિચારની હતી છતાંય રેવાને સાથે લઈ વિકટોરિયા ગાર્ડનમાં આવતી. હું ય જતો. એ એક બાંકડા પર બેસી અમને બન્નેને ફરવા જવાનું કહી કહેતી, 'રેવા, બેટા, તમે લોકો જલદી આવજો હોં! બહુ વાર ન કરશો. જાઓ બેટા.'

બગીચાના એકાંત ખૂણે એક બીજાના સહવાસમાં વખત કેમ જતો એની કંઈ ખબર પડતી નહિ. મૂંગેમૂગા બેસી રહેવાથી પણ ખબર ન પડે તેમ દિવસોના દિવસો પસાર થઈ શકે છે એમ મેં તે દિવસે જાણ્યું.

એક દિવસની વાત છે. રેવાનો હંમેશનો પ્રફુલ્લ ચહેરો કંઈક ચિંતાતુર લાગ્યો. થોડીવાર બેઠા પછી એણે એકાએક પ્રશ્ન કર્યો. 'તમે મારી સાથે લગ્ન કરશો ?'

હું ચોંકી પડ્યો. કંઈક ડઘાઈ ગયો. કોઈ છોકરીએ અત્યારસુધી આવી રીતે સીધો પ્રશ્ન પૂછવાની હિંમત નહોતી કરી. મારા ચૂપ રહેવાથી એ ફરીથી ઊંચી આંખ કરી શકી નહિ. મેં મારી મૂર્ખાઈ ચાલુ રાખી. કોણ જાણે ક્યાંથી આવીને બેદરકારી મારી જીભમાં વસી ગઈ! કહ્યું, 'તારો પ્રશ્ન અણધાર્યો અને તેથી વિચાર કરી મૂકે તેવો છે.'

નીચે જ જોઈ રાખી તેણે બહુ જ ધીમેથી શબ્દો ઉચ્ચાર્યા, 'કેમ વારૂ ?' પુરુષસુલભ મિથ્યાભિમાનથી મેં જવાબ આપ્યો, 'મારે ઘણાં પાત્રોમાંથી પસંદગી




'કરવાની છે. વિચાર તો કરવો જોઇએ. છતાં તું કહેતી જ હોય તો......'

તે સફાળી ઊભી થઇ ગઇ. મેં રાડ પાડી: 'રેવા'. તેણે મોં ફેરવી કહ્યું, 'મા ઠંડીમાં ક્યારનાં બેસી રહ્યાં છે. હવે વધારે એક મિનિટ પણ થોભવું પાલવે તેમ નથી.'

તે રાત્રે અચાનક પિતાજીનો તાર આવ્યો કે મારે પહેલી જ ગાડીમાં કલકત્તા જઈ ત્યાંની પેઢીમાં થયેલ કજીઓ પતાવવો. તે જ રાત્રે મારે અમદાવાદ છોડવું પડ્યું. મનમાં હતું કે ત્યાં જઇ મારું દિલ પત્ર દ્વારા વ્યક્ત કરીશ. પણ કામકાજની આડે અને મારાં કમભાગ્યે એ ય ન બની શક્યું.

પૂરા ત્રીસ દિવસ પછી હું અમદાવાદ આવી શક્યો. મારા નોકરે મને ખબર આપી કે હું કલકત્તા ગયો તેને બીજે જ દિવસે રેવા ઘર છોડી ક્યાંક ચાલી ગઈ છે. ઘણી તપાસ કરવા છતાં પત્તો લાગ્યો નથી. એની હાયવોયમાં ડોશી અર્ધાં ગાંડી થઇ ગઈ છે.

કૃષ્ણ થોભ્યો. હું અવાચક બની સાંભળી રહ્યો હતો. મેં વચ્ચે પ્રશ્ન પૂછ્યો, 'ભાગી જવાનું કંઇ કારણ બતાવી ગઇ છે કે નહિ?'

કૃષ્ણે કહ્યું, એ નથી બતાવી ગઈ પણ થોડા દિવસ પછી એના નોકર પાસેથી નીચેની હકીકત મળી : ફોઇબા તેને માટે એક મુરતિયો શોધી લાવ્યાં હતાં અને એને સ્વીકારવા રેવાને કહી રહ્યાં હતાં.

ફોઈબા: 'જો રેવા, હવે આ વખતે તારી 'ના' હું નહિ સાંભળું. મુરતિયો કંઇ ખોટો નથી. બીજું તો કંઇ નહિ, મારા ઘડપણની સામે તો તારે જોવું પડશે. તું બે વરસની હતી ત્યારથી છાતીએ વળગાડી મોટી કરી છે. પેટની દીકરી કરતાં ય વધારે લાડ લડાવ્યા છે. આ છેલ્લું કામ કરી લઉં એટલે મારા જીવને નિરાંત થાય.'

રેવા: 'સારું મા, સારું. આજનો દિવસ ખમી જાઓ, રાત્રે હું આ બાબતનો ચોક્કસ જવાબ આપીશ.'

તે જ સાંજે રેવાએ મારી સામે પોતાનાં લગ્નનો પ્રસ્તાવ રજૂ કર્યો. અને એ જ વખતે એના એ પ્રેમના પ્રથમ સમર્પણને તિરસ્કાર સાંપડયો! એ આઘાતને દિલમાં સહન કરી એ ભાગી છૂટી! ત્યારથી જ હું અહીં રહું છું. બધું આમ ને આમ ચાલ્યું જાય છે. ડોશીની સંભાળ રાખું છું, અને એમનાં 'રેવા આવી ગઈ?' એ કાયમના પ્રશ્નનો સાચો ખોટો જવાબ આપી એમને શાંત રાખું છું. મારી વ્યથા હું કોને કહું? અને વ્યથાની સમજણને લઇને તો તે અનેકગણી વધી જઈ મારું હૃદય કોરી ખાય છે.

મેં કૃષ્ણને કહ્યું. 'જે થવાનું હતું તે થઇ ગયું. હવે તું તારે ઘેર જા અને બધું ભૂલી જા.'

કૃષ્ણે કહ્યું, 'અહીં મારું હૃદય છે. મારાથી હવે બીજે ક્યાંય જવાય? અને શું ભૂલી જાઉં? મારું મનુષ્યત્વ? આ અર્ધાં ગાંડી ડોશી ય કશું ભૂલતી નથી. સાંજ પડ્યે પડતી આખડતી એ બગીચામાં પહોંચવાની જ. લાખ પ્રયત્ને ય એ નહિ રોકાય. એ જ એની બેઠક, એ જ જુવાન યુગલોને સંબોધન—કંઇ કશું ય ભૂલ્યા સિવાય એ બધું રોજ કર્યા કરે છે.'

મેં છેલ્લો દાવ ફેંકી જોયો, 'તને લાગે છે કે રેવા હવે પાછી આવશે?'

કૃષ્ણે કહ્યું, 'આવશે જ. જનેતા જેવી ફોઇની અને પોતાનાં પ્રિયપાત્રની આ અવિરત ઝંખના, વેદના અને તિતિક્ષાનો અંત લાવવા એને એક દિવસ જરૂર આવવું પડશે. આજે જે પાનખર છે તે કાયમ નથી રહેવાની. વસંત આવવાની જ.'

મોડી રાત્રે ભારે હૃદયે મેં એની વિદાય લીધી. મનમાં મનમાં પ્રાર્થના કરી કે 'હે દેવાધિદેવ, એની શ્રદ્ધા ફળે એવું કરજે,'



# બિરમો મસ્તાન

વ્રજલાલ ત્રિવેદી

માનવતાની વાતો કરતાં આપણાં કહેવાતાં સમાજ–સુધારકો ક્યારેય થાકતાં નથી. અને છતાં પણ આજે એ જ માનવસમાજ પાશવતાનાં એક પણ લક્ષણ છોડી શક્યા નથી! અહીં જે માનવીનું શબ્દચિત્ર દોરાયેલું છે એ આવો કોઇપણ દાવો કર્યા વગર ભોમકાનાં દરેક જીવ સાથે તાદાત્મ્ય સાધતો મહાજોગી ન ગણવો જોઈએ? છતી આંખે આંધળો આપણો સમાજ આવા છૂપા **બિરમને** પૂજતો ક્યારે થશે?

પાછલી માઝમ રાતે એકાએક તીણો "હાકોટો" સંભળાયો. ગામના સૂતા લોકો ઝબકીને જાગી ઊઠ્યા, નાસો ભાઇઓ! નાસો આ તો ધરતીકંપ થતો હોય તેવું લાગે છે. ઘડીભરમાં નાનામોટાં સૌ શેરીના ચોકમાં ભેગા થઇ ગયાં. કોઇ આંખો ચોળતું તો કોઈ બગાસા ખાતાં એક બીજા સામે કુતૂહલની દૃષ્ટિથી જોવા લાગ્યાં. ત્યાં તરત જ ફરીથી એવો બીજો હાકોટો સંભળાયો. બધાએ કાનમાં આંગળી દબાવી દીધી. કાનના પડદા તોડી નાખે એવો આ "હાકોટા"-નો અવાજ સંભળાયો. "હાકોટો", એટલે મોટે અવાજે પડકારો, કે અવાજ કરવો તે.

એલા...એ ઇ...આ તો આપણો 'બિરમો મસ્તાન'. નાના મોટા માનવીના જુથમાંથી છોકરાંઓએ આ રોજના પરિચિત અવાજને ઓળખી લીધો. અને ચોકમાં એકઠાં થએલા ટોળાંનો ગભરાટ કંઈક ઓછો થયો. વિખરાએલા ટોળામાંથી ગણગણાટ થતો લાગ્યોઃ 'બા! બાપુજી! ઓલો છે ને, આપણી શેરીમાં ચાલ્યો, બાબરા ભૂત જેવો રોજ આવે છે ને? ઝોળીમાં રોટલા માગવા. ઇવડો ઇ, "મસ્તાનિયો" છે, મસ્તાનિયો.' બધાંયને નિરાંત વળી અને ઊંડા શ્વાસ લેતાં બધાં પથારી ભેગા થયાં.

સિનેમાની અંદર 'ટારઝન'ની ફિલ્મને તો આજ કોણે નહિ જોઇ હોય? એનીયે પડછંદ કાયાને ઝાંખપ લગાડે એવો આ "બિરમો" મરૂભૂમિની સરહદ ઓળંગી કાઠીઆવાડની ધરતીમાં ભૂલો પડી ગયો હતો.

એના પ્રચંડ શરીરની આરપાર કાજળની ઘેરપ વીંટળાઇ રહી હતી. લીંબુની ગોટી જેવા એની આંખોના ડોળા ભાલની કાળી ભોંમાં કપાસના છોડ ઉપર જીંડવા લટકતા હોય તેવા ઉપસેલા બીહામણા લાગતા હતા.

પ્રાચીન વલ્લભીપુરના પુરાતન બુદ્ધેશ્વર મહાદેવના શિખરોની ધજાને પડછાયે આ 'બિરમો' હંમેશાં ભૈરવ સ્વરૂપે આંટા માર્યા કરતો હતો. શિવાલયની બરાબર સામે એક ચોરસ ઓટલો. એની વચમાં એક બેઠેલ ઘાટની ઘટાટોપ જાળ્યનું ઝાડ હતું. ત્યાં આ બિરમાની એક જીર્ણ થઇ ગએલ ગોદડી પાથરેલી પડી રહેતી, ઉપર જાળ્યની ડાળે એક ઠીબકી બાંધેલી લટકતી હતી. ત્યાં સાંજ સવાર પોપટ, કાબર, અને કાગડા, ચકલા વગેરે પાણી પીવા આવતાં. બિરમાનું આ જળાશય હતું. ખરે બપોરે કે મધ્યરાત્રિએ બિરમો ઠીબકી સાથે લટકાવેલ નારીએળની કાચલી વતી ઠીબકામાંથી જ પાણી પી લેતો. અને હોક-



હાકોટા નાખતો બિરમો ] [ સ્કેચ: વ્રજલાલ ત્રિવેદી



ચીમાં થોડીક તમાકુ ભરીને સુખના ઘુંટ ભરી લેતો અને એટલામાં જો એના મગજમાં મસ્તી ભરાઈ ગઈ હોય તો—કાનમાં આંગળી દઈ અને એક તીણો "હાકોટો" પાડી લેતો. એ વખતે ગામના લોકો સૂતા જાગી જતાં, શીયાળિયાંઓ લાળી કરવા માંડતાં, અને કુતરાંઓ બુલંદ અવાજે ભસવા લાગતાં. બિરમાને હાથીની જેમ મદઝરતો, એ વખતે પોતાની ડાંગ હાથમાં લઈને ચારેકોર હવામાં ફેરવતો રણભૂમિનો કોઇ યોદ્ધો લડતો હોય તેવું બળ ખુલ્લી હવામાં ચાલી અને ધરતી વચ્ચે ઢોળી નાખતો. પછી, મદ ઝરતો ઊતરી જતો ત્યારે, ધીરે રહીને પેલી ઝાડના થડ પાસે પાથરેલી ગોદડી ઉપર ઢળી પડતો. રાતની નિરવ શાંતિમાં એ જ્યારે ધસધસાટ ઘોરતો ત્યારે એના નસકોરાનું રાત્રિગાન સાંભળવા હીરાગર બાવાનો એક લુલિયો કૂતરો અને ભૂરી પોતાના બે ત્રણ કાબરાં ગલુડીઆં સાથે આવી પહોંચતાં. બિરમાના નસકોરાના પાવાનો અવાજ જ્યારે મધુરતાની ટોચે પહોંચતો ત્યારે, ભુરકી બિરમાના લબડતા હોઠ ઉપર જીભના થોડાક લબરકા ફેરવી લેતી.

પરમહંસની જેમ સાતમા કોટિએ પહોંચેલો બિરમાનો આત્મા ખરો ભક્ત હતો. મધરાત પછી એક કે બેના સુમારે શિવાલયના ઘુમ્મટ નીચે હાથમાં માળા લઇને શંકરના ધ્યાનમાં એકરૂપ બની જતો.

*

હુલ્લુ લુ.લુ લુ.લુ લુ...હી.સ્સો...! હી.ઇ...ઇ... હુલ્લુ..લુ..લુ..લુ.લુ..લુ...હી...સ્સો...! હી...ઇ...ઇ. શેરીઓમાં ખડકીનાં કમાડ ખડખડાટ કરતા ઉઘડવા લાગ્યાં. આજે રવિવાર હતો. દિવસના સાડાઅગીઆર કે બાર વાગ્યાનો સુમાર થયો હતો. એક પછી એક છોકરાં ઘરમાંથી નીકળી શેરીના ચોકમાં એકઠા થઇ ગયાં. છોકરાં એકબીજાને બોલાવવા લાગ્યાઃ એલા, ક્યાં? થોડ બિરમો જોવો હોય તો. શાન્ત્યા! હાલ્ય ઝટ હાલ્ય, માધાકાકાની દુકાન સુધી આવી ગયો છે. પુંજી, રેવડી, કસલી, કમુડી બધાં દોડતાં આવી પહોંચ્યાં. છોકરાંના ટોળામાં ત્યારે કુતૂહલ જન્મ્યું; ત્યારે રંગત જામી. ભોળપણ્યું કરતાં કરતાં ટોળામાં ઘુસતાં જાય. અને કેટલાંક વળી બાયો ચડાવી મૂઠો મરડતા જાય. પણ અંદરખાનેથી તો ટોળા આખાનાં છોકરાં એક બીજાની પાછળ સરકતાં જતાં હતાં.

બિરમાને રોજ ગામમાં પ્રવેશ કરવાનો આ સમય હતો. એના કટિબંધ પહેરણના ખભા ઉપર એક મેલી ઝોળી લટકતી હતી. ગળામાં માળા, હાથમાં ડાંગ અને પડછંદ કાયા. બિહામણો અને વિકરાળ. બિરમ, હાથીની ચાલે દરેક શેરીમાં ભિક્ષા માગવા આવતો. પાટીવાડાને નાકે બિરમાના માથા ઉપર આકાશમાં ટીડનાં ટોળાં ઊડે તેમ, ઈંટડા અને નળીઆના કટકા ઊડ્યા કરતાં. સૂરજના પ્રખર તાપ નીચે આ પડછંદ કાયા ઉપર ઈંટડા ને નળિયાના કટકાનું એક નાનું એવું ઊડતું વાદળુ દરેક સ્થળે, ઉડ્યા કરતું. બિરમો ત્યારે નસીબદાર, પુન્યશાળી. કહો કે ગમે તેમ પણ આ ઊડતા વાદળામાંથી કોઈ વખત તેના શરીરને આંચ આવી નથી. શરીર ઉપર ફૂલ ખરે એમ કોઇ કોઇ વાર આ ઊડતા કોરા એના શરીરને અડીને ખરી પડતા. બિરમો આ બધું જોઈ જોઇ અને મનમાં શાંતિથી હસી લેતો. એની લીંબુ જેવી આંખોનો ખૂણો કોઇ દિવસ લાલ નહોતો દેખાતો.

'બિરમો મસ્તાન' 'બિરમો મસ્તાન' છોકરાંઓનો અવાજ વધુ ઘેરો બન્યો. બિરમાની આસપાસ સો ડગલાં સુધી કોઇ છોકરૂં પાસે આવી શકતું નહિ. ધીરે ધીરે બિરમો, પીપળા શેરીમાં આવ્યો, અને છોકરાંઓ પોતપોતાની ખડકીમાં પેસી ગયા.

ઊંચા એક ઓટા ઉપર લીંબડા પાસેની એક ખડકીમાં પોતીડોશી હાથમાં રોટલો લઇને બહાર નીકળ્યાં. બિરમે ધીમે રહીને પોતીમા પાસે જઈ, રોટલો લેવા ખભા ઉપરની ઝોળી પહોળી કરી, પણ એટલામાં બિરમે ઝોળી પાછી ખેંચી લીધી. પોતીમાને હસવું આવ્યુંઃ કેમ અલ્યા? રોટલો નથી જોતો?

બિરમે માથું હલાવી અભિનય વડે ભાંગીતૂટી ભાષામાં, મરૂભૂમિની સંસ્કૃતિને ખડી કરી દીધી. રોટલા ઉપર આંગળી ઘસી, ઘી માગવાનો પ્રયત્ન કર્યો. વિકૃત બની ગએલા બિરમાના મોઢા ઉપર આંતરિક હાસ્ય તરવરતું હતું. અને પોતીમાને ખુશ કર્યાં.

રોટ...લો... ઘી...ઘી...ઘી... કો.......દૂરૂરો





વળી પાછો રોટલા ઉપર આંગળાં ગોઠવતો બોલી ઊઠયો. શા...ક... શા.........ક. હી...હી...હી... ખા...વું... આનંદમાં આવી ગએલ બિરમ હાથમાં લાકડી લઇને ગોળ ફેરફુદુડી ફરવા લાગ્યો અને થોડેક દૂર આજુબાજુ છોકરાંઓનું ટોળું એકઠું થઇ ગયું.

ટોળામાંથી અવાજો થયાઃ 'બિરમો મરતાન'–'બિરમો મરતાન'—'બિરમો મરતાન'... બિરમો તો એવો આનંદે ચઢયો કે રોટલો માગવાનું ભૂલી ગયો. અને એક લાંબો હાકોટો પડકાર્યો. બધાંએ કાનમાં આંગળી ભરાવી દીધી.

દૂર ઊભેલા છોકરાંઓના ટોળામાંથી એક ઇંટ-ડાનો કટકો બિરમાના ગોઠણ સાથે અફળાયો. અને લોહીનો રેલો તેના પગ ઉપર પથરાયો, વેદના અને દુઃખને ગળી ગએલા બિરમે ટોળા સામે નજર કરી અને થોડુંક હસ્યો. એવા અનેક જખમ એના હાથ-પગ અને શરીરના બીજા ભાગો ઉપર થયા જ કરતા. હસીને, જાણે કશું જ બન્યું નથી તેવી રીતે આખાયે માનવ સમાજ ઉપર એક કરુણાતાની દૃષ્ટિ ફેંકી, પોતીમાની ખડકી પાસે જઇને રોટલો અને શાક લીધાં. અને ત્યાંને ત્યાં જ હાથની હથેળીમાં રોટલાના બટકા કરીને, બધું ખાઇ ગયો. કેડમાં લટકાવેલી કાચલી કઢી અને પાણી માગ્યું. કાચલી નીચે કાણું હતું. એની નીચે આંગળી ભરાવી અને ધરાઇ ધરાઇને પોતીમાના ગોળાનું પાણી પી અને બિરમો તૃપ્ત બન્યો.

'બિરમો' તો જીવનદર્શન પામેલ કોઇ પરમહંસ જેવો લાગતો હતો. જીવનને જીતીને કેસરીઆ કરેલ. કોઇ અડગ યોદ્ધા જેવો આ ફાની દુનિયામાં હવે તે ઘૂમી રહ્યો હતો.

આખી શેરીમાંથી રોટલા ઉઘરાવી બિરમ પાછો ફર્યો. વૃદ્ધ પોતીમાની સામે હાસ્ય કરી, લાકડીને હવામાં ઉછાળતો મરતાન પોતાને સ્થાનકે જવા રવાના થતો હતો.

બિરમને પાછા આવવાની રાહ જોતા તેમનાં નિત્યના સાથી હીરાગર બાવાનો લુલિયો કૂતરો અને ભુરવી અને ત્રીજું આબુદા કુંભારનું બોલકું ભુદ્દેશ્વર મહાદેવના ઓટલા પાસે તેનું સ્વાગત કરવા રાહ જોઇને ટરવરીયા મારતાં હતાં. તેના આવવા જવાના રસ્તામાં, હાથી જેમ રસ્તા વચ્ચે નિડરપણે ચાલ્યો જતો હોય અને આજુબાજુ છોકરાઓના શોરબકોર રસ્તો ગાજી ઉઠે તેવો જ દેખાવ ખડો થતો. ઉપર આકાશમાં ઇંટડાના ઢેફા અને નળીઆના કટકાનું ઉડતું છત્ર તો હંમેશ ચાલુ જ રહેતું.

પોતાના અબધુત સાથીદારને આવતો જોઇને લુલિયો, ભુરવી અને બોલકું ત્રણે જણા સ્વાગત કરવા સામા દોડયા. બિરમે માખીઓના ગણગણાટની બહેંકતી સૂરાવટની મોજ માણતાં પોતાની ઝોળી ખભા ઉપરથી નીચે ઉતારી. તરવરાટ અને થનગનાટ કરતાં લુલિયો અને ભુરવીએ મરતાનના પગ વચ્ચે કુદં-કુદા કરી નૃત્ય શરૂ કરી દીધું. બાજુમાં ઊભેલું આબુદા કુંભારનું બોલકું પણ પાછલા પગ ઉછાળતું રંગમાં આવી અને પૂંછડાથી માખીઓ ઉડાડવા માંડયું. ત્યારપછી ઝોળીમાંથી રોટલાના બટકા, ખીચ-ડીના લોદા અને શાકના ફોડવાની બધાયે સાથે બેસીને મહેફીલ ઉડાવી. આ મહેફીલ ઉડાવતી વખતે દૂર ખૂણામાં થોરની વાડ પાસે જૂના વખતના કેટલાક પાળીઆ હતા ત્યાં આ લુલિયાનો ભાઇબંધ એક શીંગડા વગરનો બુંઠયો વાછડો કેરડાના કાંટા સાથે માથું ખજવાળતો હતો તેણે પણ આ મહેફીલનું દૃશ્ય જોયું. વગર આમંત્રણે આ બુંઠિયો પણ, ખીચડીના લોંદાની મહેફીલમાં સામેલ થઇ ગયો. કાગડાને રોજના સમયની ખબર હતી એટલે એનું પૂછવાનું જ નહિ. રોટલાના બટકા ચાંચમાં ઘાલતા જાય અને 'બિરમ'ની મોટે અવાજે વાહ વાહ બોલતાં જાય, સાયંકાળે બુદ્દેશ્વર મહાદેવની આરતી વખતે ઝાલર નગારાનો અવાજ થાય; હીરાગર બાવો શંખનાદ કરે. એના પ્રચંડ નાદે, બિરમના રૂંવાડા ખડા થાય, અને પછી બિરમો તાંડવનૃત્ય શરૂ કરે, નૃત્ય તો એવું જામે, એવું જામે કે હીરાગર બાવાની આરતી હાથમાં સ્થિર થઇ જાય. ઝાલર અને નગા-





બિરમની મહેફીલનાં સાથીઓ ]  [ સ્કેચ : વ્રજલાલ ત્રિવેદી

રાની ડાઠીના અવાજો પણ મંદ બની જાય, અને દર્શને આવેલા લોકો, બિરમાના નૃત્યની અંદર સાક્ષાત રૂદ્રના જ દર્શન દેખવા લાગે; પછી બિરમ એની મરૂભૂમિની ભાષામાં ભૈરવ રાગ ગાય. એનો ભૈરવ રાગ જ્યારે બરાબર જામતો ત્યારે લોકો કાનમાં આંગળીઓ ભરાવી દેતા; આખું વાતાવરણ અલૌકિક જામી જતું, તે વખતે એના સાથીદારો પણ બિરમાની ભક્તિ ઉપર ફીદા થઇ જતા, પેલો લૂલયો કૂતરો એની સીધી પૂંછડી બંગડી જેવી વાંકી કરીને સાડાત્રણ પગે તાલ આપતો. ભુરવી બિરમાના ગાલે જીભના લબરકા લેવા છલંગો મારતી; અને આણુદા કુંભારનું ખોલકું પાછલા પગે ઢેલક બજાવતું, અને ખુંઠચો વાછડો આબેહુબ પોઠિયા સ્વરૂપે ખડો થઇ જતો. અને છેલ્લે બિરમો સાક્ષાત્ મહાદેવરૂપ બની જાતો. બિરમના આ ભવ્ય દૃશ્યને લોકો રાત્રે સ્વપ્નમાં પણ દેખતાં.

બિરમો ઘણીવાર ખરે બપોરે રાફડા ઉપર માથું ટેકવીને સૂઇ જતો. મૃત્યુને ખોળે માથું ટેકવીને સૂઈ જતા આ બિરમાના માથા ઉપર ઘણીવાર નાગ પોતાની ફણા ઝુલાવી રાફડામાં ચાલ્યો જતો, લોકોએ આ દૃશ્ય ઘણી વાર જોયેલું. અને પીપળા શેરીના પોતીમાએ તો એને શંકરબાપા જ માનેલા.

શિયાળાની કડકડતી ટાઢ હતી. ખેતરોમાં, લીલાકુંજાર ગાલીચા ઉપર ઘઉંની ડુંડીઓ સૂઇ રહી હતી. પાછલી રાતની ઠંડી વધતી જતી હતી. રાતવાસુ રહેલા ખેડૂતો, ઠંડીની મીઠી સુરખીના ઘેનમાં ઝોલાં ખાઇ રહ્યા હતા, એવામાં અચાનક પક્ષીઓની ચીત્કારી સંભળાણી, શિયાળીઆઓ જોરથી લાળી કરવા લાગ્યા. પક્ષીઓની ભાષાનો જાણકાર બિરમ એકદમ જાગી ઉઠચો અને વાતાવરણ ઓળખી ગયો. ઉત્તરાદો પવન ફૂંકાતો લાગ્યો. અને એની સાથે હિમની સાસડાટી ક્ષણવેગે ધસી આવતી હતી. ખેતરમાં સૂતેલા રાતવાસુ ખેડુતોને બચાવવા એણે હિંમત કરીને, એક ભયંકર "હાકોટો" પાડ્યો; ખેડૂતો ગભરાઇ જાગી અને ખડની ઝૂંપડીમાં ઘુસી ગયા. હરણિયાં, સસલાં, વગેરે અનેક પ્રાણીઓ છુપાઇ ગયાં. એ જ વખતે, પેલા ગામના લોકો પણ ધ્રૂજી અને જાગી ઉઠ્યાં, પણ અફસોસ. તે જ ક્ષણે બિરમ ત્યાં ને ત્યાં જ ધરણી ઉપર ઢળી પડ્યો એની ઉપર થઇને હિમનું એક સખત મોજું, અનેક માઇલની ઝડપે પસાર થઇ ગયું હતું. ખેતરોમાં સૂતેલા ઘઉં રાખ થઇ ગયા, ખેડૂતો બચી ગયા. પણ બચાવનાર પોઢી ગયો.

દુનિયાનો એ કદરદાન આખરે બેકદરદાનીમાં ગરકાવ થઇ અદૃશ્ય બની ગયો.

પરોઢીએ પાંચ વાગે હીરાગર બાવાએ મહાદેવને જગાડવા શંખ ફૂંક્યો ત્યારે "બિરમા મસ્તાન"ની મૃત્યુપથારી આગળ લૂલિયો કૂતરો, ભૂરવી અને એના ગલુડિયાં પોકે પોકે રડતાં હતાં. આણુદા કુંભારનું ખોલકુ બેચેન બનને ભૂંક્યા કરતું હતું. શીંગડા વગરનો ખુંટ્યો વાછડો એના કપાળને ચાટતો હતો. ઉષાગાન કરવાવાળા પક્ષીઓ અને કાગડા એ દાનેશમંદ "બિરમ"ના શબ આગળ વિલાપ કરતાં હતાં.






## [ ૯ ] અઘોરીનો ભેટો

માટીમાંથી છોડ અને છોડ પર દાણા. એ દાણા રંધાય, પેટમાં જાય. તે પચીને લોહી બને. એનો કચરો—મળમૂત્રને તમે ધિક્કારો છો કેમ? તમને એની સૂગ કેમ છે? એની એક વાસ્તવિક જીવનમાં વણાયલી કથા અહીં આવી ગઈ છે. આમાં શ્રદ્ધા અશ્રદ્ધા કે માન્યતાને સ્થાન નથી. વૈજ્ઞાનિક રીતે એને સમજવું જોઈશે.

મારે દિલ્હીથી જલંદર છાવણી પહોંચવું હતું. ત્યાંથી સીમલા જતી ગાડીમાં હોશિયારપુર ઊતરવાનું. ત્યાંથી બસમાં ચિત્તપુરની જવાનું. ત્યાંથી જવાલામુખી પહોંચવાનું. અંબાજીથી ઊપડ્યો ત્યારે બાવાજીએ મને આ ક્રમ આપેલો. ચિત્તપુરની એક દેવિસ્થાન છે. પ્રસિદ્ધ અને દર્શનીય પણ ખરું.

અમૃતસર મેલ પાંચમા પ્લેટફોર્મ પર ઊભો હતો. ત્યાં પહોંચ્યો તો અપાર ભીડ. માથું મારે તે આગળ જાય. જીવનના એકેએક ક્ષેત્રમાં આ કહેવત મહત્વની છે. સભ્યતાની ભાવના ઘણી વાર નિર્બળતા બની બેસે છે વિવેક જાળવવા જતાં આપણે પાછા પડી જઈએ છીએ. એવા માણસોના સમૂહમાં મૂકાઈ ગયા હોઈએ કે ત્યાં સભ્યતા કે વિવેકની ક્રિયાને સ્થાન ન હોય ત્યારે જે રીતે આગળ વધી શકાય એમ લાગે તે રીત જ અજમાવવી જોઈએ.

સૌની જેમ મેંય માથું માર્યું અને એક ડબ્બામાં ઘૂસવા ગયો. એક બે યાત્રીઓ બોલી ઊઠ્યા કે, જગા નથી મહારાજ! ઊભાય રહી શકાશે નહિ. તોય હું ડબામાં ઘૂસવા પ્રયત્ન કરતો રહ્યો. આ ગુજરાતી ગાડી હોત તો મારે ધક્કા જ ખાવા પડત. શું શું સાંભળવું પડત તે હું જાણતો હતો. કોઈ પણ બાવાસાધુ જેવા, આવી ભીડમાં, ગુજરાતને કોઈ સ્ટેશને ડબામાં ચડવા જાય ત્યારે ઉપદેશના અનેક પ્રકારો સાંભળવા પડે છે. જે બાવા સાધુઓ લોકોને ઉપદેશ આપતા હોય છે, તેમને લોકો સામેથી ઉપદેશ આપતા દેખાય છે. પણ પંજાબને આ ઓપ નથી ચડ્યો. પોતે પહેલો પહોંચે તો પહોળો થઈને જગા રોકે. કોઈ બેસનાર આવે એટલે વધારે પહોળો થઈને 'જગા જરાય નથી' એમ બતાવવા મક્કમ બનતો જાય, એવી અજડ મનોવૃત્તિ પંજાબીઓમાં ન જોઈ. જગા નથી એટલું કહ્યા પછી આવનારને રોકતા નથી. માનવતાની લાગણી વિસરી જઈને "જગા નથી" "આગળ જાઓ" "એક જ ડબો ભાળ્યો છે!" આવાં તુચ્છ વાક્યો અહીં કોઈ બોલતું સંભળાયું નહિ. આ રીતભાત ગમી. આપણા સામાન્ય વ્યવહારમાંથી જ આપણી સાચી માનવતા ઝલકે છે. મોંઘા માનવીને સૌ સત્કારે. સત્કાર કોઈ મહાન માટે જ ન હોય. સૌને સમભાવે સત્કારી શકતા હોઈએ તો જ આપણામાં સાચી માનવતા છે.

મને ડબામાં ઘૂસતો કોઈ બેસારુએ રોક્યો નહિ પણ પાછળથી ખભો પકડીને કોઈએ ખેંચ્યો. એ ખેંચાણમાં તુચ્છકાર હતો. જોયું તો ટિકીટ તપાસનાર મને ખેંચી લઈને ઘણું ઘણું કહી ગયો. એમાં અપમાન હતું. તિરસ્કાર હતો. મને ક્ષોભ થયો. આવું અપમાન સહી લેવું પડે એ દશા ઠીક નહિ. ઘડીક તો સુસ્ત થઈને બાંકડા પર બેસી રહ્યો. સીટી વાગી. ગાડી ઊપડવાની થઈ.

અંતર જાગ્યું. કહે છે:—નિરાશા શાની? મનસ્વી પુરુષોને માનાપમાન કેવાં? પોતાનું ધાર્યું સિદ્ધ કરવાં



નીકળેલો માનવી બધા અંતરાયોને સહી લે છે. બધી દશાને વેઠી લે છે. ત્યારે જ એને સિદ્ધિ વરે છે. લજાવું, અપમાન ગણવું, પોતે હલકો દેખાશે એવી લઘુતા રાખવી અને પોતાના ધારેલા કામને છોડવું એ પામરતા છે. ઊઠ ! ઊઠ !

ગાડી ચાલું ચાલું થઈ કે ચડી ગયો. દિલ્હી છૂટી ગયું.

જલંધરને બે સ્ટેશન છે. એક છાવણી અને બીજું સીટી. હું સીટી—નગરમાં ઊતરી ગયો. ચૈતર ચાલતો હતો. બદામની–દહીંની લસ્સી વેચાતી હતી. કેવું ઋતુને અનુકૂળ પીણું ! ક્યાં ગુજરાતીઓએ અપનાવેલો ચાનો ઢેઢવાડો ! બદામની લસ્સી મારે માટે નવી હતી. એક પવાલું લઈને પીધી. ગમી ગઈ.

સાંજ સુધી જલંધર જોયું. સાંજની સીમલા જતી ગાડીમાં બેસી હોશિયારપુર ગયો. એક ગુરુચેલા ભેટી ગયા. તેની પંચાતમાં 'અઠવાડિયું' ગયું. ચેલો એક સોની કુટુંબનો ચૌદેક વર્ષની વયનો છોકરો હતો. મનસ્વી વૃત્તિનાં ચપળ છોકરાં ઘરનાં બંધનથી મુક્ત થવા નાસી જાય છે, તેમ આ છોકરો નાસેલો એક સંન્યાસી બાવાના હાથમાં સપડાયેલો. તેને અમૃતસર પહોંચતો કરવાની ફરજમાં પાછો વળીને જલંધર આવ્યો. અહીંથી એક ફાંટો પઠાણકોટ જાય છે. ત્યાંથી બીજો ફાંટો પઢિયાર જાય છે. વચ્ચે જવાલાજીનું સ્ટેશન છે. આમ આગગાડી માર્ગે જવાનું ઠીક ધાર્યું. ગાડીને વાર હતી. હું જલંધર જોવા ચાલ્યો. ભાળ મળી કે, એક દેવીનું મંદિર પ્રસિદ્ધ છે. થયું કે ચાલ જોતો જાઉં. મંદિરે ગયો તો ત્યાં લોકોની ભીડ જોઈ.

લોકોના ટોળા વચ્ચે એક બાવો ઊભો છે. એ છે અઘોરી. એણે જઈને એક દુકાનદાર પાસે પાણી માગ્યું. તરસ લાગી હશે. કંદોઈની દુકાન હતી. તેણે લોટો ભરીને પાણી આપવા માંડ્યું. અઘોરી મહારાજે ખપ્પર ધર્યું. એ ખપ્પર હતું માણસની ખોપરીનું. કંદોઇ એ જોઈને ભડકયો. કોણ જાણે કયાંથી એણે શાસ્ત્રનો નિયમ સંભારી કાઢયો ! અઘોરીને કહ્યું કે: ખોપરીમાં પાણી નહિ આપું. પીવું હોય તો લો આ લોટો અને પીઓ.

અઘોરી કહે છે કે, વાસણમાં ભરેલાં પાણી અમે પીતા નથી. ખોપરીમાં રેડી દે. કંદોઈએ ખોપરીમાં પાણી રેડવાની ના કહી અને અઘોરીજીએ લોટામાંથી પાણી પીવાની ના કહી. અઘોરી પાણી પીધા વિના ચાલતા થયા. લોકોને મોઢેથી વાતો સાંભળી કે એ તો મળમૂત્ર ખાય છે. મસાણમાંથી બળતા મડદાંનું માંસ ખાય છે.

મેં પણ આવી વાતો સાંભળી રાખી હતી. અઘોરી વિષે જાણવાની ઇચ્છા જાગી તેમની પાછળ ચાલ્યો. તેઓ ઠીક ઠીક દૂર હતા પણ દેખાતા હતા. વસતિથી દૂર નિર્જનમાં એ પડી રહેતા. ઉતાવળે પગલે ચાલતો તેમની નજીક પહોંચી ગયો. એ આગળ અને હું પાછળ. ઘણે દૂર નીકળી ગયા. છૂટક છૂટક કોઈ ઘર હશે. પણ તે તો વગડામાં જ ગણાય.

પંજાબમાં સાધુ ઘણા પૂજાય છે, પણ ગુજરાત કરતાં જુદી રીતે. પ્રથમ તો પંજાબીઓ સાધુઓને વળગતા નથી, તેમ અનાદર પણ નથી કરતા. આંગણે આવ્યા કોઈ પણ સાધુને પંજાબી સ્ત્રી રોટલો આપ્યા વિના પાછો નહિ કાઢે ઘઉંની રોટી અને ઉપર ઘી, ઘરમાં હોય તો દહીંની લસ્સી પીવરાવે. બસ, આટલો ભાવ ગમે. ઝટ ગમે તેવા સાધુ મહાત્માને ઘરમાં પેસવા નહિ દે. એને પૂજવા ય નહિ માંડે. જોશે કે, સાધુ ખરેખર સાધુ છે, તો પછી કોઇ વાત બાકી નહિ રાખે. આખું ઘર એને સોંપી દેશે. તેમાં ય સ્ત્રીઓનો પ્રેમ તો અપાર છે. એ સાધુ –પ્રેમને બાનો ન ઓળખે અને અડપલું કરવા જાય તો મૂઓ પડ્યો છે. તેથી કહેવત છે કે :

પંડિત કો પૂરવ ભલા
ઢોંગી કો ગુજરાત

વિદ્વાન અને તપસ્વી સાધુઓ જ પંજાબમાં પૂજાય છે. જ્યારે ગુજરાતમા ઢોંગી હોય તો જ ભોજન પામે.

ઘણે દૂર ગયા પછી અઘોરીજીએ પાછું વાળીને જોયું. મેં જાણ્યું કંઈ પૂછશે. પણ તેઓ તો એમ જ ચાલતા રહ્યા. માઈલેક નીકળી ગયા.

અવાવડ જગામાં અઘોરીજી બેસી ગયા. હાથ જોડીને હું ઊભો રહ્યો. ઘડીક તો મન દીધા વિના બેસી રહ્યા. હું ઊભો જ હતો.





"બેસો" દસેક મિનિટ પછી અઘોરીજીએ કહ્યું.

હું બેઠો. થોડી વાર થઈ. અઘોરીજી ઊઠ્યા. થોડે છેટે જઈને ખોપરીમાં લઘુશંકા કીધી. તરત જ પી ગયા. ચીતરી ચડી ગને. પાછા આવીને મન દીધા વિના બેઠા.

કાળું ભીલ જેવું શરીર. માથાના વાળ અને દાઢી જાણે કે કદી ઓળાયાં જ નથી. આંખો લાલઘુમ, કદી નહાયા હોય એવું દેખાયું નહિ. ગંદવાડની મૂર્તિ જોઈ લો. એક રૂમાલ જેવું કપડું કેડે વીંટેલું.

હું તો વિમૂઢ શો બેસી રહ્યો. મળમૂત્ર ખાવાં એ સાધુતા કેવી? જેને જોતાં ચીતરી ચડે, એને સ્વાદથી પેટમાં ઊતારવાં કેમ ગમે? ઢોંગ કરતા હશે? શા માટે?

અઘોરીને મઠ નહિ કે મંદિર નહિ. અઘોરી ગામમાં કે વસતિમાં રહે નહિ. ન એ આશ્રમ બાંધે કે એકઠું કરે. આવા અઘોરીને ઢોંગ કરવા મળમૂત્ર ખાવા પડે એ શી રીતે મનાય? એની પાછળ કંઈક રહસ્ય તો હોવું જ જોઈએ.

ધીરેથી, નમ્રતાથી હું બોલ્યો: મહારાજ! એક પ્રશ્ન પૂછવા ઈચ્છા છે.

મારી સામે જોતા નથી. દૃષ્ટિ મારા ભણી વળતી જ નથી.

મેં પૂછ્યું: અઘોરી સાધુઓ મળમૂત્ર કેમ આરોગે છે?

"તું શ્વાસ કેમ લે છે?" અઘોરીએ એકાએક ઉત્તર દીધો.

મેં કહ્યું: જીવવા માટે.

"મળમૂત્ર જ અમારું જીવન છે."

મેં કહ્યું: એ તો ચીતરી ચડે એવી અને અધમ વસ્તુ ગણાય.

"કોણે કહ્યું કે મળમૂત્ર અધમ છે?"

મેં કહ્યું: અમને તો ચીતરી ચડે છે.

અઘોરીજી કહેઃ એ બધી માની લીધેલી વાતો છે. જે અન્ન તમે ભાવથી જમો છો, જે પાણી તમે પ્રેમથી પીઓ છો એનો જ ભામ મળમૂત્ર છે. અધમ ક્યાંથી બન્યું?

મેં કહ્યું: પણ એ તો વિકાર થઈને બીજા રૂપમાં આવી ગયું ને!

અઘોરીજી કહેઃ એક વસ્તુ બીજા રૂપમાં બદલાય એટલે તે અધમ બની જાય, એવું કોણે કહ્યું?

મેં કહ્યું: નરસું રૂપ બની જાય એટલે ઉપયોગી ન રહે.

અઘોરીજી કહેઃ આટલું જ ને? તમારા ઉપયોગની વસ્તુ ન હોય તે અધમ અને ઉપયોગમાં આવે તે ઉત્તમ, કેમ? દેખ, હવે કંઈ પૂછીશ નહિ. અમે અઘોરી કશાને દોષ ગણતા નથી. અમે એકએક કણમાં ઈશ્વરી શક્તિ જોઈએ છીએ. અધમમાં અધમ વસ્તુમાં પણ કેવળ ઈશ્વરી માયા જ વહી રહી છે. એ ઈશ્વરી ભાન સતત જાગૃત રહે અને કદી નબળું ન પડે માટે જ અમે મળમૂત્ર જેવી ત્રાસદાયક વસ્તુને પણ પ્રેમથી ખાઈ શકીએ છીએ.

હું આગળ પ્રશ્ન કરવા જતો હતો પણ અઘોરી ઊઠ્યા અને ચાલતા થયા. મારો પ્રશ્ન સાંભળ્યો નહિ.

લાંબે કાળે અને અનુભવે સમજાયું કે અઘોરપંથ એક અવળો પંથ છે. ખરી મઝા પણ એમાં જ છે. અત્તરને સુંઘીને તો સૌ પ્રસન્ન થાય. એમાં આપણે પ્રસન્ન નથી થતા પણ અત્તર આપણને પ્રસન્ન કરે છે. પરંતુ દુર્ગંધથી આપણે એટલા જ પ્રસન્ન થઈ શકતા હોઈએ તો આપણી ખરી પ્રસન્નતા છે, દૂધ અને દહીં બંને એક જ વસ્તુ છે. ઘાસના રસ અને દૂધ બંને એક જ છે. માટી-પાણી મળીને ઘાસ થાય છે. અંતે માટી કે પાણી એટલે દૂધ, આ પ્રક્રિયાનું ભાન ન હોય તે માટી અને દૂધને એક કેમ સમજે? તેમ જ અઘોર પંથનું વિજ્ઞાન સમજ્યા વિના મળમૂત્ર પણ શીરો અને દૂધ જેવાં મીઠાં કેમ ગણી શકાય?

મને ઉત્કંઠા જાગી. અઘોર પંથ વિષે કંઈક જાણવું તો ખરું. હું તો થયો ઊભો અને અઘોરીજીની પાછળ ચાલ્યો. મને આવતો જાણીને અઘોરીજી ઊભા રહી ગયા. મારી સામે જોયા વિના જ કહ્યું: ત્યાં જઈને બેસ, હું આવું છું.

હું પાછો વળીને પેલી જગોએ બેઠો. બેઠો બેઠો તે દિવસ આથમ્યા સુધી. [ ક્રમશઃ ]

# પડોશી

વિ૰ સ૰ ખાંડેકર
અનુ૰ ગોપાળરાવ વિદ્વાંસ

| |
|---|
| ઋષિ–મુનિના પુરાણા કાળથી ભારતને માથે એક ઠોકી બેસાડેલો આક્ષેપ છે : ઉપદેશો દેવાનો ! પણ ઉપદેશો આપવાની કળા શીખવા તો પાછું ભારતને જ શરણે દુનિયાને આવવું પડે છે ને ? એની ઉપદેશ દેવાની અનોખી ઢબ હતી : રૂપકોથી ભરેલી. આ નાનકડું રૂપક પણ આપણાં ઋષિ–મુનિની સૃષ્ટિ ખડું કરી દે એવું સચોટ છે. |

સ્વચ્છ સ્ફટિક સમું સુંદર તળાવ હતું ! જાણે ગગનમાં સ્વચ્છંદ વિહાર કરવા નીકળી પડતી મેઘમાલાઓએ પોતાના સાજશણગારનાં પ્રતિબિંબ નીરખી લેવા માટે ધરતીને પટે વિશાળ કોઈ દર્પણ ઢાંક્યું ન હોય !

તળાવને કાંઠે સુંદર વૃક્ષરાજિ જામી ગઇ હતી. કોઇ બિલોરી અરીસાને ફરતી જાણે નીલમની ફ્રેમ જડી !

તળાવમાં માછલાંઓ આનંદથી કૂદ્યા કરતાં; વૃક્ષરાજિમાં પક્ષીગણો ઉલ્લાસથી મધુર કંઠે ગીતો ગાતાં.

એમ કરતાં એક વાર એક માછલાને એક પક્ષી સાથે ઓળખાણ થયું.

પંખીએ પૂછ્યું : 'હેં માછલાભાઈ ! આવા સુંદર તળાવમાં તરવાઘૂમવાની ભારે મોજ આવતી હશે, નહિ ?'

અહંકાર તો કોને ન હોય ? માછલાએ તળાવના પાણી વિષે ચટકદાર લાંબાંલાંબાં વર્ણનો સંભળાવ્યાં. આખરે તેણે સવાલ કર્યો: 'હેં પંખીભાઇ ! આકાશમાં સ્વેચ્છાએ ચક્કર દેવાની મોજ તો કોઇ ઓર તરેહની હેવી જોઇએ !'

પંખીએ પણ કોઇ મહાકવિને આંટી દે તેવાં વર્ણનોથી માછલાને મુગ્ધ કર્યું. માછલું ગગનવિહાર માટે તલપાપડ થઇ રહ્યું.

એક વાર બંનેનો તળાવકાંઠે મેળાપ થઇ ગયો. માછલું પાણી બહાર નીકળતું હતું; પંખીએ પાણીમાં પ્રવેશ કરવા માંડ્યો હતો.

વૃક્ષ ઉપર પહોંચી જઇ ઊંચે આકાશમાં સફર મારવાની માછલાને મહત્ત્વાકાંક્ષા થઇ હતી, પણ બિચારું ઝાડના થડ સુધી પણ પહોંચી ન શક્યું. તળાવને કાંઠે ચાર ડગલાં આગળ વધતાં જ તરફડીને એણે પ્રાણ ખોયા.

અને પંખી પણ તળાવના ઊંડા પાણીની સહેલગાહ માણી ન શક્યું. કાંઠે જામેલા વેલાઓના જાળામાં એના પગ અટવાઇ ગયા, અને ત્યાં જ એ રામશરણ થયું.

પણ તે દહાડે તળાવને કાંઠે વૃક્ષરાજિમાંહેનાં પક્ષીઓ અંદરોઅંદર વાતો કરતાં સંભળાયાં: 'આપણી આ વૃક્ષરાજિની નજીક જ આ તળાવ છે એ સદ્‌ભાગ્યની વાત છે. કોઇ કોઇ વાર માછલાંની ઉજાણી ઉડાવવાની આપણને જ ઠીક લહેર આવશે !'

તે જ વખતે તળાવના પાણીમાંહેનાં માછલાં અંદરોઅંદર ખુશખબર આપતાં હતાં: 'આપણા તળાવને કાંઠે જ આ ઝાડોનું ઝુંડ છે તે ઇશ્વરની જ આપણા ઉપર મહેરબાની છે. આમ અવારનવાર પંખીઓનાં કુણાં કુણાં ખાજ આપણને તો જ મળ્યા કરશે !'



## આ સંસારે–

આ સંસારે શકય જે સ્નેહ માણ્યો,
આ સંસારે શકય વિયોગ જાણ્યો,
ચાહી–સાહી પ્રેમનો રંગ નાણ્યો.

અનામી

પ્રેમમાં મહાલવા જતાં અને વિયોગની અસહ્ય ઘડીને તપાસવા જતાં જે રંગ લાગે એ જ સાચો.

# આદર્શોની અથડામણ

ત્ર્યંબકલાલ મણિશંકર જોષી

કર્તવ્યનો આંકડો પણ ન જાણતી એક નૂતન નારી ભાવનાઓની નોધારી પાંખોએ ઊડવા ચાહે છે. એની જ સમોવડી સહિયર એની આ પાંગળી ભાવનાને અથેતિ સમજાવે છે. અને એ મંથનમાંથી પેલી નૂતન નારી જો કંઈ પણ નવનીત ન તારવે તો તો એના આદર્શોની અથડામણો વચ્ચે એ ગોથાં જ ખાયા કરવાની ને?

પ્રિય બહેન ચંદ્રિકા,

લાંબે સમયે તને પત્ર લખી રહી છું તો માફ કરજે. મારી સમસ્યાઓને ઉકેલવામાં હું એટલી ચિન્તા-મગ્ન રહેતી હતી. કે તને પત્ર લખવા માટે સ્ફુરણા જ ન થતી. એ સમસ્યાઓથી હું આખરે હારી છું એટલે મારી હૈયાવરાળો ઠલવવા અને તારાં અભિપ્રાય-સૂચન લેવા આ પત્ર લખી રહી છું.

ઇન્ટર પાસ થયા પછી મારાં લગ્ન થયાં તે તું જાણે છે. એમણે એક બેંકમાં નોકરી સ્વીકારી. આજે તે વાતને ચાર વર્ષ થયાં અને એ અત્યારે સારા હોદ્દા પર છે. લોકોને અમારી ઈર્ષ્યા આવે એવું બહારથી બધું લાગે છે. પણ બહેન, મારું હૃદય સૂનું છે. મારી ભાવનાઓ, મારું સાહિત્ય, મારું સંગીત, કંઇ જ એ ઝીલી શકતા નથી. મારી એ ભાવનાની ભૂખ ભાંગવા મારી કોલેજના મારા સહાધ્યાયી વીરેન્દ્ર જોડે હળુંમળું છું. બૌદ્ધિક સહચાર, ભાવના-વિનિમય અને કલાસાધનાની એકતાનતા મને વીરેન્દ્રમાં જ મળે છે. અમારાં નિર્દોષ મિલન, હાસ્ય અને વિચારોની આપલેને મારા પતિ વહેમની દૃષ્ટિથી જુએ છે. અને તેથી અમારે ઘણી વખત ઝગડવું પડે છે.

બહેન, હું પવિત્ર છું અને પવિત્ર જ રહીશ. મારી અને વીરેન્દ્રની વચ્ચે મૈત્રી સિવાય બીજો કંઇ જ સંબંધ નથી. એવો ઉદાત્ત સંબંધ મારા કલાહીન, અરસિક પતિના વહેમ ખાતર તોડી નાખું એ કેમ બને? પછી તો મારા જીવનમાં રહે જ શું? મારા પતિને મારો દેહ અર્પણ કર્યો છે. મન એ માર્ગે વળે જ નહિ તે શી રીતે વાળું? દેહનો પતિ એક, ભાવના જીવનનો પતિ બીજો એમ ન હોઇ શકે? પુરુષ અને સ્ત્રી વચ્ચે નિર્દોષ મૈત્રી સંભવી ન શકે? પરંતુ મારા આ વિચારોને એ સમજી શકતા જ નથી. તો મારે શું કરવું? બેમાંથી કોનો ત્યાગ કરવો? મેં તો લગભગ વિચાર કરી નાખ્યો છે કે પતિનો જ ત્યાગ કરી દેવો. મારામાં કમાઈ ખાવાની શક્તિ છે. એવા પતિ સાથે રહીને મારું જીવન વેડફી નાખવા હું માગતી નથી. વીરેન્દ્ર ટૂંક સમયમાં જ પરણી જવાનો છે એટલે લોકોને મોઢે પણ તાળાં લાગી જશે. વીરેન્દ્ર પ્રત્યેનો મારો શુદ્ધ પ્રેમ કદી કલુષિત નહિ બને. મારા પતિથી અલગ રહેવાનો વિચાર મેં વીરેન્દ્રને જણાવ્યો નથી.

મારી સમસ્યા આટલેથી પૂરી થતી નથી. મારે બે વર્ષનું બાળક પણ છે. તેનું શું કરવું? તેને તો હું છોડી શકું નહિ. મારા પતિ એને મારી સાથે રહેવા દે નહિ. આ સમસ્યાએ મને ખરેખર થકવી નાખી છે. એનો ઉકેલ હાથ લાગતો જ નથી. મારું માતૃહૃદય મને એક બાજુ ખેંચે છે, મારી બુદ્ધિ અને મહત્વાકાંક્ષા મને બીજી દિશામાં ઘસડે છે. આ ખેંચતાણમાં મારું હૃદય વલોવાઇ જાય છે અને કોઇ માર્ગ સૂઝતો નથી. હું માતા બની રહું કે કલા ઉપાસક? હું પત્ની બની રહું કે ઉચ્ચ જીવનને ઝંખતી સ્ત્રી? હું લગ્ન-જીવન છોડું કે ભાવના-જીવન ત્યાગું?

મારું અત્યારનું જીવન દુઃસહ બન્યું છે. તું જલદી પત્ર લખી કંઇક માર્ગદર્શક કર. તારો પત્ર આવ્યા બાદ છેલ્લો નિર્ણય લઈશ. તું મારાથી બે ચાર વર્ષે મોટી છે, સંસારના અનુભવે પક્વ થઇ છે. તારી સલાહથી મારા અંધકાર પથને પ્રકાશ સાંપડશે. પરંતુ છેલ્લો નિર્ણય લઇ હું તને ન જણાવું ત્યાં સુધી આ મારા વિચારો કોઈને કહેતી નહિ હો! એટલો વિશ્વાસ રાખું?

લિ.
તારી બાલસખી
વીણા.




પ્રિય બહેન વીણા,

તારો પત્ર મળ્યો. તારી સમસ્યાઓ જાણી. તારી શબ્દરચનાએ તો જાણે ભાવનાનાં નીર હિલોળે ચડયાં હોય એવું ચિત્ર ખડું કર્યું. પરંતુ એ નીર મારી તૃષા ન છીપાવી શકયાં. એ ચિત્રનાં નીર હતાં. બુદ્ધિના તણખા પણ ખૂબ ઝરતા દેખાયા. દીપોત્સવીની ફૂલ-ખરણી જેવા, તરત રાખના રૂપમાં ફેરવાઇ ગયા, ન આપ્યો પ્રકાશ, ન રહી ઉષ્મા.

ભાવના શબ્દ તો તેં એટલી વાર વાપર્યો છે કે તેની જાળમાં હું જરા ગૂંચવાઇ ગઇ, હું સમજી શકતી નથી કે તારી ભાવના શું છે? તું જ લખે છે કે તને ભાવનાની ભૂખ છે, એનો અર્થ તો એ થયો કે તારામાં ભાવના છે જ નહિ. બહેન, ભાવના એ કંઇ આપલે કરવાની વસ્તુ નથી, એ તો હૃદયમાંથી નીકળતા નિત્ય વિસ્તારવંત આંદોલન છે કે જે સ્થાનભ્રષ્ટ થયા વગર પાણીના તરંગ વર્તુલોની જેમ ગતિમાન થતા જાય. એમાં અન્ય વ્યકિતની અપેક્ષા નથી હોતી. બૌદ્ધિક સહચાર, ભાવના-વિનિમય અને કલા-સાધનાની એકતાનતા માટે તું વીરેન્દ્રને ઝંખે છે, પરંતુ એ બધાંને માટે કંઇ પુરુષ-મિત્ર જ જોઇએ એવું કંઇ નથી. મુંબઇ જેવા શહેરમાં એવી કોઇ સંસ્કારી સ્ત્રી તને ન મળી કે જેની મૈત્રીમાં તું આનંદ મેળવી શકે? સ્ત્રી અને પુરુષ નૈસર્ગિક રીતે જ ભિન્ન પ્રકૃતિ છે, તું સ્ત્રી હોવાથી ભાવનાત્મક સંવાદિતા તને સ્ત્રીમાં જ વિશેષ મળશે: પુરુષમાં નહિ. પુરુષ પાસે એ શોધવા જતાં બે ભિન્ન આંદોલનોની વિસંવાદિતા જાગશે.

વીરેન્દ્ર સાથેનો તારો સંબંધ શુદ્ધ છે, તો પણ એ શુદ્ધ ઔપચારિક જ ગણાય. વળી એ સંબંધ દૂષિત કયારે થાય તે કહી શકાય નહિ. તારા પતિ તારા પર વહેમાય છે એ સ્વાભાવિક છે. પુરુષ હૃદય જ એવું છે. સ્ત્રીનું એ સર્વસ્વ વાંછે છે. આંશિક સમર્પણ એને અસ્વીકાર્ય છે.

આહાહા...! દેહનો પતિ એક, ભાવના-જીવનનો પતિ બીજો, કેમ? શો બુદ્ધિનો વિપર્યાસ! પતિ એટલે તું એક વ્યકિત ન સમજ, એ તો ભાવનાએ ઘડેલો સિદ્ધાન્ત છે. સિદ્ધાન્તમાં શરતો ન હોય, સિદ્ધાન્તમાં દ્વિધા બુદ્ધિ ન હોય, સિદ્ધાન્ત અને દ્વિધા-બુદ્ધિ એ અયોગદશાનાં ચિહ્નો છે.

અને વીરેન્દ્ર પરણશે ત્યારે લોકોને મોઢે તો તાળાં લગાવાતાં હશે તો લાગશે, વીરેન્દ્રની પત્નીનાં મોઢાનાં તાળાં ખુલી જશે, એના પતિ જોડેનો તારો બૌદ્ધિક સહચાર એને પસંદ નહિ હોય તો?

તારું બાળક એ ખરું જોતાં તારી સમસ્યા નથી, પણ તારી સમસ્યાનો ઉકેલ છે. પત્નીત્વ એ સ્ત્રીનું કદાચ અનિવાર્ય છતાં આકસ્મિક સ્વરૂપ છે. માતૃત્વ એનું સ્વાભાવિક સ્વરૂપ છે. તું માતૃત્વને લાત મારીશ તો તું સ્ત્રી નહિ રહે. તારો બહુ પ્રિય 'ભાવના' શબ્દ પોતાના જ અર્થની વિડંબના કરતો બની જશે! માતૃહૃદય અને બુદ્ધિ એ બેના ગજગ્રહમાં માતૃહૃદય જ જીતે. પોતાનાં જીવનને જોખમમાં મૂકનાર બાળકને હૃદયનાં અમૃતપાન કરાવતી માતા એ બુદ્ધિની સ્પષ્ટ હાર બતાવે છે.

માતા અને કલા-ઉપાસક એબે વચ્ચે ભેદ નથી. સૃષ્ટિનું સર્વોત્તમ કલાત્મક સર્જન તે બાળક: એની રક્ષા, ઉછેર, વર્ધન એ સર્વોચ્ચ કલાની ઉપાસના. રંગ માટી કે પથ્થરનાં સાધનોથી કરેલ કલાસર્જન સામાન્ય કોટિનું છે. સંસ્કાર અને ભાવનાનાં સાધનોથી ભાવિ પ્રજાનું ઘડતર એ ઉચ્ચ કક્ષાની કલાનું સર્જન છે. વળી પત્ની અને ઉચ્ચ જીવન ઝંખતી સ્ત્રી એ વચ્ચે પણ કંઇ તાત્ત્વિક ભેદ હોવો જ જોઇએ એવું નથી. અને લગ્ન જીવન અને ભાવના જીવન વચ્ચે પસંદગીને અવકાશ જ નથી. લગ્ન એ ભાવનાનું વ્યવહાર સ્વરૂપ છે. બન્ને એક જ છે. લગ્ન એ મૂર્તિ છે તો ભાવના એની પ્રાણપ્રતિષ્ઠા છે. મૂર્તિ વગર પ્રતિષ્ઠા અસંભવ: પ્રતિષ્ઠા વગરની મૂર્તિ એ તો પથ્થર જ.

મારી તો તને સલાહ છે કે ગૃહત્યાગના વિચાર છોડી દે. વીરેન્દ્રનો સહચાર છોડી દે. પતિને તારામાં

# સંસ્કારવાહનનો કુવાથભ

ચંદ્રભાઈ ભટ્ટ

> દીકરીને બાપે ઉછેરી, મોટી કરી, પારકી કરવાનો વખત આવ્યો અને બેટી તો ભગવાન તથાગતની પરમ ભક્ત છે એનો જાણ બાપને થઈ. બાપે બેટીને અનુમતી પણ આપી દીધી. અ....ને દીકરી ઉપડી તથાગતને શરણે. માનવરચેલ ભગવાનની મૂર્તિ આગળ એ પહોંચી તો ખરી, પણ ત્યારે એ મૂર્તિને એ શ્રીમતીના લોહીથી પેલા માનવ જલ્લાદોએ જ રંગી દીધી હતીઃ માનવતાના ઉપાસક પાસે માનવતાને વધેરી દેવાઈ!

ઈસુને જન્મવાને હજુ છસો વરસની વાર હતી. ત્યારે ગેલીલીના કિનારાઓ પર એની દશ વરસની દીકરીને ખોળામાં લઈને અલકમલકની વાતો કરતો અને ભુરા આસમાન તરફ બતાવતો એ વૃદ્ધ થવા આવેલો આરબ બોલતો હતો, "આ ભુરોઆની કરામતનો પાર નથી, બેટી!"

અને તે જ પળે જાણે આકાશમાંથી ટપકી પડતો હોય તેવો રણશિંગાનો ક્રૂર અવાજ સંભળાયો. એ નાસી જાય તે પહેલાં પટકાઈ પડ્યો અને પકડાઈ ગયો.

એ ગુલામ બનીને ઇરાનમાં વેચાયો અને પછી એની દીકરીને લીધે મોં માગી કિંમતે ગ્રીસમાં એના લીલામ થયા. ગ્રીસથી આજે કેટલાંયે વરસોથી એ ભારતદેશના પાટલીપુત્ર નગરમાં આવી પહોંચ્યો હતો.

"ભગવાન તથાગતનો જય હો!" બોલીને એ સંઘમાં પેઠો. એની નવજુવાન દીકરીને રાજા બિંબીસારના રાણીવાસમાં નોકરી મળી અને વિકરાળ રણ જેવા જીવનમાં એને પહેલી વાર છાંયડો દેખાયો.

હવે આ આરબ ભરવાડ ઘણો વૃદ્ધ થઈ ગયો હતો. આ વૃદ્ધ અને તેની દીકરી બન્ને અરબસ્તાન, ઇરાન અને ગ્રીસમાંની દેવ દેવીઓની મૂર્તિઓની યાદ પણ ભુલી ગયાં હતાં. જાણે જીવનમાં એક જ રાત્રે તેમણે ભારતની ભૂમિ પરની મૂર્તિપૂજાને માથું નમાવ્યું અને ત્યાં તો "માનવ માત્ર સમાન"નો સંસ્કારવાદ એમને પણ જગાડી ચૂક્યો.

હવે આ બન્ને ભારતની ભૂમિ પર બધી રીતે ભારતનાં ફરજંદ બની ગયાં હતાં. હવે આ વૃદ્ધની યુવાન બેટી રાજા બિંબીસારના આથમતા જીવનકાળમાં આખા દરબારમાં શ્રીમતીના નામથી જાણીતી બની ચૂકી હતી. પાટલીપુત્રમાં એમ કહેવાતું કે શ્રીમતી જ્યારે પીડિત–નાચ કરે છે ત્યારે ભગવાન તથાગતની બધી યે પ્રશાંત પ્રતિમાઓ પણ રડી ઉઠે છે.

પણ હવે બિંબીસાર મરણ પામ્યો હતો અને રાજા અજાતશત્રુએ બુદ્ધની પ્રતિમાનું પૂજન કરનારને દેહાંતદંડનો કાયદો ફરમાવ્યો હતો.

ત્યારે પોતાના આવાસમાં વૃદ્ધ પિતાની પડખે સૂતેલી શ્રીમતી મધરાતે રડી ઉઠી.

"પણ થયું છે શું?" વૃદ્ધ બાપ બેટીને ઢંઢોળી રહ્યો.

"હું સ્વપ્નમાં છું કે......" શ્રીમતી હજુય ધ્રૂજતી હતી.

"એમ કેમ પૂછે છે?"

---

રસ લેતો કર. તારી ભાવનાના પ્રવાહમાં એને ડુબાવી દે. જીવન એ નથી કેવળ આદર્શ કે કેવળ વ્યવહાર. કેવળ આદર્શ અપાર્થિવ હોવાથી પૃથ્વી પર પગ માંડી શકતો નથી. કેવળ વ્યવહાર ભૌતિક હોવાથી ઉર્ધ્વનની મોજ માણી શકતો નથી. માટે જીવનને આદર્શ વ્યવહાર બનાવ. દેહ અને દિલ બન્ને એક જ પતિને અર્પણ કર. આર્ય નારીના સતીત્વના આદર્શ કેવળ દેહ પર નથી રચાયા. દેહથી પવિત્ર સ્ત્રી અસતી હોઈ શકે છે. દિલથી પવિત્ર સ્ત્રીનો દેહ રાક્ષસી તાકાત સામે પણ અસ્પૃશ્ય રહે છે.

લિ૦

તારી શુભેચ્છક

ચંદ્રિકા

★




બેઠી થતી શ્રીમતી બોલી: "સ્વપ્નમાં પણ તમે જ હતા." વૃદ્ધ ખડખડાટ હસ્યો, "બોલ જોઉં પછી!"

"પછી તમે આપણા ગેલીલીના કિનારા પરના ગામમાં શેરીની વચ્ચોવચ્ચ પગ પર પગ ચઢાવીને, ઊંચી ગરદન કરીને, શાંત ભયંકર નજર ફાડીને બેઠા હતા. મારી મરી ગએલી મા, ભૂખી બિલાડી જેવી ઘરની આસપાસ દોડતી હતી. હું આંધળી બનીને પેલી ખંજરી વગાડતી જોરથી ચીસ પાડીને ગાતી હતી. મારી ભૂખી માડીને પકડીને બલિદાનમાં દેવાની હતી. સૌ ભયાનક કોલાહલ કરતાં હતાં. સાંભળતી અને ધ્રુજી ઉઠેલી એવી હું...એવી મને કોઇએ જકડીને ઝાલીને ઉંચી કરી. મેં જોરથી ચીસો પાડી. મારી આસપાસ આપણાં લોકોનું એક ટોળું જોરથી કહેતું હતું, "પકડો એને, એ ડાકણ છે. રોજ રાતના ચામાચીડિયું બનીને એ એના પ્રેમીઓને આલિંગવા જાય છે."

અને હું રડી પડી.

"હા બેટી!" વૃદ્ધ અંધારામાં દેખી રહ્યો, "કેવું વિચિત્ર સ્વપ્ન!"

હવે બાપ અને બેટી બેમાંથી કોઇ ઊંઘી શક્યું નહીં. ઊંઘ આવી જાય અને પેલું ઓથાર જેવું સ્વપ્ન પાછું એને હચમચાવી નાખે તે બીકથી એ આંખો ફાડીને પથારીમાં પડી રહી.

"બેટી!"

"હાં, બાપા!"

"જાગે છે હજુ?" વૃદ્ધે શ્વાસ ખેંચ્યો, "હું તો એમ કહેતો હતો કે કાલે સવારે હું ન હોઉં અને તું...તું મારા પર ગુસ્સો ન કરતી, પણ મને લાગે કે તું રાજા અજાતશત્રુની પ્રતિમાઓ આગળ રાજીખુશીથી, અક્કડ ને શીઆરીથી નાચ કરવાનું કબુલ કરી લે અને પછી, દિલમાં હોય તો ભગવાન તથાગત તરફનો ભાવ કોણ છીનવી શકવાનું હતું!"

"કાલે સવારે!" શ્રીમતી યાદ કરતી બબડી, "કાલે સવારે ભગવાન તથાગતનો પૂજનદિન છે."

વૃદ્ધ કંપી ઉઠ્યો. અને પાછો બોલ્યો, "મેં કહ્યું તે, તે નથી સાંભળ્યું લાગતું."

"સાંભળ્યું છે, બાપા...પણ ભગવાન તથાગત પ્રકટ હતા. સંઘ એનું રૂપ હતું. પ્રકટની પૂજા અને પ્રેમ દિલમાં સંઘરી રાખ્યો હોય અને તે તથાગતની પ્રકટ છબી પાસે નાચવાનું...પેલું સંઘગીત ગાવાનું મન કરે અને..."

"મનને મારી શકાય છે."

"તો તથાગતનું મરણ થાય." શ્રીમતીની મુદ્રા ગંભીર બની ગઈ. એની આંખમાંથી આંસુ વહેવા માંડયા.

"મને માફ કર બેટી!" વૃદ્ધ કરગર્યો.

"બાપા, બાપા..." શ્રીમતી વૃદ્ધને ગળે વિંટળાઇ પડી, "તથાગત મને તેડે છે...તમે જ મને,... મને જન્માવીને દુઃખી, ભૂખી અને શોષાઇ ગયેલા શરીરવાળી મારી મા ચાલી ગઇ ત્યારથી તમે જ મને દિલ દીધું છે, તે દિલ ચોરવાનું તો તમે મને નહીં જ કહો ને?"

વૃદ્ધ ચિત્રમાં જડાઇ ગયો હોય તેવો અવાક્ શ્રીમતીના માથા પરથી સામેની બારીમાંથી બહાર દૂર દૂર અંધકારમાં અનિમિષ દેખાતો બેઠો. એની સામે એનો આખો ભૂતકાળ દેખાયો. કેવો ભયાનક એ કાળ હતો! એ વિકરાળ જીવનકલહમાં એનો એક કાન તૂટી ગયો હતો અને કપાળ પર ઘા પડ્યો હતો. એના આખા શરીર પર ઊંડા સોળનાં નિશાનો રહી ગયાં હતાં. અને છતાં પણ...! જાણે એ પોતાની જ છબી જોઈ રહ્યો. એના આખા ચહેરા પર પ્રસન્ન શાંતિની કેવી છાયા છવાઇ હતી. એના જ શરીરના ભાગ જેવી એની શ્રીમતી સંસ્કારની કેવી જીવતી પ્રતિમા બની શકી હતી.

"મને આજ લગણ કોઇએ પૂછ્યું નથી કે મારા હૃદયમાંની પ્રસન્નતા અને શાંતિનું પ્રભવસ્થાન શું છે તે!" એ બબડ્યો.





"બાપા!" શ્રીમતીએ વૃદ્ધની ડોક ઊંચી કરી.

"હું સમજતો હતો કે મારી અમૃતકુંપી તું છે..." વૃદ્ધે નિસ્તેજ નજર નાખી.

"તો કોણ છે બાપા ?"

"તથાગત...તને એ સંઘનો મહાનુભાવ સાદ દેતો હોય તો ભલે, જા..."

"હેં!" શ્રીમતીની આંખો આનંદના અતિરેકથી ચમકી ઊઠી. અને વૃદ્ધે એના ખોખરા અવાજે ઉંચે સાદે ગાવા માંડયું.

આજે ઘણા દિવસ પછી સંઘ માનવનું પેલું ગીત વૃદ્ધના કંઠમાંથી બધી પાળો તોડીને ઉછળતા ધોધની જેમ વહેવા લાગ્યું. પછી એ આનંદના અતિરેકથી થાકયો પાકયો પથારીમાં પડયો. તથાગતના ધ્યાનમાંજ એ ઊંઘી ગયો.

સૂરજ ઊગવાને હવે થોડીક વાર હતી, પૂર્વના આકાશમાં ઉષાની આગાહી જેવાં રાતાં બાળકિરણોની ઉષ્મા શ્રીમતીની નજર પર સૌથી પહેલી પડી અને આખા રાજભવનમાં જ્યારે કોઈ સંચરતુ નહોતું ત્યારે એ ઊઠી. વૃદ્ધ હજુ ઊંઘતો હતો. એણે એને ઊઠાડયો નહીં. એની રજા તો એને મળી ગઈ હતી. બીજા કોઈની પરવાનગી લેવાની એને પરવા નહોતી. એક મહાન પળ પર ટળી જવા એનું દિલ અધીર બન્યું હતું.

"દુઃખીઓની એવી તો દાઝ ઊઠે છે કે મારી નજરમાંથી દુવાની આંસુધારના ધોધ ધોધમાર વરસ્યા કરે અને પછી તેની નદીઓમા મારો તથાગતનો બળ્યો ઝળ્યો સંઘ નાહ્યા જ કરે તો..."

વિચારના ઘોડાઓ પર ઊડતી હોય એવી શ્રીમતી ચાલી નીકળી હતી. એના હાથમાં પુષ્પોની એક માળા હતી, એની નજરમાં ઉન્માદની ઉષ્મા ચમકતી હતી, એના પગમાંથી માથા સુધી એક તાલાવેલી જાગી ઊઠી હતી.

એણે રક્ષકોની હરોળો ભેદી, એણે તેમની કુતૂહલતા પર નજર પણ નાખવાની પરવા કરી નહીં. એણે મહારાણીનાં કમાડ ઠોકર્યાં અને કહ્યું, "આજ તથાગતના પૂજનનો ધન્ય દિવસ ઊગે છે. ...આવવું છે!"

પછી એ ચાલી નીકળી. રાણીએ એની પાછળ મમતાભરી રાડ નાખી, "પેલી મૂર્ખ છોકરી ચાલી જાય છે... કોઈ તો બચાવો એને!"

એને બચાવવાની તાકાત પાટલીપુત્રે ગુમાવી દીધી હતી. આખા રાજગૃહમાં હોહા મચી હતી. એણે આદરેલા સવિનય ભંગને દંડવા સમશેરના ધારણ કરનારા દોડતા હતા.

કોઇએ અટારીએથી, કોઇએ ઝરૂખેથી એને જતી જોઇને નિશ્વાસ નાખ્યો. કોઈએ કમાડ ખોલીને ઉતાવળાં બંધ કરી દીધાં. કોઇ સમજ્યા વિના એની પાછળ ધસડાયાં. ભારતની ધરતી પર પ્રાણનું આવું વાહન દેખતાં નરનારીઓએ અહોભાવ ઉચ્ચાર્યા.

પેલી શાક્ય લોકોના આગેવાનની આરસની પ્રતિમા એને આવતી દેખીને જાણે હસી ઊઠી. એ શિલાઓ ઠેકતી ઉપર ચડી ગઈ. પ્રતિમા સામેના ઓટ પર ઊભીને એણે ચારે બાજુ જમા થએલા ટોળા ઉપર એક નજર નાખી. એની બીજી નજરમાં આખી પ્રતિમા શમાવીને એની શ્વેત અને વિશાળ આંખો પ્રફુલ્લ કમળ જેવી ઊઘડી. એનો પડછંદ નારીદેહ દેદીપ્યમાન દેખાયો. એનાં અંગેઅંગ ઊગતી ઉષામાં કલ્લોલતી પલ્લવી જેવાં ડોલી ઊઠયાં.

તથાગતનો સંસ્કાર સૈકાઓમાં પહેલી વાર અનુપમ પૂજન પામતો ઓપી ઊઠયો.

એ નાચી. એને આખું જગત ફરતું લાગ્યું. એના મગજમાં પ્રકાશની નદીઓ સ્ફુરતી હોય તેવું એને ભાન થયું. એના પ્રાણ પર ચમકી ઊઠેલાં સૂરજના પહેલા કિરણો એનું અમી સુસીન તેજવાળાં બનતાં દેખાયાં.

અજાતશત્રુનો કાયદો રક્ષવા દોડીને આવેલા જલ્લાદો આ અદ્‌ભુત દેખાવને જોઇને મૂઢ બની

# ત્રણ ચાર પ્રસંગો

ધૂમકેતુ

[૧]

એક માણસ કૂકડાઓને લડાયકરીતે તૈયાર કરવાનું કામ કરતો હતો. એક વખત એક જણે એને એ કામ સોંપ્યું. એણે સરસ કૂકડા એ માટે તૈયાર કરવા માંડ્યા.

આઠેક દિવસ થયા એટલે પેલાએ પૂછ્યું: 'કૂકડા તૈયાર થઈ ગયા?'

'ના ભાઈ! હજી તો તૈયાર થયા નથી!'

'કેટલોક વખત લાગશે?'

'બીજા આઠ દિવસ!' તેણે જવાબ વાળ્યો.

બીજા આઠ દિવસ ગયા એટલે એણે પૂછ્યું: 'કેમ હવે તો તૈયાર થયા હશે ના?'

'તૈયાર થયા છે, પણ બરાબર નહિ, ટક્કરમાં હોય ત્યારે, બીજા કૂકડાનો અવાજ સાંભળતાં ગુસ્સે થઈ જાય છે. ત્યાં સુધી એ તૈયારી ન કહેવાય. હજી આઠેક દિવસ થોભો!'

વળી પેલો આઠેક દિવસ થોભ્યો. પછી ખબર કાઢવા આવ્યો.

રમતના ઉસ્તાદે જવાબ વાળ્યો: 'હજી નહિ સાહેબ! હું તમને એવા જોદ્ધા આપવા માગું છું કે સંગ્રામ એટલે શું એનો તમને ખરેખરો ખ્યાલ આવી જાય. હજી આઠેક દિવસ થોભો. હવે એ બીજા કૂકડાનો અવાજ સાંભળતાં ગુસ્સે થઈ નથી જતા એ ખરું, પણ પોતાના પડછાયાથી ભડકી જાય છે!'

વળી આઠ દિવસ જવા દઈને પેલો આવ્યો.

પેલાએ ડોકું ધુણાવ્યું: 'હજી નહિ. તમારે મન એ બે ઘડી, રમતની—શોખની વાત છે. મારે તો એમની જાતમાં રહેલ ઊંચામાં ઊંચા ખમીરનું ઉન્નતમાં ઉન્નત શૃંગ જોવું છે! હજી નહિ, હજી એ, એક બીજાને જોતાં જરાક ક્ષોભ પામે છે. સીધા લડાઈના મેદાનમાં પડતા નથી! ક્ષોભ પામે છે તો એક કે બે પળ—પણ એ બે પળ તો આખા જુદ્ધનું નિર્ણયાત્મક પલ્લું પોતાના હાથમાં રાખે છે. સેનાપતિઓ જુદ્ધો જીતે છે તે કાંઈ દિવસોના યુદ્ધ પછી નહિ—એક બે પળના નિર્ણય પછી.'

પણ મોજશોખ માટે કૂકડાની માગણી કરવા આવેલો માણસ આ ઉત્તર સાંભળતાં હવે વિચારમાં પડી ગયો લાગ્યો: એના મનમાં થઈ ગયું: 'ઓ હો હો! દુનિયાનું કોઈ કામ એવું નથી, જે માણસને દેવ જેવો થતાં રોકી શકે! આ કૂકડા પાળનારાને હું તો નાચીજ માનતો હતો! પણ એણે તો આમાંથી જીવનઘડતરની બેહદ તાલીમ મેળવી લીધી છે!'

---

થંભી ગયા હતા તે એને ઢળી પડેલી દેખીને એની બન્ને બાજુ પર તરવારનું તોરણ રચીને બોલ્યા, "ઊઠ, ઉન્મત્ત છોકરી, તેં અપરાધ કર્યો છે."

એણે અવિદ્યાનો પરાભવ કરે તેવી નજર ઊંચકીને સ્મિત કર્યું અને ગરદન ધરીને કહ્યું, "ચલાવો."

અને જલ્લાદોના હાથમાંથી તલ્વારો કંપી ઊઠી. લોહીથી તરબોળ બનેલો દેહ તથાગતના ચરણમાં પડ્યો. બુદ્ધની પ્રતિમા ઊગતી ઉષ્મામાં છંટાઈ ગઈ.

ઉપરની છત પરના માળામાં જાગી ઊઠેલા એક કબુતરે કિકીઆરી કરીને પાંખો ફફડાવી, વધારે નજદીક આવી ગયેલો માનવસમુદાય રડી પડ્યો.

ત્યારે એક વૃદ્ધ કલેવર, આ બધા દેખાવમાં તથાગતની પ્રતિમા પર નિશાન તાકી ઊડતું હોય તેવું આવી પહોંચ્યું. વૃદ્ધે બુદ્ધની લોહીભીની પ્રતિમા પાસે પડેલા દેહને ચૂમી નાખ્યો, અને ચીસ પાડી, "તું મરતી નહીં... તું મરણ પામતી નહીં... ઊઠ... ઉઠી પડ, મારી બેટી!"

અને આ મમતાથી ઉભરાતા વૃદ્ધ કલેવરે પેલી યુવતીને બાથમાં જકડીને બૂમ મારી; "ઊઠ!"

★





પેલા ઉસ્તાદે એને વિચારમાં પડેલો જોઇને પ્રશ્ન કર્યોઃ 'શું વિચાર કરો છો સાહેબ! બહુ દિવસો થયા એમ?'

'એમ તો નહિ, પણ આમ, કે, આ વાતમાં પણ આટલી બધી ખૂબી રહી છે!'

'આ વાત એટલે? આ વાત સાહેબ! તમારે મન નાચીજ હશે. અમારે ત્યાં તો સાત સાત પેઢીથી સચવાયેલું એ ઘરેણું છે. એની નકશી મારે હાથે ન બગડે, મારે પહેલું એ જોવાનું છે. મારો આપેલો જુદ્ધ કૂકડો ક્યાંક હારે—ત્યારે એ કૂકડો નથી હારતો—હું હારું છું! અને હું પણ નથી હારતો, મારી સાત પેઢી હારે છે!'

અને તેણે તાલીમ માટે વધુ એક અઠવાડિયાની મુદ્દત માગી!

## ૨ ]

એક જુવાન માણસ હતો. લંડન શહેરમાં ભટકતાં ભટકતાં એને લેખક થવાની મહત્ત્વાકાંક્ષા જાગી.

પણ કુદરત એની વિરુદ્ધ હતી. એને મળેલી કેળવણી માત્ર નામની જ કેળવણી હતી. એનો બાપ તો દેવાદાર હતો. અને દેવું ન ભરવા માટે જેલમાં ગયો હતો. આ જુવાનને ભૂખે મરવાના દિવસો પણ અવારનવાર આવ્યા કરતા હતા!

પણ છેવટે, એણે ગમે તેમ કરીને પેટને પોષણ તો આપવાનું જ રહ્યું.

એટલે એક ઠેકાણે શીશીઓને 'લેબલ' લગાડવાનું કામ કરીને એ પોતાનું 'પેટિયું' કાઢવા મંડયો!

પણ એનું મહાન સ્વપ્ન એને શેનું આરામ લેવા દે? એટલે આ કામમાંથી પરવાર્યા પછી પોતાને જેવું આવડે તેવું એ લખવા મંડયો.

એના જેવા જ બીજા બે છોકરાઓ એની સાથે રહેતા હતા. એ હતા અટકચાળા. એટલે રાતે જ્યારે બધા સુઇ જાય ત્યારે એ છાનો છાનો પોતાની વર્તાઓ લખે. એને મોટામાં મોટી બીક એ હતી કે જો કોઇ દેખી જાશે તો એની મશ્કરી થાશે! એટલે એ છાનો છાનો વાર્તાઓ લખે—ને તંત્રીઓને મોકલે.

પણ બીજે જ દિવસે એની વાર્તા એને પાછી મળે! કોઈ રાખે નહિ!

પણ છેવટે એક દિવસે એક જણાએ એ છાપવા રાખી. અલબત એની એક પાઈ પરખાવી નહિ, પણ છાપવાની મહેરબાની કરી.

આટલા જરા જેટલા ઉત્તેજને એને જાણે નવો માણસ જ બનાવી દીધો. અને એ પણ ત્યાર પછી, પોતાનો અનુભવ-નિચોડ અદ્‌ભુતરીતે આપતાં શીખી ગયો.

આ માણસ તે બીજો કોઇ નહિ—ઇંગ્લંડનો સૌથી પ્રખ્યાત નવલકથાકાર ચાર્લ્સ ડિકન્સ! આનું નામ સીધાં ચઢાણ!

## [ ૩ ]

વિખ્યાત તંદુરસ્તી પ્રચારકની એક વાત છે. અઢળક સમૃદ્ધિ ધરાવનાર આ માણસ એક વખત તો મુફલીસમાં મુફલીસ હતો.

એની મા ક્ષયમાં મૃત્યુ પામી હતી. પિતા પણ એવા જ કોઇ રોગનો ભોગ થયો હતો. એ વખતે એ નાનકડો હતો. સગાસંબંધીઓ એને ટાળવા માગતા હતા. એનામાં પણ પેલા ભયંકર રોગનો વારસો હોવાનો સંભવ હતો. એ કોઇ સગાને ત્યાં ખાતો. કોઈ સગાને ત્યાં કામ કરતો. વળી કોઈક ત્રીજાને ત્યાં સૂવા જતો.

એક વખત આ પ્રમાણે પોતાનાં એક કાકીને ત્યાં એ સૂતો હતો.

નીરવ રાત્રિમાં પોતાની પથારીમાં પડ્યો પડ્યો એ જાગતો હતો. અને પોતાને હંમેશાં સતાવી રહેલ ઉધરસ વિષે વિચાર કરતો હતો. અત્યારે પણ કાકા કાકીની નિદ્રા ઊડી ન જાય માટે એ બહુ બળ કરીને પોતાની ખાંસી રોકી રહ્યો હતો.

એવામાં એણે કાકા કાકીને કાંઇક વાતો કરતાં



સાંભળ્યાં. છોકરો એ સાંભળવા એક કાન થઈને ઊભો. એમને એમ હતું કે પડખેના ખંડમાં નાનકડો છોકરો ઊંઘી ગયો છે. પણ છોકરો એ સાંભળી રહ્યો હતો.

કાકી બોલી રહી હતી : 'આ છોકરો પણ એની માના રોગનો વારસો ધરાવે છે. એને આપણે ધીમે ધીમે અહીંથી રવાના કરી દઈએ. નહિતર એ આપણને પણ અસર કરી જશે. એની ખાંસી તમે સાંભળો છો નાં ?' કાકાએ જવાબ વાળ્યો: "ડૉક્ટર પણ એમ જ માને છે. બહુ દિવસ નહિ કાઢે."

નાનકડા છોકરાએ આ સાંભળ્યું અને એના અંતઃકરણમાં જાણે એક ભયંકર ઘા થઈ ગયો.

તે પોતાની પથારીમાં પાછો ફર્યો. એની આંખમાં આંસુ છલકાતાં હતાં. એણે પથારીમાં પડ્યાં પડ્યાં મૂંગા કેટલીએ વાર સુધી રૂદન કર્યું.

પણ પછી જાણે એ રૂદનમાંથી એનો માર્ગ એને સ્પષ્ટ દેખાતો હોય તેમ એના અંતઃકરણમાં એક ભીષણ નિશ્ચય જન્મ્યો.

એણે નિશ્ચય કર્યો કે એને જીવવું છે. તંદુરસ્તી ભરેલીરીતે જીવવું છે. જે છોડીને જગતમાં પોતાનું સ્થાન મેળવી લેવું છે.

બીજે દિવસે સવારે "સેકન્ડહેન્ડ બુકસેલર"ને ત્યાંથી કસરત અને તંદુરસ્તીના નિયમનાં પુસ્તકો લઈ આવ્યો.

એણે ધીમે ધીમે પોતાના જીવનને જરા જરા ઘડવા માંડ્યું.

એને લાગ્યું કે એ મજબૂતી મેળવે છે. એના આનંદનો પાર રહ્યો નહિ.

એણે એ સ્થાન તરત છોડી દીધું. બીજી જગ્યાએ પોતાને લાયક કામ શોધી કાઢ્યું. કુદરતી જીવન અને તંદુરસ્તી આપનારો વ્યાયામ શરૂ કર્યો. અને એને જ લાગતાં પુસ્તકો પણ પ્રગટ કરવાં માંડ્યાં !

આજે ત્રણ કરોડ ડૉલરની સમૃદ્ધિ ધરાવનાર આ માણસ બીજો કોઈ નહિ, વિખ્યાત મેકફેડન પોતે હતો !

[૪]

સમુદ્રમાં બે ટાપુ છે. એક બીજાથી આઘે આઘે વચ્ચે સમુદ્રનાં પાણી ગર્જી રહ્યાં છે. એક ટાપુમાં સમંદર–પંખી ટોળાબંધ રહે, એમાં એ માળા બાંધે, આનંદ–વિનોદ કરે. રાત્રે કલ્લોલ કરે. વહેલી પ્રભાતે ટોળાબંધ બીજા ટાપુ ઉપર ખોરાક માટે ઉપડે. ખોરાક ત્યાં: રહેવાનું અહીંઆ. આ પ્રમાણે જીવન વીતાવે.

માળામાં બચ્ચાં હોય તે મોટાં થવા આવે ત્યારે મા એમને બીજા ટાપુએ જઈને ખોરાક શોધી લેવાની જાતમહેનતની કેળવણી આપે.

પણ એક વખત આ ટાપુમાં નવી નવાઈની વાત બની.

બન્યું, એવું કે એક બચ્ચું બહુ જ બીકણ નીકળ્યું આ ટાપુ ઉપરથી પેલા બીજા ટાપુ ઉપર જવા માટે જે મુસાફરી ખેડવી પડે, એ મુસાફરીની એને બીક લાગે. એને એમ થાય કે વખત છે ને હું ઊડતાં ઊડતાં વચ્ચે જ સમુદ્રમાં પડી જાઉં તો !

એટલે એ બચ્ચું તો ઊડવાની હિમ્મત ન કરે.

બીજાં અનેક બચ્ચાં ઊડી ગયાં. બીજા ટાપુ ઉપર જઈને પોતપોતાનો નાસ્તોપાણી કરવા મંડ્યાં. સાંજ પડે એટલે કિલ્લોલ કરતાં આ માળામાં પાછાં ફરવા મંડ્યાં; પણ આ એક બચ્ચું એવું નમાલું કે ઊડે જ નહિ !

માળામાં સૌ ખાવાનું નાખે તો ખાય. પાંખો ફફડાવે. આમ તેમ જરા હાલે. બેઠું બેઠું બધું જુએ. આકાશ દેખે. સમદર દેખે. પણ જેવી ઊડવાની વાત આવે કે અઠે દ્વારકાં કરી જાય !

બીજાં બધાં પંખી એની આ બીરૂતાથી ત્રાસી ગયાં. સૌને એમ થવા માંડયું કે આ તો આપણી જાત માટે કલંક ગણાય ! પંખીનું બચ્ચું ઊડતાં ડરે છે એ વાત કોઈ સાંભળે તો પણ હસે ! એમણે

બધાએ નિશ્ચય કર્યો કે કાલે તો એને ચાંચો મારી મારીને આપણે પરાણે કાઢીએ.

એ સાંભળીને એની મા બોલી ઉઠી : 'તમે બધા તમારી બહાદુરી તમારા ઘરમાં જ રાખજો. એને કેમ ઊડતાં શીખવવું એ હું જાણું છું. કાલે એને હું પોતે શીખવીશ. તમે જોયા કરજો.'

પછી બીજે દિવસે સવારમાં પેલા સમંદરપંખીની મા વહેલી વહેલી કાંઈક નાસ્તો ઉપાડી લાવી. અને પેલા બીરૂ બચ્ચાની ઉપર જ આવીને બોલ બોલતી ફરી રહી! એ સાંભળી બીરૂએ ઊંચે જોયું તો પોતાની માને દીઠી! અને એના મોમાં સરસ નાસ્તો દીઠો!

તે નાસ્તો લેવા માટે તૈયાર થઇ ગયું. એટલે તરત એની મા નીચે આવી માથા ઉપર નાસ્તો લટકાવતી હવામાં તરવા માંડી.

પેલું બચ્ચું અદ્ધર થયું. તેણે નાસ્તો લેવા જરાક ઊડયા કર્યું. પણ થોડા માટે માને પહોંચી શક્યું નહિ. માએ ફરી બોલ આપ્યો. અને એને ઉત્તેજન આપ્યું.

ફરીને એ ઊડવા તૈયાર થયું, આ વખતે તો જરાક ઊડયું પણ ખરૂં. માની સાથે થઇ જવા પાંખ ઉપાડી તે એના મોંમાં નાસ્તો આવ્યો એમ થઇ ગયું.

પણ એક સહેજ જ ફેર માટે માના મોંનો નાસ્તો અધર રહી જતો હતો. એ હિંમત કરી વધારે ઊંચે ઊડ્યું. એને પોતાને પણ નવાઇ લાગી કે પોતે પડયા વિના ઊડી શકે છે! એને શ્રદ્ધા આવી. તરત એ વધારે ઊંચે ઊડ્યું. પણ માએ જરાક જ ફેર રાખી મૂકયો. વળી એ વધારે ઊંચે ઊડ્યું. એમ કરતાં કરતાં તો એને અચાનક જ ખબર પડી કે માળો તો ક્યાંયનો ક્યાંય રહી ગયો છે!

—અને એ તો સમુદ્ર ઉપર ઊડી રહ્યું છે!

પ્રેમભર્યો સાદ દેતી મા આગળ જઈ રહી હતી.

પાછળ પેલું બીરુ બચ્ચું ઊડી રહ્યું હતું.



## આંતર–ભારતી

'માનવતાનું સર્વ સ્થળે દર્શન કરાવવું, સર્વત્ર સમતા સ્થાપવી, કોઈ ઉચ્ચ નથી, કોઈ હીન નથી. ભેદાભેદ જોવા નહીં. આપણા ભારત દેશનું આપણને પૂરું જ્ઞાન નથી. તેથી જુદા જુદા પ્રાંતોના, જુદી જુદી ભાષાના જાણકારો સર્વ ભાઇઓ જુદી જુદી ભાષા, તેમજ પ્રાંતીય સંસ્કારના અભ્યાસ માટે એકત્ર થઇ શકે એવું સ્થાન કર્યાં છે? મુંબઈમાં રશિયન જર્મન, ફ્રેંચ આદિ ભાષા શીખવવાની સગવડ છે. પણ હિંદના પ્રાંતો શીખી શકાય એવી સોઈ કર્યાં છે? **આંતર–ભારતી**માં આનો સમાવેશ કરવો.'

**આંતર–ભારતી** વિશે સાને ગુરુજીની આ કલ્પના છે, આ વિચારોને સામે રાખીને ગુજરાતનાં કેટલાંક ચિંતકો, સાહિત્યકારો અને કલાકારો ગઈ ૩૦મી ઑગસ્ટે અમદાવાદમાં મળ્યાં હતાં ત્યારે નિર્ણય કર્યો કે ગુજરાતમાં પણ **આંતર–ભારતી**ની સ્થાપના કરવી. આ કાર્યને મૂર્તિમંત કરવા માટેની જે કામચલાઉ સમિતિ નીમવામાં આવી છે તેના મંત્રી તરીકે શ્રી પુષ્કર ચંદરવાકર અને શ્રી ઈન્દુભાઇ દેસાઈની વરણી કરવામાં આવી છે. વાર્ષિક સભ્ય ફી માત્ર **આઠ આના** રાખવામાં આવી છે. પત્ર વ્યવહારનું સરનામું: મંત્રી શ્રી આંતર–ભારતી, શાંતિભુવન, ખડાયતા કોલોની પાછળ, એલિસબ્રીજ, **અમદાવાદ**

# અમૃતધારા

સાને ગુરુજી
અનુ૦ પુરુષોત્તમ માવળંકર

જીવનનો હું એક નમ્ર ઉપાસક છું. આસપાસની સમગ્ર દુનિયા સુખી ને સમૃદ્ધ બને, જ્ઞાનવિજ્ઞાન સંપન્ન ને કળામય થાય, સામર્થ્યસંપન્ન ને પ્રેમમય બને એ જ મારી એકમાત્ર તાલાવેલી છે. મારું લખાણ અને મારી વાણી, મારા વિચારો કે મારી પ્રાર્થના આ એક જ ધ્યેય સારૂ હોય છે.

*

સ્વાતંત્ર્ય એટલે સંન્યાસીનો સંસાર. જગતનાં સ્વાતંત્ર્યયુદ્ધોનો ઇતિહાસ બલિદાન વડે રંગાયેલો છે.

*

રાજકારણ એ મારો પ્રાણ છે એમ મને લાગતું નથી. રાજકારણની રમત રમવા સારૂ જોઈતી વૃત્તિ મારી પાસે નથી.

*

ભારતને:માનવોનું તીર્થક્ષેત્ર બનાવીએ; પ્રેમસ્નેહનું નિજધામ બનાવીએ. અહીં ન જોઈએ ક્ષુદ્ર ભેદ, ન ઘટે વિષમતા. અહિંસક સમાજવાદ વડે અહીં માનવની પ્રતિષ્ઠા સ્થાપીએ.

*

ઈશ્વર પાસે મેં કેવળ નિર્મળ હૃદયની માગણી કરી છે.

*

મજૂરોનો પરસેવો એટલે જગતનું જીવન; મજૂર એ જગતની નાડ છે; મજૂરો એટલે જાણે જગતનાં ફેફસાં. એમને માનભર્યું સ્થાન આપો. એમને ગૌરવભર્યું સ્થાન આપો.

*

પૈસો ને સત્તા એ બન્નેથી હું દૂર છું. નિંદા ને દ્વેષ એ બન્નેથી પણ હું દૂર છું; માટે જ હું જીવું છું. પ્રેમમય બનીને પ્રેમ વડે જગત જીતવું એ જ એક કામના છે.

*

આપણું નમી ગયેલું માથું જો આપણે ઊંચું રાખવું હોય તો નિર્ભય થવું જોઈએ.

*

ઈશ્વરને આપણે સહસ્રશીર્ષ, સહસ્રાક્ષ એવાં વિશેષણો આપીએ છીએ. પરંતુ સહસ્રહૃદય એવું વિશેષણ ક્યાંય જોવા નથી મળતું. ઈશ્વરને જેમ હૃદય એક જ તેમ ભારતમાં અનેક પ્રાંતો હોવા છતાં પણ ભારતનું અંતઃકરણ એક રહો. પ્રાંતોએ ભારતી બનવું ને ભારતે અતિ ભારતી બનવું. વ્યાપ વધારશો તો વૈભવ વધશે. સંકુચિતતા છોડો.

*

લખવું એ મારો થોડોક સ્વધર્મ છે, પણ મારી એ જીવનવ્યાપી વૃત્તિ નથી. કલમના લાલિત્ય કરતાં ઝાડુના લાલિત્યનો હું ઉપાસક છું. શ્રમનું મહાકાવ્ય માણવું એ મારી સાચી ઝંખના છે.

*

ઈશ્વરનો સાક્ષાત્કાર એટલે બધે માંગલ્યનું દર્શન, પોતપોતાના ધ્યેય સારૂ મથામણ કરતી વખતે પણ બીજાઓ વિષે મનમાં સહાનુભૂતિ રાખવી તે. આજે મને ઈશ્વરને ભેટવાની ઉત્કંઠા નથી. હું મારા જીવનમાં મથામણ કરી રહ્યો છું. મારી ક્ષુદ્રતાને જીતી લેવા માગું છું. વિકાર, સ્વાર્થ, અહંકાર એ બધા પર વિજય મેળવવા તલસું છું. મને ઐક્યની તાલાવેલી છે. ભારતને હું વિશ્વનું પ્રતીક ગણું છું.

*

ઈશ્વર ઉપર અભિષેક કરનારાઓ લોકોને રડાવે છે, બ્રાહ્મણ-ભોજનો આપનારાઓ હરિજનોને લાતો મારે છે!

*

મેં થોડું ઘણું લખ્યું હોય તો પણ હું સ્વભાવે સાહિત્યિક નથી. સાહિત્ય કેવું હોવું જોઈએ એની બહુ ચિકિત્સા મેં મારા મનમાં કદી પણ કરી નથી. ભાવના પર નાચતાં નાચતાં મેં લખ્યું. લખતી વખતે હું રડતો, ગુસ્સે થતો, મારા રોમાંચ ખડા થતા. જાણે હું મારા લખાણમાં લોહી રેડી રહ્યો હોઉં! સમગ્ર પ્રાણ એમાં મૂકતો હોઉં!

*

મીણબત્તી પ્રમાણે પોતે બળીને લોકોને થોડોક પણ પ્રકાશ આપી શકાય તો મારું જીવન હું ધન્ય ગણીશ.

★

હેમંતે ધાર્યું હતું તેમ જ બૅરિસ્ટરે લખ્યું. "નાસ્તિક હોવા છતાં હું અધર્મથી ડરું છું એમ કહું તો તું હસતી નહિ. જે વિચાર જે કાળે કરવો ન જ જોઈએ એમ સામાન્ય વૈદ પણ કહે તે તું કરે છે, ને હેમંત એમાં સંમતિ આપે છે તે તમારા બન્નેની બુદ્ધિનું દેવાળું સૂચવે છે. પણ મેં હજુ મારી અક્કલનું લિલામ કર્યું નથી. એટલે 'હા'ની આશા રાખી હોય તો તે કાઢી નાખજે."

રોહિણીએ લખ્યું: "તબિયતને માટે થઈને જ આ કર્યું છે, મારા પર વિશ્વાસ રાખો."

બૅરિસ્ટરને માટે બીજો માર્ગ નહોતો, એ છેવટની ઘડી સુધી ખીજાયા, ધમપછાડા કર્યા, પણ રોહિણીએ હસ્યા જ કર્યું: "ધારજો કે તમારા દીકરાએ તમારી જાણ બહાર પરદેશમાં જ લગ્ન કર્યું છે." છેવટે દાક્તરો હેમંતને ભયમુક્ત જાહેર કરે ત્યાં સુધી રાહ જોવાનું ઠર્યું.

બીજા જ અઠવાડિયાથી હેમંતની તબિયતમાં ફેર પડવા માંડ્યો. થોડું લોહી તો પંચગની આવ્યા પછી ભરાયું જ હતું. પણ હવે તો શક્તિ પણ ઝપાટાબંધ વધવા માંડી. દાક્તરો પણ સુધારો જોઈને નવાઈ પામ્યા. રોહિણીને માટે આમાં કાંઈ નવાઈ જેવું નહોતું. એ કહે: "દાક્તર આજ કહેતા હતા કે ૭ મહિનામાં ભયમુક્ત થઈ જશો. કાકાજીની કોથળી પર સારો એવો કાપ મૂકવાની એમની ધારણા છે."

હેમંત કહે: "કોની દવા કામ કરે છે એ બિચારાને ક્યાં ખબર છે?"

રોહિણી કહે: "કોની?"

હેમંત કહે: "અચ્યુત, જોયું? પોતાનાં વખાણ કરાવવાં છે, આપણી પાસે."

અચ્યુત કહે: "વખાણ તો મારાં કરવાં જોઈએ કે રોજ દસ માઈલની પગતોડ કરું છું."

રોહિણી કહે: "તમારાં કરીએ વખાણ." હેમંત તરફ જોઈને કહે: "લક્ષ્મણવૃત્તિ પર એક કાવ્ય લખી દેજો."

> પૈસાની ભેટ આપીને સ્ત્રીને રીઝવનારા પુરુષો ભલે ઉદાર કહી શકાય, પણ એ રીતે સ્ત્રીની કિંમત કોડીની નથી કરી દેતા? પુરુષની ઉદારતાથી રાચતી સ્ત્રી તો પ્રેમની ભૂખી હોય છે. વહાલનાં એક નાનકડા બોલ ઉપર તો આખી જાત ન્યોછાવર કરી દે છે. અને ત્યારે પુરુષને જણાતી ધનની બહુ-મૂલ્યતા સ્ત્રીને સાવ તુચ્છ લાગે છે!

૭ મહિના આંખના પલકારામાં પસાર થઈ ગયા. હેમંતનું શરીર પહેલાં જેવું જ થઈ ગયું હતું. માત્ર દાક્તરો કહેતા હતા કે કોઈક દરિયાકાંઠાની જગ્યાએ રહેવું પડશે. બૅરિસ્ટર એવું કોઈક ગામ શોધતા ફરતા હતા. રોહિણીનો આગ્રહ એવો હતો કે લગ્ન અહીં જ કરીને જે ગામ જવું હોય ત્યાં સીધા જવું. એ, બૅરિસ્ટરને, કેવું ઘર જોઈશે તે લખતી હતી. "એની બારીઓ દરિયા તરફ હોય તે જોશો. અગાશી નહિ હોય તો પછી કરાવવાની રહેશે. પછવાડે એકાદ વાડો જોજો. ત્યાં ગાય બંધાશે. થોડી શાક-ભાજી કરીશું. માંદેસાજે પણ વાડો ખપ લાગે." ઓચિંતાનું એને યાદ આવ્યું. આ જ રીતે સત્યકામ એકવાર પોતા માટે ઘર વસાવતો હતો: "આગળ પોર્ચ કરીશું. ત્યાં બેસી તું ગાજે." સત્યકામે કહેલું ને પોતે જવાબ આપેલો. "ના, હું તો ત્યાં બેસીને શાક સમારીશ." શું હતી આ મનની ભુલભુલામણી! ફરી ફરીને એ જ પરિચિત ચીલો કેમ આવતો હતો?

એ લખવાનું ભૂલી આકાશ સામે જોઈ રહી. વાદળાંઓ રેખાના વિવિધ આકારો કરતાં હતાં. એમાં ક્યાંયે સત્યકામની છબી હતી? અંતરમાં મઢાયેલી એ છબી? આંસુની ઝાલકે ઝાલકે એ જાણે મરક મરક હસતી હતી. રોહિણીએ જાણે એને કહ્યું: 'તું ન મળ્યો. મારું ન માન્યો. શું સાર કાઢ્યો એમાંથી? મને રઝળાવી, ને તું…" આંખમાંથી નેવાંની ધાર



વરસતી હતી. એણે શું કહ્યું હતું ? "ઘરમાં બધું તૈયાર કર્યા પછી તને બોલાવીશ, ચૂલામાં કાકડી સુદ્ધાં મૂકી રાખીશ." ને પોતે હસીને કહેલુ કે : 'હું આવીને આગ મૂકું ખરું ?'

એના સંસારમાં તો આમ મૂકાઇ ગઈ. પણ આ બીજાના સંસારમાં તો આગ નહિ મૂકાય ને ? સત્યકામની ઘરની ગોઠવણુ જેમ અધૂરી રહી તેમ આ તો નહિ રહે ને ? એ ઝબકીને તંદ્રામાંથી જાગી ગઇ. સામે ખુરશી પર બેઠો બેઠો હેમંત એકધ્યાને કાંઈક ચીતરતો હતો, જાણે એને કશી ખબર જ નહોતી.

રોહિણી આંસુ લૂછી તેના પાસે જઇને હેમંતને ખભે હાથ મૂકી કહે : "શું ચીતરો છો ?" હેમંતે કામ કરતાં કહ્યું : "સત્યકામભાઇને ઉતારવા મથું છું"

"તમે ક્યાં જોયા છે તે કરશો ?"

"તમારા આંસુમાં—અંતરમાં પડ્યા છે. આપણે પેલા ઘરમાં રહેવા જઇએ ત્યારે મારે એ છબી પહેલાં મૂકવી છે."

રોહિણીની આંખમાં ફરી આંસુ આવવા માંડ્યાં. એ બોલવા ગઈ પણ બોલી શકી નહિ. ધીમે ધીમે કમલિની જેમ ડોક ઢાળી નાખે તેમ હેમંતના ખભા પર ડોકું ઢાળી ધ્રૂસકે ધ્રૂસકે રડી પડી, હેમંતે ક્યાંય સુધી એનો વાંસો થાબડ્યા કર્યો. તેના વાળ પર હાથ ફેરવ્યા કર્યો. કાંઇક આશ્વાસન દેવા શબ્દો ઘણાય શોધ્યા પણ કાંઇ બોલાયું નહિ. સારી પેઠે કોઠો ખાલી થયા પછી કહે : "શા માટે આ વખતે રડી તે ખબર પડી ?"

હેમંતે મૂંગા મૂંગા હા ભણી.

"કહો જોઈએ ?"

"હું ઘણો ઉદાર છું તેમ કહેવા."

રોહિણી સામે આવી. આંસુ લૂછતાં હસીને કહે : "કેમ કરી બીજાના મનની વાત તમે જાણી જાઓ છો ?"

"એ જ ખૂબી છે ને ? અમસ્તું આટલું બધું ભણ્યો છું ?"

"મારે કહેવું હતું, તમે કેવા મહાન છો !"

હેમંત ગંભીરતાથી કહે : 'ના, રોહિણી, હું મહાન નથી—સાચે જ નથી. હું શ્રીકસુતાસિત સૌંદર્યનો મર્મજ્ઞ છું. એસ્થેટિક્સના જાણકારો કહે છે બાપુમાં રૂપદૃષ્ટિએ કશું નથી. એમના કાન ભારે મોટા છે. એમનું નાક પણ અપ્રમાણુ છે, પણ હું એમને જોઉં છું ત્યારે મને શું થાય છે ખબર છે ! તેજના વર્તુલથી ઘેરાયેલ પ્રેમના સિંધુ સિવાય કશું દેખાતું નથી. એમાં એમની અપ્રમાણુતા ઓગળી જઈ પેલા સાંચીના તોરણમાં છે તેવી નખશિખ સુંદરતા જ દેખાય છે. સત્યકામભાઇ મહાન હતા. મેં જોયા નથી તેથી શું ? નજરે જોઇને તો સહુ કરે, પણ મર્મજ્ઞ કોને કહેવાય ?'

રોહિણી કહે : "પણ જોયા વિના શા પરથી કહો છો !"

"જોયા વિના મિત્ર કેમ કરીશ ?"

રોહિણી કહે : "એમની એકે છબી પણ નથી."

હેમંત કહે : "સામે જ બેઠી છે ને !"

રોહિણી માથું નમાવીને કહે : "ના, ના. મારા પરથી એમનું માપ ન કાઢના. એ ઘણા મહાન હતા." હેમંત ગંભીર સ્વરે કહે : "એ મહત્તા હું જોઇ શકું છું. તમને, તમે વિનંતી કરતાં છતાં તમારા હિતને માટે એણે તજ્યા, ને કેવું મૃત્યુ સ્વીકાર્યું ! ને હું એવી જ પરિસ્થિતિમાં મૂકાવા છતાં, ને તમારી થોડી આનાકાની છતાં તમને મૂકી શકતો નથી. ઊલટું વખતે ચાલ્યાં જાઓ એ બીકે ચોંટી રહું છું. મારી નબળાઇ હું જાણું છું." કહેતાં કહેતાં તો હેમંતની આંખમાંથી ઝળઝળિયાં આવ્યાં.

રોહિણી પાસે જઇને કહે : "પણ હું તમને છોડીને જવાની જ નથી." તે પછી એચિંતાની "એમ કેમ ન હોય કે હું એમને લાયક નહોતી એટલે જ વિધાતાએ કદાચ આમ કર્યું હોય." પછી કહે : "પણ મને બીક લાગે છે કે વખતે વિધાતા આપે પાસઇ ન ઉતરવા દે. એટલે તો હું ઉતાવળ કરું છું"





હેમંત કહે : "આ ચિત્ર પૂરું કર્યા પહેલાં નહિ. તમારે મને મુખરેખાઓ આપવી પડશે."

રોહિણી : "હવે તમારે મને 'તમારે' કહેવાનું નથી."

"ત્યારે ?"

"'તારે' જ કહેવાનું."

હેમંત કહે : "એ તો નહિ બને. તમે..."

"જો પાછા. બધે જ ચાલતું હોય તેમ. હું કાંઇ નવી નવાઇની છું ?"

હેમંત કહે : "સામાન્ય નહિ, નવાઇની નહિ, સાત અદ્‌ભૂતોમાંની એક."

*

લગ્ન બહુ સાદાઈ ને કશાયે ધાંધાટ વિના પતી ગયાં. બૅરિસ્ટર ને એક બે જણા સિવાય કોઇ હાજર નહોતું. અલબત્ત, તાર ને ટપાલ દ્વારા અભિનંદનોનો થોકડો હતો. રોહિણી બૅરિસ્ટરને પગે લાગવા ગઇ ત્યારે કહે—એ એકલી જ સાંભળે તેમ કહે, "અમારા ઘરમાં શા માટે લીધી છે તે ખબર છે ?"

"મને ઘર તો હજી બતાવ્યું નથી !"

બૅરિસ્ટર કાંઇ બોલવા ગયા પણ પછી કહે, "થશે-થશે." ને હળવેક રહીને એના હાથમાં કવર મૂકી દીધું.

રાત્રે નવરી થઇને રોહિણીએ પેલું કવર ખોલ્યું તેમાં બે વસ્તુઓ હતી. એક હતા બાપુના આશીર્વાદ.

લાલ શાહીએ કલમથી છૂટું છૂટું લખ્યું હતું:

"હેમંતને સાજો કર્યો—ને તેવો જ સાજો રાખે તેમાં તારી હુશિયારી. મારા આશીર્વાદ. તમે બન્ને ખૂબ કામ કરો—ખૂબ શાંતિ મેળવો.

બાપુ"

ને બીજી હતી, બેંકમાં એના નામે બૅરિસ્ટરે એક લાખ રૂપિયા મૂકયા હતા તેની પહોંચબુક.

હેમંતને બોલાવી હાથમાં આપ્યાં. "કાકાજીએ મારી રૂપિયાથી તુલા કરવા ધારી છે."

"કાકા વ્યવહાર પણ જુએ. ન જુએ તો એમનું અંતર ડંખે.

"મારે તો મોટી મૂડી છે." કહી એણે બાપુના આશીર્વાદ માથે ચડાવ્યા.

બન્ને જણા મૂંગા મૂંગા બેસી રહ્યાં.

થોડીવારે રોહિણીએ કહ્યું: "કાકીને પગે લાગવા હું જઇ આવીશ."

"ગામડે જઇશું ત્યારે સાથે જઇશું."

"ના, તેને મોડું ય થાય, કાકીને પગે લાગી આવવું જોઇએ."

"તમે કોઇવાર અમારે ત્યાં આવ્યા નથી."

"તમે લઇ ગયા હો તો ને ?"

"આબુથી વળતાં કોણે નોતરું દીધું હતું ?"

"કાકાજીએ, તમે નહિ."

"સારું તમે જીત્યાં." થોડીવારે કહે: "અમારું ઘર જરા વિચિત્ર છે. તમને ગમશે ?"

રોહિણી કશું બોલી નહિ. આવો તે સવાલ હોય ?

"તમે જશો ત્યારે જોશો."

"શું ?"

"તમને કશી ખબર નથી ?"

"શાની ?"

"કાકાજી વિષે કશી ખબર નથી ?"

રોહિણીએ ડોકું ધુણાવ્યું.

"જશો ત્યારે જોશો."

"જોવું'તુ શું ? તમે જ કહો ને !"

હેમંત થોડીવાર મૂંગો રહ્યો. પછી કહે: "કાકાજીએ એક બાઇ રાખી છે."

રોહિણી ચોંકી ઊઠી: "રખાત ?"

"બાઇ." હેમંતે સુધાર્યું. "ને અમારા ઘરમાં જ રાખે છે. તે દુઃખ છે."

રોહિણી કશું બોલી નહિ. માત્ર શરીર સંકોડાઈ ગયું: ફૂટપાથ પર ચાલતાં ઠેકી પર પગ મૂકાઈ જતાં જેમ સંકોડાઇ જાય છે તેમ.



# જમાઈરાજ

પન્નાલાલ પટેલ

> દીકરી ઉપરના અપાર હેતને લીધે દીકરીને પરણાવીને પણ પોતાની સાથે જ રાખે એવા બાપની દીકરી માટેની ભરીભરી લાગણીઓ, એ જ દીકરીના ભાવિ પતિને ઘરજમાઈ તરીકે રાખીને પોતાની દુકાનના વાણોતરથી પણ વધુ તુચ્છકારતા આ નાટકના હીરજી શેઠ પહેલા સાચા બાપ કે સાચા શેઠ ?

**પાત્રો** : ચંદન, કિશોર, હીરજી શેઠ, સમજુ.

**સ્થળ** : હીરજી શેઠની હવેલી—આગળની ઓસરી.

**સમય** : મધ્યાહ્ન.

**ચંદન** : બાંધો, લોં હવે.

*

**કિશોર** : ( મલકાય છે ) તને નથી દેખાતું બાકી મને તો જેવું કાચમાં દેખાતું'તું એવું જ અત્યારે ય દેખાય છે—

**ચંદન** : તો બાંધોને ત્યારે.

**કિશોર** : કાચમાં જોતો હોય તેમ ચંદનના હૈયા તરફ જોઈને સાફાના વળ ઠીક કરતાં તે માથાને આઘું પાછું હલાવતો એક આંટો વીંટે છે.

**ચંદન** : ( હસે છે ) આહાહાહાહા ! ભાઈસંગને જાણે દેખાતું ન હોય એમ—

**કિશોર** : ન માને તો હૈયું ચીરીને જો. જો અંદરથી નીકળું તો તારો ગુલામ થઈ જાઉં ને જો ન નીકળું તો આ ઘર છોડીને જાઉં. બોલ, છે કબૂલ ?

**ચંદન** : ( આંખો નચાવતાં ને હાસ્ય દબાવતાં )બોલતાં તો તમને એકલાને જ આવડે છે હોં ! અંદર દેખા—તું'તું ત્યારે આ કોર ( દેખાડવાને બહાને સાફાની એ કિનાર વધુ ખેંચે છે ) કેમ આમ છે ?

**કિશોર** : તે ભલેને ખરાબ આવે. ઘરજમાઈ રહેવામાં એટલું તો સુખ છે કે ગામમાં બંદાનું કોઈ નામ જ નથી જાણતું. સારો દેખાઈશ તો ય હીરજી શેઠનો જમાઈ ને ભૂંડો દેખાઈશ તો ય લોક તો—( આજુબાજુ જોઈને ધીમેથી ) તેમાંય તારી સહેલીઓ તો 'ચંદનના વર 'ને જ નિંદશે.

**ચંદન** : ' વર ' કે'તાં મોંઢામાં પાણી તો વળી જાય છે. ( હજુ હાથમાં હાથ મિલાવી અભિનય કરતાં ) હાથમાં હાથ તો મળવા દો, સાહેબ. (બાજુ પરથી ઊઠીને પોતાનો કાચ ઓઢતાં ) લો, તમારા જેવું કોણ થાય, બાંધો ચાલો.

**કિશોર** : ( મોં પડી જાય છે, અવાજ પણ બદલાઈ જાય છે, સાફાનો આંટો વાળી થંભી જાય છે.) એટલે જ તો હું તને મળવાની ના પાડું છું, મેં તને ને દિવસે પેલી લીંટીઓ નોં'તી લખી આપી ?

હૈયા હળી ગયાં સેજમાં
પણ કર મળવા મુશ્કેલ,
સખી આપણે કારણે
વિધિના અવળા ખેલ.

એવું છે. માટે જો તું આપણું ભલું જ ઇચ્છતી હોય તો જ્યાં સુધી હાથ ભેગા ન થાય ત્યાં સુધી આ હૈયાં—અરે આંખો ય ભેગી કરવાનું બંધ પાડી દે.

**ચંદન** : ( કંઈક ગુસ્સાથી ) કંઈ કારણ ? કંઈ કોઈ પરાયા માણસ સામે તો નથી જોતી કે—કોઈ—

**કિશોર** : (હસવાના પ્રયત્ન સાથે સાફાનો આંટો વીંટતાં) પરણ્યાં નથી ત્યાં સુધી પરાયાં જ છીએ ને ગાંડો ! ( વળી પાછો આસપાસ જોઈ લે છે ) ને આમાં કોઈનો સવાલ નથી, સવાલ છે ખુદ બાપુજીનો—

**ચંદન** : શો ?

**કિશોર** : ( સાફાનું છોગું ખોસતાં ) એ તો હું ય નથી સમજી શકતો પણ—( દર્પણ લઈ લેતાં ચંદનને બાજઠ દેખાડે છે ) જો બેસ, ( ચંદન બેસે છે ) મને લાગે છે કે બાપુજીને ડર પેસી ગયો છે—એમના મનથી એમેય હોય કે આપણ બે એક થઈ ગયાં છીએ ને પરણ્યા પછી હું, ઘરજમાઈ મટીને ઘરધણી જ થઈ પડીશ. ( ચંદનનું મોં પડી જાય છે,





એનો એક હાથ બાજઠ પર ટેકવેલો છે. બીજા હાથની આંગળીઓ પાલવ ચીંટતી જાણે બેધ્યાન હોય તેમ સાંભળી રહી છે. ) એટલે જ તો હું તને કહું છું કે જમાડતી વખતેય તારે, એક રોટલી માંગું તો અડધી મૂકવી. પણ તું તો બે માગું ત્યાં ત્રણ મુકેછ ને એ જોઇ બાપુજીની આંખો લા...ર થઈ જાય છે. માટે, તને મારા માટે જરા પણ લાગણી નથી—હું કાંઈ પરાયો ને પરોણો છું એમ જ તારે વર્તવું ને દેખાડવું.

ચંદન : ( વિચારમાંથી જાગતી હોય તેમ ) હં...! તેમાં બાપુજી આજકાલ મારાથી બરાબર નથી નકર પે'લાં તો મારા પર એટલું વહાલ ઢોળતા કે ના તો શું ઢોળે ! પણ હમણાં હમણાંના તો જાણે મનમાં મનમાં દુણાયા કરતા હોય એમ—તે દિવસ એમનું માથું એટલું સખત દુઃખતું'તું તો ય મને દબાવવા ન દીધું.

કિશોર : એક બીજી વાત કરું. તું લાયબ્રેરીમાંથી નવલકથા મગાવે છે પણ હું હવે કેમ નથી લાવતો એ જાણે છે ?

ચંદન : ( દયામણું હસતાં ) મને ખબર છે. બાપુજીએ ના પાડી છે—

કિશોર : શા માટે એ જાણે છે ?

ચંદન : તે દિવસ તમને કહ્યું'તું એ તો મને આજેય યાદ છે. ચોપડીઓ ફેંદે તો કાંઈ નહિ મળે ને ચોપડા ફેરવશો તો કંઈક મળશે.

કિશોર : એ તો ઠીક પણ—આજ ત્યારે હું તને ખરી વાત કહું. ( ડાબી બાજુ પર જોઇને ) બાપુજી જમી ઊઠયા હશે કાં તો.

ચંદન : ( એની નજર સામે રસોડાના બારણા તરફ જ છે. ), તમ તમારે 'કો ને, હું જોઇ રહી છું. બાર મહિને જતાં ભાઈબહેન ભેગાં થયાં છે એટલે આજકાલ તો જમતાં જમતાં બપોર તપે છે. ને મોટી નિશાની ( હસે છે ) જમી ઊઠશે એટલે—એ છાના રહેશે પણ પેલા ઓડકાર છાના નહિ રે'. ( પાછળ હાથ બતાવતાં ) જોડેની દુકાનમાંય ખબર પડશે કે શેઠ હવે જમી ઉઠ્યા. ( જરાક ઝુકતાં ) માટે બેફિકર થઇને—

કિશોર : કે'વાનું ખાસ તો કંઇ નથી પણ—તે દિવસ તું દેવમંદિરમાં ગઇ'તી ને તારા ખાટલા પરથી બાપુજીના હાથમાં નવલકથા આવી. પછી તો પૂછવું જ શું ? મારા ઉપર એવા તો બગડ્યા કે—પણ આનું મૂળ કારણ તું સમજી ? ( ચંદન, 'કોણ જાણે' નું માથું હલાવે છે ) તારી–મારી વચ્ચે આ આપ–લેનો વહેવાર બંધાય એ બાપુજીને જરાય નથી ગમતું.

ચંદન : એ તો હુંય જાણી ગઇ છું. પણ, જ્યાં સુધી આપણાં લગન નથી થયાં ત્યાં સુધી માબાપને અંદેશો તો રહે જ ને ! ! બાકી બાપુજીનો પ્રેમ તો મારા ઉપર મા કરતાંય વધારે—

કિશોર : ( પેલા મોટા કાચ સાથે વિચારમાં હોય તેમ ઊભો થાય છે. સ્વગત બોલતો હોય તેમ કહે છે. ) એની જ તો આ બધી રામાયણ છે ને ! મને તો આપણાં લગન થશે કે કેમ, એની ય હવે તો શંકા પડે છે લે !

( બેભાનપણે હાથમાંનો પેલો મોટો કાચ કોટના ખિસ્સામાં ઘાલવા જાય છે )

ચંદન : જાઓ જાઓ ! એવું તે શું બોલતા હશો. ( કંઇક ઢીલી પડી જાય છે ) બાપુજીનું નામ લીધા વગર એમ જ કો'ને કે તમે પોતે જ—

(રીશ સાથે ઊભી થઈ જાય છે, બોલી ન શકતી હોય તેમ અટકી જાય છે.)

કિશોર : તારી જીભ ભલેને ગમે તેમ લવે બાકી બંદા તો—હું તો ઘણી વાત, પણ તારી ઢીંગલી સાથે પૈણવાય ખડે પગે તૈયાર છે. આ કોટ પહેર્યા વગર જ બાજઠ ઉપર બેસી જાઉં. ( અદાથી બાજઠ ઉપર બેસે છે. ) ચાલ, છે હિંમત હાથ લાંબો કરવાની ( ચંદન હસે છે. કિશોર મશ્કરી



છોડીને ) અરે ગાંડી ! મન તો એટલું બધું અધીરું થઈ ગેહું છે કે ક્યારે ચૉરીમાં બેસું ને ક્યારે પેલા ગોરને બોલતો સાંભળું 'વરકન્યા સાવધાન ને—( અંદરના ભાગમાંથી એક મોટો ઓડકાર સંભળાય છે. ઓચિંતાની બંદૂક ફૂટી હોય તેમ કિશોર ચમકે છે, ગભરાટનો માર્યો ઊભો થઈ જાય છે. કોટ લેવા ધસે છે. યાદ આવતાં ચંદન તરફ ફરે છે. ) જતી રે' જતી રે' તું હમણાં કહ્યું તો—

ચંદન : ( અકડીને ) નથી જતી લો. આ ઊભી.

( જાણે ગોળી ઝીલવા ઊભતી હોય તેમ છાતી કાઢીને અદબ વાળે છે. )

કિશોર : ( ચંદનની અદા જોઈને ગભરાટ ઊડી જાય છે. બારણા તરફ લાંબી નજર નાખી લેતાં. ) જોજે હાં પછી. વખત આવે જો ફરી જઈશ તો—

ચંદન : ને તમે ફરી જશો તો ?

( બિલકુલ ગંભીર છે. )

કિશોર : ( રાચી ઊઠે છે. જાણે સ્વગત. ) હવે તો કિશોર, જગત આખુંય ઝખ મારે છે. ( ચંદન તરફ વળતાં પાછળ જોઈ લે છે. ) બસ દોસ્ત ! હવે તું જા...પણ જો, હું કહું એ પ્રમાણે જો કરીશ તો ગોર જ વખતનું કામ કરી આપશે... બીજી એક વાત—( અંદરથી શેઠનો ઓડકાર ) ઠીક છે તું હમણાં—( ચંદનને ખભેથી જરાક ધકેલેય છે) આ આવ્યા બાપુજી.

[ ચંદન પગ ઉપાડે છે. કિશોરને હાથમાંના તખતાની યાદ આવે છે. આપવા જાય છે, બરાબર એ જ વખતે ટૂંકા પગ પર ચીપીને પહેરેલું પાટલીદાર ધોતિયું, ઉઘાડું અંગ, હનુમાનના સરખા જમણા હાથ પર મોટું એવું માદળિયું, ગળામાં ત્રણચાર સેરી તુળશીની કંઠી, કપાળમાં ઊભું—ચીપિયા સરખું ગેરૂનું ટીલું, ઉઘાડા માથા પર ઢાંકણી સરખી ઘેરી એવા હીરજી શેઠ, ગુજરાતી લેબાચ તથા ઠબછબવાળી ઠરેલ ઉમ્મરની સમજુબહેન સાથે દાખલ થાય છે. ક્ષણભર પેલા અદશ્ય થતા દશ્ય તરફ તાકી રહે છે. સમજુ પણ કંઇક હર્ષથી જુએ છે. ]

હીરજી શેઠ : ( આંખમાં કડવાશ છે. જ્યારે તિરસ્કાર તો બોલીમાં પણ વરતાઈ આવે છે. સમજુને ઉદ્દેશી છે. ) સમજુ,...જોયું ને બેન ?

સમજુ : ( પેલું ધન્ય દશ્ય જોઈ આનંદમાં છે. ત્યાં સુધી કે ભાઈના અણગમાને ય જાણે ગમતું જ માને છે. સંતોષભર્યું હસતાં ડોકું હલાવે છે. બબડે છે. ) દીકરી સુખમાં રે' એટલે લાખ રૂપિયા !

[ હાથમાંની સૂડીમાં સોપારી ગોઠવે છે. ]

હીરજી શેઠ : ( સમજુના કથન તરફ દુર્લક્ષ કરે છે. કોટ પહેરવા વળેલા કિશોરને હાસ્યમાં લપેટીને ટકોર કરે છે. ) કિશોરલાલજી, દર્પણમાં મોં તો જુવો છો પણ પેલું ભજન નહિ સાંભળ્યું હોય 'મુખડા કયા દેખો દરપણમેં, તેરે દયા-ધરમ નહિ મનમેં'? આ અમે એક સેવા કરતી વખતે ટીલું કરીએ છીએ તે ય પેલી રૂપિયા જેવડી કંકુની દાબડીમાં જોઈને. (બહેન સામે જોઈને) સાચું કહું છું હો સમજુ. આટલી ઉમ્મરમાં કોઈ દન મને એમ નથી થયું કે લાવ મારું મોં જોઉં કેવુંક છે જોઈ.

( છેલ્લા શબ્દો ચાળા પાડતા હોય એ રીતે ઉચ્ચારે છે.)

સમજુ : તે તમે તો જનમના ભકત છો. પણ કંઈ બધાય ઓછા તમારા જેવા મોહ વગરના—

હીરજી શેઠ : ( જરાક ખાટા થઈ અભિમાનથી ) અરે મારા જેવા તો પાકી રહ્યા આ દુનિયામાં, પણ ( કોટનાં બટણ ઘાલકાઢ કરતા કિશોરની હાજરીનો ખ્યાલ આવે છે. સ્વાભાવિક અવાજથી એને ઉદ્દેશી છે ) તમે શું સાંભળો છો ? જાઓ દુકાનમાં ને ઉઘરાણીનો ઉતારો—(જમણી બાજુ પર જોઈને હાંક મારે છે) અરે મુનીમજી !





અવાજ : (દુકાનમાંથી આવે છે) જી શેઠ.

હીરજી શેઠ : ( એ તરફ ડગ ભરતાં ) પેલો ઉઘરાણીનો નવો ઉતારો તૈયાર ન હોય તો કિશોરલાલજીને આપો તે ઉતારી લે.

અવાજ : જી

હીરજી શેઠ : ( કિશોરને ) જાઓ.

કિશોર : જી.

(શેઠની ચીઢને જાણે સમજતો જ ન હોય તેમ આનંદ અને ઉલ્લાસથી હુકમ માથે ચઢાવતો જમણી બાજુ તરફ પગ ઉપાડે છે)

હીરજી શેઠ : જોજો, પાછા કાલની જેમ વગર દેખાડે ઊપડી જતા. ઉઘરાણીનું કામ તો દુકાનના કામ કરતાં ય અઘરું છે. એમ કંઇ ત્રણ દિવસમાં શીખી નહિ જવાય. સમજ્યા?

કિશોર : ( પાછળ ફરી ) ના જી, આપને દેખાડીને જ જઈશ.

(જમણા બારણા વાટે અદૃશ્ય થાય છે.)

હીરજી શેઠ : ( ખીંટીએથી બંડી સાથે એક ધોતિયું લેતાં જરા ઉકેલીને ) આ થેપાડું થીગડામાંથી ફાટયું છે તે જરા સાંધી દે ને નકર એક નવી થીગડી દઇ દે.

(ધોતિયું નાખે છે.)

સમજુ : ( ઝીલી લે છે. બાજુના પેલા બાજઠ પર મૂકતાં હસીને ) આટઆટલી મિલ્કતે ને આટલી ઉમ્મરેય તમારે થીંગડાં ન મટયાં ભાઈ!

હીરજી શેઠ : ( હસીને ) એ તો મટશે હવે મરીશું ત્યારે ( કહી વાતને ઉડાવી દે છે. ) હાં, આપણુ શી વાત કરતાં'તાં ? ( યાદ આવતાં ) હા, માયામોહને છોડનાર મારા જેવા તો બહુ ઓછા પાકશે. નહિ તો તું જ કે' ચંદનને મૂકીને એની મા મરી ગઈ એ જ વખતે હું બીજું બૈરું ન કરત? હું જો ધારી જ બેઠો હોત તો તું એમ ન જાણુતી સમજુ કે તારા ભાઇને કોઈ બીજું બૈરું ન આપત——

સમજુ : ને ન આપે તો ય એમાં તમારો કે કુળનો દોષ ઓછો છે? મૂળ વાત તો એ છે કે આપણી નાતમાં સ્ત્રીઓની જ અછત છે, પાંચને બદલે પચ્ચીસ હજાર આપો તો ય——

હીરજી શેઠ : ( કંઇક ઉદાસ બનતાં વચ્ચે ) ને તો ય ગાંડી ! મારા જેવો અક્કરમી, લાખેય મોંઘી એવી દીકરીને, અરજીઓ લખી આપીને પેટ ભરનાર——અરે ગામમાં ઘર નહિ ને સીમમાં સેઢો નહિ એવા આ રૂપાળાને પલ્લે ગાંઠવા બેઠો છે! ( નિઃશ્વાસ નાખતાં ) ઉપરથી વળી લાખોની મિલ્કત...પણ શું કરવું કે' !

સમજુ : ( કાપેલી સોપારી ભાઇ તરફ ધરતાં ) એમાં કરવાનું શું વળી ? આપણે તો ચંદન છે એ જ જાણે દીકરો છે, ને આ ઘરજમાઇ એ વહુ લાવ્યાં. એમ કરતાં દીકરી સુખી થાય તો જાણે ગંગા નાહ્યાં.

હીરજી શેઠ : ( સોપારીની ભરેલી ચપટી બીજા હાથની હથેળીમાં મૂકતાં ) તો તો વળી લાયેય શી હતી. પણ હું તને જ પૂછું: તને લાગે છે આ છેલબટાઉ દીકરીને સુખી કરશે? બે દનથી તું જોતી તો હઈશ——અરે આ ઘડી પહેલાં જ ન જોયાં એનાં લક્ષણ ? ( સોપારીનો ફાકો મારે છે. ડોકું હલાવી વળી સવાલ કરે છે ) હં ?

સમજુ : ( વિચારમાં પડી જાય છે. કંઇ યાદ કરતી હોય તેમ ) ના ભઇ. એવું તો મેં કંઇ નથી જોયું——

હીરજી શેઠ : ( જરાક હસીને ) તું ય ભોળી ને ભોળી રહી.

સમજુ : ( આગળલા વિચારના અનુસંધાનમાં ) ઊલટું એમ કો'કે બેઉને એકમેક માટે પ્રેમ છે. ઊલટાનાં——

હીરજી શેઠ : ( દિવેલ પીધા જેવું મોં કરતાં જાણે સ્વગત) એ પ્રેમની જ તો રામાયણ છે ને! ( સમજુ સામે જોઇને ) એની જ તો——



સમજુ : પણ મોટાભાઈ, તમે સમજતા કેમ નથી ? પ્રેમ હોય તો તો ઊલટું સારું ને !

હીરજી શેઠ : ( ખીંટીએથી અંગરખું લઈને પાછા ફરતાં ) શું સારું ? ( ક્ષણ બે ક્ષણ સમજુ સામે તાકી રહે છે ) હું ય ( બનાવટી હસતાં ) પાણી પીધું અમદાવાદનું ને વાણી જુઓ તો મુંબઈવાળાંની. ખરી છે હો ! હા...હા...

સમજુ : ( કાંઈક ઝંખવાણી પડી જાય છે. પણ બીજી જ ક્ષણે જાણે સમજી લે છે. ) ભઈ, પ્રેમને બદલે ભાવ કો'. પણ એકમેકમાં એવો ભાવ હોય તો સારું જ ને ?

(પેલું ધોતિયું લઈને બાજઠ ઉપર બેસે છે, ધોતિયું શીદે છે.)

હીરજી શેઠ : શું સારું તારું કપાળ ! ( જાણે આંતરડી કકળી ઊઠી હોય તેમ બહેન તરફ હાથનો અભિનય કરતાં ) અરે ગાંડી ! તો આ તો વાણિયાનો બેટો ! એનું પેટ કાંઈ એવું નથી કે બૈરાંના કાલાકાલા બોલથી ભરાઈને ઢોલ થઈ જાય. અમે જો એવા ભાવથી પેટ ભરવા માંડયું હોત તો અત્યારે આ પચાસ હજારની ત્રણ ફળિયાંમાં પથરાયેલી હવેલી, ( અભિનયથી લાંબી-પહોળી દેખાડે છે ) પચાસ હજારના દાગીના, એટલી જ નગદ કેશ, પચ્ચીસ હજારની ધીરધાર ને દસ હજારની જૂની ઉઘરાણી. આ સિવાય તને પરણાવી, ને પંદર હજાર ખરચીને હું પરણ્યો એ ખરચ્યા તો જુદા. હવે તું જ કે', તારા આ મોટાભાઈ વહુના ભાવ ખાતા પડયા રહ્યા હોત તો બાપનું પેલું છાપરું ય રહ્યું હોત કે ?

સમજુ : ( ડોકું હલાવી ના પાડતાં ) એ તો તમે ન કો' તો ય દેખીતી વાત છે કે—

હીરજી શેઠ : ( પોતાનો વિજય જોઈને જરાક ખાસે છે ) ત્યારે એ તો એમ છે ગાંડી. હા, તું કે' છે એવા પ્રેમ ખાઈને પેટ ભરનાર મૂર્ખાનીય ધરતી ઉપર કાંઈ તોટો નહિ હોય. પણ—હું તો મારું જોઈને કહું છું કે બૈરાના ભાવ ખાવા કરતાં બજારના ભાવ ખાવા એ જ એક સાચો ને સુખી થવાનો રસ્તો છે. ( કોઈ કવિજન કલ્પનાની મસ્તીએ ચઢી વાતો કરતો હોય તેમ ) પાંચ અક્કલવાળા બેઠા હોય, અક્કલની વાતો થતી હોય ને એમાં પેલા ચાર અક્કલવાળા પાંચમાના મોં સામે તાકી રહે ત્યારે એનું નામ તે અક્કલવાળો ! આ તો હરીફરીને બૈરાના મોઢા સામું જોવાનું. એમાંથી શું મળે કે' જોઉં. મળીમળીને ( હસવાનો ચાળો કરતાં ) હી...હી... એ ડીંડિયા જ ને ? દાંત જ જોવાના ને ?

( બહેન નવાઈભર્યું મલકાય છે. શું બોલેય ? )

હીરજી શેઠ : ( વિજયભર્યું હાસ્ય કરતાં ) અરે ગાંડી...તો કે'વતનો કે'નાર કાંઈ ગાંડો નહિ હોય ! એણે તો ઘેર બેસી બૈરાના ભાવેય જોયા હશે ને પછી બજારના ભાવેય ખાધા હશે ને પછી જ આ કિશોરલાલ જેવા ગધેડાઓ માટે કહેતો ગયો હશે કે ' ઘેર બેઠાથી બજાર ભલા ! '

( છટાથી પાછળ ફરીને ખીંટીએ હાથ લંબાવી અંગરખું લેવા જાય છે, પણ એ તો ડાબા હાથ પર જ નાખેલું છે. લઈને પહેરે છે. )

સમજુ : એ તો ખરું 'સ્તો. પણ કંઈ ચોવીસેય કલાક બજારમાં થોડું બેસી રહેવાનું છે ? ઘરમાં હોય એટલીવાર તો કુટુમ્બથી—

હીરજી શેઠ : ( કેડિયાની કસો ઉપરથી નજર ઉઠાવતાં વચ્ચે જ બોલી ઊઠે છે ) ના. બે-ચિયું ઘેર ભલે હોય, બાકી જીવ તો પેલા બજારના ભાવ સાથે જ ચઢઊતર કરી રહ્યો હોય. રામલીલાવાળો પેલો પરતાપ રાણો કે'તો તો એ કાંઈ ખોટું નથી. હં...હં...

સમજુ : ( ભાઈને લહેરમાં જોઈને ખીલવે છે. ) હા પણ શું કે'તો'તો પરતાપ રાણો ?

હીરજી શેઠ : ( ખીંટીએથી પાઘડી લઈને પાછા ફરતાં ) શું કે'તો 'તો તે—





(ગાવા લાગે છે. અવાજ એવો છે જાણે મનુષ્યના ખોળિયામાંથી ઢોર ભાંભર્યું.)

કે...ચાતક ચકવા ચતુર નર,
અહરનીશ ફરે ઉદાસ;
પણ ખર, ઘુવડ ને મૂરખ નર
સુખે સુવે નિજ વાસ.

આવું છે. ટૂંકામાં મારા ભાઈ તમારો એ પ્રેમ કોને પાલવે એ જાણો છો?

સમજુ : કોને પાલવે?

હીરજી શેઠ : કોને તે કોઈ બાપકર્મીને કે પછી આ કિશોરલાલ જેવા પારકી પથારી પર પોઢનાર—

બહેન : (આછી ઘૃણા અને કંટાળા સાથે વચ્ચે) આવું શું બોલો છો મોટાભાઈ! આપણી મિલ્કત એણે કંઈ બળજોરાઈએ તો નથી પડાવી લીધી ને! હજુય શું બગડી ગયું છે? તમને જો એ ન ગમતો હોય તો પેલા એને આપી એવી આનેય આપી દો રજા. એ ક્યાં આપણે ઘેર ખોળાપાઘડી કરવા આવ્યો'તો; આપણે જ આપણી ગરજે એને લાવ્યાં છીએ—(માથે પાઘડી ગોઠવતા ભાઈને વિચારમગ્ન જોઈ)... પણ એટલું હું તમને ફરીથીય કહી દઉં ભાઈ, કે આવો પ્રમાણિક, હોશિયાર, લહેરી ને રૂપાળો છોકરો બીજો તો તમને નહિ જ મલે; મલશે તો ય—મિલ્કત ભલે વધારી આપે, બાકી જેના સુખ માટે આ બધું તમે કરી રહ્યા છો એ દીકરીને તો—

હીરજી શેઠ : (સહેજ ચીઢ સાથે) તો ત્યારે આમાંય નર્યાં વાતોનાં જ વડાં છે. એક રૂપ ગણો તો ભલે, બાકી હોંશિયારીના નામનું તો એક મો...ટું (આંગળી વડે નારિયળ જેવડા મીંડાનો અભિનય કરી દેખાડતાં) શ્રીફળ છે. ના પ્રમાણિકતામાં ય—હમણાં જ આંખો નીચેથી કાઢ્યો છે એટલે થોડાક દિવસમાં, અરે આ એકબે દનમાં જ એનીય ખબર પડી જશે.

(ખીંટીએથી બેસ લઈને દુકાન તરફ જવા કરે છે ત્યાં તો કિશોર એક લાંબા કાગળિયા સાથે સામેથી દાખલ થાય છે.)

કિશોર : (કાગળ સામે ધરતાં) લો જી, આ ઉતારો.

હીરજી શેઠ : (કાગળ લેતાં સહેજ ચીઢ સાથે) ઓહોહો! આટલી બધી વાર? (કાગળ ઉપર આગળપાછળ નજર ફેરવી લેતાં) હં—(પરીક્ષા લેતા હોય એ રીતે) દારૂની દુકાનમાં આજકાલ કયા કલાલનો વારો છે?

કિશોર : (સામે જ, પરીક્ષક આગળ ગૂંચવાતા છોકરાની પેઠે ગલ્લાંતલ્લાં કરે છે) કલાલ તો... બે છે જાણે; એક ગોબર મેંઠો ને બીજો એનો ભાઈ—

સમજુ : (છોકરાના મોં સામે તાકી રહેતા વાલીની જેમ કિશોર તરફ તાકી રહે છે. એને ગૂંચવાતો જોઈ મદદે આવે છે) એ બધી એમને ક્યાંથી ખબર હોય મોટાભાઈ! (હસવાનો પ્રયત્ન કરતાં) એ કંઈ ઓછા દારૂ પીવા—

હીરજી શેઠ : (ખુશ થતા) હં...હં...! ત્યારે પૈસા તો એના છે તો! આવી ખબર ન રાખીએ તો ઉઘરાણી વસુલ જ ન થાય, સમજી બેન! (કિશોરને કાગળ આપતાં) લો. ને યાદ રાખો કે અજવાળિયામાં ગોબરિયાનો વારો ને અંધારિયામાં દીપલાનો. આજે સુદ આઠમ થઈ એટલે ગોબરિયા પાસે આ આઠ દનનો વકરો ભેગો થયો હશે. સમજ્યા? જાઓ, જોઉં છું જો કંઈક હોંશિયારી વાપરીને એની પાસેથી પૈસા પડાવો છો!

(કિશોર કાગળિયાનું બીડું વાળતો ડાબી બાજુએ રસોડા તરફ વળે છે.)

હીરજી શેઠ : (ક્ષણ બે ક્ષણ તાકી રહ્યા પછી) એ ક્યાં ચાલ્યા પાછા? દારૂની દુકાન તો આમ આવી કે આમ આવી?

કિશોર : જી, જરા પાણી પીતો જઉં. પાછળથી આમ બારોબાર નીકળી જઈશ.



સમજુ : ( હાસ્ય તથા ગુસ્સાના મિશ્રણને મહામુસીબતે રોકતાં ) હા, હા, પી આવો, પી આવો.

( કિશોરની પીઠ તરફ જ જોઇ રહે છે. )

હીરજી શેઠ : (અદૃશ્ય થતા કિશોરની પીઠ પરથી નજર ખસેડી લેતાં બહેનને) જોયો ને એનો જીવ ! લો ભાઈ, પાણી પીવું હતું તો તને નો'તું કે'વાતું કે કોઇ, જરા પાણી—

બહેન : ( જાણે સાંભળ્યું જ ન હોય તેમ ) આટલી બધી ઝીણવટ તમારે પુરુષને શું જોઇએ મોટાભાઈ ! ને તેય ખુદ જમાઇ ઉપર ?

હીરજી શેઠ ; અરે ગાંડી, ઝીણવટ તો ખુદ પેટના દીકરા ઉપરેય રાખવી પડે. (જાણે સ્વગત) હં...હં ! ઝીણવટ ન રાખીએ તો તો—( બહેન પાસે ડગ ભરતાં ) અરે ગાંડી ! કોઇ ઘરાકને, પચ્ચીસ રૂપિયા ધીરવા હોય તો ય એની પાસે કેટલી મિલ્કત છે ને કેવો વહેવાર છે એ જાણી લેવું પડે છે ત્યારે આ તો દીકરી, ને ઉપરથી વળી લાખોની મિલ્કત ! ને તે ય સમૂળગી સોંપી દેવી છે ! કેટલી બાજુનો ખ્યાલ કરવો પડે. (ક્ષણેક થંભી બેઉ બાજુએ નજર નાખી લેતાં, ધીમેથી) તું જ કે' કાલ ઊઠીને દીકરી ને જમાઈ એક થઇ ગયાં તો મારે કપાળે તો દુઃખનાં જ દરિયા ને ?

બહેન : ( જાણે સ્વગત બોલતી હોય તેમ ભારે શ્વાસ લેતાં એક તરફ જોઇને ) મૂળ વાત જ આ છે ! ( ક્ષણેક થંભી ભાઇ સામે જોઇને ) પણ ભાઈ ! આટલો તો વિચાર કરો કે...અરે મારો જ દાખલો લો ને, હું પરણી એટલે કંઇ તમારી બહેન મટી ગઇ છું ?

હીરજી શેઠ : તારો રસ્તો જુદો છે ગાંડી...ને સાચું કહેવડાવે તો તું જ કે' તારા ઘરની તને જેટલી લાગણી છે એટલી કંઇ હવે મારા ઘરની—

બહેન : પણ સ્ત્રી માટે તો એ જ ઘટારત મનાયું છે. તો જ આ જગત...

હીરજી શેઠ : ( ચિઢાઈને ) અરે મનાયું ઘટારત. ( ચીઢમાં ને ચીઢમાં ખીંટીઓ તરફ વળે છે. ફાંફાંફોળ કરતાં બબડે છે. ) એના કરતાં એમ જ કો'ને કે બધાંય એક જ ગાડીમાં બેસી ગયાં છે ! એ તો હું સમજી ગયો: તેમાં જ તુંય લગન લેવડાવાની ઉતાવળ કરે છે. (દુકાન તરફ જતાં ડોકું હલાવતાં બબડે છે. ) ઠીક ભાઈ ઠીક ! મારું તકદીર વળી મારી પાસે (પાછા ફરીને) દીકરી ને આ ઘર પારકાં થશે પણ કાંઈ શ્રીનાથજીનાં ચરણ તો નથી નાસી જવાના ને ? ત્યાં જઈને બેસીશું. તમે રાજી થજો.

( ચાલતા થાય છે બારણા તરફ. )

( એમના અદૃશ્ય થતાં પહેલાં જ ડાબી બાજુએથી ચંદન દાખલ થાય છે. હાથમાં પિત્તળનો લોટો ને ઉપર પવાલું છે. )

ચંદન · ( બૂમ મારે છે ) બાપુજી પાણી !

હીરજી શેઠ : ( વંટોળની જેમ પાછા ફરતાં બોલી ઊઠે છે ) નથી પીવું, લઇ જા પાછું.

( ખીંટીઓ તરફ જાય છે. ઉપરની છત્રી તથા એક-બે કપડાં વળી ફંફોળે છે. ચાવીનો ઝુડો લે છે. )

સમજુ : ( આછા તિરસ્કાર સાથે ) તમેય ખરા છો હોં ભાઇ ! ન પીવું હોય તો કંઇ નહિ પણ આમ બિચારી છોકરીને ઉતારી શું પાડો છો ! ...મા વગરની છે. એટલો તો જરા ખ્યાલ રાખો.

હીરજી શેઠ : (બહેન તરફ ફરીને કંઇક ઢીલા અવાજે) ત્યારે એ ખ્યાલે જ તો-તું કે' છે કે પુરુષને આટલી બધી ઝીણવટ શી પણ હું ઝીણવટ ન કરું તો બીજું કોણ કરે કે'. (ઝંખવાણી પડીને ખૂંટાની જેમ ઊભી રહેલી ચંદન તરફ ફરે છે. ચંદનની આંખમાં આંસુ ભરાઈ આવે છે, એને આંખો લૂછતી જોઇ માથે હાથ ફેરવે છે ) ઓહોહો એટલામાં ખોટું લગાડવાનું ગાંડી ? ( હાથમાંથી લોટો લેતા હસવાના પ્રયત્ન સાથે ) લાવ. તે પાણી પીઉં પછી તો બસ. (અને એ





પવાલાં ભરીને જાણે ખાળમાં રેડી દે છે. લોટો-પવાલું પાછું આપે છે ) લે જા હવે મોઢું ધોઈ નાખ, જા.

(ચંદન આછાંઆછાં ડૂસકાં ભરતી ચાલી જાય છે)

હીરજી શેઠ : ( ચંદનની અદશ્ય થતી પીઠ પરથી નજર ઉઠાવી બહેનને) તું જ કે' હવે. આ આટલું કરતામાં—જરાક અમથું ઉતાવળે બોલતામાં તો રડી પડે છે એવી ઢીલી છોડીને—

બહેન : ( કંઈ જ ન સાંભળતાં ) એ તમને બૈરાની બાબતમાં ખબર ન પડે...ઉમરલાયક થાય એટલે વાતવાતમાં વાંકું પડે એ તમે જાણો છો?

હીરજી શેઠ : ( નવાઈ પામતાં ) પણ તે હું ક્યાં એ વાતની ના પાડું છું પણ—

( વચ્ચે જ )

સમજુ : તો બસ ત્યારે ડાહ્યા હો તો ( ઊભી થાય છે ) હવે સારો જમાઈ ને ખોટો જમાઈ કર્યા વગર આ પુનઃને લગને પરણાવો જ દો. આમ ને આમ ત્રણ જમાઈ તો જોયા ને બીજા હજુ ત્રેવીસ જોશો તોય—

હીરજી શેઠ : (હસવાનો પ્રયત્ન કરે છે) તુંય ગાંડી વાત કરે છે ને ! પૈણાવાની કોણ ના પાડે છે ? લગન તો જોવરાવી રાખ. ( જવા–છટકવા કરે છે ) લે મારે તો વાતોમાં ને વાતોમાં દુકાનનુંય મોડું થયું.

( પીઠ ફેરવે છે )

સમજુ : તો શું પછી બોલાવું ને બ્રાહ્મણને ? કાલ ચંદનની જનમગાંઠ પણ છે, તો ભેગાભેગી લગન પણ લખાવી દઈએ.

હીરજી શેઠ : ( મોં ખાટું કરીને ) હજુ જોવરાવ તો ખરી ! લખાવવાનું વળી—

સમજુ : ( ખટાશથી ) જોઈ તો ચાર વરસથી છે; ચંદન ચૌદની હતી ત્યારથી, ( મક્કમતાથી ) હવે તો લખાવવું છે, મોટાભાઈ.

હીરજી શેઠ : (માથું ખંજવાળે છે) લખાવવાની તો— હજુ થોડીક વાટ તો જો. ( કંઈક લાચારીથી ) મને જરા જમાઈ...કાંક જુગારી જેવો એવો... વહેમ છે તો જરા નાણવા તો દે; એ તો હીર છે કે કથિર છે ?

સમજુ : ( મોં બગાડીને ) કાઢવા બેસશો તો દૂધમાં-થીય પોરા નીકળશે.

હીરજી શેઠ : ( જોરથી હસવાનો ડોળ કરે છે ) પણ એ તો તું ( બારણામાંથી બહેન સામે જોઇને ) નજરે જુએ તો માનજે પછી તો ખરું ને હા...હા...

( અદૃશ્ય થાય છે. )

સમજુ : ( પેલું ધોતિયું પહોળું કરી થીગડામાં થીગડું, ને એમાંય થીગડું જોતાં ) અરે ભગવાન ! આવા કંજુસ ભાઈની છાતીએથી લાખોની લક્ષ્મી છૂટે છે પણ હૈયેથી એક દીકરી—( ધોતિયાને ખોળામાં નાખી ભારે શ્વાસ લેતાં ) છૂટે ત્યારે જાણ્યું કે છૂટી !

(પડદો પડે છે.)



# ગ્રંથસમીક્ષા

અ. મ. રા.

## ગુલાલ

[ લે. પ્ર. નટવરલાલ મ. પટેલ; પ્રાપ્તિસ્થાન, મહાદેવીઆ બ્રધર્સ, દલાલ સ્ટ્રીટ, મુંબઈ-૧; મૂલ્ય, ત્રણ રૂપિયા. ]

જેમનું નામ આધુનિક ગણનાપાત્ર ગુજરાતી કવિઓની નામાવલિમાં ઉમેરવાની જરૂર આ સંગ્રહનાં કાવ્યો સિદ્ધ કરશે એ શ્રી નટવરલાલ પટેલની કાવ્ય-સરવાણી ફૂટેલી તો બે દાયકાપર, પણ સને ૧૯૩૧ થી ૧૯૩૬ સુધી વહેલું એમનું કાવ્યઝરણુ પછીના બાર વરસના ભૌતિક ઉત્કર્ષની કવિની સાધનાના ગાળામાં એમના અંતરના ભૂગર્ભમાં ચાલ્યું ગયેલું તે ૧૯૪૮થી ઉપરની સપાટી પર આવી ફરી વહેતું થયું છે, જેને લીધે જ આ સંગ્રહનું પ્રકાશન શક્ય બન્યું છે. વ્યાપારી જીવને એમની કવિતાને શોષી ન લીધી એ હકીકત કર્તાના સાચા કવિત્વનો પુરાવો છે.

સંગ્રહનાં બધાં (૮૫) કાવ્યો પણ કહી આપે છે કે કર્તા શિખાઉ કે ફેશનિયા પદ્યલેખક નથી પણ એક સાચો કવિજીવ છે. એની પાસે સંવેદનશીલ હૃદય છે અને સંવેદનને ગાઈ શકતી સુભગ વાણી છે છંદોબદ્ધ અને ગેય પદ્યરચના પર એને પૂરતો કાબૂ છે. આ એક જોવા જેવું છે કે શ્રી. પટેલ વિષય અને અભિવ્યક્તિની બાબતમાં સ્વતંત્ર છે અને તેથી એમનું લખાણ ક્યારેય અનુકરણિયું ન લાગતાં એમનાં રૂપકોમાં કલ્પનામાં ને નિરૂપણમાં એક પ્રકારની તાઝગી દેખાડે છે. સને ૧૯૩૧થી ૧૯૩૬ના અને ૧૯૪૮–૪૯ ના સમયગાં આ સંગ્રહનાં કાવ્યો રચાયાં છે પણ રાષ્ટ્રધ્વજ, સત્યાગ્રહલડત, દલિત–પીડિતો અને સ્વરાજપ્રાપ્તિ પર આ સંગ્રહમાં એક પણ કાવ્ય નથી. સિદ્ધ આધુનિક કવિઓની માફક વિનોદ-કાવ્ય કે ખંડકાવ્યના પણ અખતરા શ્રી. પટેલે કર્યા નથી. આ બતાવે છે કે એ કાવ્યસર્જનમાં જાતને જ વફાદાર રહ્યા છે. એમના કવનવિષય કવિકુલના સનાતન કવનવિષય પ્રણય, પ્રકૃતિ અને ભક્તિ છે. પ્રણય-કાવ્યોની સંખ્યા સંગ્રહમાં ઓછી છે. તેમાં મુગ્ધ પ્રણયની રસિક સુખદ અનુભૂતિના ગાન કરતાં પ્રણય વૈફલ્યના વિપ્રલંભને ગાતાં કાવ્યોની સંખ્યા મોટી છે અને તે જ વિશેષ ધ્યાન ખેંચે છે. ફાગણ, વર્ષા, શરદ, ને ચાંદનીનાં સૌંદર્યસ્તોત્ર ગાતાં કે તેમને વધાવતાં કે તેમણે અંતરમાં જગાડેલાં સંવેદન વ્યક્ત કરતાં કાવ્યો કવિની સૌંદર્યદૃષ્ટિ અને પ્રકૃતિ પ્રેમની પ્રતીતિ કરાવે એવાં છે. કવિ કેવા જીવન પર ગંભીર રીતે વિચાર કરનારા અને પરમ તત્ત્વને અભિમુખ અધ્યાત્મ પ્રીતિવાળા છે એ સૂચવતાં કાવ્યો પણ સંગ્રહમાં થોડાં નથી. થોડાં વિચારલક્ષી કાવ્યો પણ છે. કાવ્યપ્રકાર પરત્વે સૉનેટો, ગીતો, ભજનો અને મુક્તકો આપી સંગ્રહમાં શ્રી. પટેલે ઠીક વૈવિધ્ય દાખવ્યું છે. એમને સૉનેટ ફાવ્યાં છે જ પણ એમની કવિતા મોકળી રીતે વહી છે ગીતોમાં અને ભજનોમાં, જે તો એમને સફળ ગીતકવિનો યશ અપાવે એવાં છે.

'જલેભરી ઈશાન,' 'રંકનું રતન,' 'વિરાટની લટો,' 'મલયના વાયરા,' 'માન વધી ગયાં,' 'ગામડાના વેપારીને,' 'વ્યર્થ પ્રતીક્ષા,' 'જીવનની ગૂંથણી,' 'પ્રિયા માનસી', 'હૈયાનું હીર', 'વર્ષામંગળ,', 'જાવું છે પરગામ,' 'ચંદ્રનીનું દૂધ,' 'કેવું ચાલે કારખાનું,' પારો ને પાણી,' 'ઘાટના ઘડનારને,' 'અંબોડો,' 'શરદની રાતે,' શરદની સવારે,' 'પગદંડી,' 'નાવ હવે હંકારો' અને 'રણનું ફૂલ' જેવાં શ્રી. પટેલની શક્તિ સૂચવતાં અને કાવ્યગુણે સમૃદ્ધ કાવ્યો દાખવતો આવો સંગ્રહ ગુજરાતી કવિતા ઓટનાં પાણી દેખાડે છે તેવે અત્યારને સમયે પ્રગટ થાય છે તે ગુજરાતી કવિતાના ઉજ્જ્વળ ભાવિની આપણી શ્રદ્ધાને દૃઢાવે છે.





## રામસાગર

[ લે. પ્ર. દામોદર ભટ્ટ–'સુધાંશુ', પ્રાપ્તિસ્થાન, ભારતી સાહિત્ય સંઘ–અમદાવાદ–૧; ચાર રૂપિયા ]

'સુધાંશુ'ની સહીથી માસિકોમાં છપાયેલાં ભજનકાવ્યો કાવ્યરસિકોએ વાંચ્યાં અથવા કેટલાંક રેડિયો પરથી ગવાતાં સાંભળ્યાં હશે. 'સુધાંશુ'નાં એવાં ભજનો આ સંગ્રહમાં પહેલી વાર ગ્રંથસ્થ થાય છે. આ સંગ્રહ એકલાં ભજનોનો જ છે એટલે 'રામસાગર' એ એને અપાયેલું નામ સાર્થ અને સૂચક બને છે, કારણ, ભજનો રામસાગર એટલે તંબૂરા સાથે જ ગવાતાં હોય છે.

સંગ્રહમાં કુલ ૧૧૩ ભજનકાવ્યો રજૂ થાય છે. બધાં અર્વાચીન ગુજરાતી કવિતામાં એક નવી જ ભાત પાડે એવાં છે. એ ભાત એ પાડે છે એમાંના ભાવ, ભાષા અને રાગના અનોખાપણાથી. એ અનોખાપણું આવ્યું છે સોરઠી ભજનિકોના જૂનાં ભજનોના ઢાળામાં 'સુધાંશુ'એ પોતાની આ રચનાઓ ઢાળી હોવાને લીધે. એમાં જ પોતાની વિશિષ્ટતા સાધવા સારુ ભજનમંડળીઓ અને જૂનાં સંત–ભજનિકોનાં ભજનોનું સતત સેવન કરી તેને ગળામાં ગુંજી–ઘૂંટી અંતરમાં ઉતારનાર ઉત્સાહી અર્વાચીન કવિનું એ સર્જન છે. જૂના ભજનઢાળ, ભાવરૂપકો, તત્ત્વપ્રણાલી અને પરિભાષાનો યથાશક્ય ઉપયોગ કરવા ઉપરાંત 'સુધાંશુ'એ તેમાં પોતાની વિશિષ્ટતા અને અર્વાચીનતા પણ ઉમેરવા યત્ન કર્યો સ્પષ્ટ જણાય છે. એમણે ગુરુને વંદના વંદી છે, જીવ–શિવભાવ અનેક રૂપકોમાં ગાયો છે, આતમદે તથા વીજળદેનું ગાન કર્યું છે, ન્હાનાલાલ અને ગાંધીજીને સુંદર કાવ્યાંજલિ અર્પી છે અને રાષ્ટ્રઝંડો, સત્યાગ્રહ, માનવબંધુત્વ, શહીદી આ સૌનેય જુહારી છે. કવિ સાગરના સન્નિધિમાં રહેતા હોઇ પ્રકૃતિચિત્રો માટે તેમજ ઉપમારૂપકાદિ માટે એમ જુદી જુદી રીતે સાગરનેય તેમણે ઠીક કાવ્ય-અર્ચના અર્પી છે. આ રીતે આ જૂના કાવ્ય–સ્વરૂપમાં કવિએ અર્વાચીનતાની ફૂંક મારી છે.

'સુધાંશુ'ની આવી કવિતાને 'ગુજરાતી ભાષામાં આવાં નવાં નવાં ગિરનારી ભજનો મ્હારી તો જાણમાં નથી' એમ કહી સ્વ. કવિશ્રી ન્હાનાલાલે વાત્સલ્યભાવે સારું પ્રોત્સાહન આપ્યું હતું. એટલું જ નહિ, તેઓ એની પ્રસ્તાવના પણ લખી આપવાના હતા. તેમના સ્વર્ગવાસથી એ કાર્ય જેમણે સહૃદયતાથી કર્યું છે એ શ્રી. દેશળજી પરમારે પણ એની સારી પ્રશંસા આમ કરી છે: 'રામસાગર' ગુજરાતી કવિતાદેવીના શિરીષ પુષ્પના કર્ણાવતંસ સરખો અજોડ અલંકાર છે.' 'ધણીના ઘા કોણ ઝીલે રે,' 'અંતરની તડ સાંધો રે,' 'કંસારાનો કોયડો,' 'આતમદે રે ! એમ આગળ જાતો,' 'પંચ રે કોસીને કાંઠે કોસિયો,' 'કાપડિયો,' 'અવધૂત,' 'પલકના પોરા,' 'રાતરાણી,' 'સીમાડા સમારો સંતો ભેદના,' 'આતમગાન,' 'ઠૂંઠી રે ડાળોમાં ધસવી ચાંચ,' 'અદીઠા આરાએ પંખા ગુંજતું,' 'આથમણે ઓવારે હો નાવડું નમી ગયું,' 'કાળ પાસેથી માગે ધરતી કચોળાં,' 'જળેલી ઝંઝામાં કરજ્યે જાગતો,' 'સાગર નાવિક,' 'માઝમ રાતની માળા'ની ભજનાવલિ, 'મેનારાણી,' 'વીજવિલાપ,' 'સૌરભ બંધાઇ કોણે સાંભળી?' ને 'હે રામ!' જેવાં ભજનો ઘણા સહૃદયોનો એ પ્રશંસાને ટેકો મેળવી આપશે.

આમ છતાં આટલું કહેવા જેવું લાગે છે કે તળપદા શબ્દોની કેમ જાણે એનું પ્રદર્શન કરવું ધાર્યું હોય તેવી રમઝટ બોલાવીને કવિએ આ ભજનોનો સહૃદયવર્ગ મર્યાદિત કરી મૂક્યો છે. જૂનાં ભજનોમાં જે 'મરમ' કે રહસ્ય 'શૂન્ય શિખર' કે 'અધર તખત' કે 'તરવેણી' કે 'સુરતનૂરત' જેવા શબ્દો દ્વારા રજૂ થતું તે સિવાય બીજી ભાષા ઘણી સરળ અને સીધી આવતી. 'રામસાગર'માં ભજનવાણીના જૂના સિક્કા ખખડાવતા જઇ તેની સાથે જ ભારેખમ સંસ્કૃત શબ્દો અર્વાચીનશાઇ રીતે કવિએ ગોઠવ્યા છે. પરિણામે જૂના ભજનોની નિર્વ્યાજ અકૃત્રિમ સરલતા, સુંદરતા અને સુગંધ આમાં મળતી નથી, કશુંક કૃત્રિમ લાગે છે. શ્રી. દેશળજી પરમારે 'સુધાંશુ'નાં



શબ્દભંડોળ, શબ્દો ને સમાસોની મુક્તકંઠે પ્રશંસા કરી છે, પણ અર્થ અને ઔચિત્યની દૃષ્ટિએ શંકાસ્પદતાનું પ્રમાણ તેમાં ઓછું નથી. શબ્દાળતા જેવો જ આ ભજનોનો બીજો દોષ છે દુર્બોધતા. એ દુર્બોધતાને માટે કવિનો શબ્દમોહ જવાબદાર છે એટલી જ કાવ્યસ્થ ભાવ, કલ્પના કે તર્કતરંગોની અંતઃસામગ્રી પણ જવાબદાર છે. કવિના મનમાં છે તે કાવ્યો જાતે પ્રગટ કરી શકતાં નથી. શ્રી દેશળજી પરમાર પણ ટિપ્પણમાં આ દુર્બોધતા ચોખ્ખી કરી શકયા નથી, ઘણીવાર માત્ર બીજા શબ્દોમાં એનું Paraphrase જ એમણે મૂક્યું છે. પોતાની ભજન કવિતાને જૂનાં સંત–ભજનિકોનાં ભજનોની માફક જનતા સુધી પહોંચાડવી હોય તો ‘રામસાગર’ના ઉત્સાહી કવિએ પોતાનો મુગ્ધ શબ્દમોહ (એ ભજનો ને ભજવાણીનો પરિચય આપવા મથતા એમના ‘અલખ અને આરાધન’ એ પુરોલેખમાં પણ ઉઘાડો દેખાય છે) ઓછો કરવા સાથે વિશદતાની પણ સાધના કરવી જોઇશે.

## ઈંધણ ઓછાં પડચાં

[લે. ચુનીલાલ મડિયા; પ્ર. એન. એમ. ત્રિપાઠી લિ૦ મુંબઈ–૨; મૂલ્ય, સાડાપાંચ રૂપિયા]

બેંતાળીસની રાષ્ટ્રીય લડતને અંદર વણતી પોતાની કથા ‘પાવકજ્વાળા’ને ચાલુ રાખી શ્રી. ચુનીલાલ મડિયાએ આ કથામાં વિસ્તારી પૂરી કરી છે. પરબડીના પ્રતાપી પ્રૌઢ વછા પારેખનો પૌત્ર ભૂપત અમદાવાદમાં બેંતાળીસની ‘હિંદ છોડો’ લડતનો પહેલો શહીદ બન્યો તે સમાચાર વછા પારેખને આપવા પરબડી આવેલાં નવલભાઇ અને કીર્તિ પરબડીમાં જ રહી પડી ત્યાંનું વાતાવરણ પલટી નાખી એને પોતાની લડતનું થાણું બનાવે છે. એમાં વછા પારેખનો એમને મળતો સાથ અહીં કથાવિષય બન્યો છે. મુક્તિ–સંગ્રામમાં પોતાને આંગણેથી ચડેલા બત્રીસાએ વછા પારેખને પોરસ ચડાવ્યો હતો અને એ જૈફ આદમી હવે નલિન–કીર્તિની ગુપ્ત ભાંગફોડિયા તેમજ ઇતર લડત–પ્રવૃત્તિમાં એક સક્રિય મદદગાર બને છે. એકલા વછા પારેખ જ નહિ, પરબડીની વાનરસેના બનાવતાં છોકરાં જ નહિ, સરકારી પોલીસ અમલદાર રાણીંગ, અભણ ખેડૂ સાવો પટેલ, એનો આખરે શહીદ થતો દીકરો વીરો, કાશીરામ ભુદેવ, નાથુ બહારવટિયો, આ સૌને પણ સ્વાતંત્ર્ય લડત કેવી સ્પર્શી ગઇ એનું શ્રી. મડિયાએ કથામાં વીગતે વર્ણન કર્યું છે. પણ એમને યુદ્ધકાળ, દુગાવો, કાળાં બજાર, નફાખોરી અને લોકોની પરેશાનીનું આલેખન પણ કથામાં કરવાની મહત્ત્વાકાંક્ષા હતી, એટલે વછા પારેખના વેવાઇ લીલુ શેઠની પ્રથમ ગુંદિયાની અને પછી મુંબઇની તકસાધુ નફાખોરીની લીલા પણ કથાનો સમાન્તરે ચાલતો બીજો વિષય બની છે. કથા આ કારણે બે સ્થાનમાં—પરબડી ને મુંબઇમાં—જેનું વસ્તુ વહેંચાઇ ગયું હોય એવી બની છે. વિસ્તારનાં લેખકને વાંધો નથી એટલે કથાને ઘણી વીગતોમાં તેમણે લંબાવી છે. લીલુશેઠની ચડતી અને શ્રીમંતાઇનો અનિષ્ટો સુધી એમને પહોંચાડી દેતું વસ્તુ તો થોડું રોમાંચક ને નાટકી પણ બની ગયું છે. લીલુશેઠની પુત્રી કણુ જે ‘પાવકજ્વાળા’ના નાયક ભૂપતની વાગ્દત્તા હતી તે મુંબઈમાં સ્વૈરી કાલિન્દી બની જુવાનીના એક સ્ખલનનો ભોગ બનતી વર્ણવી લેખકે લીલુશેઠની મા જીજીમાના પાત્રને તેમજ વછા પારેખ, નલિનભાઈ અને કીર્તિને પોતપોતાની રીતે એને અનુલક્ષતી બાબતમાં પોતાની ઉદાત્તતા બતાવતાં આલેખવાની તક લીધી છે તેમજ કથાને પ્રસંગભરપૂર બનાવી છે. જેમ આગલી કથામાં ભૂપતને કણુ અને કીર્તિ માટે તેમ આ કથામાં નલિનને તે બંને માટે મનમાં મંથન અનુભવતો બતાવી અંતે તેની પોતાની રીતે ઉકેલ શ્રી. મડિયાએ આણ્યો છે. કથાનો અંત નલિનને પકડાઇ જતો અને વીરાને શહીદ થતો વર્ણવી મુક્તિ યજ્ઞની વેદિને આવાં ઇંધણ ઓછાં પડચાં એમ સૂચવી કથાના નામને સાર્થ કરે છે.

શ્રી. મડિયાનું સમાજનિરીક્ષણ અને લોકમાનસનું પરિચયજ્ઞાન ગ્રામીણ જીવન્ત લોકબોલી પરના એમના પ્રભુત્વ જોડે ભળી કથાને સુવાચ્ય અને રસવાહી






બેંતાલીસના ક્રાંતિકાર બટુક ૪–૭૬
બેંતાલીસનું બલિદાન ૪–૭૮
ભ્રમણા સિદ્ધાર્થ ૨–૫૩
ભુવનેશ્વર રવીન્દ્રનાથ ઠાકુર
અનુ. સુરેશ હ. જોષી ૨–૪૫
ભુતિયો આંબો શૈલજાનંદ મુખોપાધ્યાય
અનુ. નટવરલાલ માલવી ૨–૩૪
ભેરૂબંધી રતિલાલ ત્રિવેદી ૪–૫૨
મઘમઘતું પુષ્પ બાલુભાઈ વૈદ્ય ૪–૫૪
મહુવા તાલુકાની પરિસ્થિતિ મનુ મો. શાહ ૧–૨૯
માછલી પ.લ ઍર્નેસ્ટ અનુ. હરીશ નાયક ૫–૨૬
મા–દીકરી ઇશ્વર પેટલીકર ૬–૧૭
માનવજીવનના ઉષા અને સંધ્યાકાળે
વર્મા : પરમાર ૪–૩૨
માનો જીવ શશી શહાણે ૬–૧૬
માતાની વેદના ધૂમકેતુ ૬–૫૭
માર્ગરેટ સેઇન્જર લુઈ મૅટોક્ષ મિલર
અનુ. જયન્ત પરમાર ૫–૫૧
મારી સફર
જીવરામ જોષી ૧–૪૯,
૨–૩૧, ૩–૫૮, ૫–૨૯
માશા ઇવાન ટર્ગેનેવ
અનુ. શિવશંકર પ્રા. શુકલ ૩–૪૦
મુંબઇથી રત્નાગિરી શિવશંકર પ્રા. શુકલ ૧–૪૩
યુરોપ–અમેરિકાની ધરતી ઉપર ગંગુબેન હડકર ૬–૨૯
યુવાનોની પ્રેરણામૂર્તિ વજુભાઈ વ્યાસ ૪–૮૮
રખાત વિ. સ. ખાંડેકર
અનુ. ગોપાળરાવ વિદ્વાંસ ૬–૨૬
રણઝાંખરાં જયન્ત પરમાર ૧–૫૦
રંગભરી રસભરી... જયન્ત પરમાર ૨–૧૩
રંગ રંગ વાદળિયાં ! ધૂમકેતુ ૬–૯
લાંબી વાટમાં પ્રવાત ૫–૨૨
લાંભવેલના હનુમાન ઇશ્વર પેટલીકર ૧–૧૮
લેખન પ્રવૃત્તિ ધૂમકેતુ ૧–૭
લોકગીતોના ગાયક ઇન્દુભાઇ જી. દવે ૪–૭૪
લોકસાગરને તીરે તીરે પરિવ્રાજક ૧–૬૫,
૨–૪૯, ૫–૧૬
લોકસંગીત વર્મા : પરમાર ૪–૪૦
લોહીની સગાઈ ઇશ્વર પેટલીકર ૩–૪૧
વર્માની નવલકથાઓ અનંતરાય રાવળ ૪–૧૦૪
વર્મા સાથેના બે પ્રસંગો રમણલાલ ઍન્જીનીઅર ૪–૭૨
વિવેચનમાં પ્રમાણિકતા વિશ્વનાથ ભટ્ટ ૧–૫૬
વીર યોદ્ધો દ્વિજેન્દ્ર ત્રિવેદી ૪–૬૩
વૈશાખી બપોર જયન્ત પરમાર ૩–૪૯
શાંતિની શોધ ... ...૫–૫
શું લખું ? જયમલ્લ પરમાર ૪–૧૫
શું વાંચશો ? સોમાભાઇ કી. પટેલ ૧–૫૫
સજગતા ! પ્રવાત ૧–૨૮
૧૭૭૧ નંબરનો કેદી સિદ્ધાર્થ ૩–૧૭
સબભુમિ ગોપાલકી ! જયસિંહ મકવાણા ૪–૭૦
સમયનાં ક્ષીરનીર રાજહંસ ૧–૧૦, ૨–૯,
૩–૬૫, ૫–૭, ૬–૧૧
અનાજની તંગીમાંથી ઉગરાશે ? ૩–૬૫
આખરે પ્રતિકાર ફળ્યો ૨–૧૦
ઉચ્ચ શિક્ષણ સારુ પ્રબંધ ૫–૮
એક પ્રવૃત્તિપ્રધાન રાખો ૫–૮
એકમાંથી નીસરતી બીજી યોજનાઓ ૨–૯
એક સ્તુત્ય પ્રયાસ ૬–૧૩
એની કમજોરીઓ ટાળીએ ૨–૧૩
એશિયાઇ રમતો ૧–૧૨
અંધેરને આમંત્રણ આપ્યાં ૩–૬૫
કોંગ્રેસની નિરાળી વાત ૩–૬૭
કોંગ્રેસ રાહ બદલશે ૬–૧૧
ખામોશ રહેવામાં વાંધો છે ? ૬–૧૨
ગાય સત્યાગ્રહ ૧–૧૨
ગુજરાતની અનોખી યોજના ૨–૯
ચંદ્રક વિજેતા પન્નાલાલ પટેલ ૬–૧૪
છત્ર અઢાણે ખૂની ભૂંસાય ? ૫–૯
જવાબદારી કોંગ્રેસ નહિ ઉઠાવે ૩–૬૬
જવાહરે રંગ છાંટયો ૧–૧૪
દાણે દાણાનો હિસાબ ૫–૧૦





નવા રાજવીઓ ૬–૧૨
નહેર અને તે ઉપરાંત ઘણું ૨–૯
નાનું તોયે વિશ્વનું પ્રતિક ૨–૧૦
નીતિ અને શ્રમનું લવાજમ ૫–૭
નૈતિક વિજય ૬–૧૧
પચાસ લાખનું લશ્કર જોઇએ ૩–૬૭
પર્યટનો રાખો ૫–૮
પક્ષાપક્ષીથી પર થઇએ ૬–૧૨
પારકાને આધારે ઊભા છીએ ૩–૬૫
પ્રાંતિક લાક્ષણિકતા ૧–૧૧
ફિલ્મી ગીતોનું સંગીત ૧–૧૩
બચાવની બાજી કેમ જીતાશે ૩–૬૫
બાહ્યાચાર કે માનવતા? ૧–૧૧
ભારતીય ગૌરવના સાક્ષી બનીએ ૨–૧૧
ભારતીય સંસ્કૃતિ સંગમ ૧–૧૦
મત આપવો તો રદ બાતલ કરીને ૬–૧૩
મધ્યમ વર્ગ ઉપર વધારેનો બોજો ૧–૧૪
મહીનું સ્વાગત કરીએ ૨–૯
મંદિરો પાસેથી આશા રાખવી? ૨–૧૧
રાષ્ટ્રીયકરણ ઉપર અંકુશ જોઈએ ૨–૧૨
રેડિયોમાં વેપારી જાહેરાતો ૧–૧૩
રે રે સ્મારક...! ૩–૬૮
લોકસાહિત્યનાં ભેખધારી ૬–૧૪
વધેલી વસતિ ૧–૧૪
વિદ્યાર્થીઓની વહારે ૩–૬૭
શરીરનું દાન ૬–૧૪
શું ટકશે? ૨–૧૩
સડિયેલ કળા ક્યાં સુધી? ૧–૧૦
સરકારી કેન્દ્રોથી લાભાલાભ ૨–૧૧
સરહદો અને લંકા ૬–૧૧
સભ્યો સમજે તો સંસ્થાઓ બદલાય ૫–૭
સસ્તી લોકશાહીનું નિર્માણ ૨–૧૨
સંસ્કૃતિની ક્ષિતિજો કઇ? ૧–૧૨
સંસ્કારસમન્વયને માર્ગે ૩–૬૮
પહેલી સ્થાપત્ય ડેક્ષમની ખોટ ૬–૧૫
સ્વાતંત્ર્ય અખબારનું કે વાંચકનું? ૫–૯
સાધુ પુરુષ શિવાનંદજી ૩–૬૮
સામુદાયિક જવાબદારી ૩–૬૬
સરસ્વતી ચંદ્રની અડધી સદી — વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી ૬–૪૮
સર્વોદય કે સામ્યવાદ? — વસુબંધુ ૧-૩૬,૩-૧૧,૬-૫૦
[૧૨] મરાઠા અને અંગ્રેજ ૧–૩૬
[૧૩] યાંત્રિક ક્રાંતિ ૩–૭
[૧૪] મહામાનવનું આગમન ૬–૫૦
સ્નેહનો ફિરસ્તો — વ્રજલાલ ત્રિવેદી ૪–૮૨
સ્વ. નિરંજન વર્મા — ઉમાશંકર જોષી ૪–૫૬
સાલવું — પ્રદ્યુમ્ન કં. દેસાઇ ૫–૨૩
હરિજનોના હરિજન — હરિભાઈ રા. ભાસ્કર ૪–૬૬
હિંમતવાન કુકકર — પ્રદ્યુમ્ન કં. દેસાઈ ૩–૩૪


*

## ગ્રાહકોને—

મોટા ભાગના ગ્રાહકોના સરનામા છપાઈ ગયાં છે. એક–બે મહિના માટેનો સરનામાનો ફેરફાર હોય તો જૂના સરનામે ટપાલખાતાને જ જણાવવું. જેથી નવે સરનામે અંક ટપાલખાતું મોકલી દે. કાયમનો ફેરફાર સરનામામાં થયો હોય તો જ અમને આપના ગ્રા. નં. સાથે જણાવજો.

વ્યવસ્થાપક : 'ઊર્મિ–નવરચના'

# નવા યુગનું નૂતન સાહિત્ય

[વાર્ષિક લવાજમ ભરી કોઈ પણ ગ્રંથમાળાના ગ્રાહક બનો યા છૂટક કિંમતે મેળવો.]

○ **નૂતન વિચાર ગ્રંથમાળા** (જગતનાં જ્ઞાન–વિજ્ઞાન ચિંતન) ૧૦ પુસ્તકો : ૧૫૦૦ પાનાં : લવાજમ રૂા. ૧૬ (શિ. ૨૪)

○ **નૂતન સાહિત્ય ગ્રંથમાળા** (જગતનાં ઉચ્ચ નવલકથા–વાર્તા–સાહિત્ય) ૧૪ પુસ્તકો : ૨૬૦૦ પાનાં : લવાજમ રૂ. ૩૨ (શિ. ૪૮)

○ **નૂતન વાંચન ગ્રંથમાળા** (શિષ્ટ અને વાસ્તવદર્શી સાહિત્ય–પ્રૌઢો, વિદ્યાર્થીઓ, કિશોરો માટે) ૧૦ પુસ્તકો: ૧૦૦૦ પાનાં: લવાજમ રૂ. ૧૨ (શિ. ૧૮)

—ત્રણે ગ્રંથમાળાનું વાર્ષિક લવાજમ—

૩૪ પુસ્તકો : ૫૧૦૦ પાનાં : રૂ. ૬૦ લવાજમ (શિ. ૯૦)

— પ્રસિદ્ધ થઈ ચૂક્યાં છે —

નૂતન વિચાર ગ્રંથમાળાનાં—

૧. **હું–માનવી** : ધરતીના જન્મથી માંડી આદિ માનવીની રોમાંચક કહાણી.
લે. ડૉ. શિરીષ પરીખ : નરોત્તમ કિં. રૂ. ૨

૨. **વામનમાંથી વિરાટ** : હજારો વર્ષ પૂર્વેના વામણા માનવીનાં જ્ઞાન વિજ્ઞાનની પ્રેરક સત્યકથા લે. નરોત્તમ કિ. રૂ. ૨

નૂતન સાહિત્ય ગ્રંથમાળાનાં—

૩. **અમ્મા** (ગોર્કીની મશહૂર નવલકથા 'મધર' ઉપરથી) લે. ભોગીલાલ ગાંધી કિ. રૂ. ૪

૪. **અગોચરની યાત્રા** (ઉત્તર ધ્રુવની રોમાંચક નવલકથા) અનુ. અનિલ કોઠારી કિ. રૂ. ૩ાા

૫. **સફેદ ફૂલ** (ઉર્દૂના વાર્તા ઉસ્તાદ કૃષ્ણચંદ્રની નવલિકાઓ) અનુ. શાંતા ગાંધી કિં. રૂ. ૨ા

૬. **કફન અને ચુંદડી** (દુષ્કાળ અને સંગ્રામની વાર્તાઓ) લે. રમેશ સંઘવી કિં. રૂ. ૨ા

હવે પછી
તુરત પ્રસિદ્ધ થશે.

નૂતન વિચાર ગ્રંથમાળાનાં—

૧. વિરાટની આગેકૂચ આશરે રૂ ૨
૨. રશિયાની કાયાપલટ ,, ૨ા
૩. ચીની પ્રજાનો તારણહાર માઓત્સે-તુંગ ,, ૨

નૂતન સાહિત્ય ગ્રંથમાળાનાં—

૪. આઝાદીનો રાહ [નવલકથા] કિં. આશરે રૂ ૩ાા

## ઉપરાંત અચૂક વસાવો

રૂ. ૯૯–૧૪–૦ નાં ૨૫ પુસ્તકો
રૂ. ૮૦ માં ઘેર બેઠાં મેળવો

૧ રાતું રૂસ ભા. ૧–૨–૩ ચંદ્રભાઈ ભટ્ટ ૪–૦–૦
૨ લોક હિલચાલ ખંડ ૧–૨ ,, ૧૬–૦–૦
૩ ચીની ઈન્કિલાબ ,, ૬–૦–૦
૪ સમરાંગણના રાહ ,, ૬–૦–૦
૫ જયસોવિયેટ ,, ૩–૮–૦
૬ લોકકિતાબ ,, ૧–૮–૦
૭ પૃથ્વી અને માણસ ,, ૩–૮–૦
૮ અમરિકી શાહીવાદ ,, ૨–૮–૦
૯ શહીદ ,, ૧–૪–૦
૧૦ દિનરાત (વાર્તાસંગ્રહ) ભનુભાઈ વ્યાસ ૪–૦–૦
૧૧ ધૂણીનાં પાન (,,) ,, ૨–૮–૦
૧૨ ઊગતા છોડ (,,) શાંતા ગાંધી ૨–૦–૦
૧૩ ચીની બાળાની આત્મકથા ,, ૩–૮–૦
૧૪ કાર્લ માર્ક્સ (જીવન) ,, ૨–૮–૦
૧૫ સ્વામીરાવ (,,) સુભદ્રા ગાંધી ૩–૮–૦
૧૬ કાળું સોનું (સોવિયેત નવલકથા)
અનુ : ભોગીલાલ ગાંધી ૩–૮–૦
૧૭ અના કેરેનિના ,, (બે ભાગ) આશરે ૮–૦–૦
૧૮ જયયૌધેય (નવલકથા) રાહુલજી ૫–૮–૦
૧૯ સિંહસેનાપતિ (,,) ,, ૫–૦–૦
૨૦ મધુર સ્વપ્ન (,,) ,, ૫–૪–૦
૨૧ માનવ સમાજ (ચિંતન) ,, ૪–૮–૦
૨૨ કલ્પના દત્તનાં સંભારણાં
અનુ : રમેશ સંઘવી ૧-૧૨-૦
૩૩ રશિયન ક્રાન્તિ અનુ : હરિપ્રસાદ ૨–૦–૦
૨૪ વસાહતી ક્રાન્તિ અનુ : ભોગીલાલ ગાંધી ૧–૦–૦
૨૫ ગામડાના ગરીબોને (લેનિન)
અનુ : સ્વ. જયંતિ પારેખ ૧–૨–૦

**ચેતન પ્રકાશન ગૃહ લિ૦**
જવાહર નગર, ગોરેગાંવ (મુંબઈ)

**રવાણી એન્ડ કું.** બાબુગેનુ રોડ, **મુંબઈ ૨**



ઇલ્યુસ્ટ્રેશન ઑફ ૧૨/૧૪ બી. એચ. પી. એન્જીન



ઘેર પાછા ફરતાં

ચિત્રકાર · માધવસિંહજી હજુરી

# તાતાની બનાવટ



## India's favourite soap

ધી તાતા ઓઇલ મીલ્સ કું. લી. મુંબાઇ.
ધી ટોમ્કો સેલ્સ ડીપાર્ટમેન્ટ, લાલ દરવાજા, અમદાવાદ.

# નેપ્ચ્યુન

## એસ્યોરન્સ કંપની લિમિટેડ

પોલીસી ધરાવનારાઓ

શેર ધરાવનારાઓ

અને

શુભેચ્છકોને

# નવું વર્ષ

—મુબારક ઇચ્છે છે—

## નેપચ્યુન એસ્યોરન્સ કંપની લિમિટેડ.

નેપચ્યુન બિલ્ડીંગ, હોર્નબીરોડ, કોટ, મુંબઇ.



કોલેરા, ઝાડા, શરદી, ઊલટી, ખાંસી, શૂળ, અમુંઝણ, દરેક જાતના તાવ તથા અનેક જાતના દરદો માટે અમૂલ્ય ઔષધી

અમૃતધારા

રજી. ટે. માર્ક નંબર ૩૦૨

બધે મળે છે.

સ્ટોકીસ્ટઃ—કંચનલાલ વાડીલાલની કું.

પ્રીન્સેસ સ્ટ્રીટ, મંગલદાસ રોડ, મુંબઇ ૨.




# ઊર્મિ નવરચના

સાહિત્ય, સમાજ અને સંસ્કારનું માસિક

‘ઊર્મિ’ વર્ષ ૨૧ : ‘નવરચના’ વર્ષ ૧૬ : અંક ૮ મો

નવેંબર : ૧૯૫૧


ક્રમ


| | | |
|---|---|---|
| મેં માણસે | ધૂમકેતુ | ૧૧ |
| ભેખ | ચન્દ્રમ્ | ૧૨ |
| નવજાત શિશુને (કાવ્ય) | ઉમાશંકર જોષી | ૧૩ |
| સમયનાં ક્ષીર-નીર | રાજહંસ | ૧૪ |
| અશ્રુસ્મિતા (કાવ્ય) | ચંપકલાલ પરીખ | ૧૮ |
| શાહજાદાનો પ્યાર | ગણેશ વા૦ માવળંકર | ૧૯ |
| માનવતા પહેલી કે કળા ? | ધૂમકેતુ | ૨૨ |
| રંગહિંડોળે (કાવ્ય) | જેઠાલાલ ત્રિવેદી | ૨૩ |
| તારક સંઘર્ષ | છોટુભાઇ સુથાર | ૨૪ |
| તૂટેલી બારી | અનુ૦ ચંદ્રલેખા પટેલ | ૨૭ |
| તુળસીનું પાન | સિદ્ધાર્થ | ૩૫ |
| ઉપભોગ—અર્થશાસ્ત્રની દૃષ્ટિએ | રામુ પંડિત | ૩૯ |
| રશિયામાં અર્ભકરક્ષા | હર્ષિદા પંડિત | ૪૩ |
| કલ્પના (કાવ્ય) | સરોદ | ૪૬ |
| સુખદ પળ (કાવ્ય) | જયન્ત પરમાર | ૪૭ |
| દિવ્ય ગાન (કાવ્ય) | ભાનું પંડ્યા | ૪૮ |
| બુદ્ધિ અને હૃદય (કાવ્ય) | અનામી | ૪૮ |
| મારી સફર [૧૦] | જીવરામ જોષી | ૪૯ |
| રંગછાંટણાં | અ-યાત્રી | ૫૪ |
| સર્વોદય કે સામ્યવાદ ? | વસુબંધુ | ૫૭ |
| સ્વ. બટુભાઇના નાટકો | ધીરુભાઇ ઠાકર | ૬૭ |
| કરુણતા (કાવ્ય) | ભૂપેન્દ્ર ઠા. વકીલ | ૭૦ |
| સ્વપ્ન (કાવ્ય) | અનુ. સુરેશ હ. જોષી | ૭૧ |





: વાર્ષિક લવાજમ :

દેશમાં : ૭-૮-૦ :: પરદેશમાં : રૂા. ૧૦-૦-૦

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ

ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી માર્ગ : અમદાવાદ ૧

સંપાદક અને પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે : ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી માર્ગ : અમદાવાદ ૧
મુદ્રક : ચુનીલાલ માણેકચંદ રવાણી, શિષ્ટ સાહિત્ય મુદ્રણાલય, મોટા આંકડિયા.


* દર માસની ૧ લીએ પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એમ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઇ શકાય છે.
* વાર્ષિક લવાજમઃ દેશમાં સાડાસાત રૂપિયા અને વિદેશમાં દસ રૂપિયા ( શિ. ૧૫ )
* છુટક નકલઃ બાર આના.
* વ્યવસ્થા અંગેની કોઇપણ ફરિયાદ વખતે ગ્રા. નં. હશે એનો અમલ થવામાં જરા પણ વિલંબ નહિ થાય.



* શુદ્ધ જોડણી સાથેના કાગળની એકબાજુ સ્વચ્છ અક્ષરે લખાયેલા સાહિત્ય, સમાજ અને સંસ્કારને લગતા દરેક લેખોને યોગ્ય સ્થાન આપવામાં આવે છે.
* જરૂરી ટપાલ ખર્ચ બીડયું હશે તો જ અસ્વીકૃત લેખ પરત કરાશે.
* જવાબ માટે પણ જરૂરી ટ. ખ. હશે તો જ જવાબ અપાશે.



ઊર્મિ-નવરચના કાર્યાલય

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ

ફરનાન્ડીઝ પુલ : ગાંધી માર્ગ

અમદાવાદ ૧

# મેં માણસે

**આ** કેટલામી દિવાળી દીઠી હશે એ કોણ કહી શકે તેમ છે? અને કોઇ કહી શકે તો એ કોણ સમજી શકે તેમ છે? અને સમજાવી શકે તોપણ એ કોણ માની શકે તેમ છે?

પણ હું જાણું છું કે કોન્ફ્યુશીયસનો ઉપદેશ મેં સાંભળ્યો હતો, મેં માણસે. માણસો આંહી આવે છે ને જાય છે પણ માણસ તો નિત્ય રહે છે. મેં ભૃગુઋષિનું તત્ત્વજ્ઞાન જોયું હતું. મેં જ એક દિવસ ભગવાન તથાગતને ચરણે બેસીને પ્રેમ ધર્મનો જ્ઞાન પ્રદીપ નિહાળ્યો હતો, અને આજ પણ હું એ જ છું; પણ આજે અઢી શેર ખાંડના પડીકા માટે દોડતો, સવાશેર જવ માટે સવારથી સાંજ સુધી તપ કરતો!

હું એ જ માણસ છું!

મેં ઈજીપ્તનો વૈભવ જોયો હતો. બેબીલોનનો વિલાસ મેં નિહાળ્યો હતો. દિલ્હીના તખ્તે તાઉસની ચાંદની ઝીલી રત્નહારાવલિ મેં નીરખી હતી. મેં જ રાજરાજેન્દ્રોને, ઋષિઓને, તત્ત્વજ્ઞાનીઓને, સાધુઓને, સંતોને, ફકીરોને, રૂપસુંદરીઓને જોયાં હતાં. એ વખતે હું જે હતો તે જ આજે પણ છું. એ વખતે હું સત્યને શોધી રહ્યો હતો; મેળવી શક્યો ન હતો. આજ પણ હું સત્યને શોધી રહ્યો છું. પણ સત્યને હું શોધું છું, ને એ ક્યાં રહે છે એની મને તે દિવસે ખબર હતી એટલી જ આજે છે!

રાજાઓએ મને કરના ભારણથી મારી નાખ્યો હતો. કારણ કે એ હાથીઓ રાખતા. આજ આ કહેવાતી લોકશાહીઓ પણ મને કરના ભારણથી મારી નાખે છે. કારણ કે જો હાથી નથી રાખતા તો મૉટરો રાખે છે! હાથી અને મૉટરમાં ફેરફાર થયા હશે પણ માણસ તો તે વખતે જે હતો તે જ આજે પણ છે. એટલો, રીબાતો, એટલો જ પીડાતો, એટલો જ કચરાતો, એટલો જ ટોલ્લે ચડતો! ફેરફાર માત્ર રીતમાં છે. સ્થિતિમાં નહિ!

અને છતાં મને ખબર છે કે માણસો મરે છે. પણ માણસ તો અમર રહે છે. માણસમાં કાંઈક એવું છે જે એને આગળ ને આગળ જવા પ્રેરે છે. એટલે તો હું જમાના જૂના મંગલપ્રભાતને જે આનંદથી નિહાળી રહેતો—એ જ આનંદથી આજે આ દુધપાવડરો પ્રભાતને પણ નિહાળું છું! મારી અંદરનો માણસ અમર છે! અને જીવન્ત છે.


# આજ નવચેતન

સળંગ અંક ૨૬૦

દિવાળી: ૨૦૦૭

નવેંબર: ૧૯૫૧

સાહિત્ય સમાજ અને સંસ્કારનું માસિક





મારું મન અને મારું હૃદય, એ મારાં બે જૂના દોસ્તો મને ઓળખે છે. મારું મન હજારો-વસ્તુઓના ઠઠારાથી ઘરાઈ બેઠું હશે —પણ હૃદય,—હૃદયની શોધ હજી પૂરી થઈ નથી; એને જે લગની લાગી છે—સત્યની વાટ જોવાની, એ કેડી કઈ તરફ છે, એનો પણ હજી પત્તો મળ્યો નથી: એથી તો મારું મન ભર્યું ભર્યું બન્યું છે, પણ હૃદય—હૃદય સાવ ખાલીખમ પડ્યું છે!

મારું શરીર સેંકડો વર્ષનું હશે, પણ એમાં રહેલું હૃદય—એ તો હજી શિશુ અવસ્થામાં છે. કદાચ એને જુવાની મળશે તો હૃદય પણ જુવાન થશે પણ મારી પ્રાર્થના તો આ છે—મને એ અવસ્થા મળે, જ્યારે જૂનું વર્ષ નવું રૂપ ધારે છે. જ્યારે માણસ પાછું મહાન થાય છે!

જ્યારે આ સૃષ્ટિમાં જલસમુદ્રો લહેરાતા હતા અને કમળનાં વનને નિરખનારા કોઈ ન હતા, તે વખતે પણ મેં માનવે, ધૂળના કોણ જાણે કયા રજકણમાં બેસીને એનો પરિમલ ધરાઈને પીધો હતો! તે વખતે પણ હું આંહીં હતો, અને અણુબોમ્બથી આ શહેરોની રાખોડીમાં જ્યારે ધૂળધોયા છિન્નભિન્ન સોનેરી કણ ગોતતા હશે ત્યારે પણ હું આંહીં હોઈશ!

મારા સત્યની શોધમાં નીકળેલા રખડુ આત્માની રખડપટ્ટીનો અંત સત્ય વિના બીજે ક્યાંય દેખાતો નથી, અને એ સત્ય ક્યાં છે એનો હજી સુધી તો કાંઈ પત્તો જ નથી.

**ધૂમકેતુ**

☆

## ભેખ

ત્યારે તો એની બોલબાલા હતી. જીગરની જલતી વેદનાઓને એ એવી તો મસળી નાખતો! એની આ બધી પ્રક્રિયાઓ ત્યારે અખંડિત અને અસ્ખલિત વહે જતી. એના એ પ્રચંડ વહેણને કોઈ ન રોકી શકતું આ બધી ખુમારીનું જે મોટામાં મોટું આકર્ષણ હતું તે તો એટલું જ કે તેની સાથે સહન કરી શકવા જેવું એકેએક તત્ત્વ તેને રહેવા દીધું હતું. એકેએક ક્રિયાને શમાવી લેવા જેટલી ઉદારદિલી એના દિલમાં અખંડિત વહે જ જતી હતી. ત્યારની તેની જિજ્ઞાસાને સંતોષવાના બધાયે પ્રયત્નો એવા નિષ્ફળ નીવડતા કે આ બધી વિષમતાઓને એ ખૂબ સરળતાથી સહન કરી લેતો. આ બધી જહેમત અને મહેનતને પણ સંકારી, આવકારી અને સંકલન કરી લઈને એક જાતની કાયમી શક્તિ જગતને ચરણે ધરી દેતો. જગત આજે તેના તરફ ખરેખર બેદરકાર થઈ ગયું છે એટલે જ એની એ ઘવાયેલી ખુમારી આજે પોતાની ખાંડત વેદનાઓને પૂરેપૂરી રીતે સાકારી નથી શકતું. આ બધું જ્યારે કાયમ સ્વીકારવા અને આવકારવાના થોડાક પણ પ્રયત્નો કરવા ઇચ્છા રાખવાની જરૂર જણાય ત્યારે તેની સાથે થોડીક સામ્યતા કેળવવા જેટલી તૈયારી તો રાખી જ લેવી જોઇએ. આ બધી સફળ વિફળતાઓ જ્યારે ખૂબ ફારી ખાતી દેખાય ત્યારે તેમાં જ એક પ્રકારની વિલુપ્ત દશા આવી જતી હોય છે જેને સારી રીતે કેળવી લેવાની જરૂર હોય છે. તેની એ ઉદાર અને અમીરભરી બેલદિલી અને ઉદારદિલી ખરેખર પ્રેરણાત્મક હતી.—ત્યારે જ મેં એનો ભેખ પણ છોડાવી દીધો!

**चन्दनम्**

# નવજાત શિશુને

## ઉમાશંકર જોશી

રે આવ ઓ બાલ! વધાવું હું તને
હૈયા–અમીથી! તું સુહાવ પારણું
સખા તણું! ધન્ય ઉજાળ બારણું
આ દેશનું ઊગમણું સુહામણું!

આઝાદીને જોઈ તેં જન્મ લીધો?
'આઝાદીની સાથ હું ઊછરું'—એ
લ્હાવો લેવા શું ઉરે ખ્યાલ કીધો?

નવીન આ દેશનું રાજ્ય આપણું,
છે નાનેરું બાળ એ—માત્ર ના એ!
પુરાણ, પ્રાચીન, સહસ્ર પાંચ
વર્ષો જૂનો ભારતદેશ તે સ્વયં
દીસે ન જાણે લઘુ બાળ ના હો!
ને અગ્રણીઓ, નવરાજ્યની ધુરા
ધારી રહેતા પ્રૌઢ ને પીન કાંધે,
તે સૌ યે ના બાળુડા હોય જાણે!
તને જશે એ ટપી બાળબુદ્ધિમાં!
(નિર્દોષતા માત્ર ન તારી એમને.)
તું બાળકોમાં થઇ બાળ આવ્યો
આ બાળદેશે તુજ બાળવેશે.
પ્રશસ્ય તારી વરણી; ઘટે તને,
અબાલબુદ્ધિ શિશુ, ધન્યવાદ!

કહું તને વાત કંઈક કાનમાં?
—કહેવા બ્હાને સંભળાવું મને યે?—
મળી હતી જ્યાં લગી ના સ્વતંત્રતા,
હતી અમારા ઉર માંહી મત્તતા,
કે મેળવીશું અણમૂલ મુક્તિ,
માથાં કરીશું અમ ડૂલ યુદ્ધમાં,
હતી અસંભાવ્ય સમી, બની તે
સંભાવ્ય આજે ઘટના: મળી હા
સ્વતંત્રતા! ખુશનસીબ શા અમે
કે જીવતેજીવત સ્વપ્ન સિદ્ધ શાં?
અમોથી યે ખુશનસીબ શા તમે—
શ્વસો હવા મુક્તિની જન્મથી જ?
પરંતુ એ ખુશનસીબીની મને
ચિંતા—અરે મુક્તિ તણો ઉઠાવશો
શે ભાર આ? મેળવવી ન સ્હેલી
મુક્તિ ભલે! જાળવવી પરંતુ
એથી ય ભારે વસમી! અમે ના
આપત્તિ ઓછી તમ કાજ છે ખડી
કરી અહીં! ને પગ તો તમારા
છે મૂળિયાં નાખી અમો મહીં ખડાઃ
ટીંટોડી શા એ પગ તો ટચુમચુ!
ખભા પરે ભાર હિમાદ્રિ શો મહા!
તમારી શી ખુશનસીબી ગાઉં હું?

નિશ્ચિંત તો યે સ્મિતવંત ચ્હેરે
આવી પુગ્યો તું અમ રંક ઘેરે,
શા શા કરું હું, પ્રિય, ધન્યવાદ?
રે આવ ઓ બાલ,
રે આવ ઓ લાલ, હસાવ ભાવિને.

૨૩–૧૦–૧૯૫૧.





## 'તેન ત્યક્તેન ભુંજીથાઃ'

વિનોબાનો ભૂમિદાન યજ્ઞ ભલે આકર્ષક હોય છતાં એ એક અસ્પષ્ટ અખતરો છે. એનું વિશેષ મહત્વ શાંતિકાળના આંદોલનરૂપે છે, સરકારી મદદ વિના પ્રજાને પોતાની ફરજો વિશે વિચાર કરતા કરવું અને એમને લાલચો આપ્યા વિના બલિદાન આપવા ઉત્સુક કરવા એ સ્તુત્ય પ્રયાસ છે.

'તેન ત્યક્તેન ભુંજીથાઃ' વાળો શ્લોક જાણે નવજીવન પામતો લાગે છે, લોકોએ આ યજ્ઞને વધાવ્યો છે. ગાંધીજી પછી એમની કક્ષાએ કોઇએ પગલું ભર્યું હોય તો આ યજ્ઞ છે. માનવસ્વભાવમાં ઉદારતા અને ત્યાગ જેવી ભાવનાઓ દાખલ કરવી એ સમાજ ઉપર મોટો ઉપકાર છે. એકઠી કરેલી મિલ્કત પ્રજાને પાછી સોંપવી એ પદ્ધતિ વ્યવહારમાં ઉતરતી જોવી એ જિંદગીનો એક લહાવો છે.

### રખે એની સફળતા જોખમાય

છતાં આ યજ્ઞ અંગે સ્પષ્ટતા થવી જરૂરી છે. આ આંદોલનને ગાંધીજીના રચનાત્મક કાર્યક્રમવાળાઓએ તપાસવું જોઇએ અને જુદા જુદા પ્રાંતોમાં એને એકી સાથે ઉપાડી લેવું જોઇએ. એને અંગે જરૂરી સત્તાવાર ખુલાસા બહાર પાડવા જોઈએ. એકલા દાન આપનાર વર્ગને જ ઉદ્દેશીને આંદોલન નહિ નભી શકે. જેમને એનાથી લાભ થવાનો છે એ વર્ગના હિતો કેવી રીતે જળવાશે તેની જાણ થવી જોઇએ. એ સાથે એમની જવાબદારીઓ સ્પષ્ટ થવી જોઇએ. સામાન્ય જનતા—જેને નથા જમીન આપવાની કે લેવાની—વિગતો સમજવાનો તેનો પણ એટલો જ હક છે.

આવું મહત્વનું અને શકવર્તી પગલું ભરવામાં આવે તે વખતે યાદ રહેવું જોઇએ કે દુનિયા આખી એ જોશે, તપાસશે, બૂમો પાડશે, હસશે અને અંતે વિશ્વાસ બેસશે તો અપનાવશે. કોઇ સાધુ ભંડારો કરવાની ગામ આગળ માગણી કરે તે રીતે આ યજ્ઞ શ્રદ્ધાના રંગમાં ખેંચાઇ ન જાય એમ ઇચ્છીએ.

### કોણ કિસાન?

'હું કિસાન છું, એવો મારો દાવો છે' એ સરદારની વાણી ફરીથી સંભળાવાની નથી. આજે તો ઘણા જણને 'તમે કિસાન નથી' એમ કઇ રીતે ઠેરવી શકાય તેનો મમત છે. 'ખેડે તેની જમીન' વાળું સૂત્ર પંકાયું ને સર્વ પક્ષે ટક્યું છે. એટલે હાલ તુરત તો જમીનના માલીક સરકાર કે સમસ્ત પ્રજા નહિ પરન્તુ, કોઈ વ્યક્તિ રહે એ વાત બધા કબુલે છે.

એ કિસાન બીજા ધંધા કરી શકે? એ શું કરી બેસે તો કિસાન મટી જાય? ખેતીમાંથી એનું ને એના કુટુંબનું ગુજરાન ન થઇ શકે તો? એના કુટુંબની મર્યાદા બાંધી શકાશે? ખેતી ઉપર એણે કેટલું ધ્યાન આપવું વાજબી ગણાશે? કેટલી જમીન એક કુટુંબના નિર્વાહ માટે પુરતી ગણી લેવાશે? અને એમાં એને નહિ પરવડે તો એ બીજું કયું કામ લઈ શકે? સારું કામ કરી શકે તો 'બોનસ' રૂપે લાભ મળશે ખરો?

અને આ અંગે જે નિયમો ઘડવામાં આવે તેનાં સામાન્ય તત્ત્વો પ્રજાના બીજા ભાગને લાગુ પડશે કે નહિ?

કિસાનને 'જમીનદાર'ના કલંકમાંથી બચાવવો જોઇએ. એમ એની ફરજોનો ખ્યાલ સ્પષ્ટ થવો જોઇએ. આટલું થશે કે એનાં હિતોનું રક્ષણ આપોઆપ થવા લાગશે.

### વળતર સાથેની વહેંચણી

વસ્તી ઘણી છે. અને જમીનની જરૂર છે તેમને

વહેંચી શકાશે એવી શક્યતા ઓછી છે. જેમની પાસે જે જમીન વધારે છે તે પાછી ફરે એ ઇચ્છવા જેવું છે, પોતાની સ્વેચ્છાથી આપી દે અને કાયદો એટલે કે બળ વાપરવું ન પડે એથી રૂડું શું! જમીનો પાછી મેળવવા ઉપલું સથાળું ઠેરવવું જોઈશે. જો પચીસ એકર એક કુટુંબને પુરતા જણાય તો પછી છવ્વીસમો એકર એક જણના નામે જડવો ન જોઈએ.

આજના માલીક ભલે એમની ઈચ્છામાં આવે તેમને જમીનો સોંપી દે. કોણ જમીનનો માલીક રહી શકે, કિસાન બની શકે તેટલું નક્કી કરી લીધું હશે તો કોને જમીન જવી જોઈએ એની ભાંજગડમાં પડવાની જરૂર નહિ રહે. ખેતીનો ધંધો નવા માણસો કરે કે જૂના એ વિષે આગ્રહ હોઈ શકે નહિ.

આમ છતાંયે જેમની પાસે વિપુલ ધરતી છે અને પોતાના સગાં-સંબંધીઓમાં એ જમીન ન વહેંચી શકે તો એને માટે વિનોબાની યોજનામાં પ્રબંધ થવો જોઈએ. એ જમીન આપનારને વળતર મળવું જોઈએ. આજે વળતરની રકમ ના ચૂકવી શકાય તો પંદર વર્ષમાં એ ભરપાઈ થવું જોઈએ.

આને અંગે દેશમાં એક ભૂમિબેંક સ્થાપી શકાય, અને સરકારી સંમતિ સાથેના પંદર વર્ષનાં બોન્ડ વડે એ બેંક વળતર આપે. જેમને એ જમીન આપે તેમની પાસેથી પંદર વર્ષમાં એટલું વળતર પાછું લે, ઉપરથી થોડું ખર્ચ વસુલ કરે. ત્યાંસુધી નવો ખેડૂત માલીક ન બને.

નવા કિસાનો ઊભા કરતી વેળા આ જમીનોના નાના ટુકડા ન કરવા, તેમ પાછળથી એવું ન થાય તેની તકેદારી રાખવી. ભલે એ પણ પચીસ એકરના જ રહે. એ જમીનો ઉપર દેવું ન થઈ શકે. વારસામાં જતાંયે આ નિયમો જળવાય એવી જોગવાઈ થવી જોઈએ.

### નીચલો છેડો પણ સંભાળીએ

બીજી બાજુએ નાનાં ખેતરોના પટને એકઠા કરી પચીસની સપાટીએ પહોંચવા મહેતલ આપી દઈએ. સંભવ છે કે જુદાં જુદાં સ્થળોએ આંક નક્કી કરવાનાં જુદાં જુદાં પ્રમાણો રહેશે. પરન્તુ, ખેતી આર્થિક રીતે પગભર થઈ શકે તેવડો આંક તો સ્થાપવો જોઈએ. જેમ શેરના પેટાભાગીઓ રહે છે, તેમ જમીનની ઉત્પન્નના પેટાભાગીઓ ભલે રહે, માલીક તો એક જ રહે—વ્યક્તિ કે મંડળી. પછી ઉત્પાદન અર્થે ઘણા માલીકો કે મંડળીઓ મોટી મંડળી જમાવે તેની કોઈ ના પાડી ન શકે.

જેમ મોટા જમીનદારો પાસેથી જમીન છીનવી લઈએ કે મનાવી લઈએ, તેમ નાના ખેડૂતો પાસેથી પણ ખેતીના હિતાર્થે લેવી જોઈએ.

### વધુ સારી ખેતી

વધારાની જમીનો પાછી માગતાં આપણે ઈચ્છીએ છે શું? ખેતી ઉપર વધારે ધ્યાન આપવામાં આવે અને પાક સારો તથા વધારે ઉતરે એ જોવું જોઈએ. કે પછી કોઈને રજ ને કોઈને ગજ એવો અન્યાય ન પ્રવર્તે, અસંતોષ ન ફેલાય, લોકો સરખા આબાદ બને તે જોવું જોઈએ? ખેતી ઉપર વિશેષ ધ્યાન આપી એમાં સારી પેદાશ કરનાર મોટા ખેડૂતો હશે તેમની પાસેથી પણ જમીનો છીનવી લઈશું, તે સમયે નવા કિસાનો એમની કામગીરી ખરેખર બજાવશે તેની ખાતરી થવી જોઈએ.

અમેરિકા તરફથી જે નિષ્ણાતો કે નિરીક્ષકો આવે છે તેમની શંકા છે કે આ દેશમાં જમીનના નાના ટુકડાઓને એક કરી શકવાની તાકાત નથી, પછી મોટાં યંત્રો એને શી રીતે લાભ આપવાનાં છે? આપણે પશ્ચિમની વિશાળ ખેતી ઉપર લોભાવું છે કે ધરતીનું સન્માન કરતાં વિવેકથી એનાં રસકસ લેતા અને વધારતા જવું છે? મોટાં ટ્રેક્ટરો અને જલદ રસાયણોના આધારે ખેતી વિકસાવવી ન હોય તો કેટલાક પ્રશ્નો આપોઆપ ટળી જશે.

### ખેતીનું આકર્ષણ વધતું રહે

ઈશ્વર પ્રીત્યર્થે ટ્રસ્ટ દ્વારા મોટી ખેતી થતી





હોય એને છૂટ આપવા જેવી છે. એ રીતે માણસો ખેતીના ધંધામાં ગુજરાન ચલાવશે અને સામાજીક કલ્યાણકામો પણ હાથ ધરશે. શું ખેતી કે શું ઉદ્યોગ—કમાઇના હિસ્સામાંથી લોકોપયોગી કામ કરવાની જોગવાઇ થતી હોય ત્યાં ત્યાં કાયદાનું બંધન આવવું ન જોઇએ, થોડું જોખમ વેઠીને પણ એટલી છૂટ રાખવી સારી.

બાકી ખેતીને કે ઉદ્યોગને સાવ અળગાં પાડી દઇ બન્નેનાં ધોરણોની દરમ્યાન મોટો તફાવત પડવા દેવામાં દેશને નુકશાન છે. દેશનો મુખ્ય આધાર ખેતી છે. અને એની અસર આપણા સમગ્ર જીવન ઉપર પડે છે. એનું આકર્ષણ દિનપ્રતિદિન વધે અને ઉદ્યોગોનું ઘટે તો દેશ પછાત ભલે ગણાય, એકંદરે સુખી બનશે.

### ખેતીનું સંરક્ષણ

વનમહોત્સવની જરૂરીઆત વારંવાર આવતા દુષ્કાળોએ સાબીત કરી છે. દુઃખની વાત છે કે એ ઉત્સાહને—આંદોલનને યોજનાબદ્ધ કરી ના શકાયો, એની ગંભીરતા ન તો લોકો સમજ્યા કે ન તો સરકાર. રણને બગીચાઓમાં ફેરવી નાખનારી વૈજ્ઞાનિક શકિત હોવા છતાં આપણે ટીખળ સુધી આગળ જઇ શકયા, ટીકાઓથી મન ભરી લીધું, અને એક શુભ પ્રયત્ન વિસારે પાડયો. આપણી મશ્કરીની કુદરતે પણ ભારે મશ્કરીથી જવાબ વાળ્યો છે.

તીડનો ઉપદ્રવ આવ્યો ને કયાં સંતાઇ ગયો એ છાપાવાળા શોધી કાઢે ત્યારે, પરંતુ ખેતીનું સંરક્ષણ કરવામાં બીજા ઉપદ્રવો કયાં ઓછા છે! ઉંદરોને ગણપતિના માનીતા ગણી નભાવીએ છીએ. અને વાંદરાઓને રામની સેના ગણી આદર કરીએ છીએ. આવાં ગાંડપણો સાચવી રાખી ખેતી કેમ બચવાની હતી?

ખેડુતોને ઢોરની જાળવણીનું જ્ઞાન નથી, તક નથી, સાધન નથી. કૂતરાઓ જાણે હરાયા અને રોગી બન્યા છે, મિત્ર નહિ શત્રુની ગરજ સારે છે. ખેતીને મદદરૂપ પ્રાણીઓ, ધંધા, માનવીઓ વેરવિખેર પડયાં છે, પરસ્પરસના સંબંધો અતડા થઇ ગયા છે. કુદરતને મનાવવા હજુ હવનનો આધાર લેવામાં આવે છે, ખૂબ ઉપેક્ષા થઇ રહી છે.

ભૂમિનાં દાન માગીને આ જ સ્થિતિ રાખવી છે?

### આ દુષ્કાળને છેલ્લો બનાવો

જમીનોનું તો થતાં થશે, દુષ્કાળની ગર્જના સાંભળી લોકોનાં કાળજાં કંપી ઉઠયાં છે.

આપણી સરકાર છે, સામે ચૂંટણીઓ આવે છે, સંકટો દરમ્યાન રાહતનાં કાર્યો ઉપાડી લેવાની પ્રણાલિકા પડેલી છે, પુરવઠો લાવી-વ્હેંચી આપે એવું તંત્ર ઊભું થયું છે એટલે આ દુષ્કાળને પહોંચી વળાશે એવી આશા રાખીએ.

પરન્તુ, આ દુષ્કાળ છેલ્લો જ છે એવી હાકલ પાડનાર વીર કેમ નથી નીકળતા? કેમ કોઇ પ્રજાને હંઢોળી આપદ્ધર્મ ને પુરુષાર્થ શીખવતું નથી? ટેવો સુધારનાર, જવાબદારી ચીંધનાર, અહિત કરનારાઓને ખુલ્લા પાડી દેનાર, જાગતા ચોકીદારોની આજે કેટલી જરૂર છે!

આ સંકટ ખરેખર ભીષણ હોય તો બીજી બધી વાતો ને યોજનાઓને મુલતવી રાખી, દુષ્કાળનો લાભ લઇ પ્રજાને કટોકટીની તાલીમ આપવી જોઇએ. લાખોની સંખ્યામાં લોકો પાસે કામ લેવાવું જોઇએ જેથી આ દુષ્કાળ પ્રજાની તાકાત પારખી જાય અને આપણી છેલ્લી વિદાય લઇ ટળી જાય.

પરન્તુ, આપણે તો તાત્કાલિક રાહતોથી સંતોષ પામી જઇશું. લોકોની ગરજ વખતે એમના ઉપર રાહતનો આભાર ચઢાવી દઇશું. અને સંકટોમાંથીયે લાભ ઉઠાવી વધુ પામરતા મેળવતા થઇશું!

શા સ.રુ આવા દારૂણ સંકટોમાંયે આપણે જીવનના જુદા જુદા ક્ષેત્રોમાંથી સહકાર મેળવતા નથી? કોઇ પત્રકાર, કોઇ નિશાળના મહેતાજી, કોઇ ઇજનેર, કોઇ લેખક, કોઇ સંન્યાસી, કોઇ નિવૃત્ત અમલદાર—એવાઓના અનુભવ શું આપણને ખપતા

નથી ? શાથી આપણે ધાંધલીઆ 'રાષ્ટ્રીય સેવકો' કે મોટરસંપન્ન ધનપતિઓના હાથમાં ફસાતા રહીએ છીએ ?

'શક્તિ સંઘરવી પડશે'

લોકશાહીના ભલે અનેક ઉમદા ફાયદાઓ હોય, આપણે એનો શોખ થોડાં વર્ષો નિવારી શક્યા હોત. આટલી અજ્ઞાન અને પછાત પ્રજાના મત ઉપર રચાયેલી સરકાર કરુણ પરિણામો નીપજાવે તો વિસ્મય પામવા જેટલી તક પણ નહિ રહે. એક આંધી આવે છે અને એમાં ઘણી પ્રાપ્તિઓ, પ્રમાણો, મૂલ્યો તણાઈ જશે—એ જોનારા જોઈ શકે છે.

આવતા ચાર છ મહિનાથી વધુ દૂરના સમયને જોઈ શકનારા, પ્રજામાં ડગલે ને પગલે પુણ્યો પાથરનારા, માનવસ્વભાવમાંથી ચોરી ને દંભની જડો ઉખેડનારા જે થોડા સત્કર્મી પુરુષો આપણી વચ્ચે રહ્યા છે, એમની વાણી છે કે હમણાં શાંતિ રાખો, ચૂંટણીઓની જંજાળમાં ફસાશો નહિ, દેશને માથે મોટી આંધી આવે છે તે તુફાનમાં માનવતા ટકી રહે, સમતા જળવાય તે સારુ ખપી જાવ, શક્તિનો વ્યય રોકો દો, સંગ્રહ કરો.

નેહરુ, ફરો મત

ને ખરે જ નેહરુના હાથ હેઠા પડતા જાય છે. દેશભરની કોન્ગ્રેસ કચેરીઓમાંથી જે નામાવલિઓ પસંદ થઈને એમની પાસે પહોંચી ગઈ છે, એમાં નેહરુને જેમની જરૂર હતી તે ખરેખર નથી. એમની સામે જે પીરસવામાં આવ્યું છે તે વાસી અન્ન—ઝેર છે. એની તરફદારી કરવા નેહરુને આમંત્રણો અપામાં એ શું કરશે ?

તંત્ર જૂનું છે, એની શક્તિ રહી નથી. ઊંચી નીતિ રીતિના સિદ્ધાંતો છે, પણ એમાં ગાબડાં પડેલાં છે, પાપ પેઠું છે. કમજોરી અને ફાંફાં બંને સાથે વધતાં જાય છે, દાનત સાફ નથી એટલે હિંમત ટકતી નથી. ભય વધતો જાય છે. અને તંત્રને—પ્રતિષ્ઠાને જાળવી રાખવા તરકીબોનો આશ્રય લેવાય છે. આમાં શું નેહરુ ફસાઈ જશે ?

કે પછી નેહરુ દેશભરના વિચારકોનો, અનુભવીઓનો, સાધનસંપન્નોનો, તાલીમબાજોનો, ત્યાગીઓનો સાથ માગશે ? નવાં નિમણો કરી શકનારી કોઈ નવી જમાત એ ખડી કરી શકે તો ? શા માટે પૂર્વગ્રહો વચમાં આવવા જોઈએ ? છેક ટાટા-બિરલાથી માંડીને મોદી કે મિલના કામદાર અને દૂરના ગામના પ્રમાણિક ખેડૂત સુધી એમણે નજર દોડાવી શા માટે નિમંત્રણો કાઢવાં ના જોઈએ. પ્રજાએ એમને અપનાવ્યા છે, આગેવાન બનાવ્યા છે, પ્રેમ આપ્યો છે. નેહરુ શું તંત્રના ભોગ બનશે ? કે નવું કાર્યક્ષમ તંત્ર ઊભું કરી શકશે ?

કંઈ વિલંબ થયો નથી, તક જતી રહી નથી. હજુ સમય છે. નેહરુ, તમારી નૈતિક હિંમત ક્યાં છે ?

શાહીવાદના છેલ્લા શ્વાસ

'ભારત છોડો' કહીને ગાંધીજીએ જે અંગ્રેજોને કહ્યું, તે હવે ઇરાન અને મિસર કહી રહ્યાં છે. મલાયા, સિયામ, હિંદીચીનની પણ એ જ દિશા છે. ગાંધીજીને પગલે નેહરુએ એશિયાને જગાડ્યું છે. જાપાનથી તે મિસર સુધી સાચી ગોરાઓની શુભનિષ્ઠા હોવા છતાં એમનો ભરોસો પડતો નથી, અપ્રિયતા વધતી જાય છે. પરદેશી સત્તાઓનો ગમે તેવો શુભ આશય હોય તોયે એમની દખલગીરી કોઈને જોઈતી નથી.

પરન્તુ, નેહરુ એવી ખાતરી આપી શકશે કે એક શાહીવાદને કાઢી એ બીજો શાહીવાદ દાખલ નથી કરતા ? લશ્કરી શાહીવાદ સામ્યવાદના વેશમાં આગળ વધતો આપણે નથી જોઈ શકતા ? એના ઘેરા પડછાયાને રોકવા આપણી પાસે કયો પ્રકાશ છે ?

નવો સાદ આગળ કેમ્શાશે

વિશ્વની સમસ્યાઓનો આપણી પાસે જવાબ છે એવો આપણો દાવો ધીરે ધીરે જોર કરતો જાય છે. દુનિયાને સાંભળવી પડે એવી વાણી ઉચ્ચારનારો આપણી પાસે નેહરુ છે—એની પાસે આંતરિક તંત્ર





નથી, લશ્કરી સરંજામ નથી, વૈજ્ઞાનિક તાકાત નથી. અને છતાં પછડાટો ખાઈને દુનિયાના રાજદ્વારીઓ નેહરુના બોલ પાછા ઉખેળે છે, શ્રદ્ધા મૂકે છે.

ગઈકાલ સુધી ભારે:આક્રમણ કરનારા, જુલમ વર્તાવનારા, હડધુત:થયેલા એમના વિજેતાઓ કરતાં વધારે માનતા અધિકારી શી રીતે બનતા જાય છે ! એમ ઝળકે છે એમનો નૈતિક વિચાર પલટો. યુદ્ધ અને યુદ્ધ દ્વારા સત્તાની ખેંચમતાણમાં સર્જાતો વિનાશ—એ બન્ને પ્રત્યે પ્રજાઓની સૂઝ વધતી જાય છે. ખૂદ બ્રિટનમાં આ સાદ પહોંચી ગયો છે, શી ખબર કે રશિયા-અમેરિકામાં નહિ પહોંચી શકે ?

### ગાંધીજીની છબી

સરકારી કચેરીઓમાં ઘણી જગાએ ગાંધીજીની છબી મૂકવામાં આવી છે એ તો સારું છે; પરન્તુ, એ છબી કોઈ કાગ્કુતે ઘેરથી મફત ધીરેલી હોય, માગી આણેલી હોય એવી કેમ દેખાય છે ? શું એનું ખર્ચ મંજુર નહિ થયું હોય ? એ છબીઓ નાની, સસ્તી મઢેલી, ઓછી ઉઠાવદાર હોય છે એ શું ગાંધીજીની સાદાઈ બતાવવા સારું છે ! એક પ્રમાણિત છબી સરકાર પ્રગટ કરે તો !

બીજું કાંઈ નહિ તો મોટી વિશાળ કેન્દ્રો અને ભપકાદાર તૈલચિત્રોની ભીંસમાંથી ગાંધીજીની છબીને ઉગારી લેવી જોઈએ. જે ભીંત ઉપર ગાંધીજીની છબી હોય ત્યાં બીજા કોઈની છબી ન આવી શકે—જાહેર જગ્યાઓમાં તો નહિ જ.

### એ ભૂલાતા નથી

ગાંધીજીની જન્મતિથિ હમણાં જ ગઈ ત્યારે દેશના બીજા નેતાઓ અને વિચારકો સાથે સરખાવી જોવાની તક મળી. જેમ વખત વીતતો જાય છે તેમ એ નાનકડા માનવીનો સુક્ષ્મ દેહવિકાસ થતો જાય છે અને બીજાઓ સમયના પટમાં વામણા બનતા જાય છે. એમનો વિચાર દેહ જાણે કૂચ કરી રહ્યો છે અને એ કૂચમાં ગહન વેગ આવી રહ્યો છે.

માનવી જુલમ ન કરે, અન્યાય ન કરે, એવું સાંખે પણ નહિ; કષ્ટ વેઠીને, મોતની પરવા કર્યા વિના બીજાના દુઃખમાં સહાય કરે, અન્યાય ને જુલમનો સામનો કરે—એ છે પ્રાણની પ્રતિષ્ઠા, માનવીની સિદ્ધિ અને એનું ભવિષ્ય. ગાંધીજીનું એ જીવનકાર્ય હતું અને એ તેથી જ ભૂલાતા નથી.



## અશ્રુસ્મિતા

જો કદી માહરા અંતરનાં સ્પંદનો
ગાઉં તો...
સૂણીને એ રસકથા
ફાલ્ગુન શી રંગ-છટા
ઝંખવાય મુજ વેણુથી વસંત-શ્રૃંગાર.

ને કદી ઉરનાં મૂક સૌ ક્રંદનો
રોઉં તો...
ભાળીને એ વ્યથા
આષાઢ શી ઘન-ઘટા
શરમાય મુજ નેણથી મેઘ-મલ્હાર

સૂર અને સુવાસથી આલેખવી જે ગર્વિતા
અય જિંદગી ! તું એ જ ને અશ્રુસ્મિતા ?

ચંપકલાલ પરીખ.

# શાહજાદાનો પ્યાર

ગણેશ વાસુદેવ માવળંકર

> શિક્ષિતોના પ્રેમ માયકાંગલો હોય છે: અશિક્ષિતોનો મર્દાનગીભર્યો. એ પ્યાર કરી જાણે છે, એના રંગે રંગાઇને પોતાના પ્યારાંઓનું ખુન પણ કરી શકે છે. અને ખુની તરીકેની સજા ભોગવતી વેળા એ ફાંસીને માંચડેથી પણ સરવાનો આનંદ મેળવે છે--એ પ્યારના પ્રભાવે જ ને?

શાહજાદો કાનપુરનો રહીશ. શરીરે નહીં પાતળો, નહીં સ્થૂલ. ઊંચાઈ આશરે સાડાપાંચ ફૂટ. વર્ણે શ્યામ, પણ આંખ પાણીદાર, ચહેરો દેખાવડો, ઉંમર આશરે ત્રીસની. મિલમાં કામ કરવા અમદાવાદ આવીને રહેલો. કાનપુરમાં સગાંમાં મા-બાપ અને બહેન-બનેવી.

અમદાવાદમાં તે એકલો જ રહેતો તેથી બેફિકર અને તુંડમિજાજી. હિંમતમાં પૂરેપૂરો. ટંટામાં, ઝઘડામાં કે ધમાલમાં યાહોમ કરીને પડવું તે તેના ખૂનમાં. સ્વભાવે ઉદાર અને રંગીલો. ગોમતીપુરમાં તે રહેતો. લોકો એને તે વિસ્તારમાં "ગોમતીપુરનો દાદો" કહી ઓળખતા.

એ રહેતો તેની પડોશમાં એક બબલી નામની જુવાન બાઈ રહેતી. બબલી વીશ બાવીશ વર્ષની. નાતે વાઘરી. તેના માબાપ સાથે રહેતી. બબલીને પરણે થોડાં વર્ષો થઈ ગયેલ. એનો ધણી આશરે પંચાવન, સાઠ વર્ષનો અને એક આંખે અંધ. શાહજાદાની સરખામણીમાં એ ક્યાંય ટકી ન શકે. બબલીને ધણી જરા ય ગમતો ન હતો અને તેથી તે ઘર માંડતી ન હતી, પણ પોતાના માબાપ સાથે રહેતી હતી. એ બબલી સાથે શાહજાદાનો પ્રેમ બંધાયો. એ લોકો ઉઘાડે છોગ સાથે બેસતાં ઊઠતાં. અને પાછળથી શાહજાદો બબલીના બાપના ઘેર જ રહેવા લાગ્યો. એ લગભગ ઘરજમાઈ જેવો જ બની ગયો. ફેર એટલો કે શાહજાદાની કમાણીમાંથી બબલી અને એનાં-માબાપનું પોષણ થતું.

કજોડું લગન થયું! પરિણામે હિન્દુમુસ્લીમ ઐક્ય પણ ઠીકઠીક સધાયું એમ વિનોદમાં કહી શકાય.

બબલી પર શાહજાદાનો અખૂટ પ્રેમ હતો. પોતાની પરણેલ સ્ત્રી નહીં હોવા છતાં, તે તેને પોતાની ઓરત તરીકે જ માનતો, અને તેથી જ બબલી તરફ કોઈ પણ જુવાન જુએ, કે બબલી કોઈ જુવાન તરફ જુએ તો તેના મનને શંકા આવતી, અને ઈર્ષા થતી. બબલીને સંતોષ આપવા પોતાથી અથાગ પ્રયત્ન કરતો. ખાવું પીવું, કપડાંલતાં વગેરેમાં છૂટા હાથે એ ખરચ કરતો. કાનપુર પોતાના માબાપને પૈસા નહીં મોકલે, પણ બબલી માટે બધું ય ખરચે.

બબલીને ઘેર એક વાઘરી જુવાન આવતો હતો. તેની સાથે બબલીનો બહુ સારો સંબંધ હતો. એ લોકો છૂટથી બોલતાં, હરતાં ફરતાં, પરસ્પર ઠઠ્ઠામશ્કરી કરતાં, પરંતુ એ બધો ય વ્યવહાર ભાઈબેન જેવો હતો. એમાં કોઈ પણ પ્રકારનો આડો વહેવાર ન હતો, છતાં ય શાહજાદાના ઈર્ષાળુ મનમાં પાકો વહેમ પેઠો કે બબલી પેલા વાઘરી સાથે આડો વહેવાર રાખે છે! અને શાહજાદો રોષમાં ધૂંધવાતો હતો. બીજાની પરણેતર ઓરત સાથે આડો વહેવાર રાખવાનો પોતાનો હક્ક માનનાર શાહજાદો એ જ છૂટ બીજાને આપવા તૈયાર ન હતો, એ પણ એક પ્રકારની મનોવૃત્તિનું દર્શન છે.

મને યાદ છે ત્યાં સુધી હોળીનો તહેવાર હતો. પેલો જુવાન વાઘરી બબલીને ત્યાં ખાવા આવેલો. અને એ લોકો ખાતાંખાતાં વાતો અને ઠઠ્ઠામશ્કરીમાં ગુલતાન હતાં. એટલામાં શાહજાદો પણ આવી ચડ્યો અને પેલા વાઘરીને જોતાંની સાથે ક્રોધે ચડ્યો અને છરીથી હુમલો કરી, બબલીને કરપીણ રીતે ઘા કર્યા.

બબલી લોહીલોહાણ હાલતમાં બેભાન બની ગઈ અને તરત જ મરી ગઈ. શું બની ગયું તેનું ભાન થતાની સાથે જ શાહજાદાને પાર વગરનું દુઃખ થયું પોતે જે કર્યું તે માટે ખૂબ લાગી આવ્યું. પરંતુ વાત બની ગયા પછી એ બધું શા કામનું? સાથે સાથે એના મનમાં બીક જન્મી કે 'હવે પોલીસ મને પકડશે.' આથી એ ત્યાંથી નાઠો.





પોલિસને ખબર મળી. આવીને તપાસ શરૂ કરે તે પહેલાં તો શાહજાદો અમદાવાદ સ્ટેશને પહોંચી ગયો, અને ત્યાંથી ગાડીમાં બેસી સીધો કાનપુર જવા નીકળી ગયો. શાહજાદાની તપાસ પોલિસે અમદાવાદમાં ખૂબ કરી. પણ કાંઇ પત્તો લાગ્યો નહીં. તે ક્યાં ગયો, તેની પણ પોલિસને ખબર નહીં, શાહજાદો કાનપુરમાં આઝાદ થઇ ફરતો હતો. જો એ ત્યાં જ રહ્યો હોત તો કદાચ પકડાત પણ નહીં.

પણ ઇશ્વરની યોજના અપૂર્વ હોય છે ગુનેગારને નશ્યત કરાવવાના ઇશ્વરના માર્ગો આપણે કળી શકતા નથી. કાનપુરમાં આશરે એકાદ મહિનો થયા બાદ શાહજાદાને થયું કે "હવે તો ખૂનની વાત અમદાવાદમાં ઠંડી પડી ગઇ હશે." પણ એ વિચારથી એની વધુ બળવાન ભાવના તો એ હતી કે બબલીનાં માબાપને મળી માફી માગવી અને બબલીના સ્મારકરૂપે તે રહેતી તે ઝૂંપડીનાં દર્શન કરવાં. પ્રેમનું આકર્ષણ બહુ જબ્બર હોય છે! બબલીની સ્મૃતિ રાખી જે જગાએ બબલી હરતીફરતી તે જગાનાં દર્શન કરી બબલીને મળ્યાનું સમાધાન માની લેવું, એ જ અમદાવાદમાં આવવાનું તેનું મુખ્ય કારણ હતું.

શાહજાદો અમદાવાદમાં આવ્યો ત્યારબાદ બે દિવસમાં પોલિસને ખબર પડવાથી એને પકડવામાં આવ્યો અને એના ઉપર બબલીનું ખૂન કર્યાનો કેસ થયો એનો નૈતિક કે કાયદેસર બચાવ બિલકુલ હતો નહીં. નીતિનો વિચાર સરખો પણ કોઇ દિવસે શાહજાદાને અડેલો નહીં. એણે તો એવો જ બચાવ કર્યો કે "બબલીનું ખૂન કોણે કર્યું તે મને ખબર નથી, બબલી ઉપર મારો પ્રેમ હતો. આથી હું એનું ખૂન કરું એ સંભવે જ નહીં." પણ એકંદર પૂરાવા તો હતા જ. પેલા વાઘરીના કારણે બબલી ઉપર તેની વહેમની દૃષ્ટિ હતી. અને અદેખાઇના કારણે બબલી ઉપર ગુસ્સો ઠાલવી ખૂન કર્યું એ વાત તો સત્ય હતી. સાથે સાથે શાહજાદાનું એવું પણ કહેવું હતું કે "હું તો દારૂ પીને મસ્ત બન્યો હતો!"

કોર્ટ તથા જ્યુરીએ એનું કથન ન માનતાં, એને ગુનેગાર ઠરાવ્યો અને ફાંસીની સજા કરવામાં આવી. શાહજાદાએ એ સજા ઠંડા કલેજે સાંભળી તો ખરી, પણ જેલમાં આવ્યા બાદ કોટડીમાં તાળાકૂંચીમાં પુરાયા પછી એને ફાંસીના સ્વરૂપનું દર્શન થયું. એની હિંમત પડી ભાગી. અને આંખમાં આંસુ વહેતાં થયાં.

શાહજાદો જેલમાં આવ્યા પછીના બીજા દિવસે હું એને મળ્યો. એની અપીલ તો હાઇકોર્ટમાં બહારથી કરવામાં આવી હતી. એટલે અપીલ લખવાનું મારે હતું જ નહીં. ધાર્યા મુજબ અપીલ રદ થઇ અને ફાંસીની સજા કાયમ રહી ત્યારે દયાની અરજી લખવાનું કામ મારી પાસે આવ્યું. દરમ્યાન હું એને રોજ મળતો હતો. અનેક વાતો કરી, એની હકીકત મેં જાણી લીધી હતી. એનો સ્વભાવ મને ઉછાંછળો અને છોકરવાદી દેખાયો. અતિશય ભાવનાપ્રધાન અને તેથી અતિશય ક્રોધી અને અવિચારી પણ ખરો! મનમાં વિચાર આવે કે તરત તડ ને ફડ! જેમ દિવસો ગયા. તેમ ફાંસીનો ભય ઓછો થતો ગયો અને ફાંસીએ ચડવાને હિંમત મેળવવા માટેના પ્રયત્નો શરૂ થયા.

દયાની અરજી કરવાનો સમય આવ્યો ત્યારે કયા મુદ્દા પર એ અરજી કરવી એ મહત્ત્વનો સવાલ હતો. શાહજાદાએ કોર્ટોમાં ખોટો બચાવ કર્યો હતો તે વિશે જરાપણ શંકા ન હતી. એ બચાવને વળગી રહેવાથી દયા કોની પાસેથી મળી શકે? કરેલ ગુના અંગે સત્યનો એકરાર હોય, પશ્ચાત્તાપ હોય, તો દયા આપનારનું દિલ કાંઇક પીગળાવી શકાય. તેથી શાહજાદાને મેં એમ જ કહ્યું: "અત્યાર સુધી કોર્ટોની રીતે જૂઠું હાંક્યું પણ શું પરિણામ આવ્યું? હવે દયા ઉપર જીવવાનું! ફાંસીએ જવાનું જ છે તો પછી સાચી હકીકત કહી પોતાનો ગુનો કબૂલ કરી, સરકારની દયા ઉપર વાત છોડવી, એ મને વ્યવહારુ અને લાભદાયક માર્ગ લાગે છે." મારે એને બહુ સમજાવવો ન પડ્યો. એણે મારી વાત માની અને

એની દયાની અરજીમાં પૂરેપૂરી સત્ય હકીકત લખી. બબલીને પોતે મોટો અન્યાય કર્યો છે એ સ્વીકારી, બબલીની માફી માગી, પોતાના વૃદ્ધ માતાપિતાના દુઃખ પર લક્ષ્ય રાખવા જવાની દયાની માગણી કરી, અને આખરે સરકારની રહેમ નજર પર વાત છોડી, જણાવ્યું કે, જો " સરકાર ફાંસી કાયમ રાખે તો બબલીની ક્ષમા માગતો, પસ્તાવો કરતો હું ફાંસીના માંચડે ચડવા તૈયાર છું, જીવીશ તો જિંદગી પર્યંત બબલીને સ્મરણમાં રાખીશ અને રોજબરોજ એની માફી માગતો રહીશ."

આ અરજી તો થઇ સારા પરિણામની આશા તો નહોતી જ. આથી મોતનું હંમેશનું તત્ત્વજ્ઞાન એને કહેવા સિવાય મારી પાસે બીજું શું હતું? એ મારી સાથે ઘણી વાતો કરતો. એમાં બબલી કેવી પ્રેમાળ હતી, એના પર બબલીનું કેટલું હેત હતું. બબલી સાથે કેવું સુખી જીવન ગાળતો આદિ ઘણી વાતો કરતો. ટૂંકમાં કહું તો એની આંખ આગળ ઘણો સમય બબલી ને બબલી જ હતી.

એને પોતાના વૃદ્ધ બાપને મળવાની ઇચ્છા હતી. પણ દરિદ્ર માણસની ઇચ્છા સહેલાઈથી ફળીભૂત થઇ શકતી નથી. પૈસાનો સવાલ હતો. આથી મેં એને આશ્વાસન આપ્યું કે ભાડાખર્ચની વ્યવસ્થા હું કરાવી આપીશ આ આશ્વાસન મળતાં એને ઘણી જ શાંતિ થઈ અને એણે મને કહ્યું. " દાદાસાહેબ, મારી યાદગીરી તરીકે મારી માને એની મુશ્કેલીઓમાં મદદ કરવા કાંઇક પૈસા મોકલવાની તમે નહીં વ્યવસ્થા કરો ?" મરનારની આઈચ્છા ઠોકરે કેમ મરાય ! તેથી એ વાત પણ મેં સ્વીકારી અને આથી શાહજાદાને શાંતિ મળેલી જોઈ મેં એક પ્રકારનો આનંદ અનુભવ્યો.

શાહજાદાનો પિતા એને મળવા આવ્યો. તે ઠેઠ શાહજાદાને ફાંસી થઇ ત્યાંસુધી અહીં જ રહ્યો હતો અને શાહજાદાનું શબ તેના હવાલે કરવામાં આવ્યું હતું. પિતા મળવા આવ્યો ત્યારે એને ખૂબ દુઃખ થયું. આંખો ભીંની થઇ, તેમાંથી આંસુ વહેતાં હતાં. સળિયાની બહાર બાપ ઊભો હતો. બાપને ઘણી ઇચ્છા થઈ કે દીકરાને બાથમાં લઈ ભેટું ! પણ જેલનો કાયદો એની વચમાં હોવાથી તેને બહાર કેમ કાઢી શકાય ! વળી બહાર કાઢવો હોય તો તેને હાથકડી પહેરાવવી પડે. શાહજાદાએ કહ્યું, " દાદાસાહેબ ગમે તે કરો, પણ મારા બાપને અને મને બે મિનીટ માટે ભેટવા દો. મારા બાપના પગે મને ઢળવાં દો."

વાત તો નાની, માનવી જીવનમાં આ ભાવના અણમૂલી હતી, તેને કોઇ પણ હિસાબે સંતોષ મળવો જ જોઈએ એમ મને લાગ્યું. બાપદીકરાને આવી નાની બાબતમાં નિરાશ કરવા એ મને ભયંકર ક્રૂરતા લાગી. પણ હું શું કરી શકું ? આ બાબતમાં જેલવાળા પરવાનગી આપે એવું મને લાગતું ન હતું. તેથી મેં જરાક કાયદા બહારનો માર્ગ સ્વીકાર્યો. પોલિસ પહેરગીરને મેં વિનંતી કરી. મારી દર્દભરી વિનંતીનો અસ્વીકાર તેનાથી ન થઇ શક્યો મેં એને આશ્વાસન આપ્યું: " જો તું આ બાપદીકરાને ભેટવા દે અને દીકરાને હાથ કડી વગર બાપના પગે પડવા દે, તો આ વાત બહાર કોઇના પણ કાને નહીં જાય, એવું હું વચન આપું છું. જેલના નિયમ વિરુદ્ધ વર્તન થવાના કારણે તારે કાંઈ સહેવું પડે તો તેમાંથી તને બચાવવા સુપરિન્ટેન્ડન્ટ પાસેની મારી તમામ વગ હોડમાં મૂકીશ." પહેરેગીર તો માણસ જ ને ! એનું પણ આ પ્રસંગે દિલ પીગળ્યું. રખેને કોઇ જેલ અમલદાર એકદમ યાર્ડમાં પેસીને જોઈ જાય. એવું જોખમ ન લેવા માટે તેણે પ્રથમ બહારના યાર્ડના દરવાજા અંદરથી બંધ કર્યા. અને શાહજાદાની કોટડીનું બારણું ખોલ્યું. બે નો શું પણ દશ મિનીટ સુધી બાપ દીકરો ભેટયા ! દીકરાએ પોતાના બાપના પગ ચાંપ્યા. અને અશ્રુથી તે ધોયા. આ પ્રસંગ બહુ જ કરુણ અને રોમાંચક હતો શાહજાદો કોટડીમાં પુરાયા પછી મેં એક પ્રકારના સમાધાનનો અનુભવ કર્યો.

# માનવતા પહેલી કે કળા ?

ધૂમકેતુ

એક નવલકથાકાર નવલકથા લખે, હપતે હપતે અઠવાડિકમાં છપાતી રહે. શહેરમાં એક સ્ત્રી–દર્દી, ડૉક્ટર તેની દવા કરે. અકસ્માત એવું બન્યું કે જે દર્દની ડૉક્ટર દવા કરે, બરાબર એ જ દર્દની જીવન-કથા પેલા લેખકની વાર્તામાં પણ વણાતી આવે. ડૉક્ટરની આ દર્દી, એટલા માટે, આ વાર્તાને અત્યંત રસથી વાંચે અને દર અઠવાડિયે રાહ જુએ કે પોતે જેવા ભયંકર દર્દથી પીડાય છે, બરાબર એવા જ ભયંકર દર્દથી પીડાતી પેલી વાર્તાની નયિકાનું છેવટે વાતમાં શું થાય છે? દર્દી આ અંતની રાહ જુએ! લેખકને ખબર નથી, પણ અકસ્માત એની કલમમાંથી, વાસ્તવિક જીવનને તાદૃશ એવા એક દર્દીની જીવન-કથા વણાતી આવે છે! અને એને ખબર નથી પણ એક દર્દીનો એમાં આશાતંતુ છે. કારણ કે, આ વાર્તાને દર અઠવાડિયે રસથી વાંચનારી પેલી સ્ત્રી, એમાં પોતાની જીવનકથનીની તલ્લીનતા અનુભવે છે. એને એમ લાગે છે કે, જે અંત પેલી વાર્તાની નાયિ-કાનો નિર્માણ થયો હશે, બરાબર એ જ અંત એને પોતાને માટે પણ નિર્માણ થયો હશે!

ડૉક્ટરને આ ખબર નથી. એને એમ કે પોતાનું મન બહેલાવવા માટે આ દર્દી એક અઠવાડિકની રાહ જુએ છે. તે અઠવાડિકમાં આવતી વાર્તાને વચીને થોડો આનંદ વિનોદ લે છે. એને તો એ ઇષ્ટા-પત્તિ જણાય છે. એટલીવાર દર્દી પોતાનું દર્દ ભૂલી જાય છે. એ તો સારું છે. એક વખત એવું બન્યું કે જ્યારે એ આવ્યા ત્યારે દર્દી સ્ત્રી ક્યાંય આઘી પાછી ગયેલી. રાહ જોઈને બેસવું પડ્યું. એટલે એણે સહજ જ પેલા અઠવાડિકની એક બે નકલ જોવા માટે લીધી!

એને એ જોતાં નવાઈ લાગી પોતે જે નિરાશાજનક દર્દની અહીં દવા કરી રહ્યો હતો, બરાબર એ જ નિરાશાજનક કોઈ દર્દીની એમાં કહાણી આવતી હતી! એને રસ પડ્યો, વધુ અંકો લીધા. છેક પહેલેથી શરૂ થતી વાર્તા વાંચવી શરૂ કરી. થોડાક અંકો ઉતાવળે ફેરવી ગયો. લખાણની શૈલી આકર્ષક ને ખેંચી રાખે તેવી હતી. તો દર્દીનો શો અંત આવે છે એ જાણવા માટે વાંચનારને ઉત્સુક કરી મૂકે તેવી પણ હતી!

એણે પણ ઉત્સુકતામાં છેલ્લો તાજો અંક લીધો. એ હજી હમણાં જ આવ્યો હોય તેમ જણાયું. પોતાના દર્દીની નજર તળે આવ્યો હોય તેમ લાગ્યું નહિ, તેણે આમાં દૃષ્ટિ કરી અને એ ચોંકી ઊઠ્યો!

લેખકને વાર્તાનો અંત આણવા માટે હવે એક બે હપ્તા જ બાકી રહ્યા હોય તેમ લાગ્યું!

અને આ અંકમાં એણે જે આપ્યું હતું તે પ્રમાણે, બરાબર બે અઠવાડિયા પછી, વાર્તાની નાયિકા આ ભયંકર નિરાશાજનક દર્દમાં છેવટે મૃત્યુને ભેટે છે એમ આવવું અનિવાર્ય હતું!

એને અચાનક જ થયું કે આમાં પોતાનું દર્દ આલેખેલું છે માટે જ આ દર્દી આ વાર્તા આટલા રસથી વાંચે છે!

એ અંક પોતાના ખીસામાં મૂકીને ઊભો થઈ ગયો.

પણ એટલામાં તો પેલી દર્દી સ્ત્રી આવી પહોંચી. રોજના નિયમ પ્રમાણે તેણે દવા લેવાની વાતો કરી. પણ આજ એનું ચિત્ત પેલી વાર્તામાં હતું!

એને લાગ્યું કે ચોક્કસ જો વાર્તાની નાયિકાને લેખક મૃત્યુનો ભેટો કરાવશે, તો દિવસોથી આ વાર્તામાં રસ લઈ રહેલ પોતાનો દર્દી પણ, જબર-જસ્ત આઘાત પામશે અને કદાચ મૃત્યુને અનિવાર્ય ગણી જ લેશે!

---

શાહજાદાની ફાંસીનો દિવસો નક્કી થઈને આવ્યો, તેની તેને જાણ થઈ. ત્યારબાદ હું તેને મળવા ગયો, ત્યારે એણે કહ્યું, 'દાદાસાહેબ તમે જાણ્યું?'

શાહજાદો : "જે દિવસે મને ફાંસી છે તે દિવ-સે જ બબલી મરી ગઈ હતી! મારાં કેવાં સદ્‌ભાગ્ય કે બબલી જે દિવસે સ્વર્ગે ગઈ તે જ દિવસે હું પણ તેને મળવા જવાનો છું!" એના ચહેરા પર આનંદનો ભાવ હતો.

પ્રેમનો કેટલો પ્રભાવ? ખૂન પણ કરાવે અને મરવામાં પણ આનંદ મનાવે!





એની અસર ઘણી વ્યાપક થઇ જશે!

એટલે એ આ અંક લઇને તંત્રીની મારફત લેખકને શોધી કાઢવા માગતો હતો.

ત્યાં તો એની દર્દી સ્ત્રી પણ બોલી: 'અરે! કોઇ દિવસ નહિ, ને આજે જ પેલું અઠવાડિક કેમ નથી આવ્યું? ડૉકટર સાહેબ! એમાં એક મારા જેવી જ દુઃખી દર્દી સ્ત્રી આવે છે! જાણે કે હું જ!'

"એમ? તો તો મારે એ જોવી પડશે!"

'પણ આ વખતે જ અંક કેમ આવ્યો નહિ!'

'હમણાં ટપાલમાં બહુ ગોટા થાય છે! કાલે આવશે!'

'એ બિચારી મારી પેઠે જ થોડા વખતમાં દુનિયાની વિદાય લેવાની છે!'

'તમારે તો હજી દુનિયાને ઘણા વખત સુધી જોવાની છે. અનેક વસંતઋતુઓને વધાવવાની છે!'

દર્દી સ્ત્રીએ નિરાશાથી ડોકું ધુણાવ્યું: 'એ તો તમે કહો છો, આ ત્રાહિત માણસે કહ્યું તે વધુ સાચું છે. એણે જાણે કોઇ દર્દીને જોઇને લખ્યું છે!' પણ તમે જોજો ને એમાં શું આવે છે!'

'બીજું શું આવે?......સંધ્યા આવી ગઇ!' તે પછી દર્દીએ કાંઈ કહ્યું નહિ.

ડૉકટર ઊભો થયો. તે સમજી ગયો કે આના મનમાં પેલી વાર્તા, સાચી હોય તેમ બેઠી છે. સીનેમાના ગાયનો ખોટાં છતાં લોકો ગોખ્યા કરે છે, એવી પ્રબળ કાલ્પનિક અસર આના ઉપર છે! એ તરત તંત્રીને મળ્યો. ત્યાંથી લેખકનું સરનામુ લીધું. ત્યાં જવા માટે એકાદ દિવસની મુસાફરી વેઠવી પડે તેમ હતી. એ એણે વેઠી. લેખકને મળ્યો, એને વાત કરી. કલ્પનાનું રાજ્ય અને શબ્દનું સામર્થ્ય કાંઈ જ નથી એમ ધારીને લખ્યા કરતા લેખકને પ્રતીતિ કરાવી કે એ નિર્ણાયક બળો પણ છે. વાર્તાની નાયિકાને કોઈ રીતે ઉગારી લેવાની, નવજીવનનું પ્રભાત એને બતાવવાની, વિજ્ઞપ્તિ કરી.

લેખક એ સાંભળી રહ્યો. એની કૃતિ કૃત્રિમ બની જતી હતી, અત્યારના ક્રમ પ્રમાણે નાયિકાની મુસાફરી એક ભીષણ ખડક સાથે આવી હતી. ત્યાં નીચે ખીણ હતી. પાછું વળવાનું શક્ય ન હતું. ત્યાં એને માટે મૃત્યુ અનિવાર્ય હતું!

અને ડૉકટરે કહ્યું: 'તો મારા આ દર્દી માટે પણ મૃત્યુ અનિવાર્ય બની જશે!'

છેવટે માનવતા જીતી: કલા હારી. લેખકે નાયિકાને જીવાડી.

—અને એના ઉપર પોતાની કથાકૃતિને બગાડી નાખ્યાના સેંકડો પત્રો આવ્યા. વિવેચકોએ એને વૃદ્ધ માન્યો. વાંચનારાઓએ એને સત્ત્વહીન ગણ્યો. તંત્રીએ એને કલાહીન માન્યો, થોડો વખત તો જાણે એ વિલુપ્ત થઇ ગયો.

પણ એક દિવસ ડૉકટરનો કાગળ આવ્યો: 'માનસ ચમત્કાર થયો છે, આશાનું ઉજ્જવલ કિરણ ફુટયું છે. દર્દી સો ટકા બચે તેવી આશા મને પ્રગટી છે.'

લેખકે તમામ છપાયેલાં વાર્તાનાં કાગળિયા ભેગાં કર્યાં અને એને છાપવા આપવાને બદલે બાળી મુકયાં!×

× અંગ્રેજીને આધારે

★

# રંગહિંડોળે

ચમકતી વીજ ઘડી ઘડીમાં કો આવે વ્યોમ,
ચમકીને જાય આભે, આવે પાછી જેમ;
નવલ વધૂ જે રંગહિંડોળામાં હિંચકતી,
દમકતી દ્યુતિ એની ઝમકતી એમ.

જેઠાલાલ ત્રિવેદી

રંગેચડી પ્રિયતમાને ઉપમા આપવામાં કવિ કંઈ પાછું વાળી જોવે?

# તારક સંઘર્ષ

છોટુભાઈ સુથાર

અંતરિક્ષમાં ટમટમતા તારલિયા પણ માનવના આ ભયંકર સંઘર્ષો જોઈને એક મહાન સંઘર્ષ ઊભો કરે તો એને માટે એ પોતે નહિ પણ એમની ગતિ વધુ જવાબદાર ગણાય. જ્યારે માનવી તો પોતાની ઈચ્છા મુજબ ગતિને રોકી–વાળી શકતો છતાં શા માટે સંઘર્ષોમાંથી ઊંચો નહિ આવી શકતો હોય? તારક મંડળની કેટલીક અણુકલ્પી વાતો આપણને આ લેખ કહી જાય છે.

સ્વચ્છ અંધારી રાતે આકાશ તરફ નજર કરીશું તો આસમાનમાં અનેક ચળકતા તારા જણાશે. કેટલાક તારા આમતેમ વિખેરાઈ પડેલા—એક બીજાથી રીસાઈને દૂર બેઠા હોય તેવા—લાગશે જ્યારે કેટલાક એકબીજાની સાવ નિકટ આકાશગંગા પટના તારા એકબીજાની એટલા નજદીક છે કે નરી આંખે એમને અલગ તારા તરીકે ઓળખી કાઢવા મુશ્કેલ છે. એક બીજાની ખૂબ પાસે જણાતા આ તારાઓને કારણે આકાશગંગા પટ તારાઓના સફેદ લીંપણ જેવો લાગે છે.

પણ દૂરબીન વડે જોતાં માલૂમ પડે છે કે નરી આંખે જે દેખાતું હતું તે આંખોનો ભ્રમ હતો. તારા એક બીજાની પાસે છે જ નહીં. તારા એકબીજાથી દૂર છે; પણ કેટલાક તારા એક જ દિશામાં દેખાવાથી પાસપાસે દેખાવાનો ભ્રમ થાય છે.

તારા એકબીજાથી કેટલા દૂર હશે? સામાન્ય અંતર કેટલું? આ તારાઓ એકબીજા સાથે અથડાઈ નહીં પડતા હોય?

આપણી પાસેમાં પાસેનો તારો સૂરજ છે. પૃથ્વી તારો નથી પણ સૂરજની આજુબાજુ ફરનારો ગ્રહ છે. પૃથ્વીથી સૂર્યનું અંતર સવાનવ કરોડ માઈલ છે. પૃથ્વી જેવો પણ સૂર્યથી ઘણે દૂર ફરનારો ગ્રહ પ્લુટો છે. પ્લુટોનું સૂર્યથી અંતર ૩૬૭ કરોડ માઈલ છે. પૃથ્વીથી સૂર્યના અંતરને એકમ અંતર ગણીએ તો સૂર્યથી પ્લુટોનું અંતર ૩૯½ આકાશી એકમનું છે. પણ સૂર્યની નજદીકના તારાનું અંતર આટલું ઓછું નથી. સૂર્યની પાસેમાં પાસેનો તારો સૂર્યથી ૨,૭૮,૦૦૦ આકાશી એકમના અંતરે આવેલો છે. સૂર્ય અને પાસેના તારા વચ્ચેના અંતરમાં, સૂર્ય જેવડા તારા એકબીજાને અડીને બેસે તેમ મૂકીએ તો ત્રણ કરોડ સૂર્યને હારબંધ ગોઠવવા પડે! આંખ ઊંચી કરતાં આકાશમાં દૃષ્ટિએ પડતા તારાઓની કેવી રહસ્યમય વાત!

વિદ્વાનો કહે છે કે આકાશમાં નરી આંખેથી દૂરબીન વડે જે પાસેપાસેના તારા દેખાય છે તે બધા, સામાન્ય રીતે એક બીજાથી આઠ–દસ પ્રકાશ વર્ષના અંતરે છે. પ્રકાશ વર્ષ અંતરનું માપ છે. પ્રકાશનો વેગ એક સેકંડે ૧,૮૬,૦૦૦ માઈલનો છે. આ ઝડપે પ્રકાશને સૂર્યથી નીકળી પૃથ્વી સુધી પહોંચતાં માત્ર સવા આઠ મિનિટ લાગે છે જ્યારે પાસેમાં પાસેના તારાના પ્રકાશને આપણા સુધી આવી પહોંચતાં લગભગ સવાચાર વર્ષ લાગે છે! ક્યાં સવા આઠ મિનિટ અને ક્યાં સવાચાર વર્ષ? આકાશમાં પાસપાસે દેખાતા તારા એક બીજાથી ઠીક ઠીક દૂર છે; એટલે એટલા અંતરે આવેલા તારાઓ એક બીજા સાથે અથડાઈ પડે ખરા?

આપણે જોયું કે આકાશના તારાઓ વચ્ચે ખૂબ મોટાં અંતર છે અને તેથી તેમની અથડાઈ પડવાની કોઈ શક્યતા નથી, પણ આપણો આ મત, માત્ર અંતરની વાત પરથી જ બંધાયેલો છે. આપણે એમ માની લઈએ છીએ કે આકાશના તારા એક બીજાથી સરખા અંતરે રહી અવકાશની યાત્રા કર્યા કરે છે. પણ ખરી વાત એવી નથી. તારાઓનાં સ્થાન અરસપરસના હિસાબે હંમેશ માટે સ્થિર યા અચળ નથી. તારાઓનાં અરસપરસનાં અંતરમાં થોડો ફરક પડતો રહે છે. પણ આ ફરક પાંચ, પચીસ કે સો વર્ષમાં સ્પષ્ટ રીતે નજરે પડે એવો હોતો નથી અને તેથી, આપણે, આકાશનાં તારક



મંડળોની આકૃતિઓને હંમેશ માટે એક જ પ્રકારની જોઈએ છીએ. વાસ્તવિક રીતે આકાશના તારામંડળોની ગોઠવણી આજે જે પ્રકારની દેખાય છે તે પ્રમાણે લાખો વર્ષ પહેલાં ન હતી અને લાખો વર્ષ પછી નહીં હોય. આમ કેમ?

તારાઓના મંડળો આપણે કલ્પ્યાં છે ખરાં પણ ખૂબીની વાત એ છે કે કેટલાક તારા એ મંડળના સાચા સભ્ય જ નથી. એ મંડળમાં આવી ચડેલા મહેમાન છે. સપ્તર્ષિ મંડળને તો બધા ઓળખે છે. પણ એમાંના પાંચ કુટુંબી છે જયારે બાકીના મહેમાનો કુટુંબીઓની અવકાશી ગતિ એક જ દિશાની છે જયારે મહેમાનોની સ્વૈર દિશાની આના પરિણામે અનેક વર્ષ પછી તારા મંડળની મૂળની આકૃતિમાં મોટો ફરક પડી જાય છે.

તારાઓની ગતિ સંબંધે એક બીજી વાત પણ ધ્યાનમાં રાખવા જેવી છે. આકાશના બધા તારાઓના અવકાશી વેગ એકસરખા નથી. જે તારાઓના અવકાશી વેગ એક સરખા છે તે વાસ્તવમાં કુટુંબીઓ છે જયારે બીજા મહેમાનો યા રખતારામો. ખૂબીની વાત એ છે કે કેટલાક મહેમાનો કુટુંબીઓ સાવ પાસે આવેલા છે જયારે કેટલાક કુટુંબીઓની એકબીજાથી ઘણા દૂર. આકાશમાં સૌથી તેજસ્વી દેખાતો વ્યાધ સપ્તર્ષિમંડળથી કેટલો દૂર છે? અને છતાંય એ સપ્તર્ષિમંડળના ઉપર્યુકત પાંચ તારાનો કુટુંબી છે. જાણીતા કિરીટમંડળનો મુખ્ય તારો કોહિનૂર પણ એ જ મંડળનો સભ્ય છે. વિદ્વાનો કહે છે કે એ મંડળમાં લગભગ ૪૦ સભ્યો છે. આશ્ચર્યની વાત એ છે કે એ બધા અવકાશમાં યત્રતત્ર વિખેરાઈ પડેલા છે.

આ થઈ એકસરખા વેગ વાળા તારાઓની વાત. સરખા વેગવાળા તારા એકબીજાથી અલગ તો છે પણ એમના આકાશી માર્ગ એક બીજાને સમાંતર છે એટલે એમની એક બીજા સાથે અથડાઈ પડવાની કશી શકયતા નથી. હા, ગણિતની રીતે સમજીએ તો સમાંતર રેખાઓ અનંતને આરે મળે છે એ ન્યાયે એમને બધાને ભેગા મળવાનું કલ્પી શકાએ; પણ એ તો સાવ જુદી વાત છે.

જુદા જુદા વેગવાળા તારા આપસમાં અથડાઈ પડે છે કે નહીં? એવું કયારે બને?

આવું જવલ્લે બને છે. ઘણીવાર બે તારા એકબીજાની પાસે આવી જાય છે પણ ત્યારે તેમની વચ્ચે અથડા અથડી થવાની કશી સંભાવના ઉત્પન્ન થતી નથી. આનો અર્થ એવો નથી કે તારાઓ અથડાઈ ન જ પડે. તારાઓની અથડામણીનું જૂનું ઉદાહરણ સૂરજનું છે. કેટલાક વિદ્વાનો માને છે કે ત્રણ અબજ વર્ષ પહેલાં, સ્વૈરગતિથી વિહરતો એક મોટો તારો સૂરજની સાવ નજદીક આવી ચડયો અને એ બંને અથડાઈ પડયા. અલબત્ત એમની અથડામણી બે ઘનપદાર્થો અથડાય તે પ્રકારની નહોતી. એ ગુરુત્વાકર્ષણીય અથડામણી હતી. મતલબ કે તારાઓએ એકબીજાને પોતાની તરફ ખેંચવા આકર્ષણ કર્યું. પણ એ બને વિરુદ્ધ દિશાની ગતિવાળા હોવાથી બંને તારાઓમાંથી દ્રવ્ય તૂટી પડી એમની ચારે બાજુ ફરતું બની ગયા સિવાય બીજો ખાસ કોઈ બનાવ ન બન્યો. તારાઓ એકબીજાથી દૂર સરકી ગયા ત્યારે તેમની ચારેબાજુ ફરતા મજાના ગ્રહો બંધાઈ ગયા હતા. સૂરજમાંથી આપણી પૃથ્વીનો જન્મ આ પ્રકારે થયેલો એમ કેટલાક વિદ્વાનો માને છે.

પ્લુટોને દૂરનો ગ્રહ માનીએ તો આ અથડામણી પૂરતું બે તારા વચ્ચે ઓછામાં ઓછું ૧૦૦૦ કરોડ માઈલનું અંતર માનવું પડશે ને? કેવડું મોટું અંતર! અને છતાંય વૈજ્ઞાનિકો કહે છે કે તારા લઢી પડયા!!

પણ અંતરની વાત પરથી રખે એમ માનતા કે બધા તારા આપણાથી દૂર દૂર ભાગે છે. વાત એટલી સરળ નથી. અનેક તારા આપણા તરફ દોડી રહ્યા છે. અને ભવિષ્યમાં એમ પણ બને કે એ પૈકીનો એકાદ તારો આપણા સૂર્ય સાથે ખરેખર અથડાઈ પડે! અને તો તો સૂર્યના અને સાથે સાથે આપણા પણ ભૂકકા જ ઊડી જશે ને!!

સૂર્ય તરફ ધસી આવતા તારાઓમાં પ્રખ્યાત સ્વાતિનો તારો છે. સ્વાતિ તારો ભૂતેશમંડળમાં





આવેલો છે પણ પંડિતો કહે છે કે તે એ મંડળનો સભ્ય નથી. એ ત્યાં આવી ચડેલો મહેમાન છે.

૫ લાખ વર્ષ પહેલાં એ તારો વૃષપર્વા મંડળનો સભ્ય હતો અને ત્યારે દર ૨૬,૦૦૦ વર્ષને આંતરે ધ્રુવતારો બનતો હતો. થોડો સમય આ પદ ભોગવ્યા પછી એ પોતાની અવકાશી ગતિને કારણે ધ્રુવપદથી ભ્રષ્ટ થયો અને લગભગ ચાર લાખ વર્ષ સુધી આવકાશમાં દોડતો રહ્યો. એનો દોડવાનો રસ્તો એવો હતો કે તે ધ્રુવતારા–માર્ગને ફરીથી કાપે. પરિણામે ધ્રુવપદથી ભ્રષ્ટ થયા પછી એ ચાર લાખ વર્ષને લાંબે ગાળે પાછો ધ્રુવતારો બન્યો. આ બન્યું આજથી ૭૫ હજાર વર્ષ પહેલાં. ધ્રુવપદ મળ્યા પછી સ્વાતિ એને ઝાઝું ભોગવી શક્યો નહીં. એની અવકાશી ગતિને કારણે એ થોડા જ સમયમાં ધ્રુવપદથી ભ્રષ્ટ થયો. પણ એની એને ક્યાં ચિંતા હતી? એણે તે મુસાફરી ચાલુ જ રાખી છે. પરિણામે આજે, એ, ભૂતેશ મંડળમાં એના યોગતારા તરીકેનું સ્થાન ભોગવી રહ્યો છે.

ઉપરનું વર્ણન વાંચતાં તમને લાગશે કે સ્વાતિનો વેગ શરૂઆતમાં વધુ હોવો જોઇએ. અને પાછળથી કમ. અને એ વાત છે પણ ઠીક. સ્વાતિનો આપણા તરફનો વેગ શરૂઆતમાં દર સેકંડે ૭૫ માઇલનો હતો; આજે તે દર સેકંડે ૩ માઇલનો થઇ ગયો છે. આમ કેમ? શું તારાઓ ઘટતા જતા વેગથી દોડે છે?

અવકાશમાં દોડતા તારાઓ એકસરખા વેગથી દોડ્યે જતા હોય છે. આ વેગને એમનો નિજવેગ કહે છે. આપણે જોયું કે આકાશના બધા તારા એક જ દિશામાં દોડતા નથી. આમ છતાંય પૃથ્વી પર બેઠે બેઠે અમુક તારાઓને, આપણે આપણી તરફ આવતા અને બાકીનાને આપણાથી દૂર જતા જોઇએ છીએ. અલબત્ત આપણી તરફ આવતા જે તારા છે તે બધાની ગતિ એક જ દિશાની તો નથી જ. અને છતાંય આપણે એમને પૃથ્વી તરફ આવતા અને બીજાઓને પૃથ્વીથી દૂર જતા જોઇએ છીએ. આમ કેમ?

આનું કારણ સમજવા એક ઉદાહરણ લઇએ. ધારો કે આપણે જે સ્થળે બેઠા છીએ તે એક મોટું મેદાન છે. એ મેદાનમાં, આપણાથી ૧૦૦ વાર દૂર ૨૦–૨૫ છોકરા ઊભા છે. એ બધા છોકરાઓને દોડવાનું છે પણ તે એવી રીતે કે દરેક વખતે તે આપણા તરફ આવતા જાય. બીજી શરત એ છે કે તેમણે બધાએ એક જ દિશામાં સાથે દોડવાનું નથી.

આ દોડનું શું પરિણામ આવશે?

બધા છોકરા આપણા તરફ આવતાં નીકળશે પણ એક જ છોકરો આપણા તરફ સીધી રેખામાં આવશે, બાકીના સહેજ જુદા રસ્તે આવતા જણાશે. સીધી લીટીમાં આવનારો છોકરો સીધો આપણી પાસે આવશે જ્યારે બાકીના બધા આપણી તરફ આવવા છતાંય સીધા આપણી પાસે નહીં આવે. બીજી રીતે કહીએ તો આમ કહેવાય. માત્ર આપણા તરફની દિશામાં આવતો છોકરો આપણી પાસે આવશે જ્યારે બાકીના આપણી તરફ આવતા જણાશે પણ આપણી પાસે આવવાને બદલે આપણાથી વધતા ઓછા દૂર રહી જશે.

તારાઓની બાબતમાં પણ આવું જ છે. આપણી તરફ આવનારા બધા તારાઓની ગતિ બરાબર આપણા તરફની જ સીધી નથી, પણ સહેજ દિશાંતરવાળી છે. આ કારણે તારાઓ આપણા તરફ આવતા જણાય છે ખરા પણ સીધા આપણને આવી મળનારા એમાના કોઇ ભાગ્યે જ હોય છે.

સ્વાતિની બાબતમાં પણ આવું જ છે. એ સીધો આપણી તરફ આવતો હત તો એનો આપણા તરફનો વેગ એકસરખો લાગત પણ દિશાંતર કરીને આવતો હોવાથી શરૂઆતમાં એને વેગ ઘણો વધારે લાગ્યો પણ પાછળથી એ સાવ ઘટેલો જણાયો. એથી ઊલટું, સ્વાતિ, આપણી નજદીકમાં નજદીક આવી, પાછો તેની એ દિશામાં આગળ ગતિ કરશે ત્યારે તે આપણાથી દૂર જતો જણાશે: અને ત્યારે એનો દૂર જવાનો વેગ આતમાં કમ અને પાછળથી ધીરે ધીરે વધતો જશે

# તૂટેલી બારી*

હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાય
અનુ૦ ચંદ્રલેખા પટેલ

મૂડીવાદી માનસે જનતાને કચડી નાખી. અનેક જીવોની કાળી મજૂરી ઉપર મુઠ્ઠીભર માનવો એશઆરામમાં પડ્યાપાથર્યા રહે. અને એમાંથી કચડાતો-કૂટાતો માનવી જ્યારે ઝબકે છે ત્યારે આખી માનવજાતને પલટી નાખે છે. એવો જ કચડાયેલો માનવવર્ગ, ૧૯૩૭ની ચળવળ વખતે પરેલના બહાદુર કામદારોને અર્પણ કરેલી આ નાનકડી નાટિકામાં ક્રાંતિનો પેગામ આપી જાય છે....

[ એક મજૂરની ઓરડીનો અંદરનો ભાગ. ઓરડીની એક બાજુએ આકાશ તરફ ઉઘડતી એક નાનીશી બારી છે અને બીજી બાજુએ બારણું છે. અંદર ચૂલા પાસે મજૂરની સ્ત્રી કંઈક કામ કરી રહી છે. બે બાળકો—અંજુ અને જ્યોતિ બારી પાસે ઊભાં ઊભાં વાતો કરે છે. ]

અંજુ : જ્યોતિ, જો પેલાં ધોળાં ધોળાં વાદળાં, એમાં એક સફેદ ઘોડો છે. સાચો ઘોડો !

જ્યોતિ : ( ધારીને જોતાં ) પણ એ તો લંગડો છે. જલદી દોડી શકે એવો નથી.

અંજુ : લંગડો ક્યાં છે ? બુઠ્ઠો છે બુઠ્ઠો !

જ્યોતિ : જો જો અંજુ, પેલું વાદળું બરાબર દાદાની દાઢી જેવું લાગે છે, એવું જ સફેદ—

અંજુ : અરે એ તો ચાલે છે, કોણ જાણે ક્યાં જતું હશે !

જ્યોતિ : જો, હવે બરાબર ઊંટ જેવું બની ગયું. જોઇ એની ખુંધ ?—અને હવે એની ઉપર કોઈ બેઠેલું માલુમ પડે છે. મને લાગે છે કે એ ઊંટ બહુ જ લાંબી મુસાફરીએ જઇ રહ્યું છે.

અંજુ : એ ઊંટ તે કેમ હોઇ શકે ? ઊંટ હોય તો એની ઘંટડી કેમ સંભળાતી નથી ? એના ગળામાં ઘંટડી હોય તો સંભળાય ને ? જો જો જ્યોતિ, પણે આકાશ કેવું લલચૂમ બની ગયું છે ! બાપુજી રાત્રે ઘેર પાછા આવે છે ત્યારે એમની આંખો પણ એવી જ લાલ હોય છે. મને લાલ વાદળાં જરાય નથી ગમતાં. તને ગમે બરાં ?

જ્યોતિ : ના, મને તો એ ગંદાં લાગે છે. કારખાનાની ભઠ્ઠીના અંગારા જેવો તો એનો રંગ છે. રાતાં વાદળાં મને જરાય નથી ગમતાં. તને યાદ છે અંજુ ? એક દિવસ દાદા આંખો બંધ કરીને સૂઇ ગયા અને ઊઠ્યા જ નહિ ! પછી બધાએ એમને લાલ દેવતામાં બાળી નાખ્યા, અને લોકો કહેવા લાગ્યા કે એ મરી ગયા !

* આ નાટિકા પરવાનગી વગર કોઈએ ભજવવી નહિ કે ફરી છાપવી નહિ; સર્વ હક્ક સુરક્ષિત છે.

પંડિતો કહે છે કે ૫ લાખ વર્ષ પહેલાં સ્વાતિ આપણાથી ૨૧૧ પ્રકાશ વર્ષ છેટે હતો. આજે એ આપણી નજદીકમાં નજદીક આવ્યો છે પણ ત્યારે એનું અંતર માત્ર ૩૮ પ્રકાશ વર્ષનું છે. હવે એ આપણાથી પાછો દૂર સરકતો જશે અને લગભગ ૫,૦૦,૦૦૦ વર્ષ પછી એ ૨૧૫ પ્રકાશ વર્ષ દૂરનો અને બીજા કોઇ તારકમંડળનો સાવ ઝાંખો સભ્ય બની જશે.

અવકાશમાં અનેક તારા છે પણ એમાંનો એક, અત્યારે, સીધો આપણા તરફ આવતો જણાયો નથી. કદાચ કોઇ આવી રહ્યો હોય પણ આપણાં સાધનો એની ચાલ પારખી ન પણ શક્યાં હોય. આમ છતાંય અનંતને ચકરાવે ચડેલા આપણા તારા વિશ્વમાં ક્યારે કયો અકસ્માત થાય એનું શું કહી શકાય ! તારાઓની વિચિત્ર નિજગતિઓને કારણે નિકટના ભવિષ્યમાં તારક સંઘર્ષ થાય તો એને આશ્ચર્યની વાત જરૂર કહી શકાય : પણ ત્યારે એવાં અનેક આશ્ચર્ય જન્માવતી આશ્ચર્ય જનની અકળ કુદરત વિશે શો અભિપ્રાય ઉચ્ચારશો ?







અજુ : અને આ લાલ વાદળાં શાનાં જેવાં દેખાય છે, કહું ? બાપુજીનો ભાઈબંધ—પેલા જીવાનો હાથ કારખાનાનાં યંત્રમાં આવી જઈ કચ્ચરઘાણ થઈ ગયેલો ત્યારે એમાંથી માંસના લોચા કેવા દેખાતા હતા......આહ......એ કેવું લાગતું'તું......!

જ્યોતિ : ( એ વિચારે જ ચીસ પાડતાં ) આહ...મને એ લાલ વાદળાં ઉપર એવી તો ચીતરી ચડે છે, કેવાં ભયાનક ! ચાલ, આપણે બીજી કંઈ વાત કરીએ.

અજુ : પણ મને લાલ ગુલાબ ખૂબ ગમે છે, બાપુજીના કારખાનાનો માલીક એના કોટ ઉપર રોજ સવારે લાલ ગુલાબ ખોસીને આવે છે.

મજૂર-પત્ની : છોકરાંઓ, હવે તમારી એ ચોવટ બંધ કરીને અહીં આવો અને મારા કામમાં મને મદદ કરો. અજુ, જા પેલો દીવો સળગાવ તો.

અજુ : પણ બા, અંધારું થવાને વાર છે. હજુ આકાશ પણ ઊજળું છે.

જ્યોતિ : બારી ખુલ્લી હોય ત્યારે મને આકાશ બહુ જ ગમે છે.

જ્યોતિ : જ્યારે બારી બંધ હોય છે ત્યારે બારીના તૂટેલા કાચમાંથી રાત કેવી સરસ લાગે છે ! અજુ, આ રાત કેમ કરીને થતી હશે ?

અજુ : ( અજ્ઞાન ઢાંકવાનો પ્રયત્ન કરતાં ) વાહ ! એ તો બધાંય જાણે છે, તને એટલી પણ ખબર નથી ?

જ્યોતિ : મને તો ખબર છે, પણ-તને ખબર છે ?

અજુ : ( ગર્વથી ) જરૂર, એમાં તે કઈ મોટી વાત હતી.? જ્યારે ભગવાન સૂઈ જાય છે ત્યારે રાત પડે છે અને જાગે છે ત્યારે દિવસ ઊગે છે.

જ્યોતિ : જો પેલું વાદળું, ક્યાંનું ક્યાંય ચાલ્યું ગયું. અજુ, મને લાગે છે કે, જે દેશમાં દાદી ગયા છે ત્યાં એ ગયું હોવું જોઈએ. દાદા કેવા સારા હતા ? કેટલા ભલા અને માયાળુ ! એ હમેશાં ઉદાસ રહેતા.

અજુ : જ્યોતિ, તું કોઈવાર ઉદાસ થાય છે ખરી ?

જ્યોતિ : હા, જ્યારે બા રડે છે ત્યારે મારું મન ઉદાસ થઈ જાય છે, પણ બારીમાંથી બહાર જોતાં આકાશ હસીને બોલાવે છે ત્યારે મને એટલો જ અનહદ આનંદ થાય છે.

અજુ : હું દીવો સળગાવી દઉં. બા, દીવાસળીની પેટી ક્યાં છે ?

મજૂર-પત્ની : આ રહી અહીં, પણ જોજે હં, પેટીમાં ખાલી દસબાર દીવાસળી જ રહી છે, એટલે સાચવીને વાપરજે. પહેલાં પેલી બારી બંધ કરી દે. નહિ તો પવનથી બધી દીવાસળીઓ ઓલવાઈ જશે અને દીવો રહેશે એમનો એમ !

અજુ : ના બા. તું જોજે તો ખરી, હું કેવો સાચવીને દીવો સળગાવું છું. બરાબર પહેલી દીવાસળીએ જ દીવો સળગાવીશ

[ દીવાસળી સળગાવે છે ]

જ્યોતિ : અહા હા ! અગ્નિની જ્યોત તો જાણે આંખ જેવી જ લાગે છે—જાણે કે કંઈ શોધી રહી ન હોય !

અજુ : વચમાં ન આવ જ્યોતિ.

[ દીવો ઓલવાઈ જાય છે ]

મજૂર-પત્ની : મેં નહોતું કહ્યું ! એક દીવાસળી તો બગાડી !

અજુ : એમાં મારો વાંક નથી બા, જ્યોતિ......

જ્યોતિ : મેં વળી શું કર્યું છે તે ? મારું નામ શાનો લે છે !

[ અજુ બીજી દીવાસળી સળગાવે છે : તે પણ ઓલવાઈ જાય છે. ]

અજુ : બા, આજે કોણ જાણે આમ કેમ થાય છે !

મજૂર-પત્ની : થોડીક દીવાસળી રહી'તી એમાંથી બે તો નકામી ગઈ. ( અજુના હાથમાંથી પેટી લઈ લેતાં ) હું મારી મેળે સળગાવી લઈશ. તમે બેય આઘા જાવ. તમારા બાપુજી હમણાં ઘેર આવશે




ત્યારે અંધારું જોશે તો કેવા ચીડાશે એની ખબર છે ? બિચારા......આખો દિવસ કેવી કાળી મજૂરી કરે છે,—યંત્રની જેમ......આખો દિવસ......

[ છોકરાંઓ બારી પાસે ચાલ્યાં જાય છે ]

જરા એ બારી બંધ કરો જોઉં છોકરાં, આ સળગાવી લઉં એટલી જ વારે.

[ અજુ બારી બંધ કરે છે ]

અજુ : ( ધીમેથી ) જ્યોતિ, તને અંધારામાં બીક લાગે ખરી ?

જ્યોતિ : ના રે. મને તો ક્યાંય બીક નથી લાગતી, તને લાગે છે ?

અજુ : મને પણ નથી લાગતી.

જ્યોતિ : એક દિવસ બાપુજી બાને કહેતા'તા કે એમને દિવસના અજવાળાની બીક લાગે છે. અજવાળાની એવી બીક એમને શા માટે લાગતી હશે ?

અજુ : તને એ ખબર નહિ હોય કે દિવસને વખતે એમને કેવું સખત કામ કરવું પડે છે. જો જો, પણે પેલી ટેકરી પાછળ કેવો સોનેરી રંગ પથરાઈ ગયો છે !

જ્યોતિ : એ તો ચાંદો બહાર આવે છે. મને ચાંદો બહુ ગમે છે. અજુ, મને ચાંદો જોઈએ છે.

અજુ : ગાંડી, એ તે વળી કોઇને મળતો હશે ?

મજૂર–પત્ની : ( દીવો એક ગોખલામાં મૂકતાં પોતાની જાત સાથે બબડે છે ) આ ટોળાં—માણસોનાં ટોળાં—જેનું દુનિયામાં કોઈ નથી. જિંદગીથી કંટાળેલાં ગરીબ મજૂરોનાં કુટુંબો : ભણતર વગરનાં, ભૂખ્યાં, ચીંથરેહાલ. એમનાં લઘરવઘર માયકાંગલાં બાળકો...રહેવાને માટે અંધારા, ગંદા ખૂણા–ખાંચરા. રીબાઇ રીબાઇને મરતાં હાલતાં-ચાલતાં મડદાંઓ. એમની ધન–દોલતમાં છે ગંદકી, રોગ, બદી,—ધીમું ખદબદતું મોત ! મારો ધણી બિચારો રાતે—ઊંઘ વિનાની રાતમાં આવું બધું બબડે છે. હે ભગવાન ! આનો અંત ક્યારે આવશે...?

[ મજૂર પત્ની ચૂલા પાસે પાછી જાય છે અને કામે વળગે છે. ]

અજૂ : ( ઊગતો ચંદ્ર હાથવતી બતાવતાં ) ચાંદો કેવો મોટો અને ગોળ છે ! જાણે એક મોટો સુંદર સોનાનો થાળ !

જ્યોતિ : મને તો એ સોનાનો એક મોટો પૈસો ન હોય એવો દેખાય છે. મારી પાસે એ પૈસો હોય તો કેવી મજા પડે ! એમાંથી હું કેટલી ય ચીજો લઇ આવું.

અજુ : શું શું લાવે ?

જ્યોતિ : સૌથી પહેલા તો બજારમાંથી મીઠાઇ લાવું, પછી—

અજુ : અને હું એક દડો લાવું. અહાહા, દડો હોય તો કેવી ગમ્મત પડે, આખો દિવસ હું એનાથી રમ્યા કરું. જ્યોતિ, મને તો લાગે છે કે આ ચાંદો પણ એક દડો જ હોવો જોઈએ. ભગવાન એનાથી જરૂર રમતા હોવા જોઈએ.

જ્યોતિ : મને તો આપણી આ બારી સૌથી વધુ ગમે છે. એમાંથી કેવી અજબ–ગજબની વસ્તુઓ જોઇ શકાય છે ? અજુ, ચાલ આપણે ગીત ગાઈએ.

અજુ : શું ગાઇશું ?

જ્યોતિ : પેલું બાએ શીખવાડ્યું છે એ.

અજુ : હા ચાલ, તું શરૂ કર.

જ્યોતિ : ના, પહેલા તું શરૂ કર.

અજુ : ચાલ આપણે બન્ને સાથે શરૂ કરીએ.

[ જ્યોતિ અને અ જોરજોરથી તાળીઓ પાડી, આનંદમાં આવીને ગાય છે, અને ખૂબ શોર મચાવે છે. બહારથી ચાલીનાં છોકરાંઓ પણ એમાં પોતાનો સૂર મેળવવા આવી લાગે છે. ]

મજૂર–પત્ની : જુઓ છોકરાંઓ, તમારી ગડબડ પૂરી થઇ હોય તો આ રાબડી તૈયાર થઇ છે એ પીને સૂઇ જાવ.





[ છોકરાંઓ રાબડીનું એકએક શકોરું પીવે છે અને પછી ઓરડીના એક ખૂણામાં લપાઇને સુઇ જવાનો પ્રયત્ન કરે છે. પાડોશમાંથી એક સ્રી પ્રવેશ કરે છે. ]

પાડોશણ : બેન, મારી હાંડલી ફૂટી ગઇ છે, આજની રાત પુરતી તારી હાંડલી આપીશ ?

મજૂર-પત્ની : જરૂર બેન, ( હાંડલી લાવીને આપતાં) લે આ હાંડલી, અને હા, પાછી લાવવાની જરૂર નથી, મારી પાસે બે હતી.

પાડોશણ : તું કેવી ભલી છે, બેન ! આજે બપોરે મારા છોકરાની અડફેટમાં આવી જતાં અમારી હાંડલી ફૂટી ગઇ.

મજૂર-પત્ની : ગમે એટલું જતન કરીએ તોય દરેક વસ્તુ કોઇને કોઇ કાળે તો ફૂટવાની-તૂટવાની જ છે; આજે નહિ તો કાલે.

પાડોશણ : અજુના બાપા આજે મોડા આવવાના છે કે શું ?

મજૂર-પત્ની : હું તને અબઘડીએ એ જ પૂછવાની હતી કે તારે ઘેરથી ' એ ' આવી ગયા કે નહિ ?

પાડોશણ : વાત એમ છે કે, એ કહેતા'તા કે આજે બધા મજૂરો ભેગા થવાનાં છે. બધા— આખા કારખાનાનાં મજૂરો ભેગાં મળીને કંઇક નક્કી કરવાનાં છે. શું નક્કી કરવાનાં છે એ કંઇ અને કહ્યું નહિ. હું એકલી ઘેર પાછી આવી.

મજૂર-પત્ની : એ લોકો બધાં ય કંટાળી ગયા છે. એટલા અજુના બાપા વેતરું કરે છે. મારાથી તારી અને બીજી પાડોશની સ્રીઓની માફક કામે જઇ શકાતું નથી એનું મને એવું દુઃખ થાય છે. પણ આ શરીર જરા સારું થાય કે તરત કામે લાગી જવાનો વિચાર કરું છું. હમણાં થોડા મહિનાથી મારી છાતીમાં દરદ ઉપડે છે, અને ગળામાંથી લોહીના ગળફા નીકળે છે. પણ ગમે તેમ કરી કામ કર્યા વગર છુટકો છે ? બેઠાં બેઠાં બધાંનું પૂરું કેમ થાય ? મને લાગે છે કે કામ કરવાથી શરીર થોડું સારું રહેશે; કંઇ નહિ તો છેવટે દરદ તો ભૂલાશે ને !

પાડોશણ : કામ, કામ અને કામ ! કોઇ કહેશે, આ કામની બલાનો આખરે અર્થ શો છે ? આ આખી જિંદગી સુધી દુઃખો ભોગવવાના અને બધું સહન કરવા કોણ જાણે આપણે શા માટે જન્મ્યાં હોઇશું—શા માટે જન્મ્યાં ? શા માટે થોડાંક માણસો ખાઇપીને એશઆરામ કરે અને બાકીનાં જિંદગી આખી કાળી મજૂરી કરીને લોહીનાં આંસુ પાડે ?

મજૂર-પત્ની : સુખી માણસો કહે છે કે સંસારમાં બધાં પોતપોતાના કર્મના ફળ ભોગવે છે. નસીબ અને ઇશ્વરેચ્છા ઉપર બધું છોડી દેવું એમ મોટા માણસો કહે છે.

પાડોશણ : અને આપણી અરજ સાંભળી ભગવાન આપણી વહારે આવશે એવી આશામાં ને આશામાં આપણે રોજ રાતદિવસ ભગવાનનું ધ્યાન ધર્યે જઇએ છીએ.

અજુ : ( ધીરેથી જ્યોતિના કાનમાં ) જ્યોતિ, કાલે આપણે દોરી સાથે એક મોટો પથરો બાંધી બારીમાંથી બહાર ટીંગાડીશું હો !

જ્યોતિ : ( અર્ધ નિદ્રાવસ્થામાં ) હં !

[ બન્ને ઊંઘી જાય છે. ]

મજૂર-પત્ની : ભગવાનનું ધ્યાન ! કમર તૂટતી હોય, હોઠ સૂકાતા હોય, હાડકાં કળતરથી જ્યારે પીડાઇ રહ્યાં હોય, શરીર લોહી વગર પીળાં અને ફીકાં પડી જતાં હોય ત્યારે ભગવાનનું ધ્યાન ધરવું ! ગળામાંથી અવાજ પણ મરી ગયો હોય,—અરે, અવાજ તો શું, બધું જ મરી ગયું હોય ત્યારે ભગવાનનું ભજન કરવું !

પાડોશણ : બેન, આખરે બધાંનો ભગવાન છે.

મજૂર-પત્ની : કોને ખબર !

[ પાડોશમાંથી બાળકનો રડવાનો અવાજ સંભળાય છે. ]

પાડોશણ : એ તો મારો કીકો છે. કાલે રાતે કેમેય કર્યો છાનો નહોતો રહેતો. કાલ રાતે તમને કોઇને ઊંઘવા નહિ દીધાં હોય, ખરું ?



મજૂર-પત્ની : ઓહો, કાલે તારો છોકરો રડતો'તો એમ? મને થયું કે જમનાનો છોકરો રડતો હશે. એને બીચારાને ઉંટાટિયું થઈ ગયું છે. તારા કીકાને હવે કેમ છે?

પાડોશણ : એવું ને એવું જ છે, ખાસ કંઈ ફેર પડ્યો નથી. આખા શરીર ઉપર ગૂમડાં થયાં છે. પાકયે જાય છે અને ફૂટયે જાય છે. અને મોંમાંથી તો એવી ગંદી વાસ આવે છે! પણ એ બધુંય નિભાવવું રહ્યું—જેવું નસીબ...સારૂં ત્યારે બેન, હું જઈશ. આ હાંડલી માટે તારો ઉપકાર.

[ જાય છે ]

મજૂર-પત્નીઃ ભગવાન, તું છે કયાં? આ કાળાં કાળાં, ઊંડા ઊંડા આકાશમાં તું કયાંય છે ખરો? તને અમારો અવાજ સંભળાય છે? ન સંભળાતો હોય તો તું બહેરો છે? સંભળાતો હોય તો શું તું મૂંગો છે? ભગવાન! સારા ભલા ભગવાન! તું કયાં છે? તું છે કોણ? તું કયાંય છે ખરો?

[ થાકયો પાકયો લથડિયા ખાતો મજૂર પ્રવેશ કરે છે ]

મજૂર : તું હજુયે ભગવાનને બોલાવી રહી છે કે? બોલાવી બોલાવીને હજુ તું થાકી નથી? તને ખબર નથી પડી કે એ તો ક્રૂર અને કઠણ કાળજાનો છે? તને ખબર નથી કે આપણને સાંભળવાનો એને વખત નથી?—પરસેવાથી ગંધાતા અભાગીઆંઓને સાંભળવાની એને ફુરસદ નથી! ચીલમાલીકોએ અને કારખાનદારોએ એને કયારનોય ખરીદી લીધો છે એ તને ખબર નથી? શા માટે તું તારો સમય બરબાદ કરે છે? શા માટે તારા નબળા શરીરને આટલી તકલીફ આપે છે? કારખાનાની ભઠ્ઠીના ભડાકા અને ભૂંગળામાંથી નીકળતા ઝેરી ધુમાડા તારા શરીરને ઓછા હેરાન કરે છે કે એમાં પાછો આ નવો ઉમેરો કરે છે?

મજૂર-પત્ની : આજે આટલા મોડા કેમ આવ્યા?

મજૂર : છોકરાં કયાં ગયાં છે?

પત્ની : હમણાં જ સૂઈ ગયાં. આખો વખત બારી પાસે ઊભા રહીને વાદળાની અને ચંદ્રની, આકાશની અને દાદાની સફેદ દાઢીની અને બીજી કેટલીય અલકમલકની વાતો કરી રહ્યાં હતાં.

મજૂર : મારાં અભાગી બાળકો! એમને એ બારી ખૂબ ગમે છે, નહિ? એ એક જ એમના નાનકડાં જીવનનો આનંદ છે. વાદળાં અને તારાથી ભરેલું આકાશ એમને મન જાણે કે રમકડાંની પેટી છે. મજૂરના ઘરમાં જન્મ લઈને એથી વળી બીજું કેવું ભાગ્ય હોય? ( ગુસ્સામાં ) પૂળો મૂકો એ ભગવાનના નામ ઉપર! એનું નામ બાળીને ભસ્મ કરી નાખવું જોઈએ!

પત્ની : થોડીવાર પહેલાં પાડોશમાંથી લલિતા માટીની હાંડલી માગવા આવી હતી. તમે પેલી રસ્તા ઉપરની દુકાનેથી બે હાંડલી લાવ્યા'તા તે, એમાંની એક મેં એને આપી દીધી.

મજૂર : સારૂં કર્યું. એની હાંડલીને શું થયું'તું? ફૂટી ગઈ'તી?

પત્ની : હા, અને એની પાસે રાંધવાનું એકેય વાસણ નથી. બિચારી પાસે એક હાંડલી હતી એ પણ ફૂટી ગઈ. મેં તો એને કહ્યું પણ ખરું કે બધુંય મોડું વહેલું તૂટવાનું-ફૂટવાનું છે જ. આપણી પાસે બે હતી તે એક એને આપી દીધી.

મજૂર : સારું કર્યું તેં હા, ખરાબર કર્યું. કારણ કે બધું મોડું વહેલું—નહિ, વહેલું વહેલું—મોડા કરતાં વહેલું તૂટવાનું જ છે. આપણે બધાં તૂટવાનાં છીએઃ માટીના મટકાની માફક. જિંદગીની એકેએક ઘડીએ આપણે તૂટીએ-ફૂટીએ છીએ. ધિક્કાર હજો આપણી જાતને!

પત્ની : તમે કારખાનામાંથી સીધા ઘેર આવો છો?

મજૂર : હા, પણ રસ્તામાં જરા થોભ્યો હતો.

પત્ની : એ તો આ તાડીની વાસ ઉપરથી જણાય છે જ.





મજૂર : શું કરવું? કારખાનામાંથી ઘેર આવવા જેટલી પણ શરીરમાં શક્તિ નહોતી.

પત્ની : હું તો સમજું છું. પણ તમને ખબર છે? સરકાર તાડી છોડી દેવાનું કહે છે. અને એને બદલે ભગવાનનું ધ્યાન ધરવાનું કહે છે!

મજૂર : મજૂરી કરનાર ગરીબ માણસને તાડી છોડવી એ ભગવાન છોડવા બરાબર છે.

પત્ની : ચાલો, થોડું જમી લેશો ને?

મજૂર : મને આજે ભૂખ—નથી, થાક તો એવો લાગ્યો છે કે એકેય કોળિયો ખાવાની ઇચ્છા નથી થતી.

પત્ની : તમે કંઈ ચિંતામાં હો એવું લાગે છે.

મજૂર : હા, કારખાનામાં એક અફવા સંભળાય છે કે—

પત્ની : શાની અફવા?

મજૂર : કહે છે કે એકેએક ચીજ–વસ્તુ ઉપર કરવેરા નંખાશે.

પત્ની : આવા નઠારા કાયદા કોણ કરતું હશે?

મજૂર : કાયદા બનાવનારના દર્શન આપણને વળી ક્યાંથી થાય? એ લોકો તો પવિત્ર અને દુર્લભ રહ્યા! જેમ આપણે ભગવાનને જોઇ શકતા નથી. તેમ એ લોકોને પણ ન જોઇ શકાય. કારણ કે એક વખત એમને જોઇએ તો એમનું બધું પોકળ ઊઘડી જાય. પછી એમને ભગવાન તરીકે કોણ માને?

પત્ની : કેવા વિચિત્ર કાયદા? શું બધા કાયદા માણસો જ બનાવતા હશે?

મજૂર : હા બધા જ. મીલના, મજૂરીના, જમીનના અનાજના,—બધા કાયદા—

પત્ની : અને કર્મના કાયદા પણ?

મજૂર : હા, એ પણ! કર્મનો કાયદો તો સૌથી વધારે પ્રપંચ અને ચાલાકીથી બનાવેલો છે. એ આપણને કહે છે કે પૂર્વ જન્મનાં આપણાં પાપોને લીધે આપણે ભૂખે મરીએ છીએ, આપણાં પાપને લીધે આપણે કચડાઇએ છીએ. આપણાં પાપને લીધે આપણાં કુમળાં ભુલકાંઓ રોગથી રીબાઈ રીબાઇને મરે છે. સત્યાનાશ જજો એ કાયદાઓનું! અને આપણે તો માથું ઝુકાવીને બધું કબૂલ કરીએ છીએ. હવે એ લોકો એક નવો કાયદો પસાર કરવાના છે. તું સાંભળે તો માને પણ નહિ એવો કાયદો!

પત્ની : શું છે? કહો તો ખરા!

મજૂર : ભયંકર! નીચ! મારાં ગરીબડાં બાળુડાં!

પત્ની : (અધીરાઈથી) શું, આપણાં બાળુડાં આપણી પાસેથી લઈ લેવામાં આવશે?

મજૂર : હું જીવું છું ત્યાં સુધી તો કોની મજાલ છે કે મારાં છોકરાંઓને હાથ લગાડે. મારી આ ઝેરી નસોમાં પણ લોહીનું એક ટીપું વહેતું હશે ત્યાં સુધી તો એ નહિ બને.

પત્ની : ત્યારે બીજું શું છે?

મજૂર : એ હું હમણાં નહિ કહું. ના, હમણાં નહિ. ભલે એમને જે કરવું હોય તે કરે. મોડું વહેલું બધુંય તૂટવાનું છે.

[ગાંડાની માફક હસે છે. અચાનક ચાલીમાંનો એક જુવાન મજૂર દોડતો દોડતો આવે છે.]

જુવાન મજૂર : (હાંફતો હાંફતો) જોયું ને? પેલી વાત ખરી હતી. અફવા નહિ, તદ્દન સાચી વાત. પેલો માણસ આવી પહોંચ્યો છે, ડામર લઇને!

[જેટલી ઝડપથી આવ્યો હતો એટલી જ ઝડપથી એ જુવાન મજૂર જલદી પાછો ચાલ્યો જાય છે.]

મજૂર : એ લોકો આપણને મારવા, આપણું લોહી પીવા નીકળ્યા છે. એ મુઠ્ઠીભર લોકો;—જુલમખોર સત્તાધારીઓ! એમણે આપણા હાથપગ બાંધીને ઘોડાઓની જેમ આપણને યંત્રના ચક્રો સાથે જોતરી દીધાં છે. અને ઘેટાંના ટોળાની જેમ આપણને હાંકે છે. આપણાં શરીરને લોખંડની સાંકળોથી બાંધી દીધાં છે. અને આપણાં બાળકોને ખાવા પૂરતું ધાન નથી, ભણતર નથી,




તંદુરસ્તી નથી ! એ બાળકોના હાથપગમાં પણ નાનપણથી આ નિર્દય સત્તાધારીઓની બેડીઓ પરોવવામાં આવે છે, મહેલોમાં મહાલતા એ સત્તાધારીઓ આપણને મૂંગી જનતાનું નામ આપે છે. અમે એમને બતાવીશું, બરોબર બતાવીશું. મૂંગી જનતાની અંધારી ગંધ મારતી ચાલીઓમાં અને રોગથી ખદબદતી ઓરડીઓમાં એ આવે તો એમને ખબર પડે કે જનતા તો મૂંગા, આંધળાં, અપંગ, એમના સ્વાર્થને ખાતર જ્યાં દોરે ત્યાં દોરાય એવાં જાનવરોની નહિ, પણ પુરુષોની, સ્ત્રીઓની અને અને બાળકોની બનેલી છે. એકેએકમાં માનવતા હીલોળા લે છે, વ્યક્તિત્વની છોળો ઊડે છે. એમનાં શરીરમાં પણ દિલ જેવું કંઈક છે,—જેના વિજયમાં મજૂરોના આખરી વિજયના ડંકા સંભળાઇ રહ્યા છે.

મજૂર-પત્ની : (સ્વમત) એ દિવસ ક્યારે આવશે?

[ નિસાસો નાખે છે. ]

મજૂર : મજૂરી કરનાર પણ વિચાર કરી શકે છે, હસી શકે છે, સ્વપ્નોમાં રાચી શકે છે, સહન કરી શકે છે; અરે—એ લોકો કરતાં પણ સારીરીતે ચાહી શકે છે. જનતા, મૂંગી જ-ન-તા ! એમનાં એ ભયંકર જુઠ્ઠાણાંનો પણ એક દિવસ અંત આવશે. બધાંનો મોડોવહેલો નાશ થવાનો છે. સમુદ્રનાં મોજાં કિનારા ઉપર અથડાઇને તૂટે છે એમ મૂડીવાદનો ય અંત આવશે. કાલે એમને ખબર પડશે કે અમે જાગીએ છીએ. અમે જીવતા છીએ. આખરી દિવસ ! અમે અમારી મૃત્યુ-નિંદમાંથી ઝબકીને જાગીએ છીએ. બિરાદરો ! સાથીઓ ! જુલમગારોનો એમના જુલમો માટે આભાર માનો કે એમણે આપણને ઊંઘમાંથી જગાડ્યાં. હવે એ યંત્રો સાથે જોતરેલા ગુલામ નહિ રહીએ. નહિ, કદી નહિ ! મુઠ્ઠીભર માણસોની માલિકીના કારખાનાંઓનાં યંત્રોથી અમે અમારા દેહ અને દિલ કચડવા નહિ દઇએ. અમે જાગીશું. કમર કસીને એક જ ઝાટકે યંત્રોને અમારા કબજામાં લઇશું. અને પછી...આરામ...! હા...શ, મજૂરોને આખરે આ-રા-મ...! પછી યંત્રો તો અમારું, લાખો-કરોડો કામદારોનું ગુલામ બનશે. હવે આપણે જીવતી કબર જેવાં નહિ રહીએ. આપણા જીવનમાં જિંદગી આવશે, આઝાદી આવશે, આશા આવશે. અહાહા ! જિંદગીથી થાકેલાં, ચીમળાઇ ગયેલાં મજૂરોના જીવનમાં શું આનંદની રેલંછેલ થશે ? ભૂખ ! તું શું આખરે ધુમાડો જ હતી કે આટલી જલદી જતી રહીશ ? શું આ ગરીબીની ભૂતાવળ અદશ્ય થઇ જશે ? એ શક્ય છે ખરું ? હું શું બોલી રહ્યો છું ? હું પાગલ તો નથી થઇ ગયો ને ? આ ભૂખ, ગુલામી અને રોગોમાંથી અમારો કદી છુટકારો થશે ખરો ?

મજૂર-પત્ની : તમે થાકી ગયા છો. થોડો આરામ નહિ કરો તો તમારું મગજ ફાટી જશે. આપણા સારા દિવસો હવે જલદી આવશે.

મજૂર : ના, એને હજુ વાર છે, ખૂબ વાર છે. અને આપણે બધાં કેવાં થાકી ગયાં છીએ !

[ એક માણસ એક હાથમાં ડામરથી ભરેલી ડોલ અને બીજા હાથમાં કુચડો લઈ પ્રવેશ કરે છે ]

ડામરવાળો માણસ : ભાઈ, જરા બારી તરફ જવા જગા દેશો ?

મજૂર-પત્ની : ( મજૂરને ઉદ્દેશી ) કોણ છે એ ! શું જોઇએ છે એને ?

મજૂર : એ તો અફવા સાચી ઠરાવવા આવ્યો છે. પેલી રહી બારી—માણસ જિંદગીથી કંટાળી ગયો હોય તો એમાંથી પડતું મૂકવા માટે સરસ કામમાં આવે એવી છે.

ડામરવાળો માણસ : ( બારીના કાચને કુચડાવતી ડામર લગાવવો શરૂ કરતાં ) ડામર ! પાપ જેવો કાળો ડામર ! હું તો મારી નોકરીની ફરજ બજાવું છું, હુકમનો અમલ કરું છું એટલું જ.

મજૂર-પત્ની : ( મજૂરને ) એ માણસ શું કરે છે ? કોઇ ગાંડો છે કે શું ?

મજૂર : આપણી બારીના રહ્યાસહ્યા કાચ રંગાઈ





રહ્યા છે. સત્તાવાળાઓએ નવો કાયદો પસાર કર્યો છે : આજથી પ્રકાશ ઉપર વેરો નાખવામાં આવ્યો છે.

મજૂર-પત્ની : અજવાળા ઉપર ! અજવાળા ઉપર કરવેરા ? અને હવે આપણા ઘરોમાંથી અજવાળું સદાને માટે અલોપ થશે ?

ડામરવાળો માણસ : હંમેશને માટે. જ્યાં સુધી એને માટે તમે કર નહિ આપી શકો ત્યાં સુધી હવેથી જે જેટલો કર ભરે એના પ્રમાણમાં દિવસનું અજવાળું એના ઘરમાં આવવા દેવામાં આવશે. ચાલો ત્યારે મારું કામ પૂરું થયું, હું રજા લઉં.

[ ડામરની ડોલ લઇ એ જતો રહે છે. ]

મજૂર : આનું નામ ધોળા દિવસની ધાડ. દિવસના પ્રકાશની ચોરી !

મજૂર-પત્ની : આ તો હદ થઇ ! દરેકે દરેક વસ્તુ ઉપર કર ? મને લાગે છે કે હવે આપણે આપણા બાળકો તરફ જોઇશું એનો યે કર ભરવો પડશે, આપણાં સ્વપ્નો ઉપર, ગીતો ઉપર, રૂદન ઉપર, હાસ્ય ઉપર, બધાં ઉપર કર પડશે ! હે ભલા ભગવાન !

મજૂર : પણ આપણાં ભજન ઉપર અને આપણી પ્રાર્થનાઓ ઉપર કર નહિ પડે. ( આકાશ સામે મુઠ્ઠી ઉગામતાં ) ત્યાં બેઠેલા ભગવાનને આપણી પ્રાર્થનાઓ મફતમાં આપવી રહી. કારણ કે એ બધું-બધું યે જુવે છે છતાં એક હરફ સુદ્ધાં ઉચ્ચારતો નથી ! તારા ભગવાનને સત્તાધારીઓએ અને કાળા બજારિયાઓએ ખરીદી લીધો છે. અરે, કાલે ઊઠીને જોજે તો ખરી, એ લોકો તારા શરીર ઉપર પણ કર ન નાખે તો ! અને પછી તો તારી સાથે સૂવા માટે પણ મારે કર ભરવો પડશે !

મજૂર-પત્ની : ઓ ક્રૂર નસીબ ! શું આ બધું સાચું છે ?

મજૂર : હા, સાચું છે સાચું ! અને છતાંયે આ બધું એક મોટું ભયંકર જુઠ્ઠાણું છે ! એ બધા જુઠ્ઠા બદમાશો છે !

[ શહેરની ભાગોળની ઘડિયાળમાં સાતના ડંકા થાય છે. ]

મજૂર-પત્ની : આ શાના ડંકા થયા ? શું સાત જ વાગ્યા છે ને અંધારું ઘોર ! અરેરે ભગવાન, બધું કાળેકાળું દેખાય છે. કેવું ભયંકર અંધારું !

મજૂર : (ગાંડાની જેમ) અમાવાસ્યાની રાતના સ્મશાન જેવું, આંધળા માણસની આંખોના અંધાપા જેવું, માણસના બળીને ભડથું થઇ ગયેલા શરીર જેવું,...! (ગાંડા માણસની માફક જોસથી ચીસો નાખે છે.) મજૂરો ! ભાઈઓ ! ઊઠો... !

અજુ-જ્યોતિ : (અંધારામાં જાગી ઊઠતાં બેબાકળાં બનીને) બા, બા ! બપુજી ! આપણે ક્યાં છીએ ?

[આખી ચાલીમાં ખળભળાટ મચી રહે છે.]

મજૂર : (દાંત કચકચાવતાં) અને ઉજમાળું પ્રભાત બહાર આપણી વાટ જોઇને ઊભું રહ્યું છે. વાટ જુવે છે અને વિચારે છે કે આપણને બધાને થયું છે શું ? અજુની બા, તેં બરાબર કહ્યું'તું; બધુંયે મોડુંવહેલું તૂટવાનું છે. (જોરથી ચીસો પાડતાં પાડતાં) અજવાળું ! અજવાળું ! પ્રકાશ ! પ્રકાશ !

[ એક ડંડો લઇ હવામાં જોરથી વીંઝી બારીના કાચ ઉપર પટકે છે. કાચના ટુકડે ટુકડા હવામાં ઊડે છે. ચાલીની દરેકે દરેક કોટડીઓમાંથી બારીઓના કાચના ભુક્કે ભુક્કા થતા સંભળાય છે. ધડાક ! ધડાક ! ડામરવાળા કાચ ચારેબાજુ ઊડે છે. ]

મજૂર : કોની તાકાત છે કે અમારા આ માનવ સાગરને રોકી શકે છે ?

[ સુંદર ગુલાબી કિરણો મજૂરોની કોટડીઓમાં ધસી આવે છે અને મ રોના જીવતરને આનંદ અને આશાથી ભરી દે છે. ]

★

છોરુ કછોરુ થાય પણ માવતર કમાવતર ન થાય એ કહેતીને તાદૃશ કરતી આ વાર્તામાં દીકરાની પ્રગતિ માટે આશાવાદી માતા પોતાના અવસાનકાળે પણ દીકરાને અંતઃકરણથી ઝંખતી રહે છે—મારો દીકરો છેવટનું તુળસીનું પાન તો મને મોંએ મૂકશે જ. પણ પુત્ર તો કંઈ અનોખા રંગમાં જ મહાલતો હોય છે!

પોતાના એકના એક દીકરાને વિદાય આપીને જ્યારે સમરતકાકી ઘરમાં પાછાં ફર્યાં ત્યારે ઘર આખું ખાવા ધાતું લાગ્યું. પહેલી જ વાર મા–દીકરો જુદાં પડતાં હતાં. અને તેમાં ય છેલ્લા દશ વરસથી વિધવા થયેલાં સમરતકાકી મનુને સહારે જ દિવસો ખેંચી રહ્યાં હતાં. મનુ આજે દૂર દૂર શહેરમાં ભણવા માટે જઈ રહ્યો હતો.

દીકરા માટે માને રહી રહીને પણ એ જ વિચારો આવતા હતા કે, મારા મનુની કાળજી કોણ રાખશે? એમની સગી બેનના ઘેર રહીને જ મનુ ભણવાનો હતો. છતાં મનુ માટેનો એમનો અનહદ પ્રેમ એમાં ય કંઇ કંઇ અશુભ તત્ત્વ નિહાળતો. અને સાવ ખખડી ગયેલ દેહવાળાં સમરતકાકી આડોશ–પાડોશમાં એક જ વાત ફરી ફરીને કહેતાં કે––મરતી વેળાએ મોંમાં તુળસીનું પાન પણ મારા દીકરાના હાથનું નહિ પામું?

*

એકવડિયો દેહબાંધો, એમાં ય પહેલેથી એક નહિ તો બીજા રોગે સાવ નંખાઇ ગયેલું શરીર. મનુનો જન્મ થયો ત્યારે સત્તર–અઢાર વરસ પહેલાં જ સમરતકાકી માંડમાંડ બચેલાં. વીસેક વરસના પરણેતર-જીવન પછી છેક સાડત્રીસ–આડત્રીસમે વરસે આવેલી પહેલી અઘરણીની વાત એ જ્યારે કરે છે ત્યારે ઘણાંને તો માનવામાં પણ નથી. આવતું પણ મનુ એમનું પહેલું અને છેલ્લું સંતાન હતો મનુના. બાપા મનુને સાત વરસનો મૂકીને નોકરી માટે બહારગામ જતા હતા ત્યારે ગાડીમાં જે ખરાબ હાલતમાં એમનું શબ જડી આવેલું એનો ભેદ હજુ ય એવો ને એવો અણુકલ્યો રહેવા પામ્યો છે. અને એ બનાવે-તો સમરતકાકી પણ સાવ સૂનમૂન થઈ ગયાં હતાં. એટલે જ મનુને વિદાય દેવા એ સ્ટેશન સુધી જઈ શક્યાં નહોતાં, ડેલીને બારણેથી જ પાછાં વળી ગયાં હતાં. એટલે છેલ્લાં દશ વરસથી એ કોઇ ને કોઇ બહાને ગાડીમાં બેસવાનું ટાળતાં આવ્યાં છે. અને પોતાના મનુને માટે એવો જ આગ્રહ સેવતાં આવ્યાં છે.

સત્તરમે વરસે મનુમાં પણ ઠીકઠીક સમજણ આવી છે એટલે એ સમરતકાકીને સમજાવી તો શક્યો. પણ એમના મનમાં રહેલો ડંખ એ મટાડી ન શક્યો. છતાં પોતાની બાએ પોતાને હસતે મોંએ જવાની રજા દીધી એ જાણી એ તો ફૂલ્યો સમાતો નહોતો. મનુએ બાની વિદાય લેતી વખતે જે છેલ્લા શબ્દો કહેલા એના ઉપર તો સમરતકાકી આવી ભયંકર એકલતા સહેવા તૈયાર થયેલાં: 'બા, તારો મનુ કાળી રાતે પણ ગમે ત્યાંથી તારી પાસે હાજર થશે.'

એવી અણીની પળ ક્યારે આવે ને ક્યારે પોતાના સગા દીકરાને બોલાવવા જેટલો પણ વખત રહે એનો મા–દીકરામાંથી કોઇને વિચાર નહોતો આવ્યો. એટલે જ તો મનુથી એ વાક્ય બોલાઇ ગયેલું અને સમરતકાકી પણ એ વાક્યને આધારે ટકી રહેવાં લાગ્યાં.

મનુએ પહેલું વરસ પૂરું કર્યું ત્યાં સુધીમાં ત્રણ વાર રજાઓમાં એ ઘેર આવી ગયો. હવે તો ત્રણેક માસ રહેવાનો હતો એટલે એની બાને નિરાંત હતી. પોતાની બાનું ખખડી ગયેલું શરીર કંઈક વધુ ઘસાતું લાગ્યું પણ ખરું. મનુની ખીલતી જુવાનીને લીધે હોય કે પછી માસીને ઘેર એને વધુ ફાવતું હોય એ કારણ હોય, પણ એક વરસમાં મનુ ઠીકઠીક કાઠું કરી ગયો છે એમ બધાં આડોશી–પાડોશીના કહેવા ઉપર સમરતકાકીનું પણ રહીરહીને ધ્યાન જતું ત્યારે એ મનમાં ને મનમાં ફૂલી જતાં. વરસમાં





કડકે કડકે પણ ચાર-પાંચ મહિના મનુ ઘેર આવતો એટલે એ શહેરમાં ભણે એમાં શી હરકત હતી એવું પાડોશીઓનું આશ્વાસન પણ સમરતકાકીનું મન મનાવતું હતું.

લાંબી રજાઓ પૂરી થવા આવી ને પાછાં સમરતકાકી સળવળ્યાં: 'મનુ, તારી માસી તને સાચવે તો છે ને?'

'બા, મને તો એ તારા જેટલા જ પ્રેમથી સાચવે છે.'

'એમ? ત્યારે તો તને મારી યાદ બહુ નહિ આવતી હોય?'

'તેં મને એવું કયાં પૂછ્યું તે મારા જવાબનો આવો અવળો અર્થ લીધો?'

'મને એમ થયું કે મારા જેટલું જે તને સાચવે એનામાં તું મારું આરોપણ કરે એમાં ખોટું શું હોઈ શકે?

'બા, મને જન્મ દેનારી જનેતાને મેં સત્તર વરસથી ઓળખી છે; માસીબાને તો એક વરસથી. તું મારી જરાય ફીકર ન કરતી.'

અને દિવાળીની રજાઓ પડે ત્યાં સુધી પાછો મનુનો વિયોગ સહેવા માટે સમરતકાકી તૈયાર થઈ ગયાં. બીજો કાંઈ ઈલાજ જ નહોતો. એમાં ય મનુને મોઢેથી સાંભળેલો માસી વિશેનો અભિપ્રાય એને ટાઢક દેતો હતો. સમરતકાકી, પોતાની સગી બહેનમાં આ ઉદારતા, પારકાને પોતાનો કરી લેવા જેટલી આવડત અને મનુ ઉપરના અપાર પ્રેમથી નવાઈ તો પામ્યાં. છતાં બહેન વિશેનાં બીજાં કેટલાંય વલણો તો જેમનાં તેમ એમનાં મનમાં ભરાઈ પડેલાં એ પડયાં જ રહ્યાં. એ બધાંમાંથી એકેયની ફરિયાદ મનુ પાસેથી સાંભળવા ન મળી એટલે એક જાતની નિરાંત પણ એ અનુભવી શકયાં.

બીજા વરસની દિવાળીની રજાઓમાં તો બહુ વાતો ન થઈ શકી, પણ ઉનાળાની લાંબી રજાઓમાં મનુ ઘેર આવ્યો ત્યારે એક વાતે સમરકાકીને મોટો આઘાત લાગી ગયો હતો. પણ એ મનુ આગળ જાહેર કર્યો નહોતો એની એમને મન ધરપત હતી.

વાતમાંથી વાત નીકળતાં મનુ બોલી ગયો હતો કે આ વરસે મેટ્રિકમાં આવેલી માસીનાં દૂરનાં કોઈ સગાંની ધીમુ નામની છોકરી આવી છે, હજુ એક મહિનો પણ નથી થયો. પણ હવેથી એ માસીને ઘેર રહીને જ ભણવાની છે.

આટલી વાતે સમરતકાકી આખું સમજી ગયાં. એ ધીમુતી બીજી કોઈ નહિ પણ પોતાની સગી બેનની જ દીકરી છે. પરણ્યા પહેલાં એ પણ પેલી કુંતીની જેમ સંતાનનો અખતરો કરવા ગયેલી! કુંતીને તો કર્ણ જન્મેલો. પણ આ તો દીકરી, હવે કરવું શું? કયાંય રફેદફે થઈ શકે એવું નહોતું એટલે એ આખો પ્રસંગ સમરતકાકીને ઘેર જ ઉકેલવો પડેલો. અને સમરતકાકીના એક ઓળખીતાને ઘેર એ છોકરીના ઉછેર માટે વ્યવસ્થા પણ કરવામાં આવી. સમરતકાકીએ ખૂબ ધાક-ધમકી દીધા પછી પણ એ છોકરીનો બાપ કોણ છે એવું જ્યારે પોતાની બહેને નામ સુદ્ધાં ન દીધું ત્યારે એ માજણી બહેન ઉપર પણ ફીટકાર વરસાવવાનું સમરતકાકી ભૂલ્યાં નહોતાં. પણ બિચારાં કરે ય શું? બીજે જ વરસે જેવો મળે એવો મૂરતિયો શોધીને પરણાવી દેવામાં એમના માબાપ ભેગો એમનો પણ ઠીક ઠીક હાથ હતો, અને એટલે જ એમના મોભાદાર ધરને લીધે એ પ્રસંગ સારી એવી સફળતાથી પાર પડી શકેલો. અને નસીબ-જોગે ધર પણ ઠીક ખમતીધર મળેલું. જરા દૂર હતું એ વાત સાચી.

અને એ ચબરાક બહેને તો સાસરે જતાંવેંત જ બધે પોતાનો પ્રભાવ પાડવો શરૂ પણ કરી દીધો. સમરતકાકીની જેમ એમને પણ સાસરામાં એમનાં પતિ સિવાય બીજું કોઈ નહોતું. પતિ પણ બિચારા ભગવાનનું માણસ. ભગવાન કરતાં ય ભગવાનના માણસને તો જલદી વશ કરી શકાય ને? ધીમતી નામની એક અનાથ બાળકીના ભરણપોષણ માટે એ માસીબા તો પછી ઠીક ઠીક પ્રસ્તાવો રજૂ કરતાં ગયાં. અને છેલ્લે તો પંદરમું વરસ પૂરું કરીને



સોળમામાં પ્રવેશતી ધીમુને મૅટ્રિકમાં આવતાંની સાથે જ, સારી કેળવણી પામી શકે એ આશયે પોતાને ઘેર રાખવા જેટલી પણ વેતરણ કરી શકયાં.

*

મનુ તો એ વખતે ચારેક વરસનો હશે. એને તો પોતાની બા કહેતાં ત્યારે માસીબાના લગ્નનો ખ્યાલ આવતો. સાસરે ગયાં પછી માસીને બહુ જોઈ શકયો નહોતો. એટલે ઘણે વરસે પહેલીવાર માસીને જોયાં ત્યારે મનુને જરાક સંકોચ તો થયો. પણ માસીએ જ સામેથી મનુને આવકાર્યો અને સત્તર વરસના મનુને નાના બાળકની જેમ છાતી સરસો ચાંપીને વહાલથી નવડાવ્યો ત્યારે મનુમાંથી પણ બધી જુદાઈ જતી રહી. પરણ્યા પહેલાં માતા બની ચૂકેલી મનુની માસી પરણ્યાને તેરમે વરસે પણ માતા બનવાનાં કાંઇ ચિહ્‌ન નહોતી જોઈ શકી. એટલે જ એ ધીમુ માટે આટલું કરી શકેલી ને? આખરે તો એ ધીમુની જનેતા તો હતી જ ને?

આ આખી વાતને સમરતકાકી એકલાં જ જાણતાં હતાં. પહેલાં તો મનુને આ આખી વાત માંડીને કહેવાનું મન થયું. પણ અઢાર વરસના મનુમાં એવી 'પીઢતા' એમને ન જણાઈ. પણ હવે મનુને ભણવા માટે ત્યાં મોકલવો કે કેમ એની ગડમથલ તો મનમાં શરૂ થઇ જ ગઈ. પણ મનુના ભવિષ્યનો વિચાર આવતાં એ પાછાં ગંભીર થઈને બધી વાત ભૂલી ગયાં.

રજાઓ પૂરી થવા આવી ને મનુ તો દર વખતની જેમ જ પાછો જવા માટે તૈયાર થયો. જતી વખતે છેક હોઠ સુધી આવેલા શબ્દો સમરતકાકી ગળી ગયાં ત્યારે મનુને લાગ્યું કે પોતાની બા પોતાનાથી કશુંક છૂપાવે છે. પણ એ પૂછી ન શકયો.

પહેલાં બે વરસ ખૂબ મહેનતપૂર્વકના અભ્યાસથી પસાર કરેલાં એટલે મનુનું આ ત્રીજું વરસ એની કારકીર્દિ ઉપરના કળશ સમું હતું. કૉલેજમાં પણ એ ઠીક ઠીક ખ્યાત બની ગયો હતો, વિદ્યાર્થીઓમાં પણ એ એટલો જ વહાલો થઇ પડયો હતો. માસીનું વહાલ પણ ધીમુ આવ્યા પછી જાણે વધી જતું દેખાયું. ત્રીજા વરસમાં બહુ મહેનત કરવી પડતી નહોતી એટલે મનુને ઠીકઠીક વખત પણ મળતો. અને દેખાવડી ધીમુ પણ પોતાની શંકાઓના નિવારણ માટે મનુ સાથે મોટા ભાગનો સમય વીતાવતી. માસીએ પણ મનુને આગ્રહપૂર્વક ભલામણ કરેલી કે, ધીમુને સારે નંબરે પાસ કરાવવાનું તારા હાથમાં છે.

માસીના જેવી ચમક ધીમુ પહેલે દિવસે જ મનુના મનમાં વસી ગયેલી. ધીમુના આવ્યા પછી મહિનો થયો ન થયો ત્યાં મનુને રજાઓ પડી અને પોતાની બા પાસે જવા ઉપડયો ત્યારે માસીએ આ રજાઓ અહીં ગાળવા ખૂબ આગ્રહ કરેલો. એમાં એક દલીલ એ પણ હતી કે ધીમુનું આ મૅટ્રિકનું વરસ છે એટલે એનો કાચો રહેલો અભ્યાસ આ રજાઓમાં તું પાકો કરાવી શકે. પણ મનુને ગળે એ વાત બહુ ઉતરતી ન લાગી. અને મનુ ઘેર જવા ઉપડયો.

રજાઓના બે મહિના સુધી મુંઝાઈ રહેલા મનુનાં મનોમંથનો માસીને ઘેર આવતાં જ બેવડા જોરે પરિણામ કાજે તલસી રહ્યાં. અને મનુ પોતાના અભ્યાસ કરતાં પણ વધુ ધ્યાનપૂર્વક ધીમુના અભ્યાસમાં રસ લેવા લાગ્યો. ધીમુને પણ કદી રસ નહોતો પડયો એ બધા વિષયોમાં રસ પડવા લાગ્યો. અને ધીમુ તો પરીક્ષામાં પણ બેઠી.

મનુની પરીક્ષા તો નામની જ હતી. એ પાસ પણ થઇ ગયો. અને છેલ્લા ચોથા વરસની આકરી કસોટી માટે જ્યારે માસીના આગ્રહે અને ધીમુના છુપા આકર્ષણે મનુએ બાને લખી નાખ્યું કે, મારું આ છેલ્લું વરસ છે એટલે રજાઓમાં અહીં રહીને જ અભ્યાસ કરીશ. ત્યાં મને જોઇતું સાહિત્ય ન મળી શકે એટલે આ રજાઓ અહીં ગાળીશ તો મને સારો લાભ મળશે.

ભોળાં સમરતકાકી તો પુત્રના ઉજ્જવળ ભાવિ આગળ બીજા બધા આડાઅવળા વિચારોથી ગળગા





બની ગયાં હતાં. જો કે એમનું સ્વાસ્થ્ય કથળી ગયું હતું. આડોશી–પાડોશી પણ માનતાં થયેલાં કે હવે કાકી મનુને દૂર ન રાખે તો સારું. પણ હવે એક જ વરસ હતું ને? મનુ આટલું વરસ ભણીને પછી તો પોતાથી દૂર નથી જ રહેવાનો ને? સમરતકાકીનું આ એક જ રટણ હતું, બધાંને આ જ એમનો ટૂંકો ને સીધો જવાબ હતો.

મનુ પણ પોતાની બાના, નચિંત થઈને ભણવામાં જ ધ્યાન પરોવવાના કાગળે રાજી થયો. માસી તો હતાં જ. અને ધીમુ તો આ આખી યોજનાનું કેંદ્ર હતી એટલે એના મનમાં જાગેલી નવી અભિલાષાઓના અંકુરોને આટલું જલદી સીંચન મળ્યું એ વાતે તો ધીમુ વેંત અદ્ધર પગ રાખી ચાલવા લાગી! ધીમુ પાસ તો થવાની જ હતી એની જેટલી ધીમુને ખાત્રી હતી એટલી મનુને પણ હતી. અને તે પણ સારી કક્ષામાં. મનુ ને ધીમુ પરીક્ષાથી થાકેલાં હતાં એટલે માસીએ બન્નેને સહેલગાહે મોકલ્યાં. માથેરાન એક પખવાડિયા માટે બન્ને ઉપડી ગયાં.

ખૂબ સહવાસે બે ઉછરતી જુવાનીવાળાં સ્ત્રી અને પુરુષ પોતાની વૃત્તિઓને કેટલીક કાબૂમાં રાખી શકે? ધીમુ અને મનુ પણ એ જ સનાતન ચીલાથી દૂર ન રહી શક્યાં. બંનેની કોમળ લાગણીઓએ એક–બીજાંને એવાં તો જકડી લીધાં કે માથેરાનમાં જ બન્નેએ નિર્ણય કરી લીધો કે હવે તો આપણે ભવોભવનાં સાથી! હજુ એ જાહેર કરવા જેટલી જરૂર નહોતી જણાઈ.

પરીક્ષામાં બધાં વિદ્યાર્થીઓમાં બીજા નંબરે આવેલી ધીમુના હરખનો આજે પાર નહોતો. વહેલી સવારે ઊઠીને છાપામાં પહેલા દસ નંબરમાં બીજું જ પોતાનું નામ જોતાંની સાથે એને સાથી મનુના ખંડમાં દોડી ગયેલી જ્યારે મનુની માસીએ જોઇ ત્યારે ધીમે પગલે ચોરીછૂપીથી માસી પાછળથી આવીને ઊભાં રહેલાં અને સૂતેલા મનુની પથારીમાં જે ઉમળકાથી એ મનુને વળગી પડેલી ત્યારે ધીમુની સફળતામાં રાચતા મનુની સંતોષરેખાઓ સાથે ધીમુ–મનુની કલ્યાણકારી જોડીને નિરખતી માસીની એ બે આંખો હરખમાં એવી તો નાચી ઊઠી કે એ ધન્ય દૃશ્ય જોતાં ક્યારે ય ન થાકે એવી મનની પ્રબળ વૃત્તિને રોકીને પણ એમણે ત્યાંથી પાછા ફરતી વખતે જે દોટ મૂકી હતી એ ખરેખર હર્ષનો મોટો અતિરેક હતો.

ધીમુ પણ કૉલેજમાં દાખલ થઇ. છોકરાં મોટાં થયાં છે એટલે એમને કશી રોકટોક ન હોય એમ માસી સમજતાં. મનુ માસી કહેતો એટલે પહેલેથી ધીમુ પણ માસી કહેવા લાગેલી. મનુને આ વરસે અભ્યાસ પાછળ સારું ધ્યાન આપવાની જરૂર હતી. એમાં ધીમુની હૂંફે એ વધુ કેન્દ્રિત થઈ શક્યો. બન્ને સાથે અભ્યાસ કરતાં. ધીમુ મનુને અભ્યાસ કરવામાં ઠીકઠીક ઉત્તેજતી. અને બન્નેએ વાર્ષિક પરીક્ષા પણ દીધી. ધીમુ તો પહેલા વર્ગમાં પસાર થઇ જ ગઈ. મનુની પરીક્ષાને હજી વાર હતી.

ત્યાં જ એક દિવસ સમરતકાકીનો કાગળ આવ્યો. દોઢેક વરસથી મનુને જોયો નહોતો એટલે બને એટલો જલદી આવી જવા લખ્યું હતું. પણ હવે તો પરીક્ષા થઇ જાય કે તરત જવાનું જ હતું ને! દિવાળીની રજાઓમાં કે નાતાલમાં પણ એ અભ્યાસને કારણે રોકાઈ પડ્યો હતો. અભ્યાસ કરતાં પણ પ્રબળ આકર્ષણ ધીમુનું હતું એ મનુ શી રીતે પોતાની બા આગળ રજૂ કરી શકે? મનુનો આગ્રહ હતો છતાં ધીમુના એક જ શબ્દે એ ધીમુને છોડી જવા ન તૈયાર થયો.

પરીક્ષા પતે કે તરત આવવાનો કાગળ લખીને મનુ પરીક્ષા પણ આપી ચૂક્યો. હવે તો એને જવું જ જોઇએ એમ સમરતકાકીના આગાઉના કાગળો પણ કહેતા. પણ ધીમુનું આકર્ષણ જરા ય ઊતરતું નહોતું કે એ એને એકદમ છોડીને જઇ શકે. માસીએ પણ એ વાત ઉપર ટાઢું પાણી રેડ્યું. મનુ જરા ઢીલો પડ્યો.

પરીક્ષાને ગયે આઠેક દિવસ થયા હશે ત્યાં જ

# ઉપભોગ—અર્થશાસ્ત્રની દૃષ્ટિએ

રામુ પંડિત

> આપણું અર્થશાસ્ત્ર, એ વિષયના વિદ્યાર્થીઓ, અભ્યાસીઓ કે અધ્યાપકો પૂરતું જ મર્યાદિત રહે એથી આપણી આમજનતા તો અણસમજમાં કંઈ કેટલીય ગેરસમજુત ઊભી કરે. અર્થશાસ્ત્ર તો દાતણ વેચનારીથી માંડીને વડાપ્રધાન સુધી બધાં એકસરખું સમજી શકે ત્યારે જ એ સુરાજ્ય સ્થાપવામાં સહાયક થઈ શકે. રોજના વપરાશની દરેક ચીજ આપણી સમક્ષ એક આખું શાસ્ત્ર ખડું કરી દે છે. માનવ પોતાની જાતને વિચારશીલ કહેવડાવતો હોવાછતાં આ વિષયથી કેમ આટલો બધો દૂર રહેતો હશે?

વહાણું વાય ત્યારથી જ ઘરમાં આણેલાં એક આનાનાં આઠ દાતણમાંથી એકને મોંમાં ઘાલી છાપાના સમાચાર વાંચવામાં ઘણાં માનવી મશગૂલ બને છે. લિયાકતઅલીખાનના ખૂનથી માંડીને ઘાસલેટ છાંટીને બળી મૂએલી સ્ત્રી સુધીની બધી વ્યક્તિઓ વિષે ચર્ચા કરતાં ચા-નાસ્તાને ઇન્સાફ આપે છે, સાબુથી નહાય છે. કપડાં પહેરે છે, જમે છે ને ઑફિસે જાય છે. કદાચ ઘરમાં કોઈ માંદું પડે તો દાકતર બોલાવે છે, સુખ સગવડને ખાતર રેડિયો, ઇસ્ત્રી, સીવવાનો સંચો, રાચરચીલું વગેરે ખરીદે છે. ગરમી પડે તો વીજળીનો પંખો ને ઠંડી લાગે તો ઉષ્ણતાવર્ધક સાધન પણ વસાવે છે. આ પ્રમાણે એ ને એનાં કુટુંબીઓ રોજ કેટલીય વસ્તુઓ તથા સેવાઓનો ઉપભોગ કરે છે. આ બધી વસ્તુઓ ને સેવાઓની જરૂર એને શા માટે ઊભી થાય છે? કારણ કે તે એને ઉપયોગી છે. જે વસ્તુની જેટલી ઉપયોગિતા એટલી જ એની કિંમત એ ચૂકવવાનો; પરંતુ કેટલીક વસ્તુઓ સર્વસુલભ હોય છે. હવા કે સૂર્યના પ્રકાશ માટે કોઈને ક્યાં પાઈ પણ ખર્ચવી પડે છે? પરંતુ જે વસ્તુની માગ એના પુરવઠા કરતાં વધારે હોય એ વસ્તુની કિંમત ચૂકવવી જ પડવાની. કુદરતે સરજેલી ઘણી વસ્તુઓ આજે દુષ્પ્રાપ્ય છે. એથી એ મેળવવા વત્તુંઓછું ખર્ચ કરવું પડે છે. ગામડાંમાં લોકો ખેતરે જાય ત્યારે દાતણની સોટી કાપતા આવે. આથી ત્યાં દાતણ સર્વસુલભ સંપત્તિ ગણાય; પરંતુ શહેરમાં એની કિંમત આપવી પડે માટે એ આર્થિક સંપત્તિ ગણાય. આથી એમ કહી શકાય કે માનવીની જરૂરિયાતોને પોષવા માટે વસ્તુની ઉપયોગિતાનો વિનાશ કરવો એનું નામ ઉપભોગ. વિનાશ ને ઉપભોગનું અંતિમ લક્ષ્ય તો વસ્તુની ઉપયોગિતા નષ્ટ કરવાનું જ છે; પરંતુ બંને શબ્દો વચ્ચે ખૂબ તફાવત છે. કેળાં વખારમાં પડ્યાં પડ્યાં સડીને નાશ પામે એનું નામ વિનાશ ને માનવીના પેટનો ખાડો પૂરતાં પૂરતાં નાશ પામે એનું નામ ઉપભોગ.

---

બીજે દિવસે પાડોશીએ કરેલો ગંભીર માંદગીનો તાર આવ્યો. હવે મનુને મોકલવાની ફરજ પડી. માસીએ અને ધીમુએ બાને ઠીક થયે તરત પાછા ફરવાની કબૂલાત માગીને મનુને જવા દીધો.

*

મનુ ઘેર આવ્યો ત્યારે સવારના સાત વાગી રહ્યા હતા. આટલી વહેલી સવારમાં જ એને પોતાના ઘરની ડેલી આગળ સારી સંખ્યામાં માણસો જોયાં ને એને ફાળ પડી. એ લગભગ દોડતો ડેલીમાં ઘૂસ્યો. પણ ત્યાં તો સમરતકાકીના શબને નનામી ઉપર બંધાયેલું જોયું. મનુ તો થીજીને ઠીંકરું થઈ ગયો. ન બોલી શક્યો કે ન રડી શક્યો. અને જ્યારે થોડીવારે એ શુદ્ધિમાં આવ્યો ત્યારે એક પીઢ જણાતા પુરુષે આવીને એને ખભે હાથ મૂકીને કહ્યું:

'ભાઈ, થવાનું તો થઈ ગયું, હવે તારો હાથ અડાડ એટલે બધા નનામી ઉપાડીને ચાલતા થઈએ.'

અને યંત્રવત્ મનુએ નનામીને ખાંધે લીધી. દરવાજા બહાર પગ મૂકે છે ત્યાં જ કોઈકનો આછો અવાજ એને કાને પડ્યો:

'બિચારાં સમરતકાકી દીકરાના હાથનું છેવટનું તુળસીનું પાન પણ ન પામી શક્યાં...'

☆





બાળક જન્મે ત્યારથી મરે ત્યાંસુધી ભોક્તા જ રહે છે. કેટલાક લોકો વધુ ઉપભોગ કરે છે, તો કેટલાક થોડો. વળી ઉપભોગની વસ્તુઓનો ઉપયોગ પણ ભિન્ન ભિન્નરીતે થાય છે. એક ગૃહિણી ઘઉંનો ઉપયોગ રોટલી, પુરી કે ભાખરી બનાવવામાં કરે તો બીજી ગૃહિણી એનો ઉપયોગ પાંઉ, બિસ્કીટ કે પરોઠાં બનાવવામાં કરે. કમભાગ્યે માનવીની જરૂરિયાતો વારંવાર ઉદ્ભવ્યા જ કરે છે. પાંચ–સાત બિસ્કીટ ખાઇને ધરાઈ ગયેલું બાળક બે–ત્રણ કલાક પછી 'મા ભૂખ લાગી છે'ની બૂમ પાડે જ છે. આથી વસ્તુનું ઉત્પાદન એકવાર થઇ જાય ને એનો ઉપભોગ પણ થઈ જાય એટલે પ્રશ્ન ઉકલી જતો નથી. ઉત્પાદન, વહેંચણી ને ઉપભોગ એ એક વર્તુળમાં સતત ઘૂમ્યા જ કરે છે. ત્રણેય એવાં ગાઢરીતે સંકળાયેલાં છે કે એમાંનું એક અધવચ્ચે ખોરવાઇ જાય તો ત્રણેની ગતિ ઉપર અસર પહોંચે છે. વસ્તુનો ઉપભોગ કેટલી ઝડપે થાય છે એ ઉપર જ ઉત્પાદનની ઝડપનો આધાર રહે છે; ને ઉત્પાદનની ઝડપ ઘટે ને વસ્તુની માગ એટલી જ રહે કે વધે તો એની કિંમત પણ વધે છે. પરિણામે દરેક વ્યક્તિને પોતાનું જમા–ઉધાર પાસું સરખું રાખવા માટે ઉપભોગ ઘટાડવો પડે છે.

સાબુ ઉત્પન્ન કરનારો કારખાનદાર બધા સાબુ પોતાના માટે નથી ઉત્પન્ન કરતો, પરંતુ વેચવા માટે કરે છે. આથી એને ઉત્પાદક કહેવાય; પરંતુ જે વ્યક્તિ એ સાબુનો ઉપયોગ પોતાની જરૂરિયાત સંતોષવા માટે કરે છે એને ઉપભોક્તા કહેવાય. દરેક માનવીની જરૂરિયાતો વિશાળ હોય છે; પરંતુ એ જરૂરિયાતોને પહોંચી વળવા માટે "નાણાં કોથળી" પણ પહોળી હોવી જોઇએ ને ? માનવીની પ્રાથમિક જરૂરિયાતો "રોટલો, ઓટલો ને ઓઢણાં"ની છે. એ ત્રણ તો જીવન જીવવા માટે જોઇએ જ, પરંતુ પ્રગતિશીલ સમાજની જરૂરિયાતો વધારે હોય છે. પાશ્ચાત્ય સંસ્કૃતિ જ્યારે વધુ ને વધુ માલના ઉત્પાદન ને ઉપભોગમાં માનવસમાજનું કલ્યાણ જુએ છે, ત્યારે ગાંધીજી જેવા આદર્શવાદી જીવનની જરૂરિયાતો ઘટાડવામાં ને ભૌતિક સુખને બદલે આધ્યાત્મિક સુખ વધારવામાં સમાજનું કલ્યાણ જુએ છે. આમછતાં એટલું નિર્વિવાદ છે કે દરેક સંસ્કારી માનવીની જરૂરિયાતો પછાત માનવીની જરૂરિયાતો કરતાં વધારે છે. જરૂરિયાતોના પણ ત્રણ વિભાગ પડે છે. એક તો પ્રાથમિક જરૂરિયાતો, બીજી રાહતદાતા જરૂરિયાતો ને ત્રીજી મોજશોખની જરૂરિયાતો. માનો કે એક વ્યક્તિની આવક ૨૦૦ રૂપિયા છે. એની પ્રાથમિક જરૂરિયાતો પાછળ એ ૧૦૦ રૂપિયા ખર્ચે છે, ત્યારપછી બાકીના પૈસામાંથી ૫૦ રૂપિયા એ સિનેમા જોવામાં, પુસ્તકો ખરીદવામાં, મુસાફરી કરવામાં કે શોખની વસ્તુઓ આણવામાં વાપરવાનો ને સિલકમાં રહેલા ૫૦ રૂપિયા એ ભવિષ્યમાં ઉપયોગી નીવડે એ આશાએ બેન્કમાં મૂકવાનો. જેમ એ માનવીની આવક વધે એમ એના અંદાજપત્રમાં ફેરફાર થયા કરવાનો ને મોજશોખની વસ્તુઓની ખરીદી વધ્યે જવાની. પરંતુ માનવીની જરૂરિયાતોને કોઇ મર્યાદા નથી ને તેથી એ મૃત્યુ પામે ત્યાં સુધીમાં એની બધી ભૌતિક મહેચ્છાઓ સંતોષાતી નથી. વળી એક જરૂરિયાત બીજી જરૂરિયાતને જન્મ આપે છે. ને અંતે મર્યાદિત આવકને કારણે બે જરૂરિયાતો એક બીજા સાથે હરીફાઈ કરે છે. ખૂબ કરકસર કરીને બચાવેલા ૪૦૦ રૂપિયા રેડિયો ખરીદવામાં વપરાય તો સાયકલ ખરીદવાનો વિચાર માંડી વાળવો પડે; પરંતુ ઑફિસે નિયમિત પહોંચવા માટે સાયકલ વધુ જરૂરી હોય તો રેડિયો ખરીદવાનો વિચાર ટોલ્લે ચડાવવો પડે.

આપણો સમાજ સ્વાશ્રયી નથી; આથી ગમે તેટલું ઇચ્છીએ તો પણ રૉબિન્સન ક્રૂઝો[1]ના જમાનાનું

૧. એક અંગ્રેજી બાળવાર્તાનો નાયક. જેણે જંગલમાં ફસાઇ જવાથી ત્યાં જ વસવાટ કર્યો ને પોતાની જરૂરિયાતની વસ્તુઓ જાતે જ ઉત્પન્ન કરી. અર્થશાસ્ત્રમાં સ્વાવલંબી અર્થકારણ(Self-sufficient economy)ને 'રૉબિન્સન ક્રૂઝો અર્થકારણ' તરીકે પણ ઘણા લેખકો ઓળખાવે છે.




અર્થકારણ આપણે પાછું આણી શકીએ એમ નથી. આજે ઉપભોક્તા ફક્ત બીજાએ ઉત્પન્ન કરેલા માલનો જ ઉપભોગ નથી કરતો, એની સેવાઓનો પણ ઉપભોગ કરે છે. શિક્ષકો, દાક્તરો, વકીલો, ન્યાયાધીશો વગેરે કાંઇ વસ્તુ ઉત્પન્ન નથી કરતા; છતાં એમની સેવાઓનો ઉપભોગ તો આપણે કરીએ જ છીએ. આથી જે મર્યાદિત, ભૌતિક ને અભૌતિક વસ્તુઓ, માનવીની જરૂરિયાતોને સંતોષે, એમને "આર્થિક સંપત્તિ" કહેવાય.

કુદરતે અમુક વસ્તુ સર્વસુલભ બનાવી છે ને અમુક દુર્લભ. સર્વસુલભ વસ્તુ પૂરતા જથામાં મળતી હોવાથી એને માટે પાઈ પણ ખર્ચવી પડતી નથી; આમછતાં એ જ વસ્તુનો ઉપભોગ લોકો સારી રીતે કરી શકે એવી સ્થિતિ સર્જવા માટે માનવીને પુરુષાર્થ કરવો પડે છે; આથી એ વસ્તુ સર્વસુલભ મટી જાય છે ને એ મેળવવા માટે કિંમત ચૂકવવી પડે છે. સાબરમતી નદી અમદાવાદ શહેરની વચ્ચેથી વહેતી હોવા છતાં અને એના પાણીના ઉપયોગ ઉપર કાંઇ પ્રતિબંધ ન હોવા છતાં આપણે શા માટે મ્યુનિસિપલ કોર્પોરેશનને પાણીવેરો આપીએ છીએ? કોર્પોરેશન એ પાણીનો જથો કરી નળ દ્વારા પાણી આખા શહેરને પૂરું પાડવા પાછળ ખર્ચ કરે છે એટલા જ માટે ને?

ખરીદેલી વસ્તુ કેટલા લાંબા ગાળા સુધી ટકે છે એ જોવામાં ઉપભોક્તાનો સ્વાર્થ સમાયેલો છે. ફળફળાદિ ને શાકભાજી ઝટ બગડતાં હોવાથી એનો ઉપભોગ ઝટ કરવો પડે છે; પરંતુ રાચરચીલું, યંત્રો, ઘર, પુસ્તકો, હીરામાણેક વગેરે લાંબા સમય સુધી ટકતાં હોવાથી એમનો ઉપભોગ ધીમે ધીમે પણ સારીરીતે થઇ શકે છે. વસ્તુનો ઉપભોગ કેવી રીતે થાય છે એ ઉપરથી પણ એનું વર્ગીકરણ થઇ શકે છે. જે વસ્તુ સીધીરીતે માનવજીવનની જરૂરિયાતો સંતોષવામાં વપરાય એને ઉપભોક્તૃ વસ્તુ (Consumer's goods) કહે છે. કારખાનામાં ઉત્પન્ન થયેલી વસ્તુઓ તથા અનાજ, શાકભાજી, ઘર, મોટર, રેડિયો વગેરેનો સમાવેશ આમાં થાય છે. આર્થિક વસ્તુઓના ઉત્પાદનમાં ઘણા મોટા ભાગનું પ્રમાણ ઉપભોક્તૃ વસ્તુઓનું જ હોય છે. કેટલીક વસ્તુઓ ખૂબ ઉપયોગી હોય છે, પરંતુ એ ઉપભોક્તાની તાત્કાલિક ને સીધી જરૂરિયાતો સંતોષી શકતી નથી. જે માલ સીધીરીતે ઉપભોક્તાના ઉપયોગમાં આવતો નથી, પરંતુ અન્ય માલ ઉત્પન્ન કરવાના ઉપયોગમાં આવે છે એને ઉત્પાદક માલ કહે છે. એમ કહી શકાય કે ઉપભોક્તૃ વસ્તુને તથા ઉત્પાદક માલને ત્રીજી પેઢીએ સગપણ છે. કાપડ ઉત્પન્ન કરનાર યંત્ર પણ મૂળ તો યંત્રમાંથી જ ઉત્પન્ન થયું ને? આથી જે યંત્ર કાપડ ઉત્પન્ન કરવાનું યંત્ર ઉત્પન્ન કરે એને ઉત્પાદક માલ કહેવાય.

આર્થિક સંપત્તિનો તરેહતરેહનો ઉપભોગ થઈ શકે. જેનો કાંઈ ઉપયોગ ન હોય એવી કોઈ વસ્તુ આર્થિક સંપત્તિમાં ગણાઈ શકે નહિ. કોઈ વસ્તુ એના મૂળ સ્વરૂપમાં જ ઉપયોગી હોય છે તો કોઇની ઉપયોગિતા વધારવા માટે એનું કલેવર બદલવું પડે છે. કોલસો આપણે સીધો બાળવા માટે જ વાપરીએ છીએ; પરંતુ લોખંડને ખાણમાંથી કાઢીને ઓગાળ્યા પછી એનાં પલંગ, પતરાં કે નળ બનાવીએ તો જ એ વધુ ઉપયોગી બને છે. ઘણી વસ્તુઓનો ઉપભોગ અમુક ઋતુમાં જ થઇ શકે છે. લોકો ગરમ કપડાં શિયાળામાં જ પહેરવાં પસંદ કરે છે, ને ફેશનેબલ યુવતીઓ બાદ કરતાં બીજાં બધાં છત્રી ચોમાસામાં વરસાદથી ને ઉનાળામાં ગરમીથી રક્ષણ મેળવવા માટે જ ઓઢે છે.

જુદા જુદા પ્રકારની વસ્તુઓનો ઉપભોગ લોકો પોતાની આવશ્યકતા ને શક્તિ અનુસાર કરે છે. પ્રાથમિક જરૂરિયાતો, રાહતદાતા જરૂરિયાતો ને મોજશોખની જરૂરિયાતો વચ્ચે સ્પષ્ટ રેખા દોરવી મુશ્કેલ છે, કારણ કે સમાજ જુદા જુદા વર્ગોમાં વહેંચાયેલો છે ને દરેક વર્ગની અમુક રિવાજી જરૂરિયાતો હોય છે. માંડ પેટપૂરતું વેતન મેળવતો મજૂર ઘરમાં ગ્રામોફોન વસાવે કે સોફા સેટ ખરીદે તો એ વિલાસી બન્યો





ગણાય; મધ્યમ વર્ગનો માનવી એમ કરે તો એણે રાહત મેળવવા માટે એમ કર્યું ગણાય; પરંતુ પૈસાદાર માટે એ ખરીદી સાવ સ્વાભાવિક ગણાય. દાક્તર મોટર ખરીદે તો એ એની આવશ્યકતા ગણાય. કોઇ ઉદ્યમી ધંધાદારી ખરીદે તો એ રાહત માટે ખરીદી ગણાય, પરંતુ ખાઇપીને પડ્યોપાથર્યો રહેનો કોઇ કાળાબજારીઓ ખરીદે તો એ વિલાસ ગણાય. ટૂંકમાં વિલાસ વ્યક્તિની આવક, સામાજીક મોભો ને માનસિક ગમા–અણગમા ઉપર અવલંબે છે.

જે સમાજમાં વધુ ગરીબો વસતા હોય ને સાધનસંપન્ન માણસો ખૂબ ઓછા હોય ત્યાં પ્રાથમિક જરૂરિયાતોની માગ વધુ રહેવાની ને મોજશોખની જરૂરિયાતોની માગ ઓછી. ઉપભોક્તાની આવક અને એ ખર્ચવાની એની પદ્ધતિ ઉપર એના જીવન ધોરણનો આધાર રહે છે. જીવનધોરણ એટલે જુદી જુદી જાતના માલના અમુક જથ્થાનો ઉપભોગ કરવા અંગે પડી ગયેલી પ્રણાલિકા સમાજની આર્થિક સ્થિતિ પ્રમાણે જ આ પ્રણાલિકા પડે છે. બધા ઉપભોક્તાઓનું જીવનધોરણ એકસરખું નથી હોતું, કારણ કે બધાની આવક જુદી જુદી હોય છે. સામાન્યરીતે મજૂર રોટલો ને દાળ ખાય છે, તો મધ્યમવર્ગ દાળ, ભાત, રોટલી ને શાક ખાય છે ને પૈસાદાર દાળ, ભાત, રોટલી, ત્રણ શાક, અથાણાં, પાપડ, ચટણી, ફળફળાદિ, દહીં, દૂધ, મીઠાઇ વગેરે ખાય છે. ઘણા વિલાસી પૈસાદારોમાં તો કુટુંબનાં દરેક માનવી દીઠ જુદી રસોઇ થાય છે. જેવું રસોઇની બાબતમાં એવું જ અન્ય જરૂરિયાતોની બાબતમાં સ્વાભાવિકરીતે બને છે. આપણા દેશની માથાદીઠ રાષ્ટ્રીય આવક ફક્ત રૂપિયા ૨૨૮ છે, જ્યારે અમેરિકાની રૂપિયા ૫,૧૧૯ છે; આથી આપણા સમાજનો મોટો વર્ગ પ્રાથમિક જરૂરિયાતો પણ પૂરી મેળવી શકતો નથી તો પછી વિલાસની જરૂરિયાતોનું તો પૂછવું જ શું?

ઉપભોક્તાની ખરીદ–ટેવો, એના વ્યવસાય, પ્રચલિત ફેશન, પ્રણાલિકા, શિક્ષણ ને મુસાફરી તથા જાહેરખબરો ને વેચાણકળા ઉપર અવલંબે છે. કદી કલ્પી પણ ન હોય એવી વસ્તુઓની જરૂરિયાત વેપારીઓ આકર્ષક જાહેરખબરો દ્વારા ઊભી કરે છે ને ઉપભોક્તા એ જાહેરખબર પાછળ ઘેલો થઇને એ વસ્તુ ખરીદે છે. દરેક ઉપભોક્તામાં વિવિધ પ્રકારની વસ્તુઓ ખરીદવાની, બીજાનું અનુકરણ કરવાની, બધી વસ્તુઓનો યોગ્ય સમન્વય કરવાની ને ખાસ જરૂરિયાતોની ચીજોને પ્રથમ પસંદગી આપવાની વૃત્તિ હોય છે જ. આથી એન્જલ્સ[૨]નો કુટુંબખર્ચનો નિયમ દરેક ઉપભોક્તા ઉપર વત્તેઓછે અંશે લાગુ પડે છે. આવક વધે એ પ્રમાણમાં વ્યક્તિનું ખોરાકી ખર્ચ નથી વધતું; પરંતુ શિક્ષણ, તંદુરસ્તી ને બીજી જરૂરિયાતો પાછળનું ખર્ચ જરૂર વધે છે. ઘણીવાર તો આવક વધવાથી ફક્ત મોજશોખ જ વધે છે. જો એમ ન હોત તો પ્રમાણમાં સારી આવક ભોગવનો આપણો અમદાવાદનો અભણ મીલ કામદાર બાલ્કની ને આરકેસ્ટ્રાની ટિકિટ ખરીદીને અંગ્રેજી ચિત્રો જોવા જાત ખરો?

ટૂંકમાં આર્થિક પ્રગતિનો ઘણો આધાર ઉપભોગ ઉપર છે. આજે આપણા સમાજનું જીવનધોરણ નીચું હોવાથી દરેક માનવી ઉત્પાદિત માલનો સારીરીતે ઉપભોગ કરી શકતો નથી. આથી વિવેકબુદ્ધિપૂર્વક એવી પરિસ્થિતિ સર્જવી જોઇએ કે જેથી ઉત્પાદિત માલનો ઉપભોગ દેશનો આમવર્ગ સારીરીતે કરી શકે ને રાષ્ટ્રની સંપત્તિનો વ્યય 'બહુજનહિતાય' થઇ શકે.×

---

૨. એ નામના અર્થશાસ્ત્રીએ પોતાના દેશના લોકોની ખરીદ ટેવો તથા જુદી જુદી જરૂરિયાતો પાછળના ખર્ચની તપાસ કરી ને એ તપાસને અંતે જે તારણો બાંધ્યાં એ એણે 'કુટુંબખર્ચના નિયમો' (Laws of Famıly expenditure) તરીકે પ્રસિદ્ધ કર્યા. આથી કુટુંબખર્ચના નિયમો એના નામથી ઓળખાય છે.

× અમદાવાદ આકાશવાણીના સૌજન્યથી.

★

# રશિયામાં ગર્ભરક્ષા

હરિંદ્રા પંડિત

આમે તેવો સુંદર મહેલ પણ અવાવરું રહે તો દીઠો નથી ગમતો. એનું આકર્ષણ ટકાવી રાખવા માટે વાળઝૂડ કરવી જ પડે છે. સંસ્કારનું પણ કાંઈક આવું જ છે. પ્રજાના જીવનમાં સંસ્કારનો પ્રવાહ અવિરતપણે વહ્યા કરે તો જ પ્રજાનું ચારિત્ર્ય ખીલે છે. રશિયામાં વેશ્યાસંસ્થા નાબૂદ કર્યા પછી સત્તાધીશો 'ગંગા નાહ્યા'નું પુણ્ય મેળવ્યું માની બેસી ગયા હોત તો 'મિયાં ઠેર ના ઠેર' જેવી દશા ઉદ્‌ભવત; પરંતુ એમણે વેશ્યાસંસ્થા ને ગુપ્ત રોગોનો નાશ કર્યા પછી પણ દુરાચાર વિરુદ્ધ લડવાનું ચાલુ રાખ્યું, માનવીને અનીતિ પંથે દોરે એવી બધી જ પરિસ્થિતિ સામે એમને લડવું હતું; આથી એમણે કમર કસી. વેશ્યાવૃત્તિ કાયદેસરરીતે બંધ થવા છતાં દુરાચાર નિર્મૂળ નહોતો થયો. ઘણા દેશોમાં એવો સામાન્ય કાયદો પ્રચલિત હોય છે કે જે સ્ત્રીને પોતાનું શરીર વેચવાની દુકાન ખોલવા ઉપર કડક પ્રતિબંધ મૂકે છે; પરંતુ એ ઉપરથી એવું તારણ તો ન જ બાંધી શકાય કે તે દેશનો સમાજ સદાચારી થઈ ગયો છે. મુંબાઈ રાજ્યમાં કાયદા વડે દારૂ વેચવા ને પીવા ઉપર પ્રતિબંધ મૂકાયો છે; પરંતુ એથી દારૂ પીનારાઓ દારૂ પીતા ઓછા બંધ થયા છે? કાયદો પ્રજા ઉપર ઠોકી બેસાડવાથી પ્રજા સંસ્કારી બની જતી હોત તો વિશ્વમાં કોઈ દેશ આજે અસંસ્કારી ન હોત. જ્યારે પ્રતિબંધો આવે છે ત્યારે એમાંથી છૂટવાની છટકબારીઓ શોધાય છે ને પરિણામે ઘણા દેશોમાં વેશ્યાસંસ્થા ગેરકાયદેસર ઠરી હોવા છતાં જુદાંજુદાં સંસ્કાર મંડળોના ઓઠા નીચે એ ધંધો ચાલુ રાખે છે. થોડા મહિના પહેલાં જ અમેરિકામાં 'નર્સિંગ હાઉસ,' 'મસાજ પાર્લર', 'બ્યૂટીશૉપ' વગેરે નામના ઓથા નીચે ચાલતાં વેશ્યાગૃહો ઉપર વેધક પ્રકાશ ફેંકતો એક લેખ છાપાંમાં પ્રસિદ્ધ થયો હતો. જેવી દશા અમેરિકામાં છે એવી જ દશા જુદા જુદા દેશોમાં 'નાઈટ કલબો,' 'બૉલ રૂમો' ને હોટેલોમાં પ્રચલિત છે. આવાં સ્થળોએ ચાલતા અનીતિના અખાડા વિશે પોલિસ બધું જાણતી હોવા છતાં આંખમીંચામણાં કરે છે ને પરિણામે ગુનેગારો કાયદાની ચુંગાલમાંથી ગમે તે

> નીતિના રૂપાળા નામની ઓથ પાછળ અનીતિના અખાડા ચલાવતો સમાજ જ્યારે પોતાની આખી સૂરત પલટાવી નાખે છે ત્યારે કોઈ આપખૂદી કાયદા કે જોરજુલમ ભાગ ભજવતા નથી હોતા. માનવને સુપંથે વાળવા એનામાં નીતિની સાચી સમજ ઊગવી જરૂરી છે—પછી એ અનીતિ તરફ ઢૂંકશે પણ નહિ. જે રાષ્ટ્ર વિશે આવી તો કેટલીય સાચીખોટી સંભળાય છે એ આજે તો પોતાની નવજાત પલટને આસ્વાદી રહ્યું છે.

બહાનું કાઢીને છટકી જાય છે. આથી એટલું ફલિત થાય છે કે કાયદો અનીતિ અટકાવવાનું એક અમૂલ્ય સાધન હોવા છતાં, એના ઉપર જ મુસ્તાક રહેવાથી આવા પ્રશ્નો ઉકેલી શકાતા નથી.

રશિયન સત્તાધીશો કાયદાની મર્યાદા બરાબર સમજ્યા હતા; આથી એમણે કાયદાઓ પસાર કરવાને બદલે સદાચારનું ધોરણ ઊંચું આણ્યું. લોકો પોતે જ જ્યારે અમુક રૂઢિના વિરોધી બને છે ત્યારે કાયદાની ખાસ જરૂર પડતી નથી. લોકોનાં મન જ્યારે સાચું-ખોટું કે પોતાનું હિત-અહિત સમજતાં થાય છે ત્યારે કાયદાનો ભંગ કરવાની વૃત્તિ જ એમનામાં નથી જન્મતી; ને કદાચ કોઈ રડીખડી વ્યક્તિના હૃદયમાં એવી વૃત્તિ જન્મે તો એને સમાજમાં માનભેર રહેવું ભારેભારે થઈ પડે છે. આથી રશિયામાં પહેલાં તો સમાજમાં વેશ્યાસંસ્થા પ્રત્યે ખૂબ સૂગ ઉત્પન્ન કરવામાં આવી ને પછી યોગ્ય માનસિક વાતાવરણ ઊભું થયું એટલે કાયદા પસાર કર્યા. જો કે કાયદા પસાર થયા ત્યારે બધા જ એમને આવકારવા માટે ખડેપગે તૈયાર હતા. રશિયન કાયદાઓની એ એક વિશિષ્ટતા છે કે માનસિક નિર્બળતાને કારણે પતનમાર્ગે ગયેલાઓ ઉપર એ સહાનુભૂતિભર્યો કાબૂ જમાવે છે. નરસી ટેવોનો પ્રભાવ જલદી પડતો હોવાથી થોડાક અંકુશ અનિવાર્ય બને છે. વેશ્યા સંસ્થાઓ જુદાં જુદાં





સોહામણાં નામ નીચે વિકાસ ન પામે એ માટે પ્રજાની ધૃણાવૃત્તિને ખૂબ સતેજ બનાવવામાં આવી છે. પરિણામે આજે ત્યાં એવી સ્થિતિ પ્રવર્તે છે કે કોઇ ભલાભોળા માણસને પણ લાચાર બનાવીને આ બદીના ખાડામાં ધકેલવાનો આવકાશ નથી રહ્યો.

દુરાચારના એક અતિ મજબૂત અંગને નિર્મૂળ કર્યા બાદ સત્તાધીશોએ બીજી બાજુ નજર દોડાવી. ગર્ભહત્યાના સર્વત્ર વ્યાપક બનેલા રોગમાંથી રશિયા પણ બાકાત ન હતું. ગર્ભપાત થવા માટે અનેક કારણો જવાબદાર હોય છે; કોઇક શારીરિક ખોડ કે નાદુરસ્તીને કારણે, મગજ ઉપર સખત આંચકો લાગવાને કારણે કે ભીડમાં ધક્કા વાગવાને કારણે પણ ઘણીવાર ગર્ભપાત થઇ જાય છે. એવા અકસ્માતથી થયેલા ગર્ભપાત સાથે આ લેખને નિસ્બત નથી; પણ જાણીબૂઝીને કરાવવામાં આવતી ગર્ભહત્યાનો પ્રશ્ન તો ખૂબ વિચારણા માગી લે છે. એ ગર્ભહત્યા પણ એક પ્રકારનું ઠંડુ ખૂન છે—પાપ છે, અનાચાર છે. ધર્મગુરુઓ ને વૈજ્ઞાનિકો પણ કબૂલે છે કે ગર્ભપાત કરવો એટલે કોઇપણ નવો જીવ સંસારમાં જન્મે એ પહેલાં એનો ઘડો લાડવો કરવો. પરિણામ એ આવે કે સ્ત્રી માતૃત્વની જવાબદારીમાંથી મુક્ત થાય ને જીવ આ દુનિયામાં પ્રવેશ મેળવતાં પહેલાં જ 'ગચ્છન્તિ' કરી જાય. આધુનિક યુગમાં સ્ત્રીઓને સંતતિનિયમન ગમે છે; પરંતુ સંતતિનિયમન તો ગર્ભ રહેતો અટકાવવા માટે છે, રહેલા ગર્ભની હત્યા કરવા માટે નહીં. વૈજ્ઞાનિક સાધનોના ઉપયોગ દ્વારા સંતતિનિયમનનો પ્રચાર કરનારાઓ ઉપર હત્યાના આરોપસર સજા કરી શકાય ખરી ? ઉત્તર સ્વાભાવિક રીતે નકારમાં આવે છે. કેટલીય સંસ્થાઓ છડેચોક સંતતિ નિયમનનો પ્રચાર કરે છે. ઘણા દેશોમાં વધતી જતી વસ્તીનો પ્રશ્ન સરકારને મૂંઝવે છે; પરંતુ એના ઉકેલ માટે સરકાર જ કૃત્રિમ સાધનો વડે સંતતિ નિયમનની ચળવળને ઉત્તેજન આપે છે. રશિયામાં પરિસ્થિતિ સાવ જુદી છે. ત્યાં સંતતિનિયમન માટે નહીં, પરંતુ સંતતિવર્ધન માટે ઇનામો વહેંચવામાં આવે છે. દર વર્ષે ૭૫ કરોડ રૂપિયા માતાઓની સેવાર્થે ખર્ચવામાં આવે છે. વધારે બાળકો ઉત્પન્ન કરનારી માતાઓને ખૂબ માન આપવામાં આવે છે. 'મેટર્નિટી મધર, "ઑર્ડર ઑફ મધર્સ ગ્લોરી' ને 'હિરોઇન મધર' એવા ત્રણ જાતના ઇલ્કાબ માતાના સન્માનાર્થે એનાયત થાય છે. વળી દરેક સગર્ભા સ્ત્રીને દાક્તરી મદદ, જરૂરી રજાઓ અને અન્ય પ્રકારની રાહતો આપવામાં આવે છે. ત્રીજું બાળક જન્મે એટલે દરેક સ્ત્રીને ૪૦૦ રૂપિયાનુ ઇનામ મળે છે, ચોથું બાળક જન્મે એટલે ૧૨૫૦ રૂપિયા ઇનામ ને ૮૦ રૂપિયા માસિક ખર્ચ પેટે આપવામાં આવે છે. પાંચમું બાળક જન્મે ત્યારે ૧૭૦ રૂપિયા ઇનામ ને ૧૨૦ રૂપિયા માસિક ખર્ચ પેટે માતાને મળે છે. આ પ્રમાણે દસ બાળક સુધી ચાલે છે. અગિયારમું બાળક અવતરે એટલે ૫૦૦૦ રૂપિયા ઇનામ ને ૩૦૦ રૂપિયા માસિક ખર્ચ પેટે મળે છે. વિધવા માતાઓને દરેક બાળકદીઠ એ ૧૨ વર્ષનાં થાય ત્યાંસુધી ૧૯૦ થી ૨૦૦ રૂપિયા સુધીની મદદ મળે છે. નોકરી કરતી સ્ત્રીઓ પોતાના બાળકોને કામકાજના કલાકો દરમિયાન બાળકગૃહોમાં મૂકી શકે છે. આ બાળકગૃહોમાં બાળકોની ખૂબ દરકાર લેવામાં આવે છે ને તેથી રશિયન સ્ત્રીઓને માતૃત્વ બંધનરૂપ નીવડતું નથી.

કેટલીક સ્ત્રીઓ મા બનવા નથી માગતી હોતી ને છતાં જો ગર્ભ રહી જાય તો ગર્ભપાત કરાવવાનો પ્રશ્ન ઉદ્ભવે છે. સ્ત્રીઓનું હૃદય પુરુષો કરતાં વધુ કોમળ છે એમ કહેવાય છે. તો પછી એ સ્ત્રીના હૃદયમાં ગર્ભપાત કરાવવાનો ક્રુર વિચાર કઇ રીતે ઉદ્ભવતો હશે ? એ હૃદયની વૃત્તિને પરાણે કચડીને ગર્ભપાત કરાવતી હશે ? સંભવ છે કે આવાં કૃત્યો માટે સામાજીક પ્રતિષ્ઠાનો ભય, એને પરિણામે જન્મતી લાચારી કે કોઈનો વિશ્વાસઘાત જવાબદાર હોય. અનિચ્છા હોવા છતાં સમાજના ભયે એ બિચારી પોતાની કોમળ ભાવનાઓને છુંદવા તત્પર બને તો એમાં કાંઇ નવાઇ જેવું નથી; પરંતુ સ્ત્રીની ભાવના વધુ ઉન્નત બનાવવામાં આવે અને આ લાચારી કે ભયના મૂળમાં જે કારણો છૂપાયેલાં છે એમને દૂર



કરવામાં આવે તો આખો પ્રશ્ન સહેલાઈથી ઉકલી શકે.

આપણે ત્યાં પહેલાં લોકલાજના ડરને લીધે ગર્ભપાત કરાવવામાં આવતો; પરંતુ હવે મોટા મોટા કુટુંબની સ્ત્રીઓ પણ પોતાના કુટુંબનું જીવનધોરણ ઊંચું રાખવા માટે સંતતિનિયમનના સાધનો વાપરે છે. છતાંય જ્યારે એમને એમાં નિષ્ફળતા મળે ત્યારે ગર્ભપાત એ એક જ માર્ગ એમને સૂઝે છે, પણ યુરોપ ને રશિયામાં તો બીજાં અનેક કારણોસર સ્ત્રીઓ ગર્ભપાત કરાવે છે. ધંધા ને રોજી માટે મુક્તિ મેળવવા અર્થે પણ સ્ત્રીઓ એમ કરવા પ્રેરાય છે. પ્રથમ વિશ્વયુદ્ધમાં પુરુષો સારી સંખ્યામાં મૃત્યુ પામવાથી યુરોપમાં સ્ત્રીઓને એમની જગાએ કામ કરવા જવું પડે છે. આથી જો સ્ત્રી માતા બને તો એની કમાણી અટકે ને બેકારી આવે તો ખાવાનાં સાંસાં રહે. આથી ત્યાં એક એવી માન્યતા પ્રચલિત બની છે કે ગર્ભ ધારણ કરવો ને બાળક જન્માવવું એ એક પ્રકારની જંજાળ છે. વળી બાળકો વધી પડે તો એમના પાલનપોષણનો પ્રશ્ન હેરાનગતી ઊભી કરે; આથી એ બધી લપમાંથી મુક્ત રહેવામાં સ્ત્રીને મઝા પડે છે. સૌંદર્ય ને ફૅશન પાછળ ઘેલી બનતી કેટલીક યુરોપીય મહિલાઓમાં તો એક એવી માન્યતા પ્રચલિત બની છે કે બાળકને જન્મ આપવાથી સૌંદર્યની ક્ષતિ થાય છે ને શરીરનો આકાર બેડોળ બની જાય છે. આથી જ ત્યાં **येनकेन प्रकारेण** બાળજન્મ અટકાવવા માટે સ્ત્રીઓ વલખાં મારતી હોય છે. સંતતિ–નિયમનનાં સાધનોથી સફળતા ન મળે તો ગર્ભપાત કરાવવામાં એમને જરાય દુઃખ નથી થતું. હિંદમાં પણ પશ્ચિમની આ વિચિત્ર માન્યતાએ ઘર ઘાલ્યું છે. પ્રસૂતિમાં સ્ત્રીને શારીરિક વેદના સહન કરવી પડે છે તેવી જ વેદના કૃત્રિમ કસુવાવડમાં ક્યાં નથી સહેવી પડતી? પરંતુ બાળક જન્મે તો તો જીવનભર એના પાલનપોષણની જવાબદારી ઉઠાવવી પડે ને? ગર્ભપાત કરાવવાથી એ બધી મુશ્કેલી ટળે છે એવા વિચારો પણ ત્યાં ઠીકઠીક પ્રચાર પામ્યા છે.

રશિયન વૈજ્ઞાનિકોએ આ પ્રશ્નનું ખૂબ ઊંડું પૃથક્કરણ કર્યું અને અંતે ગરીબી તથા દુરાચારને આ રોગનાં મૂળ ગણાવ્યાં. જો સ્ત્રીઓની આર્થિક ચિંતા દૂર કરવામાં આવે તો આ પ્રશ્નનો થોડો ઉકેલ આવે એમ એમને સમજાયું. ઝારના સમયમાં આ રોગને પરિણામે ૨૫,૦૦૦ સ્ત્રીઓ, દર વર્ષે મરતી હતી. કાયદો પણ કડક હતો ને કોઈ દાક્તર ગર્ભપાતનો કેસ હાથમાં લેતો નહીં. કારણ કે એ જો ગર્ભપાત કરાવી આપે તો ગુનાને પાત્ર ઠરતો હતો. રશિયામાં પહેલાં તો ગર્ભપાતની વિરુદ્ધ ચળવળ ઉપાડવામાં આવી, પરંતુ નવાઈની વાત છે કે પાછળથી બધા જ દાક્તરોને ગર્ભપાત કરાવી આપવાની છૂટ આપવામાં આવી. આથી ઘણા લોકોને લાગ્યું કે હવે ગર્ભપાતની સંખ્યા વધશે. પરંતુ પરિણામ ધાર્યા કરતાં ભિન્ન આવ્યું. બીજું એક મહત્વનું પગલું સત્તાધીશોએ એક સંસ્થા ખોલીને ભર્યું. આ સંસ્થાનું કાર્ય ગર્ભહત્યાના કામમાં મદદ કરવાનું નહીં, પરંતુ ગર્ભહત્યા કરાવવા આવેલી સ્ત્રીઓના માનસનો અભ્યાસ કરી એમને બરાબર સમજાવીને પાછી વાળવાનું હતું. આવી ઇસ્પિતાલો બહુ જ લોકપ્રિય ને સફળ નીવડી. ઇસ્પિતાલની દર્દીઓ માટેની સલાહકાર સમિતિ દર્દીઓ પ્રત્યે ખૂબ સહાનુભૂતિ રાખતી ને ઊંચનીચ સૌ પ્રકારની સ્ત્રીઓને સાચા હૃદયથી સહાય કરતી. થોડાં જ વર્ષોમાં લગભગ ૫૧૦/૦ સ્ત્રીઓ ગર્ભપાત કરાવતી અટકી. બાકીની ૪૯૦/૦ સ્ત્રીઓ અનેક સમજાવટો છતાં માતા બનવા નહોતી માગતી. આથી એમના પર શસ્ત્રક્રિયા કરવામાં આવી. ગર્ભહત્યા કાયદેસર બની એટલે ૧૨ વર્ષમાં ત્રણ લાખ સ્ત્રીઓના જીવ બચ્યા, પણ રશિયન અધિકારીઓનો હેતુ બીજો હતો, એટલે આ આંદોલનને બીજી તરફ વળાંક લીધો. ગર્ભપાત કરાવવા આવનારી બધી સ્ત્રીઓ કાંઈ ચારિત્ર્યહીન નહોતી, આથી ગર્ભપાતનાં કારણોની શોધ થવા માંડી ને પછી એ કારણો જ દૂર કરવાના પ્રયત્નો રશિયન સરકારે આદર્યા.

દરેક સગર્ભા સ્ત્રીને મફત દવા ને દાક્તરી મદદ





મળવા લાગ્યાં. સુવાવડ પહેલાં ચાલુ પગારે પાંચ અઠવાડિયાંની રજા, ને સુવાવડ પછી પણ છ અઠવાડિયાંની રજા આપવામાં આવી. માતા બન્યા પછી સ્ત્રી નોકરીએ પાછી જોડાવા માગતી હોય તો એને કાંઇ મુશ્કેલી ન નડતી, કારણ કે નોકરીના કલાકો દરમિયાન બાળકની સંભાળ લેવા માટે રાજ્ય તરફથી બાળગૃહો ખોલવામાં આવ્યાં હતાં ને બાળકના નિભાવ-ખર્ચમાં રાજ્ય પણ થોડો ફાળો આપતું હતું. રાજ્યનાં બાળગૃહોમાં બે મહિનાના બાળકથી માંડીને પાંચ વર્ષ સુધીનાં બાળકોની મફત સંભાળ રાખવામાં આવતી. વળી રીસેસના કલાકો દરમિયાન માતા પોતાના બાળકને દૂધ પીવડાવવા જઇ શકતી. બાળકોને કપડાં તથા રમકડાં અંગેની સહાય પણ રાજ્ય તરફથી મળતી.

આજે રશિયાની સ્ત્રીઓ સદાચારના આદર્શને સફળ બનાવી શકી છે, જીવનમાં માતૃત્વનો લહાવો લૂંટવા છતાં એ પોતાની અન્ય કામગીરી સારી રીતે બજાવી શકે છે. બાળકોને એ પ્રેમપ્રદાન કરી શકે છે અને આર્થિક જવાબદારીનું વહન પણ કરી શકી છે. આજે એમની કોમળ ભાવનાઓ વધુ ઉન્નત બની હોવાથી એમનું કૌટુમ્બિક જીવન ખૂબ સુખી છે.

ગાડું ચીલે ચડી ગયું ત્યાર પછી રશિયન સરકારે એક મહત્વનું પગલું ભર્યું છે ને તે થોડાં વર્ષ માટે કાયદેસર ઠરાવેલા ગર્ભપાતને ગેરકાયદેસર ઠરાવવાનું. આજે આખું રશિયા ગર્ભહત્યાને એક હલકું કાર્ય માને છે એટલે રશિયામાં આ બદી આજે નહીંવત્ છે. રશિયા જે રાહે ચાલીને આ સિદ્ધિ મેળવી શક્યું એ જ રાહે ભારતે ચાલવું જોઇએ એવો નિયમ નથી, પરંતુ ભારતના સમાજહિતચિંતકો ઝટ કાયદાનો આશ્રય લેવાની વૃત્તિ છોડીને પ્રશ્નનો મૂળગામી ઉકેલ શોધતાં શીખે ને પરિસ્થિતિ અનુસાર વર્તીને ધીમેધીમે સમાજને પ્રગતિપંથે લઇ જાય તો ભારત પણ જરૂર સફળતા પ્રાપ્ત કરી શકે. બાકી કાયદા ઘડવાથી સમાજ આદર્શ બની જશે એ ભ્રમ વર્તમાન પરિસ્થિતિથી જ્ઞાત માનવી સેવે તો એ અક્કલનો ઓછો ગણાય.×

×હિંદી નયાહિંદના શ્રી સુજીબ રઝવીના લેખને આધારે

☆

## કલ્પના

કવિ ! કલ્પનાનો તારો કનકવો ચગે.
કનકવો ચગે એ જાણે તારો તગતગે !
અલંકારથી અલગારી
ફીરકી શબ્દની શણગારી;
રૂપેરી કલાની તારી
દોરી ઝગમગે !
કવિ ! કલ્પનાનો તારો કનકવો ચગે.

લાગી જાય એ શું લગની,
દૃષ્ટિ જાય ઊંચી જગની,
ઊંચે એમ ઊંચે ઊંચે
વૈકુંઠે પુગે !
કવિ ! કલ્પનાનો તારો કનકવો ચગે.

સરોજ

# સુખદ પળ

ભલે દુઃખથરો થયા, પણ ઉખાળતા સુખની
અમૂલ્ય પળ આપણી—સુખદ—આજ દુઃખી ન હું.
સ્મરે ફલક ચક્ષુએ પ્રિય સુહાસિની! એ લહું,
ખસી નહિ શકે કદા સુરખિ, હું ભલે દુઃખની
અબોલ દુનિયા મહીં વસું, છતાંય એ આપણી
નિશા સમયની સુખી-સુખદ વીસરું એ ઘડી?
સુઓષ્ઠ, અધરો મળ્યા, ઉભયો વિમળા! લડી
રહી વરસતી ઝડી ચિર સુધી પરસ્પર ઘણી!

પછી વહન કૈંક થાય દિન તે છતાં એ ફરી
કદી પળ ન આવતી, સુખદ,—એ ય આજે મને
સમુદ્ર નવડાવતી દુઃખદ દુઃખ સાથે ભરી
ભલે સમય તે પરે સુખદ હતી મને વા તને.
સહું દુઃખ ભલે પ્રિયા!—દુઃખ વિના જગે ના મળે
ખરું સુખ,—જણાય: દુઃખ ખરું જાણ્યું તેનું ફળે!

જયન્ત પરમાર

[ લાંબી સાનેટગાથામાંનું એક: સ્વતંત્ર છતાં સંકળાયેલું ]

## દિવ્યગાન

ગીત એવું કોણે ગાયું....
મારા હૈયાએ હેતથી વધાવ્યું,
એ ગીત એવું કોણે ગાયું ?
અંધારી રજનીના ઘેરા અંધારામાં
સ્વર્ગનો સુગંધ ભરી લાવ્યું,
કે ગીત એવું કોણે ગાયું ?
તાલે તરબોળ, સૂર સંગીતે સીંચેલું
નવલા કો' રસમાં વણેલું
કે ગીત એવું કોણે ગાયું ?
ઊર્મિનાં ઓઘ ભરી આશાનાં દીપ ધરી
પ્રેરણાના પ્રાણ પૂરી લાવ્યું
કે ગીત એવું કોણે ગાયું ?
જીવન ઝંઝાનિલોની ઘેરી ઘટમાળમાં
અમૃત કટોરી ભરી લાવ્યું,
કે ગીત એવું કોણે ગાયું ?
સુણતાં સરી જતું ને મનડામાં ગુંજતું
હૈયાનાં હેતમાં ઝબોળ્યું
કે ગીત એવું કોણે ગાયું ?
ગૂઢા ભાવે ભરેલું કોમળ કંઠેથી સર્યું
ઝીલતાં ઝીલતાંમાં ના ઝીલાયું,
કે ગીત એવું કોણે ગાયું ?

ભાનુ પંડ્યા

☆

## બુદ્ધિ અને હૃદય

'પરૂષતા પૌરુષમાં છલાછલ,
અંતસ્તલે રે છલકે હલાહલ;
પ્રત્યેક શ્વાસે શ્વસતો અસત્ય,
રે સત્યનું સ્વપ્ન !' સખી ઉવાચ !

'ઘટે ન આવું વદવું અસત્ય,
અતિશયોક્તિ ભરી ઉક્તિ સત્ય !
તોળાય પલ્લે નહીં એક આંખે,
દેખાય, સત્યાંશ, ન પૂર્ણ સત્ય.'

પૃથક્ દિશે, મંગલ કો ક્ષણોમાં,
ભેટયાં, હસ્યાં ને ક્ષણમાં લડી પડયાં.
'રે ભિન્નતા આવરણો ક્યાં નડયાં ?
અતાગ સ્નેહે અહ આમ શું અડયાં ?'

'બુદ્ધિ ધપે ઉત્તર-દક્ષિણે ને,
રે અંતરો અંતરને સહે ના.'

અનામી

☆

કવિ કવિતાની ફાળો ભરવા લાગે છે ત્યારે એ આભ ને ધરતીની વીણા વીણીને ઉપમાઓ એકઠી કરી લે છે. દિવ્યગાનના ગાયક કવિ પાસે આવેલી એકેય ઉપમા જેમ વામણી નથી લાગતી તેમ વૃત્તબદ્ધ કાવ્ય બુદ્ધિ અને હૃદયના કવિ પાસે દાંપત્ય કલહના પ્રશ્નોત્તરો પણ બુદ્ધિ અને અંતરને જુદા પડવા ન દેવાનો કેવો હળવો ઠપકો આપી જાય છે ?




## [૧૦] ખોપરીની મિજબાની

તમને પ્રશ્ન ઊઠે છે કે, આ સફરના પ્રસંગો સાચા કે કલ્પિત હશે? એ વિષે લેખક અહીં ખુલાસો કરે છે. ખુલાસામાં પણ અનુભવની આરસી જીવનનું એક પ્રતિબિંબ દેખાડી જાય છે.

[ મુંબઈ-માટુંગાના બાગમાં શ્રી પિતાંબર પટેલ મળ્યા. તેમણે પૂછ્યું : તમારી સફરના પ્રસંગો ખરા જ છે?

મેં મારી વાચાશક્તિ પ્રમાણે ઉત્તર આપ્યો. મને લાગ્યા જ કરતું હતું કે, મારી આ સફરમાં વાચકોને શું રસ પડશે? જે કંઈ બન્યું તે હું કેવળ લખી જાઉં છું, હું કોઈ નવલકથા કે નવલિકા જેવા સાહિત્યનો લેખક નથી, એ પ્રકારના સાહિત્યમાં વાચકોને ક્યાં રસ પડે છે એ હું જાણું તો નથી. મારી સફરના પ્રસંગોમાં એવો કોઈ રસ હોય છે કેમ તેનો કશો જ બોધ મને નથી. આવી મુંઝવણ અનુભવતાં મેં લખ્યા કીધું. તેથી લખવામાં મને પોતાને રસ પડ્યો નથી; જે લેખકને હોય છે. આ પ્રસંગમાં વાચકને શું રસ પડશે? આવા પ્રશ્ને હું સંકોચ અનુભવીને કેટલાક પ્રસંગો છોડતો ગયો છું. કદાચ એ વધારેમાં વધારે રસપ્રદ નીવડે!

'મારી સફર' વિષે એક અંગત ખુલાસો કરી લઉં. વાંચક મિત્રોને તે વધારે ઉપયોગી બનશે.

આ સાચું હશે? એમ કોણ કહે? એવી શંકા એને જ થાય, જેના અનુભવમાં એવું નથી આવ્યું મારી પરિસ્થિતિમાં કોણ મૂકાય અને કોને એવા અનુભવ થાય? એટલે મારા અનુભવને મારી રીતે સમજતાં તો કેવળ કલ્પના જ કરવી રહી. બાવાઓને તમે નિત્ય જુઓ છો. તેમને પૂજો છો, તેમના નિત્યના પરિચયમાં આવો છો. છતાં બાવાનું જીવન શું છે, એ તમે કદી નહિ સમજી શકો. તમે પોતે બાવા બનો તો જ તે સમજાય. છતાં ય તમે જેટલી કક્ષાના બાવા હશો તેટલું જ બાવા-જીવન તમને સમજાવાનું. બીજું તો એમ જ રહી જવાનું.

મારી અગિયાર વર્ષની વયથી મેં આ જગતની મુસાફરી આરંભી હતી. અગિયારમે વર્ષે મેં ઘર છોડેલું. ત્યારથી આજ સુધી, એટલે ચાલીશમાં વર્ષે—પૂરાં ઓગણત્રીસ વર્ષ સુધી—એક સ્થાનમાં એક વર્ષ ટકીને ભાગ્યે જ રહ્યો હોઈશ. જીવનનો કોમળમાં કોમળ સમય અને ઉછળતા પૂર શો મત્ત સમય પણ મેં સંયોગોની ભીંસમાં, મથામણમાં અને અનિશ્ચિત પરિણામની રાહમાં વિતાવ્યો છે. ઘોડે ચડી, મલપતા માંડવે જઈ, લાડી પરણી, જીવનની મહાનમાં મહાન હોંશ પૂરી કરવાના સૌને કોડ જાગે તેવે કાળે, તેવી વયે માથે મોતનું કફન બાંધીને, દેશની પરાધીનતા મિટાવવા, ક્રાંતિકારી તરીકે ભૂખ્યો ને તરસ્યો, વગડામાં ને વેરાનમાં ભટકતો હતો. મારા એક સાથી સત્યાનંદને કાશીમાં ફાંસીની સજા મળી. ત્યારે આંસુભીની આંખે બાબુ શ્રીપ્રકાશે (હાલ સંસદમાં એક પ્રધાન છે) મને કાશી છોડીને ચાલ્યા જવા કહ્યું. પીઠ થાબડીને કહ્યું : તારા જેવા વીર યુવાનને બરબાદ થતો હું જોઈ નથી શકતો...આમ કહી બાબુ શ્રીપ્રકાશે અમદાવાદ સુધીની ટિકીટ કપાવી આપી.

છતાં મેં તો જીવન એક સંકલ્પમાં દાન દઈ દીધું હતું. ક્રાંતિકારી તરીકે એવી સ્થિતિમાં જીવવું પડ્યું છે કે જેનું સ્મરણ કરતાં આજે મને જ લાગે છે કે આવું બને ખરું?





સેંકડો બંદૂકધારી સિપાઇઓ અને બડાબડા નિષ્ણાત પોલિસ અધિકારીઓના ઘેરામાંથી હું એક નમૂછિયો છોકરો છટકી શકું, એ પ્રસંગ સંભારું છું તો લાગે છે કે એ કોણ જાણે કેમ બની ગયું. એવું બને તો હવે એમ બચી શકું ખરો ? હિમ્મત ના કહે છે.

તમે વાંચકો તો મારા એવા અનેકવિધ જીવનથી તદ્દન અજાણ્યા છો. તો પછી તમને એમાં શંકા જ થાય કે આમ બનતું હશે? આ ખરું હશે? મારે તમને વિશ્વાસ આપવો રહ્યો કે હા, એ બધું સાચું છે.

મેં જે અનુભવ્યું છે, એમાંથી મેં જે મેળવ્યું છે, એ બધું પૂરેપૂરી રીતે તો હું લખી નથી જ શકતો. કેટલુંક સમજાવવા માટે મને વાક્યો જ નથી મળતાં. એક વાત હું સમજું છું, પરંતુ સમજાવવાની કોઇ ભાષા નથી મળતી.

પ્રસંગ બને છે, એનો અનુભવનાર તો હું જ છું. એ પ્રસંગને કેવી રીતે લખવો કે વાંચનાર એ વાંચીને, એ પ્રસંગને મારા જેટલો જ અનુભવી કે સમજી શકે! 'આ અશક્ય લાગ્યું છે. એક પણ પ્રસંગ આવી રીતે હું નથી લખી શક્યો.'

પ્રસંગ કેમ બન્યો તેનું વર્ણન લખી શકાય છે. તેનો અનુભવ તો લખીને સમજાવી શકાતો જ નથી; અને ખરું મહત્ત્વ અનુભવનું છે. પ્રસંગ ત્યારે ગૌણ બની જાય છે.

એ અનુભવમાંથી એક દ્રષ્ટિ, એક સમજ અને એક એવો બોધ મળે છે, જે ખરેખર જીવનને શાંતિને માર્ગે દોરી જાય છે. એવી શાંતિ કે જેનો કદી લોપ થતો નથી. બરફનો સ્પર્શ થતાં કલ્પવું કે માનવું નથી પડતું કે બરફ ઠંડો લાગે છે. એનો અનુભવ જ એવો થાય છે. પ્રસંગ વાંચતાં વાંચકને પણ એમ જ લાગવું જોઇએ કે પોતે એ પ્રસંગ અનુભવે છે. પરંતુ એવું ભાગ્યે જ કોઈ લેખક લખી શકતો હોય.

જે વાંચકો મારા પ્રસંગો સાથે પોતાના એવા પ્રકારના ગમે તે પ્રસંગના અનુભવને ચકાસશે તો તરત મારા અનુભવબોધે મને આપેલી શાંતિ વાચક અનુભવશે. એ શાંતિમાં જીવનનું ધ્યેય વિચારી શકાય છે, સમજી શકાય છે. ત્યારે જીવનદ્રષ્ટિ સાંપડે છે.

અનુભવ એ જ્ઞાન-બોધનું સાચું સાધન છે. ન્યુ યોર્ક નગર વિષે તમે હજાર હજાર પુસ્તકો વાંચો, એની એક એક ગલી અને સ્થળોને મોઢે કરી રાખો. કોઇ પૂછે કે ફલાણું ક્યાં આવ્યું તો તરત કહી પણ શકો. છતાં તમને એ જ ગલીમાં એકાએક મૂકી દેવામાં આવે તો તમે નહિ કહી શકો કે એ ન્યુ યોર્કની કઇ ગલી છે!......પ્રત્યક્ષ અનુભવ એ જ જ્ઞાનનો સાચો અને સત્ય સિદ્ધ માર્ગ છે...એ માર્ગે જ મેં મારા પૂરતું જીવનજ્ઞાન મેળવ્યું છે. જીવન શું, આ જગત શું, એવા પ્રશ્નોના મને એમાંથી ઉત્તર મળી ગયા છે. તેથી જ મને લાગે છે કે, આ મહાન વિશ્વમાં હું કંઈ જ નથી છતાં કંઇક છું. કોઈ આધ્યાત્મવાદ-ફિલસૂફી સમજવામાં મને જરાય મથામણ થતી નથી. સ્વામીનારાયણ શું હતા તે ય મને સમજાય છે અને મોહમ્મદ શું હતા તે ય સારી રીતે સમજી શકું છું. વિવેક ખાતર તો હું એમને વખાણું કે વખોડું. કોઇને વખોડવા જેવું સંકુચિત પડ મારા જીવન પરથી ધોવાઇ ગયું છે. એક માત્ર માનવી સિવાય મને કોઇ ભેદ દેખાતો નથી. આ જ એક સાચી મુક્તિ છે. કોઈપણ પ્રકારનો સંપ્રદાયવાદ એ મોટામાં મોટું બંધન અને જ્ઞાનના માર્ગનો મોટો અંતરાય છે. એક પ્રકારનું અજ્ઞાન છે. પછી તે મહાનમાં મહાન પુરુષદ્વારા પ્રતિપાદિત વાદ ભલે હોય.




મેં જગતના મુખ્ય પાંચ ધર્મો અને અનેક સંપ્રદાયોનો અનુભવ કર્યો. મુસ્લીમ સમાજમાં એક મુસ્લીમ તરીકે જીવ્યો, ક્રિશ્ચિયનોનો ચૂંટાયલો બન્યો. યહૂદીના જૂના કરારને તાજા કરીને પાળ્યા. બાદ્ધોને શરણે બેઠો. સનાતન ધર્મી તો હતો જ. અનેક સંપ્રદાયોને ચકાસ્યા. આ સામૂહિક અનુભવે એક બોધની આંખ ઉઘાડી, બધામાં પોતાની વાડાબંધી અને ભેદ સિવાય મુખ્ય બીજું કશું જ નહોતું. સત્ય તો બધામાં એક જ રૂપે દેખાયું પણ વાડાબંધીના ભારણુ નીચે તે કચડાઈ ગયું હતું.

અહીંથી મને માનવતાનો સાચો અને એક અભેદ ધર્મ દેખાયો. એમાં મને શાંતિ મળી. એવી શાંતિ કે ટાળી ન ટળે. એમાંથી મેળવી જીવનની કળા.

આવા અનેક અનુભવોમાંથી મને કંઇ ને કંઇ બોધ મળ્યો છે. એ બોધમાંથી મેં જ્ઞાનનો મહાન ગ્રંથ ઘોળીને પીધો છે.

અનેકવિધ અનુભવોમાંથી અનેકવિધ બોધ પામ્યા પછી મને લાગ્યું છે કે ઓહો! બધું ગહન છે. સમજાય તેટલું સમજવું. બસ, એમાં જ આનંદ છે. વધારે સમજ્યાનું ભાન એ જ સંતોષનું કારણુ બને છે. ત્યારે સમજાય છે કે, આપણે કશું જ જાણુતા નથી. જાણ્યા પછી પણ એટલા જ અજ્ઞાન છીએ, જેટલું એક નાનું બાળક. માટે જેને આપણે મહાત્મા, મહાન, યોગીશ્વર કહેવા બેસીએ છીએ, એ આપણા અજ્ઞાનનું એક કારણુ છે. એકેએક વ્યક્તિ મહાન છે અને સૌ તુચ્છ છે.

મારો દૃઢ નિર્ણય છે કે સંત, મહાત્માઓ અને આધ્યાત્મિક ચમત્કાર કરવાનો દાવો રાખી પૂજાવનારાઓએ માનવ સમાજને ભયંકર અજ્ઞાનમાં ધકેલી દીધો છે. કેટલાકોએ તો માનવ સમાજનું સત્યાનાશ વાળી દીધું છે. છતાં આજ તેઓ સૌથી મહાન પુરુષો તરીકે પૂજાય છે.

અનુભવની અનેકવિધતા મને ન સાંપડી હોત તો હું એક પામર માનવી હોત. આ લખી શકું છું એ મારી સફરના કારણે જ.

મારી સફરના પ્રસંગોનું જ પરિણામ છે કે હું આ લખું છું. એ મારી મહાશાળા, એ મારો સદ્‌ગુરુ.

જે લખું છું તે સંપૂર્ણ સત્ય પ્રસંગો છે, એ ફરીને કહું છું. ]

ચમત્કારને ન માનવાનું કુરાન કહે છે, છતાં ચમત્કારની વાત તો એમાં આવે છે જ. સ્વામી દયાનંદ ખરેખરા, એક મહાન વ્યક્તિ. તેમણે ચમત્કારના નામ ઉપર મોટો પથરો મૂકી દીધો, છતાં યજ્ઞની જ્વાળામાં એમણે ચમત્કારનું આરોપણ કર્યું જ. આ બધું મથવા બેસીએ તો એની મલાઈના પડમાં આપણે દબાઇ જવાના. જગતનું ધાર્મિક સાહિત્ય તો ચમત્કારની વાતોથી ભરપૂર છે.

જલંદર નગરને છેડે, વગડાના એક ઝાડ તળે હું કશાથી કંટાળતો નથી. થાકતો ય નથી. હા, કંટાળું ખરો. એમ રાહ જોતાં સંધ્યા આથમી. કંટાળું તે પહેલાં જ અઘોરીબાવા આવતા દેખાયા.

ગુમ છે. ડૂબી ગયા છે. પોતાના હાડચામના ખોખામાં મહાન એવો આત્મા કોણ જાણે ક્યાં મૂકીને જીવે છે! એમ જ મારી પાસે આવીને જરા ઊભા રહ્યા. મારી સામે જોતા નથી. જોઇ રહ્યા છે શૂન્યને.

" હું " બસ, એટલો નિશ્ચયાત્મક હુંકારો કરતા મને કહે છેઃ લે.

મારી આગળ એક નરમૂંડ ખડતું મૂક્યું. ખોપરી જોતાં જ હું જરા હલ્યો. ન બોલ્યો કે કશો ભાવ પ્રગટ કર્યો. " આનું શું ? " એવા પ્રશ્ન-ભાવે ઘોરીજી સામે જોઇ રહ્યો. ખોપરી મને ચમકાવી મૂકે એવું નહોતું. મારું મનોબળ એવું પોચું નમળે. ખોપરીના હાડકામાં મને કોઈ ઘણા ઉપજાવનારું





દેખાતું પણ નહોતું. માનવ દેહનો સૌથી સુંદર અને મૂલ્યવાન એ ભાગ.

અઘોરી બોલ્યા : અચ્છા, ઉઠા લે.

શિષ્યભાવે મેં ખોપરી લઇ લીધી.

બાળકને પિતા રમાડતો હોય છે. કેવાં કાલાં કાઢતો હોય છે. પોતાનું પ્રૌઢપણું ભૂલી ને બાળકથી પણ વધારે બાળક બનીને ખેલવા માંડે છે. તેમ જ મેં મારી નાસ્તિકતા, મારું ડહાપણ, મારી માન્યતા, એ બધું એક બાજુ મૂકી દીધું. 'અઘોરીજીનો એક ચેલો જ છું. નિર્મળ ભાવ, શુદ્ધ પ્રેમની લાગણી એ જ બીજાના અંતરમાં આપણને લઇ જાય છે.

" અચ્છા, ચલો. " કહીને અઘોરીજી ચાલતા થયા.

ઊઠીને પાછળ ચાલી પડ્યો. આકાશી ચંદરવે તારા ચમકતા થયા. અંધારામાં બધું ડૂબી ગયું. અમે ચાલતા જ હતા. એમ બે એક કલાક ચાલ્યા હોઇશું. મને લાગ્યું કે ઘેરાવો ખાતા અમે નગરને બીજે છેડે આવ્યા છીએ.

ઓહ ! સ્મશાનમાં પહોંચ્યા છીએ. પોતાના ઘરને ઓટલે જઇને નિરાંતથી કોઇ બેસે તેમ અઘોરીજી એક જગાએ બેઠા. હું ય બેઠો. થોડે દૂર માણસોનો બોલાટ સંભળાયો. એ ડાઘૂઓ હતા. મડદાને ચિત્તા પર ગોઠવી રહ્યા હતા. થોડી વારમાં જ આગની લપટ દેખાણી. મસાણનું સૌંદર્ય જળહળી ઉઠ્યું.

મસાણ ! માનવીની અંતભૂમિ. કાળી રાતે એનો અનુરૂપ સમય. મડદું બીહામણું અને એનું ઘર મસાણ એથી ય બીહામણું. આપણે એમ માન્યું છે માટે જ તો ! જે દેહ સૌંદર્યનું ઘર છે. એમાંથી એક ચેતના સરી જતાં બીહામણું બની જાય છે. એવું મહાતીર્થ મસાણ સુંદર છે, છતાં ભયંકર બની ગયું છે. આપણે સમજેલું એ સ્વરૂપ છે. અન્યથા મૃત દેહ અને સ્મશાન બંને એટલાં જ સૌંદર્યવાન છે. પણ હું એ સૌંદર્ય ઓળખતાં શીખ્યો નહોતો. આખો બધ કરી લેવા જેવો ડર મારા અભ્યાસમાં હતો. પણ અહીં હું મસાણ કે મડદાંથી ડરતો નહોતો. મારો એ ડર નીકળી ગયો હતો.

ક્રાંતિકારી પ્રવૃત્તિમાં કેટલાંય વરસો મેં અજ્ઞાત વાસ વેઠેલો. કાશીમાં મારી મુખ્ય પ્રવૃત્તિ હતી. પણ કાશીમાં મારાથી છૂપાવાય એવું નહોતું. પોલિસ ખાતું મને ઓળખતું હતું. ત્યારે કોઇને ઘેર તો આશરો મળતો જ નહિ, ડર પણ ખરો કે કદાચ કોઈ પકડાવી દે. આશરો બાંધીને તો રહેવાય નહિ. ત્યારે મસાણ મારું ઘર બનેલું. દિવસ તો પસાર થઇ જતો. કાશીની ઉત્તરે વરણા નદી. ત્યાં સ્મશાન છે. ત્યાં જઇને પીપળાને ઓટલે સૂઇ રહું. સવારે વરણામાં નાહી ધોઇને ચાલી નીકળું. કાશીનાં બીનવારસી મડદાં ત્યાં બળાતાં. બિચારાં અડધાં બળ્યા ન બળ્યાં પડ્યાં હોય. એ સિવાય ત્યાં મને જોનાર કોઇ મળે નહિ. રાતને ટાણે કોઈ આવે કે જાય. આ મસાણ મારો રાતવાસો બનેલું. આમ મસાણથી હું ટેવાઈ ગયેલો.

અઘોરીજી સમજી ગયા કે સ્મશાન મને ડરાવી શક્યું નથી.

ચિત્તા ભડભડાટ જલતી હતી. અમે દૂર બેઠા એના તણખાની રમત જોતા હતા. મડદું બળી રહેવા આવ્યું ત્યારે ડાઘુઓ ચાલ્યા ગયા. ચિત્તા ઠંડી પડતી હતી.

અઘોરીજી બોલ્યા : થોડા અંગાર લે આઓ તો !

હું ચિત્તા પાસે ગયો. ઠીબકી મળી ગઇ. તેમાં મઝાના ધગધગતા અંગારા ભરી લાવ્યો.

અઘોરી પ્રસન્ન થયા. મારા સાહસ પર કે એ અંગારા પર, એ તો એ જ જાણે. પણ હું મનોમન મારી દિલેરી ઉપર વાહ વાહ ઇચ્છી રહ્યો.

હવે અઘોરીજી ઊઠ્યા. ચિત્તા પાસે ગયા. ત્યાં શું કરે છે, એ દેખાતું નહોતું અરધા કલાક પછી પાછા આવ્યા. એક ઠીબકી લાવીને મૂકી. એમાં મડદાનું મૂંડકું હતું.

અઘોરીજી બોલ્યા : કુછ દેર હો ગઇ. મસાલા જલ ગયા. અચ્છા ! જો મિલા સો અચ્છા, ચલો.

વળી ઠીબકી ઉપાડી લીધી. મારે તો એમને અનુસરવાનું જ હતું. પાછા ચિતા પાસે ગયા.

ચિતાને ઝાંખે અજવાળે અમે બેઠા. હું સ્તબ્ધ અને શૂન્ય. અઘોરીજીની પ્રસન્નતા અત્યારે મેં જોઈ. બીહામણું લાગતું એમનું મોં અત્યારે આનંદનું પ્રતિરૂપ બની ગયું દેખાયું. એમની આંખોમાં અમી છલકતું હતું. આંખોનું અમી કોને કહેવાય તે ત્યાં જ મેં જોયું. એવું અમી ક્યારેક પ્રેમમસ્ત બનેલા બાળકની આંખમાં જોવા મળે છે.

મારી સામે જોઇને મસ્તમીઠું મલક્યા. મારામાં એનો ઉત્તર આપવા જેવું કશું હતું જ નહિ. મને થયું, આ બાવાજી બદલી ગયા કે શું!

હું બેઠો છું અને અઘોરીજી ટહેલે છે. લટાર મારતા દૂર જાય છે અને આવે છે. કે શૂરા સરદાર શો અદબ વાળીને ઊભા રહે છે અને ચિતા સામે એકીટશે જોઈ રહે છે. વળી પાછા ટહેલે છે. એમ કેટલો સમય વહી ગયો એ હું કળી ન શક્યો. બસ, બેઠો જ છું.

અઘોરીજી ટહેલી રહ્યા, આવીને પેલી ઠીબકી પાસે બેઠા.

સળગીને હોલવાઇ ગયેલા એક લાકડા વડે ખોપરી તોડી. બળીને ખાખ થયા જેવી હતી. પણ હતી આખી. મને નવાઇ તો લાગી જ. ખોપરી બળે એટલે ફાટે. આટલી વાર ચિતાની આગમાં એ આખી શી રીતે રહી! એ કોયડો પછી ઊકલી ગયો. ગનોબળથી અઘોરી બાવાએ ખોપરી તારવી મૂકી હતી.

નાળિયેરનાં કાચલાં છૂટાં કરે તેમ ખોપરીનાં કાચલાં કરીને અઘોરીજી બેઠા.

એક કાચલું લઇને તેમાંથી, આખણુ ચાટે તેમ અઘોરીજી ચાટવા લાગ્યા. મારું મનોબળ હજી ટકી રહ્યું હતું. પ્રકૃતિથી દૃઢ હતો જ. અનુભવે એને વધારે દૃઢતા આપી હતી. મારો મનોભાવ ઝણેણાટી અનુભવી રહ્યો.

અઘોરીજીએ બીજું એક કાચલું લીધું. મારા તરફ લંબાવીને કહેઃ લો, પ્રસાદ લે.

મેં હાથમાં તો લીધું. પણ હાથ સંકોચાઇને એ કાચલું મોં આગળ લઇ આવ્યો કે વાસ આવી. એકાએક ઘૃણા જાગી ઊઠી, કમકમાટી વ્યાપી ગઇ, તે જ પળે આખો દેહ, કણેકણ હલબલી ઊઠ્યો. સામે આકાશ ચીરાતું દેખાયું. મારા હાથમાંથી છૂટીને વિશાળ એક ખોપરી એ ચીરાડમાં ધસી જતી જોઇ. એ જ પળે બેભાન થઇને ઢળી પડ્યો.

[ ક્રમશઃ ]



# બાળવાર્તા હરીફાઈનું પરિણામ

જીવરામ જોષીએ યોજેલી બાળવાર્તાની હરીફાઇમાં ઉત્તમ વાર્તાને રૂપિયા સોનું પારિતોષિક આપવાનું ઠરાવ્યું હતું. આ હરીફાઇમાં ૩૪૦ ભાઇબહેનોએ ભાગ લીધો હતો. એમાંથી ચઢિયાતી એવી ત્રણ વાર્તાઓ તારવી હતી. તેમાંથી બાળવાર્તાના ગુણોવાળી એક પણ વાર્તા નહોતી. છેવટે એ ત્રણે વાર્તાના લેખકો વચ્ચે રૂપિયા સો વહેંચી આપવાનો નિર્ણય થયો. એ રીતે નીચેના ત્રણ લેખકોને ફાળે પારિતોષિક જાય છે.

શ્રી. ભાનુભાઇ પંડ્યા—ઘાટકોપર

શ્રી. કુ. સ્વપ્નસેવી—વડોદરા

શ્રી. નવીનચંદ્ર જોષી—અમદાવાદ.

अ-यात्री

## આપણે પોતે

એક સામ્રાજ્ય જેટલી શક્તિ અને સમૃદ્ધિ આપણે ધરાવીએ છીએ. આપણે પોતે આપણી શોધ કરી નથી. એટલે તો આપણી દશા પેલા એક શ્રીમંતના જેવી થઇ પડી છે, કે જે લાખોના હીરાને જમીનમાં દાટીને બેઠો હતો અને એને ખબર ન હતી કે એની પાસે હીરા છે; એટલે એ જુદા જુદા હીરાના વેપારીને પૂછવા જતો, કે 'હીરા ક્યાં મળતા હશે?'

આપણી પાસે 'શું છે' એની આપણને ખબર નથી, અને 'શું નથી' એની પણ આપણને ખબર નથી. અંધકાર ગમે તેટલો ગાઢ હોય છતાં એમાં જરા જેટલો પ્રકાશ મળી જાય તો બધા અંધકારને એ ખાઇ જાય છે તેમ આપણી અશક્તિ ગમે તેટલી હો, એક જરાક જેટલો પ્રકાશ મળી જશે, તો એનાથી આપણો ઉદ્ધાર થઇ જશે. એટલે જૂના વખતમાં ચીનના વિદ્વાનો જ્યારે પોતાના શબ્દો, લોકોમાં ધારી અસર નીપજાવવા સમર્થ નથી નીવડતા એમ જાણતા, ત્યારે લોકો હજી અજ્ઞાન છે અને હજી જ્ઞાન આવતું જાય છે, હજી ધીમે ધીમે સમજણ પડશે, એવી એવી વાત નહોતા કરતા. પણ પોતાના શબ્દો, પ્રાચીનોની જેમ, લોકોને કેમ પહોંચી શકતા નથી, એ જાણવા માટે પ્રાચીન પુરુષોનો અભ્યાસ આદરતા. એમાંથી એમને ખબર પડતી કે શબ્દ એ માત્ર શબ્દ નથી: શબ્દ એ જીવન છે. એટલે વધારે સંપૂર્ણ, વધારે તેજસ્વી, વધારે પ્રકાશમય, વધારે જ્ઞાનપૂર્ણ શબ્દ આણવા માટે, વધારે જીવન જીવવું જોઇએ.

જીવન જીવ્યા વિના જે કોઇ શબ્દને સજીવન કરવાનો પ્રયત્ન કરે છે તે તુંબડીમાં કાંકરા વગાડે છે! કારણ કે જેમ માયાળુ શબ્દ કરતાં માયાળુ વર્તન વધારે અસર કરે છે, જેમ ઘણા સારા રાજનિયમો કરતા થોડી સારી રાજ્યવ્યવસ્થા વધારે અસર ઉપજાવનારી નીવડે છે, તેમ ઘણા ભભકાભર્યાં મોટાં પુસ્તકો કરતાં, એકાદ નાનું સુંદર, જીવનના પ્રતિબિંબ સમું પુસ્તક, માણસોને વધારે પ્રકાશ આપી જાય છે.

જેવી રીતે માણસો દર વર્ષે અંધકારમાંથી પ્રકાશ મેળવવા "દીવા"નું પ્રતીક સરજાવે છે તેવી રીતે, જૂના વખતથી જીવન પ્રગટાવવા માણસો જીવનના પ્રતીક સમી કલાકૃતિઓ તરફ નજર માંડે છે—પછી એ કલાકૃતિઓ શિલ્પની હોય, વાણીની હોય, રંગની હોય, સ્વરની હોય, મધુર પ્રસંગની હોય! પણ એવી જીવનના પ્રતીક સમી કલાકૃતિઓમાંથી માણસ નવું જીવન મેળવે છે.

એટલા માટે જે માણસ જીવન વિષે કાંઇક વધારે જાણે છે. તે માણસ જ જીવન જીવે છે એમ કહી શકાય.

જે માણસ દીપકના સૌન્દર્યદર્શનમાં આ પ્રમાણે જીવનનું રહસ્ય જુએ છે, તેને માટે એક દિવસ દીપોત્સવીનો નથીઃ દીપોત્સવી વિનાનો એકે દિવસ નથી.

*

## એ બધું કરે કોણ?

"ઓહો હો હો! સાહેબ! તમે ક્યાંથી?' બસમાં અચાનક નવનીધભાઇનો ભેટો થઇ જતા મેં એને કહ્યું. તે પહેલાં એ અહીં ઑફિસર હતા અને અત્યારે કોટ-પાટલુન, હેટ, નેકટાઇ લગાવીને બેઠા હતા. એટલે મને લાગ્યું કે નવનીધભાઇને ક્યાંક સારો ચાન્સ મળી ગયો લાગે છે.

'હમણા ક્યાં છો સાહેબ?' મેં કહ્યું.

'હમણા મુંબઇ!'

'મજા છે ને?'

'જમાના પ્રમાણે!'

'કેમ એમ બોલ્યા? કેટલા, હજાર મળે છે? ... બારસો?'



'મળે છે તો બધું થઈને પંદરસો. પણ તમને શી વાત કરું ?'

'કેમ ? પાણી માફક આવતું નહિ હોય ?'

'પાણી પણ માફક આવે છે ને બધું માફક આવે છે, પણ જે દી હું સાઠ રૂપિયા પગાર મેળવતો'તો ને જિંદગીની શરૂઆત હતી તે દિવસ સાંભરે છે ! ત્યારે હું સુખી હતો, આજે નથી!

મેં કહ્યું, 'આખી દુનિયા આજે આ સહન કરે છે, આપણે એકલા નથી.

અમારી બન્નેની વાતને એક ભાઇ બહુ ધ્યાનથી સાંભળી રહ્યા હતા તેણે કહ્યું : 'સાહેબ ! સાહેબની વાત સાચી છે હો, આજ આ જમાનો જ વિચિત્ર આવ્યો છે !'

જમાનો વિચિત્ર આવ્યો છે, એ વાક્યનો પડઘો આખી બસમાંથી પડતો હોય તેમ સૌ એ સાંભળવા આતુર બન્યા. ત્યાં તો પેલા ભાઇએ પણ વાત આગળ ચલાવી, 'સા'બ ! આ ધોળા થવા આવ્યા, પણ આજની વાત ક્યારેય જોઈ નથી. આ મારે સગે હાથે હું એક વખત ચોવીશ શેર ઘઉં લાવ્યો હતો, ઘઉંમાં થોડા રતુબડા પણ હતા. એટલે છોકરાની વહુ કહે આવા ઘઉં કેમ ? '

કહ્યું: 'ચોવીશ શેરના છે !'

'અરે ! પણ ધોળિયા લાવવા'તા ના?'

મે કહ્યું: 'એ બાવીશ શેર મળે છે !' છોકરાની વહુએ ગાંઠડી આઘી ધકેલી મૂકી ! 'ભલે બાવીશ શેર મળે, એ લાવો. આ તો કોઈને નહિ લાવે ! આ સાહેબ ! એ જ છોકરાની વહુને હું કહું છું કે હવે દાણો કેવો આવે છે ?'

આખી 'બસ'ના બધા ઉતારૂઓ ડોસાની વાતને ધ્યાનપૂર્વક સાંભળી રહ્યા હતા. તેમાંથી ઘણા બોલી ઉઠયાં: 'સાચી વાત છે ! માણસ ચોર થઇ ગયો છે !'

એટલામાં પેલા સાહેબે પોતાની વાત આગળ ચલાવી: 'અરે સા'બ ! હું મીલમાંથી છ પૈસાનુ વાર કાપડ લાવતો, અને બાર આનાની મારી બૈરીની સાડી લાવતો તે વખતે અમને બંનેને જે આનંદ મળતો તે આનંદ આજે મુંબઇમાં હું મૉટર રાખું છું પણ ક્યાંય દેખાતો નથી !'

મેં કહ્યું; 'પણ તમને ખબર છે, આવું જ આખી દુનિયામાં છે ?'

'આખી દુનિયામાં છે ?'

તરત પેલો ડોસો બોલી ઉઠયો: એ જૂના તાળાં કુંચીનો વેપારી લાગ્યો: એની પાસે એક નાનકડી પેટીમાં તાળા કુંચીનો ઢગલો પડયો હતો: તેણે પોતાના સાધન બતાવતા કહ્યું: 'સાહેબ આ કટાઇ ગયેલી કુંચીઓમાં કાંઇ છે ? પણ એમણે મને અરધી સદી સુધી સુખનો રોટલો આપ્યો હતો. હવે એમાંથી રોટલો મળે તેમ નથી ! અને છોકરા ? તમારા સીનેમાએ ઘેરઘેર આગ લગાવી છે. કામકાજ કરવાને બદલે એ સીનેમા જુએ ને મજા કરે. આનો કોઇ કાયદો તમારે ત્યાં છે કે નહિ?'

'પણ એમાં સરકાર શું કરે ?'

'કેમ શું કરે ?' એક કોઈ વિદ્વાન જેવા જણાતા માણસે કહ્યું: ,જો દારૂ પીવરાવવો એ ગુનો ગણાતો હોય તો ખોટા વિચારોને રજૂ કરવા એ કેમ ગુનો ન ગણાય ?'

એટલામાં મારું ઉતરવાનું આવતાં હું નીચે ઉતરવા જતો હતો ત્યાં કોઇકે ખૂણામાંથી કહ્યું; 'સાહેબ ! આ તમારી દશા અત્યારે પેટવડીયા રહેવા જેવી થઇ છે. માણસ પોતાનું પેટીયું માંડ કાઢે છે. બીજી કોઇ સારી વસ્તુ માટે એને વખત જ નથી. એટલે એ સસ્તી મૉજમાં પડી ગયો છે અને કોઈ સત્તા આમાં શું કરી શકવાની હતી ? and to mouth government પેટવડિયા સરકાર, પેટવડિયા પ્રજા, પેટિયું કાઢનાર નોકરો ! '

હું નીચે ઉતરી ગયો પણ સારા મનમાં એક વિચાર આવી રહ્યો હતો. સેંકડો જુદા જુદા વિચારોને ફેલાતા અટકાવવા માટે કોઇક એક પ્રબળ સંસ્કાર કેન્દ્ર ન કરવું જોઇએ ? જે પ્રજાને રંગભૂમિ આપે, શિક્ષણ આપે, સસ્તી મોજને બદલે સાચો આનંદ આપે, વિચારો આપે. પણ બધું એ કોણ કરે !





## આંતરશુદ્ધિની કેડી !

ચીનનો એક વિદ્વાન એક વખત એક સાધુ પાસે ગયો. જઈને તેને કહ્યું, કે 'મેં પુસ્તકો ઘણાં જોયાં પણ એમાંથી કાંઈ આત્મજ્ઞાન થયું નથી, તો શું કરવું ?'

સાધુએ કહ્યું : તમે કહ્યું તે બરાબર છે. પુસ્તકોમાં જે વસ્તુ છે તે કોઈકની આપેલી છે. પણ આત્માનુભવની વસ્તુ એવી છે, કે એ કોઈ કોઈને આપી શકતો નથી. એ તો અંદરથી જ ઊભી થાય છે! એટલા માટે આત્મજ્ઞાનને અંદરની તૈયારી વિના કોઈ સદ્‌ગુરુ આપતા નથી!

પણ આ જ્ઞાન માટે જે આંતરશુદ્ધિની કેડી છે તે હું તમને બતાવું.

તમને ખબર છે કે કોઈના ઉપર આધાર ન રાખવામાં મોટામાં મોટી આંતરશુદ્ધિ રહી છે. એટલા માટે ડાહ્યા માણસો ખેતરમાં પડેલા દાણા વીણી લેતા અને પોતાનો વ્યવહાર ચલાવીને વળી બીજે ચાલ્યા જતા!

પૈસાને સર્વસ્વ માનનારા જેમ પૈસાની નુકશાની સહન કરી શકે નહિ, તેમ આત્માને સર્વસ્વ માનનારા આત્માની નુકશાની સહન કરી શકે નહિ.

દાન આપવું એ ઠીક છે. પોતાનું કર્તવ્યપાલન કરવું એ પણ ઠીક છે પરંતુ એ બન્નેના કરતાં વધુ જરૂર એક ત્રીજી જ વસ્તુની છે. દુનિયાં પોતાની અસલ સાદાઈ ગ્રહણ કરે, કોઈનું દાન લેવાનો કોઈને વિચાર ન આવે, એવી જરૂરિયાત જ ઊભી ન થાય, એ વધારે જરૂરી છે. માણસજાત માટે, એની કુદરતી, કોઈના ઉપર પણ આધાર ન રાખનારી એવી તદ્દન સાદામાં સાદી સાદાઈ જ જરૂરી છે. એની સાદાઈ એ આંતરજ્ઞાનની કેડી છે. કારણ કે જરૂરિયાત ઓછી થવાથી માણસ પોતાના વિષે વધારે વિચાર કરતો થાય છે.

જેમાં બીજા ઉપર આધાર રાખવો પડે એવી જીવનની હવા એ કાંઈ બહુ ઇચ્છવા જેવી વસ્તુ નથી. ઈશ્વરનો એકનો જ આધાર રાખતાં શીખવા માટે પણ, માણસે, થોડો થોડો બધાનો આધાર પહેલાં છોડવો પડે. એ મનની કસરત માટે પણ આ વસ્તુ જરૂરી છે, કે માણસ તદ્દન જ સાદું— એકદમ કુદરતી જીવન જીવવાનું શરૂ કરે.

અને એ કેડીએ જતાં કોઈક દિવસ એને આત્મજ્ઞાનનો પંથ મળી જશે.

# સર્વોદય કે સામ્યવાદ ?

વસુબન્ધુ

## પ્રકરણ ૧૫ મું

### ગાંધીવાદની પુનર્વિચારણા

શોક અને મોહ સરી ગયાં,
લાધ્યાં સ્નેહ અને કલ્યાણ;
ઝોળી ભરી ભરી લાવીએ,
અમને ચાખવાની આણ.
થાળ પૂરી જગ પાઠવ્યા.

—ન્હાનાલાલ

> રામને નામે પથરા તરે એમ આજે તો ગાંધીજીને નામે કેટલાંય તરી જાય છે.— ગાંધીજીને સાચી અને પૂરી રીતે એ ઓળખી પણ શકયાં નથી હોતાં કે ગાંધીવાદનો એકડો ય સમજતાં નથી હોતાં. અને છતાં એ આખી દુનિયાને જાહેર કરીને પોતાની જાતને ગાંધીજીનાં ચુસ્ત અનુયાયી કહેવડાવે છે! આ હપ્તો એવાંને સાચી ચીમકી આપી જાય છે.

હિંદુઓ ઉપર અંગ્રેજો અને બીજી પરદેશી પ્રજાઓનો આક્ષેપ છે કે હિંદુઓમાં ઇતિહાસ બુદ્ધિનો અભાવ છે. આ આક્ષેપમાં સત્યાંશ છે, એનો સ્વીકાર અનેક હિંદુ ઇતિહાસવિદોએ કરેલો છે, જેમાં શ્રી દુર્ગાશંકર શાસ્ત્રી જેવા અનેક જૂની સંસ્કૃતિના પ્રેમીઓ પણ આવી જાય છે.

આ આક્ષેપનું સત્ય આપણને આપણા મહાપુરુષોના જીવનચરિત્રોમાં જોવાનું મળે છે. પ્રાચીનકાળના આપણા મહાપુરુષોને આપણે અવતારોની કક્ષાએ લઈ જઈ સર્વાંગસંપૂર્ણ બનાવી દીધા. એમાં કંઈક વાંધો પડે તો એ શ્લોકો ક્ષેપક છે, એમ કહી આપણે આપણી રીતે સંતુષ્ટ થઇ જઇએ છીએ. પણ અર્વાચીન કાળમાં પણ આપણા કેટલા મહાપુરુષોનાં સર્વાંગસંપૂર્ણ સાચાં જીવનચરિત્રો આપણી પાસે છે ? નર્મદની આત્મકથા બહાર પાડવામાં કેટલી મુશીબત નડી ? અને મણિલાલ નભુભાઈના જીવનની વિગતો કેટલી મુશ્કેલીઓ પછી બહાર આવી ? કારણ ? આ મહાપુરુષોના જીવનો આપણાં પ્રચલિત નૈતિક ચોકઠાંઓમાં બંધબેસતાં આવતાં નહોતાં !

આ બાબતમાં શ્રી મુનશીએ નીચેની મતલબનું કહ્યું છે :

“અમારા દેશમાં એક મહાપુરુષ થઇ ગયો. એણે અમારો માનવતાને નવે ઘાટે ઘડી. એ જેવો થઈ ગયો, તેવો અમારે એને જાણવો છે. એ જે ગુણોથી ઘડાયો, અને જે દોષોથી પડયો, એ બધા અમારે સમજવા છે.”

આ દ્રષ્ટિબિંદુ સાથે હું પૂરેપૂરો સહમત છું. મહાત્માજી આપણી હયાતીમાં થઇ ગયા. છેલ્લા ૩૦–૩૫ વર્ષના એમના જીવનના એકે એક દિવસનો આપણી પાસે સાચો ઈતિહાસ છે, છતાંય મહાત્માજીનાં ઐતિહાસિક દ્રષ્ટિએ સાચ' કહી શકાય એવાં કેટલાં જીવનચરિત્રો બહાર પડયાં ? “ભલે મારા જેવા અનેકોનો ક્ષય થાઓ, પણ સત્યનો જય થાઓ. અલ્પાત્માને માપવાને સારુ સત્યનો ગજ કદી ટૂંકો ન બનો.”*

એમ કહેનાર નમ્રતામૂર્તિ મહાત્માને ઇતિહાસની સરાણ ઉપર કેટલાએ કસી જોયા ?

મહાત્માજીના અસંખ્ય અનુયાયીઓ, ભક્તો અને પ્રસંશકોએ એમનાં, સત્યની સાધના, માનવજાત માટેનો પ્રેમ, દલીતો, પીડિતો અને કચડાએલાઓ તરફની ઉત્કટ ને સાચી લાગણી, નમ્રતા, દ્રઢતા, તીતિક્ષા, શરીરશ્રમ, સમયનો સદુપયોગ, સ્વચ્છતા, મુત્સદ્દીગીરી, વીરતા, ડહાપણ, ચોકસાઈ, કરકસર, બાળકો પ્રત્યેનો પ્રેમ, રોગીઓની સુશ્રુષા કરવાની વૃત્તિ, પરગુણ પરમાણુને પર્વત જેવો કરીને જોવાની ટેવ, પોતાના દોષોનો જાહેર એકરાર કરનારી ભવ્ય નૈતિક હિંમત, તેમ જ બીજા અનેક ગુણો વિષે અત્યંત વિશાળ સાહિત્ય સર્જ્યું છે.

* આત્મકથા : પસ્તાવના





એમાં કશું જ ખોટું નથી. કોઇપણ પ્રજા પોતાના મહાપુરુષોના સદ્‌ગુણોના ચિંતન અને અનુસરણથી ઊંચે ચઢે છે, નીચે પડતી નથી. આ બધા લખાણોથી મહાત્માજીના જટિલ, વિચિત્ર અને અદ્‌ભૂત વ્યક્તિત્વ ઉપર ઘણો પ્રકાશ પડે છે. પણ આ બધાં ભક્તિસ્તોત્રોમાંથી ઐતિહાસિક દ્રષ્ટિએ તદ્દન સાચું કહી શકાય એવું જીવનચરિત્ર સર્જવાનું કામ અશક્ય છે.

કારણકે ઇતિહાસનો અનુભવ એમ કહે છે કે, સંપૂર્ણ પુરુષ કે સ્ત્રી, સંપૂર્ણ પ્રજા કે સંપૂર્ણ સંસ્કૃતિ ભૂતકાળમાં સર્જાયાં નથી, વર્તમાનમાં સર્જી શકાતાં નથી. કદાચ ભવિષ્ય જ સર્જી શકશે. માનવીના સઘળા ભૂત અને વર્તમાન પ્રશ્નો એની અપૂર્ણતાઓનો જ પ્રતિઘોષ છે.

પોતાના જીવનના છેલ્લા દિવસો દરમ્યાન મહાત્માજીએ એક વખત એકરાર કરેલો: "કદાચ એમ પણ હોય કે હું કેવળ હિંદી પ્રજાની નબળાઇઓનો જ પ્રતિનિધિ હોઉં."*

આ શબ્દોની પાછળ એક સ્વપ્નભંગ સંતની નિ:સીમ વેદના દેખાઇ આવે છે.

પણ શું મહાત્માજી કેવળ આપણી નબળાઇઓના જ પ્રતિનિધિ હતા? અલબત્ત નહીં જ. એ ગુણો અને દોષો, શક્તિઓ અને અશક્તિઓ, આશાઓ અને આકાંક્ષાઓ, સ્વપ્નો અને ભયો એ બધાંની જીવતી જાગતી આખી મૂર્તિ હતા. હિંદુ પ્રજાના સદ્‌ગુણોનો મહાત્માજીમાં વધુમાં વધુ વિકાસ થયો હતો અને એના દોષોનો એમનામાં ઓછામાં ઓછો વિકાસ થયો હતો. જો એમ ના હોત તો એ કરોડોની પ્રજાના એક પેઢી સુધી હૃદયદેવ રહી શકત નહિ!

---

* જુઓ : Gandhism needs her St. Paul! by K. Ramunni Menon.

Forum : Souvenir Edition 18th April 1948

એટલે મહાત્માજીનું ઐતિહાસિક દ્રષ્ટિએ સાચું જીવનચરિત્ર લખવું હોય તો એમને વિષે એમના મિત્રો અને શત્રુઓ, અનુયાયીઓ અને સમકાલીનો, મુરબ્બીઓ અને ભક્તોએ જે જે કંઇ લખ્યું હોય તે સઘળું પ્રગટ અપ્રગટ લખાણ એકઠું થવું જોઇએ. જેમ એમને વિષે અસંખ્ય માણસોએ મીઠા અનુભવો લખ્યા છે, તેમ ઘણા માણસોએ, કાનજી દ્વારકાદાસ કે ધનસુખલાલ મહેતા જેવાઓએ, એમને વિષેના કડવા અનુભવો પણ લખ્યા છે. આ બધું લખાણ ભવિષ્યના ઇતિહાસકાર માટે સંઘરાવું જોઇએ. એમાંથી ડાહ્યો ઇતિહાસકાર રાગદ્વેષના તત્ત્વો ગાળી નાખીને, સાચી હકીકતો હાથ કરશે. પણ આપણે મહાત્માજીને જેવા માની લીધા તેવા જો એમના જીવનની અમુક હકીકતોથી એ ન દેખાતા હોય, તો એ હકીકતો છુપાવનાર કે એમનો નાશ કરનાર એમના અનુયાયીઓ ભાવી પેઢીઓનો ભયંકર દ્રોહ કરશે.

અમેરિકનોને પોતાના રાષ્ટ્રપિતા જ્યોર્જ વૉશિંગ્ટન વિષે જેટલો પૂજ્યભાવ છે, તેટલો ભાગ્યે જ બીજા કોઈ પુરુષ કે સ્ત્રી વિષે હશે. છતાં ય ઇતિહાસકારો એના તાજેતરમાં બહાર પાડેલાં જીવનચરિત્રોમાં એને એક સંત તરીકે ચીતરવાને બદલે અનેક સામાન્ય અને અસામાન્ય દોષોથી ભરેલા મહાપુરુષ તરીકે ચીતરે છે*

એમાં એ બતાવવામાં આવ્યું છે કે વૉશિંગ્ટન એક સુંદરીઓનો માનીતો પરદારાપ્રેમી પુરુષ હતો. એને પીવાનો ભારે શોખ હતો.[1] સામાન્ય રીતે એ પોતાના ભોજન વખતે રમ, પંચ અને બીયર ઉપરાંત સવાશેર મદીરા સહેજે પી જતો. એ પોતાના સૈનિકોને જુગાર રમવાની મનાઇ કરતો, અને છતાંય

---

* જુઓ. George Washington—the Human Being and the Hero. by Rupert Hughes.

George Washington—The Image and The Man. W. E. Woodward.



પોતે ટાઢે પેટે જુગાર રમતો. ટૂંકામાં આ મહાપુરુષ પોતાના યુગના ગુણદોષોનું પ્રતિબિંબ પાડનાર યુગ-સંતાન હતો.

જોન ગંથરે હમણાં જ લખેલા રૂઝવેલ્ટના જીવન-ચરિત્રમાં એના પરદારાપ્રેમ અને એની પત્નીની ઉદારતા વિષે ઉલ્લેખ કર્યો છે.

જાહેર જીવનમાં પડેલા આપણા મહાન સ્ત્રી-પુરુષોનાં આવાં પ્રામાણિક જીવનચરિત્રો આ દેશમાં ક્યારે લખાશે ?

મહાત્માજીના દોષો વિષે એમના શત્રુઓએ એકલાઓએ લખ્યું છે, એમ પણ નથી. હમણાં જ રવિશંકર મહારાજે કહ્યું હતું કે મહાત્માજી પોતાના જીવનના અંત સુધી સાપના ભયને જીતી શક્યા નહોતા, કૃપાલાનીએ જવાહરનું રેખાચિત્ર દોરતાં લખ્યું હતું કે જવાહરની પેઠે મહાત્માજીને પણ ખુશામત ઘણી જ પ્રિય હતી. સરદાર પટેલ મહાત્માજીના વૈદકીય અખતરાઓની કાયમ મશ્કરી કરતા, મહાત્માજીએ દોરેલું સિસ્ટર નિવેદિતાનું ચિત્ર કાકા કાલેલકરને ઘણું જ ખૂંચ્યું હતું. આ અને આવી જ બીજી અસંખ્ય હકીકતો આજ સુધી અજ્ઞાન લોકોમાં બુદ્ધિભેદ ન કરવા માટે ઢાંકી રાખવામાં આવી હતી. હવે એમને ઉઘાડવામાં કે એકઠી કરવામાં કશી જ હરકત નથી. અને માનો કે એમને ઉઘાડી પાડવામાં હરકત હોય તો પણ એમને આવતી પેઢી સુધી અવશ્ય સંઘરી રાખવી જોઈએ. એ ઉપરાંત "આત્મકથા" પૂરી થયા પછીના લગભગ ૩૦ વર્ષ સુધીના મહાત્માજીના અનેક રાજપુરુષો સાથેના કડવા-મીઠા પ્રસંગો પણ શોધી શોધીને સંઘરવા જોઈએ. જેથી પ્રજા પોતાના માનીતા નેતાઓને એમના સાચા સ્વરૂપમાં જોઈ શકે.

પણ મહાત્માજીના ગુણો અને દોષોની વિગતવાર યાદી કરવાથી એમના જટિલ વ્યક્તિત્વનું સાચું મૂલ્યાંકન થઈ શકે નહિ.

આજસુધી મહાત્માજીના વ્યક્તિત્વનું સાચું મૂલ્યાંકન કરવામાં મોટામાં મોટી મુશ્કેલી એ હતી કે આપણે એમની અત્યંત નજદીક હતા. એમને વિષે આપણી લાગણીઓ ખૂબ તીવ્ર હતી. એને લઈને એમની સ્તુતિ અને નિંદા બન્ને અમર્યાદ પ્રમાણમાં થયાં છે. એટલું જ નહિ પણ એમનાં વ્યક્તિત્વનાં મોટા ભાગના દર્શનો અત્યંત એકાંગી થયાં છે. એકના એક મહાત્માજી સનાતનીઓને ધર્મભ્રષ્ટ, સુધારકોને ધર્માત્મા અને ઉચ્છેદકોને ધર્માંધ પુરુષ લાગ્યા છે. એમની રાજકીય ચળવળમાં હિંદુ સંસ્કૃતિના પ્રેમીઓને પશ્ચિમની જડવાદી સંસ્કૃતિ ને ભારતનો અપૂર્વ આધ્યાત્મિક સંદેશ દેખાયો છે. તો સામે પક્ષે બ્રિટનના કોમ્યુનીસ્ટ નેતા રજની પામદત્તે અસહકારની નિષ્ફળતા પછી ગાંધીજીને એક Spent up force—ખતમ થએલી શક્તિ—તરીકે વર્ણવ્યા હતા. મહાત્માજીને કોમ્યુનીસ્ટો જ્યારે પ્રત્યાઘાતી તરીકે વર્ણવતા, ત્યારે ગુસ્સે થએલા જવાહર કહેતા કે તેઓ મહાન ક્રાન્તિકાર છે. કદાચ જવાહર અને કોમ્યુનીસ્ટો બન્ને એક જ સત્યનાં બે પાસાં જોતા હોય એમ ન બને ? મહાત્માજી પ્રત્યાઘાતી ક્રાન્તિકાર હોઈ ન શકે ?

અર્વાચીન ભારતનું સર્જન કરનારા બે મહાન ગુજરાતીઓ—મહાત્મા ગાંધીજી અને કાયદે આઝમ મહમ્મદઅલી ઝીણા હિંદના રાજકીય તખ્તા ઉપરથી અદૃશ્ય થઈ ગયા છે. આજની પલટાયલી પરિસ્થિતિમાં એ બન્નેનું જીવન અને કાર્ય નવું મૂલ્યાંકન માગી રહ્યું છે.

### જગતના સર્વશ્રેષ્ઠ પુરુષ ?

મહાત્માજી જગતના સર્વદેશ અને સર્વકાળના સર્વશ્રેષ્ઠ પુરુષ હતા ? કદાચ આપણે એમ માનતા હોઈશું, પણ દુનિયા માનતી નથી.

લંડનના "લીડર" સાપ્તાહિકે ઇંગ્લેંડની પ્રજાને અને આગેવાનોને વીસમી સદીના પૂર્વાર્ધના સર્વશ્રેષ્ઠ પુરુષનું નામ સૂચવવા આમંત્રણ આપ્યું હતું. એમાં બર્નાર્ડ શોએ જગતના ત્રણ મહાપુરુષો તરીકે સ્ટેલિન,





આઈન્સ્ટાઈન, અને પોતાની જાતની ગણત્રી કરાવી હતી. બર્ટ્રાન્ડ રસેલે પોતાની પસંદગી આઈન્સ્ટાઈન ઉપર ઉતારી હતી. જ્યારે ઇંગ્લેંડના ત્રીજા વિચારક પ્રો. સી. ઇ. એમ. જોડ પોતાનો મત બર્નાર્ડ શૉને આપે છે. અને પછી પૂછે છે કે, મોટાઈ માપવાનો માનદંડ કયો ? (૧) સત્ય ? (૨) સુખ ? (૩) માનવજાતની પ્રગતિ ? પહેલી દૃષ્ટિએ આઈન્સ્ટાઇનને મત આપવો પડે, બીજી, ત્રીજી અને વધારાની અર્ધો ડઝન દૃષ્ટિએ શૉને જ મત આપ્યા વિના છુટકો નથી. જ્યારે જુલિયન હકસલે પોતાનો મત લેનિનને આપે છે, કારણ કે નિર્વિવાદ રીતે છેલ્લી અડધી સદીમાં માનવજાત ઉપર વધુમાં વધુ અસર ઉપજાવનાર માણસ લેનિન હતો.

આ ચાર ફિલસૂફો ઉપરાંત બીજા અનેક અગ્રગણ્ય નેતાઓએ પોતાના મત નીચેના મહાપુરુષોને આપ્યા છે. આલબર્ટ શ્વીટ્ઝર, શૉ, આઇન્સ્ટાઇન, સ્ટ્રેવીન્સ્કી, સ્મટ્સ, ચર્ચિલ, ગાંધીજી, લેનિન, ફ્રોઇડ, રૂઝવેલ્ટ, ડબલ્યુ. બી. યીટ્સ વગેરે.

અંતે ચર્ચાને સમેટી લેતાં "લીડર" માસિકના તંત્રીએ પોતાનો મત ગાંધીજી અને શૉને આપે છે. એકને રાજપુરુષ તરીકે અને બીજાને ફિલસૂફ તરીકેઃ "ગાંધીજીની મહત્તા એક માનવતાભરી ફિલસૂફી દ્વારા એક મહાન રાજકીય હેતુ સિદ્ધ કરવામાં રહેલી છે. શૉની મહત્તા વિચારોના ક્ષેત્રમાં મોટામાં મોટો અને અત્યંત ચિરસ્થાયી ફાળો આપવામાં રહેલી છે."

હવે જો અર્ધી સદીનો સર્વશ્રેષ્ઠ પુરુષ શોધવા જતાં આટલા ઉમેદવારો નજરે ચઢે છે, તો મહાત્માજીને જગતના સર્વ દેશ અને સર્વકાળના શ્રેષ્ઠ પુરુષ ગણતા પહેલાં આપણે નક્કી કરવું જોઇએ કે માનવીની મહત્તાની પારાશીશી કઇ ?

મહાત્માજીના જીવન અને કાર્યનું સામાન્ય રીતે ત્રણ દૃષ્ટિએ મૂલ્યાંકન થઇ શકે. ૧. ભક્તની. ૨. આધ્યાત્મિક. ૩. ઐતિહાસિક.

"જગતના ઇતિહાસનો અભ્યાસ કરતાં મહાત્મા ગાંધીજી જેવી સર્વતોમુખ અને સર્વતોભદ્ર વિભૂતિ ક્યાંય પૃથ્વીપટ પર જોવા જડતી નથી." એ પ્રમાણે એમને વિષે જ્યારે શ્રી શિવશંકર શુકલ કહે છે* ત્યારે એ સ્પષ્ટ રીતે એમના લાખો હિંદુ ભક્તોનું દૃષ્ટિબિંદુ રજૂ કરે છે. આ દૃષ્ટિબિંદુ સાથે આપણે કજિયો કરવાનું કારણ નથી. કારણ કે લાગણી અને બુદ્ધિની દૃષ્ટિ હમેશાં જુદી જ હોય છે.

બીજું દૃષ્ટિબિંદુ આધ્યાત્મિક છે. એને માટે પણ સર્વસ્વીકાર્ય માનદંડ મેળવવાનું કામ લગભગ અશક્ય છે. કારણ કે મહાત્માજીના અનુયાયીઓ એમને જેટલા મહાન આધ્યાત્મિક નેતા માને છે તેટલા જ મહાન નેતા તરીકે બીજા ધર્મસંપ્રદાયોના અનુયાયીઓ પોતાના ગુરુઓને ગણે છે. અરવિંદ ઘોષના અનુયાયીઓ કહે છે કે અરવિંદ ઘોષની આધ્યાત્મિક સિદ્ધિઓ આગળ મહાત્માજીની આધ્યાત્મિક સિદ્ધિઓ નાના છોકરાંની રમત જેવી છે. કાનજી મુનિના અનુયાયીઓ પણ એવું ને એવું કહે છે. હવે જેને ઇશ્વરનો સાક્ષાત્કાર થયો ના હોય, કદી આત્મજ્ઞાનનો અનુભવ થયો ના હોય એવા સામાન્ય માણસો આ બધા આધ્યાત્મિક વિતંડાવાદમાંથી પોતાના માર્ગ શી રીતે શોધી શકે ?

એટલે છેલ્લો રસ્તો રહે છેઃ મહાત્માજીનું ઐતિહાસિક દૃષ્ટિએ મૂલ્યાંકન કરવાનો અને આ રસ્તો એમના અનુયાયીઓએ પણ ખરી ખોટીરીતે સ્વીકાર્યો છે. દાખલા તરીકે કાકાસાહેબ એમ કહે છે કે છેલ્લા દશ હજાર વર્ષમાં કોઇ મહાપુરુષને ન મળ્યા હોય એટલા અનુયાયીઓ મહાત્માજીને મળ્યા છે. એ જ રીતે શ્રી. મુનશી કહે છે કે, "ગાંધીજી માનવહૃદયને સમજે છે, શબ્દમોરલીએ નચાવી શકે છે. રૂસોની મૌલિકતા એમનામાં નથી; લેનિનની સર્વગ્રાહી વ્યવસ્થાશક્તિ એમનામાં નથી; પણ બન્નેએ મળી જેટલાંને નચાવ્યાં તેટલાંને એ નચાવી પરવાર્યા છે."×

* "સરિતાથી સાગર" શિવશંકર પ્રાણશંકર શુકલ.

× ગુફાનું કમળ



હવે આ ઐતિહાસિક દ્રષ્ટિને વધુ સ્પષ્ટ કરવી હોય તો, સારા પ્રમાણમાં સમય જવા દઈને લાગણીઓના પૂરને શાંત પડવા દેવાં જોઈએ. શ્રી ઈ. સ્ટેન્લે જોન્સ કહે છે તેમ "આપણે મહાત્માજીને સૂક્ષ્મદર્શક યંત્રથી ના જોવા જોઈએ પણ દૂરદર્શક યંત્રથી જોવા જોઈએ. [ Mahatma Gandhi An Interpretation—E. Stanley Jones ] એમ થાય તો જ મહાત્માજીના વ્યક્તિત્વનું સર્વાંગી ને સાચું મૂલ્યાંકન શક્ય બને.

પણ પાંચસો કે હજાર વર્ષ પછી લેખક કે વાચક બેમાંથી એકેય હયાત હોવાનો સંભવ ન હોવાથી, વર્તમાન કાળમાં જ મહાત્માજીને માપવા હોય તો આપણે ભવિષ્ય કાળમાંથી વર્તમાન કાળ તરફ દૃષ્ટિ નાખવાને બદલે ભૂત કાળમાંથી વર્તમાન તરફ દૃષ્ટિ નાખવી જોઈએ! જે આપણે આગળના પ્રકરણોમાં ઇતિહાસનાં પાનાં ઉથલાવીને નાખી ગયા અને એમાં આપણે આર્યો, દ્રાવિડો, બૌદ્ધો, હિંદુઓ, મુસ્લિમો ને અંગ્રેજોની ચડતી પડતી જોઈ. હવે એ જ દ્રષ્ટિ લંબાવી આપણે ગાંધીયુગને જોઈએ.

**ગાંધીયુગ અથવા ત્રીજી હિંદુ પ્રતિક્રાન્તિ**

**ઇ. સ ૧૯૨૦–?**

મહાત્માજીના જટીલ વ્યક્તિત્વને સમજવાની ચાવી આપણા દીર્ઘ અને જટીલ ઇતિહાસમાં રહેલી છે. કારણ કે મહાત્માજી એ કોઈ વ્યક્તિ નહોતા. કોઈ સંસ્થા નહોતા. કેવળ સંસ્થાઓનો સમુહ નહોતા. પણ તેઓ તો એક પ્રાચીન પ્રજાનો જીવતોજાગતો ઇતિહાસ હતા. એક આથમતી પ્રજાની લુપ્ત થતી જતી આત્મ શક્તિ એમની મારફતે પુનર્જીવન પામવા ભગીરથ પ્રયત્ન કરી રહી હતી. મહાત્માજીનું સમસ્ત વ્યક્તિત્વ એક જ શબ્દમાં સમાવી શકાય અને તે શબ્દ તે "પ્રતિક્રાન્તિકાર." આખો ગાંધી યુગ એક જ વાક્યમાં વર્ણવી શકાયઃ "ત્રીજી હિન્દુ પ્રતિક્રાન્તિ."

વીસમી સદીના ઉદય સાથે હિંદમાં રાષ્ટ્રવાદનો ઉદય થયો. આ રાષ્ટ્રવાદનું મુખ્ય લક્ષણ શું?

વિક્ટોરિયન શાંતિના અંત સુધી સંસ્કૃતિઓનો જીવનરસ મૂળમાંથી ફળ તરફ જતો હતો. વિક્ટોરિયન શાંતિનો અંત આવ્યો. બ્રિટિશ સંસ્કૃતિ નબળી પડવા માંડી એટલે આ દેશમાં આપણી સંસ્કૃતિઓનો જીવનરસ ફળમાંથી મૂળ તરફ વળ્યો. એટલે આપણા રાષ્ટ્રવાદી યુગના આપણા નેતાઓના માનસના મુખ્ય લક્ષણો એ : અંગ્રેજો તરફની અશ્રદ્ધા અને પોતાની પ્રજામાં અને પોતાની જાતમાં શ્રદ્ધા.

દાદાભાઈ નવરોજી સામાન્ય રીતે આપણા વફાદાર અને વિનીત નેતા ગણાય. એમણે ઇ. સ. ૧૯૦૬માં કલકત્તામાં ભાષણ આપતાં કહેલું કે "અંગ્રેજોને પાયલાગણ કરતાં ને સમજાવતાં મારા વાળ ધોળા થઈ ગયા મને તો ઘણી જ નિરાશા વ્યાપી ગઈ છે. જો હું જુવાન હોત તો અંગ્રેજોની સામે મેં બંડ જ કર્યું હોત."

ટાગોર પશ્ચિમની સંસ્કૃતિના પ્રશંસક હતા પણ એમણે પણ પોતાના જીવનના અંતકાળે એ સંસ્કૃતિમાંથી શ્રદ્ધા ગુમાવી દીધેલી.

એ જ રીતે આ રાષ્ટ્રવાદના યુગના મોટામાં મોટા રાજકીય નેતા મહાત્માજીએ પોતાની રાજકીય કારકિર્દીની શરૂઆત ગોખલે જેવા વિનીત નેતાની સંભાળ હેઠળ કરેલી, અને આખરે એ કારકિર્દીનો અન્ત હડહડતા વિદ્રોહમાં આવ્યો.

બેરિસ્ટર ગાંધી પોતાના બાળકોને ગવડાવતો હતો, "પ્રભુ, રક્ષ તું મહારાજા." બળવાખોર ગાંધી પોતાની પ્રજાને આદેશ આપતો હતો: "હું મારે શ્વાસેશ્વાસે આ સામ્રાજ્યનો વિનાશ ઇચ્છી રહ્યો છું." બન્ને વખતે ગાંધી નામની કોઈ વ્યક્તિ બોલતી નહોતી. પણ એક યુગપુરુષની મારફતે આખો યુગ બોલી રહ્યો હતો. પહેલી વખતે બોલનાર ઉત્ક્રાંતિનો યુગ હતો. બીજી વખતે બોલનાર પ્રતિક્રાન્તિનો યુગ હતો.

**મહાત્માજીની પ્રતિભાનું સાચું સ્વરૂપ**

આપણા રાષ્ટ્રવાદના યુગના સર્વશ્રેષ્ઠ નેતા મહાત્માજીની પ્રતિભાનુ સ્વરૂપ કેવું હતું? એમની સફળતા અને લોકપ્રિયતાનું રહસ્ય શું હતું!





પરદેશી લેખકો કહેતા: "Gandhi is India —ગાંધી એટલે હિંદ." એની ઉપર ભાષ્ય કરતાં આપણા કેટલાક લેખકો કહેતા કે, જુઓ હિંદ કેવો આધ્યાત્મિક દેશ છે! મહાત્માજી ઉપવાસ કરે છે અને આખું હિંદ એક છેડાથી બીજા છેડા સુધી હાલી ઉઠે છે, જ્યારે ચર્ચિલ કે રૂઝવેલ્ટ ઉપવાસ કરે તો એમના પોતાના દેશમાં એ હાસીપાત્ર ઠરે!

શું આ ખરી વાત હતી?

હિંદ જો આધ્યાત્મિક દેશ હોય તો અરવિંદ ઘોષ, રમણ મહર્ષિ, સ્વામી રામદાસ કે જે. કૃષ્ણમૂર્તિ જેવા ધાર્મિક નેતાઓ ઉપવાસ કરે તો એની અસર દેશ ઉપર શું થાય? અરે ખુદ મહાત્માના જ વિનોબા, મશરૂવાળા કે રવિશંકર મહારાજ જેવા શુદ્ધ ચારિત્ર્યવાળા તપસ્વી અનુયાયીઓ આમરણાંત ઉપવાસ કરે તો આજે પ્રજા ઉપર એનો કેટલો પ્રભાવ પડે? સાને ગુરુજીના આપઘાતથી દેશની કથળેલી પરિસ્થિતિ કેટલી સુધરી?

સાચી વાત તો એ હતી કે મહાત્માજી કેવળ આધ્યાત્મિક કે ધાર્મિક નેતા હોત તો એમનું મહત્ત્વ આપણા ઇતિહાસમાં સ્વામી રામતીર્થ, દયાનંદ સરસ્વતી, અરવિંદ ઘોષ, રમણ મહર્ષિ કે સાધુ વાસવાણી કરતાં વિશેષ ન હોત.

મહાત્માજી જો કેવળ રાજકીય નેતા હોત તો એમનો પ્રભાવ એથી પણ ઓછો હોત, પણ એમની અપીલ એથી વિશેષ ઊંડી હતી.

તેઓ એક સાંસ્કૃતિક નેતા હતા. એક પરાજીત પ્રજાના પયગમ્બર હતા. એક પ્રાચીન પ્રજાના ઘવાયેલા સ્વમાનને મલમપટ્ટા કરનારા ધન્વંતરી હતા. કરોડો નિઃશસ્ત્રી અને લાચાર માનવીઓની પ્રજાના એ એક માત્ર આશાસ્થ હતા. એમના પડકાર પાછળ આખા રાષ્ટ્રની શક્તિ હતી. એમના ઉપવાસ પાછળ આખા રાષ્ટ્રની લાચારી હતી. એમના જીવનમરણ પાછળ આખા રાષ્ટ્રનું ભાવી કાચા સુતરને તાંતણે લટકતું હતું. એમના ઉપવાસથી આખો દેશ હાલી ઉઠે એમાં કાંઈ નવાઇ નહોતી!

ધરતીનો પુરુષાર્થ ધર્મ હતો. કાળનો પુરુષાર્થ રાજકારણ હતો. સંસ્કૃતિનો પુરુષાર્થ સંરક્ષણ હતો. આ રીતે દેશ કાળ અને પ્રજાના ત્રિવિધ પુરુષાર્થનું અર્વાચીન કાળમાં મહાત્માજીમાં મોટામાં મોટા પ્રમાણમાં એકીકરણ થયું હતું. મહાત્માજીની સફળતા અને લોકપ્રિયતાની ચાવી આ સાદી હકીકતમાં રહેલી હતી.

મહાત્માજીના જીવનનું કોઇ પણ પાસું લો. અને એને આ દ્રષ્ટિએ તપાસો.

સૌથી પહેલાં સત્યાગ્રહ લઈએ.

સત્યાગ્રહ એ હિંદુ સંસ્કૃતિનું અસલથી અંગ હતું. જુલ્મી રાજાઓ સામે પ્રજાએ અને બ્રાહ્મણ-ચારણોએ એનો સદીઓ થયાં સફળ ઉપયોગ કર્યો હતો. સંતની દ્રષ્ટિએ સત્યાગ્રહ વાજબી હતો.

મુત્સદ્દીની દ્રષ્ટિએ સત્યાગ્રહ એ નિઃશસ્ત્ર અને લાચાર પ્રજાનો એક માત્ર આશરો હતો.

યોદ્ધાની દ્રષ્ટિએ એ સૌથી વધુ કરકસરવાળી અને ડહાપણભરેલી વ્યૂહરચના હતી. ત્રાસવાદ એ એક દબાયલી પ્રજાના ખમીરને ખુટાડી દેવાનો અર્થરહીત અને ઉડાઉ રસ્તો હતો.

એવું ને એવું રેંટિયાનું.

ખાદી એ સંતની સાદાઈ, મુત્સદ્દીના ડહાપણ, સૈનિકના ખડતલપણા ને હિંદુઓના સંરક્ષક અને પ્રગતિ વિરોધી માનસની પ્રતીક હતી.

આ રીતે મહાત્માજીના વ્યક્તિત્વનાં ત્રણ મુખ્ય પાસાં:પ્રભુપરાયણ સંત, સ્વદેશભક્ત મુત્સદ્દી, અને શાંત પ્રતિકારના (સત્યાગ્રહી) સેનાપતિ, એ ત્રિવિધ દૃષ્ટિએ એમનાં જીવન અને કાર્ય, વિચારણા અને કાર્યપદ્ધતિ તપાસીએ તો એમાં આપણને ઘણા મોટા પ્રમાણમાં સુસંગતતા લાગશે. આ ત્રણે દૃષ્ટિઓનું એમનામાં રસાયન થઇને જે નવી દૃષ્ટિ સર્જાઇ એનું નામ ગાંધીદૃષ્ટિ. અને એ દૃષ્ટિનો અમલ કરવાની જે

કાર્યપદ્ધતિ યોજાઈ એનું નામ ગાંધીમાર્ગ. એમનું કોઈ પણ કાર્ય આમાંની એક જ દૃષ્ટિએ તપાસવાથી આપણે એમને અન્યાય કરીએ છીએ.

દાખલા તરીકે સુભાષચંદ્ર બોઝની માંદગી વખતે એમણે રાજકોટમાં કરેલા ઉપવાસ ધાર્મિક ઉપવાસ હતા કે રાજકીય? એની પાછળ એક સંતના અંતરનો અવાજ હતો, કે એક મુત્સદ્દીની અનુકૂળ તકનો ઉપયોગ કરી લેવાની ઉસ્તાદીભરેલી ચાલ હતી?

તે વખતે જવાબ આપવો કઠણ હતો. મહાત્માજીના ભક્તો કહેતા કે બાપુ ઇશ્વરના આદેશ સિવાય ડગલું પણ ભરતા નથી. જ્યારે બીજી બાજુ સુભાષના અનુયાયીઓ કહેતા કે આ તો મહાત્માના વેશમાં રહેલા મુત્સદ્દીની મેલી રમત છે.

રાજકોટ સત્યાગ્રહ સમેટાઈ ગયો. મહાત્માજીએ પોતાની પરીક્ષા કરી ને મોરીસ ગ્વાયર ચુકાદો ફગાવી દીધો. એમણે જાહેર કર્યું કે મારા ઉપવાસ અશુદ્ધ હતા. (જો કે એ ઉપવાસના સુભાષ સાથેના સંબંધ ઉપર એમણે કાંઇ પ્રકાશ ન પાડ્યો.) એમના અનુયાયીઓ વીમાસણમાં પડ્યા કે, શું સત્ય એ એક એવી લપસણી વસ્તુ છે કે કઠોરમાં કઠોર આત્મદમનથી પોતાની જાતને શુદ્ધ કરનાર મહાત્મા સાથે પણ એ સંતાકુકડી રમી શકે? એમના વિરોધીઓએ કહ્યું: "અમે તો પહેલેથી જ કહેતા હતા!"

આજે આપણે હિમ્મતપૂર્વક કહી શકીએ છીએ કે એમના મિત્રો અને શત્રુઓ બન્ને ખોટા હતા. મહાત્માજીના જીવનના દરેક પગલાની પેઠે આ પગલામાં પણ ત્રણ દૃષ્ટિઓ હતી. પછી ભલે એમાં સંતની દૃષ્ટિ પ્રધાનપદે હોય.

ભલભલાને ભ્રમમાં નાખનારું આ એકીકરણનું રસાયન એમના જીવનના અંતકાળે નાશ પામ્યું.

જીવનના કાળા બળોના કારમા તાંડવે એક સંતની સુંદર સ્વપ્નદૃષ્ટિને અસંત ક્રૂરતાથી પીંખી નાખી. રસાયણનું વિશ્લેષણ થયું. સંત ગાંધી, મુત્સદ્દી ગાંધી, અને સૈનિક ગાંધી એમ ગાંધીને નામે ઓળખાતી મહાશક્તિના ત્રણ ટૂકડા થઈ ગયા.

સંત ગાંધીએ કહ્યું: "મારે હવે સવાસો વર્ષ જીવવું નથી."

મુત્સદ્દી ગાંધીએ કહ્યું: મારું બાકીનું જીવન હું પાકિસ્તાનમાં ગાળીશ"

સૈનિક ગાંધીએ કહ્યું: "હવે પછીનો મારો પ્રયત્ન વીરની અહિંસા કેવી હોય છે એ બતાવવાનો થશે."

મહાત્માજીની હયાતીમાં આપણી પ્રજાના મોટાભાગનો એમના તરફ એટલો બધો ભક્તિભાવ હતો કે એમને જો ઇજનેરો કે રસાયણશાસ્ત્રીઓની પરિષદના પ્રમુખ ચુંટ્યા હોત તો એમાં કોઇને કશું જ અજુગતું લાગત નહિ. એટલું જ નહિ પણ એમણે એ પ્રમુખસ્થાનેથી આપેલાં વ્યાખ્યાનો ઉપર વિદ્વાનોએ ઝપાટાબંધ ભાષ્યો રચી કાઢ્યાં હોત!

આજે હવે જો કોઇ કંઇક શાંત ચિત્તે વિચાર કરશે, એને એ સમજાશે કે મહાત્માજી કોઇ મહાન વૈજ્ઞાનિક, મૌલિક વિચારક કે સમર્થ અર્થશાસ્ત્રી નહોતા. એમણે ધર્મ અને રાજકારણ એ બે ક્ષેત્રો બાદ કરતાં બીજા કોઇ ક્ષેત્રમાં નોંધપાત્ર પ્રતિભા બતાવી નથી. ધર્મના ક્ષેત્રમાં એમની પ્રતિભા સંરક્ષક હતી, જ્યારે રાજકારણના ક્ષેત્રમાં વિનાશક.

ગાંધીવિચારણા એ કોઇ મૌલિક જીવનદર્શન નથી. મોરે ભાગે આ વિચારણા એ ઉછીની અને થાગડથીંગડ વિચારણા છે. કાકાસાહેબે ટોલ્સ્ટોય અને ગાંધીજી વચ્ચેનો ભેદ નીચેની રીતે બતાવ્યો છે. ટોલ્સ્ટોય કહે છેઃ ભાઇઓ, સિદ્ધાંત આ છે. થાય એટલાનો અમલ કરી છૂટો. સામે પક્ષે મહાત્માજી સિદ્ધાંતમાં બાંધછોડ કરે છે. પણ એના અમલમાં દ્રઢતા બતાવે છે. મને આ વિશ્લેષણ તદ્દન સાચું લાગે છે. બન્ને મહાપુરુષોમાં ઘણું સામ્ય હોવાં છતાં, એકની પ્રતિભાનું ક્ષેત્ર વિચાર હતું, જ્યારે બીજાની પ્રતિભાનું ક્ષેત્ર આચાર. મહાત્માજી વિચારક કરતાં આચારક અને આચારક કરતાં પ્રચારક તરીકે વિશેષ





મહાન હતો. હિંદનું રાજકીય ધ્યેય "સંસ્થાનિક સ્વરાજ" હોય કે "સંપૂર્ણ સ્વાતંત્ર્ય" હોય એ વિષે મહાત્માજી ઉદાસીન હતા. પણ બેમાંના ગમે તે એક ધ્યેય માટે પૂરેપૂરા લડી લેવા સારુ એ એકસરખા ઉત્સાહી હતા.

મહાત્માજીએ પ્રબોધેલા હિંદુધર્મના સિદ્ધાંતો સેંકડો વર્ષોથી જાણીતા હતા. ગીતા ઉપર એમની અગાઉ અનેક આચાર્યોએ ભાષ્યો કર્યાં હતાં. સત્ય અને અહિંસાના સિદ્ધાંતોને ટોલ્સ્ટોયે વિચાર અને વ્યવહાર દ્વારા વ્યક્ત કર્યા હતા. સર્વોદયની શોધ રસ્કીનની હતી. રામકૃષ્ણ પરમહંસે વિવાહીત જીવનમાં બ્રહ્મચર્ય પાળી ગૃહસ્થાશ્રમને બ્રહ્મચર્યાશ્રમમાં ફેરવી બતાવ્યો હતો. "નિર્મળ સ્વાતંત્ર્ય એ અમારું ધ્યેય અને સત્યાગ્રહ અથવા નિશસ્ત્ર પ્રતિકાર એ અમારું સાધન" એમ બિપીનચંદ્ર પાલે છેક ઇ. સ. ૧૯૦૬માં જાહેર કર્યું* હતું. સર્વધર્મસમભાવનો ઉપદેશ થિયોસોફિક સંપ્રદાયે વર્ષો થયાં કર્યો હતો. અસ્પૃશ્યતાનિવારણ, સ્ત્રીઉદ્ધાર, અને હિંદીપ્રચાર, ઋષિ દયાનંદે એક પેઢીથી અમલમાં મૂક્યાં હતાં. દારૂબંધીની જરૂરિયાત લોકમાન્ય તિલકને સમજાઇ હતી. પરદેશી કાપડની પહેલી હોળી વીર સાવરકરે કરી હતી.

તો પછી મહાત્માજીએ શું કર્યું?

આ બધાં આચારવિચારના નાનાંમોટાં ઝરણાંઓનું એકીકરણ કરી એને એક લોકપાવનકારી મહાગંગામાં મહાત્માજીએ ફેરવ્યાં.

આપણા જાહેર જીવનમાં મહાત્માજીનું જે મહત્વ હતું તે કોઈ શાંત ચિંતક તરીકેનું નહોતું, પણ એક વીજળીક વ્યકિતત્વવાળા લોકનાયક તરીકેનું હતું.

### ગાંધીઆંદોલનનું ઐતિહાસિક સ્વરૂપ

ગાંધીઆંદોલનનું ઐતિહાસિક સ્વરૂપ નક્કી કરતાં પહેલાં, એને લગતા અનેક સારામાઠા પૂર્વગ્રહોથી આપણે મુક્ત થવું પડશે, અને હકીકતોને એમના વાસ્તવિક સ્વરૂપમાં આપણે સ્વીકારવી પડશે.

નાનાલાલ કવિએ જ્યારે કહ્યું કે, "અસહકારીઓ એટલે બદમાસોનો સંઘ" ત્યારે એમની ઉપર ગુજરાતમાંથી મધપૂડો ઉડેલો. પણ દેશબંધુ દાસે જ્યારે કહ્યું કે અસહકારની ચળવળમાં જેટલા લુચ્ચા માણસો ઘૂસી ગયા હતા, તેટલા લુચ્ચા માણસો ભાગ્યે જ બીજી કોઇ ચળવળમાં પેઠા હશે. ત્યારે એનો કોઈએ વિરોધ નહિ કરેલો! વિનીતો જ્યારે વિદેશી કાપડની હોળીઓનો વિરોધ કરતા, ત્યારે તેઓ દેશદ્રોહીઓ કહેવાતા, પણ દીનબંધુ એન્ડ્રુઝે એનો સખત વિરોધ કરેલો, એની હજી ઘણાને ખબર જ નથી! શ્રી. મહમ્મદઅલી ઝીણા કોંગ્રેસને હિંદુ સંસ્થા અને મહાત્માજીને હિંદુ નેતા કહેતા ત્યારે ભોળા મુસલમાનભાઇઓને ભરમાવવાની શ્રી ઝીણાની કુટીલ રાજનીતિ સામે આપણો પુણ્યપ્રકોપ ભભુકી ઉઠતો! પણ મહાદેવભાઇએ જ્યારે લખેલું કે સત્યાગ્રહ આશ્રમ જેવી મુખ્યત્વે હિંદુ સંસ્થાના ઇમામસાહેબ બાવાઝીર ઉપપ્રમુખ હતા. ત્યારે એ લખાણ પ્રત્યે ભાગ્યે જ કોઈનું ધ્યાન ખેંચાયલું!

હકીકત એકની એક જ હોય પણ એ મિત્ર કહે તો સાચી અને શત્રુ કહે તો ખોટી! અને છતાંય આપણી લડતનો પાયો સત્ય અને અહિંસા હતો એમ કહેવાય છે.

ગાંધી આંદોલનનું ઐતિહાસિક સ્વરૂપ શું હતું? મહાત્માજી હિંદુ નેતા હતા કે હિંદી નેતા? આપણા દેશમાં હિંદી સંસ્કૃતિ નામની કોઇ સંસ્કૃતિનું અસ્તીત્વ ના હોવાથી, મહાત્માજી દેખીતી રીતે હિંદુ નેતા હતા. અને એમની નેતાગીરી હેઠળની કોંગ્રેસમાં આદર્શો, વિચારણા, કાર્યપદ્ધતિ, વ્યૂહરચના, નેતાગીરી અને જનતાનો સાથ મુખ્યત્વે હિંદુ હોવાથી કોંગ્રેસને હિંદુ સંસ્થા માનવામાં કશો જ વાંધો નથી.

રાજકીય રીતે ગાંધીજીએ ફેલાવેલી આંધી એ ત્રીજી હિંદુ પ્રતિક્રાન્તિ હતી. એની દ્વારા હિંદુ પ્રજાએ ઇતિહાસ પાસે ત્રીજીવાર આત્મનિર્ણયનો અધિકાર માગ્યો હતો.

---

* "વન્દેમાતરમ્" ૧૮ સપ્ટે ૧૯૦૬



મહાત્માજીને હિંદુ નેતા કહીને હું એમને લેશમાત્ર હલકા પાડવા માગતો નથી.

મહાત્માજીએ મુસલમાનો માટે કેટકેટલું સહન કર્યું, અને છેલ્લે એ પ્રજા માટે પોતાના પ્રાણ પાથર્યા, એ આપણે સૌ કોઈ જાણીએ છીએ. ઇસ્લામ આ દેશમાં એક હજાર વર્ષથી છે. એના અનેક સંતો, ફકીરો ને ઓલીયાઓ આ દેશમાં થઈ ગયા છે. એમાંથી કેટલાયે એમ કહ્યું કે, જો હિંદુઓનાં મંદિરો તૂટશે કે ગૌવધ થશે તો અમે આમરણાંત ઉપવાસ કરીશું ?

મહાત્માજીને હિંદુ નેતા કહેતી વખતે મારી નજર સામે આવી અનેક હકીકતો તરવરે છે.

હિંદ રાષ્ટ્રવાદના પાઠ બંગાળને ચરણે બેસીને શીખ્યું, અને બંગાળની ભાવનાભોળને વંદે માતરમનો મંત્ર ઋષિ બંકીમચંદ્રે આપ્યો. બંકીમચંદ્રની દ્રષ્ટિ સ્પષ્ટ રીતે હિંદુ દ્રષ્ટિ હતી. એમનો રાષ્ટ્રવાદ હિંદુ રાષ્ટ્રવાદ હતો. એમણે એ જોયું કે અસંખ્ય પ્રાચીન અને અર્વાચીન, સ્થાનિક અને પ્રાદેશિક, ગ્રામ્ય અને સંસ્કારી દેવદેવલાને પૂજતી હિંદુપ્રજાને એક કરવી હોય તો એને દેવ પણ એક જ આપવો જોઇએ. એમણે સંસ્કૃતિની ભઠ્ઠીને સતેજ કરી, અને એમાં અનેક પ્રાચીન અર્વાચીન દેવોને હોમી દીધા. એમાંથી જે સંસ્કારરસ નીકળ્યો એની ભારતમાતાની એક ભવ્ય મૂર્તિ ઘડી કાઢી, એમાં પ્રાણપ્રતિષ્ઠા કરી, અને પૂજ્યભાવપૂર્વક ભક્તિસ્તોત્ર ઉચ્ચાર્યું: "સુજલામ્ સુફલામ્ મલયજ શીતલામ્" માત્ર એમાં વાંધો એટલો જ પડ્યો કે ભઠ્ઠીનો તાપ એટલો ઉગ્ર નહોતો કે જેમાં અલ્લા નામનો આંતરરાષ્ટ્રીય દેવ પીગળી જાય.

આ મનોહર મૂર્તિ જોઇને ભાગેલા હિંદુઓ પ્રસન્ન થયા. ભણેલા મુસલમાનોએ મોં મચકોડ્યું :

"ઓત્તારીની ! આટઆટલાં મંદિરો તોડ્યાં તોય આ હિંદુડાં સુધર્યાં નહિ આ તો પાછી એમણે નવા સ્વરૂપમાં બુતપરસ્તી ચાલુ કરી. આ મંદિર નથી. આ માતા અમારી માતા નથી. અમારી માતૃભૂમિ અરબસ્તાન છે. અમારી સંસ્કૃતિનું હૃદય મક્કા છે. અમારો માલીક અલ્લાહ છે. અમે તો અહીં માત્ર રસુલે ખુદાનો પયગામ શમશેરના જોરથી ફેલાવવા આવ્યા છીએ. હિંદુસ્તાન એ તો અમારે મન કેવળ દારૂલ હરબ—જેહાદ જગાવવા માટેની યુદ્ધભૂમિ છે."

હિંદુ-મુસલમાન વચ્ચેના આ મતભેદનો અંત મહાત્માજી જેવી મહાન વિભુતિના આત્મબલિસર્જનથી પણ હજી સુધી આવ્યો લાગતો નથી.

આજના હિંદુસ્તાન અને પાકીસ્તાન વચ્ચેના મતભેદો અને દિલદુઃખો અલ્લાહ નામના આંતરરાષ્ટ્રીય દેવના અનુયાયીઓ અને ભારત માતા નામની રાષ્ટ્ર દેવીના ભક્તો વચ્ચેના દ્રષ્ટિભેદને કારણે છે.

પછી પ્રશ્ન એટલો રહેશે કે જો કોંગ્રેસ હિંદુ સંસ્થા હોય તો કોંગ્રેસ અને હિંદુ મહાસભા વચ્ચે તફાવત ક્યાં છે ?

સાંસ્કૃતિક રીતે કશો જ નહિ, રાજકીય રીતે ઘણો મોટો ! એ જ રીતે લીગી મુસ્લિમો અને કોંગ્રેસી મુસ્લિમો વચ્ચે સાંસ્કૃતિક મતભેદ હતો જ નહિ, માત્ર રાજકીય મતભેદ હતો.

કોંગ્રેસનો પ્રયત્ન હતો, મુસ્લિમો પ્રત્યે ઉદાર થવાનો. હિંદુ મહાસભાનો પ્રયાસ હતો. મુસલમાનો તરફ ન્યાયી બનવાનો. બન્ને સંસ્થાઓ મુસલમાનોને જીતી લેવા એકસરખી ઉત્સુક હતી. કોંગ્રેસ એમને પ્રેમના પ્રભાવથી જીતી લેવા માગતી હતી. હિંદુ મહાસભા એમને ડાંગના દારૂણ ન્યાયથી સીધા કરવા મથતી હતી. સરવાળે બન્ને પદ્ધતિઓ ઓછીવત્તી નિષ્ફળ નીવડી.

સામે પક્ષે મુસલમાનોની પરિસ્થિતિ પણ એવી ને એવી હતી. આ પરિસ્થિતિની યોગ્ય સરખામણી કરવી હોય તો તે બીજી હિંદુ પ્રતિક્રાન્તિ સાથે કરી શકાય. મોગલાઇના અસ્ત સમયે મરાઠાઓ, રજપુતો, જાટો અને શીખોએ સત્તા હાથ કરવા માટે રાજકારણમાં ઝંપલાવ્યું. એ સૌની સાંસ્કૃતિક પૃષ્ટભૂમિકા





એકસરખી હોવા છતાં રાજકીય સ્વાર્થો જુદાજુદા હતા. એની એ ઘટનાનું પુનરાવર્તન વીસમી સદીમાં કોંગ્રેસ, અને હિંદુ મહાસભા વચ્ચે થયું.

જેમ ઔરંગઝેબના કેટલાક સેનાપતિઓ હિંદુ હતા, અને શિવાજીના કેટલાક સેનાપતિઓ મુસલમાન હતા, તેથી બેમાંથી એકેનું રાજ્ય હિંદી ઠરતું નથી. તેમ કોંગ્રેસમાં થોડા મુસલમાનો, પારસીઓ હોય તેથી એનું હિંદુ સ્વરૂપ ફ્ટી જતું નથી. કોંગ્રેસમાં ગાંધીયુગમાં "સર્જક લઘુમતી" અને અનુસરી બહુમતી બન્ને મુખ્યત્વે હિંદુ જ હતા, આ નક્કર હકીકતની આપણે ઉપેક્ષા કરી શકીએ નહિ.

આપણી હિંદવાસીઓની મોટામાં મોટી કમનસીબી એ છે કે, આપણે સૌ કોઇ પણ નાના કે મોટા, સારા કે ખોટા કામ માટે, એકી સાથે એક થઇ શકતા નથી.

મધ્યયુગમાં જ્યારે મુસ્લિમ સંસ્કૃતિ વિસ્તરતી હતી, ત્યારે હિંદુ સંસ્કૃતિ સંકોચાતી હતી, વીસમી સદીમાં જ્યારે હિંદુ સંસ્કૃતિ ઉદાર બની ત્યારે મુસ્લિમ સંસ્કૃતિ સંકોચાઇ કોઈ રીતે ગિયાં મહાદેવનો મેળ ન જામ્યો તે ન જ જામ્યો-

અકબરે સ્થાપેલા દિને ઇલાહીમાં એના માનસિંગ અને ટોડરમલ જેવા વફાદાર રાજસ્થંભોએ, પોતાનો વૈષ્ણવસંપ્રદાય છોડીને દાખલ થવાની સ્પષ્ટ ના પાડી. એમણે અકબરની રાજકીય નેતાગીરી સ્વીકારી, પણ એની સાંસ્કૃતિક અને ધાર્મિક નેતાગીરીને ઇન્કારી. અને એ રીતે રાષ્ટ્રવાદી મુસ્લિમોએ મહાત્માજીની રાજકીય નેતાગીરી સ્વીકારી પણ સાંસ્કૃતિક અને ધાર્મિક નેતાગીરીને સદંતર અવગણી. એમના દાદા અબ્દુલ્લાથી માંડીને શેરે કાશ્મીર શેખ અબ્દુલ્લા સુધી મુસ્લિમ અનુયાયીઓમાંથી એક પણ અનુયાયીએ એમની સાંસ્કૃતિક કે ધાર્મિક નેતાગીરી સ્વીકારી નથી. માત્ર રાજકીય નેતાગીરી સ્વીકારી છે. સરહદના ગાંધી ખાન અબ્દુલ ગફારખાન જેવા એમના અત્યંત નિકટના અનુયાયીએ પણ એમની ધાર્મિક સર્વોપરિતા સ્વીકારી નથી. એમણે અહિંસાનો પ્રચાર કર્યો પણ એને માટે હિંદુ ધર્મનો ઋણ સ્વીકાર કર્યો નથી. ઉલટપક્ષે એમણે એમ કહ્યું છે કે, મને અહિંસાની ફિલસૂફી ઇસ્લામમાંથી લાધી છે.

મહાત્માજી, વિનોબા, મશરૂવાળા, કાકાસાહેબ અને ગાંધીસંપ્રદાયના બીજા અનેક અનુયાયીઓએ મહમદ, કુરાન, ઈસ્લામ અને મુસ્લિમ મહાત્માઓ વિષે જે ઉત્સાહ બતાવ્યો છે એના સોમાં ભાગનો પણ ઉત્સાહ અલીભાઇઓ, હકીમ અજમલખાન ડૉ. અન્સારી, ખાનભાઈઓ, મૌલાના આઝાદ અને શેખ અબ્દુલ્લાએ, રામ, કૃષ્ણ, રામાયણ, મહાભારત, ગીતા કે હિંદુ ઋષિ મુનિઓ વિષે બતાવ્યો નથી!

શ્રી. ઇકબાલ અને મૌલાના આઝાદે એમ જાહેર કર્યું છે કે: "હું મુસલમાન છું, તે બદલ મને અભિમાન છે." પોતાના ધર્મ માટે માણસ અભિમાન રાખે એમાં કશું જ ખોટું નથી. એમાંય ખાસ કરીને ઇસ્લામ જેવા વિશ્વધર્મના અનુયાયીઓને પોતાના પુરોગામીઓની સિદ્ધિઓ માટે ગર્વિષ્ઠ બનવાનો પૂરેપૂરો અધિકાર છે.

પણ "હું મુસલમાન છું, એટલા માટે મને અભિમાન છે, પણ એથીયે વિશેષ અભિમાન તો મને એટલા માટે છે કે હું આ ધરતીનું સંતાન છું. મારા પૂર્વજો રામ અને કૃષ્ણ, વસિષ્ઠ અને વિશ્વામિત્ર હતા" એવું કેટલા રાષ્ટ્રવાદી મુસ્લિમ નેતાઓએ અભિમાનપૂર્વક કહ્યું?

ખબરદાર કે કુમારપ્પા જેવા જન્મે પારસી કે ખ્રિસ્તી હોય પણ સંસ્કારે અને શિક્ષણે હિંદુ હોય એવા કેટલા રાષ્ટ્રવાદી મુસ્લિમ નેતાઓ આ દેશમાં અસ્તીત્વ ધરાવે છે?

આ દેશના ખાનદાનમાં ખાનદાન અને દેશભક્તમાં દેશભક્ત મુસલમાનના વ્યક્તિત્વના મૂળ અહીંની ધરતીમાં એક હજાર વર્ષ કરતાં વધુ ઊંડા ઊતર્યાં નથી. એને માટે આના કરતાં કોઇ વિશેષ પુરાવાની જરૂર છે ખરી?

# સ્વ૦ બટુભાઈનાં નાટકો

ધીરુભાઈ ઠાકર

ગુજરાતી એકાંકીના ઘડતરમાં સ્વ૦ બટુભાઇ ઉમરવાડિયાનો ફાળો અવિસ્મરણીય છે. ઇ. સ. ૧૯૨૨માં તેમણે 'લોમહર્ષિણી' લખીને ગુજરાતીમાં એકાંકી નાટકનો સૌથી પહેલો પ્રયોગ કર્યો. ૧૯૨૭માં તેમનું છેલ્લું નાટક 'શૈવાલિની' રચાઇને પ્રગટ થયું. આ પાંચ છ વર્ષના ગાળામાં બટુભાઈએ સર્જકના દીપ્તિમંત વ્યક્તિત્વની દૃઢ છાપ ધારણ કરતાં ડઝનથી યે વધું એકાંકીઓ આપીને ગુજરાતી નાટયલેખકોને માટે અનેક શકયતાઓથી ભરપૂર એવી નવી જ દિશા ખોલી આપી. પણ... પછી તો આ તેજસ્વી નાટયકારે પોતાની લેખન-પ્રવૃત્તિ સમેટી લઇને સાહિત્યના ક્ષેત્રમાંથી સ્વેચ્છાએ વનવાસ લીધો! તેનું પરિણામ એ આવ્યું કે બટુ-ભાઇના બન્ને એકાંકી–સંગ્રહો ('મત્સ્યગંધા ને બીજાં નાટકો' તથા 'માલાદેવી ને બીજાં નાટકો') વખત જતાં અપ્રાપ્ય બની ગયા ને નવી પેઢીને તો બટુભાઇનાં નાટકોના નામનિર્દેશથી વિશેષ કશું ભાગ્યે જ જાણવા મળે એવી સ્થિતિ ઉત્પન્ન થઇ.

આ શોચનીય સ્થિતિના નિવારણ રૂપે તાજેતરમાં 'બટુભાઇનાં નાટકો' એ નામથી બટુભાઇનાં નાટકોનો એક સંગ્રહ તેમના સુપુત્રોએ પ્રસિદ્ધ કરીને તેમની ઉત્તમ નાટયકૃતિઓને નાટયરસિકો તથા અભ્યાસકોને પુનઃ સુલભ કરી આપી છે. તેમાં નીચેનાં સાત નાટકો પસંદ કરીને મૂકયાં છેઃ 'મત્સ્યગંધા અને ગાંગેય', 'માલાદેવી', 'સતી', 'અશકય આદર્શો', 'લોમહર્ષિણી', 'હંસા' અને 'શૈવાલિની'. 'શૈવાલિની'ને બાદ કરતાં લગભગ બધાં જ નાટકો વિશે એ નાટકો પ્રથમ પ્રસિદ્ધ થયાં ત્યારે વિવેચનો થયાં હતાં. વળી, પ્રસ્તુત ગ્રંથની પ્રસ્તાવના રૂપે પ્રો૦ અનંતરાય રાવળે દરેક નાટકની સાહિત્યિક ગુણવત્તા દર્શાવતું વિસ્તૃત પૃથક્કરણાત્મક વિવેચન લખ્યું છે. એટલે અહીં લંબાણ નહિ કરતાં એકાંકી લેખે સાને નાટકોના રચનાવિધાનનો સમગ્ર ખ્યાલ લેવાનો પ્રયત્ન કરીએ.

નવલિકાની માફક એકાંકી નાટકને માટે પણ તેના લઘુ સ્વરૂપમાં પૂરેપૂરું સમાઇ જાય, તેનું પ્રત્યેક રસબિન્દુ યથાર્થ ઉત્કર્ષ પામે અને તેમાંથી સમગ્રપણે ઇષ્ટ હેતુને ચરિતાર્થ કરે તેવી ભાવની પરાકાષ્ઠા સચોટપણે ફલિત થઇ શકે એવું વસ્તુ પસંદ થવું જોઇએ. રોમેન્ટિક પ્રકૃતિના સર્જકની પ્રગલ્ભ કલ્પકતા અને અપૂર્વ પ્રયોગશીલતાએ બટુભાઇને તેમના એકાંકીઓના વૈવિધ્યપૂર્ણ વસ્તુની શોધ કરવાની પ્રેરણા આપી છે. 'મત્સ્યગંધા' સિવાયનાં

---

"ત્રિવેણી" માસિકમાં હિંદના બાર મહાપુરુષોની યાદી એના વાચકો પાસે માગવામાં આવી હતી, છેવટે એના તંત્રીએ તૈયાર કરેલી યાદી ઉપર ટીકા કરતાં શ્રી. રામનારાયણ પાઠકે "પ્રસ્થાન"માં લખેલું કે "આ યાદીમાં બારે મહાપુરુષો હિંદુઓ છે, પણ એ કેવળ અકસ્માત નથી. જે પ્રજા જ્યાં રહેતી હોય તે દેશને પોતાનો દેશ ન માને, ધર્મને પોતાનો ધર્મ ન માને, ભાષાને પોતાની ભાષા ન માને, સાહિત્યને પોતાનું સાહિત્ય ન માને, એ પ્રજામાં કોણ જાણે કેમ એવી કંઇક ખામી રહી જાય છે. કે એમાં મહાપુરુષો પાકતા નથી."

જદુનાથ સરકારે આનો આ મુદ્દો માત્ર જુદા શબ્દોમાં કહ્યો છે, જે આપણે આગળ જોઇ ગયા.

મુસલમાનો ઉપર એમણે કરેલી આ મતલબની ટીકા ઉપર મારે કંઇ જ ભાષ્ય કરવાનું રહેતું નથી!

આ રીતે જોઇએ તો મહાત્માજીની સમસ્ત ચળવળ એ એક પ્રતિક્રાન્તિ અથવા પ્રત્યાઘાતી ક્રાન્તિ કે સંરક્ષક ક્રાન્તિ (counter–revolution) હતી. એનું આંતરિક સ્વરૂપ ઉત્ક્રાન્તિકારી હતું પણ બાહ્ય સ્વરૂપ પ્રત્યાઘાતી હતું. ગાંધી પ્રતિક્રાન્તિ એ ત્રીજી હિંદુ પ્રતિક્રાન્તિ હતી. નવી સંસ્કૃતિનો મધ્યાહ્ન પૂરો થયો હતો, એ આથમી રહી હતી, એને અંગે જે નવી પરિસ્થિતિ ઊભી થાય એનો પૂરેપૂરો લાભ ઉઠાવવા માટે જૂની સંસ્કૃતિ નવી સંસ્કૃતિમાંથી ચૂસાય એટલો જીવનરસ ચૂસીને ગાંધીવાદના રૂપમાં ત્રીજીવાર પુનર્જન્મ પામી રહી હતી.

[આવતે અંકે: ગાંધીધર્મ અને ગાંધીરાજકારણ]

★





બધાં નાટકોનું વસ્તુ કલ્પિત છે. મહાભારતમાંથી લીધેલા 'મત્સ્યગંધા'ના વસ્તુને પણ, તેમણે રોહિત અને મધુરી જેવાં પોતાનાં માનસ-સંતાનો સર્જીને તથા ગાંગેય દેવવ્રતને મત્સ્યગંધા સાથે પ્રેમ કરતો બતાવીને સ્વકીય કલ્પનાશક્તિનો સુંદર પાસ આપ્યો છે. 'સતી', 'માલાદેવી' અને 'અશક્ય આદર્શો'નું વસ્તુ અનુક્રમે અધમ રાજખટપટ, આંધળી દેવશ્રદ્ધા અને જૂની ક્ષાત્રવટના નિરૂપણ દ્વારા મધ્યકાલીન વાતાવરણ ઊભું કરે છે અને બાકીનાં નાટકો ઓછેવત્તે અંશે આધુનિક ગુજરાતી સંસારને સ્પર્શે છે. વસ્તુને વળ દેતાં દેતા છેવટે તેમાંથી ઈષ્ટ હૃદયભેદક અંત ફલિત કરી બતાવવામાં એકાંકીકારની ખરી ખૂબી રહેલી હોય છે. વસ્તુની નાટ્યક્ષમતા પણ તેમાંથી નૈસર્ગિકપણે નિષ્પન્ન થતા સંઘર્ષો અને તેના અસરકારક પરિણામ પર જ અવલંબે છે. સ્વ૦ બટુભાઈમાં વસ્તુની નાટ્યક્ષમતા પારખવાની દૃષ્ટિ સારી પેઠે વિકસેલી હતી એમ પ્રત્યેક નાટકના વાંચનને અંતે ચિત્ત પર પડતી કેન્દ્રસ્થ ભાવની વેધક અસર પરથી સ્પષ્ટ સમજાય છે. એકાંકીના મર્યાદિત ખોખામાં વસ્તુની ગોઠવણી કરવામાં 'લોમહર્ષિણી' જેવા આરંભના નાટકમાં શિથિલતા અને અપક્વતા પ્રતીત થાય છે. પણ પછી તરત જ એકલક્ષી વસ્તુવિકાસ સાધવાનું કૌશલ તેઓ હસ્તગત કરી લે છે અને 'હંસા' અને 'મત્સ્યગંધા' જેવ બીજે જ વર્ષે લખાયેલા નાટકોમાં તત્પરત્વે નોંધપાત્ર સિદ્ધિ પણ દાખવે છે.

એકાંકીના વસ્તુને વિવિધ પ્રવેશોમાં વહેંચવાનું બટુભાઈએ નિયમ તરીકે સ્વીકાર્યું હોય તેમ એમનાં બધાં નાટકો જોતાં માલૂમ પડે છે. આમ કરવાથી વસ્તુનાં વિવિધ પાસાંનો વિકાસ સાધવાનું સરળ બને છે. કોઈવાર એ પ્રવેશો વિષ્કંભકની ગરજ પણ સારે છે. પરંતુ સ્થળકાળની એકવાક્યતા સાધવામાં કોઈવાર બે પ્રવેશો વચ્ચે આ તો લાંબો સમયગાળો બાધક નીવડે છે અને એકાંકીના નિયોજનને શિથિલ કરી મૂકે છે. એકાંકીના રસપ્રવાહને સળંગ વહેતો રાખે તેવું એક જ દૃશ્યમાં ગોઠવાયેલું અથવા અંતરાય વગર વિવિધ દૃશ્યોમાં વહેંચાયેલું સતતવાહી વસ્તુ ધારી અસર પાડી શકે. વસ્તુને અનેક દૃશ્યોમાં વહેંચવાની યોજના એકાંકીના નિબંધનમાં અપવાદરૂપે સ્વીકારવી ઈષ્ટ છે, નિયમ તરીકે નહિ. પણ એને બટુભાઈની અંગત ખામી ગણવા કરતાં પ્રારંભિક પ્રયોગને લીધે પ્રાપ્ત થતી મર્યાદા ગણવી વિશેષ ઉચિત છે.

તેજસ્વી વ્યક્તિત્વવાળાં પાત્રોનું સજીવ ચિત્રણ એ આ નાટકકારની નોંધપાત્ર સિદ્ધિ છે. બટુભાઈ એકાંકીના લઘુ ફલક પર ચમકદાર બુદ્ધિશક્તિ અને સ્ફૂર્તિવાળાં પાત્રો આસાનીથી સર્જી શકે છે. પાત્રોમાં વૈવિધ્ય પણ સારી પેઠે જળવાયું છે. પ્રત્યેક પાત્ર—પછી તે મુખ્ય હોય કે ગૌણ—તેના સર્જકની વિશિષ્ટ કલ્પકતાનું દ્યોતક હોય છે. રોહિત, જગત અને શ્રીમુખ બટુભાઈનાં ચિરંજીવ પુરુષપાત્રો છે, તો માલાદેવી, રાધારાણી, હંસા અને વિજયા તેવાં જ સ્ત્રીપાત્રો છે. મુનશીનાં નાટકોની માફક આ નાટકોનાં સ્ત્રીપાત્રો વધુ ગતિવાળાં હોઈ પુરુષ કરતાં વિશેષ આકર્ષક લાગે છે. પરંતુ ગાંગેય, શ્રીમુખ અને, જગતનાં પાત્રોની ભવ્યતા અને ઉદાત્તતા સ્ત્રીપાત્રોમાં નથી એ ભૂલવું ન જોઈએ. એ ત્રણે પાત્રો પોતપોતાનાં નાટકોની કેન્દ્રસ્થ ભાવનાના રક્ષક, ભાવક કે અધિષ્ઠાતારૂપ કાર્ય કરે છે અને 'મત્સ્યગંધા' 'લોમહર્ષિણી' તથા 'શૈવાલિની'ને સાતેમાં ચઢિયાતું પદ અપાવે છે. તેમાંયે 'શૈવાલિની' અને તેનો નાયક શ્રીમુખ તો સર્વશ્રેષ્ઠ છે. સાતે નાટકોમાં સૌથી વિશેષ ઊંડાણ અને હૃદયસ્પર્શિતા 'શૈવાલિની'માં પ્રતીત થાય છે તેનું કારણ તેનો આ શાંત પણ સદાજાગ્રત, ચિંતનશીલ, સહનમૂર્તિ નાયક છે. આ લઘુનાટકોમાં બટુભાઈ ગૌણ પાત્રોનું ચિત્રણ પણ એટલી જ ખૂબીથી કરે છે. ક્વચિત્ ચપળ અને વિનોદી રોહિત જેવાં, તો ક્વચિત્ ગંભીર વિચાર-મુદ્રાવાળા સુબોધ જેવાં ગૌણ પાત્રો વસ્તુનિર્વહણ તેમજ વૈવિધ્યની દૃષ્ટિએ નાટકમાં સારી પેઠે રસોપકારક નીવડે છે.

વસ્તુના હાર્દને પાત્ર દ્વારા સ્ફુટ કરવામાં વાતાવરણ ખૂબ મદદગાર નીવડે છે. એકાંકીમાં વાતા-

વરણનું મહત્ત્વ વધારે હોય છે. બટુભાઈનાં માનસ-સંતાનોની ખૂબી એવી છે કે તેઓ જ્યાં જન્મે છે ત્યાં જાણે કે પોતાની આગવી સૃષ્ટિ ઊભી કરે છે! બટુભાઈ પ્રસંગોપાત્ત રીતરસમો તેમજ પાત્રની ભાષા, બોલવાની લઢણ અને ચેષ્ટાઓ દ્વારા પૌરાણિક, ઐતિહાસિક કે આધુનિક સમાજનું વાતાવરણ સહેલાઈથી ઊભું કરી શકે છે. પણ અહીં હરકોઈ પ્રકારના વાતાવરણમાં રંગદર્શી તત્ત્વનું પ્રાધાન્ય ખાસ ધ્યાન ખેંચે છે. મૃગયા દરમિયાન સુંદરીમિલન, માલાપ્રભુના ઉત્સવની પદ્ધતિ, કપટજાળ ને રાજખટપટ, ક્ષત્રિયાણીની શૂર-લીલા, દરિયાઈ પ્રવાસ, અદ્ભુત સૌન્દર્ય-તૃષા અને ભયાનક ગૃહદાહ આ નાટકોમાં મસ્તી, રોમાંચ, કૌતુક, સાહસ, ઉદ્વેગ, જુગુપ્સા, બલિદાન, ઝંખના આદિ અનેક રંગદર્શી (romantic) તત્ત્વોની વાતાવરણમાં અદ્ભુત મિલાવટ કરે છે. આ નાટકો તથા એમાંનાં પાત્રોના માનસનો અભ્યાસ કરતાં તેમના સર્જકની પ્રકૃતિ મુખ્યતયા કૌતુકપ્રિય છે તે લક્ષમાં રાખવું જરૂરી છે.

આમ તો દરેક કલાકાર સૌન્દર્યદર્શી હોય છે, પણ બટુભાઈનાં નાટકોમાં તેમની સૌન્દર્ય-પરસ્તી વિશિષ્ટ રૂપે અને રીતે પ્રગટ થાય છે. વસ્તુતઃ એ જ તેમનું મુખ્ય દર્શન છે. લગભગ બધાં જ નાટકોમાં બટુભાઈની આ વિશિષ્ટ સૌન્દર્ય-ભક્તિ એક યા બીજી રીતે વેદનશીલ, કૌતુકપ્રિય કવિની આર્ત વાણીમાં આવિર્ભાવ પામે છે. ગાંગેય દ્વારા કર્તા પોતે જ બોલે છે કે 'સૌન્દર્યની જ્યોતિ સમક્ષ મહારાજ્યોના વૈભવ ને બળિયાનું બળ તુચ્છ છે.' (પૃ. ૧૫). એ જ વાત તેઓ માલદેવી દ્વારા કલા પરત્વે ઉચ્ચારે છે: 'કલાનાથની કલા આગળ અસંખ્ય લોકની વિસાત નથી.' (પૃ. ૬૨). આમ, બટુભાઈને મન સૌન્દર્ય અને કલાનું મહત્ત્વ સર્વોચ્ચ છે. એ તેમનાં પરમ ઉપાસ્ય તત્ત્વો છે. તેની ઝંખના એ કલારસિક માનવની યુગયુગની અતૃપ્ત તૃષા છે. આદર્શ રૂપની શોધમાં ભવેભવ ભટકીને તેની આછી ઝાંખી માત્રથી તેને ઝાલવા જતાં મૃત્યુ-સમાધિ લેનાર જગતની મનોભાવનામાં લેખકની સર્વોચ્ચ સુંદર તત્ત્વની અપ્રતિમ ઝંખના પ્રગટ થતી જોઈ શકાય છે. નારીનો દેહ એ સૌન્દર્ય-કલાનું અધિષ્ઠાન છે. 'સતી' અને 'શૈવાલિની' સૂચવે છે કે 'સૌન્દર્ય બળથી વશ થઈ શકતું નથી' તો અશક્ય આદર્શો' જાણે કે એમ સૂચવે છે કે એ જેને વરે છે તેનામાં એને પામવા કે પાળવા જેટલી પોંચ નથી હોતી! 'હંસા'માંનો નરેશ, વળી, લેખકના જ મનમાં ઘોળાતો પ્રશ્ન મૂકે છે કે 'સુંદર માણસો અધમ કેમ થઈ શકે?' આમ, આ સાતે નાટકો, એક રીતે, વિવિધ સ્થળકાળમાં ઊભાં હોવા છતાં, કર્તાના અંતરમાં સ્ફુટ-અસ્ફુટ—અર્ધસ્ફુટ સ્વરૂપે ઝગ્યા કરતી કોમળ તેમ કરાલ સૌન્દર્ય-જ્યોતિના જ જાણે કે નાના મોટા સ્ફુલિંગો છે!

બટુભાઈના રંગદર્શી સ્વભાવનો આ એકાંકીઓને જો કોઈ મોટો લાભ મળ્યો હોય તો તે નાટકના કેન્દ્રસ્થ ભાવનું ઉત્કટ આલેખન છે. બધાં નાટકોની પાછળ જાણે કે કર્તાના વેદનશીલ ઉરતંત્રનો ઉત્કટ ધબકાર સંભળાય છે. એકાંકીની સફળતાનો મોટો આધાર અનુભવની ઉત્કટતા પર, લાગણીની તીવ્રતા પર રહેલો છે. એકાંકીને સ્વતંત્ર કલાસ્વરૂપ આપે તેવું એ જ તેનું એક અંતસ્તત્ત્વ છે. લાંબા પથરાટ-વાળા ત્રિ-અંકીમાં સાગરનાં મોજાંની માફક લાગણી એક સ્થાનેથી બીજે સ્થાને હિલોળા લેતી દોડતી હોય છે. એકાંકીની અંદર વસ્તુનું જીવાતુભૂત તત્ત્વ ઊંડી અનુભૂતિ રૂપે અજબ પલટો ખાઈને, લક્ષ્યવેધી બાણની માફક બનાવની ભીતરમાંથી સદ્ય છૂટીને ભાવકના હૃદયમાં સોંસરું ઊતરી જાય છે. પ્રત્યેક કૃતિને અંતે સ્વયમેવ પ્રગટ થતી તીવ્ર માનવ-સંવેદના - એ આ નાટકોનું સૌથી મોટું અસરકારક અંગ છે. 'હંસા' સિવાયનાં બધાં જ નાટકો કરુણાન્ત છે, પણ કોઈમાં પોચટ લાગણીવેડા નથી. મત્સ્યગંધા પ્રત્યેના નવજાત પ્રેમ અને પિતૃભક્તિ વચ્ચેના ઘર્ષણમાંથી પ્રગટેલી ભીષ્મની ઉદાત્ત પણ હૃદયભેદક પ્રતિજ્ઞાનો વિચાર





કરો, કે પોતાના હૃદયરાજની કલાનાથની કલાના રક્ષણ કાજે અસંખ્ય લોકોના હિતના વિચાર સાથે પોતાની જાતને નિડરપણે ઓવારી નાખનાર માલાદેવીના અંતરંગનો ખ્યાલ કરો, વૈરરૂપી 'વિષના આતશ'માં બળી રહેલી ખંડિતા રાધારાણીના હૃદયમાંથી સજારૂપે નીકળતી કોપજ્વાળા નિહાળો કે પ્રેમીના બોલ પર જાન ફના કરનારી ટેકીલી રાજપૂત રમણી વિજયાની અંતઃપ્રેરણાનો વિચાર કરો, આદર્શ સૌન્દર્યમૂર્તિની પળભર ઝાંખી થતાં જ ' લોમહર્ષિણી...લોમ...' કહીને આર્તચીસ નાખી મૃત્યુની ચિરસમાધિ લેનાર જગતના હૃદયનો આવેગ લક્ષમાં લો, કે આંધળી માના મૃત્યુ પછી શાંતમૂર્તિ જીવનદ્રષ્ટા શ્રીમુખની ફાટેલી હૃદયગુહામાંથી નીકળતા ભગ્નાશ ઉદ્ગારોના મૂર્ત પ્રતીક સમો ગૃદ્દદાહ જુઓઃ પ્રત્યેક નાટકમાંથી કોઇ ને કોઈ રીતે ભાવકના અંતરને દઝાડે તેવી ઉષ્માવાળા માનવહૃદયનું બળ અવશ્ય પ્રતીત થવાનું જ. આ સંવેદના ફલિત કરી બતાવતી બટુભાઇની વિચારશ્રેણી વિશે ભલે મતભેદ હોય, પરંતુ એને પ્રગટ કરતાં પાત્રોની અનુભૂતિમાં સચ્ચાઇ છે એમ તેના કથનનો રણકો વારંવાર ઠોકી ઠોકીને કહે છે. મૌલિક રંગવાળી કલ્પનાશક્તિ બટુભાઇને નવું વસ્તુ શોધવા પ્રેરે છે, તો વેદનશીલ પ્રકૃતિ એકાંકીના આત્મારૂપ ઊર્મિ-સંવેગને વેધકતા આપે છે. એકાંકીના સ્વરૂપઘડતરમાં બટુભાઇનો જો કાંઇ વિશિષ્ટ ફાળો હોય તો આ છે. બટુભાઈની પછી તેમના અનુગામી ઉમાશંકરનાં નાટકોમાં એકાંકીનું આ પ્રાણ-તત્ત્વ સવિશેષ વિકસેલું જણાય છે.

ભાવનું સંવેદન વાણીમાં પ્રગટ થાય છે. બટુભાઇની વાણીમાં વેધકતા છે. એ પ્રસંગોપાત્ત મૃદુતા, કઠોરતા કે તેજસ્વિતા ધારણ કરી શકે છે. તેમાં ધ્વનિનું તત્ત્વ ઠીક પ્રમાણમાં છે. સાથે સાથે વિનોદ અને ગંભીર ચિંતન પણ છે. તેમના સંવાદો સચોટ અને ગતિપ્રેરક હોય છે. નૈસર્ગિક સંઘર્ષ નિપજાવે તેવા આ સંવાદોની યોજના સમર્થ ભાષાસ્વામીની જ નહિ, પણ વકતૃત્વ-છટાના જાણકાર તરીકે બટુભાઇની સારી છાપ પડે છે. એકાંકીના પ્રારંભિક પ્રયોગો તરીકે આ નાટકો આમ અનેક રીતે સફળ છે.

બીજા કોઈ સાહિત્યપ્રકારની સામે ટકી શકે એટલું ખેડાણ એકાંકીનું ગુજરાતમાં હજુ થયું નથી. તેમ છતાં છેલ્લાં પચીસેક વર્ષ દરમિયાન પાશ્ચાત્ય એકાંકીઓના વધતા જતા અભ્યાસે, અવેતન રંગભૂમિના ઉદયે અને રેડિયો એ એકાંકીના અખતરાઓને ઠીક ઉત્તેજન આપ્યું છે. વિષયનિષ્ઠા, એક જ રસ પર એકાગ્રતા, સજીવ પાત્રચિત્રણ, ગતિપ્રેરક સંવાદો, ભાષાની વ્યંજકતા ને સમગ્ર કૃતિની રહસ્યમયતા પરત્વે છેલ્લા બે દાયકામાં શ્રી ચંદ્રવદન મહેતા, શ્રી ઉમાશંકર જોષી, શ્રી ઇન્દુલાલ ગાંધી, શ્રી જયંતી દલાલ અને શ્રી યશોધર મહેતા જેવા વિચક્ષણ લેખકો દ્વારા વિવિધ રીતે એકાંકીનો વિકાસ થતો રહ્યો છે. બટુભાઈનાં નાટકો ગુજરાતી એકાંકીની એ નાનકડી વિકાસ-કેડી પર ધ્રુવ સીમાચિહ્ન રૂપે સ્થિર થયેલાં છે. આજે પણ એ નાટકો સહૃદય ભાવકને ઉત્તમ રસાસ્વાદ કરાવે છે ને એકાંકીના સ્વરૂપ-વિધાનના અભ્યાસીને વિચારપ્રેરક સામગ્રી પૂરી પાડે છે. એ મહત્ત્વના નાટ્યસમૂહમાંથી મુખ્ય સાતને નવીન સંગ્રહરૂપે* આજની પેઢી સમક્ષ મૂકવા બદલ બટુભાઈના વારસો ધન્યવાદને પાત્ર છે.

*બટુભાઈનાં નાટકો-પ્રકાશકઃ દિલીપ બટુભાઇ ઉમરવાડિયા, વિક્રેતાઃ ત્રિપાઠી લિ. મુંબઇ. રૂ. ૩

★

## કરુણતા!

મને ચ્હાનારાને નવ દઈ શકું હું પ્રણય, ને
નહીં ચ્હાનારાને તરફડું છું દેવા પ્રણયને!

ભૂપેન્દ્ર ઠા વકીલ

# સ્વપ્ન

રવીન્દ્રનાથ ઠાકુર
અનુ૦ સુરેશ હ. જોષી

દૂરે  બહુ દૂરે
સ્વપ્નલોકે ઉજ્જયિનીપુરે
શિપ્રાનદીતટે ગયો'તો હું શોધવાને
મારી પૂર્વજનમની પ્રથમા પ્રિયાને.
મુખે એને લોધ્રરેણુ, નીલપદ્મ હાથે,
કર્ણમૂલે કુન્દકળી, કુરવક માથે;
નીવીબન્ધે બાંધ્યું રક્તામ્બર તનુ દેહે
ચરણે નૂપુરદ્વય ચૂપ જ ના રહે.

વસન્તને દિને
મારગ શોધતો ભમ્યો'તો હું દૂર દૂરે.

મહાકાલના મંદિર મહીં
ત્યાં ગંભીર સ્વરે થતી હતી સન્ધ્યારતિ.
જનશૂન્ય પણ્યવીથિ, ઊંચે દિયે દેખા
અંધારા હર્મ્યની પરે સન્ધ્યારશ્મિરેખા.

પ્રિયાનું ભવન
બંકિમ સંકીર્ણ પથે દુર્ગમ નિર્જન.

દ્વારે આંક્યાં શંખચક્ર, એની બન્ને બાજુ
ઊછેર્યાં છે પુત્રસ્નેહે શિશુ નીપતરુ.

તોરણના શ્વેતસ્તમ્ભે ઊભી
સિંહની ગમ્ભીર મૂર્તિ જાણે દરબારી.
પ્રિયાનું કપોતયુગ્મ પાછું વળ્યું ઘરે
મયૂર છે નિદ્રામગ્ન સ્વર્ણદણ્ડ પરે.

એવે સમે હાથે લઈ દીપશિખા
ધીરે ઊતરીને આવી મારી માલવિકા.
દેખા દીધી દ્વારપ્રાન્તે સોપાનની પરે
સાન્ધ્યલક્ષ્મી સમ સાન્ધ્યતારક લૈ કરે.

અંગની કુસુમગન્ધ, કેશધૂપવાસ—
ઢાળ્યો એણે અંગે મારે વિહ્વલ નિઃશ્વાસ
દેખાઈ ત્યાં અર્ધચ્યુત વસન-અન્તરે
ચન્દનની પત્રલેખા વામ પયોધરે.

પ્રતિમાની જેમ ઊભી રહી ત્યાં એ
નગરગુંજનક્ષાન્ત નિસ્તબ્ધ સન્ધ્યાએ

પ્રિયા જોઈ અને
ધીરે ધીરે દીપકને દ્વારે મૂકી દૈને
આવી ઊભી સામે; મારો હાથ લઇ હાથે
નીરવે કેવળ પૂછ્યું બે કરુણ આંખે:
'હે સખા, કુશળ છે ને?' જોઇ એનું મુખ
ગયો હું કહેવા કશું, થઈ ગયો મૂક.
ભુલાઈ ગઈ જ ભાષા! અમે બન્ને જણે
યાદ કરી જોયાં નામ, કશુંય ના સ્મરે!
પરસ્પર ભણી જોઇ કર્યો ઘણોય વિચાર
નિઃસ્પન્દિત નેત્રથકી વહ્યાં અશ્રુઓ અપાર.
ક્યાં સુધી વિચાર્યા કર્યું બેસી દ્વારતરુતલે
ના જાણું ક્યારે શાં છળે
સુકોમળ કર સંતાડી દીધો ત્યાં એણે
માહરા દક્ષિણ કરે—નીડે વળવા ઉત્સુક
કો સાન્ધ્ય પંખીની જેમ. મુખ એનું ત્યારે
નતવૃન્ત પદ્મસમ વક્ષ પરે મારે
ઢળી પડ્યું ધીરે ધીરે. વ્યાકુલ ઉદાસ
નિઃશબ્દે આવીને ભળ્યા નિઃશ્વાસે નિઃશ્વાસ.

રજનીનો અન્ધકાર—
ઉજ્જયિની કરી દીધી એણે લુપ્ત એકાકાર.
દીપક ત્યાં દ્વારે
ઝંઝાવાતે હોલવાયો, ના જાણું હું ક્યારે!

શિપ્રાનદીતીરે
આરતિ વિરમી ગઈ શિવના મન્દિરે.

[ કલ્પના ]

☆

# દીવાળીની ભેટ માટેના નવાં પુસ્તકે

| | | |
|---|---|---|
| ભવસાગર | ઈશ્વર પેટલીકર | ૪-૦ |
| લોહીની સગાઇ | ,, | ૪-૦ |
| ચિનગારી | ,, | ૩-૧૨ |
| વાત્રકને કાંઠે | પન્નાલાલ પટેલ | ૩-૮ |
| જમાઈરાજ | ,, | ૨-૦ |
| માનવીની ભવાઇ [નવી આ.] | ,, | ૫-૮ |
| વળામણાં ,, | ,, | ૨-૮ |
| પ્રતિબિંબ | ધૂમકેતુ | ૩-૦ |
| ચારિત્રકથાઓ | ,, | ૧-૦ |
| ગોષ્ઠિ | ઉમાશંકર જોષી | ૩-૦ |
| શહીદ | ,, | ૩-૦ |
| ગંગોત્રી [નવી આ.] | ,, | ૩-૦ |
| મિયાં ફુસકી [૧૫ પુ.] | જીવરામ જોષી | ૧૧-૪ |
| સુબોધમાળા [૧૦ પુ.] | ,, | ૩-૧૨ |
| બાલબંધુ ગ્રંથમાળા [૬ પુ] | ,, | ૪-૦ |
| વિનોદમાળા [૬ પુ.] | ,, | ૬-૦ |
| આસ્તિક | સાને ગુરુજી | ૩-૦ |
| પુનર્જન્મ | ,, | ૩-૦ |
| મનુબાપા | ,, | ૧-૮ |
| રામના રખોપાં | ,, | છપાય છે |
| પ્રવેશ બીજો | જયંતિ દલાલ | ૨-૦ |
| જૂજવાં | ,, | ૩-૮ |
| કથરોટમાં ગંગા | ,, | ૧-૦ |
| મેઘપંથ | અનુ. ,, | ૪-૦ |
| મોતી | ,, | ૦-૧૨ |

| | | |
|---|---|---|
| અવતરણ | જયંતિ દલાલ | ૧. |
| સ્ટાલિનગ્રાડ | અનુ. ,, | ૧- |
| ધૂમ્રસેર | ગુલાબદાસ બ્રોકર | ૧. |
| લતા અને બીજી વાતો | ,, | ૩- |
| આકાશપોથી | નિરંજન વર્મા | |
| | જયમલ્લ પરમાર | ૨. |
| પરીકથા ૧-૨ | ,, | ૭ |
| દેશદેશની લોકકથા ૧-૨ | ,, | ૭- |
| શેખચલ્લી | ,, | ૧- |
| પરિભ્રમણ ૧-૨-૩ | ઝવેરચંદ મેઘાણી | ૧૦- |
| પરકમ્મા | ,, | ૨- |
| છેલ્લું પ્રયાણ | ,, | ૨- |
| વેરાનમાં | ,, | ૨- |
| રામસાગર | સુધાંશુ | ૪- |
| શેષનાં કાવ્યો [નવી. આ.] | રા. વિ. પાઠક | ૩- |
| જય યૌધેય | રાહુલજી | ૫- |
| મૃગજળ | શેવડેજી | ૫- |
| સોહિણી | રતિલાલ છાયા | ૩- |
| શાલિની | ડાહ્યાભાઈ પટેલ | ૩- |
| કિંગકોંગ | હેમેન્દ્રકુમાર રાય | ૧- |
| દીપમાળ ભા. ૧-૨ | શંકરભાઇ સો. પટેલ | ૧-૧ |
| આપણી કહેવતો | ,, | ૦- |
| સામાન્યજ્ઞાન નામાવલિ | ,, | ૦- |
| સુખનાં સ્વપ્ન | કાંતિ ઉપાધ્યાય | ૦- |
| પંચાજીરી | ર. છો. મહેતા | ૨- |

ઉપર લખ્યાં અમારાં નવાં પ્રકાશનો ઉપરાંત ગુજરાતની તમામ પ્રકાશન સંસ્થાઓનાં દરેક ગુજરાતી પુસ્તકો અમારે ત્યાંથી મળી શકે એવી ગોઠવણ કરેલી છે. વધુ વિગત માટે સૂચિપત્ર મંગાવો. તમારો ઓર્ડર મોકલી આપો.

# હૃષ્ટ પુષ્ટ બચ્ચાંઓ માટે



આપ આપના બચ્ચાંને ગ્લૅક્સો આપો છો ત્યારે આપ તેના હાડ પિંજરની સુંદરતા, મજબુત દાંત તથા નક્કર સ્નાયુઓના વિકાસમાં સહાય કરો છો. એક પ્રકારના–ગાયના દૂધમાં વિટામિન 'ડી' તથા લોહ મિશ્રિત ગ્લૅક્સોમાં સ્વસ્થ અને સશક્ત વૃદ્ધિ માટે આવશ્યક એવાં બધાંએ જીવન – તત્વો રહેલાં છે — કોઈપણ માતા તરફથી બચ્ચાને અપાતી આ સર્વોત્તમ ભેટ છે.







## ગ્લૅક્સો બચ્ચાંઓ માટે દુગ્ધજ ખાદ્ય

ગ્લૅક્સો લેબોરેટરીઝ (ઇન્ડિઆ) લિ. મુંબઈ • કલકત્તા • મદ્રાસ

દરેક પ્ર. પત્રની પ્રવેશ ફી ફકત રા॥ આના

# કસોટી નાતાલ વ્યૂહ: ૧૬૨

અંક તારીખ - ૧૯મી ડિસેમ્બર, બુધવાર

એકંદર ઇનામો રૂા. ૩૦,૦૦૦

પ્રથમ ઇનામ રૂા. ૧૬,૦૦૦ રોકડા

| બીજું ઇનામ | ત્રીજું ઇનામ | બીજાં ઇનામો |
|---|---|---|
| રૂા. ૭,૦૦૦ | રૂા. ૪,૦૦૦ | રૂા. ૩,૦૦૦ |

સંપૂર્ણ વિગતો માટે 'મક્રમ' અઠવાડિક જુઓ

## આડી ચાવીઓ

(૧) ઇજીપ્ત–બ્રિટન વચ્ચેનો ઝઘડો હાલ તુરત શમવો......છે.

(૪) નજીવી વસ્તુ માટે...... કરવાથી સમજુ માણસો બહુધા દૂર રહેશે.

(૬) ઘરમાં વહુનું ચલણ વધે એ તરફ મોટા ભાગની સાસુઓ......થી જોશે.

(૭) ......થી મોહ ઉપજાવવાની કળા ચબરાક સ્ત્રીને સુસાધ્ય હોય છે.

(૮) પતિની......પર સ્ત્રી કદાચ વધુમાં વધુ મુગ્ધ બનતી હશે.

(૧૧) તનતોડ મહેનત કરનાર માણસ......હોય એ બનવાજોગ નથી.

(૧૨) સાચી વસ્તુ સમજવા પણ આવા માણસો ભાગ્યે જ તૈયાર હોય છે.

(૧૩) ઇશ્વર એ પાપીઓને...... એક મહાન શક્તિ છે.

(૧૬) ......બાળકોને જોઈ કોના દિલમાં દયા નહિ ઉભરાય ?

(૧૯) અક્ષરો છાપેલા છે.

(૨૧) શાણો માણસ કેવળ...... ને વશ થઇ કાંઇ પગલું ભરવા બહુ ઓછો સંભવ છે.

(૨૨) અહીં 'દામ' કે 'દારા' આવશે.

(૨૩) ખેદાનમેદાન.

(૨૪) આવો માણસ કોઈથી ભાગ્યે જ ગાંજ્યો જાય છે.

## ઊભી ચાવીઓ

(૧) મિથ્યાભિમાની માણસ આગળ તમે સલાહ લેવા જશો તો એ ઘણુંખરું......ની જેમ વાતો કરશે.

(૨) જરા પણ.

(૩) કટાયેલ......સારું કામ આપવા સંભવ નથી.

(૫) માણસનું ગૃહજીવન વ્યવસ્થિત બનવાનો મોટો આધાર તેની......પર રહે છે.

(૯) સુંદર સ્ત્રી.

(૧૦) ......પર ચડેલ વ્યક્તિને વારવાનું કામ ક્યારેક બહુ મુશ્કેલ થઈ પડે છે.

(૧૧) માણસ......બને છે ત્યારે તેના પ્રત્યેનું સગાંસંબંધીઓનું વલણ બહુધા બદલાઇ જવા પામે છે.

(૧૪) ભારતના કેટલાક રાજવીઓ હજી તેમની જૂની જાહોજલાલી ......જણાય છે.

(૧૫) આધુનિક યુગ પ્રવાહોની ભારતની......પર બહુ ઓછી અસર થયાનું જણાય છે.

(૧૭) સ્થાવર અને જંગમ મિલકત

(૧૮) શેઠનો ઠપકો મૂંગે મોંએ સાંભળી લેવો એ......નોકરોની એક ખાસિયત હોય છે.

(૧૯) કાળાંબજાર કરનાર માણસ ......માં જાણીતો થઈ જાય છે.

(૨૦) દાંડ દેણદાર પાસે નાણાં કઢાવવા શાહુકાર......માર્ગ લેવા વધુ સંભવ છે.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ■ | ૧ મુ | શ્કે | ૨ લ | ■ | ૩ | ■ | ૪ | ૫ દ |
| ૬ ડ | | ■ | ૭ વ | | ન | ■ | ■ | |
| ■ | | ■ | | ■ | ૮ સ | | ૯ લ | તા |
| ૧૦ | ■ | ૧૧ | શ | ક્ત | ■ | ■ | | ■ |
| ૧૨ મ | | ધ | ■ | ■ | ૧૩ | ૧૪ ર | ના | ૧૫ ર |
| ત | ■ | ૧૬ ન | ૧૭ આ | | ■ | | ■ | |
| ■ | ૧૮ ન | ■ | | ■ | ૧૯ સ | તા | ૨૦ મ | ણી |
| ■ | ૨૧ | હે | મ | ■ | | ■ | | ■ |
| ૨૨ દા | | ■ | ૨૩ તા | | જ | ■ | ૨૪ મ | |


| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ■ | ૧ મુ | શ્કે | ૨ લ | ■ | ૩ | ■ | ૪ | ૫ દ |
| ૬ ડ | | ■ | ૭ વ | | ન | ■ | ■ | |
| ■ | | ■ | | ■ | ૮ સ | | ૯ લ | તા |
| ૧૦ | ■ | ૧૧ | શ | ક્ત | ■ | ■ | | ■ |
| ૧૨ મ | | ધ | ■ | ■ | ૧૩ | ૧૪ ર | ના | ૧૫ ર |
| ત | ■ | ૧૬ ન | ૧૭ આ | | ■ | | ■ | |
| ■ | ૧૮ ન | ■ | | ■ | ૧૯ સ | તા | ૨૦ મ | ણી |
| ■ | ૨૧ | હે | મ | ■ | | ■ | | ■ |
| ૨૨ દા | | ■ | ૨૩ તા | | જ | ■ | ૨૪ મ | |


અમદાવાદના કલેક્ટરે [illegible] મંજૂર કરેલી હરીફાઈ
કસોટી હરીફાઈના સર્વ શરતો-નિયમો મને કબૂલ મંજૂર છે.
ત્રણે પ્રવેશપત્રો એકી સાથે કાપજો.

નામ ______________________

ઠેકાણું ______________________

ગામ ______________________

| | |
|---|---|
| મેં મારા નામે કુલ પ્રવેશપત્રો નંગ ...... ભર્યાં છે. | તેની પ્રવેશ ફીના રૂા. ...... આ સાથે ......થી મોકલ્યા છે. |

પ્રવેશ પત્રો મોકલવાનું તથા પત્ર વહેવારનું સરનામું:–

**કસોટી કાર્યાલય** રેવડી બજાર, અમદાવાદ

ઊર્મિ નવરચના સાહિત્ય, સમાજ અને સંસ્કાર માસિક
'ઊર્મિ' વર્ષ ૨૧ : 'નવરચના' વર્ષ ૧૬ : અંક ૯ મો
ડિસેમ્બર : ૧૯૫૨

ક્રમ

| | | |
|---|---|---|
| સમયનાં ક્ષીરનીર | રાજહંસ | ૭ |
| સાત સપ્તાહનાં સોવિયેત-સ્મરણો | હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાય | ૧૩ |
| શ્રદ્ધા ક્યાં છે? | ધૂમકેતુ | ૧૬ |
| ઉધમાત | જયન્ત પરમાર | ૧૭ |
| દિવાળી અંકોનો સાભાર પ્રાપ્તિસ્વીકાર | ...... | ૧૮ |
| કેળવણી વિષે ડૉ. જહોન ડ્યુઇ | હર્ષિદા પંડિત | ૧૯ |
| ક્ષય વિષેનું સામાન્ય જ્ઞાન | જયમલ્લ પરમાર | ૨૩ |
| અદેખો | પ્રવાત | ૨૫ |
| ચાર આશ્રમનો પાયો | અનુ૦ નટવરલાલ દવે | ૨૬ |
| પોયણું ખીલ્યું રે! | જશભાઇ કા૦ પટેલ | ૩૧ |
| સોરઠી સંતોની ભજનવાણી | સંપાદક: ગજાનન વિ૦ જોષી | ૩૨ |
| આપણી સ્ટર્લિંગ પુરાંતો | રામુ પંડિત | ૩૪ |
| આંસુ શાનાં? | અનુ૦ ગોપાળરાવ વિદ્વાંસ | ૩૮ |
| કાળમીંઢની વચ્ચે થઇને | માધવસિંહ સોલંકી | ૪૩ |
| કરડનો ચક્કીનો આરો | શિવશંકર પ્રાણશંકર શુકલ | ૪૭ |
| ગ્રંથસમીક્ષા | अ. म./रा. | ૪૯ |

☆

'સર્વોદય કે સામ્યવાદ?' અને 'મારી સફર' એ બંને ચાલુ લેખો આ વખતે સ્થળ સંકોચને કારણે આવી શક્યા નથી.

* દર માસની ૧લી તારીખે પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એમ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઇ શકાય છે.
* વરસનું લવાજમ: દેશમાં **સાડાસાત રૂપિયા** અને વિદેશમાં દસ **રૂપિયા** ( શિ. ૧૫ ) છૂટક નકલ : બાર આના.
* વ્યવસ્થા અંગેની કોઇપણ ફરિયાદ વખતે ગ્રા. નં. હશે એનો અમલ થવામાં જરા પણ વિલંબ નહિ થાય.
* જરૂરી ટપાલ ખર્ચ બીડ્યું હશે તો જ અસ્વીકૃત લેખ પરત કરાશે અથવા તો જવાબ આપશે.

ઊર્મિ-નવરચના કાર્યાલય
ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી માર્ગ : અમદાવાદ ૧

સંપાદક અને પ્રકાશક: ઇશ્વરલાલ મો. દવે : ભારતી સાહિત્ય સંઘ, લિમિટેડ : ગાંધી માર્ગ : અમદાવાદ ૧

# સમયની આરપાર

રાજહંસ

ચન્દ્ર

### ચૂંટણીઓ વચ્ચે તટસ્થ રહીએ

જેમણે લાગલાગટ પચીસથી વધારે વર્ષો કોન્ગ્રેસની સેવા કરી, રાજકારોબારમાં ભળ્યા, બોજો ઉઠાવ્યો, લોકપ્રીતિ મેળવી અને તે પછી આ ચૂંટણીઓમાંથી જાતે ખસી ગયા એવા નિઃસ્વાર્થી દેશસેવકોને આપણે અભિનંદન આપીએ. અને સાથે સાથે આશા રાખીએ કે ભલે ઝઘડાળુ પ્રશ્નોથી તેઓ છેટા રહે પરન્તુ, દેશસેવાના માર્ગમાં તેમનાં સલાહસૂચનો તો મળ્યા કરશે.

કૃપાલાણીએ માન્યું છે કે સર્વોદયનો કાર્યક્રમ અમલી બનાવવો હોય તો આજની સરકાર ખપ નહિ લાગે, એટલું જ નહિ પણ સત્તા હાથ કરવી જોઈશે. શું ગાંધીજી આવું કહી શકત? સર્વોદયમાં લોકોની સમજ મોખરે છે કે સત્તાનો અમલ?

જે લોકો કોન્ગ્રેસથી છૂટા પડયા એમણે જુદા પક્ષો કર્યા એ દુઃખદ છે. એમણે સ્વસ્થતા જાળવી તટસ્થ રહ્યા હોત તો નિઃસ્વાર્થ સેવાનું તેઓ ઉદાહરણ આપી શકત. પરન્તુ, એમણે અજાણ્યાઓનો વિશ્વાસ કરી ઉતાવળ કરી છે અને સારાં ધ્યેય ને સારી નીતિવાળા પક્ષ ઉપર હુમલો કરી એ સિદ્ધાંતો પણ જોખમાવ્યા છે. બીજા પક્ષો તો એવા સિદ્ધાંતમાંયે માનતા નથી એ કેમ ભૂલી જવાય?

મોટાં જૂથો વચ્ચે સ્વતંત્ર માનસ રાખવું ને ચૂંટણીનું જોખમ ઉઠાવવું એ કાર્ય કપરું છે, સફળ થવું દોહ્યલું છે. પરન્તુ પ્રજામાં પક્ષોની બહાર પણ રાજકાજમાં મન પરોવનારા શુભ નિષ્ઠાથી કોક નીકળે તો એમની હિંમત બિરદાવવા જેવી ખરી. જો વ્યકિતમાં વિશ્વાસ મૂકી શકાય તો એ પક્ષ સાથે ન સંકળાયેલો સારો. એ ભલે અલગ રહે. જે પ્રસંગે જે બાબત રજૂ થશે તે મુજબ એ વ્યકિતઓ પોતાનો નિર્ણય કરશે. બીજા પક્ષોવાળા એમની યોગ્ય દરકાર લેશે એ દેખીતું છે. એમનું વલણ વધારે સભ્ય અને વાજબી રહેવાનું. કારણ કે એમને પોતાને જવાબ આપવાનો રહેશે, કોઇ પક્ષ તરફ આંગળી ચીંધવાની નહિ રહે. આ સ્વતંત્ર વ્યકિતઓ દેશના સૌમ્ય વિનિત પક્ષ સરખી છે, અને સન્માનને પાત્ર છે.

### પક્ષ છોડી, વ્યક્તિને જોઈએ

ચૂંટણીઓનાં જાહેરનામાં ઉપરથી કોઇ પક્ષ ઉપર વિશ્વાસ કરી ન શકાય. એ જાહેરનામાં લિમિટેડ કંપનીઓનાં સરવૈયાં કરતાં યે ખોટાં હોય છે. ગમે તેવી કડક શિસ્ત હોવા છતાં કેટલીક વ્યકિતઓને પક્ષો બદલવા પડે છે, અને રાજકર્તા પક્ષમાં ઉમેરો કરી શકાય છે. પક્ષો ઉપર જ મદાર બાંધવો જરૂરી નથી. અને કોઇ એમ માનતું હોય કે પક્ષોની નીતિમાં ફેરફાર થતો નથી તો એમની ભૂલ થાય છે. આજના કોન્ગ્રેસ પક્ષને એવી જરૂર સૌથી પહેલી પડવાની છે.

જ્યારે પક્ષોમાં સ્થિરતા નથી, જ્યારે જાહેરનામાંઓમાં ઝાઝો ફરક નથી, જ્યારે કોઈ પણ પક્ષ આકરા ફેરફારોની હિમાયત કરતો નથી તો પછી વ્યિકતઓના ધોરણે પસંદગી કરવી ખોટી શી? જ્યારે લોકશાહીના ઘણા અખતરા આપણે કરી રહ્યા છીએ તો આ પણ એક અજમાવવા જેવો પ્રકાર ઠરે છે. આખરે તો વ્યકિતના વિકાસ ઉપર આપણો ધર્મ અવલંબે છે ને!







આવતી કાલનાં એંધાણ

ચિહ્નો તો એવાં છે કે ચૂંટણીઓ શાંતિથી પતી જશે, ઝઘડા ને અશાંતિ નહિ થાય. છે એમ તો નહિ, પરન્તુ કોન્ગ્રેસ ફરીથી સત્તા ઉપર આવશે. એનું સંખ્યાબળ અને કાર્યક્ષમતા ઘટયાં હશે પરન્તુ, નવી ચૂંટણીમાં મળેલા વિજયનું બળ એ દેખાડશે. નેહરુ જે પ્રાંતોની નામાવલિમાં ન કરી શકયા, તે પોતાના નહિ પરન્તુ સામા પક્ષના બળ ઉપર રહીને. પણ કરી શકશે.

નેહરુએ પ્રાંતોની કોન્ગ્રેસ સાથેની અથડામણ નીવારી છે અને એમાં રાજદ્વારી કુનેહ પણ દેખાય છે. ચૂંટણીઓમાં એમના ઘણા જૂના સાથીદારો વિરોધપક્ષે આવવાના છે, અને એમના સાથની એમને ખબર હશે જ. શું જૂનવાણી કોન્ગ્રેસીઓ છતાં યે નેહરુને વળગી રહેશે? તો પછી નેહરુને 'લાઈન કલીઅર' મળી ચૂકયું સમજો, અને સરકારી ધોરણે આપણે ત્રીજા પક્ષમાંથી સામ્યવાદના એકાદ સ્વરૂપમાં ઓળખાવાના.

પ્રજાને પક્ષો સાથે ઝાઝી નિસ્બત નથી. ભાવવધારો, અંકુશો, અને લાંચ રૂશ્વત——એ ત્રિપુટિનો સંહાર કરી શકે એવી વ્યકિત કે પક્ષ એમને જોઈએ છે. એ મળવાનો સમય હજુ આવ્યો નથી. આપણે હજુ દુનિયાના નવા બનાવોની રાહ જોવાની છે. બહારના બનાવોને આધારે જ આપણું ભાવિ ચોક્કસ ઘાટ ઉપર આવશે.

ભાષાનું પરદેશી મહત્વ

સંભળાય છે કે રશિયામાં હિંદી ભાષા ઉપર વધારે ધ્યાન આપવામાં આવે છે. આપણા મંડળોને નવો અનુભવ થયો, એમને સાફ કહેવામાં આવ્યું કે તમે લોકો અંગ્રેજીમાં નહિ હિંદીમાં બોલો. એમને જવાબ મળ્યા તે પણ હિંદીમાં. બધા છક થઈ ગયા. ત્યાંની નિશાળોમાં હિંદીના શિક્ષણને ઉત્તેજન મળી રહ્યું છે. આમ શાથી હશે તે વિચારવું મુશ્કેલ નથી.

આપણે ત્યાં જાપાની, ચીની, કે રશિયાની ભાષાઓ શીખવવાની તૈયારીઓ હજુ દેખાતી નથી. સંસ્કૃતને પુનર્જીવિત કરવા મથામણ ચાલે છે પણ એમાં સાર નથી. હિંદીમાંથી યે ઉર્દુ કાઢવાની વૃત્તિ દેખાઈ આવે છે ત્યાં અરબી કે પર્શિયન દૂર જ રહ્યાં. એશિયાની કેટલી ભાષાઓ, અને કેટલા દેશો. આપણે જેને પરદેશખાતાની કચેરીઓમાં લેવા ઈચ્છતા હોઈએ એમને સારુ આ ભાષાઓનો અભ્યાસ જરૂરી ગણાશે.

હિંદી કેટલે સુધી?

જે લોકો શિક્ષણનું કાર્ય ચલાવી રહ્યા છે અને જે શિક્ષણ લઈ રહ્યા છે એ લોકોનો મત લેવામાં આવે તો સંભવ છે કે હિંદીને માધ્યમ તરીકે સ્વીકારવામાં ન આવે.

જે લોકોને શિક્ષણ લેવા-આપવાનું છે એમની સલાહ પૂછવામાં જાય છે શું? એમને કેવી અગવડ પડશે, વિદ્યાર્થીઓને એથી સરળતા થશે કે કેમ, શિક્ષણનો હેતુ સરશે કે નહિ એ બાબતો વિષે શિક્ષકો અને અધ્યાપકો વધુ ચોકસાઈથી કહી શકશે. માની લઈએ કે અમુક વર્ષોમાં ભાષાંતરો તૈયાર થઈ શકશે, શિક્ષકો તૈયાર થઇ જશે અને ગાડું ગબડાવશે. વિદ્યાર્થીઓ પણ વધુ મહેનત કરી હિંદીમાં સમજતા કે જવાબો આપતા થઈ જશે. પરંતુ, તે છતાંયે અંગ્રેજીમાં લખાયેલાં પુસ્તકોનું મહત્ત્વ આ દેશમાં ઘટાડી શકાય એમ નથી, એ કબૂલ કરવું જોઈએ.

હિંદીનો મહિમા દરેક પ્રાંતમાં વધે એવું આપણે જરૂર ઈચ્છીએ. એકબીજાને અરસપરસ સમજી શકાય, સરકારી કર્મચારીઓ સામાન્ય નોંધો ઉકેલી શકે એ બધું ઠીક છે. પરંતુ, ઉચ્ચ શિક્ષણ અંગ્રેજી સિવાયની ભાષામાં આપવું એ વલણ હમણાં ગેરવાજબી નહિ તો ઉતાવળીઉં છે

પહેલી સમૃદ્ધિ, પછી સ્વીકાર

ફરજીયાત અંગ્રેજી શીખવું પડતું એ દુઃખની વાત હતી, એને ફરજીઆત કાઢી નાખવું એ પણ એટલાં જ દુઃખની વાત છે.

આંતરરાષ્ટ્રીય ભાષાનો વારસો અગ્રેજો અહીં મૂકતા ગયા છે. એનાથી રાજકીય એકતા સાધવામાં



મદદ મળી હતી, એની દ્વારા આપણા યુગપુરુષો બીજે ઓળખાયા છે. અંગ્રેજો સાથેના સંબંધો આપણે સાવ કાઢી નાખવા જરૂરી માન્યા નથી, છતાં અંગ્રેજી ભાષાને કાઢી નાખવા તૈયાર થયા છીએ.

આપણા દેશવાસીઓ વચ્ચે એ ભાષાએ અંતરાય પાડયા નથી. જે ભેદ દેખાય છે એ જીવનની પદ્ધતિનો છે. જે ઉપલા વર્ગમાં જતા રહે છે તે અંગ્રેજી બોલતા હોય કે દેશી ભાષા વાપરતા હોય, એ અને એમનું કુટુંબ અતડું થઈ જાય છે. અંગ્રેજોની પોતાની જીવનપદ્ધતિ એવી નથી. ભાષાને લીધે આવા તફાવત આવી રહે છે એ માન્યતા જૂઠી છે.

હિંદી વધારે ભાષા તરીકે ભલે આવે, અંગ્રેજીને કાઢીને એને બદલે શા માટે? એનું સ્થાન લઇ-શકે એટલી સમૃદ્ધ થશે તે વખતે અપનાવવા કોઈને પ્રચાર પણ નહિ કરવો પડે. હિંદીનો પહેલો સ્વીકાર સરકારે નહિ, પ્રજાએ કરવાનો છે. એનું ફરજીઆત ચલણ કરવું એ ખોટી ઉતાવળ છે.

### અંગ્રેજી રાજકર્તાઓને સોંપવું છે ?

અંગ્રેજી ભાષાને વગોવતાં પહેલાં વિચાર કરવો જોઈએ. જેમ પશ્ચિમના કેટલાય ઘસારાથી આપણે વ્યવહાર વિવેકમાં મિશ્ર પદ્ધતિ શરૂ કરી છે, તેમ ભાષા સંબંધી પણ મિશ્ર પદ્ધતિ રાખવી અનુકૂળ પડશે. આજે આમ પ્રજા પાસે અંગ્રેજી શિક્ષણની થોડી સુલભતા છે, એ કાઢી નાખવામાં આવશે તો એ ઉપલા થરની મુડી થઇ જશે.

આંતરરાષ્ટ્રીય પરિષદોમાં, પરદેશી કચેરીઓમાં, દરિયાપારની વસાહતોમાં, નિષ્ણાત થનારાઓના અભ્યાસમાં, ચોકસાઇવાળી કાયદાની ને રાજકરણી બાબતોમાં અંગ્રેજીનો મહિમા કાઢચે નીકળવાનો નથી, એકલી ભાષા જ શા સારુ, અંગ્રેજી ઢબછબની પણ ત્યાં કિંમત છે, અને હિંદી ઢબછબ એ વિઘ્નરૂપ છે.

### વિધિઓનું હિંદીકરણ

ચીની મંડળના આગેવાનનું દિલ્હી વિદ્યાપીઠે બહુમાન કર્યું ને રાષ્ટ્રપતિએ એમને ઉપાધિનું અર્પણ પણ કર્યું: એ હતી એલ. એલ. ડી ની ડીગ્રી અને સહુએ વેશ પહેર્યો હતો અંગ્રેજી કે પાશ્ચાત્ય વિદ્યાપીઠોનો.

આપણે શું એના એ જ ઝભ્ભા રાખવા જરૂરી છે? આપણા સ્નાતકોને અથવ વિચક્ષણ પુરુષોને પદવીઓ આપતી વેળા જે પદ્ધતિ રાખીએ છીએ એ નકલી છે. બીજું કાંઈ નહિ તો, સન્માન અર્થે થતા વિધિમાં તો ભારતીય કલા-સંસ્કાર દેખાવાં જોઇએ.

પરન્તુ એમ તો ઘણા વિધિઓમાં આપણે નવી પ્રણાલિકા પાડવાની જરૂર છે. જેમ નમસ્કારની પદ્ધતિ દાખલ કરી સલામ કાઢી નાખી છે. જેમ શેરવાણી દાખલ કરી ધોતીઉં રદ કર્યું છે (કોટ-પાટલુનની કિંમત તો વધારી છે!) તેમ બીજી ઘણી બાબતોમાં નજર નાખવા જેવી છે. ચાના મેળાવડા, ભોજન સમારંભો, ઉદ્‌ઘાટનો, ગાર્ડ ઓફ ઓનર, પ્રથમપરિચય, મિલન કે વિદાય એવા ઘણા વિધિઓનું હિંદીકરણ શોધાવું જોઇએ.

### શિષ્ટાચારમાં વિશ્વસભ્યતા

રાજઘાટ ઉપર પરદેશીઓ આવી 'રીથ' મૂકે છે, આપણે પણ પરદેશમાં જઈ 'રીથ' મૂકીએ છીએ. આપણે ત્યાં આવી પ્રથા નથી, પરદેશમાં છે. ત્યાંનો રિવાજ ત્યાં, આપણે અહીં એ એક દૃષ્ટિ છે. આપણો રિવાજ જ્યાં આપણે હોઇએ ત્યાં એ બીજી દૃષ્ટિ છે. પરન્તુ, બધે જ બીજાનો રિવાજ એમાં એકે ય દૃષ્ટિ નથી.

અને કદાચ જો વિશ્વધોરણે આપણે સરખા રહેવું હોય, મૈત્રિ રાખવી હોય, તો પછી એ દૃષ્ટિને વિકસાવી બીજી અનેક બાબતોમાં આપણે જલ્દીથી સમાંતરે આવી જવું જોઇએ.

ભલે કોઇને વિશ્વસભ્યતાનું સમીકરણ સૂઝે પરન્તુ એ દિશામાં વલખાં મારવાની જરૂર નથી. દરેક પ્રજાને પોતાની લાક્ષણિકતા હોય છે અને એનો સ્વાભાવિક વિકાસ કરવો જોઈએ. ભારતીય લક્ષણોમાંયે વિકાસ થઇ શકે અને શિષ્ટાચારમાં અર્થઘનતા લાવી શકાય એમ છે. એ તરફ આપણું લક્ષ્ય જવું જોઇએ એટલે દિશા અને માર્ગ મળી રહેશે.





**કાર્યકરો—સેવાના અને સત્તાના**

ખેડા જિલ્લાના કોઇ ખૂણામાં રાહતકાર્યના એક વિભાગ તરીકે પંપનું ઉદ્દ્ઘાટન કરવા મુંબઇથી પ્રધાનનો વરદહસ્ત લાંબો થાય ત્યારે આપણે હસવું જોઇએ. આપણા ઘણા કામગરા પ્રધાનો શીદને આવો બોજો પસંદ કરતા હશે?

અનેક સ્થાનિક કાર્યકરોએ મુંબઇ જઇજઈ રોજબરોજના કારોબારમાં દખલ દઈ ખૂબ નુકશાન કર્યું છે. એમણે પ્રધાનોની મહેરબાની મેળવવા નાના નાના પ્રસંગો ઊભા કર્યા છે અને નિમંત્રણો આપ્યાં છે. અને એમ કામને બદલે એની ફુસને વધારી દીધી છે.

રૂઆબને જાળવી રાખવાની કાળજીમાં પડેલા પ્રધાનો આ રીતે પ્રજાનો સંપર્ક નથી કરતા, ખુશામદની આપલે કરી પ્રવાસનાં ભથ્થાં જ ચઢાવે છે.

આ તો નથી પ્રસંગનું મહત્ત્વ, નથી ઉચિત વિધિ કે નથી કલ્યાણનો માર્ગ. આ તો નરી પરંપરા છે અને તે પણ હલકી કોટિની.

**ખોરાકમાં ફેરફાર થઈ શકે**

આપણા પ્રધાનોએ આપણા સંકટોની યાદ આપવામાં ખૂબ તકેદારી રાખી છે. નામ તો રાહતનું રાખ્યું છે, પણ આપણા મન ઉપરથી પેલું સંકટ જરાય દૂર ન ખસે તેની કાળજી અચૂક રાખી છે.

અન્નસંકટ કૈં આજનું નવું નથી, ક્ષયની પેઠે એણે ઘર ઘાલ્યું છે, અને પારાવારમા અવનવા પ્રયત્નો છતાં એ દરદ વધતું જાય છે અને હવે તો સાંભળીએ છીએ કે દસ પંદર વર્ષ પછી જ આપણે એમાંથી ઉગરી શકીશું, એટલે ખાટલો લાંબો છે અને તે પછી યે કોણ જાણે!

આ ગાળામાં ભૂખમરાનો ડર કેવડોક છે એ કોણ જણાવશે? પરદેશથી થતી આયાતનો આધાર ક્યાં સુધી રખાશે? શું આપણે ધર્મની સાથે કામચલાઉ સંધિ કરી લઈ ઈંડા કે માછલીના વપરાશ તરફ ન જઈ શકીએ? એથી પ્રજાનું આરોગ્ય તો જોખમાવાનું નથી. ધર્મ પણ ઊડી જવાનો નથી, કરોડો હિંદુઓ આ કે તે પ્રાંતમાં તે ખાઇ શકે છે અને છતાં શ્રદ્ધાળુ રહી શકે છે.

જો આપણા સંકટો દારુણ હોય તો આપણા ઈલાજ એટલા કડક હોવા જોઈએ. નહિ તો આ બધો ઉહાપોહ કોઈ તર્કટનું રૂપ ધારણ કરી રહે છે.

**ગોરાઓની ઔદ્યોગિક તાલીમ**

અનેક વિદેશી કંપનીઓ પોતાનાં કારખાનાં આપણા દેશમાં લાવે છે, અને જુદી જુદી જાતનાં યંત્રો અહીં બને છે અગર જોડવામાં આવે છે, પરદેશની એમની મુખ્ય કચેરીઓ અહીં નાણાં રોકે છે, હિંદીઓનો સાથ મેળવે છે, નફો વહેંચે છે, મજૂરી વહેંચે છે અને દેશના ઉદ્યોગોમાં ઉમેરો કરે છે.

આમ છતાં, આ કારખાનાંમાં હિંદીઓને તાલીમ મળે છે તે પુરતી નથી, ઉદ્યોગનું રહસ્ય છૂપું રહે છે એ ઉદ્યોગો આપણે જાતે ઊભા કરી શકીએ એ સ્થિતિ લાવવાની સુલભતા દેખાતી નથી. પરદેશીઓ સિવાય જાણે ચાલવાનું નથી.

આ કારખાનાંમાં ગોરાઓ આવે છે ને જાય છે. ખૂબ ખર્ચ કરે છે. તાલીમબાજ ન હોય તો ય આપણે ત્યાં આવી સાહ્યબી ભોગવે છે. હ હોય તો યે અહીંના ઇજનેરો ને નિષ્ણાતોના ઉપરીપદે બેસી જાય છે, મોટા પગારો પડાવે છે અને ફાવે ત્યારે પરદેશના પ્રવાસે નીકળી જાય છે.

આ ધોરણે દુનિયાના તમામ ઉદ્યોગો આ દેશમાં સ્થાપવામાં આવે તો પણ એમાંથી મજૂરી કરતાં વિશેષ લાભ થોડો જ મળવાનો રહેશે.

એ જરૂરનું છે કે જે પરદેશી ઉદ્યોગો અહીં સ્થાપિત થતા હોય તેમને અમુક જવાબદારી સોંપવી જોઈએ, જેમાં બે મુખ્ય આ પ્રમાણેની હોય:—

૧. કાચો માલ અહીં મળી શકતો હોય તો પરદેશથી તેની કોઈ બનાવટો ન આવે યંત્રના તમામ ભાગો અહીં બનવા જોઇએ. અને ચોક્કસ સમયમાં કારખાનું ઉત્પાદન સંબંધી પૂરી રીતે વિકસેલું હોવું જોઇએ.

૨. અહીંના કારીગરોને એ ઉદ્યોગના બધા વિભાગોમાં તાલીમ મળવી જોઈએ, જોઇએ તો પરદેશમાં મોકલીને પણ એમણે જ કેળવવા જોઇએ.

અને આ બન્ને કામ બરાબર અમલમાં આવે છે કે નહિ તે તપાસવા આપણું શોધખોળનું કે ઉદ્યોગનું ખાતું સાવધ રહેવું જોઈએ, કારીગરોની સાથે સંબંધ રાખી તે ફરિયાદો ઉપર ધ્યાન આપતું થવું જોઈએ.

### કાયદાની પ્રતિષ્ઠા ઘટી છે

પરન્તુ, ઘણી કચેરીઓમાંથી ગોરા ગયા ને તેમને બદલે હિંદીઓ આવ્યા છે. એમની જવાબદારી ને દરજ્જો એમને મળ્યાં છે. છતાં, કોણ જાણે શાથી હજુ પ્રજા પાછલો કારોબાર સંતોષથી સંભારે છે અને નવા કારોબારથી જીવ બાળે છે.

પહેલાં સારા કે નરસા જે કાયદા થતા તેના અમલનો પણ આગ્રહ રહેતો, કાયદાની પ્રતિષ્ઠા રહેતી. આજે છડેચોક ભંગ થાય તો યે ચાલ્યું જાય છે. અને જેટલો અમલ થાય છે તેમાં દ્વેષ કે રંજાડ દેખાય છે. કોઈને એમ નથી લાગતું કે કાયદો બરાબર પળાય તે સારુ કેસ કરવામાં આવે છે. જાણે કોઇક છીંડે ચઢી ગયો તે ઠર્યો ચોર!

ગોરાઓ ઘણું આંખ આડા કાન કરી ચલાવી લેતા છતાં કાયદાની ધાક તો રહેતી જ. છેક નાનાથી માંડીને રાજામહારાજા પણ ડરતા. અમલદારો સીધા રહેતા અને ગુનાઓનું પ્રમાણ વધતું નહિ. આજે તો સોયની ચોરીની કાળજી થાય છે અને મોટાં કોળાં આખાં શાકમાં જાય છે, કોઇ ખબર કવા જાય તો એના ઉપરજ તવાઈ આવે છે.

### ગોરાઓનું નાગરિકપણું

આ ગોરાઓના દેશની જે વાતો અહીં આવે છે તે કેટલી ચોંકાવનારી હોય છે! દૂધની બાટલી બારણા આગળ મૂકી જાય પણ બીજા ઉઠાવી ન લે, છાપાંના પૈસા પોતાની મેળે પેટીમાં નાખી ચાલતા થાય ને બીજાનું મફત મેળવી ચલાવી ન લે, રેલ્વેની ટિકીટ કોઈ ન હોય તો ટેબલ ઉપર મૂક્યા પછી જ બહાર જાય, એવી કેટલીય બાબતોમાંથી પ્રજાની શિસ્ત અને પ્રમાણિકતા જાહેર થાય છે.

એ લોકશાહી ક્યાં ને આપણી લોકશાહીનો દેખાવ ક્યાં? આપણે તો શોધખોળ કર્યાની જાહેરાતો વહેલી કરી નાખીએ છીએ અને એનાં પરિણામો કે લાભ જાણવાની દરકાર પણ કરતા નથી. જે યોજનાઓથી આપણું દળદાર ફીટે એવું હોય તેને પાર પાડવા ખાસ પ્રયત્ન નથી કરતા, આળસમાં એળે જવા દઈએ છીએ. મોજશોખ ઉપર કાપ નથી મૂકી શકતા ગરીબીમાં યે દુર્વ્યય કરી દેશમાં અને પરદેશમાં નાલેશી વહોરી લઇએ છીએ. જે કોઇ આપણી મદદે આવે છે એની આકરી ટીકાઓ કરી એની સ્થિતિ કફોડી કરી નાખીએ છીએ. આક્રમણકારોને રાજી રાખવા મૈત્રીની વાતો કરીએ છીએ. અને એક પ્રજા તરીકે એકલા ભૂતકાળના ગૌરવથી રાચીએ છીએ.

### ઇજારા ને કાયદાનો વસતિવધારો

આના મૂળમાં બે કારણો જડે છે. ઈજારાપદ્ધતિ અને કાયદાની જંજાળ.

જાતજાતના ઈજારા એ રાષ્ટ્રીયકરણનું એક સ્વરૂપ છે. કોઈ પણ જાતની હરીફાઈને રોકી, ભૂલો દેખાતી બંધ કરવાનું એ પગલું છે. એમાં ખર્ચ કમી નથી થતું, બચત વધતી નથી, સમય અને માલનો બગાડ વધે છે, પ્રજા ઉપર થોડી સગવડના પ્રભાવથી ખરચનો બોજો વધે છે.

આ ઈજારાની યાદીઓ સરકારે બહાર પાડવી જોઇએ. એકાદ વર્ષ પહેલાં યાદીઓ પ્રગટ કરી દેવામાં આવે તો એ દિશામાં નહિ જોવાનું લોકોને અનુકૂળ થાય. જે છે કે જે આવવાના છે એવા તમામ ઈજારાઓની યાદીઓ રજૂ થાય તો સરકાર પણ ચોંકી ઊઠશે.

અને ઘણી બાબતો ઉપરથી મોટાઈમાં કે ગેરસમજમાં ચોડી દીધેલા કાયદાઓ ખસેડી લેવાય કે સરળ કરી શકાય એમ છે. પરન્તુ સત્તાનો શોખ અને લોકકલ્યાણની ધૂન એમ કરવા દેતી નથી, એ રસ્તો સર્વોદયનો નથી, એ જણાવવાની ભાગ્યે જ જરૂર હોય.

**ગુજરાત પણ ભલે ગૌરવ લે—**

ગયા ઑગસ્ટના બીજા અઠવાડિયામાં બર્લિનમાં ભરાયેલા વિશ્વ–યુવકોત્સવમાં એક નૃત્ય–હરીફાઈ યોજવામાં આવેલી. એમાં દુનિયાના જુદા જુદા ૧૦૮ દેશોના

ભારત નાટ્યમ્‌ની એક મુદ્રા વખતે
**કુમારી ચંદ્રલેખા પટેલ**



[ બ્લોક 'સ્ત્રીજીવન'ના સૌજન્યથી ]

યુવાન કળાકારોએ ભાગ લીધેલો. ભારતથી રશિયા ગયેલું સાંસ્કૃતિક પ્રતિનિધિ મંડળ પણ ત્યાં પહોંચેલું. એ મંડળમાં ભારતના એક ઊગતાં ગુજરાતી કળાકાર બહેન અને ભારતનાટ્યમ્‌નાં ઉત્સાહી વિદ્યાર્થિની કુ. ચંદ્રલેખા પટેલ પણ હતાં. આ નૃત્ય–હરીફાઈમાં પ્રથમ ઈનામ એક રશિયન કળાકારને અને બીજું જ ઈનામ કુમારી ચંદ્રલેખા પટેલને ભારત નાટ્યમ્ માટે મળ્યું છે.

આખી દુનિયાના દેશોની હરીફાઈમાં બીજું ઇનામ એક ઉદીયમાન ગુજરાતી કળાકાર બહેન મેળવે એ તો ભારત કરતાં યે ગુજરાત માટે વધુ ગૌરવ લેવા જેવું ગણાય. અને છતાં આપણી સમાચારભૂખને સંતોષવાનો ફાંકો રાખનારાં આપણાં ગુજરાતી છાપાંઓ, સ્ટવથી દાઝી ગયેલાંનાં અકસ્માતોનાં ભર્યાભર્યાં વર્ણનોથી માંડીને ભૂપતની ધાડના ડીંગ હાંકવામાંથી ઊંચા આવે ત્યારે જ દુનિયાના ખૂણેખાંચરેથી મેળવવાના આવા સમાચારો છાપી શકે ને?

રશિયાના સાત સપ્તાહો દરમ્યાન ૧૫૦૦૦ માઈલની અવિરામ મુસાફરી. બર્લિનનું પખવાડિયું અને ઇટલી, ચેકોસ્લોવાકીઆ, સ્વીટ્ઝરલેન્ડ વગેરે દેશોની સફરેથી ગયે મહિને પાછાં ફરેલાં એ પચીસ વરસનાં ગુજરાતી કળાકાર કુમારી ચંદ્રલેખા પટેલ આ વિશ્વ–ગૌરવ માટે અભિનંદનનાં સાચાં હકદાર ગણાય.

**દિવાળી અંકો—આપણું ઉડાઉપણું?**

વરસે વરસે દિવાળી આવે છે અને આપણા લેખકોની પાસે મારી મચડીને જે કાંઇ સર્જન કરાવી જાય છે. એને માટે દિવાળી અંકો વધુમાં વધુ જવાબદાર હોય છે. કોઈકે સૂચવ્યા મુજબ એ બધામાંથી ઉત્કૃષ્ટ સાહિત્યનું સંપાદન દર વરસે થતું હોય તો આપણા સાહિત્યનાં એ ટમટમતા કોડિયાનાં ઉજાસને નાણી શકાય. પણ એ તો રહ્યું ધૂળધોયાનું કામ. મહામુશ્કેલીએ તૈયાર કરાતા દિવાળી અંકોની જહેમતમાંથી થાકયાપાકયા સંપાદકોની તો દેન નથી કે આમાં એમની ચાંચ ડુબાડી શકે. અને રડયાખડ્યા નામી સર્જકો સિવાય બીજું તો એવું કેટલું ય મહત્ત્વનું સર્જન આવાં વાર્ષિક પ્રકાશનોમાં જ દટાઇ રહે છે. આ વખતના દિવાળી અંકોમાં પણ 'હિંદુસ્તાન', 'ચેતન' અને કંઇક અંશે 'પ્રજાબંધુ–ગુ૦ સમાચાર' સિવાયનાં અંકો પૈસા ખરચીને ખરીદનાર માટે તો 'છૂટી પડ્યા' જેવી છાપ પડી જાય છે. ત્યારે, આ વેડફાતાં સમય, શક્તિ અને ધનનો બીજે ક્યાંક ઉપયોગ ન થઇ શકે?—આ પ્રશ્ન સહેજે ઉદ્‌ભવે છે.

# સાત સપ્તાહનાં સોવિયેત્-સ્મરણો

હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાય

પાંચેક માસ પહેલાં રશિયા ગયેલાં ભારતનાં સાંસ્કૃતિક મંડળોમાંનાં કવિઓ, કળાકારો અને પત્રકારોના મંડળના મોવડી તરીકે ભારતખ્યાત-કવિ નાટ્યકાર હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાય હતા. એ ટૂંકા છતાં ભરચક્ક પ્રવાસનું પોતાની અનોખી ઢબે કરેલું વર્ણન અને પોતાની મૌલિક વિચાર-સરણી આ લેખમાંથી જડી આવે છે. મૂળ અંગ્રેજી લેખનો આ ટૂંકાવેલો અનુવાદ છે.

રશિયાની સાત સપ્તાહની અભ્યાસ-સફર ને પ્રજાસત્તાક બર્લિનના યુવકોત્સવની પખવાડિયાની કીર્તિમય, પ્રવૃત્તિમય અને યશસ્વી સફર બાદ હમણાં મને થોડો સમય થાક ખાવાને મળ્યો. એ બધાંએ મારા ચિત્તંત્ર ઉપર શી અસર કરી? એ અવનવા ઉજ્જ્વળ અનુભવોમાંથી હું કયા કયા પદાર્થપાઠ શીખ્યો? મેં ત્યાં શું જોયું, સાંભળ્યું ને અનુભવ્યું એ બધાનું વિવરણ કરવાનો હવે વખત મળ્યો છે.

રશિયા વિષે પહેલી વાત તો હું એ કહી શકું કે દરેક રશિયન સ્ત્રી, પુરુષ ને બાળકના હૃદય પારેવાં જેટલી-જેવી શાંતિ ઝંખે છે. અમે દરેક જગ્યાએ ગયાં ને દરેકને મળ્યાં. અમારી પાસે દરેકે શાંતિ માટે જંગ માંડવાની ને તેને જીતવાની અડગ ને અફર ઇચ્છા પ્રદર્શિત કરી. રશિયનોની સામુદાયિક ઇચ્છા ને પ્રયાસથી ત્યાં શાંતિની સ્થાપના થઈ છે. જેને યુદ્ધના મોરચા અવરોધતા નથી એવી શાંતિના ત્યાં ઘણાં ઝરણાંઓ વહે છે. ઘણાંને જાણીને અચરજ થશે કે એ મહાન— માનવ ઈતિહાસમાં પહેલું, સાચું ને શક્તિશાળી— પ્રજાસત્તાક છે, રશિયાની સરકાર એવો ખરડો અસ્તિત્વમાં લાવી છે કે જે વ્યક્તિ કેવળ યુદ્ધનો પ્રચાર જ નહિ, પરંતુ ખાનગીમાં યુદ્ધ શબ્દનું ઉચ્ચારણ પણ કરશે તેને ગુનેગાર ઠેરવી કેદ કરવામાં આવશે. ૨૦ હજાર કિલોમીટરની રશિયાની અમારી સફરનું વાતાવરણ આનંદદાયક અને શાન્તિથી ભરપૂર હતું. શક્તિશાળી કામદારો યુદ્ધના ઝેરીલા પ્રચાર સામે બધાં ખેતમજૂરોના જીવનની ચોકી કરે છે. શાન્તિ રાખતા રશિયાના ઉમદા વલણે શંકામાં અમને નાખ્યા હોય એવું ક્યાંય ચિહ્ન પણ અમને ન દેખાયું.

અમને લોખંડના ટ્રેક્ટરના, ઑટોમોબાઈલના, ચાના, કાપડના કે રોટીના દરેક કારખાનામાં, દરેક સુધારણા-સંસ્થામા, સમૂહ-ખેતરોનાં, ઇસ્પીતાલોમાં, આરોગ્યધામોમાં, ઘરમાં ને દરેક વિરામસ્થાનોમાં શાશ્વત શાંતિ માટે કમર કસતાં, યુદ્ધ વિરોધની ઉજવણી ઉજવનાં, યુદ્ધ-સૂત્રોને દફનાવી દેનારાં શાન્તિ-પારેવાનાં ભીંતપત્રો સાંપડ્યાં. દેશભરમાં દૂર-સુદૂર સુધી જતી ને હરિયાળા ઘાસનાં ખેતરો વીંધીને પસાર થતી ઘણી રેલગાડીઓમાં શાન્તિ-સૂત્રો રંગબેરંગી ફૂલોના અક્ષરોમાં સુંદરરીતે કોતરાયેલાં જોવા મળ્યાં.

રશિયનોના જીવનમાં યુદ્ધ-વિરોધની એક ખૂબ જ અસરકારક સાબિતી એ હતી કે રમકડાંની દુકાનોમાં ને બાળકોનાં રમતખંડોમાં બ્રિટન ને અમેરિકાનાં મુખ્ય રમકડાં ગણાતાં રમકડાંની બંદૂકો, ટેંકો ને બીજાં યુદ્ધ-શસ્ત્રોનો પૂરેપૂરો અભાવ હતો. અલબત્ત, આનો અર્થ એવો નથી કરવાનો કે બાળકના આખા સમૂહને બીજા દેશોની સામે ધિક્કારવા માટે પ્રેરતા હોય અને બાળકોના નિર્દોષ લોહીને યુદ્ધના ઝેરીલા પ્રચાર સામે અને માનવ જીવનના દેશદ્રોહ સામે તેના ભાવિને માટે માનસશાસ્ત્રની દૃષ્ટિએ ઘડવામાં આવતાં હોય. કારણકે જેના પર બાળકોનો ઉછેર રહેલો છે. તે રમકડાં પણ ખૂબ જ પ્રસિદ્ધ ને સુંદર રસતોની ચીજો, લોકપુતળીઓ અને ભપકાદાર પુસ્તકોની હાજરીથી સંતોષવામાં આવે છે. અને ખાસ સુપ્રસિદ્ધ કવિઓ ને કળાકારોના સહકારથી સાહિત્યની ઊંચી કારીગરીનું કામ ને શણગાર તૈયાર થાય છે એ બધાં આ ઊછરતી પેઢીની કલ્પનાને અખંડ મૂર્તિમંત કરવામાં ફાળો આપે છે. કળા ને બાળકો માટેના દુનિયામાંનાં થોડાં એવાં અજોડ પપેટ-થિયેટરો, નાટક-ઘરો, વાંચનાલયો ને રમત-ગમત માટેનું સોવિયેત્ રશિયા સુખનું સુઘરેલું સ્વર્ગ છે, ત્યાં દરેક



રશિયાની નારનારું ખુલ્લું યુદ્ધ કરી બતાવ્યું. જેને પ્રજાસત્તાક ભૂમિની તસુએ તસુ જમીન કાજે ને ન કીર્તિમય, તેવા બલિદાનોને ભોગે પણ જીત મેળવી. મને થોડા પોતાની સત્તાભૂખ માટે નથી કર્યું. પણ ચિત્તંત્ર બીજા દેશોનાં હજારો દુઃખી માણસો, સ્ત્રીઓ અનુભવોને અમાનુષી છાપા ને હિટલરશાહી એ ત્યાંકડમાંથી આક્રમણ કરીને મુક્તિ અપાવી છે. વિવરશાહીએ તો દુનિયાના શાંતિ-ચાહક મુલ્કોનો કરવા પ્રયાસ કર્યો છે. આજે હવે રશિયા વાયના દુનિયાના દરેક પ્રજાસત્તાક દેશો આક્રમણના લાતે પોતાની હાજરી ઓછામાં ઓછે અંશે બતા- વિના ગયા વિશ્વયુદ્ધની રાખમાંથી બીજા દેશોની માં ભેળવા પ્રયાસ કરે છે. પોલેંડ તો નવાઇ- ને ભભકદાર દેશ તૈયાર થઈ ચૂક્યો છે. હા, એ અણુજાણ દેશ છે...

પૂર્વના બધા પ્રજાસત્તાક દેશો પૃથ્વીની જમીનના કટકા થવા લાગ્યા છે. આ નવા પ્રવાહથી ચેત માણસો દરેક વખતે સ્ટેલિનના નામથી છે. દુનિયાની પરતંત્રતાના સ્થૂળ સ્વરૂપને ે, ગુલામોની મતલબ પાર પાડવા, તેની રાંગને શણગારવાને હજારોના શણગારથી પોતાની શક્તિશાળી પ્રતિભાને જીતીને સાચા દોસ્ત બનેલા સ્ટેલિનના નામ માત્રથી આ નવીન પ્રવાહથી ચિત માણસો કંપે છે. માનવતાનો આ પ્રચંડ ચાહક દુનિયાની કોઇ જગાને બંધનમાં જોવાનું સહન કરી શકતો નથી. યુદ્ધ નહિ કરવાની માગણી કરવાને બર્લિનમાં યુવાનોના ઉત્સવમાં પાંચમી ઑગસ્ટ,૧૯૫૧ના રોજ ૧૦૮ -દેશોના યુવાનો મળ્યાં. હજારોએ યુવકોત્સવમાં ભાગ લીધો ને સામુદાયિક પ્રતિજ્ઞા કરી કે યુદ્ધને દેશવટો દેવો ને શાંતિ માટે તૈયાર રહેવું.

દુનિયાના યુવકોએ પોતાના સ્વાર્થ માટે બંદૂક રણ કરી વધારે બાખડવાની જરૂર નથી! પ્રતિજ્ઞા ખરી હતી ને દરેક જાણુતાં હતાં કે આજની દુનિયા આખીને શાંતિની ખૂબ જ મહત્ત્વની જરૂર છે. ને તે કોઈપણ હિસાબે હાંસલ કરવી જોઇએ. અમે પ્રજા-સત્તાક બર્લિનને પ્રજાસત્તાક જર્મનોના હસ્તક જોયું, રશિયન લશ્કરી ગાણુસો, સૈનિકો ને લાલ લશ્કરના હાથમાં જોયું. ત્યાં રશિયનોનું એકેય ચિહ્ન નહોતું. આખી જર્મન પ્રજાસત્તાક સરકારનો બર્લિનનો ભાગ યુવાન પ્રજાસત્તાક લશ્કરને હસ્તક હતો. ને પ્રજાસ-ત્તાક રાજ્યના યુવાનોનો આખો ઉત્સવ પણ તેમના હસ્તક હતો. જર્મન લોકો – સ્ત્રી, પુરુષ કે બાળકનો સમુદાય શાંતિ-ચાહકમાં ફેરવાઇ ગયો હતો, તેઓ રશિયાના શાંતિ પથદર્શક માટે ઘણા આભારી થયાં છે. નવીન, સુંદર અને મૈત્રીભર્યા જીવનને માનવની કિંમતના હક્ક માટે, હિટલરને ધિક્કારવાનો એક જ માર્ગ છે. હજારો યુવાનો લશ્કરનો સામનો કરીને પશ્ચિમ જર્મ-નીથી માંડીને પૂર્વ જર્મની સુધી ઉત્સવ માટે દોડી આવ્યા. શાંતિના સૂત્રો પોકારીને મંડળીમાં ને ઇતિ-હાસની ભયંકર સાબિતી માટે પણ ભળી ગયા. દુનિયાના જુવાનોની સાબિતી માટે યુદ્ધનો વિરોધ કરીને ઈંગ્લેંડ-અમેરિકાની ધનવાન સરકારે ત્રીજા વિશ્વયુદ્ધમાં બળતામાં ઘી હોમ્યું હતું. પ્રજાસત્તાક જર્મની જર્મનોનું છે. પોતાના શબ્દો દરેકે નોંધી રાખ્યા છે કે 'હિટલરો આવશે ને હિટલરો જશે પણ જર્મની ને જર્મનો જીવંત રહેશે જ!'

સોવિયેત્ રશિયાની સફરમાં અમે માઇલોના માઇલો સુધી મૉટરમાં, આગગાડીમાં ને વિમાનમાં મુસાફરી કરી હતી. અમે જ્યોર્જીયા, લેનિનગ્રાડ, સ્ટેલિનગ્રાડ અને ઉઝબેકિસ્તાનની મુલાકાત લીધી હતી. અમે ઘણા સમૂહ-ખેતરોમાં, કારખાનાંમાં, આરોગ્ય-ધામોમાં, બાગોમાં ને સંસ્થાઓમાં ગયાં હતાં. અમે હજારો રશિયન ભણેલાં માણસોને મળ્યાં હતાં. જેઓએ જરા પણ સંકોચ વિના અમને ઊંડી ચાહના ને ભારત પ્રત્યેની હમદર્દીને લીધે સત્કાર્યાં હતાં. તેઓ આપણા દેશ વિષે ઘણું જાણવાને ઇંતેજાર હતાં. અમને પણ લાગ્યું કે અમે એવા દેશમાં આવ્યાં કે જ્યાં અમને પણ બરાબર તેમના જેટલી તક મળી, સાચા પ્રજા-સત્તાક માણસો હોવાની ખાતરી થઇ.

# શ્રદ્ધા ક્યાં છે?

ધૂમકેતુ

'આપણી પ્રજામાં આજે સૌથી મોટામાં મોટી જરૂરિયાત શાની છે એ તમને ખબર છે?'

'શરીર કેળવવાની.'

'ના.'

'શિસ્તપાલનની?'

'ના.'

'ત્યારે?'

'શ્રદ્ધાની. ગમે તે કેળવણી લીધેલા માણસને તમે પૂછો એના ઉત્તમમાં ઉત્તમ વિચારોનું પૃથક્કરણ કરો, એની સુંદરમા સુંદર ઉકિતઓનો તમે ક્યાસ કાઢો. એક વસ્તુ તમને નહિ મળે: શ્રદ્ધા. એમને જે કહેવાનું છે તે શી રીતે કહેવાનું છે એનો જ એમાં સ્પષ્ટ ખ્યાલ હોય છે. પણ એ પોતાને કહેવાનું છે, પોતે જ એ કહેવા માગે છે, એવો કોઈ ખ્યાલ તેમાં હોતો નથી. કારણ કે અત્યારની આપણી મોટામાં મોટી મહેચ્છા રાજશાસનની છે. એ મહેચ્છા માણસને એ શકિત આપે છે: પોતાનો પક્ષ સ્થાપવાની, સામા પક્ષને હંફાવવાની. બહુમતવાદનું શાસન એ છેવટે તો વકીલોનું જ શાસન રહેવાનું છે વકીલો બહુમતવાદને જીતી લેવામાં ખરેખર બળવાન હોય છે. પણ એ જ બળ, શાસનને ઉજ્જવલ બનાવી શકે? અને તો આ બહુમતવાદને એ પણ, જૂનવાણી રાજવાદનું આ જમાનાએ કરેલું ભાષાંતર નહિ હોય? એટલે જરૂર શ્રદ્ધાવાન વ્યકિતઓની છે.'

'પણ શ્રદ્ધા એટલે શું?'

'કહું. પોતાના વેપમાં પોતાની તલ્લીનતા. એક ઉદાહરણ આપું. એક વખત કલિંગના રાજા પાસે આંધ્રદેશના રાજાએ ત્રણ સંન્યાસીઓ મોકલ્યા. વિજ્ઞપ્તિ કરી કે આમાંથી ઉત્તમ, મધ્યમ, ને અધમ શોધી આપો.

રાજાએ સંન્યાસીઓનો સત્કાર કર્યો, રાખ્યા, માન આપ્યું. દિવસો વીત્યા એટલે તેમાંથી એકને બોલાવ્યો, તાંબાના સિંહાસન ઉપર એને બેસાર્યો જ્ઞાનગોષ્ઠિ કરી. પછી રજા આપી. એ જ પ્રમાણે બીજા બેને બોલાવીને વાતચીત કરી, પણ એમને રૂપાના ને સોનાના સિંહાસન ઉપર બેસાર્યા એટલો જ ફેર.

પછી થોડો વખત જવા દઈ એ જ ક્રમે ત્રણેને ફરી બોલાવરાવ્યા. પુછ્યું: 'મહારાજ! આપ જે સિંહાસન ઉપર બેસીને બ્રહ્મસત્રી જ્ઞાનગોષ્ઠિ ન કરી રહ્યા હતા તે સિંહાસન શાનું હતું એ કહી શકશો?'

---

'અંતમાં ઉઝબેકિસ્તાનનો વિશિષ્ટ ખ્યાલ આપું. ઉઝબેકિસ્તાન બળવા પહેલાં ખૂબ પછાત દેશ હતો. ત્યાંના લોકો ગરીબાઈ, વહેમ ને અજ્ઞાનમાં સબડતાં હતાં. દાખલા તરીકે આજે ટાસ્કન્ટમાં ઘણી શાળાઓ ને સુંદર બાંધણીવાળા પ્રજાકીય ને સમાજવાદી થિયેટરોના નમૂનાની મોટી સાબિતી છે. ટાસ્કન્ટનું સંગીત-થિયેટર છ ઓરડાવાળા થિયેટરોને બાદ કરતાં કદાચ બધાં થિયેટરોમાં ખૂબ જ સુંદર છે. દરેક ઓરડો સમરકંદ ને બુખારા સાથેના દરેક શહેરનો ભાગીદાર હોય છે. જેઓએ આ ઓરડાની રચના કરી છે તેઓએ ભૂતકાળના અજોડ નમૂનાઓને નવીનતાથી મઢી રાખ્યા છે, જે એકદમ બતાવી આપે છે કે તે સમાજવાદનો એક મહદ ભાગ છે.

દરેક ગામ ને શહેરમાં દરેક જગાએ નવી કળાના, નવા સાહિત્યના, નવા જીવનના અને દેશના નવસર્જનમાં દરેક કળાકાર, શિલ્પકાર, નાટકકાર ને કવિ હતાં અમે મળ્યાં ને વાતો કરી. રશિયનોમાં એકતા ખૂબ જ હોય છે. તેમનામાંથી અનડાપણું મરી પરવાર્યું છે. પણ પહેલાના સમયની એકતાએ ઉત્કર્ષની ખરી તક જાગવી છે. સમાન વિચાર ને સમાજવાદ તરફ માણસો સંપૂર્ણપણે પહોંચી રહ્યાં છે. જ્યાં દરેક વ્યક્તિને દરેક રાષ્ટ્ર ને દરેક દેશના જીવનને સુંદર બનાવવાનો ને તેને માટે સ્વપ્નો સેવવાનો સાચો હક્ક છે.

★



'અરે ! કેમ વળી—ત્રાંબાનું !'

'ત્યારે તમારા ગુરુબંધુ બેઠા હતા તે ?'

'એકનું રૂપાનું એકનું સોનાનું.'

'એમ ? ત્યારે તો તમને આ બધું ધ્યાનમાં છે !'

'ધ્યાનમાં તો હોય જ ના ?'

એ પ્રમાણે રાજાએ બીજા બન્નેને પણ બોલાવીને આ પ્રશ્ન પુછ્યો. એકે જવાબ વાળ્યો : 'મારું સિંહાસન તો રૂપાનુ હતું !'

"ને તમારા ગુરુબંધુનુ ?'

'એ ખબર નથી !'

બીજાએ કહ્યું: 'સિંહાસન શાનું હતું એ મને ખબર નથી. આપણે તો બ્રહ્મચર્યા કરી હતી એટલું જ સાંભરે છે !'

'ને તમારા ગુરૂબંધુ ? એ શાના સિંહાસન ઉપર બેઠેલા !'

'રાજન ! મને એ કાંઈ ખ્યાલ નથી !'

રાજાએ ઉત્તમ, મધ્યમ ને અધમ એ ત્રણને આ રીતે ઓળખ્યા. આનું નામ શ્રદ્ધા. પોતે સંન્યાસી છે તો સંન્યાસની શ્રદ્ધા. પોલીસ સુપ્રિન્ટેન્ડન્ટ છે. તો શસ્ત્રની શ્રદ્ધા. પ્રધાન છે તો અણુબોમ્બને હઠાવવાની શ્રદ્ધા. પ્રોફેસર છે તો સંસ્કૃતિની શ્રદ્ધા. આવી શ્રદ્ધા—એ શ્રદ્ધા વડે રાજ્યો ચાલે છે. કાયદાઓ કોઈ દિવસ રાજ ચલાવી શકે નહિ—ને ચલાવતા પણ નથી. રાજ્યો તો, માણસો ચલાવે છે—માણસો, જેમનામાં શ્રદ્ધા હોય, પોતાની રંગભૂમિ ઉપર ફના થઈ જવાની શક્તિ હોય. બાકી તો ઠીક હવે, તુમાર ઉપર સહી તો ગમે તે કરી શકે ! બોલો તમારી કેળવણીએ આ શ્રદ્ધા તમને આપી છે ? આ જવાબ ઉપર જ બધો આધાર છે ! લોકોને પોતાનો ભાર ન લાગે, એમ જે વર્તે છે એ શાંતિ મેળવે છે ને શાંતિ સ્થાપે છે. આનો અર્થ જ એ છે કે સુશાસન ચલાવવા માટે જે જે પ્રણાલિકા સ્થાપવાનો પ્રયત્ન પરદેશીઓએ કર્યો છે તે તમામ પ્રણાલિકાઓ બદલાવ્યે જ છૂટકો છે. એણે કોઈ દિવસ વ્યક્તિગત રસ બતાવ્યો નથી. એણે જમીનની સુંદરતા જોઈ નથી. એણે અનુભવીઓનો લાભ મેળવ્યો નથી.

એ તમામ પ્રણાલિકાઓને નાબુદ કરવામાં નહિ આવે ત્યાંસુધી તો દલીલો અને દલીલોમાં રહેતાં ફાંફાંઓ, એમની જ બોલબાલા હશે. દરેક ગામડામાં પાંચ માણસોની સભા સ્થપાશે ત્યારે એક વખત ફરીથી નવા યુગનું મંડાણ થશે. દરેક ગામડું સ્વતંત્ર રાજ થઈ જવું જોઈએ. ને રાજ તો નામનું જ હોવુ જોઈએ.

શ્રદ્ધાભર્યું સુશાસન—મારે સુશાસન કરવું જ છે એવી તેજસ્વી હિમ્મત. આપણો તાત્કાલિક પ્રશ્ન એ છે અને એનો ઉકેલ વ્યક્તિની શ્રદ્ધામાં રહ્યો છે. માટે હું કહું છું કે આપણી કેળવણી પાસે શ્રદ્ધા છે ?

☆

# ઉધમાત

ઉરની વેદના સાથે જન્મેલા ઉધમાત સૌ :
ઉરની ગોઠડી સાથે સંતૃપ્તિ પામે એ સૌ !

જયન્ત પરમાર

# દિવાળી અંકોનો સાભાર પ્રાપ્તિસ્વીકાર

**હિંદુસ્તાનઃ**–સંપાદકોઃ ભા૦ હી૦ ભૂખણવાળા અને બકુલેશ. અખિલ ભારત પ્રિન્ટર્સ લિ૦, ૩૪૧ તારદેવ, મુંબઈ ૭. પાનાં ૨૭૨ : મૂલ્ય ત્રણ રૂપિયા.

**ચેતનઃ**–(હાસ્ય અંક) સંપાદકોઃ ધનસુખલાલ કૃ૦ મહેતા, રામપ્રસાદ પ્રે૦ બક્ષી. ૨૧૨, વિઠ્ઠલભાઈ પટેલ રોડ, મુંબઈ ૪. પાનાં ૧૭૨ : મૂલ્ય ત્રણ રૂપિયા.

**પ્રજાબંધુ–ગુજરાતસમાચારઃ**–સંપાદકઃ ચુનીલાલ વ. શાહ. પ્રજાબંધુ કાર્યાલય, ખાનપુર; અમદાવાદ ૧. પાનાં ૨૯૨ : મૂલ્ય સાડાત્રણ રૂપિયા

**સંદેશઃ**–સંપાદકો : જયંતકુમાર પાઠક, લક્ષ્મીપ્રસાદ આચાર્ય અને કૃષ્ણલાલ શાહ સંદેશ કાર્યાલય, ઘીકાંટા, પિત્તળિયા બંબા સામે. અમદાવાદ. પાનાં ૩૭૨ : મૂલ્ય : સાડાત્રણ રૂપિયા

**લોકમતઃ**–તંત્રી : ચંદ્રકાન્ત શાહ, લોકમત કાર્યાલય, નડિયાદ. પાનાં ૪૮ : મૂલ્ય આના આના.

**સમયઃ**–સંપાદક : ભાનુભાઈ શુકલ, સમય પ્રિન્ટરી, ગેઈટ સ્ટેશન પાસે, સુરેન્દ્રનગર. પાનાં ૬૮ : મૂલ્ય બારઆના.

**યુગાન્તરઃ**–તંત્રી : પુષ્પવદન ઠાકોર, સ્ટાર પ્રિન્ટરી, ૬૨, કારવાર સ્ટ્રીટ, મુંબઈ ૧. પાનાં ૯૬ : મૂલ્ય સવા રૂપિયો.

**રીમઝીમઃ**–તંત્રી : બાબુભાઈ કોઠીઆ; ૨૫, બેન્ક સ્ટ્રીટ, કોટ મુંબઈ ૧. પાનાં ૮૨ : મૂલ્ય એક રૂપિયો.

**અખંડ આનંદઃ**–સંપાદક : સોપાન. સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ. પાનાં ૨૦૨ : મૂલ્ય દોઢ રૂપિયો.

**નવચેતનઃ**–તંત્રી : ચાંપશી વિ૦ ઉદ્દેશી. નવચેતન કાર્યાલય, સોરાબજી મીસ્ત્રીનું કંપાઉન્ડ, સાબરમતી રોડ, અમદાવાદ ૫. પાનાં ૨૩૬ : મૂલ્ય દોઢ રૂપિયો.

**પ્રસ્થાનઃ**–સંપાદક : રણછોડજી કેસુરભાઈ મીસ્ત્રી, ૧૨/અ, ભારતી નિવાસ સોસાયટી, અમદાવાદ ૬, પાનાં ૭૬ : મૂલ્ય દસ આના.

**ચિત્રલેખાઃ**–તંત્રી વજુ કોટક, સિમ્પ્લેક્સ ઇન્ડીઆ લિમિટેડ, ૮૯ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨. પાનાં ઉલ્લેખ નથી. : મૂલ્ય દોઢ રૂપિયો.

**ચિત્રપટઃ**–સંપાદક : જમનાદાસ નેનુજી. ચિત્રપટ કચેરી, વેસ્ટ એન્ડ ગેઈટ, મુંબઈ ૪. પાનાં ૧૮૦ મૂલ્ય બે રૂપિયા.

**તંદુરસ્તીઃ**–તંત્રીઓઃ ભૂપતરાય મો૦ દવે; શંકરલાલ મો૦ દવે. તંદુરસ્તી કાર્યાલય, આરોગ્ય ધામ, અશુભ મેન્શન, વિન્સેન્ટ રોડ, મુંબઈ ૧૯, પાનાં ૬૪ : મૂલ્ય બાર આના.

**તરંગઃ**–સંપાદકો : ચંપકલાલ મહેતા, દશરથ ગાંધી, મધુકાન્ત શાહ. શ્રી દશા મોઢ ગોભવા જ્ઞાતિ મંડળ, ૬૭૨ શેઠનીપોળ, સાંકડી શેરી અમદાવાદ. પાનાં ૫૮ : મૂલ્ય છાપેલ નથી.

**રમકડુંઃ**–સંપાદક : કિશોર ગાંધી. રમકડું કાર્યાલય, ફ્રીઅરરોડ, કોટ, મુંબઈ ૧ પાનાં ૩૨૪ : મૂલ્ય સાડાત્રણ રૂપિયા.

**સારથિઃ**–સંપાદકો : જયાનન્દ દવે, ચન્દ્રકાન્ત મહેતા. સારથિ કાર્યાલય, ૬૨ કારવાર સ્ટ્રીટ, કોટ, મુંબઇ ૧. પાનાં ૧૨૮ : મૂલ્ય દોઢ રૂપિયો

**જીવન પ્રકાશઃ**–તંત્રી : મોહનલાલ ધ૦ દવે, જીવન પ્રકાશ કાર્યાલય, રાણપુર. પાનાં ૧૩૨ : મૂલ્ય બાર આના.

**મહિલા જગતઃ**–સંપાદક : વિશ્નુભાઈ જોષી. મહિલા જગત કાર્યાલય, મહાવીર સ્વામીના દેરાસર પાસે, ગાંધીરોડ, અમદાવાદ ૧. પાનાં ઉલ્લેખ નથી : મૂલ્ય બે રૂપિયા.

**પારિજાતઃ**–સંપાદક : જનક ઓઝા. ૧૪૪, મોદી સ્ટ્રીટ, કોટ, મુંબઈ ૧. પાનાં ૭૨ : મૂલ્ય બાર આના

**બહુરૂપીઃ**–તંત્રી : ચંદુલાલ જેઠાલાલ વ્યાસ, બહુરૂપી કાર્યાલય, રાણપુર. પાનાં ૮૦ : મૂલ્ય બાર આના.

**આનંદઃ**–સંપાદક : રમેશ મ૦ શુકલ, આનંદ મંડળ, વાગ્રેશ્વરી પોળ, સોની ફળિયું, સુરત. પાનાં ૨૧૬. મૂલ્ય છાપેલ નથી.

★

# કેળવણી વિષે ડૉ૦ જ્હૉન ડયુઇ

હર્ષિદા પંડિત

ડૉ. જ્હૉન ડયુઈ છેલ્લાં પચાસેક વર્ષથી અમેરિકાના શિક્ષણક્ષેત્રે પ્રગતિશીલ વિચારસરણીના પ્રણેતા છે. શિક્ષણવિષયક અનેક પ્રશ્નો વિષે એમણે ઊંડું ચિંતન કર્યું છે. 'એજ્યુકેશન ટુડે' નામના પુસ્તકમાં રજૂ કરેલી એમની સમગ્ર વિચારસરણીનું આ તારણ છે. આ વિચારો આપણા નવજાત રાષ્ટ્રની શિક્ષણવિષયક પુનર્રચનામાં ખૂબ સહાયભૂત નીવડે એવા છે. બાળકના સર્વાંગી વિકાસમાં રસ લેતાં માબાપો ને શિક્ષકોને પણ એમાંથી માર્ગદર્શન મળી રહેશે.

## [૧] કેળવણી એટલે શું?

શિક્ષણનો પ્રારંભ બાળકના જન્મથી થાય છે. તેની વ્યક્તિગત શક્તિઓ, ચેતનાનું ઘડતર, ટેવો, વિચારોનું બંધારણ, તથા લાગણી અને ભાવનાઓનો વિકાસ કેમ થાય છે એનું અવલોકન કરવું જરૂરી છે.

બાળકને ખરું શિક્ષણ તો ત્યારે જ મળ્યું કહેવાય; જ્યારે બાળક પોતાની પરિસ્થિતિને અનુકૂળ બનીને પોતાની શક્તિઓનું ઘડતર કરે ને વિકાસ પામે. જો કે આવી રીતે તે આત્મઘડતર કરે એમાં તેને આત્મભોગ ઘણો આપવો પડે અને પોતાના સમૂહના કલ્યાણમાં વધુ ધ્યાન પણ પરોવવું પડે.

શિક્ષણની બે બાજુઓ છે—માનસશાસ્ત્રીય ને સમાજશાસ્ત્રીય. બંનેમાંથી એક પણ બાજુ તરફ બેદરકારી ન જ બતાવાય, નહીં તો પરિણામ ખતરનાક આવે. માનસશાસ્ત્રીય બાજુ પાયારૂપ છે, કારણ કે બાળકની કુદરતી શક્તિઓ અને પ્રેરણાઓ જ શિક્ષણના પ્રારંભિક પગથિયારૂપે છે. આથી માનસશાસ્ત્રનાં જ્ઞાન અને આંતરદૃષ્ટિ વગર શિક્ષક બાળકના ઘડતરમાં યોગ્ય ફાળો ન જ આપી શકે. બાળકોની પ્રવૃત્તિ તરફ શિક્ષકે ધ્યાન રાખવું જોઇએ. સામાજિક સ્થિતિ ને સંસ્કૃતિની વર્તમાન પરિસ્થિતિ એ બંનેનો અભ્યાસ બાળકની શક્તિઓને બરાબર સમજવા માટે અતિ આવશ્યક છે. બાળકની પ્રવૃત્તિનું અવલોકન કર્યા બાદ તેનામાં પ્રાથમિક મનુષ્યજાતિનાં કયાં કયાં લક્ષણ છે એની નોંધ રાખવી પણ એટલી જ જરૂરી છે.

શિક્ષણની માનસશાસ્ત્રીય, ને સામાજિક બાજુ એકબીજા સાથે મૌલિક રીતે સંકળાયેલી છે—એક બીજા ઉપર લાદવામાં આવેલી નથી. ઘણા એમ માને છે કે શિક્ષણની માનસશાસ્ત્રીય વ્યાખ્યા સાવ ઉજ્જડ ને ઔપચારિક છે, ને એ માનસશક્તિના ઘડતર વિષે ખ્યાલ આપતી હોવા છતાં એ શક્તિનો ઉપયોગ કઇ રીતે કરવો એ વિષે કાંઇ નિર્દેશ કરતી નથી. જ્યારે બીજી બાજુ એમ પણ ભારપૂર્વક કહેવામાં આવે છે કે શિક્ષણની સામાજિક પરિભાષાનો સંસ્કૃતિ સાથે મેળ બેસાડીએ તો પરિણામ એ આવે કે વ્યક્તિસ્વાતંત્ર્ય ગૌણ બની જાય. આ બંને દલીલોને એક બીજાથી વિખૂટી પાડીને જોઇએ તો સાચી લાગે; પરંતુ બાળકની શક્તિનો સંપૂર્ણ વિકાસ કરવા માટે બંનેની સહાય જરૂરી છે.

સંસ્કૃતિ તો આગળ ધપ્યે જ જાય છે; વીસ વર્ષ પછીની દુનિયા કેવી હશે એ વિષે આગાહી કરવી મુશ્કેલ છે. આ પરિસ્થિતિમાં બાળકને અમુક ચોક્કસ વસ્તુસ્થિતિ માટે તૈયાર ન જ કરી શકાય. એના કરતાં—એટલે કે તેની ભાવિ જિંદગી માટે અમુક જ રીતે તૈયાર કરવાને બદલે—તેનો પોતાના પરનો જ કાબૂ વધે એવું ઘડતર આરંભવું જોઇએ. તે શક્તિઓને જરૂર હોય એવે પ્રસંગે વાપરી શકે, તેની ઇન્દ્રિયો ગમે તેવા હુકમને તાબે થવા તૈયાર રહે ને તેની ન્યાયશક્તિ તે જે સ્થિતિમાં કામ કરતું હોય એ સ્થિતિને ઓળખી શકે એવું શિક્ષણ આપવું યોગ્ય છે. આવું શિક્ષણ આપી શકાય તે માટે એના વ્યક્તિગત શોખો, શક્તિઓ વગેરેથી વાકેફ પણ રહેવું પડે. માનસશાસ્ત્રની ભાષામાં આ સાચું શિક્ષણ કહેવાય.

દરેક વ્યક્તિ સામાજિક પ્રાણી તો છે જ. સમાજનું તે એક અંગ છે. જીવનના સામાજિક તત્ત્વથી વિખૂટું પાડીને બાળકને અમૂર્ત વાતાવરણમાં મૂકવાનું





જોખમ વહોરવું ઠીક નથી. આથી કેળવણી માનસ-શાસ્ત્રીય ઢબે જ પોતાનું કામ આરંભીને તેની સહજ શક્તિઓ, શોખો ને ટેવોનો અભ્યાસ કરતી હોવી જોઈએ. આ અભ્યાસ સતત ચાલુ રહે તો જ નવાં મૂલ્યાંકનો તારવી શકાય ને સમાજની અમૂલ્ય થાપણમાં સાચા સરકાર રેડી શકાય.

*

## [૨] નિશાળ એટલે શું ?

શાળા એ સામાજીક સંસ્થા છે કેળવણી એ પણ સામાજિક પ્રવૃત્તિ હોવાથી સામુદાયિક જીવન કેમ જીવાય એ તેમાં શીખવવામાં આવે તો સારૂં.

વર્તમાન જીવનની વાસ્તવિક રજૂઆત શાળાએ કરવી જોઈએ. જીવન શું છે, એની મુખ્ય સમસ્યાઓ કઈ છે, ઘરમાં, પાડોશીઓ સાથે કે રમતગમતના મેદાનમાં વિદ્યાર્થીએ કેવા પ્રકારનું વર્તન રાખવું આવશ્યક છે એ શીખવવાનું કામ પણ શાળાઓનું છે.

જે શિક્ષણ જીવનના પ્રકાર નથી સમજાવી શકતું ને શ્રેષ્ઠ વિચારો વ્યક્તિમાં વહેતા નથી મૂકતું તે પાંગળું ગણાવું જોઈએ ને સામાજીક જીવનનું પ્રતિબિંબ શાળાના શિક્ષણમાં પડવું જોઈએ. વાસ્તવિક જીવન સંકુચિત તો છે જ; તેથી બાળક તેની સંકુચિતતાને અવલોકીને વિકર્ષણની સ્થિતિએ ન પહોંચે, મૂંઝાય નહીં અને તેના વિકાસમાં એકધ્યાન બની રહે એ જોવું જરૂરી છે. આ માનસશાસ્ત્રીય જરૂરિયાત છે, કારણ કે એ વડે બાળકના જીવનમાં સાતત્યતા જળવાશે; ને શાળાના અનુભવો તેને જીવનમાં ઉપયોગી નીવડશે.

શિક્ષણની સામાજીક દૃષ્ટિએ પણ જરૂર છે જ; કારણ કે ઘરથી જ આપણા સામાજીક જીવનની શરૂઆત થાય છે. તેમાં નીતિવિષયક કેળવણીની જરૂર રહે છે. ગૃહજીવનની ફરજો અને ગૃહજીવનનાં ઊંડાં મૂલ્ય સમજાવવાનું કામ શિક્ષણનું છે જો કે આજનું શિક્ષણ આ સામાજીકતાના મુદ્દાને અનુલક્ષીને નથી અપાતું, તેથી શાળા એ માત્ર અમુક પાઠો ભણવાનું, અમુક માહિતી પ્રાપ્ત કરવાનું અને અમુક સારી કે નરસી ટેવો પાડવાનું સ્થાન બની રહે છે. ભવિષ્યમાં આ અસર વ્યક્તિના જીવનમાં ભાગ ભજવે છે; પણ જીવનનું વ્યાવહારિક જ્ઞાન એને નથી મળતું ત્યારે એ જીવનમાં અસફળ નીવડે છે કાર્ય અને વિચારની એકતા સાધવામાં નૈતિક શિક્ષણ ઉપયોગી નીવડે છે. ચાલુ શિક્ષણ તે પ્રત્યે બેદરકારી સેવે છે એ કબૂલવું પડે છે.

સામાજીક જીવન જીવતાં જીવતાં બાળકને ઉત્તેજન મળી રહે અને પોતે પોતાનું કામ નિયંત્રણપૂર્વક કરી શકે એવી તાલીમ શિક્ષકે કાળજીપૂર્વક આપવી જોઈએ. એનું કાર્ય નથી ફક્ત અમુક વિચારો બાળકના મનમાં ઘૂસાડવાનું કે નથી અમુક ટેવો મારીમચડીને દાખલ કરવાનું. તેનું કાર્ય તો ગુંફિત છે, ગહન છે. શાળાના વાતાવરણમાંથી જ શિસ્તનો ઉદય થવો જોઈએ ઠોકી બેસાડેલી ફરજીયાત શિસ્તપાલનની ભાવના લાંબાકાળ સુધી ટકતી નથી. શિક્ષકનો વ્યવસાય ફક્ત એ વિચારવાનો—ડહાપણ પૂર્વક અને અનુભવોને અનુલક્ષીને—છે કે બાળકની જિંદગી સાથે શિસ્ત શી રીતે વણી લેવું.

આ જ પ્રમાણે બાળકને ઉચ્ચ શિક્ષા માટે ઊપલા વર્ગમાં ચડાવવાનું ધોરણ નક્કી કરવું જોઈએ. પરીક્ષાનું શિક્ષણમાં મહત્વ એટલું જ છે કે તે, બાળક સામાજીક કે સેવાભાવી જીવન ક્યાં ને કેવીરીતે જીવી શકશે તેની યોગ્યતાનું પ્રમાણ નક્કી કરી આપે.

*

## [ ૩ ] કેળવણીનું વસ્તુ

બાળકની સામાજીક જિંદગી તેના વિકાસ ને શિક્ષણમાં આવશ્યક એવી એકાગ્રતા ને સમન્વયના પાયારૂપે છે. સામુદાયિક જીવન તેને એકતા કેળવવાની પશ્ચાદ્‌ભૂમિકા પૂરી પાડે છે.

શાળાનો અભ્યાસક્રમ એવીરીતે યોજાયેલો હોવો જોઈએ કે પ્રાથમિક દશાની સામુદાયિક જિંદગીમાં અને આજની જિંદગી વચ્ચેની ભિન્નતા સ્પષ્ટ દર્શાવી શકે. બાળકોને માટે ખાસ અભ્યાસક્રમ—વાંચવા લખવાનો—યોજનારી શિક્ષણપદ્ધતિ તેનો સ્વભાવ ઉગ્ર




બનાવે છે. શાળાના વિષયોના સમન્વયનું સાચું કેન્દ્ર સાહિત્ય વિજ્ઞાન, ઈતિહાસ કે ભૂગોળમાં નથી પણ તેની સામાજીક પ્રવૃત્તિઓમાં છૂપાયેલું છે. કોઈ પણ વિષયના અભ્યાસમાં શિક્ષણ નિહિત ન કરી દેવું જોઈએ. કારણકે માનવીની પ્રવૃત્તિઓને બાદ કરીએ તો કુદરતમાં એકતા હોતી જ નથી. કુદરતની અંદર પણ વિભિન્નતા સૂચવતા પદાર્થો કયાં નથી ? આથી કોઇ પણ ખાસ વિષયને કેળવણીનું કેન્દ્ર બનાવવું એ એકાગ્રતાની વિરૂદ્ધ વિક્ષેપનના સિદ્ધાંતનું પ્રતિપાદન કરાવવા જેવું થશે. સાહિત્ય એ સામાજીક અનુભવોની પ્રતિબિંબિત રજૂઆત છે; એણે અનુભવોને અનુસરવાનું છે; એથી તેને પાયારૂપે તો ન સ્વીકારાય; પણ એકતાના (unification) માધ્યમરૂપે તો જરૂર પીછાનાય. ઇતિહાસની કિંમત પણ ત્યાં સુધી છે કે જ્યાં સુધી તે સામાજીક જીવન ને તેના વિકાસને અનુલક્ષીને હોય દૂરના ભૂતકાળને અનુલક્ષીને જ્યારે તે શીખવવામાં આવે છે ત્યારે મૃતવત્ લાગે છે. અને મનુષ્યજાતિના વિકાસ ને સામુહિક જીવનને સાંકળી લઇને શીખવવામાં આવે છે ત્યારે તેમાં કાંઇક તથ્ય ભાસે છે.

સંસ્કૃતિને અસ્તિત્વમાં આણનાર રચનાત્મક બળોને સમજવાની પ્રેરણા બાળકને આપી શકે તે વસ્તુ જ કેળવણીના પ્રાથમિક પાયારૂપ બની શકે. સંસ્કૃતિને સર્જનાર મૂળભૂત પ્રવૃત્તિઓ વિશે બાળકને જાગૃત બનાવવું જોઈએ. તેથી કહેવાતી રચનાત્મક પ્રવૃત્તિઓ એ સમજાવતા કેન્દ્રરૂપ હોવી જોઈએ. રસોઈ, શિવણ, હસ્તકળા વગેરે વિષયો પણ શીખવવા જોઇએ. આ વિષયો તરીકે નહિ, પણ બીજા વિષયોથી થાકેલા મગજને હળવું કરવા માટે જ જોઇએ.

પરંતુ એ વિજ્ઞાનનો અભ્યાસ કાંઈક અંશે ઉપયોગી તો ખરો. સમાજીક જીવનને ઉપયોગી એવી પ્રવૃત્તિઓ અને પદાર્થોનું જ્ઞાન આપે ત્યાં સુધી જ. ચાલુ શિક્ષણ પદ્ધતિની એ મુશ્કેલી છે કે વિજ્ઞાનના વિષયમાં જે પદાર્થ રજૂ કરવામાં આવે છે તે એકદમ પરોક્ષ સ્વરૂપમાં રજૂ કરવામાં આવે છે. વાસ્તવિક રીતે જોતાં વિજ્ઞાનની કિંમત એટલા માટે સ્વીકારવામાં આવે છે કે તે રોજીંદા અનુભવોને નિયમનમાં રાખવાની અને સમજવાની શક્તિ આપે છે.

વિચારની રજૂઆત કરવાની કળા તરીકે જ સાહિત્ય શીખવવામાં આવે તો સારૂં. તે સાચું છે કે ભાષા એ તાર્કિક સાધન છે, પણ તે મુખ્યત્વે સામાજીક સાધન છે. ભાષા સામાજીક સંબંધો જાળવવાની કડી છે. તે તો એક એવું સાધન છે, જે દ્વારા વ્યક્તિ પોતાના સંબંધો જાળવી શકે છે, વિચારો રજૂ કરી શકે છે ને એકબીજાની લાગણી સમજીને વ્યક્ત કરી શકે છે. એનો ઉપયોગ માહિતી આપવા પૂરતો કે પોપટિયું જ્ઞાન જ વ્યક્ત કરવા પૂરતો જ થાય તો તે પોતાનો સામાજીક હેતુ ને ધ્યેય ચૂકે છે.

જો કેળવણી એ જીવન હોય અને જિંદગી જો વિજ્ઞાનિક અંશ હોય, કળાનો અંશ હોય સંસ્કૃતિ અને જાતિય એકતાનું અંગ હોય તો ઊંચા ધોરણોમાં વાચન-લેખનનું અમુક પ્રમાણ નક્કી કરવાનો કાંઈજ અર્થ નથી. અભ્યાસક્રમમાં ધારી સફળતા મળે એમાં સાચી પ્રગતિ નથી; પણ જીવન પ્રત્યે નવા વલણો, નવા શોખો અને નવા અનુભવો ગ્રાહ્ય કરવામાં જ સાચી પ્રગતિની ભાવના છૂપાયેલી છે.

આથી શિક્ષણ એ અનુભવોની નવરચના કરાવનાર વસ્તુ તરીકે જ ગ્રહણ કરવુ જોઇએ.

## [૪] પદ્ધતિની પ્રકૃતિ

બાળકના રસો અને શક્તિઓનો વિકાસ કેમ કરવો એ પણ એક પ્રશ્ન છે. બાળકોના સ્વભાવમાં જ અનેક શકિતઓ છૂપાઇને રહેલી હોય છે. સક્રિય બાજુ નિષ્ક્રિયની પાછળ જ આવે છે, તેથી બાળકના સ્વભાવનો વિકાસ શકય બને છે. સભાન અસરની પહેલાં રજૂઆત જ થાય છે, જ્ઞાનતંતુના વિકાસ પહેલાં સ્નાયુઓનો વિકાસ થાય છે. સંસ્કારોના અનુભવ પહેલાં જ હીલચાલ શકય બને છે. હું માનું છું કે ચેતનાવસ્થા આવેગયુક્ત હોય છે. આ સિદ્ધાંત પ્રત્યે જો બેદરકારી બતાવવામાં આવે તો સમય ને શકિત શાળાનાં કાર્યમાં જ ખર્ચાઈ જાય છે. પરિ-





ણામે બાળક નિષ્ક્રિય બને છે, તેથી કાર્યના નિયમન અને અસરકારકતાને ખાતર વિચારો કાર્યમાં પરિણમે એ જોવું જોઇએ. વિવેકશક્તિ અને તર્કશક્તિ ખીલે એટલા માટે હાલ પસંદગી વગરની અને કાર્યમાં બહુ ઉપયોગી ન હોય તેવાં સાધનોની વ્યવસ્થાની જે યોજના છે તે ખોટી છે. પ્રતીકોનુ માનસિક વિકાસમાં સ્થાન છે, પણુ તેનો ઉપયોગ પ્રયત્નોને ઓછા બનાવે તેમાં છે. ગમે તેવા આપખુદી વિચારો આપણે બાળકોના માનસપર ઠોકી બેસાડતાં પહેલાં સાવધ રહેવું જોઈએ.

પ્રતિમા એ પણુ એક સાધન છે. કોઇપણુ વિષયનું જ્ઞાન બાળક પ્રતિમા દ્વારા તુરત મેળવી શકે છે.

બાળક નવદશાંશ જેટલી શક્તિ શીખવામાં ખર્ચે છે ને પોતાના મનમાં પ્રતિમાઓ ખડી કરી લે છે. હાલ જે શકિત ને સમય બાળકને પાઠ તૈયાર કરાવવા પાછળ ખર્ચાય છે તે સમય ને શકિત બાળકમાં કલ્પનાશકિત ખીલે તે પાછળ ખર્ચવામાં આવે તો બાળક નિશ્ચિત બુદ્ધિવાળું ને વિશાળ દૃષ્ટિવાળું થાય ને તે જે જે વસ્તુનો અનુભવ કરે તેની એવી પ્રતિમાઓ માનસમાં ઘડતું થાય દરેક પ્રકારની શકિતઓને ખીલવવામાં રસ એ બહુ સૂચક વસ્તુ છે. શિક્ષકે બાળકની રસવૃત્તિને જાગૃત કરવા પાછળ સતત ધ્યાન આપવું જોઇએ. સાવચેતી અને સહાનુભૂતિભરી રીતે બાળકના રસોમાં લીન થવાથી ને એ અવલોકવાથી પુખ્ત ઉમરનો માણસ પણુ બાળકની જિંદગીમાં પ્રવેશી શકે છે.

બાળકોના રસો પ્રત્યે કદી કોઇએ હસવું નહિ. તેમજ કોઈએ દબાવવાનો પ્રયત્ન ન કરવો. બાળકની રસવૃત્તિને અવરોધવાથી તેની બૌદ્ધિક જીજ્ઞાસાવૃત્તિને હાનિ પહોંચશે અને તેની ચપળતાનો નાશ થશે. તેના ઉપાયો દબાઇ જશે અને તેના રસો મૃતપ્રાય બની જશે. રસ હંમેશાં કોઇ છુપાયેલી શક્તિનો સૂચક હોય છે. આ શક્તિને શોધવી એ અગત્યનું કામ છે. રસવૃત્તિ પ્રત્યે હસવું એ શક્તિને શોધવાના યત્નમાં ઊંડા ઉતરવાની વૃત્તિને નિષ્ફળ બનાવવા જેવું છે. અને પરિણામે એવી હાસ્યને પાત્ર બનાવેલી વ્યક્તિ સાચા રસોને પાળવાને બદલે તરંગી બની જાય છે. ઊર્મિઓ એ કાર્યનું પ્રતિબિંબ છે. ઊર્મિઓને જાગૃત કરવી એ નાદુરસ્ત માનસિક સ્થિતિને ઉત્તેજવા જેવું છે. સારા વિચાર ને કાર્યને જીવનમાં પ્રાપ્ત કરી શકીએ, "સત્યમ્ શિવમ્ ને સુંદરમ્"ની પ્રાપ્તિ કરી શકીએ તો ઊર્મિઓ તેમની પોતાની કાળજી પોતે જ લેતી થઇ જશે.

મૃતઃપ્રાય દશા અને નિરસતા, રૂઢિ ને ઔપચારિકતાની સાથે સાથે આજની કેળવણી લાગણીવેડા જેવી ખરાબીથી ખરડાયેલી છે. આ લાગણીવેડા કાર્યને ભાવનાથી દૂર ખસેડી નાખે છે.

*

## [૫] નિશાળ અને સામાજીક પ્રગતિ

કેળવણી એ સામાજીક પ્રગતિ ને સુધારાનું પદ્ધતિસૂચક સાધન છે. કાયદા અને ધમકી કે દંડથી થતા સુધારાઓ અને યાંત્રિક ફેરફારો કે બાહ્ય વ્યવસ્થામાં કરવામાં આવતા ફેરફારો ક્ષણિક છે, અલ્પજીવી ને નકામાં છે.

સામાજીક સભાનતા કેળવવા માટે શિક્ષણુ એ એક જ ઉપાય છે. વ્યકિત વ્યકિતની વિવિધ પ્રવૃત્તિ સાથેની મેળ બેસાડવાની શકિત આ સભાનતાને સફળ બનાવે છે.

વ્યકિતગત ને સામાજીકરીતે આ વિચારને માન્ય કરવામાં આવેલ છે. સાચી જિંદગીનો પાંચો વ્યકિગત દૃષ્ટિબિંદુ બતાવે છે. સામાજીક દૃષ્ટિબિંદુ એમ સાબીત કરે છે કે વ્યક્તિત્વ વ્યક્તિગત વિચારોથી નથી ઘડાતું પણુ કોઇપણુ સંસ્થા—સમાજ પણ સંસ્થા જ છે—ના જીવનની તેના પર પડેલી અસરથી ઘડાય છે.

વ્યક્તિગત અને સંસ્થાનિક આદર્શોનું સમાધાન સારી સંસ્થામાં—શાળામાં હોવું જોઇએ.

જાતીય ફરજ કેળવણી શીખવે છે. કાયદો શિક્ષા ને સામાજીક ચર્ચાઓ વડે સમાજ અનિયમિત બની જાય છે. પણુ શિક્ષણથી સમાજ તેના હેતુઓ ઘડે છે,

# ક્ષય વિષેનું સામાન્ય જ્ઞાન

જયસકલ પરમાર

રાજરોગ જેવો ક્ષયરોગ રાજાઓના વિલાસી દેહમાં જ ઘર કરી શકતો. પણ આજે તો એ લગભગ આખી માનવજાતને ઘેરી વળ્યો છે. અને લખલૂટ ખરચ કરતાં પણ ઘણીવાર તો એનાં દરદી નથી બચી શકતાં. એ રોગની પ્રાથમિક પ્રવેશતૈયારી આ લેખમાંથી મળે છે.

ભારતમાં ક્ષયના દરદથી દરરોજ હજારથી દોઢ હજાર માણસો મરણ પામે છે. ક્ષયના ડાચામાં ઓરાતા આ જુવાન સ્ત્રીપુરુષોની વય પંદરથી ૩૦ વર્ષની વચ્ચેની જ બહુધા હોય છે. ખરું કહીએ તો આ ભયાનક દરદ ભારતની જુવાનીને જ ભરખી જાય છે. અને દિવસે દિવસે એ સંખ્યા વધતી જ જાય છે.

જગતના બીજા દેશોમાં ક્ષયરોગથી થતાં મૃત્યુની સંખ્યા ઘટતી જાય છે. છેલ્લાં વીસ વર્ષમાં યુરોપ અમેરિકાના મોટા ભાગના દેશોએ આ બાબતમાં અસાધારણ પ્રગતિ સાધી છે, અને સરેરાશ આયુષ્ય વધારી શક્યા છે.

ગઈકાલ સુધી મનાતું કે ક્ષયરોગ અસાધ્ય છે. આ અજ્ઞાન વિદારી શકાયું છે, અને જે કાંઇ સાધન સામગ્રી આજસુધી શોધી શકાઈ છે એ દ્વારા સિદ્ધ થયું છે કે ક્ષયના દરદને વધતું અટકાવી શકાય છે. અને સુધારી પણ શકાય છે.

ક્ષય અંગે પહેલાં જે કાંઇ જ્ઞાન હતું, જે કાંઈ સાધનો હતાં, એનાં કરતાં ઘણું વધુ જ્ઞાન અને ઘણાં વધુ સાધનો આજે ઉપલબ્ધ થયાં છે.

પણ એ શોધ અને જ્ઞાનનો ઉપયોગ કરી શકીએ તો જ આપણે આપણાં કુટુંબને અને આપણી જાતને બચાવી શકીએ.

આ લેખનો હેતુ જનસામાન્યને ક્ષય અંગે સામાન્ય જ્ઞાન આપવાનો છે. ક્ષય અંગે એના નિષ્ણાતો જ સમજી શકે એ વાત સાચી નથી.--જો કે નિદાન બાબતમાં તો ભલભલા વૈદ્ય દાક્તરો શરૂઆતમાં ગોથાં ખાય જ છે. એને અંગે જનતામાં જે ઘોર અજ્ઞાન અને અસમજ પ્રવર્તે છે એ દૂર થાય તો ઓછા ઉપચારોથી વધુ હેતુ સાધી શકાય.

આ લેખને એટલા માટે 'ક્ષય વિષેનું સામાન્ય જ્ઞાન' એવું મથાળું આપ્યું છે. એમાં ક્ષય અંગેની વૈજ્ઞાનિક ચર્ચા નથી પણ ક્ષયની અને ક્ષયરોગની સારવારની સાદી ને સરળ સમજ આપી છે.

ક્ષય એ ચેપી રોગ છે. નરી આંખે ન જોઈ શકાય એવાં એનાં અત્યંત બારીક જંતુઓ હોય છે.

---

સાધનો ને મૂળને વ્યવસ્થિત બનાવે છે ને નિશ્ચિતતા ને કરકસર સાથે ઇચ્છિત હેતુઓ તરફ પ્રયાણ આદરે છે. સમાજને આ દિશામાં પોતાની શક્તિનું એ ભાન થાય છે, એટલે તે સાચે જ માર્ગે પ્રયાણ જારી રાખે છે. આથી શાળા પર સમાજને સુધારવા જવાબદારી નંખાવી જોઈએ; તો જ કેળવણીકાર પ્રયત્નશીલ બનશે. શિક્ષણ આમ વિજ્ઞાન અને કળાનો સમન્વય માનવ–જીવનમાં સાધી આપે છે.

મનુષ્યની શક્તિઓને આકાર આપવો અને સામાજીક સેવા કરવી એ જ શ્રેષ્ઠ કળા છે ને શિક્ષણ આપનાર એ જ સાચો કળાકાર છે. માનસશાસ્ત્રીય સેવાના વિકાસની સાથે વ્યક્તિમાં આંતરદૃષ્ટિનો ઉદય અને વિકાસના કાયદાઓનો ને સામાજીક વિજ્ઞાનનો વિકાસ વ્યક્તિના જ્ઞાનમાં વધારો કરે છે. ને મનમાં ઠસાવે છે કે હરેક વિજ્ઞાનના મૂળભૂત તત્વોનો કેળવણીના હેતુ માટે ઉપયોગ કરવો જોઈએ. જ્યારે આવી રીતે વિજ્ઞાન અને કળા હાથમાં હાથ મિલાવે છે ત્યારે વ્યક્તિ કાર્યશીલ બને છે, મનુષ્યની વર્તણૂંક ખીલે છે ને માનવી સારામાં સારીરીતે સેવા કરી શકે છે. શિક્ષક વ્યક્તિને કેળવવામાં જ ગૂંથાયેલો નથી રહેતો, પણ સામાજીક જીવનનું ઘડતર પણ અણજાણપણે કર્યે જ જાય છે. હરેક શિક્ષકે એટલું ધ્યાનમાં રાખવું જોઇએ કે તે પોતે સમાજનો સેવક છે ને સામાજીક જીવનની પ્રગતિ એ જ તેનું લક્ષ્ય છે. આ રીતે શિક્ષક ઈશ્વરના એક પયગમ્બર જેવો બની રહેશે.

★





આ જંતુઓ શરીરના કોઈપણ ભાગને ચેપ લગાડે છે. પણ વધારે પ્રમાણમાં તો ફેફસાંને જ લાગે છે. એટલે મોટા ભાગના ક્ષયના દરદીઓ ફેફસાંના ક્ષયથી જ પીડાતા હોય છે. અહીં આપણે ફેફસાંના ક્ષયની જ વાત કરીએ છીએ.

મોટે ભાગે તો ક્ષયના દરદીથી જ ક્ષયનો ચેપ ફેલાય છે. એક દરદીમાંથી બીજો દરદી ઊભો થાય છે.

જો ક્ષયનાં જંતુ મચ્છરથી થતા મેલેરિયા જેવાં, ઉંદરથી થતા પ્લેગ જેવાં, માખીથી થતા ટાઈફોઈડ જેવાં અગર તો પાણીથી થતાં કોલેરાનાં જંતુ જેવાં હોત તો ક્ષયના દરદને કે ચેપને ઘણી સહેલાઈથી ફેલાતાં અટકાવી શકાત.

અગર તો ચામડીનાં ચેપી દરદ જેવું એ હોત તો પણ એવા ચેપ લાગેલા માણસને અલગ કેન્દ્રોમાં રાખીને ચેપ ફેલાતો અટકાવી શકાત. પણ ક્ષયના ચેપી જંતુઓ તો દરદીની અંદર જ વાસ કરે છે, અને દરદી દ્વારા જ ચેપ ફેલાવે છે. એટલે રોગચાળો ફેલાવનાર ગંદા પાણીનો, ઉંદરોનો, માખીનો, સડેલાં ફળોનો, કે મચ્છરોનો નાશ કરી શકાય છે તેમ ક્ષયનાં જંતુનો નાશ કરી શકાતો નથી ક્ષયનાં ચેપી જંતુવાળા માણસોને આપણે તડકે નાખી શકતા નથી, પાણીમાં ઉકાળી શકતા નથી કે મારી શકતા નથી. એટલે ક્ષયનો ચેપ ફેલાતો અટકાવવાનું કામ ઘણું કઠણ છે.

### ચેપ લાગવાનાં કારણો

મોટે ભાગે ક્ષયનો ચેપ દરદીના થૂંક–ગળફા–બલગમ વડે લાગે છે

જો કે ક્ષયના દરદીને ક્ષયનું ઘારું પડેલ હોય, એમાંથી, અથવા તો ક્ષયની અસરવાળો શરીરનો જે ભાગ કાપીને ખુલ્લો કર્યો હોય એમાંથી, ક્ષયની વહેતી રસીમાંથી, પેશાબમાં જંતુઓ વહેતાં હોય તો એમાંથી પણ ચેપ તો લાગે જ છે. પણ મોટે ભાગે તો ક્ષયના દરદીનાં થૂંક–ગળફામાંથી જ ચેપ ફેલાય છે. ક્ષયના દરદીમાંથી ક્ષયનાં જંતુઓ દરદીની પાસે રહેનારાઓમાં એની સારવાર કરનારાઓમાં, દરદીના સંપર્કમાં વારંવાર જે લોકો આવતા હોય એમાં અને દરદી સાથે રોજિંદા વહેવારમાં આવનારાઓમાં દાખલ થાય છે. એટલે કે રોગીમાંથી નિરોગી માણસમાં આ જંતુ દાખલ થાય છે.

દરદી સાથેનો સંબંધ જેટલો વધુ ગાઢ અને વધુ લાંબો એટલો ચેપનો વધુ ભય.

આને પરિણામે જે કુટુંબમાં ક્ષયનું દરદ એકાદ વ્યક્તિમાં દાખલ થાય છે પછી ઘણી વાર આખા કુટુંબનો ક્ષય કરે છે. અને એક પછી એક સૌ એના ઝપાટામાં આવીને મોતના મુખમાં ઓરાય છે. એવાં હજારો કુટુંબને ક્ષયથી પીડાતા અને નાશ પામતાં આપણે જોઈએ છીએ. એનું કારણ ચેપ સિવાય બીજું એકે ય નથી.

પણ એટલો ખ્યાલ રાખવો કે ક્ષયનું દરદ વારસાગત દરદ નથી. ક્ષયના દરદીથી ઉત્પન્ન થયેલાં બાળકને ક્ષયરોગનો વારસો નથી મળતો, પણ કુટુંબમાં જો કોઈ ને ક્ષય હોય તો એકનો ચેપ બીજાને, બીજાનો ચેપ ત્રીજાને એમ સૌને લાગે છે અને એ રીતે પેલી પેઢીનો ચેપ બીજી પેઢીને લાગે છે.

ચેપથી ક્ષય પેદા થાય છે, ફેલાય છે, પણ વારસામાં નથી ઊતરતો એ ન ભૂલવું.

પણ એનો અર્થ એવો નથી કે ક્ષયના દરદીનું બાળક તંદુરસ્ત અને નીરોગી હોય છે. ક્ષયના દરદીમાં સામાન્યપણે જીવનશક્તિ ઓછી હોય છે, અને શરીરવિકાસ તથા શરીર સ્વાસ્થ્ય માટે જે જે તત્ત્વોની દરદીમાં ખામી હોય છે તે ખામી તો એના બાળકમાં ઊતરે જ છે. રોગ વારસામાં નથી ઊતરતો પણ રોગને કારણે રહેલી નબળાઈ તો ઊતરે જ છે.

એક તો બાળક પૂરતું તંદુરસ્ત ન હોય, અને બાળકને ક્ષયનાં જંતુનો ચેપ તરત લાગી જાય છે, એ માટે બને ત્યાં સુધી બાળકને દરદીથી દૂર જ રાખવું, પછી એ દરદીનાં બાળકો હોય કે બીજાનાં હોય.

# ચાર આશ્રમનો પાયો

સાને ગુરુજી
અનુ૦ નટવરલાલ દવે

ભારતીય સંસ્કૃતિએ ચાર આશ્રમો માનવ જાત માટે રચ્યા. એને દરેક યુગના માનવીએ પોતપોતાની રીતે ખખ્યા. સાને ગુરુજી તો સંત પુરુષ હતા પોતાની જાત સાથે બાખડતા જે કંઈ સત્ય લાધતું, એ બધું એમના સાહિત્યમાં ઉતરતું. ચારેય આશ્રમના પાયારૂપ બ્રહ્મચર્યાશ્રમ વિષેની એમની દૃષ્ટિ ઋષિ-મુનિ જેટલી જ પુરાણી છે.

સનાતન ધર્મને વર્ણાશ્રમ ધર્મ પણ કહેવામાં આવે છે. વર્ણાશ્રમ એ ભારતીય સંસ્કૃતિનું પ્રધાન સ્વરૂપ છે.

મનુષ્યના વિકાસને માટે ચાર આશ્રમની ચાર પાયરીઓ કહેવામાં આવેલી છે. બ્રહ્મચર્યાશ્રમ ગૃહસ્થાશ્રમ વાનપ્રસ્થાશ્રમ અછે સંન્યાસાશ્રમ સંન્યાસ એ 'અંતિમ ધ્યેય. છેવટે અનાસક્ત જીવન એ ધ્યેય. પરંતુ તે ધ્યેય તરફ હળવે હળવે જવાને સારુ પહેલા ત્રણ આશ્રમો છે. ધીરેધીરે નિર્વાસન બનવાનું, નિવૃત્ત થવાનું.

જન્મથી માણસ ત્રણ ઋણ માથે લઈ ને આવે છે એમ ભારતીય સંસ્કૃતિનું કહેવું છે. ઋષિઋણ, પિતૃઋણ અને દેવઋણ એમ ત્રણ ઋણ આપણે ફેડવાનાં હોય છે. બ્રહ્મચર્યાશ્રમમાં ઉત્કૃષ્ટ જ્ઞાન સંપાદન કરીને આપણે ઋષિઋણ ફેડીએ છીએ. પછી ગૃહસ્થાશ્રમમાં સંતતિ નિર્માણ કરીને તેનું સારી રીતે સંવર્ધન કરીને આપણે પિતૃઋણ ફેડીએ છીએ અને વાનપ્રસ્થ અને સંન્યાસ આશ્રમો મારફત સર્વ સમાજની સેવા કરીને આપણે દેવઋણ ફેડીએ છીએ. દેવ એ સારીય સૃષ્ટિને માટે છે દેવનું ઋણ ફેડવાનું એટલે આપણે સહુ કોઈના બની જવાનું.

બ્રહ્મચર્યાશ્રમમાં મુખ્યત્વે જ્ઞાનની ઉપાસના. ઉપનયન આપ્યા બાદ બ્રહ્મચર્યની શરૂઆત થાય છે. ઉપનયન એટલે બ્રહ્મચર્યની દીક્ષા. બ્રહ્મચર્ય એ કોઈ એક ધ્યેયને માટે હોય છે. ધ્યેયહીન બ્રહ્મચર્ય એ નિરર્થક છે. ધ્યેયહીન બ્રહ્મચર્ય એ ટકતું પણ નથી. જ્ઞાનને માટે બ્રહ્મચર્ય. જ્યાં સુધી ગુરુની પાસે શિક્ષણ મેળવવાનું હોય ત્યાં સુધી બ્રહ્મચર્યના શરણને મજબુત રીતે વળગી રહેવું.

ઉપનયન સંસ્કાર લખતે બધો જ બ્રહ્મચર્યનો મહિમા છે. સર્વ કોઈ પ્રતીકો એ બ્રહ્મચર્યનાં દ્યોતક છે. કમરે ત્રણ વળવાળી મૌંજીમેખલા બાંધવાની, કૌપીન પહેરવાનું એમાં શું અર્થ સમાએલો છે? કમરને બળવાન રાખજે. તારે જ્ઞાન મેળવવાનું છે. વિષયવાસનાને મારી નાખ, તેને બાંધીને રાખ, લંગોટબંધ ભાઈ રહેજે. બ્રહ્મચારી બટૂકને મેખલા ઘાલતાં જે મંત્રોચ્ચાર કરવામાં આવે છે તે ખૂબ સુંદર છે:

इय दुरुक्तात् परिबाधमानात्
शर्म वरुथ पुनती न आगात्
प्राणापानाभ्यां बलमाभरन्ती
प्रिया देवानां सुभगा मेखलेयम् ॥

ऋतस्य गोप्त्री तपसः परस्वी
घ्नती रक्षसः सहमानाः अरातीः
सा नः समन्तमनु परेहि भद्रया
मतरिस्ते मेखले मा रिषाम ॥

"આ મેખલા પાલનકારી છે. આ મેખલા મને ગમે તેમ બોલવા દેનાર નથી આ મેખલા મને સુખ આપશે. પ્રાણ અને અપાનદ્વારા મને સામર્થ્ય આપશે. આ મેખલા તેજસ્વી લોકોને પ્રિય છે. સત્યનું રક્ષણ કરનારી, તપને આધાર આપનારી, રાક્ષસોને મારનારી અને શત્રુઓને હાંકી કાઢનારી એવી આ મેખલા છે. હે મેખલા! કલ્યાણકારક વાર્તા સાથે આવીને તું મને સર્વ બાજુએથી વળગી પડ. તને ધારણ કરું ત્યાં સુધી મારો નાશ ના હજો."

જેની કમર કસેલી હોય તેના તરફ વાંકી નજરે કોણ જોઈ શકે! "ज्वलन्निव ब्रह्ममयेन तेजसा" બ્રહ્મચર્યના તેજનો તે ધગધગતો પ્રવાહ હોય છે. અંદર ને બાહેરના બધા શત્રુઓ તેનાથી નાસી જાય છે.

મેખલા બાંધવી એટલે વ્રતોથી બંધાવું, મેખલા બાંધતાં પહેલાં દીક્ષા આપવાનો એક વિધિ હોય છે.




તે વખતે ગુરુ કહે છે :

"मम व्रते हृदयं ते दधामि
मम चित्तमनुचित्तं ते अस्तु
मम वाचमेकव्रतो जुषस्व
बृहस्पतिष्ट्वा नियुनक्तुमह्यम् ।"

( ઋગ્વેદ સંહિતા )

"હે બટૂક! તારું હૃદય હું મારા વ્રતોની સાથે રાખું છું. મારા મનને અડીને જ તારું મન હજો. એકનિષ્ઠાથી. એકાગ્રતાથી મારું કહેવું સાંભળતો જા. એ બુદ્ધિપૂર્વક બૃહસ્પતિ તારી યોજના મારી પાસે કરો."

ગુરુના શબ્દને સ્પષ્ટપણે સાંભળવાને માટે વ્રત જોઈએ, એકાગ્રતા જોઈએ. અને બ્રહ્મચર્ય એટલે વ્રતોનો રાજા. બ્રહ્મચર્યમાં સર્વ વ્રતો સમાઇ જાય છે.

બટૂકનો હાથ, હાથમાં પકડનારા ગુરુ પણ દેવરૂપ માનવામાં આવે છે :

सविता ते हस्तमग्रभीत्
अग्निराचार्य स्तव ।'

( અશ્વલાયન ગૃહ્ય સૂત્ર )

"હે બાળક! અરે હું તારો હાથ નથી પકડતો, પણ બુદ્ધિને ચલાવનારા સવિતાદેવ તારો હાથ પકડે છે. અગ્નિ એ તારા આચાર્ય; હું નહિં."

ગુરુ એટલે પ્રકાશ. જ્ઞાનપ્રકાશ આપનારા બ્રહ્મચારીએ તેજોરૂપ ગુરુની ઉપાસના કરવાનો હોય છે. ઉપનયનના મંત્રોમાં કે યજ્ઞોપવિતના મંત્રોમાં સર્વત્ર તેજની ઉપાસના હોય છે.

બ્રહ્મચારી એ સર્વ તેજસ્વી દેવતાઓનો હોય છે :

देव सवितरेष ते ब्रह्मचारी
तं गोपाय समामृत ॥

"હે સૂર્યનારાયણ! આ બ્રહ્મચારી એ તારો જ છે. તેનું રક્ષણ કર. તેને મરણ પ્રાપ્ત ન થાય."

બ્રહ્મચર્યાશ્રમમાં પ્રવેશ કરવો એટલે જાણે કે પુનર્જન્મ. હવે સંયમી બનવાનું હોય છે. ધ્યેયની ઉપાસના શરૂ કરવાની હોય છે.

युवा सुवासः परिवीत आगात्
स उ श्रेयान् भवति जायमानः ।

( ઋગ્વેદ સંહિતા )

"આ તરુણ બ્રહ્મચારી આવ્યો. તેણે નવાં સુંદર વસ્ત્રો પહેર્યાં છે. તેણે યજ્ઞોપવિત પહેરેલું છે, તે હવે નવીન જન્મ લે છે, તે કલ્યાણ તરફ જઈ રહ્યો છે."

"तं धीरासः कवयः उन्नयन्ति
स्वाध्यो मनसा देवयन्त ।

( ઋગ્વેદ સંહિતા )

"સંયમી જ્ઞાનવાન ગુરુ તેને ઉન્નતિ તરફ લઈ જાય. એ તરુણ અધ્યયન કરીને, મન વડે એકાગ્ર બનીને, દેવોનો લાડકો બનો. તેજસ્વી બનો."

અગ્નિમાં સમિધની આહુતિ આપ્યા પછી જે પ્રાર્થના બ્રહ્મચારીને બોલવાની હોય છે તે તેજસ્વી છે:

"मयि मेधां मयि प्रज्ञां मय्यग्निस्तेजो दधातु
मयि मेधां मयि प्रज्ञां मयीन्द्र इन्द्रियं दधातु
मयि मेधां मयि प्रज्ञां मयी सूर्यो भ्राजो दधातु
यत्ते अग्ने तेजस्तेनाहं तेजस्वी भूयासम्
यत्ते अग्ने वर्चस्तेनाहं वर्चस्वी भूयासम्
यत्ते अग्ने हरस्तेनाहं हरस्वी भूयासम् ।"

( અશ્વલાયન ગૃહ્ય સૂત્ર )

"અગ્નિ મારામાં બુદ્ધિ, વિચારશક્તિ અને તેજ મૂકો. ઈંદ્ર મારામાં બુદ્ધિ. વિચારશક્તિ અને સામર્થ્ય મૂકો. સૂર્ય મારામાં બુદ્ધિ, વિચારશક્તિ અને તેજ મૂકો. હે અગ્નિ! તારા તેજથી મને તેજસ્વી બનવા દે/ તારા વિજયી તેજથી મને વર્ચસ્વી બનવા દે. સર્વ મેલને ભસ્મ કરનાર તારા તેજને અને મેલને ભસ્મ કરનાર બનવા દે."

બટૂક મેખલા ને દંડ ધારણ કર્યા પછી હાથમાં દંડ લે છે, તે વખતે તે બોલે છે, "अदान्तं दमयित्वा मां मार्गों संस्थापयन् स्वयम् । दण्डः करे स्थितो यस्मात्तस्माद्रक्ष यतो मयम् ।"

આ દણ્ડ, મારા જેવા અસંયમીને સંયમ શીખવશે. હે દણ્ડ! ક્યાંથી પણ ભય આવે તો તું મારું રક્ષણ કરજે.

ઉપનયનને છેવટે મેધાસૂક્ત ભણવામાં આવે છે.





તે અહીં આપ્યા સિવાય મારાથી રહેવાતું નથી :

ॐ मेधां मह्यमंगिरसो मेधां सप्तर्षयो ददुः
मेधामिन्द्रिश्चाग्निश्च मेधां ददातु मे ॥
मेधां मे वरुणो राजा मेधां देवी सरस्वती
मेधां मे अश्विनौ देवावधत्तां पुष्करस्रजा ॥
या मेधा अप्सरस्सु गन्धर्वेषु च यन्मनः
देवी या मानुषी मेधा सा मामविशतादिमाम् ॥
यन्मे नोक्तं तद्रमतां शकेयं यदनुब्रुवे
निशामं तन्निशामहै मयि व्रतं सह व्रतेषु ॥
भूयासं ब्रह्मणा संगमेमहि
शरीरं मे विचक्षण वाङ्मे मधुमद्दुहा ॥

(અશ્વલાયન ગૃહ્ય સૂત્ર)

अवृद्रमहमसौ सूर्यो ब्रह्मणानीस्थः श्रुतं मे मा प्रहासीः
मेधां देवी मनसा रेजमानां
गंधर्वजुष्टां प्रति नो जुषस्व
मह्यं मेधां वद मह्यं श्रियं वद
मेधावी भूयासम् अजरा जरिष्णु ॥

(ઋગ્વેદ સંહિતા)

सदसस्पतिमद्भुतं प्रियमिन्द्रस्य काम्यम्
सनिमेधामयासिषं स्वाहा
यां मेधां देवगणाः पितरश्चोपासते
तया मा मेधया मे मेधाविनं कुरु ॥
मेधाव्यहं सुमनाः सुप्र-तीकः श्रद्धामनाः सत्यमतिः सुशेवः
महायशा धारयिष्णुः प्रवक्ता भूयासमस्ये स्वधया प्रयोगे ॥

(ઋગ્વેદ સંહિતા)

" અંગીરસ ઋષિ તથા બીજા સપ્તર્ષિ, તેમજ ઈન્દ્ર, અગ્નિ અને સૃષ્ટિકર્તા મને વૃદ્ધિ આપો. નીતિદેવ વરુણરાજા અને દેવી સરસ્વતી મને બુદ્ધિ આપો. કમળપુષ્પનો હાર પહેરનાર અશ્વિનીદેવ મને બુદ્ધિ આપો. જે મેધા ગંધર્વલોકમાં છે, દેવલોકમાં છે, માનવલોકમાં છે એવી એ ત્રિભુવનવ્યાપક મેધા મારી બુદ્ધિમાં ઉતરો. જો હું ઉપરછલ્લું શીખ્યો હોઉં તો પણ જેટલું શીખ્યો હોઉં તે સદાને માટે મારી પાસે રહો. જે હું શીખ્યો હોઉં તે જ્યારે જરૂર પડે ત્યારે મને બોલતાં આવડે એમ કરો. જે સાંભળું તે કાયમનું સાંભળેલું બનો. બીજા બ્રહ્મચારી લોકો પ્રમાણે મારું વ્રત થજો. વિદ્વાન લોકની સાથે મારો સંબંધ હજો. મારી ઇંદ્રિયોને જિજ્ઞાસુ બનવા દેજો. મારી વાણી એ માટેનો તિરસ્કાર કરનારી બનજો તે ઉપર ઉપરથી મીઠું બોલનારી અને મનમાં ઝેર રાખનારી ન બનવા દઇશ. મારો ઉત્સાહ અખંડ રહેજો. આ જ્ઞાનમંત્ર સૂર્ય, મારા જ્ઞાનનો ક્યારેય પણ નાશ ન કરો. બુદ્ધિમાં ચમકનારી એવી જે મેધા, દિવ્યલોકમાં વસનારી એવી જે મેધા, મને મળો. મને મેધા આપો, તેજ આપો. મને બુદ્ધિમાન થવા દો. આ શરીર જ્યારે જીર્ણ થાય ત્યારે પણ તેમાં રહેલી બુદ્ધિ અજર બની રહો. બુદ્ધિ સદૈવ તેજસ્વી બનો.

સભામાં વિજય પ્રાપ્ત કરાવનારી, ઇન્દ્રને વહાલી એવી અત્યંત અપૂર્વ એ મેધા છે તે મેધાને માટે હું પ્રયત્ન કરું છું. પિતૃઓ અને દેવો જે મેધાની ઉપાસના કરે છે, તેવી મેધાથી મને મેધાવી બનાવો. મને બુદ્ધિમાન થવા દે. સત્પ્રવૃત્તિવાળો થવા દેજે. સારી વાતની પૂજા કરનારો, શ્રદ્ધાવાન અને સત્યનિષ્ઠ મને બનાવજે. મને બ્રહ્મચર્યના તેજથી શોભનારો થવા દેજે. મને કીર્તિમાન થવા દેજે. મને ધીરવ્રત થવા દેજે. મને ઉત્કૃષ્ટ વક્તા થવા દેજે. કોઇપણ ચર્ચાને પ્રસંગે મારી બુદ્ધિના પ્રભાવથી મને શોભવા દેજે. "

આવો એ સુંદર મંત્ર છે. ઉપનયન એટલે બુદ્ધિસંપન્ન થવાને માટે શરૂ કરેલું વ્રત. એ જ્ઞાન જે મેળવવાનું, એ ધારણાશક્તિ જે મેળવવાની, એ જે અભંગ સ્મરણશક્તિ મેળવવાની, તેને માટે બ્રહ્મચર્યની જરૂર છે. બ્રહ્મચર્ય સિવાય એકાગ્રતા નથી. બ્રહ્મચર્ય એટલે સર્વ ઇન્દ્રિયોની શક્તિ. એક ધ્યેય ઉપર કેન્દ્રીભુત કરવી તે, કાચમાં થઇને સૂર્યનાં કિરણોને જેમ એકાગ્ર કરીને દેવતા પાડીએ છીએ તેમ સર્વત્ર દોડનારી ઇન્દ્રિયોની શક્તિ એક ઠેકાણે આણીને તેમાંથી અદ્દભુત તેજનું નિર્માણ કરવું એનું નામ બ્રહ્મચર્ય

ભારતીય સંસ્કૃતિમાં બ્રહ્મચર્યનો અપાર મહિમા ગાએલો છે. બ્રહ્મચર્ય એટલે શું? બ્રહ્મ પ્રાપ્તિ માટે



જે વર્તન રાખવું ઘટે, તે વર્તન એટલે બ્રહ્મચર્ય. બ્રહ્મપ્રાપ્તિનું આચરણ એટલે બ્રહ્મચર્ય. બ્રહ્મ એટલે શું? બ્રહ્મ એટલે આપણું ધ્યેય. આપણને જે પરમેચ્ચ પ્રાપ્તવ્ય લાગે--સમજાય તે આપણું બ્રહ્મ. જેને માટે જીવવું ને મરવું એમ લાગે તે આપણું બ્રહ્મ.

સર્વ શક્તિનો ઉપયોગ કર્યા સિવાય ધ્યેયની પ્રાપ્તિ થતી નથી. ધ્યેય જેટલા પ્રમાણમાં ઉચ્ચ તેટલા પ્રમાણમાં અધિક સામર્થ્યની જરૂર પડવાની. સર્વ સામર્થ્ય હોવા છતાં ધ્યેય પર્યંત હાથ પહોંચતો નથી અને પછી આપણે પ્રાર્થનાની વાતો કરીએ છીએ. પોતાનું સામર્થ્ય ગુમાવીને રડતા બેસનારની પ્રાર્થનામાં તેજ નથી. પોતાના સામર્થ્યને અહીં તહીં થોડું પણ વેડફી ન દેતાં, સર્વ કાંઇ ધ્યેયને માટે ન્યોછાવર કરતાંય જ્યારે ધ્યેય દૂર રહે, ત્યારેજ ખરી પ્રાર્થનાનો ઉદય થાય છે.

એક એક અક્ષર શીખવાને માટે હજાર હજાર વરસ બ્રહ્મચર્યપાલન કર્યાનો ઉપનિષદોમાં ઉલ્લેખ આવે છે. જ્ઞાનનો એક કણ મેળવવાને માટે આવી તપસ્યાની જરૂર છે.

બ્રહ્મચારી તરુણે કેવી રીતે જીવન ગાળવું જોઈએ એનું ઉપનિષદમાં એક જગ્યાએ અતિ સુંદર વર્ણન આપેલું છે.

युवा स्यात्साधु युवाध्यायकः आशिष्टो दृढिष्टो बलिष्ठः ।
तस्येयं पृथिवी सर्ववित्तस्य पूर्णा स्यात् ॥

अनृतदर्शी । सभाः समाजांश्चागन्ता । अजनवादशीलः । रहः शीलः । गुरोरुद्दाचारेष्वकर्ता स्वैरिकर्माणि । स्त्रीषु यावदर्थसंभाषी । मृदुः । शान्तः । ह्रीमान् । दृढधृतिः । अनालस्युः । अक्रोधनः । अनसूयः । सायंप्रातरुदकुम्भमाहरेत् । अरण्यादेधानाहृत्याधो निदध्यात् ॥

"તરુણે ઉત્તમ પ્રકારના, અત્યંત અભ્યાસી, આશાવાન, દૃઢનિશ્ચયી, અને બલસંપન્ન હોવું જોઇએ. એવા તરુણને આ સર્વ પૃથ્વી દ્રવ્યમય થઈ જાય છે.

તેણે નૃત્યાદિ જોવાં નહિ, સભા અને લોકસમુદાયમાં જવું નહિ, લોકો વિષે ગપ્પાં મારવાનો તેનો સ્વભાવ ન હોવો. જોઇએ એ એકાન્તની રુચિવાળો હોવો જોઇએ, ગુરુ તથા તેનાં સંબંધીઓ અઘટિત રીતે વર્તે તોપણ તેણે સ્વેચ્છાવાદી બનવું ન જોઇએ. સ્ત્રીઓ સાથે કામપૂરતું જ બોલવું; એણે મૃદુ, શાન્ત, લજ્જાયુક્ત અને દૃઢનિશ્ચયી થવું; આળસ, ક્રોધ, મત્સર છોડી દેવાં; સવારસાંજ (ગુરુને ઘેર) પાણીનો ઘડો ભરી લાવવો; અરણ્યમાંથી બળતણ લાવવું."

આ જાતનો આદર્શ ઉપનિષદમાં રાખવામાં આવેલો છે. ઉપનયન વખતે પણ ઉપદેશ કરતાં, "સ્વચ્છ રહેવું. તું બ્રહ્મચારી છે. દિવસે ઊંઘવાનું નહિ. સદૈવ કર્મમાં જ મગ્ન રહેજે. આચાર્યની સેવા કરીને જ્ઞાન મેળવજે. જ્ઞાનપ્રાપ્તિ થતા સુધી બ્રહ્મચર્ય પાળજે." વગેરે કહેવામાં આવે છે.

આજના જમાનામાં બ્રહ્મચર્ય પાળવું એ કઠણ બન્યું છે. આજુબાજુનું વાતાવરણ ખૂબ દૂષિત બન્યું છે. આ સીનેમાએ, ફોનોગ્રાફે, રેડીઓએ સારુંય વાતાવરણ નિર્બળ ને બાયલું બનાવી મૂકેલું છે. જાણે કે બધાંનાં મન ખવાઇ ગએલાં છે. બધો કારભાર જાણે નરમ ને પોચો બની ગયો છે!

આપણા મનમાં સર્વ પ્રકારની વાસનાઓનાં બીજ હોય છે, પરંતુ તેમાંથી કોને અંકુરિત થવા દેવાં અને કોને નહિ એ નક્કી કરવાનું હોય છે. જે બીજને અંકુરિત થવા દેવાનાં ન હોય, તેને પાણી ન પાઇએ એટલે બસ. તેને તેમ ને તેમ જ પડી રહેવા દેવાં. તે મરતાં નથી. તે ખૂબ જ ચબ્બડ હોય છે. પણ જો તેને અનેક જન્મો સુધી પાણી–ભેજ–આર્દ્રતા ન મળે. એટલે તે બીજ બળી જાય છે, મરી જાય છે.

કેટલાંક એવાં પદો મારી ચારે બાજુ સંભળાયા કરે છે તો પછી મારું બ્રહ્મચર્ય રહે શી રીતે? માસિકોમાં એકસરખી સ્ત્રૈણ કથાઓ આવે છે, તો પછી મારું બ્રહ્મચર્ય શી રીતે રહે? સીનેમાઓમાં એકધારીરીતે હું ચુંબન ને આલિંગન જ જોઉં તો પછી મારું બ્રહ્મચર્ય શી રીતે રહે? મારી આજુબાજાનું સર્વ વાતાવરણ મને ભોગશિક્ષણ આપી





રહ્યું હોય ત્યારે, કામવાસનાને ઉત્તેજન આપી રહ્યું હોય ત્યારે મારું બ્રહ્મચર્ય શી રીતે રહે?

બાળ-વાચનાલયો અને છાપા વાંચનારાઓની હજી સુધી આપણને કલ્પના નથી. જુદા જુદા વિષયોથી ભરેલા માસિકોની આપણને કલ્પના નથી. આપણી પાસે હરેક માસિકોમાં જુદા જુદા પ્રકાર હોય છે શાસ્ત્ર વિષેનાં, ઇતિહાસ વિષેનાં, વાઙ્મય વિષેનાં, આરોગ્ય વિષેનાં, રાજકારણ વિષેના, શિક્ષણ વિષેનાં, વ્યાપાર વિષેનાં, રમત-ગમત વિષેનાં, એ પ્રકારનાં જે માસિકો હોય છે તે જ છાત્રવાંચનાલયોમાં રાખવાં જોઈએ. પરંતુ આવા પ્રકારનાં માસિકો હોય છે ક્યાં? જુદી જુદી વિદ્યાઓનું અધ્યયન કરવાનું હોય છે. આ શાસ્ત્રમાં કામશાસ્ત્ર પણ આવે. પરંતુ કામશાસ્ત્ર એટલે ચુંબન-આલિંગન એ નહિ. બાળકોને જનનેંદ્રિયોની માહિતી, તેનું કાર્ય, તેની દેખરેખ, તેની સ્વચ્છતા, એ બધું શાસ્ત્રીય દૃષ્ટિથી શીખવવામાં વાંધો નથી. પરંતુ એવું શાસ્ત્રશુદ્ધ શિક્ષણ તો મળતું નથી. ફક્ત વાસના બહેલાવનાર અને લંપટ બનાવનાર શિક્ષણ પૈસાને પરમેશ્વર માનનાર વાર્તાલેખકોની પાસેથી આપવામાં આવે છે. એ વાર્તાલેખક કહે છે, "અમારી વાત બાળકોના હાથમાં મૂકશો નહિ." એમનું કહેવું બરાબર છે; પરંતુ સમાજનું તે તરફ લક્ષ્ય નથી, શાળાનું નથી, ગ્રંથાલય-વાચનાલયનું નથી, વાલીઓનું નથી. બાળકોનું મન કયા પ્રકારનો ખોરાક ખાય છે તે તરફ કોણ જુએ છે? જ્યાં શરીરને કયો ખોરાક આપવો, સડેલા ચોખા આપવા કે ન સડેલા આપવા, શાસ્ત્રીય આહાર કયો એની પણ ચિકિત્સા અને કાળજી નથી, ત્યાં મનના ખોરાક તરફ કોણ ધ્યાન આપે!

બ્રહ્મચર્યાશ્રમમાં આ સઘળી વાતોનો વિચાર કરવામાં આવે છે: મારે શું ખાવું, શું સાંભળવું, શું જોવું, શું વાંચવું, કેમ સૂવું, કેમ બેસવું, ક્યારે ઊઠવું, વગેરે સર્વ વાતોનો વિનયપૂર્વક નિશ્ચય કરવો જોઈએ. મેં જીભની મન ફાવે તેમ સહેલ કરી, ઉત્તેજક પદાર્થ ખાધા, શારીરિક શ્રમ ન કર્યા છતાં ભજીઆં, ડુંગળી વગેરેનો ખૂબ આહાર કર્યો, પછી મારું બ્રહ્મચર્ય રહેવાનું નહિ. મશાલા છોડી દેવા જોઈએ, મરચાં છોડી દેવાં જોઈએ શાસ્ત્ર એટલે મશ્કરી કે ઠઠ્ઠો નથી—બ્રહ્મચર્યનું એક શાસ્ત્ર છે. તે જોયેલું હોય તો તે સાસ્ત્ર પ્રમાણે વર્તવું જોઈએ.

એટલે જ મહાત્માજી સદાય કહેતા કે બ્રહ્મચર્ય એટલે એક ઇન્દ્રિયનો સંયમ નથી. બ્રહ્મચર્ય એટલે જીવનનો સંયમ. ત્યારે જ બ્રહ્મચર્યનું પાલન શક્ય બનશે, જ્યારે કાન, આંખ, જીવ વગેરે બધી ઈન્દ્રિયોનો સંયમ કરેલો હશે. કાન વડે શૃંગારિક ગાયન સાંભળીશ નહિ આંખ વડે શૃંગારિક ચિત્રો જોઈશ નહિ, સ્ત્રીઓ તરફ મીટ માંડીને જોઈશ નહિ શૃંગારિક વાર્તાઓનું વાંચન કરીશ નહિ. મસાલેદાર અને ઉત્તેજક પદાર્થોનું સેવન કરીશ નહિ, પોચી તળાઇઓમાં સુઈશ નહિ વગેરે વ્રતો લેવામાં આવે તો જ બ્રહ્મચર્ય શક્ય બનશે, બાકી નહિ.

લોકમાન્ય ટિળક, પરસ્ત્રીને જોતાં માથું નીચે નમાવી દેતા. એક સ્ત્રીને ત્રણ કલાક બેસીને અરજી લખી આપી. તેમની સામે બેઠેલી તે સ્ત્રીના તરફ તેમણે જોયું નહિ. લોકમાન્યનાં ચક્ષુમાં જેવું તેજ છે, તેવું તેજ જગતના કોઈ મહાપુરુષની દૃષ્ટિમાં મેં જોયું નથી. એમ નેવીન્સને કહ્યું હતું. એ તેજ આવે છે ક્યાંથી? બ્રહ્મચર્યથી.

મહાત્માજીની દૃષ્ટિમાં આવું તેજ છે (હવે હતું). આશ્રમવાસીઓ કહેતા કે મહાત્માજીએ આંખ જરા વાંકી કરીને જોયું કે મરવા જેવું લાગતું, તેમની આંખોની ભીતિ લાગતી. એ આંખો જાણે સામેના માણસના હૃદયનો તાગ કાઢતી હોય એમ લાગતું. તે દૃષ્ટિથી તમે કંઇ જ છૂપાવી શકનાર નથી, તે પ્રખર કિરણ અંદર ઘૂસી ગયા સિવાય રહેતું નથી.

બંગાળમાં આશુતોષ મુકર્જીની આંખોનું એવું જ તેજ હતું. કલકત્તા વિદ્યાપીઠની એક બેઠકમાં ઢાકા કોલેજના પ્રિન્સિપાલ ટર્નર સાહેબ, આશુતોષની



વિરુદ્ધ બોલવાને માટે ઊભા થયા હતા. પરંતુ એ ટર્નર સાહેબે પોતાનાં સંસ્મરણોમાં લખ્યું છે કેઃ—"That black man stand at me and I staggered back in my chair." તે કાળા માણસે મારા તરફ તાકીને જોયું અને હું એકદમ મારી ખુરશીમાં બેસી ગયો."

ઇતિહાસ સંશોધક રાજવાડે હંમેશાં કામળી ઉપર સુવાના, તેમનાં પ્રથમ પત્ની પચીસ વરસની ઉંમરે ગુજરી ગયાં ત્યારથી તેમણે નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળવા માંડ્યું, એટલે જ તેમની ધારણાશક્તિ અપૂર્વ હતી, તેમની બુદ્ધિ જોઈએ તે શાસ્ત્રમાં ચાલતી. એવા જ સ્વામી વિવેકાનંદ. વિવેકાનંદની એકાગ્રતાની વાત ન્યારી હતી, તે પેરાના પેરા એકદમ વાંચતા. તેમની યાદશક્તિ અદ્‌ભુત હતી, કયું શાસ્ત્ર સમજતા નથી એવું ન હતું. એ જ પ્રમાણે સ્વામી રામતીર્થ કહેતા હતા કે બ્રહ્મચર્યના જોરે સર્વ વાત સાધ્ય કરી શકાય છે.

આવું એ બ્રહ્મચર્યનું તેજ છે. એ તેજ સારાય શરીરમાં પ્રસરે છે. આંખમાં દેખાય છે. વાણીમાં ઉતરે છે. મુખ ઉપર સમજાય છે. વિવેકાનંદને જોતાં જ આંખ અંજાઈ જતી હતી. રામતીર્થને જોતાં જ પ્રસન્નતા લાગતી. બ્રહ્મચર્યનો મહિમા અપાર છે.

જેને જીવન સાર્થક બનાવવું છે, તેને બ્રહ્મચર્ય સિવાય બીજો ઉપાય નથી. મહાત્માજી ૧૮—૧૮ કલાક કામ વગર થાક્યે કરતા. આ શક્તિ આવી કયાંથી? એ ઇચ્છાશક્તિનું બળ છે. લોખંડી ઇચ્છા શક્તિ મહાપુરુષ પાસે હોય છે. પરંતુ એ ઇચ્છાશક્તિ કયાંથી આવે છે? વાસનાવિજયમાંથી જ દૃઢ ઇચ્છાશક્તિ જન્મે છે.



# પોયણું ખીલ્યું રે!

એક પોયણું ખીલ્યું રે! (૨)
મારે સરવરિયે એક પોયણું ખીલ્યું રે!
ઉરને સરવરિયે પ્રેમપોયણું ખીલ્યું રે!
એક પોયણું ખીલ્યું રે!

કોણે ખીલવ્યું, કયારે ખીલ્યું
કોણુ ગયું બહેલાવી?
ના જાણ્યું મેં ખીલતાં સુધી
કોણુ ગયું ભરમાવી!
પ્રીતની રીત હશે શું આવી?
ના કહ્યું તો ય હઠીલું રે!
પ્રેમપોયણું ખીલ્યું રે! એક૦

ગૂઢ મનોહર આછાં ઘેરાં
તેજ ઢળ્યે સંધ્યાનાં
નભસરવરમાં તારકફૂલો
ખીલે ઓચિન્તાનાં!
મરકી ઉઠે છનાંમાનાં!
એમ અચાનક ખીલ્યું રે!
પ્રેમપોયણું ખીલ્યું રે! એક૦

પ્રેમચંદ્રના મધુરા તેજે
સ્વપ્નિલતા પ્રસરાવી;
આછા ઘેનભર્યા મુજ ભોળા
ઉરને કોક સતાવી,
રે! ગયું પોયણું બહેલાવી!
મદભર ને રંગીલું રે!
પ્રેમપોયણું ખીલ્યું રે!
એક પોયણું ખીલ્યું રે!

જશભાઈ કા૦ પટેલ



ભગવાનને સગાભાઈ ભાવે આમાં સંબોધન અપાયું છે. 'બૂડયા-તણાયાની બાંય ઝાલજો.' એવી આરઝૂ સાથે ભજનસૂર પૂરો થાય છે.

ભજન કરવું છે મારે તારે રે ભરુંસે ભાઈ,
નિશ્ચે લેવું છે તારું નામ રે હો જી હો ભાઇ રે–
ઓધા મંદિરીએ મારે આવજો રે જી.

જાગીને જોયું ત્યાં તો મહાજળ ભરિયો રે,
ખાલી નથી એકે ઠામ રે હો જી હો ભાઇ રે–
ઓધા મંદિરીએ મારે આવજો રે જી.

મેતા નરસીનાં જ્યારે કારજ કીધાં ત્યારે,
હાર આલેલ હાથોહાથ રે હો જી હો ભાઇ રે–
ઓધા મંદિરીએ મારે આવજો રે જી.

પાંડવોને ઘરે જ્યારે દ્રુપાદજી રાણી ત્યારે,
ત્રાગે ત્રાગે પૂર્યાં ચીર, રે હો જી હો ભાઇ રે–
ઓધા મંદિરીએ મારે આવજો રે જી.

દાસી જીવણ કે' સંતો, ભીમ કેરે ચરણે,
બૂડ્યા-તાણ્યાની ઝાલો બાંય રે હો જી હો ભાઈ રે–
ઓધા મંદિરીએ મારે આવજો રે જી.

[ ૪ ]

માનવી સંસારની બધી બાજી હારીને બેઠો છે, ત્યારે છેક છેલ્લા ટાણે એને અફસોસ ઉપડે છે— હરિસ્મરણ ન થયાનો; સાંબેલું વાસીદામાં જાય તેમ, આખો અવતાર એળે ગયો! હવે આ 'સ્વપ્નાંની બાજી' પૂરી થઈ : તારું સ્મરણ કાંઈ જ નથી થયું. મારા હરિ! માયા રચ્યા મને તારું સ્મરણ એક પળ પણ નથી કર્યું. મારી શી ગતિ થશે? અંતરના એકતારામાંથી ઘેરા-ઘૂંટાતો રવ નીકળે છે.

હરિ! તારું સમરણ[1] કાંઈ નથી થીયું,
પરભુજી! તારું સમરણ કાંઈ નથી થયું.
સાંબેલું વાસિદાંમાં ગીયું.[2]

કાયાવાડીનો વેલો અકાશે પહોંચ્યો છે, પણ ભક્તિનું એક પણ સુફળ બાઝ્યું નથી. કુબુદ્ધિ રૂપી ફૂલ પણ કરમાવા લાગ્યા છે; લાગે જ ને! એનું બીજ—નૈયું જ બગડી ગયું છે!

કાયાવાડીનો વેલો[3] અકાશે ચડિયો ને,
ફૂલ નથી એકેય થીયું.
કુબુદ્ધિ રૂપી કરમાવા લાગ્યાં ત્યારે–
બગડી ગયું છે ઈનું નૈયું, સાંબેલું૦ ૧
નર-નારીનાં કોઈ પણ દેવ રૂપને ભજ્યો નહિં,
અરે! બચ્ચાંના ભક્તિખેલ-પણ ખેલ્યો નહિં,
નર ન ભજ્યો ને નારી ન ભજ્યો ને,
ન ભજ્યો છોકરું કે છૈયું.
એક બાડો ને બીજા બોબડો ને,
ત્રીજાનું ફૂટી ગયું હૈયું, સાંબેલું૦ ૨
પછી તો ત્રિશંકૂ જેવી તારી દશા થઈ ગઇ!
લેવાને ટાણે લઈ ન શકયો ને,
મન માયામાં હૈયું,
આવશે જમડા જીવ લેવાને ત્યારે,
ફૂટી ફૂટીને રે'શે હૈયું. સાંબેલું૦ ૩
આરે સંસારિયો સપનાંની બાજી ને,
એમાં જાવું છે હવે વૈયું[4].
ગુરુ પરતાપે ગાય સાંબેલું,
દયા રે નંદનું કૈયું[5], સાંબેલું૦ ૪

આમ સંતવાણીનાં નીર વહે છે: આછા-છીછરા જળે નહિ, પણ મેઘનાદ ગર્જન્તા-ધીર-ગંભીર એ, અનાહત નાદે.

૧ સ્મરણ. ૨. ગયું. ૩. આકાશે.
૪. વહ્યું. ૫. કહેલું.



# આપણી સ્ટર્લિંગ પુરાંતો

રાસુ પંડિત

કટોકટીની છેલ્લી કસોટીમાંથી પસાર થતાં ભારતવાસીઓ આ બધી હાડમારીઓમાં શી રીતે ફસાયાં, એની પાછળ ભારતની વિદેશો તરફની કઈ નીતિ હતી, વિદેશોએ ભારતને કચડી–નીચોવી નાખવામાં કેવી કેવી પાશવી વૃત્તિઓ રાખી અને આપણી આર્થિક સમસ્યા કેટલા પાણીમાં છે એ બધું આ અભ્યાસુ લેખમાંથી જડી આવશે.

ઉંદર વડે રોજ કાતરી ખવાતી લંગોટીની રક્ષા કરવા ખાતર બિલાડી પાળતા, બિલાડીને પોષવા ખાતર ગાય રાખતા, ગાયને સાચવવા માટે પત્ની લાવતા ને પત્નીને રાખવા માટે ઘર બાંધતા બાવાજીની કથા કયાં અજાણી છે? ઔદ્યોગિક ક્રાંતિએ વિશ્વના દરેક દેશની દશા આ લોકકથાના બાવાજી જેવી કરી મૂકી છે. જેમજેમ યાંત્રિક ઉત્પાદન વધતું ગયું એમએમ દુનિયાના જુદાજુદા દેશો એકબીજા ઉપર વધુ આધાર રાખતા થયા ને વિશ્વનું અર્થકારણ ગૂંચવણભર્યું બનવાને કારણે વિનિમયના માધ્યમ (medium of exchange) તરીકે નાણાંની મહત્તા વધતી ગઈ. આથી એક દેશના ચલણી નાણાની બીજા દેશના ચલણી નાણા સાથેની વિનિમય કિંમત નક્કી કરવી પડી. ભારત પણ આર્થિકરીતે બ્રિટનના સકંજામાં સપડાઈ ચૂકેલું હતું; આથી ભારતના રૂપિયાને પણ બ્રિટનના સ્ટર્લિંગ સાથે મારીમચડીને બાંધી દીધો. એ સ્ટર્લિંગે પહેલા વિશ્વયુદ્ધ સુધી તો ખૂબ આધિપત્ય ભોગવ્યું; પરંતુ બીજા વિશ્વયુદ્ધ સુધીમાં એની જગા ડૉલરે પડાવી લીધી હતી. આમછતાં જે દેશો સ્ટર્લિંગ વિસ્તાર સાથે જોડાયેલા હતા એમને તો સ્ટર્લિંગ જે દિશામાં દોરે એ દિશામાં દોરાયા વિના છૂટકો ન હતો. આજે પરિસ્થિતિ એ છે કે નાણાકીય દુનિયામાં 'સ્ટર્લિંગ' સતત ચિંતા ને ચિવટનો વિષય બની ગયો છે.

ભારત સ્ટર્લિંગ વિસ્તારનું એક અતિ મહત્વનું સભ્ય છે. યુદ્ધ પહેલાં એ ઈંગ્લેંડનું દેવાદાર હતું. દેવાની કુલ રકમ લગભગ ૪૬૯૦૦ લાખ રૂપિયા જેટલી હતી અને ભારતની રીઝર્વ બેંક ૬૪૦૦ લાખ રૂપિયાની સ્ટર્લિંગ અનામતો જમા રાખતી હતી; આમછતાં લડાઈનાં વર્ષોએ પરિસ્થિતિમાં અસાધારણ પલટો આણ્યો. ઈંગ્લેંડે ભારતમાં જેટલી નિકાસ કરી એના કરતાં વધુ માલની ભારતમાંથી આયાત કરી. અને ઈંગ્લેંડ તથા અમેરિકાએ લશ્કરી ખર્ચ પણ ગળક કર્યું. પરિણામે ભારતનું બધું દેવું ભૂંસાઈ ગયું યુદ્ધને અંતે ભારત દેણદાર મટી લેણદાર બન્યું. આથી ભારતની સ્ટર્લિંગ પુરાંત ૧૭,૩૩ કરોડ રૂપિયાની થઈ. ૧૯૪૦થી ૧૯૪૫ના ગાળામાં ભારતે ઊંધું ઘાલીને બ્રિટનને દરેક પ્રકારની જરૂરિયાતો પૂરી પાડી—દેશના કરોડો લોકોને ટટળાવીને. ભારતે જે માલ મોકલ્યો એના રોકડા પૈસા રીઝર્વ બેંકના બંધારણની એક ગંભીર ક્ષતિને લઈને મળતા ન હતા. બંધારણમાં એવી જોગવાઈ હતી કે ચલણી નાણામાં વૃદ્ધિ કરવી હોય તો અમુક ટકાની સરકારે નક્કી કરેલી અનામતો જુદી મૂકવી જોઈએ. આ અનામતોમાં સ્ટર્લિંગ અનામતોનો પણ સમાવેશ થતો હતો આથી જેમ ચલણી નાણું વધ્યું એમ અનામત ભંડોળમાં સોના કે ચાંદીનો જથો વધારવાને બદલે બ્રિટને આપેલી સ્ટર્લિંગ અનામતો—એટલે કે સહીવાળાં કાગળિયાં—નો જથો વધારવામાં આવ્યો. પરિણામે આટલા બધા માલના પુરવઠાના બદલામાં ભારતને તો કાંઈ ન મળ્યું. ફક્ત રીઝર્વ બેંકના ચોપડામાં બ્રિટનને ખાતે એટલી રકમ ઉધારવામાં આવી. એ સ્ટર્લિંગ અનામતોના બળે ભારત સરકારે વધુ નોટો છાપી ને પરિણામે આપણા ચલણી નાણામાં પાંચગણી વૃદ્ધિ થઈ. નાણાનો પુરવઠો વધી જવાથી એની કિંમત ઘટી ને ઘણોખરો માલ પરદેશ ધકેલાતો હોવાથી દેશમાં જરૂરિયાતની ચીજોની ખૂબ તંગી ઊભી થઈ. પરિણામે ભારતે તો બેવડો માર ખાધો. અછતને કારણે દુષ્કાળ પડ્યો, કાળાં બજાર જન્મ્યાં ને અનીતિ વધી. આથી એમ કહી શકાય કે આ સ્ટર્લિંગ પુરાંતો ભારતનું "લોહી, મહેનત ને આંસુ" નીચોવીને એકઠી કરવામાં આવી.



સદ્ભાગ્યે વિશ્વયુદ્ધને અંતે મજૂર પક્ષ સત્તામાં આવ્યો ને એણે અપનાવેલી ડહાપણભરેલી નીતિને કારણે ભારત બ્રિટનનું સહાનુભૂતક બન્યું. બ્રિટનની યુદ્ધોત્તર આર્થિક મુશ્કેલીઓ લક્ષમાં લઈ ને હિંદે એ સ્ટર્લિંગ પુરાંતો ટુકડે ટુકડે મુક્ત કરવા અંગે બ્રિટન સાથે કરાર કર્યો. એ કરાર પાછળ આપસઆપસ સમજુતીની ભાવના હોવાથી આજસુધી એનું સારી રીતે પાલન થયું છે, પરંતુ કરાર થયો એ વખતે તો રૂઢિચૂસ્ત ચર્ચિલે આમની સભામાં ખૂબ ઉકળાટ વ્યક્ત કર્યો હતો. એની ઇચ્છા તો આ પુરાંતો આખી ને આખી ગળી જવાની હતી. એ ભડવીરે બીજા વિશ્વયુદ્ધ દરમિયાન તાડનાં ઠૂંઠાંની તોપો બનાવીને એશિયાના સીમાડાનું રક્ષણ કર્યું હતું ને ?—એના બદલામાં. પરંતુ ૨૭મી ઑકટોબર, ૧૯૪૯ના રોજ આમની સભામાં વડાપ્રધાન એટલીએ જણાવ્યું હતું કે "આ પુરાંતો તો આપણે ભારતના લોકો પાસેથી ખરીદેલા માલની છે. ભારતવાસીઓએ કટોકટીની પળે પેટે પાટા બાંધીને પણ આપણને માલ પૂરો પાડ્યો છે. આથી એ સ્ટર્લિંગ પુરાંત ઉપર એમનો કાયદેસરનો હક છે. એની રકમ ઘણી મોટી હોવા છતાં આપણે એ તુચ્છકારી નાખી શકીએ નહીં." આપણા નાણાંપ્રધાનોએ ને ખુદ સરદાર પટેલે પણ રૂઢિચૂસ્તોની માગણીને ખૂબ કડક શબ્દોમાં ધૂતકારી કાઢી.

ડૉલરની અછત વધવાને કારણે ૨૧મી ઑગસ્ટ ૧૯૪૭ને દિવસે બ્રિટને પાઉંડના ડૉલર કરાવવા ઉપર પહેલીવાર અંકુશ મૂક્યો. જુલાઇ, ૧૯૪૬માં થયેલી વાટાઘાટોને પરિણામે એક ટૂંકાગાળાનો કરાર થયો ને એ મુજબ ૭૫૦ લાખ પાઉંડ ચાલુ ખાતામાં રાખવામાં આવ્યા કે જેથી ભારત પોતાની સ્ટર્લિંગ જરૂરિયાતોને પહોંચી વળી શકે. આ કરાર જૂન, ૧૯૪૮ સુધી અમલમાં રહ્યો ને પછી નવી વાટાઘાટોને પરિણામે ૩૦મી જૂન, ૧૯૫૧ સુધીનાં ત્રણ વર્ષ માટે ૮૦૦ લાખ પાઉંડ છૂટા કરવામાં આવ્યા. આ ગાળામાં ભારત સરકારે ફુગાવો ડામવા માટે બિનજરૂરિયાતની ચીજોની આયાત કરવાની છૂટ આપી; પરંતુ એ છૂટને પરિણામે વધુ પડતી આયાત થઇ છેલ્લો ભારત-બ્રિટન નાણાંકીય કરાર પણ સમાધાનભરીરીતે કરવામાં આવ્યો ને હિંદને સ્ટર્લિંગ વિસ્તારના સભ્ય તરીકે મહત્વનું સ્થાન મળ્યું; વધુ સ્ટર્લિંગ છૂટા કરવાની જોગવાઇ પણ કરવામાં આવી; પરંતુ ડૉલર વિસ્તારમાંથી ભારતમાં ૧૯૪૮માં થયેલી કુલ આયાતની રકમ ઉપર ૨૫% કાપ મૂકવાનું પણ સ્વીકારવું પડ્યું. આ બધા કરારોમાં હિંદે બતાવેલા સહકારભર્યા વલણને પરિણામે સ્ટર્લિંગને લગતી દરેક જાતની વાટાઘાટોમાં એની સલાહ પૂછવાનો નૈતિક હક એને પ્રાપ્ત થયો.

જે સ્ટર્લિંગ પુરાંતો જોઈને આપણા ઉદ્યોગપતિઓના મોંમાં પાણી વછૂટતું હતું ને જેના આધારે આર્થિક પુનર્રચનાની લાંબી યોજનાઓ એમણે કરેલી એ સ્ટર્લિંગ પુરાંત ઉત્પાદક માલ (producer's goods) ખરીદવામાં વપરાવાને બદલે અન્ન ને બીજી વપરાશની ચીજો ખરીદવામાં જ વપરાઈ. નીચેના આંકડા એની પ્રતીતિ કરાવે છે.

| | | | |
|---|---|---|---|
| ૩૧મી માર્ચ, | ૧૯૪૬ | ૧૭,૨૪ | કરોડ રૂપિયા |
| ,, | ૧૯૪૭ | ૧૬,૬૩ | ,, ,, |
| જુન | ૧૯૪૮ | ૧૫૪૧ | ,, ,, |
| જુલાઇ | ૧૯૪૮ | ૧૩૯૬ | ,, ,, |
| ઑગષ્ટ | ૧૯૪૮ | ૧૨૧૯ | ,, ,, |
| સપ્ટેમ્બર | ૧૯૪૮ | ૧૧૦૪ | ,, ,, |
| ફેબ્રુઆરી | ૧૯૫૦ | ૮૬૦ | ,, ,, |

આ રીતે જોતાં આપણી ૧૭૨૪ કરોડ રૂપિયાની કુલ સ્ટર્લિંગ પુરાંતમાંથી ૮૬૦ કરોડ રૂપિયાની પુરાંત, એટલે કે લગભગ, ૫૦% પુરાંત તો વપરાઈ જ ગઇ છે. ચાલુ વર્ષ દરમિયાન પણ ઠીકઠીક સ્ટર્લિંગ ખર્ચાય છે. વળી આ વર્ષે ચોમાસુ નિષ્ફળ જવાને કારણે અન્નની આયાતનો મોટો પ્રશ્ન આપણી સમક્ષ ઊભો છે.

તાજેતરમાં જ સ્ટર્લિંગ પુરાંતોના સમાચાર પાછા છાપામાં ચમકવા માંડ્યા છે. બ્રિટને પાકિસ્તાન





સાથે નવો સ્ટર્લિંગ કરાર કર્યો છે. એ કરાર ભારતના કરારથી બે બાબતોમાં જુદો પડે છે. એક તો એ કે પાકિસ્તાનની બધી સ્ટર્લિંગ પુરાંત કકડે કકડે છૂટી કરવાને બદલે સામટી છૂટી કરીને ચાલુ ખાતા (Current Account)માં મૂકવામાં આવી છે, આ રીતે પાકિસ્તાન એને જોઇએ એટલા પાઉન્ડ ઉપાડવા માટે હકદાર બન્યું છે. પરંતુ બ્રિટને એવી કબૂલાત લીધી છે કે પાકિસ્તાન આ પુરાંતો ઝટ ખર્ચી નહીં નાંખે. જો કે પાકિસ્તાનની પુરાંતની રકમ પ્રમાણમાં ખૂબ નાની છે ને બ્રિટનની મંજુરી લીધા વગર હવે ઉપાડી શકે એમ પણ નથી. બીજુ એ કે કુલ પુરાંતોની થોડીક રકમ પાકિસ્તાનને સોનાના રૂપે આપવામાં આવી છે—પાકિસ્તાનની સ્ટેટ બંકનો સોનાનો જથો મજબૂત બનાવવા માટે. આ બંને મુદ્દા આપણા દેશની દૃષ્ટિએ બહુ મહત્વના નથી. અત્યારે બ્રિટન સાથેના સ્ટર્લિંગ કરાર મુજબ ૧લી જુલાઈ, ૧૯૫૧થી દર વર્ષે ૩૫૦ લાખ પાઉંડ આવતાં ૭ વર્ષ સુધી છૂટા કરાવી શકીએ છીએ. કોઇ વર્ષે આપણે એટલી રકમ ન ઉપાડીએ તો એ આવતા વર્ષ ઉપર ચડાવી શકાય છે; ને કદાચ વધુ રકમ ઉપાડવી પડે તો બ્રિટિશ સરકાર સાથે વાટાઘાટો દ્વારા એ થઇ શકે છે.

એક હકીકત દીવા જેવી સ્પષ્ટ છે કે આપણે સ્ટર્લિંગ પુરાંતો ઊંધું ઘાલીને વાપર્યે રાખીએ તો એ સાવ ખલાસ થઈ જાય ને આપણી પાસે વિદેશી વેપાર માટે જેટલું સ્ટર્લિંગ ચલણ આવશ્યક હોય એટલું જ માંડ બચે. આપણા નિયોજન પંચે તાજેતરમાં બહાર પાડેલા અહેવાલમાં તો સ્ટર્લિંગ પુરાંતો ઉપર મોટી મદાર બાંધી છે. દર વર્ષે રૂપિયા ૨૯૦ કરોડ ખર્ચીને આ પંચવર્ષી યોજનાના અમુક વિભાગને નાણાં પૂરાં પાડવાનું સૂચન એણે કર્યું છે. પાકિસ્તાને જેમ બધી જ પુરાંતો ચાલુ ખાતામાં જમા કરાવી છે એમ આપણે પણ કરાવીએ તો એક પ્રકારની સગવડ તો રહે જ. એમ કરવાથી બધી પુરાંતો વાપરી નાખવાની વૃત્તિ જન્મે એવો ભય સેવવાને કાંઈ કારણ નથી. કારણ કે આપણી પુરાંતો પાકિસ્તાન કરતાં વધારે છે ને બ્રિટન એ એકદમ આપણને ચૂકવી શકે એવી સ્થિતિમાં પણ નથી. પાકિસ્તાને સોનાનો થોડો જથો ખરીદો; પરંતુ આપણી પાસે સોનાનો જથો સારો હોવાથી પાકિસ્તાનનું અનુકરણ કરવાની આપણે કાંઈ જરૂર નથી. હિંદના આર્થિક ઘડતરમાં મજૂર સરકારે ખૂબ રસ લીધો છે ને આપણી જરૂરિયાતો બને એટલી પૂરી પાડી છે. આપણી મહેચ્છા તો જુદી જુદી જાતનો વધુ ઉત્પાદક માલ મેળવવાની છે; પરંતુ કમભાગ્યે આજે ઉત્પાદક માલ ઉત્પન્ન કરતાં કારખાનાં શસ્ત્ર સરંજામના ઉત્પાદનમાં પડયાં છે. પરિણામે જોઈતો માલ આપણને મળવો મુશ્કેલ છે. આથી સ્ટર્લિંગ પુરાંતો આપણને ગમે તેટલી છૂટથી વાપરવા દેવામાં આવે તો પણ આપણે વાપરીશું શેમાં?

આજે તો અર્ધવિકસિત દેશોનો આર્થિક ઉદ્ધાર ઉત્પાદક માલ ઉત્પન્ન કરતા દેશોના સહકાર ઉપર વિશેષ અવલંબે છે. વિશ્વબેંકના છેલ્લા અહેવાલમાં પણ અર્ધવિકસિત દેશોની ઔદ્યોગિક, સંરક્ષક ને લશ્કરી પ્રગતિ ઉપર વિશેષ ભાર મૂકવામાં આવ્યો છે. સંયુક્ત રાષ્ટ્ર સંઘે અર્ધવિકસિત દેશોના આર્થિક વિકાસ માટે નીમેલી સમિતિના તાજેતરમાં બહાર પડેલા અહેવાલમાં પણ આ મુદ્દા ઉપર ખૂબ ચોખવટ કરવામાં આવી છે. કોલંબો યોજના નીચેના દેશોને પૂરતી નાણાકીય ને અન્ય સહાય આપવાનું બ્રિટનના માજી નાણાં પ્રધાન શ્રી ગેટસ્કેલે ભારપૂર્વક વચન આપ્યું છે. આ બધાં વચનો અમલી બને તો ઘણા ગરીબ દેશો સંયુક્ત રાષ્ટ્રસંઘને દુવા દે

આમછતાં એક અતિ મહત્વનો મુદ્દો આજે રાજકીય ક્ષિતિજ ઉપર ડોકિયું કરી રહ્યો છે.

બ્રિટનમાં મજૂર પક્ષ ચૂંટણીમાં હાર્યો છે ને રૂઢિચુસ્ત પક્ષના નેતા ચર્ચિલે સત્તાનાં સૂત્ર ધારણ કર્યાં છે. આથી ભારત સામે એક ગંભીર કટોકટી ઊભી થઈ છે. જો કે ચર્ચિલે સત્તા ઉપર આવ્યા પછી છેલ્લા એક મહિના દરમિયાન ભારત વિષે ને



સ્ટર્લિંગ પુરાંતોના પ્રશ્ન વિષે સંપૂર્ણ ચુપકીદી જાળવી છે. વળી અત્યારે તો એ ઈજીપ્ત ને ઈરાનના પ્રશ્નોમાં વધુ ગૂંથાયેલો છે, આમછતાં પાકિસ્તાન પ્રત્યેની એની પક્ષપાતી નીતિ ને સ્ટર્લિંગ પુરાંતોનો કોળિયો કરી જવા વિષેનાં એનાં મંતવ્યો તો જગજાહેર છે. આથી જ ભારત-બ્રિટનના ભાવિ વિષે અનેક તર્ક-વિતર્કો ઉદ્ભવે છે; પરંતુ ભારતમાં પોતાના આદર્શોને વળગી રહેવાની શક્તિ છે એની પ્રતીતિ ચર્ચિલને ક્યાં નથી થઈ?

ભારત વતી બ્રિટન સાથે પહેલો સ્ટર્લિંગ કરાર કરનાર શ્રી. શણમુખમ્ ચેટ્ટીએ સ્પષ્ટ શબ્દોમાં એકવાર પાર્લામેન્ટમાં જણાવેલું છે કે બ્રિટનની કોઈપણ સરકાર સ્ટર્લિંગ પુરાંતો ઉપર કાપકૂપ મૂકશે તો આપણે ચર્ચિલો સાથે વાટાઘાટો કરવા જવાને બદલે ભારતમાં રોકાયલી બ્રિટિશરોની મૂડી જ જપ્ત કરીશું. જ્યારે સ્ટર્લિંગ ને રૂપિયાનું ડોલર સાથે અવમૂલ્યન કરવાનો નિર્ણય થયો ત્યારે એ વખતના નાણાપ્રધાન શ્રી. મથાઈએ ઇંગ્લેંડના રૂઢિચૂસ્ત પક્ષના બૂમરાણને અનુલક્ષીને પાર્લામેન્ટમાં કહ્યું છે કે "જો બ્રિટનની કોઈપણ ભાવિ સરકાર સ્ટર્લિંગ દેવામાં કાંઈ કાપકૂપ કરવાનો પ્રયત્ન કરશે તો ભારતની સરકાર એની બધી જ શક્તિ ને સાધનો એ અટકાવવા માટે વાપરશે. એ પુરાંત ઉપર આપણો કાયદેસરનો હક છે ને એ હક અબાધિત રહેશે." આમ આપણી સરકારનાં સ્ટર્લિંગ પુરાંતો પરનાં મંતવ્યો તો શ્રી. ચેટ્ટી ને મથાઈએ ખૂબ સ્પષ્ટ શબ્દોમાં વ્યક્ત કર્યાં છે. આશા રાખીએ કે બ્રિટનમાં સત્તા પર આવેલો પક્ષ હાથે કરીને કટોકટી વહોરવાની ભૂલ નહીં કરે, ને કદાચ એ એવી ભૂલ કરશે તો પણ આપણી સરકાર એના મક્કમ વલણને વળગી જ રહેશે. બ્રિટનને ચારેબાજુથી જાકારો મળી રહ્યો છે. ઈરાન ને ઇજીપ્ત પણ જો એની સામે માથું ઊંચકી શકે છે તો ભારત ક્યાં નબળું છે? ન્યાય માટે તો અંતિમ ઘડી સુધી લડવાની એનામાં તાકાત છે.



# આંસુ શાનાં ?

વિ૦ સ૦ ખાંડેકર
અનુ૦ ગોપાળરાવ વિદ્વાંસ

દાંપત્ય પ્રેમના એકધારા વહેણુ વચ્ચે પાળ બાંધી દેનાર શોકયના રૂપે કળા આવી બેસે ત્યારે એ તો કળાકારને અને કળાને છિન્નભિન્ન કરી નાખે. આ વાર્તામાં એવો એક કળાકાર સુખી દાંપત્યમાં ઈર્ષાળુ કળાનો કાંકરો ફેંકે છે. ત્યાં તો એનો હાથ ઝાલીને ઉગારનારી એની જ પત્ની આવીને હરખના આંસુડે એને નવરાવે છે.

મૃદુલાએ નાનકડી શૈલાના માથામાં તેલ નાખ્યું, તેલવાળો હાથ પોતાના કેશમાં લૂછી લીધો, ગુલાબની ફૂલેલી કળીશા દીસતા શૈલાના નાજુક ગાલે મીઠી ચૂમી લીધી, અને જે નાજુકાઇથી મોતીનો હાથ દાગીનાની રેશમી પેટીમાં સાચવીને મુકાય તેટલે હળવે હાથે તેણે તેને પારણામાં સુવાડી.

થોડી વાર શૈલા એમ ને એમ ચત્તી પડી રહી, ને પછી જમણા હાથનો અંગૂઠો મોંમાં લઇ તે પાસું ફેરવી ગઈ. 'ભારે લુચ્ચી દેખું!' કહી મૃદુલા તેને જોઇ એકલી એકલી હસી પડી

પારણાની મચ્છરદાનીનાં બટન બીડતાં બીડતાં તેણે ફરીવાર શૈલા પર નજર નાખી લીધી. સહેજ ધોળાં વાદળા વચ્ચેથી ચંદ્રરેખા આછું ડોકિયું કરતી હોય એવો એને ભાસ થયો.

મૃદુલાનું ધ્યાન ખુલ્લી બારી તરફ ખેંચાયું. ત્યાં અત્યારે આછો પ્રકાશ દેખાતો હતો. ચાંદની ખીલી હશે? દોડાદોડ મૃદુલા બારી પાસે જઇ ઊભી.

× ×

ખરેખર, આકાશમાં ઘણે દહાડે આજે ચંદ્રનું દર્શન થતું હતું.

મૃદુલા એકલી જ વળી હસી પડી. ચંદ્ર તો આકાશમાં રોજરોજ ઊગે જ ના? માત્ર વરસાદની ઘનઘોર કાળી વાદળીઓને લીધે તે દેખાતો નહોતો.

તેનું મન વિચારે ચડયું. જીવનમાંહેનો આનંદ પણ આ ચંદ્રની ચાંદની સરખો જ છે. પોતાની તબિયતનો વિચાર કરતાં છેલ્લા પાંચ છ દિવસો ભારે ચિંતામાં વીત્યા હતા. સવારના દરરોજ ૯૯° કે ૧૦૦° તાવ હોયે જ હોય! શૈલાને હજુ માંડ ચોથો મહિનો બેઠો છે. જો આ તાવ આમ ને આમ ચાલ્યા કરે તો પોતાને ધાવણ આવતું ઓછું થાય ને છોકરી ધાવ્યા વિનાની રહે. સંભવ છે કે આ માંદગી સુવા-રોગ ઉપર પણ જાય. તો? હજુ તો બંને બાળકો સાવ નાનાં છે. પોતાનું કાંઇ એમતેમ થઇ જાય તો આ બાળકોની સંભાળ કોણ લેશે?

આવા અનેક વિચિત્ર અને ભયપ્રદ, વિચારો સતત સતાવ્યા જ કરતા હતા. તાવ રાતના ઊતરી જાય તોપણ પાછું મનમાં થતું, સવારે તો તે ચડવાનો જ. બહાર આકાશ કાળાં વાદળાંમાં ઘેરાઈ જતું, તે સાથે તેનું મન ચિંતાની ઘેરી છાયામાં ઢંકાઇ જતું. બહાર વરસાદ મુશળધાર પડવા લાગે; પોતાની આંખે પણ અશ્રુધારા ચાલે. બહાર દેડકાંઓનો ડ્રાંવ, ડ્રાંવ અવાજ સંભળાય તે સાથે પોતાના દિલમાંથી પણ— 'આ વરસાદ હવે કયારે અટકશે એમ થઈજતું!

× ×

આખરે આજે પરોઢિયે વરસાદનું જોર નરમ પડયું; થોડીવારે તે રહી ગયો. સવાર પડતાં જ સૂર્ય કિરણોએ સોનેરી હાસ્ય વેર્યાં. પોતાના દિલમાં પણ પ્રસન્નતા વ્યાપી. આનંદે ટેમ્પરેચર લીધું તો રોજ ૯૯ ડિગ્રી બતાવતો પારો આજે ૯૭° ઉપર અટકી ગયો હતો!

બહારના સૂર્યપ્રકાશનું તેજ આનંદના મોં પર પણ દેખા દેવા લાગ્યું. 'હુહુક્કર' કરી રમતી શૈલાની મૂઠીમાં પોતાની એક આંગળી રાખી આનંદે હસતાં હસતાં પૂછયું: 'આજ હવે હું કામ પર જઈશ! આવું મૉડેલ ફરી હાથ નહિ આવે.'

શૈલાએ એમની આંગળી કેવી મજબૂત રીતે પકડી રાખી હતી! તે તરફ ધ્યાન ખેંચી પોતે કહ્યું: 'તમારી વહાલી દીકરી રજા આપે તો ખુશીથી જાવ!'



'બાએ પોતાનું વકીલાતનામું દીકરીને આપ્યું લાગે છે?'

કેવી મજેદાર વાતો તેઓ કરી શકે છે!

જવાબમાં પોતે હસતાં હસતાં શૈલાને જ ઊંચકી લીધી અને પટાપટ એના ગાલ અને મોં પર ચૂમીઓ લેતાં લેતાં જવાબ આપ્યો: 'શો પણ હોશિયાર વકીલ જડ્યો છે! કેવળ 'હું હું હું' એટલું જ બોલી શકે છે!'

પણ શૈલાને રમાડવાને બદલે આનંદે કહ્યું: 'બપોરના હું જમવા ઘેર નહિ આવું; સ્ટુડિયોમાં જ કાંઈક મગાવીને પતાવી દઇશ! એ બાઈ હવે એકજ દિવસ રોકાવાની છે.'

'બાઈ બહુ સ્વરૂપવાન છે!' પોતે મશ્કરીમાં સવાલ કર્યો. છેલ્લા છ દિવસથી પોતાને તાવ આવ્યા કરતો હતો. આજે તાવ ઊતરી ગયો હતો ખરો, છતાં મોડેથી નહિ જ ચડે એની ખાતરી થોડી જ હતી? અને કદાચને તાવ ન ચડે તોપણ શશિકાંત પોતાને જંપવા થોડું જ દેવાનો હતો? એના જેવો તોફાની અને હઠીલો છોકરો તો કોઈ જોયો જ નથી!

અને એમ કહી આજે પણ તમે ન જશો એવી પોતે હઠ લીધી. આનંદ સહેજ ગુસ્સે થયા લાગ્યા, અને તુરત પોતાની આંખે ઝળઝળિયાં આવ્યાં. એ આંસુ લૂછી લેતાં આનંદે જ કહ્યું: 'ગાંડી કહીંની! આ શૈલા જેવડી જ હઇશ નહિ તો!'

અને પોના ખાતર આનંદ આખો દિવસ ઘેર રહ્યા.

× ×

ઘણે દિવસે આજે દૂધ સરખી ચાંદની રેલાઈ હતી. દ્રાક્ષનો મધુર સ્વાદ જેમ જીભ ઉપર લાંબો વખત રહ્યા કરે, તેમ સવારના પેલા પ્રસંગની માધુરી હજુ મૃદુલાના મનમાં ઘોળાતી હતી. એને થયું: ચાંદનીને દૂધની ઉપમા નાહકની અપાય છે. દૂધની પેઠે જો તે ઝીલી શકાતી હોત તો પોતે એને તાંબડીએ તાંબડીએ એકઠી કરી લેત અને પી જઇને અંતરમાં સમાવી ન રાખત?

ત્યાં તો વળી એને વિચાર આવ્યો: મારે આ બહારની ચાંદનીની શી ગરજ છે? મારે તો સંસારમાં જ ચાંદની રેલાઇ રહી છે! મુંબઇના પ્રદર્શનમાં સુવર્ણચંદ્રક મેળવનારો પતિ, એનાં ચિત્રો સરખાં જ બે સુરેખ બાળકો, ઘરમાં રસોયો, નોકર—મારે શી કમિના છે? હા, પોતે વચ્ચે વચ્ચે માંદી રહે છે એ સાચું, પણ એટલું જવા દઈએ તો—

દોડતાં દોડતાં તાંબડી દૂધથી ભરાઇ જાય ને ફીણ બહાર વહેવા માંડે એવી એના મનની સ્થિતિ થઈ.

ઝડપભેર તે પારણા નજીક ગઇ. અરીસામાં જોઈ તેણે પોતાના કેશ પરથી દાંતિયો ફેરવ્યો, સાંજે ચૂંટી આણેલું ગુલાબનું ફૂલ વેણીમાં ભરાવ્યું અને પારણામાં શૈલાએ કદાચને હલચલ કરી હશે તેથી કે અમસ્થું જ તેણે ગણગણવા માંડ્યું:

पकुच पायाचा। बाळाचा।
नाच गोड बाळ्याचा।

ગણગણતી ગણગણતી તે ઓરડા બહાર આવી.

પણ ઘડીભર ત્યાં જ રોકાઈ ગઈ.

તેને વિચાર થયો: આનંદ અત્યારે ઊંઘી ગયા હશે તો?

શશિના જન્મ પહેલાં પોતે ઊંઘી ગઈ હોય તોપણ એ હોઠ પર આનંદ પોતાના હોઠ દાબી તેને જગાડતા નહોતા? અત્યારે પોતે પણ—

અને એ હર્ષના વિચારમાં મૃદુલા લગભગ દોડતી આનંદના સૂવાના ઓરડામાં પહોંચી.

તેણે મચ્છરદાની ઊંચી કરી. એકલો શશિકાંત ગોટો વળી અંદર સૂતો હતો. આળોટતાં આળોટતાં એકલો નીચે ન પડી જાય તે માટે પોતે ચારે તરફ ઓશીકાં ગોઠવ્યાં હતાં તે હજુ એમ જ હતાં.

મૃદુલાને શંકા થઈ: આનંદ કહીં બહાર તો નહિ ગયા હોય? ચાંદનીમાં ફરવું એમને ખૂબ ગમે છે; કદાચ ફરવા જ ગયા હોય! તેણે બારણાની સાંકળે હાથ અડાડ્યો; અંદરથી તે વાસેલું જ હતું.

ત્યારે?





બનવા જોગ છે કે મહેરબાન પોતાના અભ્યાસખંડમાં વાંચવા બેઠા હોય! આંખો બગડે નહિ તે માટે આગ્રહથી રાત્રે ન વાંચવાનું તેની પાસેથી પોતે વચન લીધું હતું છતાં—

આનંદે અભ્યાસગૃહનું બારણું અમસ્થું જ વાસ્યું હતું. એને ધક્કો દેતાં દેતાં તેણે વિચાર કર્યો: ઓરડીમાં ધીરેથી દાખલ થઈ પૂછવું: 'કાં? એક માણસની ચોરી પકડાઈ કે નહિ?'

હસીને આનંદ જવાબ આપશે: 'ચોર શિક્ષા સહન કરવા તૈયાર છે!'

'એ કરવા માટે જ આવી છું.' પોતે જવાબ આપશે.

અને પછી—

અને પછી તે જવાબ આપશે: 'મૃદુ! આવી શિક્ષા જો કાયમ મળ્યા કરતી હોય તો ચોર કાયમ ચોરી જ કર્યા કરશે, હો!'

પણ મૃદુલાનો આ કાલ્પનિક સંવાદ કલ્પનામાં જ રહી ગયો. આનંદના અભ્યાસગૃહમાં એણે પગ દેતાં જ—

તે સ્તબ્ધ બની; મોં વાટે અક્ષર પણ નીકળ્યો નહિ.

કશુંક લખતાં લખતાં આનંદ રોકાઇ ગયો હતો. સંભવ છે કે લખતાં લખતાં આંખે આંસુ આવી ગયાં હશે. મૃદુલાએ અભ્યાસગૃહમાં પગ દીધો તે જ ક્ષણે આનંદની આંખમાંથી બે મોટાં અશ્રુબિંદુ ખરી પડતાં તેણે જોયાં. વીજળીના પ્રકાશમાં તે એવાં ચમકી ઊઠયાં કે મૃદુલાને ઘડીભર એવો ભાસ થયો કે જાણે બે તારાઓ આકાશમાંથી ખરી પડે છે!

× ×

પગરવ સંભળાતાં જ આનંદે બારણા તરફ જોયું, અને તુરત મોં ફેરવી જઈ તેણે ટેબલ પર પડેલા કાગળો એકઠા કરવા માંડયા. મૃદુલા સમજી ગઇ કે આનંદના અશ્રુવિમોચનનું કારણ એ કાગળોમાં જ કશું હોવું જોઈએ. ન રહેવાય ત્યારે મનમાં ઊઠેલા વિચારો આનંદને કાગળ પર લખી લેવાની ટેવ હતી તે મૃદુલા જાણતી હતી, પણ એ કાગળો પાછા બેચાર દિવસે તે ફાડીને ફેંકી પણ દેતો.

આગળ વધી ઝટ કરતા મૃદુલાએ આનંદના હાથ માંહેના પેલા કાગળો ખેંચી લીધા, ઘડીભર આનંદે એ પકડી રાખવાનો પ્રયત્ન કર્યો, પણ છેવટે એને મૃદુલાના હાથમાં સરકવા દઈ તે બોલ્યો: 'આજે ચાંદની કેવી સુંદર ખીલી છે?'

ચાંદની અને અશ્રુ?

આનંદના મનમાં એકી સાથે આ બંનેને સ્થાન છે!

મનમાં ઊભા થયેલા આ પ્રશ્નનો જવાબ શોધતાં શોધતાં પેલા કાગળોમાં શું લખ્યું છે તે વાંચવાને ઇરાદે મૃદુલા દીવા નજીક આગળ વધી. ટેબલ પર ગોઠવેલાં બે ચિત્રો તરફ તેનું ધ્યાન ખેંચાયું. એ બંને ચિત્રો આનંદે એક જ દિવસે દોર્યાં હતાં. એક ચિત્ર કેશભૂષામાં તલ્લીન બનેલી મૃદુલાનું હતું; બીજું ચિત્ર હતું વાસણોને કલઈ કરતા એક કલઈગરાનું!

મૃદુલા એ કલઈગરાના ચિત્ર સામે જોઇ ન શકી. એના દુર્બળ શરીરે વીંટેલો એનો ફાટલો કોટ, ઊંડા ઊતરી ગયેલા ગાલ, લાંબી વધેલી દાઢી—ત્યાં તો આજ બપોરના કલઇ કરવા એ કલઈગરાની સ્ત્રી આવી હતી તે પ્રસંગ તેને યાદ આવ્યો. એ બાઇ કહેતી હતી કે એનો ધણી માંદો છે—

મૃદુલાએ ચિત્રના વિચારો બાજુ પર હાંકી કાઢી હાથ માંહેના કાગળ પર નજર માંડી.

પહેલા જ પાના પરનું પહેલું વાક્ય—

"પ્રેમ એ શું? કર્તવ્યના પગમાં જડાયેલી શંખલાઓ બને?"

× ×

મૃદુલા વાચનમાં ઊંડી ઊતરી ગઈ. સ્થિર દૃષ્ટિએ તેણે વાંચવા માંડયું—

"પરોઢિયે સ્વપ્નમાંથી હું જાગી ગયો; હું જાગ્યો ત્યારે હસતો હતો. બાજુમાં શશિકાંત ભરઊંઘમાં સૂતો હતો. મેં જોયું તો લુચ્ચો ઊંઘમાં પણ હસતો હતો. મને થયું: આને આટલો બધો હરખ શા માટે થયો હશે? કાલે સાંજે ભાઈસાહેબે વિમાનની હઠ લીધી હતી; બનવાજોગ છે કે સ્વપ્નામાં એને



વિમાન મળી ગયું હશે.

"હું જાગી ગયો તે પહેલાં હું પણ આવા જ એક સ્વપ્નમાં રંગાઇ ગયો હતો. મૃદુલાની માંદગીને કારણે છેલ્લા પાંચ છ દિવસથી હું સ્ટુડિયોમાં જઈ શક્યો નહોતો. પરંતુ 'બે ભૂખ'નું ચિત્ર કલ્પનામાં સતત દેખાયા કરતું હતું. અનાયાસે આવી ચડેલી પેલી 'મૉડેલ' તરીકેની બાઈ—આટલી માદક આંખો વાળી સ્ત્રી મૉડેલ તરીકે મળી આવશે એવો તો સ્વપ્નેય ખ્યાલ નહોતો; પણ અકસ્માત તે જડી આવી. ચાર પાંચ દિવસ સુધી સતત તેને સામે રાખીને ચિત્ર—"

પાનું અહીં જ પૂરું થતું હતું. મૃદુલાએ ભવાં સંકોચી આનંદ ભણી જોયું. આનંદ બહારની ચાંદની નિરખી રહ્યો હતો.

તેની નજીક જઈ મૃદુલાએ કહ્યું: 'અકસ્માત જડી આવેલું આવું મૉડેલ ગુમાવવું પડ્યું તેથી મનમાં રંજ થાય છે?

જવાબમાં આનંદ માત્ર હસ્યો.

× ×

મૃદુલાએ આગળ વાંચવા માંડ્યું—

"મારી કલાકૃતિની દૃષ્ટિએ પણ આ ચિત્ર જરૂર બેનમૂન નીવડત. પરંતુ—

"મૃદુલાને નારાજ કરવાનો મારો જીવ ચાલતો નહોતો. પરણ્યાં તે દિવસથી મેં મૃદુલાને નાજુક પુષ્પની પેઠે સાચવી છે. એ ફૂલ કરમાઈ ન જાય—

"બપોરે સ્ટુડિયોમાંથી નોકર આવી ખબર આપી ગયો: પેલી બાઇ પૈસા લઇને ચાલી ગઈ છે! તે વેળા મને મનમાં પારાવાર દુઃખ થયું. હું મૂંઝાઇ ગયો. મૃદુલા પરનું અને બાળકો પરનું મારું વહાલ—જગતમાં પ્રેમને પણ કાંઈક મર્યાદા હોવી જોઈએ એ જ સાચું છે!'

"જમી રહ્યા પછી વાંચવાને ઇરાદે એક પુસ્તક હાથમાં લીધું, પણ એક અક્ષરેય તેમાંથી વાંચી ન શક્યો. દૃષ્ટિ સામે એક જ સવાલ સતત ઊભો રહેતો હતો: પ્રેમને મેં માનવી જીવનનું અમૃત ગણ્યું. માનવીના કોઇપણ કાર્યે—સર્જને અમરતા પ્રાપ્ત કરવી હોય તો એને પ્રેમનું પ્રોત્સાહન જરૂરી છે એમ હું માનતો હતો—એવી મારી શ્રદ્ધા હતી. પણ હું જોઉં છું કે પ્રેમ એ અમૃત નથી, એ દારૂ છે!

"દારૂડિયો કદી પણ જાતે દારૂની બાટલી ફેંકી દેવાની હિંમત દાખવી શકતો નથી. મૃદુલાનું મન દૂભવવાની એ જ રીતે હું પણ હિંમત કરી શકતો નથી. એની માંદગી, એના તરંગો, જીવન પરત્વેની કુટુંબ અંગેની મર્યાદિત દૃષ્ટિ: એ બધાને કારણે મારી કલાનો વિકાસ પણ મર્યાદિત બની ગયો છે! ને છતાં ભોળી બિચારી મૃદુલાને એનો ખ્યાલ સરખો નથી. એ ખ્યાલ એને આપવો હોય તો—

"પોતાના અજ્ઞાનને કારણે જ એ સુખી છે એમ માની હું છાનો રહું છું.

"એકાદ મૉડેલ જતું કરવું પડે તેટલા ખાતર કલાકારે આંસુ સારવાં ન જોઇએ એ હું બરાબર સમજું છું. પણ જમ્યા પછી પલંગમાં પડ્યાં પડ્યાં બપોરે જોયેલું પેલું દૃશ્ય નજર સામેથી ખસતું નથી અને પાંજરામાં રહ્યાં રહ્યાં પક્ષી જે નિષ્ફળતા પૂર્વક પાંખો ફફડાવ્યા કરે—

"એક બાજુ મૃદુલા અને એક બાજુ પેલા કલઇબિરાની સ્ત્રી—

"એની કલાઇ કરવાની હથરોટી પર શશિકાંત ખૂશ થયો હતો; એકધ્યાન બની તે બધું જોઈ રહ્યો હતો. તે એકાએક 'ઓહો! આ તો ચાંદીની થાળી બની ગઇ!' કહી બૂમ પાડી ઊઠતો હતો. એની ધમણ ચલાવવા એના હાથ સળવળી રહ્યા હતા.

"શશિકાંતની પેઠે હું પણ એ કલઈગરાની સ્ત્રી તરફ જોઇ રહ્યો. એના સાડલાને સત્તર તો થીંગડાં હતાં; એના ચહેરા પર નરી ફિક્કાશ હતી. ત્રણેક મહિના પૂર્વે એના ધણીનું મેં ચિત્ર દોર્યું ત્યારે તે સાથે નહોતી. મેં એને પૂછેલું: 'તારી સ્ત્રી ક્યાં?' જવાબમાં એ પહેલાં તો થોડું હસ્યો, તે પછી ધીરેથી બોલ્યો: 'સાહેબ! સુવાવડી છે!'

"કલાઈગરાની સ્ત્રી સુવાવડમાંથી ઊભી થઈ ત્રણ મહિના પહેલાં તો કામે પણ ચડી ગઈ છે, જ્યારે ચાર મહિના થયા છતાં મૃદુલા—

"શશિકાંત બહુ તોફાની છે, તેથી રમતાં રમતાં

# કાળમીંઢની વચ્ચે થઈને

માધવસિંહ સોલંકી

> ગુજરાતી સાહિત્યમાં પ્રવાસનું અને સાહસનું સાહિત્ય જે રીતે ઉગમ પામ્યું છે એમાંથી આપણી ઊગતી પેઢીને રસ-પોષક તત્ત્વ સાંપડે છે અને એ બધામાંથી જે મસ્તીભરી ખુમારી મળતી હોય છે એ એક યા બીજી રીતે પ્રેરક પણ હોય છે. આ પ્રવાસ પણ એવી જ પ્રેરણાત્મક સાહસકથા ભાખે છે.

કાળમીંઢની વચ્ચે થઈને અમારું મંડળ ચાલ્યું જાય છે.

વચ્ચે પ્રસન્નવદના નર્મદાનાં નીર શાંત પણ ગંભીર પ્રવાહે નાના નાના પથરાઓ પર કૂદતાં ખળખળ કરતાં વહ્યાં જાય છે, ને એની બંને બાજુએ પથરાયેલા કાળમીંઢ ખડકો એના રક્ષણદાર દ્વિરને-દ્વારોની પેઠે અડોલ બનીને ઊભા છે. એ ખડકોની વચમાં પડેલા નાનકડી પગદંડી પર થઈને અમારી ૨૦–૨૫ વિદ્યાર્થીઓની સેના નર્મદાના કિનારે કિનારે સુરપાણ તરફ જઈ રહી છે.

ચાણોદથી પનાઈમાં બેઠા ત્યારથી જ નર્મદાની રમણીય ભવ્યતાનો પરિચય ઠેઠ સુધી થતો આવ્યો છે. ડગલે ને પગલે એનાં પતિતપાવન પુણ્યતીર્થોનાં દર્શન કરતાં હજુ તૃપ્તિ થતી નથી. ને અહિંયાં તીર્થોનાયે કંઈ પાર છે? કહે છે કે રેવા તીરે સંગમો સુદ્ધાં કુલ ૪૦૦ તીર્થો છે. એમાંથી કેવળ ગુજરાતમાં જ ૧૩૦ તીર્થો છે. ભરૂચની આસપાસ મહારુદ્ર સુધીની ૫ માઈલની પંચતીર્થીમાં નહિ નહિ તોય ૫૫ તીર્થો આવે છે!

નર્મદા ઋક્ષ પર્વતના મૈકલમાંથી નીકળી તેથી મૈકલસુતા કહેવાય છે. પણ એના ઉદ્‌ભવ વિષે પુરાણોમાં અનેક વાતો લખેલી છે. મહાદેવ ઋક્ષ પર્વત ઉપર તપ કરતા હતા ત્યારે નર્મદાનો જન્મ થયો હતો એવી કેટલાંક પુરાણોની માન્યતા છે. ગમે તેમ હોય, નર્મદા એ રૂદ્રની કન્યા છે એની સાક્ષી પૂરતાં અસંખ્ય શિવમંદિરો નર્મદાને બંને કાંઠે જોવા મળે છે. અરે મંદિરો જ શું કામ, નર્મદાનો એકએક કાંકરો એ સાક્ષાત શિવનું લિંગ ગણાય છે. તેથી જ તો પેલી કહેવત પડી છે ને: "નર્મદા કે કંકર, સબ શિવશંકર."

ચાણોદથી તિલકવાડા સુધી એક ટપાલની બોટ જાય છે. એમા ઉતારૂઓને પણ લેવામાં આવે છે. અમારે જવાનું હતું સુરપાણ. પણ ઠેઠ સુરપાણ જવા માટે કોઈ હોડી મળી નહિ. અને મળી તેણે એટલા ઊંચા ભાવ બતાવ્યા કે જે અમને પોસાય એમ ન હતું. એટલે ચાણોદથી તિલકવાડા સુધી બોટમાં જ આવ્યા, ચાણોદ–કર્નાળી વચ્ચેના ઓરસંગમ પાસે પાણી છીછરાં હોવાથી પનાઈમાં બેઠેલા પુરુષવર્ગને ઉત્તરને કિનારે કિનારે ચાલવું પડ્યું. પણ તેથી એમને એક લાભ થયો. કર્નાળીનું પ્રખ્યાત કુબેરમંદિર અને બીજા મંદિરો જોવા મળ્યા, મહાત્માજીનાં અસ્થિ પધરાવ્યાં તે જગ્યાએ અમે આવ્યા ત્યારે પનાઈ બિચારી પાણીના જોરદાર પ્રવાહ સામે આગળ આવવા બાથોડિયાં મારતી હતી.

આ નર્મદાનું પણ કંઈક વિચિત્ર છે! એના ઉગમથી તે મુખ સુધી એકધારી રીતે વહેતી નર્મદા કદી જોવા નહિ મળે. આપણા એક સંશોધનવિદે કહ્યું છે તેમ 'કવચિત પહાડો વચ્ચે પથરામાં પછડાતી, કવચિત વૃક્ષો વચ્ચે શાંતિથી પસાર થતી નર્મદા કવચિત માઈલોના વિશાળ પ્રદેશમાં પથરાઈ જાય છે. કવચિત પટ સંકેલી લઈ હરણફાળમાં પણ સમાઈ જાય છે.

'નર્મદા રમતિયાળ, પણ રૌદ્ર છે. નદીના પાણી ક્યાંક સો સો ફૂટ ઊંડા તો ક્યાંક વેંતભર છે. બંને કાંઠે પહાડો તથા ભયંકર જંગલોની વચ્ચે ઊંડી ખીણમાં પથરાઓ ઉપર પછડાતી, ઊછળતી, ઠેકડા મારતી, બરાડા પાડતી નર્મદાની રમણીય ભવ્યતા ને ભયંકર રમણીયતા એ રૂદ્ર કન્યાને ઘણી આકર્ષક બનાવે છે.'

હોડીનો પ્રવાસ, અને તે પણ નર્મદામાં—એનો આનંદ અવર્ણનીય છે. આ બાજુ હોડીને પનાઈ કહે





છે, પણ અમારી પનાઈ ખાસ ટપાલની લાવ-લઈજા માટે ચાલતી હોવાથી એમાં નાનકડું મશીન ગોઠવેલું, એટલે સૌ તેને બોટ તરીકે જ ઓળખે, બંને બાજુ ઊંચા કિનારા ને ભેખડો, એના પર પથરાયેલાં તાડ નાળિયેરીના વન, ક્યાંક છૂટાંછવાયાં ઝૂંપડાંનો સમૂહ અને વચ્ચે શાંત રીતે ડોલતાં રેવાનાં મોજાં પરથી ધીમી ચાલે પસાર થતી અમારી બોટ, બોટમાં ભાવિક અને નાસ્તિક એવાં ચાલીસેક સ્ત્રી-પુરુષ-બાળકોનો શંભુમેળો અને બોટ મઝધારે ચાલતી હોય તે વેળાનો એમનો કલબલાટ, આ બધું કોઈ કાળે ભૂલી નહિ શકાય.

તિલકવાડા સુધીના પંથમાં ક્યાંક ક્યાંક બીજાં ગામડાં પણ આવી ગયાં. ત્યારે ધૂળીઆ ઓવારા પર ખરે બપોરે પાણીની ઠંડકમાં આળસનો ઉપયોગ કરતી ભેંસો પર ચઢીને પાણીમાં ફૂદાફૂદ કરી મૂકતાં નગ્નદેહી ભુલકાં, અને અમારી સાથે કોક ભાવિકે પૂર્ણ શ્રદ્ધા સાથે પાણીમાં પધરાવેલું નાળિયેર પકડવાની ફરીફાઈમાં અનેક પ્રકારની તરવાની કળાઓના દર્શન કરાવતાં ખડકરંગી છોકરાં જોઈને અમને પણ ખૂબ આનંદ આવતો. કોક વેળા અમારી બોટ કિનારાની ભેંખડો સાથે ઘસાઈને જતી, ત્યારે વર્ષોના જલપ્રવાહના જોરથી તૂટી પડેલા ખડકોના રંગબેરંગી થર, અને એમાં પડેલી બખોલમાં માળો બાંધીને વસેલું કોઈ એકલિયું પંખી પાંખો ફફડાવીને અચાનક ઊડી જતું ત્યારે મોં વકાસીને જોઈ રહેતાં અમારા સાથીઓને જોવામાં અમને મજા આવતી.

તિલકવાડા આવી ગયું. અહીંથી બોટ આગળ જવાની ન હતી. એટલે અમારૂં મંડળ બેચાર કલાકના સહવાસથી સ્નેહીજન બનેલાં મુસાફરોને રામરામ કરી-વાડીઆ ગામના જંગી વડની છાયામાં આરામ કરવા ઊપડી ગયું.

બહુ લાંબો પંથ. ગરુડેસર(ગરૂડેશ્વર) આવતાં સુધીમાં તો દમ નીકળી ગયો. તિલકવાડાથી ગરુડેસરનું અંતર ઝાઝું નથી, પણ એક તો અમારા મંડળમાં નાના બાળકો, નાનકડા વિદ્યાર્થીઓ, દરેકની પાસે પોતાનો સામાન ઉપરાંત ભોજનસામગ્રીનો ફાળે પડતો બોજ ઉપાડીને ચાલવાનું. અને રસ્તાનો પરિચય કોઈને નહીં એટલે છેક અંધારૂં થવા આવ્યું ત્યારે અમે ગરૂડેશ્વરની ધર્મશાળામાં પહોંચ્યાં.

નદીના બિલકુલ કિનારા પર ઓવારા પાસે જ ધર્મશાળા આવેલી છે, ઠંડા પાણીમાં હાથપગ ધોવાથી સૌનો થાક ઊતરી ગયો હતો, એટલે બધા જ્યારે રસોઈ કરવાની ધમાલમાં પડ્યા ત્યારે હું સૌથી છેલ્લો ઓવારા પર જઈને બેઠો.

રાત પડતાં ચાંદની વધુ સરસ રીતે ખીલી હતી. એના પ્રકાશથી ચકચકતા મોજાંમાંથી હીલોળા લેતો ઉલ્લાસ લઈને ચારે બાજુ ઘુમી વળતો પવન અનુભવીને ખુશ થતો બેઠો હતો એવામાં સામેના કિનારાની ઝાડીમાં અચાનક ભડકો ઉઠ્યો, ને થોડીવારમાં તો એ દવ લાંબે સુધી પ્રસરી ગયો.

ઝાડની સૂકી ડાળીઓ ઘસાઈને દવ લાગવાના આવા બનાવો અહીં વિરલ નથી. એને લીધે ક્યારેક મોટાં મોટાં જંગલો પણ બળીને ખાખ થઈ જાય છે. કોઈકવાર આ બાજુ ડુંગરામાં વસતી પ્રજા જાણીબુજીને અથવા ઈર્ષાને લીધે પણ જંગલોમાં દવ લગાડે છે.

ઘણીવાર બેસી રહ્યા પછી છેક છેલ્લે પગથિયે પાણીમાં ઊતરીને હું મોં ધોતો ઊભો હતો. ઉપલા પગથિયા પર ચશ્મા મૂકીને આરામથી પાણી સાથે રમત કરતો હતો એવામાં એક છોકરો ઉપરથી દોડતો આવ્યો. ચશ્મા પર પગ ન પડે એ માટે મેં કહ્યું, 'ભાઈ જરા જોઈને-'

ત્યાં ધબ્બ લઈને એ ભાઈ ચશ્મા પર જ પડ્યા ને એકોહમ્ બહુસ્યામ કરતા ચશ્માની દાંડીના ટુકડે ટુકડા થઈ ગયા. ચશ્મા વગર અંધ બનતાં મારું બધું કાવ્ય-પણ નદીમાં સરી પડ્યું. હવે આખોયે પ્રવાસ મારે માટે વ્યર્થ જવાનો. નરી આંખે કશું દેખાય જ નહિ ત્યાં પ્રકૃતિનાં મનોહર દૃશ્યો વચ્ચે જડની માફક ભટકતામાં મજા પણ શી!

રાત્રે મને ખાવાનું ભાવ્યું નહિ.

*



સવારના પહોરમાં અમે ગરૂડેશ્વરથી નીકળી ગયા છીએ. કહે છે કે મોખડીનો ઘોઘ અહીંથી આઠેક ગાઉ દૂર છે. પણ પ્રભાતના તાઝગીભર્યા વાતાવરણમાં નદીને કિનારે કિનારે ઠંડા પવનની લહેરો સાથે ગમે તેટલું ચાલવાનું હોય તોપણ અમે ખુશીથી ચાલી શકશું એવું અમને લાગે છે. મન ફાવે તેમ ટુકડીઓ પાડીને બધા નીકળી પડયા છે.

બે ત્રણ ગાઉ વટાવી દીધા. આખો યે રસ્તો તાડનાં વન અને કિનારા પર ઊગેલા સાગ–ખાખરાની ઝાડીથી ભરચક છે. નદીથી વચમાં કયાંક છીછરાં પાણીમાં આડી પડેલી મહાકાય શિલાઓ અને કાળમીંઢ ખડકો પર બેઠેલાં સફેદ બગલાં, કયાંક પથરા પર થઇને નીચે પડતા પાણીથી ખળખળ થતો અવાજ ને કયાંક નદીની ભેખડોમાંથી નાનકડી પગદંડીએ થઇને માટીના વાસણોમાં પાણી ભરવા આવતી ભીલ-સ્ત્રી––નર્મદા કિનારાનું એક એક દ્રશ્ય એક બીજાથી ચઢી જાય એવાં છે, પણ ચશ્માની હાયવરાળમાં બીજાઓના જેટલો આનંદ હું ભોગવી શકતો ન હતો.

અચાનક મારા નસીબ આડેનું પાંદડું ખસી ગયું; ગરૂડેશ્વરથી અમારી પહેલા નીકળેલા પણ નાજુક દેહયષ્ટિને કારણે થાકી જવાથી આગળ બેસી પડેલા પાંચ વિદ્યાર્થીઓ પાસે તડકા માટેનાં કાળાં ગોગલ્સ ચશ્માં હતાં. મારાં ચશ્માંની દાંડી તૂટી ગઈ હતી પણ સુભાગ્યે કાચ સલામત હોવાથી આ મોટાં ચશ્માંમાં તેમને જોડવી દીધા! અંધને આંખો મળ્યા જેવું થયું, અર્થશાસ્ત્રમાં Marginal price હોય છે. તેમ આ દોઢ રૂપિયાનાં કાળાં ચશ્માંની કિંમત મારે મન સેંકડો રૂપિયા કરતાં વધી ગઇ.

તડકો થવા માંડયો છે. થાક લાગ્યો નથી, પણ પરસેવો વળવાની શરૂઆત થઇ ગઇ છે. એકાદ બે ગાઉ ચાલીએ એટલે નાસ્તાપાણી માટે થોભીએ છીએ. નદીને કિનારે કિનારે ચાલવાનું હોવાથી પાણીનું જરાકે દુઃખ નથી, પણ આ રસ્તો કેમ લાંબો લાગે છે!

એક અજાણ્યો ખેડુત મળ્યો. એણે કહ્યું, 'સુરપાણુ તો અહીંથી આઠ ગાઉ થાય છે, ને હવે તો રસ્તો જંગલમાં થઇને જશે. પાણીબાણી કશું નહિ મળે.'

ગરૂડેશ્વરથી નીકળ્યા ત્યારે જ કોકે આઠ ગાઉ કહ્યા હતા. ને આટલું બધું ચાલ્યા પછીયે આઠ ગાઉ બાકી? જંગલમાં પાણી નહિ મળે એ વિચારે ચિંતા થવા માંડી છતાં ચાલવાનું ચાલુ જ રાખ્યું.

ઘામ વધે છે. ઘડીમાં નદીમાં નદીની પાસે ઘડીમાં દૂર, કોઈવાર ભેખડ પર ચડવાનું, કોઇવાર ખડકને ટેકો દઇને ખીણ જેટલે નીચે ઊતરવાનું, દર બે માઇલે થોભવાનું અને સાથે આણેલા નાસ્તાનો ભાર ઓછો કરવાનો, એમ અમારી સેના ચાલી જાય છે. પણ લોકોએ બતાવેલી પાણીની તંગી અમને દેખાતી નથી. ગમે તેવી ભેખડો અને ઝાડીમાંથી પસાર થવા છતાં થોડેક જઇએ એટલે સંતાકુંકડી રમતી નદીના ચકચકિત પાણી અમને દર્શન દઇ જાય છે અને એકવાર જોઈતી વસ્તુ નજરે ચઢી, પછી તેને પ્રાપ્ત કરવામાં પાછી પાની કરે એવા અમારા વિદ્યાર્થીઓ નથી.

સાગ અને ખાખરાના ઊંચાઊંચા પર્ણહીન ઝાડો વચ્ચે થઇને આખરે અમે મોખડી પાસે આવી પહોંચીએ છીએ. સુરપાણુનો મુખ્ય મેળો વૈશાખી અમાસે ભરાય છે, એટલે તે વખતે આ રસ્તાઓ પર કીડીઆરું ઉભરાય પણ અત્યારે કવખતે કોઇ ખાસ પ્રવાસીના દર્શન થતાં નથી. પરિક્મ્મા કરનાર કોક સાધુ મહારાજ પણ આ ખરા બપોરના વખતે જંપી ગયા લાગે છે.

જ્યારે અમને લાગ્યું કે ખરેખર થાકી ગયા ત્યારે મોખડી આવ્યું.

સુરપાણુના ધોધને નામે ઓળખાતો ધોધ સુર-





પાણુ છે જ નહિ. ખરો ધોધ મોખડી પાસે છે. છેક નદી પાસે પહોંચ્યા ત્યારે ચારપાંચ પંપ મશીનો એક સામટા ચાલુ કરી દીધાં હોય એવો અવાજ આવતો હતો, કોઈકે કહ્યું હતું કે માઈલ દોઢ માઈલ સુધી એનો અવાજ સંભળાય છે એ વાત ખોટી ઠરી. અમને તો ધોધના ઉપરથી નીચે પડતાં પાણી પણ ન દેખાયાં!

મોખડી ઘાટ પાસે લાકડાંનો વેપાર કરતા કોન્ટ્રાક્ટરોએ નદીના પટમાં જ ઝૂંપડાં બાંધીને પોતાની જંગલ ઑફિસો બનાવેલી હોય છે. એવી એક ઑફિસમાં સામાન મૂકી અમે નદીમાં નહાવા ઉતર્યા.

ધોધ ન મળવાથી અમારી નિરાશા ખૂબ વધી ગઇ હતી. ધોધ જોવા માટે આટઆટલું ચાલીને આવ્યા ત્યારે ધોધ તો મળ્યો જ નહિ! બધાનો ઉત્સાહ પડી ભાગ્યો. પણ કોક બેવકૂફ મુસાફરે અમને કહ્યું કે સુરપાણનો ધોધ અહીંથી ૩ ગાઉ દૂર મંદિર છે ત્યાં છે. એટલે અમને સહેજ આશા આવી.

એ આશાના ઉત્સાહમાં અમે મોખડી ઘાટે નહાવા પડ્યા. ત્રણેક કલાક સુધી ઢીંચણપૂર પણ અત્યંત જોરથી વહેતા પ્રવાહમાં નહાવા–તણાવાની ખૂબ મજા પડી. નદીને તળીએ ત્યાં ખડકો અને પથ્થર જ હોય છે. એટલે સામે પ્રવાહે જવું હોય તો હાથમાં મોટો વાંસ રાખીને પાણીના પથ્થરોમાં ભરાવી ટેકે ટેકે ચાલવું પડે.

નમતે પહોરે અમે સુરપાણ (શૂલપાણીશ્વર)ને રસ્તે ચાલવા માંડયું. લીલા, સફેદ સ્લેટીઆ ને લાલ, કાળા, તથા ભૂરા ખડકોની વચમાં થઇને જતો રસ્તો સીધો નથી. એટલે સુરપાણ પહોંચતાં સાંજ પડી ગઇ સુરપાણનું મંદિર અને આરો સામે કાંઠે હોવાથી ઝાડના થડને કોરીને બનાવેલા 'કોટિયા'માં બેસીને અમે વારાફરતી નદી પાર કરી ગયા બે ચાર જણે આગળથી જઈ મંદિરમાંથી તપેલાં ઈ. વાસણોની વ્યવસ્થા કરી હતી. પણ સુરપાણનું મંદિર ખૂબ ઊંચા ટેકરા પર હોવાથી પાણી–લાકડા વગેરે લઇને ઉપર જવા આવવાનું ફાવે એમ ન હતું. વળી થોડા દિવસ પર જ અહીં મેળો ભરાયો હોવાથી તે વખતે નદીના પટમાં બાંધેલા માંડવા હજુ મોજુદ હતા. એટલે મંદિરમાં જવાને બદલે બે માંડવામાંજ અમે સામાન મૂકીને રસોઇની તૈયારી કરવા માંડી.

રાત પડી ગઈ છે. કિનારાની ભેખડો તરફથી તમરાંના અને કવચિત ઘુવડના અવાજ આવે છે.

આ બાજુ પાણીમાંથી પણ કયારેક પરપોટાના બુડબુડ અવાજ આવે છે. ચાંદનીને લીધે અમારા માંડવા પાસેની રેતી સફેદ બિછાત જેવી લાગે છે. પણ પેલા દૂરના કાળા ખડક અને તેના લાંબા લાંબા પડછાયા તો નરી ભૂતાવળ જેવાજ દેખાય છે.

ને કોક એવું પણ કહે છે કે આ જગ્યાએ મધરાતે વાઘ પાણી પીવા આવે છે?

સાચવીને સૂવા જેવું ખરું. ઘણા ખરા છોકરાઓ રસોઇ થયા પહેલાં જ ઊંઘી ગયા છે. અમે પાંચ છ જણ જાગીએ છીએ. ખીચડીમાં તાવેથો હલાવીને અથવા ચુલામાં વાંસના ટુકડા સંકોરીને વાતચીત ચાલુ રાખીએ છીએ.

રસોઇ થઇ ગઈ, ઊંઘતા જાગ્યા અને જાગેલા નદી તરફ દોડયા. રાત્રે બારેક વાગે ભોજન પતાવીને અમે નદીના પાણીમાં પગ લટકાવી બેઠા ને ઘણે મોડે સુધી વાતો કર્યા કરી.

નર્મદાની પણ બલિહારી છે ને?

સમી સાંજે થાકેલા શરીર–મનથી નદી તરફ નજર કરી હતી ત્યારનો દેખાવ અને અત્યારે સૂર્યના ફૂટતાં કિરણોમાં તાજગીભર્યા મનથી નિહાળેલો કિનારાની અપૂર્વ શોભા બેમાં કેટલો ફેર! ધોધ ન દેખ્યાનું થોડું ઘણું દુઃખ ઓછું થયું. છતાં આટલી બધી મહેનત ને તાપ તડકા વેઠ્યા પછી ધોધ ન મળે એ અમારે માટે કંઇક દુઃસહ હતું. પણ પછી કોઇ વાહિને કહ્યું હોય અથવા અમારામાંથી જ કોઇને સૂઝયું હોય—વાત પહોંચી વળી કે સુરપાણ પાસે દોઢેક

# કરડના ચક્કીનો આરો

શિવશંકર પ્રાણશંકર શુક્લ

> નાનકડા વોંકળા જેવડી નદીઓ પાછળની આપણી ભાવના, શ્રદ્ધા અને એના ઉગમની લોકવાયકા પણ એક એક ઇતિહાસ-પાનું ભાખી જાય છે. મહત્તાને પૂજનારા આપણે લઘુતામાંથી પણ મહત્તા શોધવા પ્રયત્નશીલ ક્યારે થઈશું ?

The wheel of life is ever on the round,
One side's up and other on the ground '×

**ક્યાં** સર્વશ્રેષ્ઠ તીર્થ કાશી ને ક્યાં પંચમહાલનું હેડંબા વન ! પણ એવાદ પવિત્ર પ્રસંગ ને તપ નાનાં સ્થાનોને પણ અત્યંત મહત્ત્વનાં ને પાવનકારી બનાવી દે છે. નાનકડી જૉર્ડન નદી આમુદરિયા-સીરદરિયા આગળ શી વિસાતમાં ? છતાં બાપ્તિસ્મો આપનાર જહોને ને પેગંબર ઇસુએ એને ને એના પાણીને પાવનકારી ને જગપ્રસિદ્ધ બનાવી દીધાં. કરડ નદીનું પણ એવું જ કંઈક બન્યું.

ગોમા ને વિશ્વામિત્રીની વચ્ચે ચાલી રહેલી આ નાનકડી નદી કાલોલ તાલુકામાં મેદાપુર ને મારવા ગામોની વચ્ચે થઈ કલ્લોલ કરતી વહી જાય છે. ગોમા કરતાં તે ઊંડી છે. કોતરોવાળી પણ છે. ત્યાં એ રમતિયાળ નદી એક નાનકડું તીર્થ બનાવી દે છે. જમાનાઓની વાત છે; એ પહેલાં તો એની કોઈએ કદાચ કશી ગણનાયે નહીં કરી હોય ! અને એ બિચારી પોતાના ગાનમાં જ ગુલતાન થઈ વહી રહી હશે. પણ બન્યું એવું કે કાશીરાજ સુલોચને, કંઈક અક્ષમ્ય પાપ કરેલું તેથી તેની હથેલીઓમાં વાળ ઊગ્યા. ગંગામૈયાનું પાણી પણ એ પાપ ન ધોઈ શક્યું. સુલોચન હતો કાશીરાજ છતાં ગંગા શું કરી શકે ? તેણે અનેક ઋષિઓને ઉપાય પૂછયા પણ એકેય સફળ ન થયો. છેવટે કોઈએ વિશ્વામિત્રનું નામ સૂચવ્યું. વિશ્વમિત્ર તે વખતે પાવાગઢ ઉપર તપ કરતા હતા. બિચારો સુલોચન છેક કાશીથી પાવાગઢ આવ્યો.

પેલી નાનકડી નદી પંચમહાલની ગંગા થવા સર્જાયેલી હશે એટલે વિશ્વામિત્રે સુલોચનને એ નદીમાં સ્નાન કરવાની ને યજ્ઞ કરવાની આજ્ઞા કરી. બન્યું હતું એમ કે નદીમાં ચક્કીના આકારનો પથ્થર પડ્યો હતો, અને ત્યાં આગળ નદી નાના ધોધના સ્વરૂપમાં

× જીવનચક્કી હંમેશા ફર્યા જ કરે છે; એનું એક પડ આભમાં ને બીજું જમીન પર છે

---

માઈલ પર એક બીજો દેવનો ધોધ છે. તે તે જ સાચો ધોધ છે, ઓખડીનો ધોધ પહોળો વધારે, આ ઊંચો વધારે.

અમે ચારપાંચ જણ એ ધોધ તરફ આંટો મારી આવ્યા, કેટલીક જગ્યાએ ખડકમાંથી ફૂટતાં પાણીનાં ઝરણ જોઈ અમને એક ટીખળ સૂઝયું. ઉતારે આવીને બધાને કહી સંભળાવ્યું,

'તમે બધાંએ અરૂકેશ્વર જોયું. કુબેરેશ્વર જોયું. પણ કોઈએ તાડકેશ્વર જોયું છે ?

'એ શું ?'

'વાહ ખબર જ નથી ? અહીંથી એક માઇલ દૂર નદીના કાંઠા પર એક મોટો તાડ છે. એ તાડ ખડકની અડોઅડ ઊભેલો છે. વાત એ છે કે ખડકની અંદર એક પાણીનો ઝરો ફૂટે છે, તે આ તાડને કોરીને એના થડમાંથી ધોધ રૂપે બહાર પડે છે. એ જગ્યાને તાડકેશ્વર મહાદેવ કહેવાય છે. ના જોયું હોય તો જોઈ આવજો.'

બધાં વિચારમાં પડ્યા. જીવતા ઝાડના થડને કોરીને અંદરથી પાણીનો ઝરો નીકળે ખરો ? પણ આ નર્મદાના કિનારા પર જ્યાં ડગલે ને પગલે મહાદેવના વિવિધ સ્વરૂપે દર્શન થતાં હોય તો તાડની વાત ખોટી માનવાને કારણ નથી એમ મનમાં સમજી લઈ અમે જમતા હતા તે વેળા બે સાહસવીરો છાનામાના તાડકેશ્વરની શોધમાં ઊપડી ગયા !

★





પડતી હતી. એ સ્થળે એ ગમે તેવા ભયંકર પાપને પણ દળી નાખતી હતી--સુલોચન ત્યાં ગયો, યજ્ઞવેદી રચી. યજ્ઞવાટમાં અગ્નિને ઘીની આહુતિ આપવા માટે એ પથ્થરને એવી રીતે કોર્યો કે બરાબર ઘંટીનાં બે પડનો જ આકાર થાય. પછી તો એ નદીને કિનારે વનગગડામાં इषे नोर्जेत्वा ના મંત્રોની ઘોષણા થઇ...સુલોચનનું પાપ બળી ગયું, અને એની હથેલીઓના વાળ પણ અગ્નિ પડતાં ખડ બળી જાય એમ આપોઆપ સાફ થઈ ગયા. હિડિંબા વનની હત્યાયે સાફ થઇ. યજ્ઞના અગ્નિ માટે વન પણ ઠીકઠીક સાફ થઇ ગયું હશે, અને વનમાં આર્યો પણ આવીને વસવા લાગ્યા હશે.

કાશીરાજને કર-હાથ મળ્યા એટલે ત્યારથી એ નાનકડી કલ્લોલિની કરદા-કરડ કહેવાવા લાગી... કરડનું આ સ્થાન પછી 'ચક્રીનો આરો' એ નામે ઓળખાવા માંડે છે. આ ચક્રીને આરે સૂર્યગ્રહણ વખતે, મહોદય પર્વ કે સોમવતી અમાસને દિવસે લોકો નાહવા માટે આવે છે.

કરડ અમારા પંચમહાલની નાનકડી છતાં ઠીકઠીક પાણીદાર નદી છે...એ જ્યારે વહેતી વહેતી ચાલી જાય છે ત્યારે ઊંચી મરદન કરી ઊભા રહેતા તાડ એની છડી પોકારે છે...એ આવે છે પાલની હદેથી અને પાંડુ મેવાસમાં મેશરીનો સાથ સાધે છે. અને છેવટે એનાં પાણી મહીમાં જઇ દરિયા તરફ વહી જાય છે.

ચક્રીના આરાની ચક્રીને જોઇ માત્ર પાપ દળનારી ચક્રીનું જ દર્શન થતું નથી. પરમાત્માની બીજી એક ભવ્ય ચક્રી ચોવીસ કલાક ચાલી રહી છે. આકાશ ને પૃથ્વી એનાં પડ છે.

The mills of God grind slowly
But they grind exceedingly small,
Though with patience he stands waiting
With exactness grinds he all.×

વિરાટની એ ચક્રીમાં આપણે સૌ ભરડાઈ રહ્યા છીએ. કેટલાક આખા દાણા હમણાં જ ઓરાયા છે, કેટલાકના ફાડિયાં થઇ ચૂક્યાં છે ને કેટલાકનો સાવ રવો થઇ ગયો છે. જેમ મૂર્તિ એ વિરાટને વ્યક્ત કરવાના એક પ્રયત્ન માત્રની છબી છે એમ વિરાટની ભવ્ય ચક્રીનું એક નાનકડું પ્રતીક આ કરડની ચક્રી છે. સૌનો પેલી ચક્રીમાં ભૂકો નીકળી જતો જોઇ કરુણાર્દ્ર થઇ કબીરની આંખોમાં આંસુ આવી જાય છે :

'ચલતી ચક્કી દેખ કર, દાસ કબીરા રોય,
દો પાટન કે બીચમેં સાબુત ગયા ન કોય.'

× × ×

ગીતાએ પણ એ પડને વિરાટની દાઢો કલ્પી છેઃ

दंष्टाकरालानि भयानकानि
केचिद् विलग्ना दशनान्तरेषु।
संदृश्यन्ते चूर्णितैरुत्तमांगैः॥

ચક્રીનો આરો, પથ્થરની ચક્રીનાં પડ, આકાશ ને પૃથ્વીનાં પડ ને ઉપરના દ્રષ્ટાઓનાં વચન વાંચી આપણને એટલી યાદ સતત જાગી રહો કે આપણે તો વિરાટની એ ઘંટીમાં દળાઈ જનાર માત્ર એક દાણો જ છીએ. વિરાટનું ગૌરવ ને અણુની નમ્રતા એ બન્ને આપણામાં છે તેનું સ્મરણ આપણને સદાકાળ રહો, શ્વાસેશ્વાસે રહો.

" જેથા ચલિ, જેથા રહિ જેથા બાહ્ય કરિ,
પ્રત્યેક નિઃશ્વાસે મોર એઇ કથા સ્મરિ,
આપન મસ્તક પરે સર્વદા સર્વથા,
બહિબ તોહાર ગર્વ, નિજેર નમ્રતા."

(રવીન્દ્ર)

---

× ઈશ્વરની ચક્રી ધીરેધીરે દળે છે પણ તે દળીને ઘણું ઝીણું પીસી કાઢે છે. એ ધીરજથી વાટ જોઇ રહ્યો હોવા છતાં એ બધાને બારીકાઇથી દળી નાંખે છે.

★

# ગ્રંથસમીક્ષા



## અર્વાચીન ચિંતનાત્મક ગદ્ય

[ લે. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી; પ્ર. મુંબઈ યુનિવર્સિટી વતી એન. એમ. ત્રિપાઠી કં. લિ. મુંબઈ–૨; મૂલ્ય, રૂપિયા ત્રણ. ]

પ્રૉ. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ મુંબઈ યુનિવર્સિટીને આશ્રયે આપેલાં ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનોનો આ સંગ્રહ છે.

અંગ્રેજી અમલ શરૂ થઈ પાશ્ચાત્ય સંસ્કૃતિનો યોગ થયો તે સમયની ગુજરાતની સ્થિતિ સંક્ષેપમાં વર્ણવી પ્રૉ. ત્રિવેદીએ પ્રથમ દુર્ગારામ મહેતાજીનું ધર્મચિંતન અવલોકી, પછી જુવાન અને પ્રૌઢ નર્મદની સુધારો, શિક્ષણ, ધર્મ, અને સાહિત્ય સંબંધી વિચારણાની અને ત્યારપછી નવલરામનાં સાહિત્યવિવેચન અને ગદ્યની સમીક્ષા પહેલાં બે વ્યાખ્યાનોમાં કરી છે. ત્રીજા વ્યાખ્યાનમાં પ્રાર્થના સમાજનો ધર્મશોધક ચિંતનપ્રવાહ અવલોકતાં તેમણે ભોળાનાથ અને મહીપતરામનાં વિચાર અને ગદ્ય, રમણભાઈની ધર્મ–સંસાર–વિચારણા, નરસિંહરાવનું તત્ત્વચિંતન અને ‘કાન્ત’ની સ્વીડનબોર્ગીય લગ્ન-સ્નેહ–વિચારણા તેમજ એમનો તત્ત્વવિચાર, એટલાંની સમીક્ષા કરી છે. વેદાંતી વિચારધારા અને ગોકુલજી ઝાલા, મનસુખરામ, મણિલાલ, છોટાલાલ માસ્તર અને નથુરામ શર્મા જેવા એના પ્રવાહકોના લેખન-કાર્યની સમીક્ષા એમના ચોથા અને સ્વ. આનંદશંકર ધ્રુવના સમાજવિચાર અને તત્ત્વવિચારની સમીક્ષા પાંચમા વ્યાખ્યાનનો વિષય બની છે.

વ્યાખ્યાનોનો વિષય ‘ અર્વાચીન ચિંતનાત્મક ગદ્ય ’ છે, પણ વ્યાખ્યાતા ગાંધીયુગ આગળ આવી અટકી ગયા છે અને મુખ્યત્વે પંડિતયુગની વિચારણાને જ તેઓ સ્પર્શી શક્યા છે. સુધારાયુગ અને પંડિતયુગના ગણનાપાત્ર વિચારકો અને ગદ્યકારોના વિચારો અને તેમના ગદ્યનો વિપુલ ઉતારાઓ સાથે અને ઘટતાં ચાર વાક્ય પોતાના અભિપ્રાય લેખે કહેતા જઈને પરિચય કરાવતા જવાની તેમાંની પદ્ધતિ પાંચ વ્યાખ્યાનમાં આથી વધુ લેખકોને સમાવી શકે તેમ ન હતું. આમ છતાં આમાં ગોવર્ધનરામ રહી ગયા છે! એમની વિચારણા એમણે પોતાના સર્જનમાં વણી છે એ એક કારણ આનું હોય, તોપણ ‘સાક્ષરજીવન’ જેવી એમની કૃતિ ચિંતનાત્મક ગુજરાતી ગદ્યનું એક મોટું શિખર છે એ જોતાં ગોવર્ધનરામનું સ્થાન આ વ્યાખ્યાનોમાં હતું. વ્યાખ્યાતા આ જાણે છે જ અને તેથી જ તેમને ગોવર્ધનરામ માટે પછી પ્રસ્તાવનામાં જગા કરવી પડી છે. પણ એ કંઇ શોભીતું લાગતું નથી.

પ્રૉ. ત્રિવેદીએ લેખકોનાં વચનોનો ઉપયોગ કરીને તેમની વિચારકતાનો મોટે ભાગે પરિચય કરાવ્યો છે, છતાં પોતાના નિર્ણયો કે અભિપ્રાય પણ તેઓ આપતા રહ્યા છે. રમણભાઈ, નરસિંહરાવ અને ‘કાન્ત’ના વેદાન્તવિરોધ પરત્વે તેમજ મણિલાલના પ્રાર્થના-સમાજવિરોધ પરત્વે એમણે આપેલા અભિપ્રાય આ બાબતમાં ખાસ નોંધપાત્ર છે મનસુખરામ અને મહીપતરામના ગદ્ય વિશે પહેલીવાર આપણને એક નવો સુચિંતિત અભિપ્રાય મળે છે. નવલરામ, રમણભાઇ, મણિલાલ અને આનંદશંકરની વિચારણા તેમજ એમના ગદ્યની સમીક્ષા પુસ્તકમાં અભ્યાસીઓનું ધ્યાન વિશેષ ખેંચે એવી છે. શ્રી. વિષ્ણુપ્રસાદ કેવા ઊંચી કોટિના સહૃદય છે એની એ પ્રતીતિ કરાવે છે.

જાગૃતિકાળ અને પંડિતયુગનાં મુખ્ય વિચારપ્રવાહો અને પ્રવૃત્તિઓનો સંક્ષેપમાં સુઘટિત પરિચય કરાવવા સાથે એનું મૂલ્યાંકન કરતાં આ ઠક્કર વ્યાખ્યાનો ગુજરાતી સાહિત્ય અને સંસ્કારના પ્રેમીઓ અને અભ્યાસીઓને ઘણાં ઉપયોગી જણાશે એમાં શંકા નથી. ‘અર્વાચીન સાહિત્ય અને વિવેચનમાં કૌતુકરાગ’ એ આ વ્યાખ્યાનો સાથે પૂર્તિરૂપે જોડેલો લેખ પુસ્તકની ઉપયોગિતામાં વધારો કરે છે.





પડતી હતી. એ સ્થળે એ ગમે તેવા ભયંકર પાપને પણ દળી નાખતી હતી—સુલોચન ત્યાં ગયો, યજ્ઞવેદી રચી. યજ્ઞવાટમાં અગ્નિને ઘીની આહુતિ આપવા માટે એ પથ્થરને એવી રીતે કોર્યો કે બરાબર ઘંટીનાં બે પડનો જ આકાર થાય. પછી તો એ નદીને કિનારે વનગગડામાં इषे नोर्जेत्वा ના મંત્રોની ઘોષણા થઇ...સુલોચનનું પાપ બળી ગયું, અને એની હથેલીઓના વાળ પણ અગ્નિ પડતાં ખડ બળી જાય એમ આપોઆપ સાફ થઈ ગયા. હિડિંબા વનની હવાયે સાફ થઇ. યજ્ઞના અગ્નિ માટે વન પણ ઠીકઠીક સાફ થઇ ગયું હશે, અને વનમાં આર્યો પણ આવીને વસવા લાગ્યા હશે.

કાશીરાજને કર–હાથ મળ્યા એટલે ત્યારથી એ નાનકડી કલ્લોલિની કરદા–કરડ કહેવાવા લાગી... કરડનું આ સ્થાન પછી 'ચક્કીનો આરો' એ નામે ઓળખાવા માંડે છે. આ ચક્કીને આરે સૂર્યગ્રહણ વખતે, મહોદય પર્વ કે સોમવતી અમાસને દિવસે લોકો નાહવા માટે આવે છે.

કરડ અમારા પંચમહાલની નાનકડી છતાં ઠીકઠીક પાણીદાર નદી છે...એ જ્યારે વહેતી વહેતી ચાલી જાય છે ત્યારે ઊંચી ગરદન કરી ઊભા રહેતા તાડ એની છડી પોકારે છે...એ આવે છે પાલની હદેથી અને પાંડુ મેવાસમાં મેશરીનો સાથ સાધે છે. અને છેવટે એનાં પાણી મહીમાં જઇ દરિયા તરફ વહી જાય છે.

ચક્કીના આરાની ચક્કીને જોઇ માત્ર પાપ દળનારી ચક્કીનું જ દર્શન થતું નથી. પરમાત્માની બીજી એક ભવ્ય ચક્કી ચોવીસ કલાક ચાલી રહી છે. આકાશ ને પૃથ્વી એનાં પડ છે.

The mills of God grind slowly
But they grind exceedingly small,
Though with patience he stands waiting
With exactness grinds he all×

વિરાટની એ ચક્કીમાં આપણે સૌ ભરડાઈ રહ્યા છીએ. કેટલાક આખા દાણા હમણાં જ ઓરાયા છે, કેટલાકનાં ફાડિયાં થઇ ચૂક્યાં છે ને કેટલાકનો સાવ રવો થઇ ગયો છે. જેમ મૂર્તિ એ વિરાટને વ્યક્ત કરવાના એક પ્રયત્ન માત્રની છબી છે એમ વિરાટની ભવ્ય ચક્કીનું એક નાનકડું પ્રતીક આ કરડની ચક્કી છે. સૌનો પેલી ચક્કીમાં ભૂકો નીકળી જતો જોઇ કરુણાર્દ્ર થઇ કબીરની આંખોમાં આંસુ આવી જાય છે :

'ચલતી ચક્કી દેખ કર, દાસ કબીરા રોય,
દો પાટન કે બીચમેં સાબુત ગયા ન કોય.'

× × ×

ગીતાએ પણ એ પડને વિરાટની દાઢો કલ્પી છેઃ

दंष्टाकरालानि भयानकानि
केचिद् विलग्ना दशनान्तरेषु ।
संदृश्यन्ते चूर्णितैरुत्तमांगैः ॥

ચક્કીનો આરો, પથ્થરની ચક્કીનાં પડ, આકાશ ને પૃથ્વીનાં પડ ને ઉપરના દષ્ટાઓનાં વચન વાંચી આપણને એટલી યાદ સતત જાગી રહો કે આપણે તો વિરાટની એ ઘંટીમાં દળાઈ જનાર માત્ર એક દાણો જ છીએ. વિરાટનું ગૌરવ ને અણુની નમ્રતા એ બન્ને આપણામા છે તેનું સ્મરણ આપણને સદાકાળ રહો, શ્વાસેશ્વાસે રહો.

"જેથા ચલિ, જેથા રહિ જેથા બાશ કરિ,
પ્રત્યેક નિઃશ્વાસે મોર એઇ કથા સ્મરિ,
આપન મસ્તક પરે સર્વદા સર્વથા,
બહિબ તોહાર ગર્બ, નિજેર નમ્રતા."

(રવીન્દ્ર)

---

× ઈશ્વરની ચક્કી ધીરેધીરે દળે છે પણ તે દળીને ઘણું ઝીણું પીસી કાઢે છે. એ ધીરજથી વાટ જોઇ રહ્યો હોવા છતાં એ બધાને બારીકાઇથી દળી નાખે છે.



# ગ્રંથસમીક્ષા

અમસ્ય

## અર્વાચીન ચિંતનાત્મક ગદ્ય

[ લે. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી; પ્ર. મુંબઈ યુનિવર્સિટી વતી એન. એમ. ત્રિપાઠી કં. લિ. મુંબઈ–૨; મૂલ્ય, રૂપિયા ત્રણ. ]

પ્રૉ. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ મુંબઈ યુનિવર્સિટીને આશ્રયે આપેલાં ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનોનો આ સંગ્રહ છે.

અંગ્રેજી અમલ શરૂ થઈ પાશ્ચાત્ય સંસ્કૃતિનો યોગ થયો તે સમયની ગુજરાતની સ્થિતિ સંક્ષેપમાં વર્ણવી પ્રો. ત્રિવેદીએ પ્રથમ દુર્ગારામ મહેતાજીનું ધર્મચિંતન અવલોકી, પછી જુવાન અને પ્રૌઢ નર્મદની સુધારો, શિક્ષણ, ધર્મ, અને સાહિત્ય સંબંધી વિચારણાની અને ત્યારપછી નવલરામનાં સાહિત્યવિવેચન અને ગદ્યની સમીક્ષા પહેલાં બે વ્યાખ્યાનોમાં કરી છે. ત્રીજા વ્યાખ્યાનમાં પ્રાર્થના સમાજનો ધર્મશોધક ચિંતનપ્રવાહ અવલોકતાં તેમણે ભોળાનાથ અને મહીપતરામના વિચાર અને ગદ્ય, રમણભાઈની ધર્મ–સંસાર–વિચારણા, નરસિંહરાવનું તત્ત્વચિંતન અને 'કાન્ત'ની સ્વીડનબોર્ગીય લગ્ન-સ્નેહ–વિચારણા તેમજ એમનો તત્ત્વવિચાર, એટલાંની સમીક્ષા કરી છે. વેદાંતી વિચારધારા અને ગોકુલજી ઝાલા, મનસુખરામ, મણિલાલ, છોટાલાલ માસ્તર અને નથુરામ શર્મા જેવા એના પ્રવાહકોના લેખન-કાર્યની સમીક્ષા એમના ચોથા અને સ્વ. આનંદશંકર ધ્રુવના સમાજવિચાર અને તત્ત્વવિચારની સમીક્ષા પાંચમા વ્યાખ્યાનનો વિષય બની છે.

વ્યાખ્યાનોનો વિષય '' અર્વાચીન ચિંતનાત્મક ગદ્ય ' છે, પણ વ્યાખ્યાતા ગાંધીયુગ આગળ આવી અટકી ગયા છે અને મુખ્યત્વે પંડિતયુગની વિચારણાને જ તેઓ સ્પર્શી શકયા છે. સુધારાયુગ અને પંડિત-યુગના ગણનાપાત્ર વિચારકો અને ગદ્યકારોના વિચારો અને તેમના ગદ્યનો વિપુલ ઉતારાઓ સાથે અને ઘટતાં ચાર વાકય પોતાના અભિપ્રાય લેખે કહેતા જઈને પરિચય કરાવતા જવાની તેમાંની પદ્ધતિ પાંચ વ્યાખ્યાનમાં આથી વધુ લેખકોને સમાવી શકે તેમ ન હતું. આમ છતાં આમાં ગોવર્ધનરામ રહી ગયા છે। એમની વિચારણા એમણે પોતાના સર્જનમાં વણી છે એ એક કારણ આનું હોય, તોપણ 'સાક્ષરજીવન' જેવી એમની કૃતિ ચિંતનાત્મક ગુજરાતી ગદ્યનું એક મોટું શિખર છે એ જોતાં ગોવર્ધનરામનું સ્થાન આ વ્યાખ્યાનોમાં હતું. વ્યાખ્યાતા આ જાણે છે જ અને તેથી જ તેમને ગોવર્ધનરામ માટે પછી પ્રસ્તાવનામાં જગા કરવી પડી છે. પણ એ કંઇ શોભીતું લાગતું નથી.

પ્રૉ. ત્રિવેદીએ લેખકોનાં વચનોનો ઉપયોગ કરીને તેમની વિચારકતાનો મોટે ભાગે પરિચય કરાવ્યો છે, છતાં પોતાના નિર્ણયો કે અભિપ્રાય પણ તેઓ આપતા રહ્યા છે. રમણભાઈ, નરસિંહરાવ અને 'કાન્ત' ના વેદાન્તવિરોધ પરત્વે તેમજ મણિલાલના પ્રાર્થના-સમાજવિરોધ પરત્વે એમણે આપેલા અભિપ્રાય આ બાબતમાં ખાસ નોંધપાત્ર છે મનસુખરામ અને મહીપતરામના ગદ્ય વિશે પહેલીવાર આપણને એક નવો સુચિંતિત અભિપ્રાય મળે છે. નવલરામ, રમણભાઇ, મણિલાલ અને આનંદશંકરની વિચારણા તેમજ એમના ગદ્યની સમીક્ષા પુસ્તકમાં અભ્યાસીઓનું ધ્યાન વિશેષ ખેંચે એવી છે. શ્રી. વિષ્ણુપ્રસાદ કેવા ઉંચી કોટિના સહૃદય છે એની એ પ્રતીતિ કરાવે છે.

જાગૃતિકાળ અને પંડિતયુગનાં મુખ્ય વિચારપ્ર-વાહો અને પ્રવૃત્તિઓનો સંક્ષેપમાં સુઘટિત પરિચય કરાવવા સાથે એનું મૂલ્યાંકન કરતાં આ ઠક્કર વ્યાખ્યાનો ગુજરાતી સાહિત્ય અને સંસ્કારના પ્રેમીઓ અને અભ્યાસીઓને ઘણાં ઉપયોગી જણાશે એમાં શંકા નથી. 'અર્વાચીન સાહિત્ય અને વિવેચનમાં કૌતુકરાગ' એ આ વ્યાખ્યાનો સાથે પૂર્તિરૂપે જોડેલો લેખ પુસ્ત-કની ઉપયોગિતામાં વધારો કરે છે.





જીવનવાટિકા ને વાર્તા કહેવાય એમ નથી. વિચારની રજૂઆતના એ પ્રયોગ છે. 'દોઢડાહ્યાઓ', 'ગારુડી' અને 'બહારવટિયામાંથી સૈનિક' એ વાર્તાઓ પણ ચમત્કાર વિનાની છે. 'ભક્તજનનું જ્ઞાન' એ ચૈતન્ય અને સાર્વભૌમના વાદપ્રસંગની નાનકડી પ્રસંગકથા છે સંગ્રહની સારી વાર્તાઓમાં બાકીનીમાંની આટલી જરૂર આવેઃ—નીલમણિ ને નાગેન્દ્ર એ બેન-ભાઇનાં તેજસ્વી પાત્ર ચમકાવતી કાળાંબજાર ને મોંઘવારીમાં મધ્યમ વર્ગની હાલતનું સચોટ ચિત્ર આલેખતી 'નીલમણિ', અશક્તિમાન પુત્રોના પિતાના જીવન-કારુણ્યનું દર્શન કરાવતી: અને પ્રેમબળથી વિરોધી સંતાનને જીતવાનો સંદેશ આપતી 'યોજનો કે અંધકાર', જેની કલા કનક અને કીર્તિમાં ડુબી ગઈ એવા ગવૈયાની કથા 'કનક કીર્તિ ને કલા', નીચલા ગ્રામીણ થરનું લોકમાનસ અને લોકબોલીનો કુશળ પ્રયોગ દેખાડતી 'પૈસાની આંટીઘુટી' અને 'અંધારો કૂવો', વક્તવ્યપ્રધાન 'જીવનમંગલની સ્થાપના', એમની ઘણી વાર્તાઓના ઊર્મિલ ગણાઈ વગોવાયેલા અંતનો ખુલાસો આપવા કર્તાએ લખેલી લાગે એવી કરુણાન્ત 'વાર્તાનો અંત', 'ધૂમકેતુ'માં હાસ્ય નથી એ આક્ષેપનો જવાબ આપે એવી, પણ અંતે હાસ્ય કરનારાઓને માથે વીતાડતી ગંભીર અંતવાળી વિનોદ-વાર્તા 'લાલજી ભુવનેશ્વર', અંતમાં નિશાળનાં બાળોની વાતમાં સાંકેતિક વ્યંજનાનો કલાપ્રયોગ દેખાડતી, લોકમાનસનું દર્શન કરાવતી કરુણાત્મક 'અજ્ઞાનચક્ર', લોકમાનસનું નિરૂપણ કરતી, ભાવના અને સ્વપ્નની અસિદ્ધિની વાત 'જીવનનૌકા', નવા જમાનાના પુત્રની ક્ષુલ્લકતા અને એના પરિવર્તનની કથા 'વિશ્વાસભંગ' અને ભભૂતગરની ભભૂત પાછળ ઢંકાયેલા કરુણ સામાજિક કિસ્સાની કથા 'ધર્મો રક્ષતિ રક્ષિતઃ'.

ઉપર ગણાવેલીમાંની છેલ્લી વાર્તામાં છેલ્લા પાનામાં કાકાભત્રીજાના નામનો ગોટો થઇ ગયો છે. 'વિશ્વાસભંગ'માં પૃ. ૨૦૮ પર ત્રીજા પરિચ્છેદમાં પણ એવો ગોટાળો થયો છે. આવી અસાવધાની ઉતાવળનું ચિહ્ન છે. જોડણીની ભૂલો પણ ઠીક પ્રમાણમાં દેખાય છે.

વાર્તાસંગ્રહ 'ધૂમકેતુ'ની વાર્તાકાર તરીકેની પ્રતિષ્ઠામાં મોટો વધારો કરે એવો નથી પણ તેને ટકાવી રાખે એવો તો છે જ. વાર્તા જ 'ધૂમકેતુ'ને માટે સૌથી સફળ અને સ્વાભાવિક વાહન છે એ પણ એ બતાવે છે.

## પૂર્વ આફ્રિકામાં

[લે. કાકા કાલેલકર, પ્ર. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ; ત્રણ રૂપિયા.]

કાકા કાલેલકરે ગયે વર્ષે કરેલા પૂર્વ આફ્રિકાના પ્રવાસનું આ પુસ્તક છે. ગાંધી સ્મારક કોલેજ સંબંધમાં સલાહ આપવા કાકાસાહેબને શેઠ નાનજીભાઈએ આફ્રિકા મોકલ્યા હતા. કાકાસાહેબનું પ્રવાસપુસ્તક વાચનવૈરાગીનેય એ વાંચવા- ઉપાડવાની ઇચ્છા કરાવે. એ ઇચ્છા જે અપેક્ષાથી જન્મે છે તેને આ પુસ્તક બરાબર સફળ કરે છે.

આફ્રિકા પહોંચ્યા પહેલાં તો જહાજ, જળ અને આકાશ સિવાય શાનું વર્ણન તેઓ કરી શકે એમ હતા? એટલે હિંદ છોડયા પછી આફ્રિકા પહોંચ્યા ત્યાંસુધીના ગાળાના વર્ણનમાં કાકાસાહેબે પ્રથમ દરિયાનાં મોજાં ને પાણીની અને પછી આકાશની તારાસૃષ્ટિની વાત તેમને સહજ એવી છટાથી કરી, ત્યારબાદ જહાજની માનવસૃષ્ટિ પર નજર દોડાવી છે. અફ્રિકામાં પહોંચ્યા પછી તો એમના પ્રકૃતિપ્રેમ અને સૌંદર્યરસિકતાને મોટી મિજબાની મળી જાય છે, જેનો લાભ પુસ્તકને મળ્યો છે. આફ્રિકાનાં જંગલ, કિલિમાંજારો, નીલોત્રી, કિબોકોનું અરણ્ય, કીવૂ સરોવર, ચૌદ ધોધ, આ સર્વનાં વર્ણન આની સાક્ષી પૂરશે એમની અલંકારરસિકતા, વિનોદ, કવિત્વ ઇ.ની લ્હાણ પણ વાચકોને આ પ્રવાસવર્ણનમાં મળતી રહે છે. કાકાસાહેબની ચિંતનશીલતા પણ સાથે જ બોલતી રહી છે. નૈરોબીના નેશનલ પાર્કનાં જાનવર જોઇ એમને આવતા વિચાર એનું એક ઉદાહરણ છે. પણ વિશેષ તો એમને સન્માન-



નીય ભારતીય અતિથિ તરીકે તેમજ જે કાર્ય માટે તેઓ ગયા હતા તેને અંગે ઠેરઠેર પ્રવચનો કરવાં પડ્યાં હતાં તેમાં એને વ્યક્ત થવાનો વિશેષ અવકાશ મળ્યો છે. પાંચમા પ્રકરણમાંની પ્રાર્થનાપ્રવચનોની નોંધ, અને ગોરા, આફ્રિકન અને હિંદીઓને ભેદભાવ ભૂલી વિશ્વનાગરિકો તરીકે ભાઈચારાથી રહેવા તેમણે આપેલો હિતોપદેશ સુબોધક છે. પૂર્વ આફ્રિકાવાસી હિંદીઓને કોમ, જ્ઞાતિ, વર્ણ ને હિંદીપણું ભૂલી જઈ એશિયન તરીકે રહેવાનો તેમણે કરેલો અનુરોધ આ સંબંધમાં ખાસ નોંધપાત્ર છે.

ત્રણ મહિના જેટલા ટૂંકા ગાળાનાં ઝડપી પ્રવાસમાં પણ કાકાસાહેબે તેમની જિજ્ઞાસુ અને સૌંદર્ય-પારખુ નજરથી પૂર્વઆફ્રિકાની પ્રકૃતિશ્રી, ત્યાં વસતા આપણા લોકોની ટેવોકટેવો ને તેમના ગોરા તથા કાળા દેશીઓ જોડેના સંબંધો, વગેરે જે કંઈ જોયું તેનું બયાન એમણે પ્રથમ ગુજરાતી ભાષામાં આપણી આગળ ધરી દીધું છે, એ માટે ગુજરાતે તેના એમની પ્રત્યેના કૃતજ્ઞભાવમાં ઉમેરો કરવો પડશે. એ કરવો પડશે એમણે જે કેટલાક ગુજરાતી પર્યાયો અંગ્રેજી શબ્દોના અહીં ધરી આપ્યા છે તેને ખાતર પણ. એ પર્યાયો આ : વાનસ્પત્યમ્ (Botanical garden), અભયારણ્ય (National park), તૈલવાહન (Automobile), વસ્તુપાલ (Curator), જીવટ (Vitality), ક્ષેત્રપાળ (Fielder), સ્વાક્ષરી (Autograph), અશ્વત્થામા જેટલી શક્તિ (Horse-power) 'વિમાની'ને માટે 'માતલિ' અને બેટને માટે 'પન્નાલાલ' એ જે બે શબ્દો કાકાસાહેબની ઉપજાઉ શબ્દયોજકશક્તિએ આ પુસ્તકમાં આપ્યા છે તે પણ શબ્દરસિકોનું ધ્યાન ખેંચશે.

## પંચાજીરી

[ લે. રમણલાલ છોટાલાલ મહેતા; પ્ર. ગજાનન વિ. જોષી; વિક્રેતા, ભારતી સાહિત્ય સંઘ લિ. અમદાવાદ; સવાબે રૂપિયા. ]

વિનોદલક્ષી કૃતિઓનો આ સંગ્રહ ગુજરાત સમક્ષ એક નવા હાસ્યકારને પ્રકાશમાં લાવે છે. એના લેખક શ્રી. રમણલાલ મહેતા પાસે ખરી વિનોદવૃત્તિ છે. એને જ લીધે તેઓ ગાંધીજીની સિત્તેરમી વર્ષગાંઠ જેવા વિષયમાંથીય હસાવે એવો વિનોદ નિષ્પન્ન કરી શક્યા છે અને 'એક સરળ પ્રશ્ન' જેવા લેખમાં સામાન્ય વાતચીતમાંથી અને 'લેખક બનવાની તરકીબો'માં સાહિત્યમાંથી હાસ્યવિષય ખોળી શક્યા છે. હાસ્ય માટે તે કવિતાનેય પ્રયોજી શકે છે. 'કાવ્ય પહેલું અને છેલ્લું' વિનોદકાવ્યનો એનો સફળ નમૂનો છે. હાસ્ય માટે નવા વિષય અને નવી જ સામગ્રી ખોળી લાવવામાં લેખકની ચપળ બુદ્ધિએ પણ કામ કર્યું છે, જે એમના હાસ્યને બુદ્ધિલક્ષી બનાવે છે. માનવ-સ્વભાવની વિલક્ષણતા અને નિર્બળતાને હાસ્યનું નિશાન અને ઉપાદાન બનાવતા લેખકે આ પુસ્તકમાંના 'લેખક બનવાની તરકીબો' અને 'સુમનલાલ' એ બે મોટા લેખોમાં અનુક્રમે સાહિત્યયશના કોડ અને લગ્નલાલસાને ઠીક બનાવી છે તથા જુવાન વિદ્યાર્થીવર્ગનું માનસ ઠીક છતું કર્યું છે. વિનોદને વ્યક્ત કરવા પૂરતું વાક્ચાતુર્ય લેખક પાસે સારા પ્રમાણમાં છે. કેટલીક વાર એની પાસેથી જ એમને કામ લેવું પડ્યું છે પણ એથી કરી એમનો વિનોદ ક્યારેક થોડોક પ્રયત્નસાધ્ય બન્યો જણાય છે 'એક વાત કહું', 'બે પાઈઓ,' 'એક વ્યાખ્યાન' ને 'વજનની કિંમત' જેવા લેખો તથા 'લેખકના બે બોલ' એ બતાવે છે. સમગ્ર દૃષ્ટિએ જોતાં, આ 'પંચાજીરી'નો મીઠો તમતમતો સ્વાદ એના વાચકોને ગમે એવો અને એવી વધુ પંચાજીરીની ઇચ્છા કરાવે એવો છે એટલું કહેવું પડશે. જીવનની વિટંબણાઓને હસી કાઢવા માટે, અત્યારે છે તેટલી હાસ્યવિનોદની જરૂર લોકોને ક્યારેય ન હતી. એ જોતાં શ્રી. મહેતા જેવા ઘણા નવા હાસ્યકારો પ્રજાને આવકાર્ય થઈ પડશે.

## સાધુતાની પગદંડી

[ લે. નવલભાઈ શાહ; પ્ર. મહાવીર પ્રકાશન મંદિર, અમદાવાદ; બે રૂપિયા. ]

'આ કથા નથી. જીવનચરિત પણ નથી. મુનિશ્રી સંતબાલજીની સાથે કામ કરતાં કરતાં જે જે અનુ-





ભવો થયા તે અને તે પાછળની તેમની દષ્ટિ રજૂ કરવાનો આ મારો નમ્ર પ્રયત્ન છે.' લેખકના આ શબ્દો આ સુલિખિત પુસ્તકનો સાચો પરિચય આપી દે છે. હા, આ પુસ્તક શ્રી. સંતબાલજીનું ઐતિહાસિક પૌર્વાપર્ય જાળવતું સળંગ ક્રમબદ્ધ જીવનચરિત નથી. અને છતાં એમાં એમના પૂર્વજીવનની અને સાધુવેશ ધર્યા પછીના આજ સુધીના જીવન અને કાર્યની માહિતી આવી જાય છે. લેખક મુનિશ્રીના એક પ્રશંસક અને સહ–કાર્યકર છે. એમની પાસે સાહિત્યિક છટા બતાવી શકતી કલમ પણ છે. એટલે એમણે આ પુસ્તકની પોતે મુનિશ્રીના સંપર્કમાં આવ્યા ત્યારથી તેમની સાથેના સહવાસ અને સહકાર્યની પોતાની વાત પણ અંદર ગૂંથી પ્રસંગાવલિ તરીકે રચના કરી છે. આમ છે છતાં એમાં એમણે જાતને મહત્ત્વ નથી આપ્યું. આથી સમગ્ર પુસ્તક મુનિશ્રી સંતબાલજીને જ એના નાયક બનાવી રહે છે.

સબળ પ્રાણશક્તિવાળા અને વિકાસેચ્છુ શિવલાલમાંથી ગાંધીજીની પદ્ધતિએ ધર્મદૃષ્ટિએ સમાજ–રચનાની સ્થાપનાનો જનહિતકારી- સેવાયજ્ઞ ભાલના નળકાંઠામાં આદરનાર આજના મુનિશ્રી સંતબાલજી કેવી રીતે વિકસ્યા તેની આ પુસ્તકમાં મળતી કથા તથા તેમના નળકાંઠાના સેવાકાર્યનો અને તેની પાછળ રહેલી દષ્ટિનો અહીં મળતો પરિચય ભાવનાશાળી સેવાકામી જુવાનોને પ્રેરણાદાયક અને માર્ગદર્શક બનશે.

### ગુજરાત સાહિત્યસભા-કાર્યવહી:૧૯૪૮-૪૯

[ પ્ર. ગુજરાત સાહિત્યસભા, અમદાવાદ; વિક્રેતા, ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; ચાર રૂપિયા. ]

ગુજરાત સાહિત્યસભાની આ કાર્યવહીનો મોટો ભાગ અડતાળીસના ગ્રંથસ્થ ગુજરાતી વાઙ્મયનાં સમીક્ષા રોકે છે. લલિત અને લલિતેતર વાઙ્મયનાં પુસ્તકોની સમીક્ષા પ્રો. રામપ્રસાદ શુક્લે કરી છે. તેમણે પૂરતો શ્રમ લઈ ગુજરાત સાહિત્ય સભાએ સમીક્ષક તરીકે કરેલી એમની વરણીને વાજબી ઠરાવે એવી રીતે પોતાનું કાર્ય અદા કર્યું છે વિદ્યાર્થી–વર્ગની જરૂર નજરમાં રાખી તેમણે સમીક્ષામાં વિસ્તારની મર્યાદા રાખી નથી અને મહત્ત્વની કૃતિઓને પૂરતી જગા આપી છે. એમની રુચિ ઊંચી છે, અને અભિપ્રાયકથન સ્પષ્ટવકતૃત્વથી અંકિત છે. વિજ્ઞાન વિભાગના સમીક્ષક ડૉ. નરસિંહ શાહે પણ એવી જ દૃષ્ટિ, અભ્યાસ અને સ્પષ્ટવકતૃત્વ બતાવ્યાં છે. કાર્યવહીના બીજા વિભાગનાં શ્રી. રતિલાલ છાયાનાં ગીતો એક ઉદીયમાન ગીતકવિનો વાચકને પરિચય કરાવશે.

### પ્રવાસદર્શન

[ લે. તારાચંદ્ર અડાલજા; સં. વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ, વડોદરા; સવાબે રૂપિયા. ]

'વીરની વાતો'ના લેખક શ્રી. તારાચંદ્ર અડાલજાએ પોતાના કુટુંબ સાથે કાસ્મીર, હરદ્વાર–હૃષીકેશ, આબુ અને જમશેદપુરના પોતે કરેલા પ્રવાસનું કેટલીક અંગત વિગતો સાથે શક્ય તેટલી રસિક લખાવટમાં અને પોતે જોયેલાં સ્થળોની ઐતિહાસિક, ભૌગોલિક કે ઔદ્યોગિક વિશિષ્ટતાઓને વિશે ઉપલબ્ધ માહિતી કેટલાક ચિત્રો સાથે આપતા જઈ આ વર્ણન લખ્યું છે. તે તે સ્થળોનો પ્રવાસ કરવા માગનારાઓને માહિતીપ્રદ અને માર્ગદર્શક થાય એવાં તત્ત્વો પુસ્તકમાં છે.





# નવા યુગનું નૂતન સાહિત્ય

[વાર્ષિક લવાજમ ભરી કોઈ પણ ગ્રંથમાળાના ગ્રાહક બનો યા છૂટક કિંમતે મેળવો.]

- નૂતન વિચાર ગ્રંથમાળા (જગતનાં જ્ઞાન–વિજ્ઞાન ચિંતન) ૧૦ પુસ્તકો : ૧૫૦૦ પાનાં : લવાજમ રૂ. ૧૬ (શિ. ૨૪)
- નૂતન સાહિત્ય ગ્રંથમાળા (જગતનાં ઉચ્ચ નવલકથા–વાર્તા–સાહિત્ય) ૧૪ પુસ્તકો : ૨૬૦૦ પાનાં : લવાજમ રૂ. ૩૨ (શિ. ૪૮)
- નૂતન વાંચન ગ્રંથમાળા (શિષ્ટ અને વાસ્તવદર્શી સાહિત્ય–પ્રૌઢો, વિદ્યાર્થીઓ, કિશોરો માટે) ૧૦ પુસ્તકો : ૧૦૦૦ પાનાં : લવાજમ રૂ. ૧૨ (શિ ૧૮)

—ત્રણે ગ્રંથમાળાનું વાર્ષિક લવાજમ—

૩૪ પુસ્તકો : ૫૧૦૦ પાનાં : રૂ. ૬૦ લવાજમ (શિ. ૯૦)

— પ્રસિદ્ધ થઈ ચૂક્યાં છે —

**નૂતન વિચાર ગ્રંથમાળાનાં—**

૧. **હું–માનવી :** ધરતીના જન્મથી માંડી આદિ માનવીની રોમાંચક કહાણી. લે. ડૉ. શિરીષ પરીખ : નરોત્તમ કિં. રૂ. ૨

૨. **વામનમાંથી વિરાટ :** હજારો વર્ષ પૂર્વેના વામણા માનવીનાં જ્ઞાન વિજ્ઞાનની પ્રેરક સત્યકથા લે. નરોત્તમ કિં. રૂ ૨

**નૂતન સાહિત્ય ગ્રંથમાળાનાં—**

૩. **અમ્મા** (ગોર્કીની મશહૂર નવલકથા 'મધર' ઉપરથી) લે. ભોગીલાલ ગાંધી કિં. રૂ. ૪

૪. **અગોચરની યાત્રા** (ઉત્તર ધ્રુવની રોમાંચક નવલકથા) અનુ. અનિલ કોઠારી કિં. રૂ ૩ાા

૫. **સફેદ ફૂલ** (ઉર્દૂના વાર્તા ઉસ્તાદ કૃષ્ણચંદ્રની નવલિકાઓ) અનુ. શાંતા ગાંધી કિં. રૂ. ૨ા

૬. **કફન અને ચુડી** (દુષ્કાળ અને સંગ્રામની વાર્તાઓ) લે. રમેશ સંઘવી કિં. રૂ. ૨ા

હવે પછી

તુરત પ્રસિદ્ધ થશે.

**નૂતન વિચાર ગ્રંથમાળાનાં—**

૧. વિરાટની આગેકૂચ આશરે રૂ. ૨

૨. રશિયાની કાયાપલટ ,, ૨ા

૩. ચીની પ્રજાનો તારણહાર માઓત્સે-તુંગ ,, ૨

**નૂતન સાહિત્ય ગ્રંથમાળાનાં—**

૪. આઝાદીનો રાહ [નવલકથા] કિં. આશરે રૂ ૩ાા

## ઉપરાંત અચૂક વસાવો

### રૂ. ૯૯–૧૪–૦ નાં ૨૫ પુસ્તકો

### રૂ. ૮૦ માં ઘેર બેઠાં મેળવો

| | | | |
|---|---|---|---|
| ૧ | ગાતું રૂસ ભા ૧-૨-૩ | ચંદ્રભાઈ ભટ્ટ | ૪–૦–૦ |
| ૨ | લોક હિલચાલ ખંડ ૧–૨ | ,, | ૧૬–૦–૦ |
| ૩ | ચીની ઇન્કિલાબ | ,, | ૬–૦–૦ |
| ૪ | સમરાંગણના રાહ | ,, | ૬–૦–૦ |
| ૫ | જયસોવિયેટ | ,, | ૩–૮–૦ |
| ૬ | લોકકિતાબ | ,, | ૧-૮–૦ |
| ૭ | પૃથ્વી અને માણસ | ,, | ૩–૮–૦ |
| ૮ | અમરિકી શાહીવાદ | ,, | ૨–૮–૦ |
| ૯ | શહીદ | ,, | ૧–૪–૦ |
| ૧૦ | દિનરાત (વાર્તાસંગ્રહ) | ભનુભાઈ વ્યાસ | ૪–૦–૦ |
| ૧૧ | ધૂણીનાં પાન (,,) | ,, | ૨–૮–૦ |
| ૧૨ | ઊગતા છોડ (,,) | શાંતા ગાંધી | ૨–૦–૦ |
| ૧૩ | ચીની બાળાની આત્મકથા | ,, | ૩–૮–૦ |
| ૧૪ | કાર્લ માર્ક્સ (જીવન) | ,, | ૨–૮–૦ |
| ૧૫ | સ્વામીગાવ (,,) | સુભદ્રા ગાંધી | ૩–૮–૦ |
| ૧૬ | કાળું સોનું (સોવિયેત નવલકથા) | અનુ : ભોગીલાલ ગાંધી | ૩–૮–૦ |
| ૧૭ | અના કેરેનિના ,, (બે ભાગ) | આશરે | ૮–૦–૦ |
| ૧૮ | જયયૌધેય (નવલકથા) | રાહુલજી | ૫–૮–૦ |
| ૧૯ | સિંહસેનાપતિ (,,) | ,, | ૫–૦–૦ |
| ૨૦ | મધુર સ્વપ્ન (,,) | ,, | ૫–૪–૦ |
| ૨૧ | માનવ સમાજ (ચિંતન) | ,, | ૪–૮–૦ |
| ૨૨ | કલ્પના દત્તનાં સંભારણાં | અનુ : રમેશ સંઘવી | ૧-૧૨-૦ |
| ૨૩ | રશિયન ક્રાન્તિ | અનુ : હરિપ્રસાદ | ૨–૦–૦ |
| ૨૪ | વસાહતી ક્રાન્તિ | અનુ : ભોગીલાલ ગાંધી | ૧–૦–૦ |
| ૨૫ | ગામડાંના ગરીબોને (લેનિન) | અનુ : સ્વ. જયંતિ પારેખ | ૧–૨–૦ |

## ચેતન પ્રકાશન ગૃહ લિ૦

જવાહર નગર, ગોરેગાંવ (મુંબઈ)

## રવાણી એન્ડ કું. કાળબાદેવી રોડ, મુંબઈ ૨

## બળ—વીર્ય—બુદ્ધિ—સ્મૃતિ—

અને કાન્તિને વધારનાર—

# ચરકનો ચ્યવનપ્રાશ




(અષ્ટ વર્ગ)

| |
|---|
| વાત — પિત્ત<br>અને કફના<br>રોગમાં હિતકારક |

ક્ષય, ઉર:ક્ષત, શોષ, હૃદયરોગ, સ્વરભંગ, નબળાઈ, કાસ શ્વાસ, તરસ, વાતરક્ત........

......આંખોના રોગ, મૂત્રરોગ, વીર્યના દોષ વગેરે માટે ઉત્તમ **ચાટણ**

**શરીરરૂપી યંત્રને સરળતાપૂર્વક ચલાવવા**
**આજથી જ આ ચાટણ શરૂ કરો.**

| |
|---|
| આખું વરસ તંદુરસ્ત રહેવામાં<br>આ પ્રયોગ જરૂર મદદ કરશે |

બાળક, સગર્ભા સ્ત્રી, વૃદ્ધ અને ધાતુક્ષીણ બધાંને માટે એકસરખું ફાયદાકારક છે.

વિદ્યાર્થીની યાદશક્તિ વધારે છે.

જાણીતા દવાવાળાઓને ત્યાં મળે છે:

કિંમત ૫ રતલી બરણીના રૂ. ૧૮-૮-૦ :: ૧ રતલી પોટના રૂ. ૪-૦-૦

ાા રતલી પોટના રૂ. ૨-૨-૦

★  ★


૪૯, હ્યુજીસ રોડ, ચોપાટી, મુંબઈ-૭ ★ શાખાઓ: નવસારી, સુરત અને અમદાવાદ

સઘળી ઔષધિઓનું સચિત્ર સૂચિપત્ર મફત મંગાવો.



જમાઈરાજ

પન્નાલાલ પટેલ

---

## ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ

ફરનાન્ડીઝ પુલ નીચે · ગાંધી માર્ગ · અમદાવાદ ૧

## જમાઈરાજ

લેખક :
**પન્નાલાલ પટેલ**

**કિંમત ૨ રૂપિયા**

**શ્રી** પન્નાલાલ પટેલની કથા-કલાથી ગુજરાત મુગ્ધ છે. એક નાટકકાર તરીકે આ પુસ્તક દ્વારા પન્નાલાલ પહેલીવાર સાહિત્યરસિક જનતા આગળ ઉપસ્થિત થાય છે. 'જમાઈ-રાજ'માં જે સમાજ-દર્શન છે અને એની પાછળ પ્રણયના તારનું જે નિત્યનવું ગુંજન છે તે તરત જ પોતાનું આકર્ષણ જમાવે એવાં છે. બીજા દૃશ્યમાં મહારીનુ પાત્રાલેખન તો પન્નાલાલ જેવા સિદ્ધહસ્ત પાત્રસર્જક પાસેથી જ મળી શકે.

છેલ્લાં બે નાટકો અવેતન રંગભૂમિ ઉપર અત્યાર અગાઉ સારી પેઠે લોકપ્રિય નીવડી ચૂક્યાં છે.

– ઉમાશંકર જોશી



ઇલ્યુસ્ટ્રેશન ઑફ ૧૨/૧૪ બી. એચ. પી. એન્જીન

# લક્ષ્મી ઑઇલ એન્જીનો

[ ગરમ કર્યા સિવાય આપમેળે ચાલતા ]

**નાના પાયા પરના ઉદ્યોગો માટે:**

**આટો દળવા અને ભરડવા માટે શેરડી પીલવા માટે,** નાના કારખાના માટે, તેલ કાઢવાના અને એવા બીજા **ગ્રામોદ્યોગો** માટે અથવા તો વધુમાં વધુ કરકસર અને કાર્યક્ષમતા સાથે મધ્યમ-બળની જરૂર હોય તેવા દરેક કાર્યમાં **'લક્ષ્મી કોલ્ડ સ્ટાર્ટીંગ ક્રુડ ઓઇલ એન્જીન'** પાવર મેળવવાનુ સાધન છે.

આ એન્જીન માલિકોની અંગત દેખરેખ તળે નિષ્ણાત ટેકનીશિયનોના હાથે હિંદી કારીગર અને હિંદી મજૂરી દ્વારા અમારા કારખાનામા તૈયાર કરવામાં આવ્યું છે જેથી વ્યાજબી રીતે **'હિંદનુ પોતાનું ઓઇલ એન્જીન'** કહી શકાય તેમ છે.

બીજી જાતના વધુ અટપટાં એન્જીનો કરતાં અમારું ઓઇલ એન્જીન નિભાવવામાં વધુ સરળ છે એમ અમારાં એન્જીનો વાપરનારાઓના અનુભવથી પુરવાર થયું છે. અમારા ૮, ૧૦/૧૨, ૧૨/૧૪, અને ૨૦/૨૨ બી એચ. પી. એન્જીનો અમારા કારખાનામાથી તૈયાર મળી શકે છે અને દરેક સ્થળે વપરાઇ રહ્યા છે.

વધુ વિગત માટે લખો યા મળો :

## ધી લક્ષ્મી વિજય બ્રાસ એન્ડ આયર્ન વર્કસ

( માલિક: બી મોહનલાલ એન્ડ કંપની )

ટે. નં. ૩૦૦૮ પીતાંબરા બંબા પાસે · ઘીકાંટા **અમદાવાદ**

(એન. જી. પી. લી.)




( સ્પે
( રજીસ્ટર્ડ

# પેગંબરી પેગામ

પ્રખ્યા                    આર્થર મૂર

...નિયાની એ મનીષા;
...ડાતા માનવ આત્માના આર્ત્તનાદો;
...ં એ કકળતાં ક્રંદનો:
તે

* તેનાથ વાયુલહર લહરાતી;
* યાદ કારા કરી રહી છે સરિતા;
* ... પર પછડાટ પાણીની;
* ...જ રેતકણે ભર્યા સુપ્ત કિનારે મોજાં
...વતો સાગર,—
...સ્થળે કાળમીંઢા શોભતા,
...લાં વહાણો હિલ્લોળતાં એ સમુદ્રે
...ગંધની મધુરિમા વેરતો માતરિશ્વા
...ચ્યાં પ્રેમી જોડલાં તટે સુવાસ લેતાં:
દરેક ...તે.
મા...ખુશાલ ટોળકીઓથી ભરી શેરીઓ;
મા...ત્રો ખટકતાં કારખાને
...નૂતન સૂરાવલિ છેડતાં, માનવ જરૂરતે ઘાટ દેતાં;
એવી કો અંતરેચ્છા સદે:
માનવના કોડ વણપૂર્યા ન રહે;
નીલગગનમાં વિમાનો નિનાદતા:
શાંત.

શાંતિ,
વિશ્વશાંતિ,

એક વિશ્વ, એક શ્રદ્ધા, પ્રેમની એક જાત,
બુદ્ધનું સ્વપ્ન, મહંમદની આરઝુ, ઈશુની ખેવના.
એ બધા મહાન પેગંબરો હવે એક થૈને,
પેગામો એમના પાઠવતા, એકથી એકને જ્ઞાન,
પૂર્ણ એ.

એથી જ તો—
આ પાર્થિવ જગનાં અધૂરાં કાર્ય—એમણે
બાકી રહ્યાં કરવાં
એમના અનુયાયીઓ સાથે.
પછી એ વેદના ને દુઃખની ભરતીનો
આવી જશે ઓટ.
જુઓ પણે ચાંચમાં ડાળખી લઇ
મોકલે પારેવડું એ
શાંતિનું.

શાંતિ.
વાયુમાં મંદમંદ એ સૂરમોજાં વહે
જોમવન્તી સુમધુરતા મૂકી જાયે;
વાયુની ઘુમરીમાં ગાજે: રૂપેરી બ્યુગલો વાગે;
કો ગહન ઘંટનાદ જેમ પ્રવેશે છે,
તાર રણકી ઊઠે છે કો મહાશકિત
ઈશનાં તેજથી રણકી ઊઠે, તારના લય બધા;
અંને અવાજે બધા શકિત સાથે નિનાદે શબ્દ એક:
શાંતિ.

અંગ્રેજી ઉપરથી મુક્ત ભાવાનુવાદ કરનાર: જયન્ત પરમાર । નાતાલ ૧૯૫૧



# ઝાંખી આરપાર

ચન્દ્ર — રાજહંસ

### ઐતિહાસિક વળાંક

સ્વરાજ લીધા પછી દેશમાં કેવા ફેરફારો થયા એ તપાસવાનો એક તબક્કો આવી લાગ્યો છે.

૨૬મીએ નવા બંધારણનું વરસ બદલાય છે. ૧૯૫૧ની સાલ બદલાય છે. નવી ચૂંટણીઓ થાય છે—પ્રજાસત્તાકની પહેલીવારની ચૂંટણીઓ—અને રાજ્યો તથા કેન્દ્રોમાં સત્તાવાર પ્રતિનિધિઓ આવવાના છે. બીજી તરફ ભાગલા, કાશ્મીર અને હીજરતીઓના પ્રશ્નો થાળે પડતા જાય છે રાજાઓનું પતી ગયું છે. એટલે દેશ સમક્ષ જે પરિસ્થિતિ હોય તેમાં કેવોક પલટો આવશે અને કઈ દિશામાં આવશે તે જોવાનો પણ હવે અવસર આવે છે.

ભારત એક અપૂર્વ એવા ઐતિહાસિક વળાંક આગળ આવીને ઊભું છે.

### રાજાઓની ગાદીએ—

દેશની સ્થિતિમાં ઘણા ફેરફારો થઈ ગયા છે, એવી ચૂપકીદીથી થયા છે કે પ્રજાને એની ઝાઝી ગતાગમ પડી નથી.

રાજાઓ ગયા, તેમની સાથે દેશમાંથી ઘણું ગયું. લોકશાહીની પડખે જે જૂનવાણી દમામ ચાલતો હતો, જે અંધેર ચાલતું હતું, જે ઘમંડ ચાલતો હતો તે ગયો. એની જગ્યાએ એકસૂત્રતા આવી છે, પણ તે સ્થિર થશે કે તૂટી જશે એ જોવાનું છે. આટઆટલાં રાજ્યો ભાષાભાષીના ધોરણે રચનારા પ્રાંતો, એમાં ઉત્તર–દક્ષિણના પંથો અને હિંદીનો આગ્રહ—એ બધામાંથી સમગ્ર ભારતની દૃષ્ટિ ખીલે છે કે પ્રાંતિય અસ્મિતા એ જોવાનું છે.

એ રાજાઓનાં સ્થાન ખાલી રહે છે કે બીજાઓ એમનો સ્વાંગ ધારણ કરે છે એ પણ જોવાનું છે. રાજાઓને કાઢી પ્રધાનો તો ગાદીએ નથી આવવાના ને? પેશ્વાઓની વાત ક્યાં અજાણી છે!

એ રાજાઓ સંગીતને, મલ્લવિદ્યાને, ચિત્રકળાને, નૃત્યને, બગીચાઓને, મહેલો ને મોટી ઇમારતો બાંધનાર કારીગરોને ઉત્તેજન આપતા. એમની જગ્યા કોણ લેવાનું છે? એમનું સ્થાન લેનારાઓનું એ ગજું છે ખરું?

### શાહુકારોના સ્થાને

શાહુકારોના દિવસો ભરાઈ ચૂક્યા છે. ખેડૂતો અને બીજા વસવાયાં સાથે શાહુકારો સંબંધ જાળવી ગામડાંમાં અડ્ડો જમાવતા તેમની જડ નીકળી જવાની તૈયારીમાં છે. એમણે કેટલું સારું કર્યું કે ખરાબ તે વાત આઘી રહી, એ વર્ગના હોય એ સ્થિતિમાં ગામડાંને કેટલું બળ મળશે તે જોવાનું છે. એમના સ્વાંગમાં બીજા કોઈ નહિ આવે શું? દુકાનનું પાટિયું કે ચોપડો ભલે ના દેખાય—એમને કાઢીને ગામડું રૂડું બનશે કે નહિ તે જોવાનું છે.

કોઈ નિયમોના આધારે જીવતી મંડળી, કોઈ સેવકના સ્વાંગમાં આવેલા સત્તાધારી, કોઈ યોજનાને આધારે આવતો સર્વનાશ—એવું કાંઈ તો નહિ પેસી જાય ને!

જૂના શિલાલેખો વંચાય છે; બાઈ લાડકોર, એણે જીર્ણોદ્ધાર કર્યો કોઈ વાવનો. શાહ અમીચંદ, એમણે સ્મશાનની છાપરી બાંધી. પંડ્યા પુરુષોત્તમ, એમણે તળાવનાં પગથિયાં સમરાવ્યાં. બાઈ લક્ષ્મી, એણે હવાડો સમો કરાવ્યો. શા સાકરચંદ, એમણે પરબ બેસાડી. દવે નારણજી, ગામની પાદરે વડ નંખાવ્યા. શેઠ મણિલાલ, એમણે ભગવાનનાં પગલાં પધરાવ્યાં ને વાડી કરી...આવું બધું શું સંભારણા-રૂપ થઈ જશે?

જૂની રોનક પણ ગઈ છે. હાથીઓ ગયા, સવારીઓ ગઈ, દરબારો ગયા. હવે નવા મહેલો, સરોવરો કે મંદિરો કોઈ બંધાવવાનું નથી. કમાનો, આરા, દરવાજા કોઈ બાંધવાનું નથી. ઉપયોગિતા અને કરકસર આગળ સૌન્દર્ય હારી જવાનું છે. એમાંયે

અછત અને તંગી, તુમાર અને પક્ષાપક્ષી હોય, દિલ વિનાનાં કે દગાથી કામ ચાલતાં હોય ત્યાં ચિરંજીવી કૃતિઓ નહિ હોય અને રમણિયતાયે ઘસાઈ ગયેલી હશે.

### સમિતિઓની નવી કામગીરી

પેલી સમિતિઓનું શું? એમની દ્વારા દેશ આખો ખળભળી ઉઠ્યો, જાતજાતની જીવનવ્યાપી પ્રવૃત્તિઓ થઈ, એની પાસે હવે કયું કાર્ય રહ્યું છે? આજે એમનામાં જે જીવ દેખાય છે તે ચૂંટણીઓનો ઊભરો શમી જશે એટલે ઝંખવાઈ જશે. એમના ચુનંદા માણસોએ સત્તા ચાખી ને ભાન ભૂલ્યા છે. એમણે સેવાના ખોળ જાળવી રાખી આત્મવંચના માંડી છે.

આ સમિતિઓમાંથી એકલી સેવા સારુ કોણ આવશે? કઈ શિરત, કઈ તાલીમ, કઈ દોરવણીથી આવશે? એ સમિતિઓ દ્વારા સત્તા ઉપર જવાય છે એવું જણાયું પછી કયો વર્ગ એમાં દેખા દેશે? રાજદ્વારે પ્રતિનિધિઓ બેસાડવા એ જ સમિતિઓનું કાર્ય રહ્યું હશે તો બહુ થોડા સમયમાં સમિતિઓ એ દાદાગીરીના અડ્ડા થઈ પડશે, એની બાજુએથી પસાર થતાં લોક ડરશે.

આપણે દારૂ કાઢ્યા, અમલદારશાહી કાઢી, ગુંડાગીરી કાઢી. પ્રજાને માથે આ બધાં દારુણ સંકટો હતાં. એમને કાઢીને સાદા ભોળા સ્વાંગમાં, સેવા અને સત્યના નામનો વેપાર કરનારી નવી ગુંડાગીરી તો નથી દાખલ કરી દીધી ને!

ધર્મમંદિરોને ડાકડમેરા અને વૈભવનાં થાણાં બનાવ્યાં છે, અંધશ્રદ્ધા અને વહેમને ઉત્તેજન આપનારાં સ્થળો બનાવ્યાં છે અને મૂડી ઉપર નભતા આળસુ વારસદારોનો વર્ગ ઉછેરનારી સંસ્થાઓ બનાવી છે. એ મંદિરો જેમ આ સમિતિઓનું થવા બેઠું છે. એકે આપણી બુદ્ધિ હરી લીધી, બીજા આપણું બળ હરી લેશે.

નિર્દોષ દેખાતી આ સમિતિઓ સત્તાનાં થાણાં બની ન બેસે એ માટે કોઈ માર્ગ રહ્યો છે ખરો!

### નવું આયોજન

આવે છે વિશાળ યોજનાઓ; નહેરો, વીજળીનાં કારખાનાં, મોટરોનાં કારખાનાં, હવાઈ વિમાનોનાં કારખાનાં, બંદરો વૈજ્ઞાનિક સાધનો રેલ્વે એન્જીનોનાં કારખાનાં આવું તો કેટલુંયે શરૂ થયું છે, આગળ વધે છે. ખનિજોની શોધખોળો ચાલુ થઈ છે, તેલ સાફ કરવાનાં કારખાનાં નંખાય છે, અનાજ, રૂ અને શણના ઉત્પાદનમાં વધારો કરવાની યોજનાઓ થાય છે. રબર, શણ, કોલસા, કાપડ, તંબાકુ વગેરેનું ઉત્પાદન વધી રહ્યું છે. દેશના અને પરદેશના વેપારીઓ અને ઉત્પાદન કરનારા કારખાનાં નાખતા જાય છે, અને નવા નિષ્ણાતો તૈયાર થતા જાય છે.

સ્વાભાવિક છે કે ગમે તેટલી ચોકસાઇ રાખવામાં આવે તો કોઈ ઠેકાણે વહેલો નિકાલ થવાનો, કોઈ જગ્યાએ ખર્ચ વધી જવાનું તો કોઇવાર બચત પણ રહેવાની એવી છૂટછાટ તો મૂકવી જ પડશે, ખાસ કરીને જ્યારે આપણે પ્રજા તરિકેની જવાબદારી હજુ નવીસવી જ લીધી છે અને ગેરરીતિઓ તરફ કડક વલણ રાખ્યું નથી.

જે યોજનાઓ અમલમાં મૂકાઈ છે અથવા મૂકવાની છે તેમાં આપણે શ્રદ્ધા રાખીએ છીએ કે નહિ તે અગત્યનો સવાલ છે. આમ નહિ તો બીજા કયા પ્રકારે આપણે દેશનું ધન વધારી શકીએ? આ માણસો નાલાયક હોય તો બીજા કયા આભમાંથી ઉતરી આવવાના છે?

જે નવું આયોજન થવાનું છે એનું નિરાળું તંત્ર સ્થાપી ના શકાય? શા સારુ એ કામને રોજબરોજના વહીવટ સાથે ગુંચવવામાં આવે છે? એનું ભંડોળ ઉઘરાણું કરીને નહિ, પરન્તુ રાજ્ય તરફથી કે પ્રજા તરફથી વળતરના ધોરણે ઊભું કરવામાં આવે તો? શા માટે કાળા બજારનું નાણું એમાં રોકવાની તક આપવામાં નથી આવતી?

લોકોને કોણ ખાઈ ગયું એની ચિંતા નથી. એમને તો પરિણામ જોવું છે, યોજનાની સફળતા જોવી છે. એ યોજના પૂરી થઈ એમને શો લાભ થવાનો છે એ જાણવું છે. આટલી વિશાળ યોજનાઓ પછીથી





એ સહકારી મંડળીઓ આવીને બધું ચૂંથી નાખવાની હોય તો એમાં પ્રજાને આશા કે ઉમંગ રહેવાનો નથી.

નવી યોજનાઓથી દેશનું ધન વધશે, એવા ધનપતિઓ પણ વધતા રહેવાના હોય તો અગર તો આળસુ, અવ્યવસ્થિત અને અશક્ત કારભાર ચાલવાનો હોય તો યોજના લાખની કે કરોડોની હોય એમાં કોઈને રસ નથી રહેવાનો એટલું જ નહિ, પણ એ યોજનાને બોજારૂપ ગણવાનો વખત આવશે.

આ યોજનામાં મોટાં ટ્રેકટરોની ખેતી હશે, મોટા કારખાનાં હશે, માણસોનું કાર્ય યંત્રો દ્વારા થઈ જતું હશે તો આપણે બીજા દેશોની જેમ યુદ્ધની ભૂમિકા બાંધી રહ્યા છે એ સમજવું જોઈએ. એ રસ્તે બળવો જાગે કે યુદ્ધ આવે, માણસને કાઢીને માણસ જીવવાનો નથી

### બળજબરીથી લોકકલ્યાણ

લશ્કર અને પોલિસની તાકાત ઉપર અદ્‌ભુત કાબુ ધરાવી ફાવે તે પરિણામો બળજબરીથી લાવી શકાય એ હવે અજાણ્યું નથી. એક વ્યવસ્થિત તંત્ર સત્તા ખાતર કે ધૂન ખાતર હજારો કે લાખોને નષ્ટ કરી ધાર્યાં પરિણામ લાવે એ આંખ આગળની બિના છે. જે તંત્ર બળના આધારે લોકોને સુધારવા ઇચ્છતું હોય તેના મૂળમાં આવો જ રોશ શા સારુ ન સમજવો? શી ખબર કે આજની પવિત્ર ધૂન આગળ જતાં મનસ્વી સત્તાનું સ્વરૂપ નહિ લે અને બીજી ધૂનો ને 'પવિત્રતા'નો પાશ નહિ લગાડી આપે!

સામ્યવાદ શું ખરેખર આવે છે? અને આવે છે તો જે એને લાવી રહ્યા છે એમને ખબર પણ નથી?

આજના સત્તાધારી પક્ષને એમ લાગે કે એમના સિવાય દેશમાં અંધાધુંધી ફેલાશે, બીજા કોઈ ના જોઈએ અંકુશો વાજબી છે, સત્તાનો અમલ કરીને જ લોકોને ઠેકાણે રાખી શકાશે—તો એ લોકો રાજ્ય છોડવા માગતા નથી, એમના કાબુમાં ઘણી ચીજો લાવવા મથે છે, અને બળનો આધાર લેતાં અચકાતા નથી.

મારફાડથી નહિ, સામ્યવાદ આવે છે રાજમાર્ગે. આજે ભલે મામુલી સહકારી મંડળીઓની લૂખી વાતો થતી હોય, સત્તા બરોબર હાથમાં આવતાં એ પોત પ્રકાશે તો કોઈએ નવાઈ પામવું ના જોઈએ.

### સર્વોદયનું ભાવિ

બીજો માર્ગ છે સર્વોદયનો—સાદો, સરળ, ધ્યેયલક્ષી અને કૈંક જુનવાણીનો ભાસ કરાવતો. એમાં યંત્રો કરતાં માનવી ઉપર વિશેષ વજન મૂક્યું છે. ભારત એ રસ્તો બતાવી શકે એ એની વિશિષ્ટતા છે. એને અમલમાં નથી મૂકી શકતું એ દુનિયા આખીની કરુણતા છે.

સર્વોદયનું શાસ્ત્ર હજુ વિકસ્યું નથી, એની માત્ર ઝાંખી થઈ રહી છે. એ કોઈનું સ્વપ્નું છે, એ સ્વપ્નાનો શિલ્પી આવશે ત્યારે, બીજાં પચીસ-પચાસ વર્ષ નીકળીયે જાય.

આ સર્વોદયની ભાવના એ સામ્યવાદ સાથે ટક્કર લેવાની છે, એ યુદ્ધ આપવું જ પડશે સંગ્રામો કરતાંયે ભીષણ એવાં આ ભાવનાયુદ્ધો હોય છે. એમાં એક પ્રજાની નહિ, માનવ જાતની તાકાત મપાય છે. બન્ને લગભગ સમકાલીન છે, બન્નેનું વર્ચસ્વ વધતું જાય છે. સામ્યવાદે યંત્રોની સાધના કરી છે, સર્વોદયે યંત્રોની આ બન્નેનું સંમિશ્રન ન થઈ શકે? કોણ એ કાર્ય કરી શકશે?

કોઈ પણ ભાવનાને વિકાસ પામવા રાજ્યાશ્રય જોઈએ, આજનું ગરીબ ભારત નહિ, તો આવતી કાલનું સમૃદ્ધ ભારત એ ટેકો આપશે જગતના બીજા વાદમાં આજે એ ઘસડાતું નથી એ પણ એટલું જ સૂચક છે. સર્વોદયની જ્યોત સળગેલી રાખી શકીએ, એ માર્ગ ઉપર થોડો યે પ્રકાશ પડતો રહે તો એનાય ઘડવૈયા આવી રહેશે.

### મુક્ત માનવીનું વર્તન

રાજકારણની અને સરકાર તરફથી એટલે કે સત્તાદ્વારા થયેલા ફેરફાર ભૂલી જાવ. આપણે સ્વરાજ લીધું તે પછી આપણા રોજીંદા જીવનમાં એવા શા ફેરફાર થઈ ગયા? ગુલામીને લીધે નહોતા કરી શકતા



તે વખત આવ્યે કરી બતાવ્યું હોય એવું શું છે?

આપણા હરખ ને શોક બદલાયા છે કે હજુ એવાં જ પ્રદર્શનો કરીએ છીએ? આપણામાં સાદાઈ વધી છે કે ધનની પ્રતિષ્ઠા તરફ આકર્ષાયા છીએ, જીવનમાં બિનજરૂરી ખરચો ઉમેરતા જઈએ છીએ, મોટાઈના સ્વાદ લઈ રહ્યા છીએ? આપણી શ્રદ્ધા કે સંયમ વધ્યાં છે કે એમાં શિથિલતા આવી છે? આપણી શકિત વધી છે. આરોગ્ય સુધર્યું છે? આપણું ઉત્પાદન વધ્યું છે કે સ્વાશ્રય સાધી શક્યા છીએ? રૂશ્વત, લાગવગ કે ગુનાઓનાં પ્રમાણ ઘટ્યાં છે? પ્રજાને વિશેષ સગવડો-રાહતો મળી છે? વેપારની નીતિમાં પલટો આવ્યો છે?

આપણી જાહેર પ્રવૃત્તિઓ તપાસીએ. સાહિત્યની કે કળાની ધગશ પહેલાં રોકાયલી હતી અને હવે મુક્તપણે વહે છે એવું કોણ માને છે? કયા ગ્રંથ, કયું સ્મારક, કયું સીમાચિહ્ન છે જેના તરફ આપણે આંગળી ચીંધી શકીએ છીએ? બીજી પ્રવૃત્તિઓ ઉપર રાજકારણનો કે એમાં રસ લેતા પુરુષોનો ઘેરો પડછાયો પડે છે એ શું સારું છે? આપણાં છાપાંઓએ ખૂન-બળાત્કારની વાતો છોડી ઉપયોગી માહિતીને મહત્ત્વ આપ્યું છે?

અસહકારના જુવાળમાં પ્રજામાં જે જાગૃતિ આવી, જે વિવિધ પ્રવૃત્તિઓ ઉપડી તેવું આજે જડે છે? એ તમન્ના ક્યાં રહી છે? આપણો આરામ કેમ લેવાય છે તે જુઓ, આપણી મેદનીઓ કેવી રીતે વર્તે છે તે જુઓ, આપણાં જાહેર સ્થળોએ કશો ફેરફાર દેખાય છે? સામાજિક એકતા ને સમાનતા સારુ પહેલાં જેવો આગ્રહ રહ્યો છે? દુઃખીઓને કે પીડિતો તરફ વિશેષ સહાનુભૂતિ આવી છે?

જે લોકો સેવામાં હતા તે સત્તામાં આવ્યા છે. સત્તા જેમને મળી તેમને ફાવી ગઈ છે, તબિયતો સુધરી ગઈ છે, કુટુંબો તરતાં થઈ ગયાં છે; એ લોકો પાછા સેવાને માર્ગે શેના વળે? અને સેવા માર્ગે આકર્ષણ કરી શકે એવું તંત્ર ગુજરાતમાં છે ખરું? જે થોડી વ્યક્તિઓ છે એમનામાં નેતાગીરી નથી, સિદ્ધાંતો વિકસાવવાની તાકાત નથી, ઐતિહાસિક દૃષ્ટિ નથી, ભવ્ય ભવિષ્યની વિશાળ ક્ષિતિજો નથી.

ખૂબ ઊંચા આદર્શોમાંથી સરી જઈને દેશે આઘાત અનુભવ્યો છે. જે Heroes-નાયકો ઉપર આપણે તેજનાં વર્તુળો દોર્યાં હતાં તે ઝાંખા પડ્યાં છે, કદીક જૂઠાં માલૂમ પડ્યાં છે. જે નીતિ વડે વિજયનાં ફળ મળ્યાં એમ માનતા તેનાં મૂલ્યો ઓછાં છે, ભ્રમ ભાંગતો જાય છે.



( લોકશાહી ભારતની ચૂંટણી પેજ ૧૬નું ચાલુ)

ઉપયોગ થાય તો પક્ષ મજબૂત બને ને વ્યક્તિનું પીઠબળ પણ વધે; પરંતુ ગમે તેવી મહાન વ્યકિત પણ લોકશાહી પદ્ધતિમાં સ્વતંત્ર પ્રતિનિધિ તરીકે બહુ ઓછી સિદ્ધિ મેળવી શકે. વળી રાજકીય પક્ષોને તો એના સહાનુભૂતકો પાસેથી નાણાં મળી રહે છે. આ નાણાં એ પોતાના ઉમેદવારોના પ્રચાર માટે વાપરે છે. આથી ગરીબ ઉમેદવારો પણ ચૂંટણીમાં ઊભા રહેવાની હિંમત કરી શકે છે. કોઈ વ્યકિત સ્વતંત્ર ઉમેદવાર તરીકે ચૂંટણીમાં ઊભી રહે તો પ્રચારનું બધું જ ખર્ચ એને માથે આવી પડે છે; આથી ખર્ચ ખૂબ વધી જાય છે. આ ખર્ચને પૈસાદાર જ પહોંચી વળી શકે. આપણા દેશના સ્વતંત્ર ઉમેદવારોની નામાવલી જોઈશું તોપણ એ સમજાશે કે સ્વતંત્રરીતે ઊભા રહેલા ઘણાખરા ઉમેદવારો આર્થિકરીતે સદ્ધર છે. આ બધું વિચારતાં લોકશાહીમાં સ્વતંત્ર ઉમેદવારોની ઉપયોગિતા વિષે પ્રશ્ન ઉદ્ભવે છે ખરો.

લોકશાહીને જીવાડવી હોય તો ચૂંટણીમાં કાંઇ પણ ગોલમાલ ન થાય એ વિષે કાળજી રાખવી જરૂરી છે. આપણા દેશમાં પુખ્તવય મતાધિકારના ધોરણે આ પ્રથમ ચૂંટણી છે; વળી અમલદારો અનુભવી નથી ને ચારિત્ર્યનું ધોરણ તો આખા દેશનું નીચું છે. આ પરિસ્થિતિમાં સ્વાર્થી પક્ષો કે પૂર્વગ્રહવાળા અમલદારો સાન ગૂમાવે તો લોકશાહીનો આ પ્રથમ મહાન પ્રયોગ નિષ્ફળ જાય ને જનતાના અભિપ્રાયનો સાચો કયાસ ન નીકળે. આથી ચૂંટણીમાં કોઈ ગેરલાભ ન ઉઠાવે એ વિષે કાળજી રાખવાની ખાસ જરૂર છે જો ચારિત્ર્યનું ધોરણ ઊંચું આવશે તો જ પ્રજા સમૃદ્ધ બનશે ને લોકશાહી પાંગરશે; નહીં તો સરમુખત્યારશાહી ને કોમવાદ ચાતકની માફક તકની રાહ જોતાં ઊભાં છે.

# રૂપક કથાઓ

ધૂમકેતુ

> આખ્યાયિકાઓ અને કથનિકાઓથી ભરેલી આપણી પૌરાણિક કથાઓ અને બોધદાયક સુબોધકથાઓ આપણો વિદ્યાર્થી સમાજ ભણે છે, પણ એમાંથી જ્ઞાન પામે છે કેટલાંક ? આ રૂપકકથાઓ પણ વાર્તાના તત્ત્વ સાથે જે બોધકલા રજૂ કરે છે એ તો એના સર્જકની અનોખી શૈલી જ ગુજરાતને કહેવાનું કહી જાય છે.

## [૧] સત્યનું સ્થાન

એક વખત દેવસભામાં મોટી ચર્ચા ઉપડી. 'સત્યનું સ્થાન ક્યાં છે?' સત્યની વાત આવી એટલે સૌ ગાજી ગાજીને બોલવા મંડયા: 'સત્યનું સ્થાન બધે! સત્યનું સ્થાન ક્યાં નથી એમ કહો!'

કોઈ દેવ કહે કે 'સત્ય વડે જ સંસાર નભે છે.'

બીજાએ કહ્યું, 'સત્ય વડે તો ત્રિભુવન ટકેલ છે.'

એમ બધા બોલવા મંડયા પણ નારદજી વીણાપાણિ કાંઈ બોલે નહિ, બેઠા બેઠા બધું સાંભળે.

એટલે ઇન્દ્રદેવતાએ એને કહ્યું: 'નારદજી! તમે સંસારમાં પણ ફરો છો. ત્રિભુવનમાં પણ વિચરો છો. બોલો સત્યનું સ્થાન ક્યાં છે?'

નારદજી હાથ જોડીને બોલ્યા કે 'મહારાજ! કેટલીક વાત ન બોલવામાં જ સાર છે!' પણ વાતમાં આટલું મોણ નાખ્યું એટલે તો સૌએ કહ્યું કે 'ના, ના, તમે જાણતા હો તે કહો! સત્યનું સ્થાન ક્યાં છે?'

નારદજીએ હાથ જોડીને કહ્યું: 'દેવાધિદેવ! સત્ય. ખરી રીતે ક્યાં રહે છે તે જોવું હોય તો મારી સાથે ચાલો!'

એ ઉપરથી દેવાધિદેવ ને નારદજી બંને જણા પૃથ્વીમાં ફરવા આવ્યા.

જ્યાં કોઇ ભપકો જુએ, મહાલય દેખે, મોટી મોટી ઇમારત જુએ, ત્યાં બંને જણા હોંશે હોંશે જાય. એમને એમ કે '**સત્યમેવ જયતે**' એ સૂત્ર પ્રમાણે આ સુખસંપત્તિ સત્યમાંથી જ જન્મી હશે! પણ જેવા જાય તેવા પાછા આવે. બધે જ દેખાવ જુદો, કામ જુદું. અંદરની વાત જુદી. ક્યાંય દેખાવનો ને અંદરની વાતનો મેળ જ મળે નહિ!

મોટા મોટા ધાર્મિક સ્થળોમાં ગયા. મહાન પંડિતોને ત્યાં ગયા. મહાન નગરશેઠોને ત્યાં ગયા. મોટા મોટા લોકસેવકોને ત્યાં ગયા! બધે જ એક વાત, હાથીના દાંત!

છેવટે તો ઇન્દ્રરાજા થાક્યા તેમણે નારદજીને કહ્યું: 'નારદજી! આમાં તો ક્યાય સત્યનું સ્થાન નથી! સત્યનું સ્થાન ક્યા છે એ બતાવોને!'

નારદજી હસી પડયા: 'મહારાજ! મેં તો તમને પહેલેથી કહ્યું હતું કે તમે પોતે જોશો એટલે ખાત્રી થશે!' 'પણ ત્યારે આટલી બધી વાણી આટલા બધા પ્રવચનો, આટલી બધી રાજ્યવ્યવસ્થા, આટલી બધી સભાઓ, લેખો, લખાણો, ચિત્રો, શબ્દો, કથાઓ, બધું જ ફોક એમ?' 'બધું ફોક નહિ મહારાજ! પણ સત્યને એક જ જગ્યાએ વસવું ફાવે તેમ છે. એનું કારણ છે મહારાજ!'

'શું?'

'એ વિષે જૂના વખતની એક વાત છે, બ્રહ્માએ એક વખત સૌન્દર્યની રાણી સરજી પણ સુંદરતાના તમામ નિયમો પાળવાના આગ્રહમાં એ મૂર્તિ એવી સુંદર થઇ કે ન પૂછો વાત! પણ જો એને કોઈનો પણ હાથ અડે એટલે એ તરત હવા બની જાય! અરે હાથ શું, કોઈની નજર પડે કે હવા!

એટલે એ સુંદરતાની અનુપમ મૂર્તિને છેવટે ક્યાં મૂકવી એ બ્રહ્મા માટે પ્રશ્ન થઈ પડયો.

એમણે એ સૌન્દર્યમૂર્તિને છેવટે કોઈ કલાકારના હૃદયમાં મૂકી દીધી.

એથી એ અમર બની ગઈ. અને જ્યારે જ્યારે દુનિયા અસુંદરતાથી ત્રાસી જાય ત્યારે કોઈ ને કોઈ કલાકારના અરણ્ય રૂદનમાંથી એ જીવંત થતી રહી!

એ જ પ્રમાણે હે મહારાજ! આ સત્યને પણ એક જ નિવાસસ્થાન મળ્યું છે.'



ઈંદ્રદેવે ઉતાવળે ઉતાવળે કહ્યું : 'એનું સ્થાન ક્યાં છે? નારદજી! ચાલો ચાલો આપણે એ જોવા જઈએ!'

નારદજીએ હસીને કહ્યું : 'મહારાજ! કવિ અને ચિત્રકાર અને એવા એવા કલાભક્તોએ તો સૌન્દર્ય-રાણીને પોતપોતાના દિલમાં સંઘરી રાખી છે એટલે હવે સત્યને કોણ સંઘરે એ તમે જ કહો!'

'જે હોય તે' ઈન્દ્રદેવે કહ્યું, 'પણ આપણે એને ત્યાં જઈએ. જોઈએ તો ખરા એણે શી રીતે આવા મહામોંઘા સત્યને જાળવ્યું છે. જે સત્યને ભલભલા નરપુંગવો પણ જાળવી શક્યા નથી, તે સત્ય શી રીતે જળવાયું છે!'

નારદજી ઈન્દ્રદેવને એક ઠેકાણે લઈ ગયા. ત્યાં પોળમાં અંધારું હતું. એક નાના નીચા ઘાટના ઘરમાં વીજળી બત્તી બળી રહી હતી.

નારદજીએ ઈંદ્રદેવને ત્યાં ઊભા રાખ્યા. કહ્યું કે 'મહારાજ! અંદર દૃષ્ટિ કરો, સત્ય આંહી વસે છે!'

ઈંદ્રદેવે અંદર દૃષ્ટિ કરી. પણ ત્યાં તો બેઠો બેઠો એક નાનકડો બિનઅનુભવી વિદ્યાર્થી જેવો છોકરડો કાંઈક લખી રહ્યો હતો.

ઈંદ્રદેવે નારદજીને કહ્યું : 'નારદજી, આંહી તો કાંઈ નથી?'

નારદજીએ કહ્યું : 'મહારાજ! એક છોકરો અંદર નથી?'

'છોકરો તો છે, પણ શું સત્યને એ જાળવી રહ્યો છે?'

નારદજી હસીને બોલ્યા : 'મહારાજ! મારી કહેવાની વાત જુદી જ છે. સત્ય હવે તો બિનઅનુભવી વિદ્યાર્થીઓના નિબંધમાં માત્ર રહે છે! એ છોકરો 'સત્ય' વિષે નિબંધ લખી રહ્યો છે, કારણ કે કાલે એની પરીક્ષા છે ને એ નિબંધમાં પણ સત્ય નથી, કારણ કે એ પણ કોઈકના નિબંધમાંથી ઉતારો કરી રહ્યો છે!

અત્યારે તો સત્ય છોકરાઓના નિબંધમાં રહે છે! બીજે ક્યાંય એનું સ્થાન નથી!'

*

## [૨] બાવાના બે ય...

એક વખત એક નાનકડું પંખી એક ઊંચા ઝાડ ઉપર છેક ટોચે માળો બાંધીને રહેવા માંડ્યું. ત્યાં આસપાસ કોઈની વસ્તી ન હતી અને એ પોતાના મહેલમાં પોતે સુખી હતું. એ ઊંચા વૃક્ષ ઉપર ચડેલી વેલીનાં ફૂલ જોઈને એને લાગતું કે એ સ્વર્ગભૂમિમાં રહે છે અને એના આ મહાલયની તોલે એટલામાં કોઈનો મહાલય નથી!

હવે થોડા વખત પછી એવું બન્યું કે કોઈ શ્રીમંતોએ જમીન ખરીદી એણે પોતાના ભવ્ય પ્રાસાદ બાંધવો શરૂ કર્યો માળ ઉપર માળ ચડતા ગયા અને છેક ઊંચામા ઊંચી ડાળે પહોંચી વળે એવી ઊંચી એક હવેલી ત્યાં ઊભી થઈ ગઈ!

પેલુ પંખી પોતાના માળામાં બેઠું બેઠું અત્યાર સુધી સુંદર કુમળા નાનકડા લીલાછમ પાનની વચ્ચે મજા કરતું હતું તેને આ ઉત્તુંગ મહાલયની ઊંચી શિખરાવલિ જોઈને હવે અસંતોષ થવા લાગ્યો. જેટલે ઊંચે એ બેઠું હતું એટલે જ ઊંચે આગુસો પણ બેસવા લાગ્યા હતા. અત્યાર સુધી એને એકને જ ઊંચુ બેઠણું હતું. એને એકને જ એટલું ઊંચું બેઠણું હતું. એમાં ખુબી આ હતી : એના ઊંચા બેઠણાને કોઈએ હરકત કરી ન હતી.

તેમજ કોઈ હરકત કરવા માગતું ન હતું. પણ એને અસંતોષ આ વાતનો ઊભો થયો કે પોતાની ઊંચાઈ જેટલે બીજા કોઈ આવી પહોંચ્યા!

એટલે એ પોતાના માળામાં બેઠું બેઠું હવેલી તરફ નજર કરે અને કારણ વિના દુઃખી થાય : પેલા મહાલયમાં તો હમેશાં કાંઈને કાંઈ નવીન વાત આવતી જ રહે. કોઈ દિવસ સંગીત થાય, કોઈ દિવસ જલસો હોય. ક્યારેક નૃત્ય ચાલતું હોય, કોઈક વખત મિજબાની થાય!

પંખીને લાગે કે એ શ્રીમંત લોકો એને ખીજવવા માટે જ આ બધું કરી રહ્યા છે!

એટલે એને એમ થયું કે હું એમના કરતાં

ઊંચો માળો બાંધુ ! પછી એણે પોતાનો માળો વધારે ઊંચે બાંધ્યો.

એના એક પંખી મિત્રે આ જોયું. એને કહ્યું કે 'ભાઈ! એટલો ઊંચો માળો શું કરવા બાંધે છે? વખત છે ને પછી જો પવન જોસમાં ફુંકાશે તો ત્યાં રક્ષણ નહિ મળે; અને ઊંચી ડાળીઓ વધારે જોખમ ભરેલી પણ છે!'

પણ પેલા પંખીના મનમાં તો એક જ વાત હતી, પોતે મહાલય બાંધનાર કરતા ઊંચે બેઠશે બેઠું હતું! અને હવે એ હવેલીવાળા એને જોઈ રહેશે!

એ પોતાના ઊંચેના માળેથી જુએ કે કોઇ એના માળાને નીરખે છે! એની તરફ કોઇની દૃષ્ટિ ન પડે!

અને ત્યાં એની એ ધમાલ ચાલી રહી હોય!

એ જોઈને પંખીનો નાનકડો આત્મા અસંતોષમાં દુઃખી થાય. એને એમ થાય કે હવેલીવાળાને જો અંતરમાં એમ ઊગે કે માળું આ પંખી આપણા કરતાં ઊંચુ જઇને બેઠુ છે, તો બસ! પણ પેલા હવેલીવાળા પોતાના તાનમાં મસ્ત હતા.

એને આમ કારણ વિના દુઃખી થતું જોઇને એક દિવસ એક બીજા પંખીએ એને કહ્યું : 'અલ્યા ભાઈ! એ શ્રીમંતોને એની સૃષ્ટિ છે, તારે તારી સૃષ્ટિ છે. કાં નાહકનું દુઃખી થા?'

એવામાં એક દિવસ એવો તોફાની પવન આવ્યો કે એનો માળો વીંખાઈને નીચે જઈ પડ્યો, ડાળીઓ પણ કેટલીક આમતેમ ભાંગીને ઊડી ગઈ! પંખી તો પોતાનો માળો ગુમાવી બેઠું! પણ એને એક બીજી લગની લાગી. હવે તે ઊંચે જોઈને બેઠું કે મારો માળો પડી ગયો છે, તો આ હવેલી પણ કાં તો હવે પડવી જ જોઈએ! પવનનું મોટું તોફાન આવે એ આશામાંને આશામાં ઊંચે જોયા કરે! પણ તોફાન તો પછું શમી ગયું હતું ને હવેલી એમ જ ઊભી હતી! એની આવી અવસ્થા જોઈને એક પતંગિયાએ એને કહ્યું: 'અલ્યા! ભાઈ પંખી! અમારા જેટલું પણ સમજતું નથી? તું તારા માળાનું સુખ લેતું નથી કે નથી અમારી પેઠે ફના થઇ જવાની બહાદુરી બતાવતું! કેવળ હવેલી ક્યારે પડે ને ક્યારે હું એ જોઉં એની રાહ કાં જોયા કરે? એક વાત તારે ધ્યાન રાખવા જેવી છે.

એક વખત એક દીવાએ અમારી જાતના પતંગિયાને ટોણો માર્યો : 'તું મને કેટલી વખત હારી જશે? એક વખત અને એટલામાં તો તું ફના થઇ જશે! અને હું પાછો પ્રગટીશ'

પતંગિયું બોલ્યું : 'એ બરાબર છે, પણ હું ફના થવાનો સંતોષ તો લઇ જઇશ. જ્યારે તું તો દિવસ ઊગતાં જ તારી મેળે બે કોડીનો થઈ જશે! કોઇ હારશે પણ નહિ, છતાં હરી ગયો હઇશ!'

ત્યારે તારું જીવન આ દીવા જેવું કાં કરે? કાં તો તું પતંગિયાની બહાદુરી બતાવે તો કોઈક કવિ કાંઈક પ્રશસ્તિ તો કરે! અથવા તો તારા નાના માળામાં સંતોષ માને તો ત્યાં તું સ્વર્ગ ઊભું કરે!

આ તો જહાંગીરી મળતી નથી ને ફકીરી લેવાતી નથી! બાવાના બેય બગડ્યા જેવું થાય છે!'



# લોકશાહી ભારતની ચૂંટણી

રાસુ પંડિત

**પહેલી જ વાર ભારત આ જાતની પુખ્ત મતાધિકારની ચૂંટણી માણી રહ્યું છે. અને છતાં એ સત્તર કરોડ મતદાતાઓમાંથી મોટા ભાગનો વર્ગ તો જાણે ગાડરિયા પ્રવાહે ખેંચાતો ન હોય એમ આંધળુકિયા કરવા તૈયાર થયો છે—આંધળા પ્રચારોથી તૈયાર કરાયો છે. પ્રજાના મતનો સાચો ક્યાસ તો બીજા પાંચ વર્ષ પછી આવનારી ચૂંટણીમાંથી નીકળશે.**

દેશના સ્વાતંત્ર્યની રક્ષાનો આધાર લોકો ઉપર જ છે. જેટલા લોકો ખમીરવંતા, એટલું જ રાષ્ટ્ર ખમીરવંતું. આપણા પ્રાચીન સાહિત્યમાં એમ કહેવાતું કે 'યથા રાજા તથા પ્રજા.' આજે પરિસ્થિતિ સાવ ભિન્ન છે. આજે તો 'યથા પ્રજા તથા પ્રજા-પ્રતિનિધિ' જેવી સ્થિતિ પ્રવર્તે છે. આથી જો પ્રજા નબળી હોય, ચારિત્ર્યહીન હોય ને સ્વહિત આગળ રાષ્ટ્ર હિતને ટોડલે ચડાવતી હોય તો એણે ચૂંટેલા પ્રતિનિધિઓ પણ એવા જ નીવડવાના. રાષ્ટ્રપ્રેમી પ્રજાનું નૈતિક ધોરણ ઊંચું જ હોવાનું ને પરિણામે એ પ્રજાના નેતાઓ અસાધારણ શકિતવળાને ચારિત્ર્યશીલ હોવાના. ઇંગ્લેંડની પ્રજા ચારિત્ર્યશીલ પ્રજા તરીકે ખૂબ પ્રતિષ્ઠિત છે. એના પાર્લામેન્ટમાં બેસતા પ્રતિનિધિઓને ઝીણામાં ઝીણી બાબતમાં પણ કેટલી તકેદારી રાખવી પડે છે ને કદાચ સહેજ ભૂલ થાય તો કેટલું શોષવું પડે છે એનાં દૃષ્ટાંતો તો ખૂબ જાણીતાં છે.

લોકશાહીના એ મહાન આદર્શને સ્વતંત્ર ભારતે પોતાના બંધારણમાં વણી લીધો છે; ને એ આદર્શને મૂર્તિમંત કરવા માટે પુખ્ત મતાધિકારને ધોરણે ચૂંટણી પણ શરૂ થઈ ગઈ છે. ઇતિહાસમાં પ્રથમ વાર ૧૭ કરોડ જેટલાં માનવી મધ્યસ્થ ને રાજ્યની ધારાસભાઓ માટે કુલ ૪,૦૦૦ પ્રતિનિધિઓ ચૂંટશે કે જે ભારતમાં લોકશાહી પ્રણાલિકાઓનાં મંગળાચરણ કરશે. જેટલી સારી પ્રણાલિકાઓ આપણે પાડી શકીશું, એટલું દેશનું ભાવિ સુધરશે. આજે તો લગભગ વીસ રાજકીય પક્ષોના ૧૪,૦૦૦ જેટલા ઉમેદવારો ચૂંટણીમાં ઊભા છે. એમાંના કેટલાક તો ચોમાસાંના અળશિયા જેવા પક્ષોના ઉમેદવારો પણ છે. દેશ બે કે ત્રણ મજબૂત પક્ષોમાં વહેંચાઇ જાય એ લોકશાહીના હિતમાં છે; પરંતુ જ્યારે એટલા બધા પક્ષો ચૂંટણીમાં ઊભા રહે કે એમનાં નામ પણ યાદ રાખવાં મુશ્કેલ પડે ત્યારે પરિસ્થિતિ વધુ વિકટ બને છે ને દેશના રાજકારણમાં મોટી ગેરવ્યવસ્થા જન્મે છે ફ્રાન્સમાં સરકાર વારંવાર બદલાતી રહે છે એને માટે પણ ત્યાં એકે પક્ષ મજબૂત નથી એ કારણ જવાબદાર છે. આજે ભારતમાં જ્યારે આટલા બધા રાજકીય પક્ષો ફૂટી નીકળ્યા છે ત્યારે ફ્રાંસ જેવી સ્થિતિ આગળ ઉપર આપણી પણ ન થાય એ વિષે સાવધાન બનવું જરૂરી છે.

મતાધિકાર એ લોકશાહીનો એક પવિત્ર અધિકાર છે. એ અધિકારનો પૂરો ઉપયોગ કરવા માટે મતદારે ખૂબ કાળજી રાખવી જોઇએ. દરેક પક્ષની શક્તિનો ક્યાસ કાઢવા ઉપરાંત એના આદર્શો, એ આદર્શોને પહોંચી વળવાની એની ઉત્કટતા ને એની પદ્ધતિનું પણ ઊંડું અવલોકન કરવું જોઇએ. એના કાર્યક્રમમાં પણ એ આદર્શો કેટલે અંશે મૂર્તિમંત થાય છે એ વિચારવું જોઈએ. ઘણીવાર એક પક્ષનો નેતા આવીને મંચ ઉપર વક્તૃત્વ શક્તિનો સુંદર પ્રયોગ કરી જાય તો લોકોને એનું કહેવું સાચું લાગે છે; ત્યાર પછી તુરત બીજા પક્ષનો નેતા આવીને પેલા નેતા કરતાં વિરૂદ્ધ જ વાતો કરી જાય તો એના એ લોકોને આ નેતા પણ સાચો લાગે છે. પરિણામે બેય વિરોધી નેતાઓના વક્તવ્યોથી અંજાતો મતદાર વર્ગ કોઈ સ્પષ્ટ નિર્ણય કરી શકતો નથી ને વિચાર કરવાની એને ટેવ નથી; આથી મતદાન કરતી વેળાએ એ ગૂંચવાય છે ને જ્યાં ત્યાં મત આપી દે છે. આ સ્થિતિ શોચનીય હોવા છતાં વાસ્તવિક છે ને લોકશાહી પદ્ધતિને જીવન સાથે વણી લેવા મથતા આપણા રાષ્ટ્ર માટે ભયપ્રદ પણ છે.





ચૂંટણીઝુંબેશ શરૂ થાય ત્યારે દરેક પક્ષે પોતાનો કાર્યક્રમ જનતાને સમજાવવા યત્નશીલ રહેવું જોઈએ; પરંતુ ઘણીવાર વિરોધી પક્ષો એક બીજા સામે ગલીચ આક્ષેપો કરે છે ને લોકલાગણી ઉશ્કેરવા માટે અશિષ્ટ સૂત્રો વાપરે છે. આ પદ્ધતિ પ્રચારની દૃષ્ટિએ કદાચ સફળ નીવડતી હશે; પરંતુ એ આદર્શ પદ્ધતિ તો નથી જ. અભણ લોકો એથી અવળી દિશામાં દોરાય છે ને પરિણામે ખોટા પૂર્વગ્રહો ઊભા થવાથી લોકશાહીનો આદર્શ જોખમાય છે. ઘણીવાર પક્ષ કે વ્યક્તિવિરોધી પ્રચાર એટલો મજબૂત હોય છે કે લોકોના માનસનું સ્પષ્ટ દર્શન કરવું મુશ્કેલ પડે છે. આમછતાં જ્યારે મત લેવાય ત્યારે એ જ પક્ષ મોટી બહુમતીથી ચૂંટાઈ આવે છે. અમેરિકામાં પ્રમુખપદ માટે ટ્રુમેન અને ડયુઇ ઊભા રહ્યા ત્યારે ટ્રુમેન હારી જશે એવી માન્યતા ચોમેર પ્રવર્તતી હતી. છાપાંવાળાએ લોકમાનસ જાણવા માટે યોજેલા 'ગેલપ પોલ'માં પણ ટ્રુમેનને ઓછા મત મળ્યા હતા; પરંતુ જ્યારે ચૂંટણીનું પરિણામ જાહેર થયું ત્યારે ટ્રુમેન મોટી બહુમતીથી ચૂંટાઈ આવ્યો હતો.

આપણા દેશમાં મતદાર અશિક્ષિત છે; જુદાજુદા પક્ષો સ્વાર્થસાધુ બનીને ગમેતેવા પ્રચાર કરતાં અચકાતા નથી. આથી દરેક તાલુકા કે જિલ્લામાં અમુક ચોક્કસ પૂર્વગ્રહો બંધાઈ ગયા છે, આમ છતાં લોકો વ્યક્તિપૂજક છે. નહેરુ જેવા પ્રતિભાસંપન્ન નેતાની વાણીએ હિમાચલ પ્રદેશમાં તો લોકમતને જુદી જ દિશામાં વાળી કોંગ્રેસને વિજયી બનાવી છે. આથી જ્યાં જ્યાં કોંગ્રેસ પોતાની સફળતા વિષે શંકાશીલ છે ત્યાં ત્યાં નહેરુ આગળ ધરી વધુ બેઠકો જીતવાની અપેક્ષા રાખે છે. આ અપેક્ષા ખોટી નથી ને જનતાના પ્રિય નેતાને આગળ ધરીને એના દ્વારા જનતાને આકર્ષવાનો પ્રયોગ ખોટો પણ નથી; પરંતુ લોકો પોતાનાં મંતવ્યો વિષે કેટલા મજબૂત છે એના ઉપર બધું અવલંબે છે. બીજા વિશ્વયુદ્ધમાં વિન્સ્ટન ચર્ચિલે ઈંગ્લેંડને અસાધારણ પુરુષાર્થ દ્વારા બચાવ્યું; પરંતુ અંગ્રેજ પ્રજાએ એના પક્ષને સત્તા પર ન આવવા દીધો. યુદ્ધોત્તર પ્રશ્નોનો ઉકેલ રૂઢિચૂસ્તો કરતાં મજૂર પક્ષ સારીરીતે આણી શકશે એ માન્યતા પણ કદાચ એને માટે જવાબદાર હોય. ઈંગ્લેંડમાં જો આપણા દેશ જેવી વ્યક્તિપૂજા હોત તો ચર્ચિલ ન જ હાર્યો હોત, પરંતુ ત્યાંની પ્રજા કેળવાયેલી છે, વિવેકબુદ્ધિવાળી છે; આથી એ ન કોઈ સૂત્રોથી આકર્ષાઈ કે ન કોઈ વ્યક્તિથી દોરવાઈ. આપણા દેશમાં હજુ એ પ્રજાનું ખમીર નથી, એની કેળવણી નથી, એની વિવેકબુદ્ધિ નથી. આમ છતાં એ દિશામાં પ્રયત્નશીલ રહેવાની તો આપણી ફરજ છે.

ચૂંટણીમાં રાજકીય પક્ષો જ પડે ને ઉમેદવારો સ્વતંત્રરીતે ઊભા રહેવા કરતાં કોઈ પક્ષ દ્વારા ઊભા રહે એ ઇચ્છનીય છે. ઘણા સ્વતંત્ર ઉમેદવારો એની ગુલબાંગો પોકારે છે કે સ્વતંત્ર રાષ્ટ્રને પક્ષની જરૂર નથી પણ સારી વ્યક્તિઓની જરૂર છે; આથી કોઈ પણ પક્ષ સાથે નહીં સંકળાયેલા સ્વતંત્ર ઉમેદવારોને ચૂંટવા જોઈએ. આ માન્યતા ભ્રામક છે. લોકશાહી પદ્ધતિને વિકસાવવી હોય તો પક્ષીય રાજકારણ અપનાવ્યા વિના છૂટકો નથી. એક વિચારસરણીવાળી વ્યક્તિઓ પોતાના વિચારો એક પક્ષ દ્વારા રજૂ કરે તો જનતાને સારા-નરસાની ખબર પડે ને પરિણામે સમાન વિચારસરણીવાળા લોકોને ચૂંટીને એ નિશ્ચિત બની શકે. વળી જ્યાં પક્ષ હોય ત્યાં શિસ્તપાલન પ્રમાણમાં સહેલું પણ બનવાનું. મોટી સંખ્યામાં સ્વતંત્ર ઉમેદવારો ચૂંટવાથી લોકસભામાં સમાન વિચારસરણીવાળું જૂથ રચાતું નથી. આથી કોઈપણ નીતિને સ્પષ્ટ આકાર આપવો મુશ્કેલ પડે છે ને પરિણામે શંભુમેળો થાય છે. સભામાં આવનારાઓનું ભાવિ પણ અનિશ્ચિત રહે છે. આથી સ્વતંત્ર ઉમેદવાર તરીકે ઊભી રહેનાર વ્યક્તિનું ચારિત્ર્ય ઊંચું હોય તો પણ એ બહુ સફળ નથી નીવડી શકતી. લોકશાહીમાં પક્ષ પ્રધાનસ્થાને છે, વ્યક્તિ ગૌણસ્થાને. એનો અર્થ એવો નથી થતો કે લોકશાહીમાં વ્યક્તિનું મહત્ત્વ કાંઈ નથી. વાસ્તવિકરીતે જોઈએ તો ઈંગ્લેંડનો રૂઢિચૂસ્ત પક્ષ એના કાર્યક્રમ કરતાં એના કુશળ સૂત્રધારોને કારણે—અને ખાસ કરીને ચર્ચિલની અસાધારણ કાર્યકુશળતાને કારણે—ચૂંટણીમાં જીત્યો છે. ભારતમાં કદાચ કોંગ્રેસ પક્ષ ચૂંટણીમાં જીતશે તો એનું ઘણું શ્રેય પંડિત નેહરુની જહેમતને જશે. આજે કોંગ્રેસ પાસે નેહરુની નેતાગીરી ન હોય તો સંભવ છે કે એ ૬૬ વર્ષની જૂની અને મહાન સંસ્થા હોવા છતાં ચૂંટણીમાં થપ્પડ ખાઈ બેસે. ટૂંકમાં વ્યક્તિની શક્તિનો પક્ષ દ્વારા

( અનુસંધાન માટે જુઓ પાનું ૧૧ )

# મંગલ દર્શન

ઉમાશંકર જોષી

**શ્રી ગણેશ વાસુદેવ માવળંકરનું એક નવું જ દસ્તાવેજી પુસ્તક માનવતાનાં ઝરણાં પ્રગટ થાય છે ત્યારે એનું દાર્શનિક માંગલ્ય બતાવતો આપણા યુગકવિનો આ મહત્ત્વનો લેખ આખું પુસ્તક વાંચ્યા વિના વાંચ્યા જેટલો સંતોષ અપાવે છે અને આખું પુસ્તક વાંચવાની અદમ્ય જિજ્ઞાસા જગાવે છે.**

**આપણી સત્યાગ્રહની** લડતોનું એ એક શુભ પરિણામ ગણાવું જોઈએ કે, સામાન્ય રીતે, કહેવાતા ગુનેગારોને અદાલતોમાં તકસીરવાર ઠરાવી તેમને જેલમાં ધકેલવામાં જે વર્ગ શૂરો હોય છે તેમાંના કેટલાકને જેલનો અનુભવ કરવાની તક મળી. ખરું જોતાં ન્યાયાધીશો સજા ફટકારવા માટે જવાબદાર હોય છે. એમને જેલોનો સ્વાનુભવ હોય એ વધુ અગત્યનું ગણાય. પણ વકીલોની જેમ એ વર્ગ છેક સ્વાધીન નથી હોતો. ખુરશીનું રાજીનામું દઈને અથવા પેન્શનને તિલાંજલિ આપીને કોઈ રડ્યાખડ્યા ન્યાયાધીશો સત્યાગ્રહ-આંદોલનોમાં જેલમાં ગયા હોય તો ભલે, પણ અનેક રાષ્ટ્રપ્રેમી ધારાશાસ્ત્રીઓએ જેલ સેવી છે એ તો સુવિદિત છે.

સત્યાગ્રહનો માર્ગ માનવતાનો માર્ગ હોઈ, જે વકીલોમાં માનવતાનો અંશ તરતો હોય તેવાઓ એ તરફ સવિશેષ ખેંચાયા હોય એ સ્વાભાવિક છે. આવા માનવતાવાળા વકીલો જેલમાં જાય તો જેલમાંના કેદીઓને જુદી જ આંખે જોવાનો એમને પ્રસંગ આવે છે. ગુનેગાર કેદીઓનેમદદરૂપ થવા-અને તો એમની સજા કમી કરાવવા અને એ કેમ જલદી મુક્તિ મેળવે તે માટે તેઓ પ્રયત્નશીલ બને છે. સત્યાગ્રહના પ્રણેતા ગાંધીજીને જ યરવડામાં ૧૯૨૨-'૨૩માં પોતાની સેવામાં મુકાયેલા વૉર્ડર આદનને મૂળ એડનની જેલમાં અને બને તો છૂટીને એના વતન સોમાલીલૅન્ડમાં જવા મળે તે માટે સરકારને 'અરજીઓ ઉપર અરજીઓ' કરતા આપણે જોઈએ છીએ. હિંદની અનેક જેલોમાં અનેક સત્યાગ્રહી ધારાશાસ્ત્રીઓએ કેદી ભાઈઓને મદદરૂપ થવા થોડોવત્તો પ્રયત્ન જરૂર કર્યો હશે. આ પુસ્તક ઉપરથી જોવા મળે છે કે આ દિશામાં દાદાસાહેબ માવળંકરે, ખાસ કરીને ૧૯૪૨ની લડત પછીની શિથિલ જેલ-નીતિના સંજોગોમાં મળેલી તકનો લાભ લઈને, જે સેવા બજાવી છે તે કદાચ અજોડ હશે.

દાદાસાહેબ માવળંકરનું ફાંસીના એક પ્રસંગ ઉપરથી ફાંસી-કેદીઓતરફ હૃદયનું વલણ બંધાયું અને એમણે ખૂનના તહોમતવાળા-અને તેમાંયે ફાંસીની સજા પામી ચૂકેલા કેદીઓને મદદરૂપ થવાનું બીડું ઝડપ્યું. એક બાહોશ ધારાશાસ્ત્રી તરીકેની તમામ બુદ્ધિશક્તિને-ઉપરાંત પોતાના સમગ્ર હૃદયબળને એમણે એ દિશામાં અજમાવ્યું, તરછોડાયેલા ગુનેગારોને સહાયભૂત થવામાં એમને ઠીકઠીક સફળતા મળી, તો કેટલીકવાર નિષ્ફળતા પણ સાંપડી છે,—પણ એ ઉપલક સફળતાનિષ્ફળતાની પાછળ એમને માનવતાની સજીવ સરવાણીનો સંપર્ક થયો એ એમની મોટી સંપ્રાપ્તિ તો છે. કહેવાતા ગુનેગારો-ખૂનીઓ, ફાંસી-કેદીઓ-ની સૃષ્ટિ એ કેવી હરીભરી, માણસાઈના અમીથી લહેરાતી છે, એનો એમને સાક્ષાત્કાર થયો. એ જ આ પુસ્તકનું સૌથી મોટું મૂલ્યવંત આકર્ષણ છે. ગુનાઓની તપાસમાં અને ન્યાય તોળવામાં જેઓને રચ્યાપચ્યા રહેવું પડે છે તે વકીલ સમુદાય અને ન્યાયાધીશવર્ગ આ સત્ય ઘટનાઓની સૃષ્ટિના મર્મને ઓળખે એ કેટલું બધું ઇચ્છવાજેવું છે! જે ગુનેગારોને તેઓ જનમટીપ કે એવી લાંબી મુદતની સજાથી જેલોમાં ભંડારી દે છે તે સામાન્ય કેદીઓ-અથવા તો સર્જનહારે સર્જન કરવામાં ભૂલ કરી હોય એમ જેઓને ફાંસી આપીને પાછા એને હવાલે કરવામાં આવે છે તે ફાંસીકેદીઓ-ઘણીવાર કેવા તો માણ-સાઈનાં ઉચ્ચમાં ઉચ્ચ તત્ત્વો ધરાવે છે તે આપણા વકીલો અને ન્યાયાધીશોને સમજાય તો એમની પ્રત્યે તેઓ કદાચ જુદી જ રીતે વર્તવાનું વિચારે. સંભવ છે કે ૧૯૨૦-૧૯૪૫ની પચીશીમાં ધારાશાસ્ત્રીઓને મળી એવી જેલોમાં જવાની મોટા પાયા પરની તક હવે





ન મળે. ધારાશાસ્ત્રીઓની દુનિયા વતી દાદાસાહેબ માવળંકરે કહેવાતા ગુનેગાર કેદીઓના જીવનનું આ જે મંગલ દર્શન કર્યું છે તે એ દુનિયાને ભવિષ્યમાં કામ આવશે એવી આશા રાખીએ.

[ ૨ ]

એક ધારાશાસ્ત્રીને આ મંગલ અનુભવ થયો છે એ વાત ઉપર જાણીજોઈને ભાર મૂક્યો છે. દાદાસાહેબ ધારાશાસ્ત્રી ન હોત તો આ જાતના અનુભવમાંથી પસાર થવાનો એમને પ્રસંગ જ ન આવત. પણ અહીં જેલમાં એક ધારાશાસ્ત્રી તરીકેનું કામ કરવા એ બેસે છે ત્યારે વસ્તુનું સ્વરૂપ આખું બદલાઈ જાય છે. મોટી મોટી કોર્ટોમાં 'મિલોર્ડ' કરીને ઝાકઝમાળ બુદ્ધિથી અસીલને જિતાડવા નીકળેલા કોઈ વકીલનું ચિત્ર કલ્પી જુઓ અને અહીં જેલમાં આંખમાં ઝળઝળિયાં સાથે ગદ્‌ગદ કંઠે મહમદ મૂસાને વિનંતિ કરતા દાદાસાહેબના શબ્દો સાંભળો: 'મહમદ, તું સાચી હકીકત કહેતો નથી. શું તારો મારા પર વિશ્વાસ નથી? મારાથી બનતી મદદ તને કરવા હું અહીં આવું છું. તું સાચું બોલ.' અદાલતોમાં ન્યાયને નામે થતી હૃદયહીન ખેંચતાણમાં માનવ પ્રાણીનું ભાવિ ઓડનું ચોડ વેતરાઈ જાય એની કોને પડી હોય છે? અહીં જેલમાં તો કેદીની ભાંગીતૂટી જિંદગીને જે કાંઈ જરીક બચાવી શકાઈ, સાચવી શકાઈ તે ખરી–એ માટેનો પ્રયત્ન હોય છે. પેલે છેડે પૈસો બુદ્ધિને નચવે છે, અહીં પ્રેમને વશ થઈ હૃદય સત્યનો પ્રકાશ શોધે છે. અદાલતોમાં સામાન્ય રીતે આરોપીઓને મંત્ર આપવામાં આવે છે: 'હું કાંઈ જ જાણતો નથી.' અહીં દાદાસાહેબ પાસે એક જ મંત્ર છે: 'સાચું બોલ.' ધારાશાસ્ત્રી તરીકેની એમની કારકિર્દીમાં પણ એમને જે ઘણીવાર સમજાયું હશે—અને પછી જાહેર સેવામાં જીવન વ્યતીત કરતાં જે મનમાં પાકું ઠસી ગયું હશે—એ જ એ તો કેદીઓ આગળ મૂકે છે: સત્ય જેવો કોઈ બચાવ નથી.

આ પુસ્તકમાંની શરૂઆતની ચાર ઘટનાઓ આ વાતની પ્રતીતિ કરાવવા માટે બસ છે. સત્ય એ અવ્યવહારુ આદર્શવાદીઓને માટેની જ કોઈ ખાસ વસ્તુ નથી, પણ સામાન્યતઃ એ વ્યવહારુ રીતે પણ રોજના જીવનમાં હરેક માણસને એકંદરે લાભદાયી થઈ પડે એમ છે, એ આ ઘટનાઓમાં જોવા મળે છે.

અલબત્ત, સત્યનો માર્ગ એ તલવારની ધાર પર ચાલવાનો માર્ગ છે. એમાં જોખમ તો રહેલું હોય જ છે. કાનજી અને મહમદથી દાદાસાહેબ એ વાત છુપાવી રાખતા નથી. રખે એ લોકોને ફાંસી મળે ને એ વખતે લાગે કે 'દાદાએ મને લટકાવ્યો' એથી એ સંભાવનાથી એમને એ વાકેફ કરે છે જ. ધોળકા તરફના પેલા ખેડૂતને તો સત્ય ન બોલે તો કદાચ લાભ પણ થાય એવો સંભવ હતો. પણ આનંદની વાત છે કે બધા જ પ્રસંગોમાં તે તે ગુનેગાર પોતાના કૃત્યનો એકરાર કરે છે. સત્યને વળગવાથી પહેલા ચાર પ્રસંગોમાં આરોપીઓ બચ્યા એ ઉપરથી કોર્ટોમાં વકીલો અસત્યને બદલે સત્ય ઉપર આધાર રાખે એમાં ડહાપણ રહેલું છે એ વાતની જે પ્રતીતિ થાય છે તે જરૂર મહત્ત્વની છે. પણ એથી વધુ મહત્ત્વની વાત તો એ છે કે માણસમાં સત્યને વળગવાની શક્યતા કેટલી બધી છે–જાણે એ એનું સ્વાભાવિક વલણ જ ન હોય–એની આ બધા પ્રસંગો ઉપરથી પ્રતીતિ થાય છે. જોખમ ખેડીને પણ કાનજી, બ્રહ્મા નંદ બાવાજી, ધોળકા તરફનો ખેડૂત સત્ય વાત પ્રગટ કરે છે. સોમો અને શાહજાદો દયાની અરજીમાં સત્યનો સ્વીકાર કરે છે, મહમદ મૂસા અને શિવરામ ફાંસીને માંચડે ચઢતાં પહેલાં એકરાર કરે છે, અને માધુ ભુનો પણ જાહેરમાં નહિ છતાં એક દાદાસાહેબની આગળ તો જરૂર સત્ય વાત કબૂલે છે.

*

આ બધા કાંઈ સતવાદીઓ ન હતા. છતાં તેઓ સત્યનો આશરો શા માટે લે છે? સત્ય પરમ આશ્વાસક વસ્તુ છે માટે. સત્યનો આશરો લીધો એટલે માણસ હળવો ફૂલ. એના અંતરાત્મા પરથી હિમાલય જેવડી શિલા જાણે હટી જાય છે અને પોતાના દોષનો ડાઘ ધોવા એ હવે મંડી પડે છે. દાદાસાહેબ કેદીભાઈઓને હૃદયની દલીલોથી સત્ય તરફ વાળે છે એટલે સત્ય સ્વીકારવા સાથે જ તે લોકોમાં પશ્ચાત્તાપનું

ઝરણું ખળખળ વહેતું થઈ જાય છે અને એમના દોષને ધોઈ એમને હળવા–નરવા–બનાવે છે. ક્રોધી પણ પ્રેમાળ પતિ કહે છે : "નિશ્ચય એ જ કે જે હકીકત બની છે તે તમામ સાચી જ કહેવી અને પત્નીની માફી માગતાં, ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખવી." ફાંસી તો નહિ પણ ચાર વર્ષની સજા એને મળી. "કેમ,હવે કાંઈ આગળ અપીલ?"—એ પ્રશ્નના જવાબમાં ઘડીભર મૂંગો રહી, એ કહે છે: "નહિ. મેરી જાનથી ગઈ તો મારે પ્રાયશ્ચિત્ત કરવા ચાર વર્ષ જેલમાં ગાળવાં એ કાંઈ મોટી વાત નથી." ફાંસીનાં માંચડા તરફ પગલાં માંડતાં મહમદ મૂસા કહે છે: "મને તો ન્યાય જ થયો છે. હું મારી સ્ત્રીની માફી માગું છું." શિવરામ પણ આખર ઘડીએ કહે છે: "ખૂનના ઈરાદાનો હું ઇન્કાર કરું છું. છતાં થયેલી સજા પરમેશ્વરનો ન્યાય છે એમ હું માનું છું, એટલે મને કોઈ જાતનો અસંતોષ નથી." સોમો મણિને અંતિમ વિદાય સમયે વીનવે છે: "હું પાપી છું. તારો મોટો ગુનો કર્યો છે. મને માફ કરજે." શાહજાદો તો બબલીને માર્યા પછી પણ એવો બબલીમય બની ગયો છે કે "જે દિવસે મને ફાંસી છે તે દિવસે જ બબલી મરી ગઈ હતી! મારાં કેવાં સદ્ભાગ્ય કે બબલી જે દિવસે સ્વર્ગે ગઈ તેજ દિવસે હું પણ એને મળવા જવાનો છું!"–એ આનંદમાં ચકચૂર છે. કલાપીની પંક્તિઓ કેટલી બધી સાર્થક છે!—

હા! પસ્તાવો વિપુલ ઝરણું સ્વર્ગથી ઊતર્યું છે.
પાપી તેમાં ડુબકી દઈને પુણ્યશાળી બને છે.

આ બધા સાચા બનેલા પ્રસંગોમાં દાદાસાહેબને જે મંગલ અનુભવ થયો છે તેમાં આ પશ્ચાત્તાપનો પ્રભાવ એ મને એક અત્યંત મહત્ત્વનો અંશ લાગે છે. અને તે કોઈ ઊર્મિલ કારણોસર-નહિ, પણ સમાજ-સંચાલનમાં–ખાસ કરીને કહેવાતા ગુનેગારોને સજા કરવાની સમાજની પદ્ધતિઓમાં સર્વશ્રેષ્ઠ પદ્ધતિ તરીકે પશ્ચાત્તાપની પ્રક્રિયાને અજમાવવી જોઈએ એવી શ્રદ્ધા આ ઘટનાઓથી વધુ દૃઢ બને છે એ કારણે. સમાજનો ચરખો ઠીક રીતે ચાલ્યાં કરે એ માટે એમાં વિક્ષેપ કરનાર તત્ત્વો પર કામ ચલાવવાનો, કાંઈ નહિ તો આત્મરક્ષણ ખાતર પણ, સમાજને જરૂર હક છે. પણ આજે સુધરેલી ગણાતી દુનિયામાં પણ, આપણે જે રીતે એ વિક્ષેપકારક તત્ત્વો સાથે કામ લઈએ છીએ તે સમાજના સ્વસ્થ સંચાલનને કોઈપણ રીતે મદદરૂપ છે? બહુ જ આડખીલીરૂપ કોઈ જણાય તો તેને ફાંસી દેવામાં આવે છે. પણ લેખક એક ઠેકાણે પૂછે છે તેમ "ફાંસીની સજા વર્ષોથી દેવાતી આવે છે, છતાંય ખૂન ઇત્યાદિના ગુના ઓછા થયા છે?" દેખીતી રીતે જ, ફાંસી એ થયેલાં કે થનારાં ખૂનનો ઈલાજ નથી. બીજાં વિક્ષેપકારક તત્ત્વોની જેલમાં અટકાયત કરવામાં આવે છે. એમાં કાં તો માત્ર અટકાયતનો, કાં તો વધારામાં સજાનો પણ, આશય હોય છે. જેલોની સ્થિતિ એવી છે કે માણસ છૂટે તે પહેલાં પાકો ગુનેગાર થઈને નીકળે. શું આપણા દેશમાં, શું બહુ આગળ ગણાતા દેશોમાં, જેલ એટલે જેલ! પ્રિન્સ ક્રોપોટ્કીન સાઈબીરિયાનો કારાવાસ ભોગવી આવ્યા હતા અને પેરિસની એક આલેશાન જેલમાં પણ રહ્યા હતા, પણ 'જેલ' તરીકે બંને એકસરખી એમ એમણે નોંધ્યું છે. અને સજાના ખ્યાલે તો સમાજનું અહિત કરવામાં કાંઈ બાકી રાખ્યું નથી. ખાસ તો સમાજની નાદારી એ દ્વારા પ્રગટ થતી હોય છે. જે માણસ જેલમાં સજા ભોગવી આવ્યો તે બહાર આવીને પોતે ઋણ ચૂકવીને ચોખ્ખો થયો છે, હવે સમાજનો દેવાદાર નથી, એ રીતે વર્તવા માંડે છે. પણ સમાજ એને એ રીતે ચોખ્ખો–ઋણમુક્ત થયેલો સ્વીકારવાની ના પાડે છે. પ્રતીકારરૂપે પેલો, સમાજ સામે, વધુ વીફરે છે, વધુ ગુના કરે છે. બીજા શબ્દોમાં ગુનેગારને સજા કરીને સમાજ જાણે પોતાને જ સજા કર્યે જાય છે. આમાંથી બચવું શી રીતે?

ગુનાનો સાચો ઈલાજ નથી કલમો અને પેટાકલમોથી ખિચોખિચ ઠાંસેલા પિનલકોડમાં કે મોટી મોટી કોર્ટોમાં, નથી વકીલોની બુદ્ધિઝરતી વાણીમાં કે ન્યાયાધીશોના ખરચાળ ચુકાદાઓમાં, પણ કહેવાતા ગુનેગારના હૃદયમાં છે, એના અન્તરાત્મામાં છે. ત્યાં ઈલાજ અજમાવાય એ જરૂરી છે. એનો જાગ્રત થયેલો અન્તરાત્મા





એને જે સજા કરી શકશે એવી સમાજની કોઈ પણ જેલ શી રીતે કરી શકવાની છે! અને તે છતાં ફેર એ છે કે અન્તરાત્માની સજામાંથી પસાર થયેલો ગુનેગાર ખરે જ ચોખ્ખો થઈને સમાજમાં પાછો પ્રવેશી શકશે. 'લે, તારી સજા ભોગવી દીધી, હવે શું છે?'–એવા ભાવથી નહિ, પણ પોતાના દોષના ભાનથી ગળી ગયેલા હૃદયથી વિનમ્રભાવે સમાજને વધુ ઉપયોગી થવાની ઊલટથી એ નવું જીવન શરૂ કરશે. સમાજ આજે તડ ને ફડ ન્યાય કરવાની એની રીતથી પોતાને અન્યાય કરી રહ્યો છે એમાંથી કોણ જાણે ક્યારે છૂટશે! પણ લાંબી અને ધીરજભરી છતાં ગુનાના ઈલાજની સાચી પદ્ધતિ જાગ્રત અન્તરાત્માના પશ્ચાત્તાપની દિશામાં શોધવાની રહે છે એમાં સંશય નથી.

દાદાસાહેબે આ બધા પ્રસંગોમાં વ્યવહારપૂરતું કાયદાની કોર્ટો સાથે કામ પાડ્યું છે, પણ એમની નજર મુખ્યત્વે જેને સામાન્ય ભાષામાં 'ઈશ્વરનો દરબાર' કહે છે તે ઉપર છે, એટલે જેને માટે ફાંસી નિશ્ચિત છે તેના નામના હાથ ધોઈ નાખીને એ દૂર રહેતા નથી, પણ કેદીભાઈના હૃદયમાં પશ્ચાત્તાપ પ્રગટાવી એને પેલી સાચી અદાલત માટે તૈયાર કરવા ઇંતેજાર રહે છે. બીજા શબ્દોમાં દેખીતી રીતે જ, દાદાસાહેબને આ કે તે કેદીભાઈની સજા ઓછી કરાવવામાં જ રસ નથી, પણ એને હાથે જાણ્યે અજાણ્યે; ગણતરીપૂર્વક કે ઉશ્કેરાટમાં, થયેલા દુષ્કૃત્યનો એ પૂરા હૃદયથી પસ્તાવો અનુભવે અને એ રીતે એની માણસાઈ, જે કાંઇ બે ચાર દિવસ પણ એના જીવનના શેષ રહ્યા હોય તેમાં, ખીલી રહે એમાં રસ છે. સત્યના સ્વીકારથી માણસ અન્તરાત્માની સજા એકવાર સ્વીકારે એટલે કાયદાની કોર્ટોની સજાઓ થાય ન થાવ એ પછી બહુ મહત્ત્વનું રહેતું નથી. માધુ ભૂવાને કાયદાની કોર્ટમાં સત્ય હકીકત રજૂ થઈ ન શકી એટલે સજા ન થઈ અને એ છૂટ્યો. પણ ઈશ્વરની અદાલત તરફથી તો, એણે જ્યારે બીજા એક માનવબંધુ સમક્ષ સાચી વાત કહી તે ક્ષણથી, પશ્ચાત્તાપની આગમાં જલવાની સજા શરૂ થઈ ચૂકી હતી. કાયદાની કોર્ટોની સજા ભલે ભોગવીને કે ભોગવ્યા વગર, પણ પશ્ચાત્તાપ દ્વારા પોતાના દુષ્કૃત્યનો ડાઘ ધોવાની શક્તિ ગુનેગાર ગણાતા માણસમાં પડેલી છે અને એને સક્રિય કરી શકાય છે એ પ્રતીતિ આ પ્રસંગમાળાથી થાય છે એમાં એની નાનીસૂની સાર્થકતા નથી.

*

પછી ફાંસીની સજા કાયમ કરે જ, તો ફાંસીકેદી સ્વસ્થતા ગુમાવ્યા વગર એમાં પસાર થઈ શકે છે એમાં શી નવાઈ! સત્યના સ્વીકારથી, પશ્ચાત્તાપના અગ્નિમાં આત્માનું કુંદન તવાઈ તવાઈ ને શુદ્ધ થવા માંડ્યા પછી, મૃત્યુનો ડર નજીવો થઈ રહે એ સ્વાભાવિક છે. બીજા ખંડની પ્રથમ ચાર ઘટનાઓમાં આપણે જોઈએ છીએ કે મહમદ મૂસા શિવરામ, સોમો અને શાહજાદો એ ચારેએ 'મૃત્યુ પર જિત' મેળવી, તેમાં એમના હૃદયના પશ્ચાત્તાપનો ફાળો જેવો તેવો નથી. સામે ચાલીને પોતાના સ્વજન થયેલા દાદાસાહેબની હાજરીનો પ્રભાવ પણ ખરો. ફાંસીએ લટકનાર પાંચે કેદીઓ પ્રેમીઓ છે એ પણ કેવળ અકસ્માત્ નથી. એક જણ પત્નીનું, ત્રણ જણા રખાતોનું અને એક જણ રખાતના પતિનું ખૂન કરીને આવેલ છે. કામવૃત્તિ સહેજમાં દુષ્કૃત્ય તરફ ઘસડી જાય છે, પણ એ શક્તિના ઉદ્રેકની નિશાની છે અને જ્યારે એ શુદ્ધ થઈ સાચે માર્ગે વળે ત્યારે એને શું અસાધ્ય હોઈ શકે? પોતાના અને પરસ્ત્રીના ખોળિયામાં જ જેને રસ હતો તે સોમો 'આ તો ખોળિયું જ છે!' એમ કહે એ ઓછી બલિહારીની વાત છે! સામે ઊભેલા મૃત્યુનો પ્રભાવ પણ ખરો. ગોસાંઈ બાવા ૐકાર ગજાવતા જે રીતે ફાંસીએ ચઢ્યા તે ઉપરથી લાગે છે કે નિશ્ચિત મૃત્યુ જોઈ અંદરથી જ કોઈક એવી આધ્યાત્મિક સ્ફૂર્તિ પ્રગટતી હોવી જોઈએ. 'મનુષ્યની મનોરચનામાં એવું કયું તત્ત્વ ઈશ્વરે રાખ્યું છે કે એ મૃત્યુને નજરે દેખતાં એનો સામનો કરવાનું તત્ત્વજ્ઞાન ટૂંક વખતમાં ઝીલી શકે છે?"



અન્યત્ર લેખક અનુમાન પણ તારવે છે: "કદાચ પોતાના મરણનું તીવ્રતાથી ભાન થયેલ હોવાથી એઓની દૃષ્ટિ આધ્યાત્મિક બન્યે એઓ એક પ્રકારની સ્થિતપ્રજ્ઞતા કેળવતા હશે."

માનવની ફિલસૂફીનું મૂળ અવશ્યંભાવી મૃત્યુની હકીકતને ગળે કેમ ઉતારવી એના પ્રયત્નમાં–બીજા શબ્દોમાં એની પારાવાર જિજીવિષામાં–શોધવામાં આવે છે. ભાગવતનું કથાનક શું છે? પરિક્ષિતને સાતમે દિવસે સાપ કરડીને એનો પ્રાણ લેવાનો જ છે. સાત દિવસમાં પરિક્ષિત એવી તત્ત્વચર્યામાંથી પસાર થાય છે કે સાપ કરડીને માત્ર એના ખોળિયાનો જ નાશ કરી શકે એમ છે. નાચકેતાને પિતાએ મૃત્યુને અર્પ્યો એટલે એણે અન્નપાણી તજ્યાં. ત્રણ દિવસ મૃત્યુને ઉંબરે અતિથિ થઈને પડી રહ્યો ત્યાં મૃત્યુને મુખે જ એને પ્રેય અને શ્રેયના વિવેકનું જ્ઞાન મળ્યું. બીજા શબ્દોમાં, મૃત્યુ સામે ઊભું છે એવું સમજાતાં શરીર-ભાવથી જીવવામા મદદરૂપ પ્રેયોને તજવાની અને પરિણામે આત્મભાવમાં–શ્રેયમાં સ્થિર થવાની એને તાલીમ મળી. આત્મભાવ જગાડવામાં મૃત્યુ જેવું બોધ આપનાર કોઈ નથી: **वक्ता चास्य त्वादृगन्यो न लभ्यः।**

*

આવા સામાન્ય, અભણ જેવા કેદીઓમાં જીવનની છેલ્લી ઘડીએ આધ્યાત્મિક બલ ક્યાંથી આવ્યું? યોગ્ય રીતે જ લેખક પૂછે છે: "એ લોકોને આપણે ખરેખરઅ ભણ કેમ કહી શકીએ?" આચાર્ય આનન્દશંકર ધ્રુવ કહેતા કે આ દેશના લોકોને નિરક્ષર કહેજો, પણ અસંસ્કારી ન કહેશો. કદાચ ભણેલા લોકોના પ્રમાણમાં આ કહેવાતા અભણોમાં સંસ્કારિતાવધુ દીપી ઊઠતી હોય છે. મોતી ઝેણા દાદાસાહેબની પાસે જેલમાં રહે છે. "આ સમયમાં મેં બહુ જ નજીકથી એના અનેક ગુણોનું દર્શન કર્યું. માણુસ અપ્રસિદ્ધ તેથી ભલે નાનો ગણાય, પરંતુ ગુણોનું મૂલ્યાંકન કરીએ તો એને એક મોટો માણુસ ગણું." અને યોગ્ય રીતે જ લેખક ઉમેરે છે: "હિંદુસ્તાનમાં આવા લાખો ભારતીય સંસ્કૃતિના પ્રતીક તરીકે પડ્યા છે. અને આજે જો આપણી સંસ્કૃતિ ટકી રહેલી હોય તો એ આ પ્રકારના નાન ગણાતા માનવીઓ પ્રજાવર્ગમાં મોટી સંખ્યામાં છે તેથી; તેથી જ આપણે જગતમાં એક પ્રજા તરીકે ટકી રહ્યા છીએ, એમ કહું તો અત્યુક્તિ ન ગણાય"

યરવડામાં ગાંધીજી સાથે એમના સાથીઓ પ્રાર્થનામાં બેસતા બંધ થયા ત્યારે 'મિત્રોના સાથ વગર પ્રાર્થનામાં મને એકલવાયું લાગશે અને કદાચ હું હિજરાઈશ' એવા 'મુલાયમ વિવેકભાવથી' વૉર્ડર ગંગાપ્પા ચુપચાપ આવીને સામે બેસી જઈ પ્રાર્થનામાં સામેલ થયો હતો. એના ગુણો વિશે એમણે લખ્યું છે: 'જે માણસમાં આવું ઉચ્ચ ચારિત્ર દર્શાવવાની શક્તિ છે તેને સમાજ શિક્ષા કરી શકે છે અને સરકાર એવા માણસને કેદમાં રાખી શકે છે એનો જ મને અચંબો થાય છે. ગંગાપ્પા નિરક્ષર છે. તે રાજદ્વારી કેદી નથી. એને ખૂન કે એવા કોઈક ગુન્હાને માટે સજા થયેલી છે.' ('યેરવડાના અનુભવ'.)

ગુનેગારોને સમાજ જે રીતે જુએ છે અને અદાલતોમાં વકીલ-ન્યાયાધીશો જે ચશ્માંથી એમને તપાસે છે એ કરતાં પેલે છેડે જેલની દીવાલો પાછળ નજીકના સહવાસથી સમભાવી આગેવાનોને એ કેવા જુદા લાગે છે–એ જરીક વિચારતા કરી મૂકે એવું છે. જેલની સૃષ્ટિમાં સપડાયેલાં માનવીઓમાં સત્ય તરફ ઢળવાનું જે સ્વાભાવિક વલણ દેખાય છે, પશ્ચાત્તાપ દ્વારા પોતાના દેષની શુદ્ધિ કરવાની એમનામાં જે તૈયારી જોવા મળે છે, આ બધું છતાં જો ફાંસીની સજા થાય જ તો મૃત્યુ પર જિત મેળવતી આધ્યાત્મિક શક્તિ તેઓ પ્રગટાવી શકે છે અને એકંદરે એમના જીવનમાં જે સંસ્કારિતાનો પરિચય થાય છે તે આ પ્રસંગમાલાને 'માનવતાનાં ઝરણાં' નામ અપાવવા માટે પર્યાપ્ત છે.

આ માનવતાનાં ઝરણાં વહેતાં રહે, જેલમાં જ લુપ્ત ન થઈ જાય તે માટે સમાજે જેલો તરફનું વલણ વેળાસર બદલવું જોઈશે. ગુનેગારોને માનસિક રોગી





તરીકે ગણી સમભાવથી એમને પાછા નિરોગી બનાવી પગભર કરવા જોઈશે.

આ અંગે, સેમ્યુઅલ બટ્લરની અસર નીચે, બ્રિટિશ લેબર ઑફિસના રિપોર્ટની પ્રસ્તાવનારૂપે શૉએ અને આપણે ત્યાં ગાંધીજીએ દિશાસૂચન કરેલું છે. 'યેરવડાના અનુભવ'-(પૃ. ૫૫-૫૬)માંના ગાંધીજીના ઉદ્ગારો જ જોઈએ :

"જેલમાં મનુષ્યશ્રમના વ્યયની છાકમછોળ છે, જ્યારે પૈસા અને સાધનના વપરાશની બાબતમાં પૂરું દળદર છે. ઇસ્પિતાલોમાં આથી ઊલટું જ ચાલે છે. છતાં બંને સંસ્થાઓ માનવવ્યાધિના ઈલાજને સારુ યોજવામાં આવેલ છે- જેલ માનસિક અને ઇસ્પિતાલો શારીરિક વ્યાધિઓને સારુ. માનસિક વ્યાધિ અપરાધ તરીકે મનાય છે એટલે સજાને પાત્ર લેખાય છે; શારીરિક વ્યાધિ કુદરતની અણધારી આપત્તિ તરીકે મનાય છે અને તેથી તેની કાળજીપૂર્વક માવજત કરવી જોઈએ. વાસ્તવિક રીતે આવો કશો ભેદ કરવાનું કારણ નથી....શારીરિક વ્યાધિને સારુ હળવા ઉપાય લેવામાં આવે છે એનું એક કારણ એ છે કે કહેવાતા ઉપલા વર્ગોના લોકો નીચલા વર્ગના લોકો કરતાં કદાચ વધારે વારંવાર આરોગ્યના નિયમો તોડે છે. આ ઉપલા વર્ગોને સામાન્ય ચોરી કરવાનો અવકાશ નથી. અને જો સામાન્ય ચોરી ચાલુ રહે તો તેમના જીવનક્રમને ખલેલ પહોંચે તેથી સામાન્ય રીતે પોતે જ કાયદા બનાવનારા હોઈ તેઓ સ્થૂળ ચોરોને દંડે છે. જો કે, તેમને પ્રતિક્ષણ એ વાતનું તો ભાન હોય જ છે કે તેમનાં પોતાનાં ભોપાળાં જેને વિષે કોઈ બોલતું નથી તે સ્થૂળ ચોરીઓના કરતાં સમાજને ઘણાં વધારે હાનિકર્તા હોય છે.

"એ પણ જોવા જેવું છે કે જેલો અને ઇસ્પિતાલો ખોટી ચિકિત્સાને લીધેજ વધે છે. ઇસ્પિતાલો ઊભરાય છે કારણ દર્દીઓને પંપાળવામાં આવે છે. જેલો ઊભરાય છે કારણ કેદીઓ સુધરવાને નાલાયક જ હોય એમ માનીને તેમને સજા કરવામાં આવે છે. .. દરેક દર્દી અને દરેક કેદી ઇસ્પિતાલ અને જેલમાંથી નીકળે ત્યારે માનસિક તેમજ શારીરિક આરોગ્યના નિયમોનો પ્રચારક બનીને જ નીકળવો જોઈએ."

[ ૩ ]

આ પ્રસંગો સાચા બનેલા છે. કશો ઓપ આપ્યા વગર લખાયા છે. શૈલીમાં વકીલની ચોકસાઈની સાથે સાથે સહાનુકંપાથી વિકલ બનેલા હૃદયનો રણકો છે. ચોકસાઈના આગ્રહને લીધે પોતાના 'ગુરુમહારાજ' પણાની વીગતને પણ લેખક આવવા દે છે, તો ક્યાંક બુદ્ધિના ફાંકાવાળો માણસ જે રીતે રજૂ ન કરે એ રીતે (દા. ત. મણિની દલીલ પૃ. ૭૯) બયાન આપે છે. સાચી વાત મેળવવાની પ્રક્રિયામાં આપણે પણ લેખકના સાથી બનતા ન હોઈએ એવો અનુભવ થાય છે. લખાવટમાં ઘાટઘૂટ માટે સભાન પ્રયત્ન જણાતો નથી, પણ 'શાહજાદાનો પ્યાર,' 'આ તો ખોળિયું જ છે,' 'મોતી ઝેણા,' 'બિચારી મા,' 'બ્રહ્માનંદ બાવાજી' જેવા પ્રસંગો ટૂંકી વાર્તાની લગોલગ આવી પહોંચે છે. કોઈ પ્રસંગ છૂટક છપાયો હોય તેથી ક્યાંક પુનરુક્તિ આવી ગઈ છે, પણ તે બીજી આવૃત્તિમાં દૂર કરી શકાય. છેલ્લા બે પ્રસંગોનું સ્થાન 'મૃત્યુ પર જીત'ના ખંડ કરતાં કદાચ 'સત્યની પ્રતીતિ'માં વધુ યોગ્ય ગણાય.

'મહમદ મૂસા'માં આપકથા પણ થોડીક ભળી છે. આવાં બધાં જ કથાનકોમાં આપકથાનો અંશ ભળવો અનિવાર્ય છે. મહમદને મૃત્યુ સામે ઊભા રહેવાનું તત્ત્વજ્ઞાન સમજાવવા જવાના દંભથી બચવાનો લેખકનો પ્રયત્ન એ ખરે જ એક સહૃદય અને વેધક પ્રકરણ છે. દાદાસાહેબને એક વ્યવહારજ્ઞ પુરુષ તરીકે સમાજના કોયડાઓના ઉકેલ શોધવાના અનેક પ્રસંગ આવ્યા હશે. મહમદના ઉપવાસપ્રકરણનો એમનો ઉકેલ ખરે જ એનો એક સુંદર નમૂનો છે. મોતી ઝેણા પ્રત્યે એમનો માના જણ્યા ભાઈ જેવો ભાવ—એક જાતનો પૂજ્યભાવ પણ ચોખ્ખો વરતાય છે. ગોસાંઈબાવાને ફાંસી મળવાની હતી તે સવારે પહેલા વહેલા એની પાસે જઈને ગીતાનો અધ્યાય




બોલતા દાદાસાહેબ ઉપર એક આંખ અને બીજી ભારત-સંસદ (પાર્લામેન્ટ)ના અધ્યક્ષ (સ્પીકર) દાદાસાહેબ ઉપર રાખતાં કેવું સુભગ દશ્ય પ્રત્યક્ષ થાય છે!

દાદાસાહેબ એક વાતડાહ્યા વૃદ્ધજન છે. વરસો પહેલાં બનેલા બનાવો રેખાએ રેખા ઊપસતી આવે એમ કડીબદ્ધ રજૂ કરવાનો એમનો રસ એમના થોડાક અનુભવમાં આવેલા ઓની પણ જાણમાં હશે. થોડીક વિનોદની વૃત્તિ પણ ખરી ક્યારેક આંખમાં ચમક ( twinkle ) પણ દેખાઈ આવે. ભગવાં છોડીને સાદાં કેદીનાં કપડામાં શોભતા બ્રહ્માનંદ બાવાજીએ બતાવેલી ત્રણ આંગળીના પ્રસંગમાં એ જોઈ શકાશે

*

જો આંખ હોય તો માનવી નર્યા માનવી તરીકે કેવો સોહામણો લાગે છે, એનું મંગલ દર્શન કરાવતું આવું સાહિત્ય ભાષાનું અમૂલ્ય ધન બની રહેવાનું.

આપણે ત્યાં સદ્ગત મેઘાણીએ 'જેલ ઑફિસની બારી' અને 'માણસાઈના દીવા'થી આ જાતના સાહિત્યનું ગૌરવ સ્થાપ્યું છે. સદ્ભાગ્યે એ દિશામાં અન્ય આવાં અર્પણો પણ પુસ્તકોરૂપે અને છૂટક સામયિકોમાં મળવા માંડ્યાં છે. આપણા લોકો અનુભવદક્ષ ગણાય છે. ઘણા માણસોના અનુભવમાં આવતા આપણા મોટા વકીલ, દાક્તરો, ઉદ્યોગપતિઓ વેપારીઓ, શિક્ષકો, જાહેર સેવકો પણ માનવજીવનના કોઈ ને કોઈ રહસ્ય પર અજવાળું પાડતા સ્વાનુભવના પ્રસંગો આલેખે તો જરૂર આપણી ભાષાના સાહિત્યને એટલો લાભ થશે. લાંબાં બયાન લખવાની, લખવાની ચાલુ ટેવ (કે કટેવ) ન હોય તેમને આળસ આવે છે. પણ છૂટક પ્રસંગ એ એક એવી વસ્તુ છે કે એની ભાષા આપોઆપ મળી રહે છે અને શૈલી સપ્રમાણ રહે છે. પ્રસંગ પોતાનો ઘાટ પણ પોતાની મેળે મેળવી લેતો હોય છે.

દાદાસાહેબ પાસેથી તો આ જાતનું કીમતી સાહિત્ય આપણને મળશે જ એવી આશા રાખીએ. મૃત્યુની છાયામાં ઊભેલાં માનવબંધુઓ સાથે પ્રેમ કરનાર-અને એમનો પ્રેમ પામનાર-દાદાસાહેબની મૂર્તિ જરૂર આ પુસ્તકદ્વારા ચિરપ્રેરણાદાયી નીવડશે.

★

## શુભ પળે

મુખ સુન્દર જોયું, શુભ પળે, મુખ સુન્દર જોયું!
મારગ હું જાતો'તો મ્હારે
નિર્મલ એક પ્રશાન્ત સ્હવારે,
નયન તહીં મોહ્યું; શુભ પળે૦
નયન ભરી હૃદયે ઊતર્યું એ,
હૃદય ઠરી કવને દ્રવિયું એ,
રસિક વિષે મ્હોર્યું; શુભ પળે૦
અંતર તમ ફોર્યું, પરિમલે જીવન મુજ સોહ્યું; શુભ પળે—
મુખ સુન્દર જોયું.

હસિત બૂચ

હરીન્દ્રનાથ
અનુ૦ ચંદ્ર

આરોગ્યના

> ભારતની પ્રથમ લોકશાહી ચૂંટણી વેળાએ." દેશભરમાં પૂરબહારમાં ચાલી રહી છે. ભારતની એકેએક ભાષામાં અનુ થયેલી અને ભજવાયેલી આ ના નાટિકા ગુજરાતીમાં અહીં પહેલી વાર પ્રગટ થાય છે. કર્તાની લાક્ષ સચોટતા અહીં પણ અછતી નથી રહે

[ દૃશ્ય : રંગભૂમિ આખી ખાલી છે માત્ર ખૂણામાં ડાબી અને જમણી બન્ને બાજુએ એક એક મત આપવાની પેટી પડી છે. એક માણસ દાંડી પીટતો અને બૂમો પાડતો પ્રવેશ કરે છે ]

દાંડી પીટનાર : વખત વહી જાય છે. ચાલો ભાઈઓ! મત આપવા ચાલો. કોને મત આપશો ? જલદી નક્કી કરી લો.

[ એક જૂવાન સ્ત્રી અને પુરુષ પ્રવેશ કરે છે. ]

સ્ત્રી (પુરુષને) : મત એ લગ્નના જેટલી જ ગંભીર વસ્તુ છે. વિચાર કરીને ઝૈરી પસંદ કરજો. ( હસે છે. )

પુરુષ : એ વાત ઠીક કહી. તું હસે છે ત્યારે સાચે જ સુંદર દેખાય છે.

સ્ત્રી : પણ રાજ્યમંત્રીઓ અને પ્રધાનોના હાસ્ય પાસે મારું હાસ્ય તો કંઈ વિસાતમાં નથી.

[ બન્ને હસે છે. ]

પુરુષ : આપણા વડાપ્રધાન એ કામ સરસ કરી જાણે છે. એમના હાસ્યના જાદુ ઉપર કોંગ્રેસની જીતનો આધાર છે. શું મીઠાશ છે એમના શબ્દોમાં!

સ્ત્રી : અને છતાંયે એ મીઠા શબ્દો ચાર વર્ષના સ્વરાજના અનુભવો આપણને ભૂલાવી શકે એમ નથી. આપણે ભૂખે મરી રહ્યાં છીએ એ પણ મીઠા શબ્દો આપણને ભૂલાવી શકે એમ નથી. એ શબ્દોની પાછળ કાળાબજારિયાંઓની સેના છૂપાઈને બેઠી છે—જેમણે દેશની બરબાદી કરવામાં કશી કમીના રાખી નથી, જેમણે ભૂખે ટળવળીને મરતાં આપણાં લાખો સ્ત્રીઓ અને બાળકોનાં હાડપીંજરો ઉપર આલીશાન ઇમારતો રચી છે. આપણું લોહી ચૂસી ચૂસીને તગડા થયેલા એ શેઠિયાઓ અને મીલમાલિકો, અનાજના અખૂટ ભંડારોનો સંઘરો કરીને ભૂખમરો અને દુકાળ ઉત્પન્ન કરવાવાળા કાળા-બજારિયાઓ વડાપ્રધાનની પાછળ છૂપાઈને છે. પોતે પડદો બનીને આ લોકોને સં રાખવાનો એમને શું અધિકાર છે?

દાંડી પીટનાર ( દાંડી પીટતો ) : સમય થઈ જ આવ્યો છે. એક વાર વિચાર કરો, બે વાર કરે ત્રણ વાર કરો. અરે, મત આપતાં પહેલાં સો વાર વિચાર કરો. મત એ કાંઈ ફક્ત કાગળનું ફરફરિયું નથી અને મત નાખવાની પેટી પણ કાંઈ સીધી સાદી પેટી નથી. સાચી પેટીમાં મત નાખશો તો ઠીક છે. પણ ખોટી પેટીમાં મત નાખવો એ તમારું માથું વાઘની બોડમાં નાખવા બરાબર છે.

[ દાંડી જોરથી પીટવા માંડે છે. ]

સ્ત્રી (પુરુષને) : તમે કોને મત આપશો એ નક્કી કર્યું ?

પુરુષ : હું વિચાર કરી રહ્યો છું.

સ્ત્રી ( હસે છે ) : તમને જોઈને મને પેલી વાર્તામાંનો પોપટ યાદ આવ્યા વગર રહેતો નથી. એક માણસને પોપટ જોઈતો હતો. પોપટ વેચનાર પાસે જઈને એણે પૂછ્યું : ' તારો પોપટ બોલી શકે છે ?' વેચવાવાળાએ જવાબ આપ્યો : ' અરે બોલવાનું બાજુએ મૂકો, મારો પોપટ તો વિચાર કરવામાં ય એક્કો છે !' પેલા માણસે એ પોપટ ખરીદ્યો. પણ પોપટ તો વિચાર કરવા સિવાય બીજું કરે તો જ ને !

દાંડી પીટનાર : ચાલો, મત આપવાનું શરૂ થાય છે.

[ એક ગધેડો પ્રવેશ કરે છે. એની પાછળ માણસોનું એક ટોળું પણ આવે છે. ગધેડો સૌને મોખરે છે. ]



બોલતા : નાદ આપો, મત આપો. તમારો મત ભારત–સંસ (માથું લોકોના ટોળાં તરફ ફેરવી દાદાસાહેબ પૂછે છે) કોને મત આપવો એ જાણો છો?
થાય છે! એક અવાજ : કોને? કોને?
દાદા : કેમ વળી? સદ્ધર પક્ષને.
પહેલાં અવાજ : કયો પક્ષ?
એમ અવાજ : જે પક્ષ ગધેડો સદ્ધર માને એ વળી!
અનુભવ : જે 'પુરવઠો પૂરો પાડી' શકે એ પક્ષ.
વિનોજણુ (મશ્કરી કરતાં) : અને તમારી પાસે (કયો પુરવઠો પડ્યો છે એ તો અમે સારી પેઠે જાણીએ છીએ છેલ્લાં ચાર વરસથી એ પુરવઠાનો બોજ અમારી પીઠ ઉપર સહી રહ્યાં છીએ. તમારો એ પુરવઠો વધારે લાદીને એને વહન કરવાની હવે અમારામાં ભાગ્યે જ તાકાત રહી હોય!
જે : ગધેડાની પીઠ જેવી તેવી કાંઈ થોડી જ હોય છે? બોજાનું વહન કરવાનું તો એના સ્વભાવમાં જ છે.
તે : પણ ગધેડાં યે કોઈ વાર પાછલા પગની મારે છે!
: એના માલિકે એની પાસે બોજો વહેવડાવવા એક સરસ યુક્તિ કરી છે. એના નાકની સામે એક ગાજર લટકાવે છે. બાપડો ગધેડો ગાજર ખાવાની તલપમાં ને તલપમાં આગળ આગળ ચાલ્યો જાય છે, પણ ગાજર એના મોંમાં આવતું નથી. ગાજર તો નાકથી થોડે દૂર જ લટકતું રહે છે!
: તમે ફાવે તેમ બકવા કરો. મારો માલિક જ દેશ આખાને પુરવઠો પૂરો પાડી શકે એમ છે.
: તારા બરડા ઉપરના ચાબૂકના સોળ તો જો! એ પણ તારા માલિકના પુરવઠામાંની એક ચીજ છે, તારા શરીરનાં એકેએક હાડકાં તરફ જો, એ બીજી ચીજ. અને તારા શરીર ઉપરનાં રોગ અને ગંદકી એ વળી ત્રીજી ચીજ.

[ સફેદ ટોપીવાળો એક માણસ પ્રવેશ કરે છે. ]

ણુ : જેટલાં વધુ કાળા આ કાળાબજારિયાઓ થતા જાય છે એટલી જ સફેદ એમની આ ટોપી થતી જાય છે.
લોકોના ટોળામાંથી :
—જોયો પેલો માણસ! એણે આપણાં લોહી ચૂસ્યાં છે.
—એણે કેટલીય લાંચરૂશ્વત ખાધી છે.
—આપણા મોંમાંથી કોળિયો ઝૂંટવી લઈને એ ભગવાનનાં ભજનો કરે છે અને મંદિરો બાંધે છે!
—એ આપણો મત માગવા આવી રહ્યો છે.
—ગઈ વખતે આપણે જ એની ચૂંટણી કરી હતી પણ એના હાથમાં સત્તા આવતાંની સાથે જ આપણે એનું મોં જોવા પણ પામ્યાં નહિ.
—એ આજે આપણો મત માગવા આવે છે.
—ખોરાક વગર, દવા વગર મરી ગયેલાં આપણાં બાળબચ્ચાંઓની એને પડી નથી. આપણા માટે એણે હાથ પણ નથી હલાવ્યો.
ગધેડો (ભૂંકતાં ભૂંકતાં) : એને તમારો મત આપો. ભૂતકાળ ભૂલી જાવ ભાઈઓ! એને તમારી સેવા કરવાની એક વધુ તક આપો, થોડો વધુ સમય આપો અને એ તમારે માટે ગજબના કામો કરી બતાવશે. હિંમત હારશો નહિ, એને એક તક આપો.
સફેદ ટોપીવાળો : ભાઈઓ અને બહેનો! તમારાં દુઃખો માટે મને નાહકનો શું કામ બદનામ કરો છો? આપણે સૌએ આપણાં પૂર્વજન્મનાં ફળ ભોગવ્યા વગર છૂટકો નથી.
એક સ્ત્રી : અને તમે તમારા પૂર્વજન્મમાં ખૂબ સુકૃત્યો કર્યાં હતાં ખરું ને? ગયા જન્મનાં કામો પણ આ જન્મ જેટલાં 'સરસ' હતાં?

[ ત્રિરંગી કિનારવાળી ખાદીની સાડી પહેરી એક સ્ત્રી પ્રવેશે છે. ]

ખાદીધારી સ્ત્રી : બહેનો! આજે ઘણે વખતે હું





તમારા ગામમાં આવી છું. તમારું ગામ કાતુર,*
—કેટલું સુંદર નામ છે? અને કેટલું મશહુર?

એક ઘરડી ખેડૂત–સ્ત્રી: તમે અમારા ગામને ખૂબ પ્રખ્યાત બનાવ્યું છે. અહીં કેમ આવવું થયું?

ખાદીધારી સ્ત્રી: તમારી બધાંની ખબર પૂછવાસ્તો.

ઘરડી સ્ત્રી: શું કરવા નકામી તકલીફ લીધી—અને તે પણ ચાર ચાર વરસની ગેરહાજરી પછી?

એક જુવાન ખેડૂત–સ્ત્રી: તમે ચૂંટણીમાં ભાગ લઈ રહ્યાં છે એમ અમે સાંભળ્યું છે એ સાચી વાત?

ખાદી ધારી સ્ત્રી: હા, એ ખરી વાત છે. અને તમને બધાંને મત આપવાની વિનંતિ કરવા હું આવી છું

ઘરડી સ્ત્રી: હાસ્તો બેન મત તો આપશુંસ્તો પણ...એક વાત પૂછવી છે. કપડાં પહેરીને મત આપીએ કે નાગાં ઊભાં રહીને?

[ ખાદીધારી સ્ત્રીને હડધૂત કરતા એક સામટા અવાજો ટોળામાંથી આવે છે. શરમની મારી સ્ત્રી મોં ફેરવ્યા વગર ચાલી જાય છે. ગધેડો ભૂંકવાનું પાછું શરૂ કરે છે. ]

સફેદ ટોપીવાળો: તમે લોકોએ અમારું અપમાન કર્યું છે.

ગધેડો (ટોળા તરફ): અને એમનું અપમાન એ મારા અપમાન બરાબર છે.

સફેદ ટોપીવાળો: સાંભળો ભાઈઓ! શાંતિ રાખો, ધીરજ રાખીને સાંભળો. અમે તમારા માટે આટઆટલું કર્યું એ બધું તમે ભૂલી ગયાં?

[ જાણે કબરમાંથી આવતાં હોય એવાં સ્ત્રી-પુરુષો અને બાળકોના અવાજો નેપથ્યમાંથી સાંભળાય છે:–]

પહેલો અવાજ (પુરુષનો): તમે અમારા માટે જે કર્યું છે એ કોઈ કાળે અમે ભૂલી શકીએ એમ નથી. મને મારા ઘરમાંથી ઘસડીને લઈ જઈ કોંડાપલ્લી[1] ટેકરીની પાસે ગોળીબાર કરીને મારી નાખવામાં આવ્યો હતો—કારણ કે હું મારા લોકોની પડખે ઊભો રહ્યો હતો.

બીજો અવાજ (સ્ત્રીનો): મારાં બે બાળકોને ભૂખથી ટળવળતાં મારાથી જોઈ શકાતાં નહોતાં એટલે મારા આ સગા હાથે એ બન્નેને કૂવામાં નાખી દીધેલાં એ વાતને તીરૂપતી[2]નાં એકેએક જણ જાણે છે.

ત્રીજો અવાજ (એક જુવાન સ્ત્રીનો): મારા પતિને ગોળીએ વીંધી નાખી તેં મારી ઉપર અત્યાચાર ગુજાર્યો. અને મેં ઝાડ ઉપર દોરડું લટકાવી ગળે ફાંસો ખાધો—કારણ કે મારાથી જીવ્યું જતું નહોતું!

ચોથો અવાજ (એક પુરુષનો): તારા હાથે તેં મને ઘાતકીરીતે મારી નાખ્યો. મોટર લોરીની પાછળ મને દોરડા વતી બાંધી એક માઈલ સુધી ખાડા-ટેકરાવાળા રસ્તા ઉપર પુરજોસમાં લોરી હંકારી મૂકી મારા શરીરના કુરચેકુરચા ઉડાવી દીધા! તમે અમારા માટે કર્યું છે એ અમે કેમ ભૂલી શકીએ?

પાંચમો અવાજ (નાનકડા બાળકનો): તારા હુકમથી મારાં માબાપને અચાનક ખેંચી જવામાં આવ્યાં અને દૂધના ટીપા વગર મને મરી જવા માટે પાછળ છોડવામાં આવ્યો!

છઠ્ઠો અવાજ (સ્ત્રીનો): હું કલકત્તા યુનિવર્સિટીમાં વિદ્યાર્થિની હતી.

સાતમો અવાજ: અને હું પણ

આઠમો અવાજ: અને હું પણ

નવમો અવાજ: અને હું—

બધા (છેલ્લા ચારેય અવાજ સાથે): અમે અમારા હક માટે લડતાં હતાં અને તેં અમારા ઉપર

---

* 'કાતુર' એ તેલંગાણામાં એક નાનકડું ગામ છે. જ્યાં 'આપણી' સરકારે ૩૦૦ માણસોને પોલિસચોકીમાં લઇ જઇ, નગ્ન કરી આખા ગામમાં સરઘસ આકારે ફેરવી છેવટ ગાંધીજીના પૂતળા પાસે ઘુંટણીએ પડાવી નમસ્કાર ...ડાવવામાં આવ્યા હતા. આ **સાચી** હકીકત **છે**.

૧ દક્ષિણ ભારતનું એક સ્થળ

૨ દ૦ ભારતનું એક ગામ



ગોળીબાર ચલાવ્યો !

દસમો અવાજ : હું કુચબિહારનાં ભૂખે મરતાં માણસોનાં ટોળામાં હતો. અમે સરકાર પાસે અનાજ માગ્યું અને અમારાં પેટમાં ગોળીઓ મારવામાં આવી !

અગિયારમો અવાજ : તમારાં એ બધાં કામો અમે શેં ભૂલી જઈએ ? મને ફટકા મારી મારીને મારી નાખ્યો. અને હું અકસ્માતથી મરી ગયો છું એમ લોકોને બતાવવા મારું શરીર રેલગાડીના પાટા પાસે મૂકવામાં આવ્યું !

બધાં સાથે : તમારું મોં કાળું કરો ! આથી બીજી કઈ વધુ શરમની વાત હોય ! આ પાપનાં ફળ ભોગવ્યા વગર તમારો આરોવારો નથી. એનો બદલો જરૂર લેવામાં આવશે—કોઈક દિવસ, કોઈક દિવસ !

ગધેડો : આ અવાજ ક્યાંથી આવી રહ્યા છે ? જાણે ફિલમમાંથી આવતા અવાજો ન હોય !

એક માણસ : હા ! ઐતિહાસિક ફિલમ !

એક સ્ત્રી : પણ આ તો ફિલમનો પૂર્વાર્ધ હતો. વિરામ પછીના ઉત્તરાર્ધનો ભાગ લખવાનો હજુ બાકી છે. એ ભાગ બીજા પાંચ વરસની અંદર પૂરો તૈયાર થઈ ગયો હશે.

બધાં : એમણે પહેલો ભાગ લખ્યો; આપણે બીજો ભાગ લખશું. એમણે મોતની કહાણી લખી : આપણે જીવનની કહાણી લખશું. એમણે ખંડન કર્યું : આપણે સર્જન કરશું. એમણે ભૂખમરાની કહાણી લખી : આપણે આબાદીની કહાણી લખીશું—

દાંડી પીટનાર : પણ બધો આધાર આપણા મત ઉપર છે. આપણે સાચી પસંદગી કરશું તો આપણા હાથે બીજો ભાગ લખાશે. પણ, (સફેદ ટોપીવાળા તરફ આંગળી ચીંધીને) જો આપણે આ મહાશયને મત આપશું તો એ પહેલા ભાગનું પુનરાવર્તન થવું ચાલુ થઈ જશે અને પાંચ વરસ સુધી બમણા ક્રોધથી, બમણા વેરથી, આપણાં જ લોહીમાં કલમ બોળી બોળીને આ કહાણી લખાતી જશે—આપણાં લોહીનું ટીપું પણ બાકી ન રહે ત્યાંસુધી—(દાંડી વગાડવી શરૂ કરે છે) મત આપો, મત આપો !

આખું ટોળું ડાબી બાજુએ જાય છે. માત્ર ગધેડો જમણી બાજુની પેટી તરફ જાય છે.

સફેદ ટોપીવાળો રંગભૂમિના આંગળના ભાગમાં પ્રેક્ષકવર્ગ તરફ પુંઠ ફેરવીને, ગધેડા તરફ મોં વકાસી જોઈ રહે છે.×

× આ નાટિકાના સર્વ હક સ્વાધીન છે.



# અણઉકલ્યું બી

સિ થ

| |
|---|
| ભલભલા માનસશાસ્ત્રીઓને પણ જે રમીલાનું માનસ સમજવું એક કોયડા જેવું થઇ પડે એવી આ વાર્તાની નાયિકા રમીલા વાચકોની કસોટીએ ચડશે ત્યારે વાચકો પણ પોતપોતાના માનસ વિજ્ઞાનના દૃષ્ટિકોણથી નાણી જોશે. અને છતાં ય આપણા સમાજનાં રોજબરોજ બનતા આવા પ્રસંગો ને સમસ્યાઓ અણઉકલ્યાં જ રહેવાનાં ને ? |

જે પોતાને રડ્યા ખડ્યા સેવકો કહેવડાવતા એવા જ અમારા ગામના એ કનુભાઈ હતા. ગામ આખામાં એમની છાપ પણ બહુ સારી પડી ગયેલી એટલે વાતવાતમાં કામ પડ્યે કનુભાઈને બોલાવવા પડતા. દરેક જાતના સામાજીક, સાંસારિક કે કૌટું-બિક ઝગડાનો ઉકેલ પણ કનુભાઈ વગર અધૂરો જ રહેતો.

કનુભાઈએ આજથી આઠ વરસ પહેલાં જ્યારે મોટા વૈભવશાળી કુટુંબનો ત્યાગ કરીને લડતમાં ઝંપલાવ્યું ત્યારે એમનાં કુટુંબીજનો તો રાતે પાણીએ રોતાં હતાં. એ બધાંનાં રુદન કરતાંયે માભોમના આંસુડાં કનુભાઈથી જોયા જાય એમ નહોતું—અને એ પણ પેલા એક જ સહારે કે એમની આ જિંદગી કાંઈક અંશે પણ દેશને ઉપયોગી થાય. પછી તો એ જેલમાં જઈ આવ્યા. લડત જરા ધીમી પડી. સેવકો અને સૈનિકોએ ગાંધીજીના આદેશ મુજબ રચનાત્મક પ્રવૃત્તિઓમાં ઝંપલાવ્યું. અને અમારા કનુભાઈ પણ જેલમાંથી છૂટીને આવ્યા કે તરત ક્યાંય પણ રઝળપાટ કર્યા વગર સીધા અમારા ગામમાં જ આવ્યા અહીં રહીને સારી અને સાચી સેવા થઈ શકશે એમ એમના મનમાં ઊગી નીકળ્યું.

એ પ્રચંડ રાષ્ટ્રીય જુવાળના તોરમાં ને તોરમાં બીજે જ અઠવાડિયે કનુભાઈની પ્રવૃત્તિઓ શરૂ થઈ ગઈ. ગામના આઠ દસ તરુણ વિદ્યાર્થીઓને હાથમાં લીધા. એ બધા હોંશે હોંશે એ જુવાળમાં ઘસડાયા.

ઈસ્ત્રીબંધ વિદેશી કપડાંની જગ્યાએ જાડી પાણ-કોરાની ખાદી આવી. કોટ-પાટલૂનની જગ્યાએ નાડીવાળી ચડ્ડી અને અડધી બાંયના ઢંગધડા વગરના ઝભ્ભા આવ્યા. કનુભાઈએ આ બધામાં પહેલ કરેલી એટલે એનું અનુકરણ કરવામાં કોઈને બહુ મુશ્કેલી કે શરમ ન લાગી.

એ આઠ-દશ તરુણ વિદ્યાર્થીઓને મક્કમ બના-વવા માટે કનુભાઈએ કેટલાય પ્રયોગો અજમાવ્યા. એ વખતનો એ જુવાળ જોઈને ઉછળતા લોહીમાં કંઈક પણ કરી નાખવાની ધગશે આ બધા કનુભાઈ તરફ આકર્ષાય એ અત્યારે ઝટ ન માની શકાય. પણ એ જમાનામાં ગામેગામ આવા 'કનુભાઈઓ' એક યા બીજી રીતે પોતાનું ધાર્યું કરાવી શકેલા. અને એ વખતે એમને આવા જ અબુધ વિદ્યાર્થીઓનો સાચો સાથ સાંપડેલો.

કનુભાઈની પ્રવૃત્તિઓમાં રેંટિયાવર્ગ, રાત્રિશાળા, ગામસફાઈ જેવા રચનાત્મક પ્રવૃત્તિઓના બધા કાર્ય-ક્રમો આવી જતા. એમનું જૂથ પણ કાંઈક મક્કમ બનતું ગયું. પણ એ આખા જૂથમાં એક જાતની ધરેડ એમને સાલી. એમાં કાંઈક પ્રેરક-ઉત્તેજક તત્ત્વ દાખલ કરવું જરૂરી છે એમ કનુભાઈને રોજ ને રોજ લાગ્યા કરતું. આખરે એમને એનો ઉકેલ જડી આવ્યો હોય કે કોણ જાણે પણ બીજે જ મહિને એમના એ મંડળમાં ચાર પાંચ તરુણ વિદ્યાર્થિનીઓ પણ જતી-આવતી થઈ ગઈ. ધીરે ધીરે એ પણ એમના કામમાં એકરૂપ બનવા લાગી ગઈ.

આવી જાતની સેવા-પ્રવૃત્તિઓમાં સ્ત્રી-પુરુષ ભેગાં મળીને સારી રીતે કામ કરી શકે છે એ ગાંધીજીના કથનને કનુભાઈએ વિશાળ અર્થમાં ઉતાર્યું અને એ છોકરા-છોકરીઓના જૂથમાંથી કાયમી સેવકો ઊભા કરવા માટે બબ્બેના જોડકાં તૈયાર કરવાની વેતરણમાં પડ્યા

કાચી ઉમ્મર, એ વખતનો ઉત્સાહભર્યો જુવાળ અને કનુભાઈની એક પ્રકારની ભૂરકી નાખતી વાણી. એ બધાની આ ઉછરતાં જુવાનિયાંઓમાં તાત્કાલિક



અસર થઈ. અને ઘેર રહીને જે જાતનો આનંદ ન લૂંટી શકાય એ જાતનો આનંદ લૂટવા માટે આ વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓ કનુભાઈના કેન્દ્રમાં વધુને વધુ સમય વીતાવતાં ગયાં. માબાપોને થયું કે છોકરાં કનુભાઈ જેવા 'ભગવાનનું માણસ' પાસે ભલે જતાં; ત્યાં રહીને એકધારું કામ કરવાથી છોકરાં કંઈક નવું તો શીખશે જ ને! ગામ લોકોને કનુભાઈની પ્રવૃત્તિઓમાં એક જાતની ઘેલછા દેખાતી એટલે એ તરફ વધુ ધ્યાન ન આપતાં

કનુભાઈની રમત આ રીતે દારૂખાના સાથે શરૂ થઈ. એમાંથી ક્યારે ધડાકો થશે એની તો ખુદ એમને પણ ખબર નહોતી. દારૂખાનાના એ કારખાનામાંથી ત્રણ જોડી તો તૈયાર પણ થઈ ગઈ. એ ત્રણેય જોડીને પૂરતી સ્વતંત્રતા કનુભાઈ આપતા થયા. એમને વાતો કરવા માટે, ચેનચાળા કરવા માટે અને એ બધાંથી ચડે એવો આજનો જે સાવ સસ્તો શબ્દ થઈ ગયો છે એ 'પ્રેમ' કરવા માટે કનુભાઈ બધી જોગવાઈ કરી દેવા લાગ્યા.

પંદર-સોળની એ ઉછરતી ઉંમરે ક્યાં છોકરા-છોકરી પ્રેમની ફિલસૂફી જાણતા હોય? જીવનને પણ ક્યાંથી સમજી શકતાં હોય? હા, એક જાતનું નવીન આકર્ષણ એમનામાં જાગે, એ આકર્ષણને સમજ્યા વગર સંતોષવાની ભૂખ જાગે, અને એ ભૂખમાં ને ભૂખમાં આવો મોકો મળે ત્યારે એ ભૂખને સંતોષવાની વૃત્તિ જાગે એ બધું ખરું. પણ જ્યારે એ ભૂખ શમી જાય ત્યારે? ત્યારે એમાંથી જે વિકૃતિ ભભૂકી ઊઠે છે એમાં જ આવાં અણસમજુ માનસો નથી કચડાઈ જતાં?

અને પછી કનુભાઈના તો કેન્દ્રમાં જ સર્જન પામેલી આ ત્રણ કાચી-કૂમળી વયની જોડીને પરણાવી દેવાના એમને કોડ જાગ્યા. મનમાં ને મનમાં તો કનુભાઈ પોતાની પ્રવૃત્તિઓને 'યાવચ્ચંદ્રદિવાકરૌ' લગી ટકાવી રાખનારાં વારસો મળ્યાથી ફૂલ્યા સમાતા નહોતા. અને એક રાત્રે એ ત્રણ તરુણો અને ત્રણ તરુણીઓ સાથે કનુભાઈ દૂર દૂરના શહેરમાં ઊપડી ગયા. ત્યાં જઈને એ ત્રણેયનાં ગાંધર્વ-લગ્ન કરાવી આપ્યાં. અને એ છયે જણ કનુભાઈને દેવ માનતાં પણ થઈ ગયાં. કનુભાઈના ચાર હાથ એમના ઉપર રહેવા લાગ્યા. કનુભાઈને પૂછ્યા વિના પાણી પણ ન પીવું એટલી આજ્ઞાંકિતતા એમનામાં આવી ગઈ.

આ બધું પતાવીને એકાદ અઠવાડિયામાં પાછાં બધાં અમારા ગામમાં જ આવ્યાં. હજુ તો કોઈ ને આ વાતની ગંધ પણ નહોતી આવી. લગ્ન કરીને પતિ-પત્ની બનેલાં પેલાં ત્રણ જોડકાંમાંથી પણ કોઈએ કાંઈ કહ્યું નહીં. હવે એ ત્રણેય યુવાન-યુવતીઓ એકમેક સાથે પતિ-પત્નીની રીતે વર્તાવ રાખવા માંડ્યાં અને એ વાત છેવટે ગામ આખામાં ધીરેધીરે ફેલાઈ. છોકરીઓનાં માબાપે આ વાત જાણતાં જ છોકરીઓને ઘર બહાર પગ ન મૂકવા દેવા જેવો જાપ્તો મૂકી દીધો. છોકરાઓ તો હજુ પહેલાંની જેમ એ કેન્દ્રમાં કેંદ્રિત થયેલા રહ્યા.

કાચી વયે થયેલાં એ ગાંધર્વ-લગ્નને તો કોઈએ ગણકાર્યું નહિ અને માબાપની ધાકધમકીને લઈ ને કે પછી કોણ જાણે કેમ, પણ બે છોકરીઓને તો બીજે પરણાવવાની યોજનાઓ પણ પાકી થઈ ગઈ. અને કનુભાઈને હાથ ઘસતા મૂકીને થોડાક વખતમાં એ બે છોકરીઓને તો પરણાવી દેવામાં પણ આવી. સાથે સાથે એ બે છોકરીઓ સાથે ગાંધર્વવિધિથી પરણાવેલા બંને છોકરાઓએ પણ થોડાક ધમપછાડા કરી જોયા, પોતાના લગ્નકાળની સાથે પડાવેલી છબીઓ જાહેર કરી દેવાની ધમકી બતાવી જોઈ. પણ એમ કાંઈ કોઠું ન આપ્યું અને છોકરીઓને સુખી ઘર જોઈને પરણાવી દીધી. કનુભાઈને એ બે છોકરીઓને ગુમાવવાની સાથે સાથે એ બન્ને છોકરીઓના ગાંધર્વ પતિદેવોને પણ ગુમાવવા પડ્યા. એ બન્ને એવા તો નાસીપાસ થઈ ગયા, કે ગામ છોડીને જતા રહ્યા. આજે તો એ બન્ને મોટા ધંધાદારી થઈ ગયા છે એ વાતે અમારા ગામના માણસો કનુભાઈ ઉપર ફિટકાર વરસાવવા પૂરતા સચેત રહે છે.

*





આ આખી વાતની શરૂઆત અહીંથી થાય એવી જે ત્રીજી છોકરી રહી એ પહેલી બેથી કંઈક જુદી માટીથી ઘડાયેલી લાગી. કનુભાઈના પાઠ એ બરોબર ભણી હોય કે એનાં લોહીમાં જ એ હોય, પણ રમીલા તો એકની બે ન થઈ તે ન જ થઈ. એ તો બસ જીદ પકડીને જ બેઠી કે 'મેં તો ચંપક સાથે લગ્ન કર્યાં છે એ જ સાચાં છે. હું બીજી કોઈ જગ્યાએ લગ્ન કરવાની નથી.'

માબાપે એને સમજાવવામાં બાકી ન રાખી. બીજાઓ પણ સમજાવી ચૂક્યાં. માબાપે તો પોતાની સામાજીક પ્રતિષ્ઠા સાચવી રાખવા માટે છોકરીને મારી મારીને સીધી કરવામાં પણ કશી કમીના ન રાખી. પણ રમીલા છેવટ સુધી ચંપક સિવાય કોઈને સ્વીકારવા તૈયાર ન થઈ તે ન જ થઈ. કનુભાઈનું કહેવું માનશે એમ માનીને રમીલાના માબાપે કનુભાઈની ખુશામત કરીને એ પ્રયોગ પણ અજમાવી જોયો. પણ આખરે માબાપને રમીલાના નામનું નાહી નાખવું પડ્યું. એની પુખ્ત ઉંમર થતામાં જ રમીલા ખુલ્લંખુલ્લા ચંપક સાથે રહેવા માટે ઘરમાંથી નીકળી ગઈ અને પોતાના જ ગામમાં પોતાનાં જ માબાપની દુશ્મનાવટ વહોરી લઈને છડેચોક ચંપક સાથે કનુભાઈના કેન્દ્રમાં રહેવા લાગી. ચંપક ઉપર પણ પછી તો એ સાસરાપક્ષની દુશ્મનાવટે વેળ વાળવા પ્રયત્નો કરી જોયા.

કનુભાઈનું કેંદ્ર તો ગામ આખામાં પંકાઈ ગયું હતું. ગામને સુધારવા નીકળેલા કનુભાઈ ગામથી સાવ હડધુત થયા. ચંપક એ એક જ એમનો સાગરિત હતો ચંપકને લીધે હોય કે કનુભાઈને લીધે હોય, રમીલા પણ ચંપકનું ઓઠું મેળવીને ત્યાં રહેવા આવી એટલે પાછી કેન્દ્રની પ્રવૃત્તિઓ વિકસાવવામાં કનુભાઈ કંઈક આશાનાં કિરણો જોવા લાગ્યા. ચંપક તો મોટા ભાગે બહાર જ રહેતો. કનુભાઈ અને રમીલા આખા કેન્દ્રમાં મોટા ભાગે એકલાં રહેતાં. રમીલા એમની વૃત્તિઓ સંતોષી શકતી : કનુભાઈ એમના કામને સફળ થયું માનતા. ચંપક તો બાપડો એ બેઉનો કહ્યાગરો બનીને બધું મૂંગે મોંએ કરી છૂટતો.

પોતાનું કામ વધુ મજબૂત રીતે થઈ શકે એ માટે પછી તો રમીલાને આગળ ભણાવવી એવું નક્કી થયું અને રમીલાને શાળા છોડયાને ત્રણેક વરસ થયા હોવાંછતાં પાછી નજીકના શહેરમાં ભણવા મોકલી. શાળામાં દાખલ કરી. એની એક બેનપણીને ત્યાં રહીને ભણવા લાગી

ચંપક અને કનુભાઈ બધી આર્થિક મદદ એને કરતા જ રહ્યા. અને એ શહેરી આકર્ષણોમાં રમીલા પણ ધીમેધીમે રંગાવા લાગી. ચંપકના એ ઓચિયા વેશમાં પછી તો રમીલાને મોટી મોટી ખામીઓ દેખાવા લાગી. ચંપક જરૂર કરતાં પણ વધુ પૈસા મોકલતો એટલે એ પૈસા વાપરવા પાછળ રમીલા ધીમે ધીમે હાથની ને હૈયાની છુટ્ટી બની. એ 'પરણેલી' હતી એટલે એ કોઈ પુરુષથી ગભરાય કે બીવે એવું નહોતું. કારણ કે એને લગ્નનું લેબલ લાગી ગયું હતું, એની ઓથમાં રહીને એ બધું કરી શકે એ તો એને ક્યારનું સમજાઈ ગયું હતું.

જોઈએ એ કરતાં પણ વધુ મળતા પૈસાથી એની બધીયે વૃત્તિઓ બહેકી ઊઠી. મોજશોખાં તો એ હદ ઉપરવટ આગળ વધી ગઈ. અને એમાંથી જ એની એ બધી વૃત્તિઓને થમાવવા માટેના એના જેવા જ પાત્રની ભૂખ જાગી. એવડા મોટા શહેરમાં એવું પાત્ર એને તરત મળી પણ જાય જ ને?

એની બેનપણીના એક નિકટના સંબંધીની એને પણ ઓળખાણ થયેલી હતી. રમેશ અવારનવાર બેનપણીને ઘેર આવતો. ક્યારેક ક્યારેક રમીલા ઘરથી કંટાળી ગઈ હોય ત્યારે રમેશ સાથે ફરવા જવા એની બેનપણી એને કહેતી, પછી તો ઘરથી છૂપી રીતે પણ બન્ને એકલાં બહાર જતાં શીખ્યાં.

રમેશ તો શહેરી જીવડો હતો, એટલે રમેશ સાથેની રમત આદરવાની શરૂઆત જ્યારે રમીલાએ કરી પછી એને વધાવી લેવામાં રમેશને શો વાંધો હોય? એ તો રમીલાથી પણ ચાર ચાસણી ચડે એવો રંગીલો નવજવાન હતો. રમીલાની આજ સુધીની





દબાઈ રહેલી બધી વૃત્તિઓને એક સાથે જાગી જવાનું વાતાવરણ મળ્યું અને એ બેવડા જોરે જાગી ઊઠી. પછી તો નિશાળે પણ ઓછો વખત હાજર રહેનારી રમીલા રમેશ સાથે જ મોટો ભાગ વીતાવતી રહી. અને ધીરે ધીરે ચંપક પ્રત્યે બેદરકાર બનતી ગઈ, મહિને–માસે પણ એક ખુશી–સમાચાર આપતો રમીલાનો કાગળ ન આવે એટલે ચંપકને બધાં પૂછતાં એના જવાબમાં ચંપક એટલું જ કહેતો: 'અભ્યાસ ખૂબ કરવાનો રહેતો હશે એટલે કાગળ નહિ લખી શકતી હોય!'

સમજનારા લોકોને સમજતાં વાર ન લાગતી કે એ તો શહેરની હવા છે. અભ્યાસની ગમે એટલી ધમાલમાંથી પોતાના માણસને પણ બે લીટી કાગળ ન લખી શકે એ કારણ કોઈ કાળે માની ન શકાય.

આ રીતે ચંપકના પૈસે રમીલા ને રમેશ શહેરમાં લહેર કરવા લાગ્યાં. કનુભાઈના ચકોર મનમાં આ વાત વસી ગઈ અને રમીલાને પાછી ગામમાં બોલાવી લેવા ચંપકને આગ્રહ કર્યો. રમીલા હવે કોઈ હિસાબે પાછી આવવા તૈયાર નહોતી એટલે કનુભાઈની શંકામાં વધારો થયો, અને એક દિવસ કનુભાઈ અને ચંપક શહેરમાં ઉપડયા. રમીલાની ગેરહાજરીમાં રમીલાની બેનપણીએ રમીલાના એ નાચ–નખરાંની માંડીને વાત કરી, અને પછી તો રમીલા સાથે કંઈ વધુ ભાષણ કર્યા વિના જ બન્ને જણ રમીલાને લઈને પાછા ગામમાં આવ્યા.

રમીલાએ તો શહેરમાં પાછા જવા માટે ધાંધલ મચાવી મૂક્યું. છતાં ચંપક અને કનુભાઈ એટલા મક્કમ હતા કે એની કંઈ પણ કારી ન ફાવી અને રમીલા પગ પછાડતી રહી.

રમેશના કાગળો આવતા. પોતે પણ લખતી હતી. એ સામે ચંપકે વાંધો ન બતાવ્યો. પણ એક દિવસ એ વાતની ખાત્રી કરવા ચંપકે ને કનુભાઈએ મળીને રમીલાની ગેરહાજરીમાં એની પેટી ઉઘાડીને રમેશના આવેલા બધા પત્રો વાંચ્યા. ચંપક અને કનુભાઈ આખી વાત પામી ગયા. રમીલા સાથે પણ આ વાતનો ઘટસ્ફોટ કર્યો. ચંપકે તો એટલી હદ સુધી જઈને કહ્યું કે 'રમેશ સાથે તને પરણાવવા માટે પણ હું તૈયાર છું!'

રમેશ લગ્ન જેવા બંધનમાં માનતો નહોતો. એટલે રમીલાની વિનવણીઓ છતાં રમેશ લગ્ન કરવા તૈયાર ન થયો ત્યારે લગ્નની વાત રમેશને લખવી બંધ કરી. રમીલા ત્યાં સુધી રમેશના એ વાસનાભર્યા પ્રેમને ન સમજી શકી. એ તો રમેશને જ સાચા પ્રેમીની રીતે જોઈ રહી.

દિવસો વીત્યા, પણ રમીલા શહેરમાં ન જઈ શકી તે ન જ જઈ શકી. એકવાર તો નાસી જવાની હિંમત પણ કરી જોઈ. પણ નાના ગામમાં સાયકલ ઉપર બેસીને કોઈ બે પૂંછડાવાળી, પગમાં સેંડલ પહેરેલી છોકરી ગામથી આઠ–દસ માઈલ દૂરના સ્ટેશને જાય ત્યારે એને કોઈક તો 'રોકનારું' નીકળે ને?—રમીલા પણ તે દિવસે એ રીતે જ પોતાના સાહસમાં નાકામયાબ નીવડી.

પછી તો એક દિવસ ચંપક ક્યાંક બહાર ગયો હશે. કનુભાઈ પણ બહારગામ હતા. ચંપકના બેચાર મિત્રો બેઠેલા એમને પણ પોતાને નહાવું છે એવું બહાનું કાઢીને ઘરમાંથી વિદાય કરીને શરીર પર ગ્યાસતેલ છાંટીને રમીલાએ અગ્નિસ્નાન કર્યું.

નાનકડા ગામમાં અમલદારોને પૈસા દાબીને અકસ્માતથી દાઝી ગઈ છે એવું સાબીત થઈ ગયું ત્યારે ચંપકે પણ ઘરમાં પ્રવેશતાંની સાથે જ રમીલાની છાતી પરના ચેનના લોકેટમાં રહેલા રમેશનો ફોટો કાઢીને રફેદફે કરી નાખેલો અને બીજી કોઈ વાતની ગંધ પણ નહોતી આવવા દીધી.

રમીલાના મા–બાપે પણ એમની મરજી વિરુદ્ધ જઈને ચંપક સાથે પરણેલી રમીલાની આ ત્રીજી વાતને જાણી નહોતી છતા દીકરીના નામનું નાહી નાખ્યા વગર જ મન વાળી લીધું કે આવી દીકરી ન હોત તોય શું ધનોત પનોત નીકળી જવાનું હતું!

એકલો ચંપક આ આખી વાતને જાણે લપડાક મારી રહ્યો હતો: 'મેં રમીલા માટે આટઆટલું કર્યું એનું કંઈ રમીલામાં કેમ ન ઊગી નીકળ્યું?'

અને કનુભાઈની તો આ ત્રીજી જોડી પણ સમણું બની ગઈ!

ગામલોકોએ આ વાતને એમની નજરે નિહાળી: 'આ બધા કામા માતર કનુભાઈનાં જ!'

★

# उद्धरेदात्मनात्मानम्

ધર્મ, અર્થ અને કામ પુરુષાર્થત્રયી સહે
પરસ્પરનાં સમર્પણની ભાવના કંઈ કૈં વહે.

થજો બે ઉભયે લુપ્ત છતાં બન્ને સહુ મળી
સમગ્ર જીવની સાથે તાદાત્મ્ય રાખજો ભળી.

થતાં બે તારનું ઐક્ય થતી ક્યારેક યે ગૂંચો.
ગાંઠ પડી જતી : જ્યારે તોડી સંધાય એ ગૂંચો.

ગૂંચો એ સર્વ ધીમેથી તમે ઉકેલજો સાથે
પછી બે તારને વણજો તમારા આત્મના હાથે.

શુદ્ધ એ પ્રેમના આજે મહામૂલા સમર્પણે
તમે સંલગ્નતાં બન્ને કરી સજ્ઞાન અર્પણે.

શુભ આ દિનની યાદે શુદ્ધ પ્રેમ શુભાવજો
તમારાં શુભ કાર્યોમાં રસ–ઐક્ય વધાવજો.

'આશા ને કાળ અનન્ત : કયમ ડગે પ્રેમનાં સન્ત ?'
–જગતની ફિલસૂફી સાન્ત : દિલના હોય ના અન્ત.

उद्धरेदात्मनात्मानम् વિશ્વ આખું ઉજાળજો
ધસાજો ઉભયો કાજે : ફરજથી હક પામજો.

[ એક મિત્ર-દંપતીને—લગ્ન પ્રસંગે : ૧૨ ડિસેંબર '૫૧ ]

# ક્યાં રે શોધું ?

ક્યાં રે શોધું જઈ રંગકુંડારો ?
ક્યાં યે ન છાંટ લગાર રે;

તો યે જોઉં છું રંગથી સળગી
ફૂલની રોજ કતાર રે.

ક્યાંયે દીઠું ના બુંદ આકાશે
ક્યાંયે ન વરસણહાર રે;

તો યે સૂકા આ આભથી વરસે
અમૃત અનરાધાર રે.

ક્યાંયે ભરેલા કોઈએ દીઠા
ભોજનના ભંડાર રે ?

કણ રે કીડીને હાથીને મણ દે
દુનિયાનો દાતાર રે.

કેવું સીવ્યું આ ખોળિયું જેમાં
ટાંકો નહીં કે તાર રે.

ક્યાં રે શોધું હું સોયદોરો કે
ધાગાનો વણનાર રે !

નટવરલાલ પટેલ

★

# દોસ્તી

રડ્યું 'તું જે બહુ દિન સુધી થાક લીધા વિનાનું
એકાન્તોના અતલ ઉરમાં ડૂબતું જે હમેશાં,
આચ્છાદેલું અટલ મન આ થાય આજે અહીં આ
પેખન્તા,—કાં મુકુલિત થતું કો અજાણી જ વ્યક્તિ ?

प्रपात

# [૧] પડછાયા!

લોકો સ્વતંત્રતાની વાતો કરે છે ત્યારે ખરી રીતે એ પોતે પોતાના નિત્યવ્યવહારમાં કેટલી પરતંત્રતા, વિચારહીન પરતંત્રતા રાખી રહ્યા છે, તેનો ભાગ્યે જ ખ્યાલ કરે છે.

જિબ્રાને એક જગ્યાએ લખ્યું છે કે મેં તો દુનિયામાં ઝૂંપડીથી માંડીને મહેલ સુધી એક જ વસ્તુ દીઠી : ગુલામી!

મેં એક જગ્યાએ મૂંગી ગુલામી દીઠી, તેમાં પતિ–પત્ની એક બીજાને ધિક્કારે છે, છતાં મૂંગાં મૂંગાં જીવન ખેંચ્યા જ કરે છે! એક ઠેકાણે માણસોને મેં આસપાસની પરિસ્થિતિના પોતે કેવળ પડઘા હોય તેમ વરતતા જોયા!

જિબ્રાન લખે છે, હું આગળ ચાલ્યો, મેં એવા નિર્બળ મનના માણસો જોયા કે તેમને પોતાની ઇચ્છા જેવું કંઇ જ રહ્યું ન હતું.

માણસના મનમાં કાંઈ હોય, મોઢેથી કાંઈ બોલતો હોય, વર્તનમાં વળી ત્રીજી જ વસ્તુ હોય, જાહેરમાં ચોથી જ વાત કરતો હોય. આવા માણસો મેં દીઠા અને છતાં મને નવાઈ આ લાગી, બધા સુખની, સ્વતંત્રતાની, મુક્ત જીવનની વાતો કરતા હતા!

રાજાનો છોકરો રાજા થાય ને ભિખારીનો છોકરો ભિખારી રહે, એ જેવી ગુલામી હતી, તેવી જ ગુલામી મેં આ પરિસ્થિતિમાં જોઈ કે બુદ્ધિ અને જ્ઞાન, એ પણ જાણે વંશપરંપરા મળતાં હોય તેમ પેઢી દરપેઢી અભિમાનપૂર્વક સચવાતા જોયા! સચવાતા હોય તો ઠીક, આ તો અશક્તોને, પૈસાના બળે, શક્તિવાનની છાપ મેળવી લેતા જોયા!

ગુલામીના આવા અસંખ્ય રૂપોથી કંટાળીને હું એક દિવસ એક ખીણ તરફ ચાલ્યો.

એ ખીણનું નામ અજબ જેવું હતું. એ પડછાયાની ખીણ કહેવાતી. ત્યાં માણસો નહીં, પણ માણસોના પડછાયા વસતા હતા, પણ એમાં એક ખુબી હતી, જે જે માણસો સંસારમાં રહીને વ્યવહાર ચલાવી

> **સ્વાતંત્ર્ય જીરવવા જેટલી ભૂમિકા કે પીઠિકા રચાયા છતાં આજે આપણે એમાં નૂર નથી નિહાળી શકતા. વરસોની ગુલામી દશામાંથી હજુ આપણે છૂટી જ ન શકયા હોઈએ એવું એકે એક માણસનું માનસ આજે પણ સ્વાતંત્ર્યને પાંચમે વરસે ભારતવાસી અનુભવે છે. એ આખા માનસનો પડઘો આપણા સુપ્રસિદ્ધ સર્જક પોતાની અનોખી શૈલીએ આ ત્રણ છાંટણાંમાં રંગી આપે છે**

રહ્યા હતા એ બધાના જ આંહી પડછાયા ભેગા થયા હતા!

આ પડછાયા સાચા હતા. પેલા માણસો ખોટા હતા. એટલે હું માણસ જાતની સાચી વાત માટે તેના પડછાયાઓ પાસે ગયો.

ત્યાં ગહન સ્થળોમાં ફરતા એક દિવસ મેં એક સ્ત્રીને જોઈ.

તેને મેં પુછ્યું: 'તારું નામ શું?' એણે કહ્યું: 'સ્વતંત્રતા!'

'અરે!' હું તો નવાઇ પામીને તેની સામે જ જોઈ રહ્યો. સ્વતંત્રતામાં કેટલું તેજ હોય? આ તો જાણે મુડદાની છાયા બોલતી હોય તેવું લાગતું હતું!

મેં કહ્યું: 'અરે! તારા નામનો તો માણસો ત્યાં જાપ જપે છે અને તું આંહીં કેમ રખડે છે? તું ત્યાં જા, ત્યાં તને માણસો ફૂલોના ઢગલામાં ઢાંકી દેશે, તારી પૂજા કરશે તને દેવ જેવું માનપાન મળશે!'

તેણે ફિકકું હસીને કહ્યું: 'જ્યાં એક પાંચ વરસના શિશુને પણ સાચી સ્વતંત્રતા નથી, એને પણ જ્ઞાનદીપ આપવાને બદલે, માણસો પોતાના, 'વિધિ' 'નિષેધ' આપ્યા કરે છે, આ કર, ને આ ન કર એમ જ કહ્યા કરે છે, ને શા માટે, એમ તો કોઈ સમજાવતું નથી, ત્યાં મારી કોઈ પૂજા કરે એ તું કહે તો પણ કેમ માનું?'

મેં કહ્યું: અરે! હું જોઈને આવું છું. ત્યાં તો





લોકો સ્વતંત્રતા! સ્વતંત્રતા!' એમ તાલીઓ પાડે છે!'

તેણે જવાબ આપ્યો: 'તાલીઓ તો એ હજારો વર્ષથી પાડે છે પણ મારા જે ખરા પૂજનારા હોય છે તેના શું હાલ તેઓ કરે છે એ તારે જોવું છે? જોવું હોય તો ત્યાં પેલા ડુંગરો ઉપર જો મને ખરા ચાહનારા ત્યાં છે!'

મેં પાછળ ડુંગરા ઉપર દૃષ્ટિ કરી ને હું થંભી ગયો. ત્યાં માત્ર ત્રણ જ માણસો હતા. પણ તેમાંથી એક શૂળી ઉપર હતો, બીજો દિવાનો લાગતો હતો, ત્રીજો લટકતી તલવાર નીચે હતો!

મેં પાછું સ્વતંત્રતા તરફ જોયું તો એની આંખમાં લોહીના આંસુ દીઠાં. તેણે ફિક્કા, ધીમા, નબળા અવાજે કહ્યું: 'તાળોટા પાડીને સ્વતંત્રતા વિષે લોકો બે પાંચ હજાર વરસથી વાતો કરતા આવ્યા છે! પણ એમને એ જોઇતી નથી. એનો ખપ નથી. જો કોઈ મારો સાચો પૂજારી નીકળે છે તો કાં એ શૂળી ઉપર જાય છે. કાં દીવાનો થાય છે. કા મરણની સન્મુખ જીવે છે! મારું ખરું સ્થાન જ આંહી છે. 'પડછાયાઓમાં!'

*

## [૨] લઈ લેવાની હવા

આજે અચાનક ત્રણ જુદી જુદી વ્યક્તિઓ મળી ત્રણેના વચ્ચે સામાજિક અને આર્થિક તફાવત ખાબોચિયાં ને સમુદ્ર જેવો હતો; પણ ત્રણેના મોંમાથી વાત એક જ નીકળી પડી: અત્યારની પરિસ્થિતિ! એમાં ખુબી એ હતી કે એ પરિસ્થિતિમાં કેન્દ્રરૂપ જે માનવ––તે 'માનવ' ઘણો જ નીચે જઇ રહ્યો હતો. એ સ્પષ્ટ થતું હતું, આર્થિક કારણો એના અવશ્ય છે જ, પણ માનસિક કારણો ઘણા વધારે બલવત્તર છે.

એક વાતમાંથી મુંબઇનો દાખલો મળ્યો. એક અમદાવાદનો માણસ ત્યાં ગયો. કોઈ લોજમાં ઉતર્યો. પોતાના વ્યાપાર અર્થે ગયેલો. એકાદ નાની ઑફિસ જેવી ખોલી મળી જાય તેની શોધમાં ને ચિંતામાં હતો.

હમેશના લોજવાસી થઈને રહેલા કેટલાક મિત્ર મળ્યા. ચાપાણીની હાથછૂટથી આ અમદાવાદી ભાઈને થોડા વિશ્વાસમાં લીધા, એણે પોતાની ચિંતા વ્યક્ત કરી.

પેલાઓએ એની મુશ્કેલી દૂર કરવાનું બીડું ઝડપ્યું. બેચાર દિવસ ખાંખાખોળા કરી રૂમ ગોતી કાઢી. 'પાઘડીના રૂપિયા અમુક માગે છે' એમ સાર નીકળ્યો.

આ ભાઈને ખરી જરૂરિયાત હતી એટલે એણે એ પ્રમાણે વાત કબૂલ કરી.

પણ પેલા ઉસ્તાદો બોલ્યા: 'ના! આપણે એટલો મોટો ચેક એક સાથે આપવો નથી. બે કટકે આપશું! બનાવી જાય તો?'

આ વિશ્વાસ પ્રેરિત વાણીમાંથી એમની સચ્ચાઈની સાબીતી મળી રહી છે એમ ધારીને પેલા ભાઇએ 'ચેક' આપ્યો

પછી બેંકમાં સાથે વટાવવા પણ ગયા. ત્યાં વાર હતી, એટલે જરા ચાપાણી માટે આમતેમ ફર્યા. એટલી વારમાં પેલા ઉસ્તાદમાંથી એક જણ પૈસા રોકડા લઈને ઉપડી ગયો હતો!

પાછા ફર્યા ત્યારે ખબર પડી. એટલે પછી ફરિયાદનો એક જ રસ્તો રહ્યો.

ફરિયાદ કરવા ગયા ત્યાં શું હતું? ત્રણ ચાર જણા ત્યાં પણ બેઠેલા. બધા ટોપાવાળા ને નવા. સામો સવાલ કર્યો: 'ફરિયાદ તો નોંધાય છે––ને નોંધાશે. પણ આવડો મોટો 'ચેક' 'બેરર'નો આપ્યો માટે તમે કોઈ વસ્તુનું કાળું બજાર કર્યું હશે! તો કઈ વસ્તુનુ કાળુ બજાર કર્યું છે એ કહી નાખો! નહિતર તમારી ફરિયાદોમાંથી તમારી જ રેવડી થશે!

પેલાને આજીજી કરવી પડી કે 'ભાઇ સા'બ! મારે ફરિયાદ કરવી જ નથી!

'તો તમે પહેલા ફરિયાદ નોંધાવા આવ્યા ને



હવે નોંધવાની ના પાડો છો--તેનું શું ? એટલે ત્યાં પણ પત્રપુષ્પમ્ કરવું પડ્યું ત્યારે માંડ છુટચા.

તમામ માણસો આ નાટકમાં જુદી જુદી કક્ષાનાં હતા છતાં એક જ રીતે વર્તી રહ્યા હતા. એ વસ્તુ કોઈ પણ માણસનું ધ્યાન ખેંચવા માટે પુરતી છે. આનું કારણ શું ? આર્થિક સંકડામણ એક જ ? કે એથી કાંઇક વિશેષ ખરૂં ? કારણ દેખાય છે એથી ઊંડું છે. હવા જેમ સંગીતમય બને છે, રૂદનમય બને છે, કજીયાખોર બને છે, તેમ હવા અત્યારે બધી જ--ગમે તે રીતે ને ગમે તેમ લઈ લેવું એ એક જ પ્રધાન સુર ઉપર ચાલી રહી છે.

*

## [૩] પ્રજાસત્તાકનો પાયો

આજે એક ભાઇએ શાંતિથી પૂછ્યું: 'હવે શું લાગે છે ?'

મેં કહ્યું : 'શાનું ?'

એમણે કહ્યું: 'અત્યારે બીજો કયો સવાલ છે ? આપણું વહાણ ક્યાં જશે ?'

મેં કહ્યું : 'આવડશે તો આપણું વહાણ તરશે, નહિતર ખરાબો તો છે જ !'

એમણે એટલી જ શાંતિથી કહ્યું: 'ભાઈ ! ટીકા તો સૌ કોઈ કરે છે. ટીકા ખોટી છે એમ પણ નથી. પરંતુ કોઈકે હવે સરકાર તરફ પ્રજાનું ધ્યાન વારંવાર લગાડવાને બદલે, પ્રજાનું પ્રજા તરફ ધ્યાન દોરવાની જરૂર નથી ? કોઈકે લખ્યું કે, એક અંગ્રેજ એટલે આનંદ, બે એટલે રમત, પણ ત્રણ એટલે વ્યવસ્થા. આપણા વિષે એ વસ્તુ લગાડીએ તો એક એટલે ઊંઘવું. બે એટલે ચા. અને ત્રણ એટલે મતભેદ એમ ન થાય ? ઉદાહરણ તરીકે આ રેશનીંગ વિષે આટલો ઉહાપોહ થાય છે. પણ એ રેશનીંગ ઉઠાવતા જે વર્ગનો ભય સેવવામાં આવે છે, તે ખેડૂતો ને દાણાના વેપારીઓ, પોતાની સમૂહજવાબદારીની બાંહેધરી સરકારને આપવા કેમ તૈયાર થતા નથી ? કારણ કે છેવટે જ્યાં પ્રજાના ઘણા માણસો એકમતના થાય તે જ સંસ્કાર—એવી સ્થિતિ તો આપણે સરજવી જ છે. તો ઠેરઠેર આવા મંડળો ભેગા થઇને પોતાનો કોલ સરકારને આપવા તૈયાર થાય એ જરૂરી નથી ? ખરો પ્રજામત પણ એવી રીતે જ આવી શકે. છૂટી છવાંઇ ગમે તેટલી વ્યક્તિગત વાતો કરવામાં તો શક્તિનોજ હ્રાસ નથી ?

આ પ્રશ્ન ખરેખર વિચારવા જેવો લાગ્યો. પ્રજાસત્તાક માટે પ્રજાને તૈયાર કરવાના આપણા જે સાધન છે એ સાધન ઘણા જ અપૂર્ણ અને અશિક્ષિત અવસ્થામાં છે. પહેલો એમનો ઉદ્ધાર થશે ત્યારે જ પ્રજાસત્તાકનો પાયો નંખાશે. આપણે હજી રાજનો પાયો નાખ્યો છે. રાજના સાધન, એનું ગૌરવ, એની વ્યવસ્થા, એની શક્તિ એ વિષે આપણે ખ્યાલ કેળવી રહ્યા છીએ. પણ પ્રજા વડે પ્રજાસત્તાક ટકે ને શોભે. ને તો જ એ પ્રજાસત્તાક કહેવાય એ આખું ચિત્ર હવે ઊભું કરવાનું છે.



## સાભાર પ્રાપ્તિ-સ્વીકાર

### ગૂજરાત વિદ્યાપીઠ અમદાવાદ ૯

**चुपकी दाद :** સં. ગિરિરાજ કિશોર. ત્રણ આના.

**નળાખ્યાન :** સં. મગનભાઈ પ્ર. દેસાઈ. પાનાં ૨૭૪. ત્રણ રૂપિયા.

**નાટક ખેલે :** સં. ગિરિરાજ કિશોર : નરેન્દ્ર અંજારિયા પાનાં ૫૦. ૭ આના.

**ઈસ્લામનો સુવર્ણયુગ :** ચૂનીલાલ પુ. બારોટ. પાનાં ૯૦. સવા રૂપિયો.

# ભાતીગળ ચહેરા

જીવરામ જોષી

## [૧૧] શાકત પંથની સમજણ

અઘોરીનું અઘોરપણું પણ કોઇક જ્ઞાનનો અખૂટ ભંડાર જેવું હોય છે એ બીજા બધા ભલે ન માને. પણ આ સફરના લેખક સાથે પ્રસંગમાં આવેલા અઘોરી જે જ્ઞાન-યુક્ત સમજણ આપે છે એ કોઈ ન માની શકે એ બને ખરું ? કલ્પનાના ઘોડા ઉડાવવા કરતાં નક્કર સત્યની રજૂઆત તોળી તોળીને કરવાની લેખકની શકિત ને શૈલી બેય માનવૃત્તિ જગાડી જાય છે.

આ જગત અનેક આશ્ચર્યોથી ભરપૂર છે. આપણે પોતે શું છીએ ! વિવિધ વસ્તુઓનો એક ઘાટ. ઝાડપાન શું છે ? પાણી, પથ્થર, આગ શું છે ? એક કણ કણ જાદૂઈ બિના બની રહે છે. ઘણું એવું છે કે, આપણે સમજી નથી શકતા. ત્યારે કોઈ અનુભવથી એવી વાત કહે કે જે આપણી સમજશક્તિ બહારની હોય છે, અથવા આપણા અનુભવમાં આવી નથી, એનો આપણે દોઢડાહ્યા હોઈએ તો અસ્વીકાર કરીએ છીએ. એ અસ્વીકારમાં આપણા શિક્ષિતપણાનું ગારવ લઇએ છીએ. આ એક સુફિયાણું અજ્ઞાન છે.

અઘોરી સાથેનો મારો એક અનુભવ છે હું પોતે કટ્ટર આર્યસમાજી હતો અને હજી પણ છું, કેવળ કટ્ટરતા જતી રહી છે

બાવાસાધુઓની વાતોમાં મને હજીય શ્રદ્ધા નથી છતાં એમાં રહેલી વાસ્તવિકતા સમજાય છે. એનો અસ્વીકાર થઇ શકે નહિ. માનવી શક્તિઓ અપાર છે. તેથી ય અપાર છે પ્રકૃતિની શક્તિઓ. વીજળી કયાંથી કેમ બનીને આકાશે ચમકે છે ? એવી કોઇ ચમકનું નામ ચમત્કાર.

અઘોરીજી સાથે રાતે સ્મશાનમાં ગયા પછી જલતા શબની ખોપરી લાવીને અઘોરીજીએ તેમાંનો માંસગર્ભ મને આપ્યો. એની વાસથી મારું મગજ ભમી ગયું અને હું બેભાન જેવી સ્થિતિમાં ઢળી પડયો.

મારી આંખ ઊઘડી ત્યારે પ્રાતઃકાળ હતો. સૂરજ ઊગવાની તૈયારી હતી. અત્યંત થાક પછીની ઘેરી નિદ્રા લઇને ઊઠયા પછીની તાજગી અનુભવતો હું આમતેમ જોઇ વળ્યો. અઘોરીજી દેખાયા નહિ. રાત્રિની ભયાનકતા સાંભરી. હું નથી માનતો એવું શું બની ગયું ? થોડીવાર એમ જ બેસી રહ્યો. ઊઠું ઊઠું થાઉં છું કે, અઘોરીજી આવ્યા. મેં હાથ જોડીને નમસ્તે કર્યા. મારી પાસે જ આવીને બેઠા.

રાતના પ્રસંગની ભયંકરતાની મેં વાત કહી. આવું કેમ બન્યું ? ખરેખર, એ હતું જ ?

અઘોરીજી બોલ્યા: કશું જ નહોતું. આ જગત સામે દેખાય છે ને, એ કશું જ નથી. કેવળ એક દ્રશ્ય છે. આ સ્થૂળ છે. તેં જે અનુભવ્યું તે સૂક્ષ્મ છે. આકાશ ફાટતું અને તેમાં નરમૂંડ સમાતું તેં જોયું. એ કેવળ તારા માનસના પડઘા હતા. તારા ભયે એક કલ્પનાના વંટોળ જગાવ્યા અને તે સ્થૂળ આકારમાં તને દેખાયા.

મેં પૂછ્યું : મેં જોયું તે ખરેખર ખોટું હતું ? તો હું બેભાન કેમ થયો ?

અઘોરીજી કહે : મેં કહ્યું ને કે, એ તારા માનસનો પ્રભાવ. તું કોઈ અજાણ્યું વ્યક્તિની કલ્પના કર. તે મૂળમાં ગમે તે હોય પણ તારી કલ્પનાનો એક આકાર તારા માનસમાં અંકાઈ જશે. ભય એ પણ એક કલ્પના છે. ભય જેવું વાસ્તવિક રીતે કશું જ



હોતું નથી. તેના પરિણામે એક ભયજનક આકાર માનસમાં ચીતરાય છે. એ આકાર ભય જન્માવે છે.

મેં પૂછ્યું : તો ભૂતપ્રેતની વાતો પણ એવી જ કલ્પના હશે ?

અઘોરીજી બોલ્યા : હા, સામાન્ય માણસો ભૂત-પ્રેતને જોયાની અને ડરવાની જે વાતો કહે છે અને તેવું બની જાય છે, એ ભયની કલ્પના જ માત્ર છે. પરંતુ ભૂતયોની એ તો એક વાસ્તવિકતા છે. પરંતુ એ ભૂતયોની ભય ઉપજાવનારી નથી. હવાઓનું અદૃશ્ય સ્વરૂપ કોઈને હાનિ નથી કરતું. એ હવાઓ મિશ્રણ બનીને પાણીરૂપે આવે છે, ત્યારે ઉપકારી બને છે. એ પાણી જામીને બરફ પણ બને છે. ~~એ પાણી જામીને બરફ પણ બને છે.~~ તેમજ ભૂતયોની આપણા પ્રાણીસમુદાયનો એક સૂક્ષ્મ સમાજ છે. હવાની શક્તિ અતિપ્રબળ અને પાણીની શક્તિ તેથી ઓછી. બરફની શક્તિ તેથીય જડ. તેમ ભૂતયોની સૂક્ષ્મ પ્રાણીસમુદાય છે. આપણે તેનું સ્થૂળ સ્વરૂપ છીએ. તેમની સામાન્ય પ્રાણીઓ કરતાં વિશેષ હોય છે. મૃત્યુ પછી એ સમાજમાં આપણે જવાનું છે. આપણા સમાજના બધા પ્રકારો ત્યાં પણ હોય છે.

મેં પૂછ્યું : એ ભૂતપ્રેત જોઈ શકાય ખરાં ?

અઘોરીજી બોલ્યા : હા, પરંતુ તે માટે સાધના વડે જોવાની માનસશક્તિ મેળવવી જોઈએ.

મેં પૂછ્યું ; એ સાધના હું કરી શકું ?

અઘોરીજી કહે : હા, મેં તને જે નરમુંડનો ભાગ આપેલો, એ એવી જ એક સાધનાનો પ્રકાર છે, પરંતુ તું એને સાધ્ય કરી શકે એવું બળવાન માનસ તારું ન હોવાથી જ ભયથી તું કાંપી ઊઠ્યો. રોટલીનો એક ટૂકડો કે મીઠાઈની એક વાનગી જેવો જ તે એક પંચભૂતનો બનેલો માંસનો લોચો હતો. પરંતુ એના વિષે તારી જે માન્યતા, કલ્પના અને ભાવના હતાં, એણે તને ઘૃણા ઉપજાવી. એ ઘૃણાના કારણે એક ભયંકર અનુભવ તને થયો. એ ઘૃણાનો સદંતર અભાવ અને એવી વિકારી વસ્તુઓ પ્રતિ પણ એટલો જ પ્રેમ અને અનુરાગ જાગે, જેટલો એક પ્રિયમાં પ્રિય વસ્તુ માટે હોય, ત્યારે સાધનાનું બળ સૂક્ષ્મ જગતનો અનુભવ કરવા સમર્થ બને છે. અમારો અઘોરી પંથ એ પ્રકારની એક સાધના છે. સામાન્ય સમાજમાં જે અતિમાં અતિ ઘૃણાસ્પદ ગણાય એના પ્રતિ અઘોરી જીવનમાં અતિશય પ્રેમ અને ચાહના જાગે છે. અમે વિષ્ટા શા માટે ખાઈએ છીએ ? ઉચ્છીષ્ટ અને ઘૃણાજનક એ પદાર્થનો આહાર કેમ હોઈ શકે ? તમે સમાન્ય માણસો જેને જોતાં જ કે વાસ આવતાં કમકમી ઊઠો છો, પરંતુ એવી અતિ ઘૃણા જન્માવનારી વસ્તુ જ અમૃતમય પદાર્થ ઉપરનો પ્રેમ અને સ્વાદ ઉત્પન્ન કરવો એ જેવી તેવી સાધના નથી. અઘોરીની એ સાધનામાં પ્રેમનું મહાનમાં મહાન સ્વરૂપ પ્રગટ થાય છે. વિશ્વમાં કોઈ વસ્તુ અમારે માટે ઘૃણાજનક નથી. એકેએક કણને અમે પ્રેમરૂપ માનીએ છીએ. આ જગતનું મૂળ વસ્તુ પ્રેમ છે. આ બધું પ્રેમમાંથી બન્યું છે. પ્રેમ એ જ આ જગતનો મુખ્ય વહેવાર છે. એ અનંત પ્રેમનું નામ જ મહાશક્તિ કે ઈશ્વર છે. અઘોર પંથ એ પ્રેમના અંતિમ સ્વરૂપને પામવાની એક જ માત્ર સાધના છે. એથી વિશેષ બીજો કોઇ પ્રકાર નથી.

મારે ભૂતપ્રેત વિષે વધારે કંઈક જાણવું હતું. અઘોરી પંથ વિષે એકલું ઊંડાણ નહોતું માપવું. ભૂતપ્રેતને હું એક માન્યતાથી નથી સ્વીકારતો. આ વાત મેં ફરીવાર આગળ મૂકી. અઘોરીજીએ મને કહ્યું કે, એ ચર્ચાનો વિષય તો સમજવા પૂરતો છે. ખરું તો અનુભવવાની જ એ વાત છે. અનુભવથી સમજાય એ વિશેષ ઉપયોગી બને છે. મેં એવા અનુભવ માટે આગ્રહ કર્યો.

અઘોરીજી કહે : મેં કહ્યું તે, કે ભૂતયોની એ આપણું હવાઈ સ્વરૂપ છે. આ વાત હું તને સમજાવી નહિ શકું. તારે એનો અભ્યાસ અને અનુભવ કરવો જોઈએ. અભ્યાસ વિનાનો અનુભવ ક્યારેક ગેરસમજ ઊભી કરે છે. પ્રથમ તારે એવા સંસર્ગમાં મૂકાવું જોઈએ કે જે કાંઇક અભ્યાસ વડે બોધ કરાવે અને પછી અનુભવ–સાધનાને માર્ગે વળે તો વધુ લાભ થાય.





અભ્યાસ અને બોધ વિષે મને સમજ ન પડી, મેં ફરીને તે પૂછ્યું અમદાવાદની માહિતી જાણ્યા પછી અમદાવાદ જોવામાં સરળતા થાય. છે મીલોની વ્યવસ્થા જાણ્યા પછી મીલ જોવા જતાં શું અને કેવી રીતે જોવું તે સરળ બને છે. એક માર્ગે જતાં ક્યાં ક્યાં વળાંક લેવો, ક્યાંથી ફંટાતો માર્ગ છોડવો એની માહિતી અને નકશો આપણી પાસે હોય તો આપણે નિરાપદ રીતે વગર ભોમિયે પણ માર્ગ પસાર કરી શકીએ છીએ આ અભ્યાસ થયો. એ માટે વિવિધ પ્રકારના શાસ્ત્રો છે. એનું અધ્યયન કરવાથી આપણને તે માર્ગની માહિતી મળે છે.

અહીં મને એક વાત તો સમજાઈ કે આવી માહિતી ધરાવનારાને પંડિતો કહેવાય. પરંતુ એ અનુભવનું જ્ઞાન મેળવે નહિ ત્યાં સુધી એમનું એ માહિતીજ્ઞાન કોરી પંડિતાઈ છે. આજકાલ એવી કોરી પંડિતાઈનો મહિમા ઘણો વધી ગયો છે. એ ધાર્મિકતા અને તત્વજ્ઞાનના નામે એ કોરી પંડિતાઈ લોકોને ઊંધે માર્ગે દોરી જાય છે. કેવળ માહિતીના આધારે, એ વિષે કંઈ જાણ્યા અનુભવ્યા વિના ધાર્મિકો અને તત્વજ્ઞાનીઓ અનેક ભ્રમજાળ ફેલાવે છે. સ્વર્ગ, નરક, પુણ્ય, પાપ, ઈશ્વર અને દેવતા ઈત્યાદિ વિષે કશા અનુભવ વિના અદ્ધર તાલની દલીલોથી લોકોમાં અમુક પ્રકારનું મંતવ્ય ફેલાવે છે. એમાંથી સમાજમાં અનેક દુષણો ફેલાય છે. આજનાં મંદિરો, મૂર્તિઓ અને ગુરુપૂજન એ મોટામાં મોટાં અજ્ઞાન છે. એનું પરિણામ માનવ જીવનનો વિકાસ રૂંધનારું કારણ બન્યું છે.

અઘોરીજીને મેં વિનતિ કરી કે, ભૂતપ્રેતનો મને અનુભવ કરાવો.

અઘોરીજી કહે : હું એમાંથી નિવૃત્ત થઈ ગયો છું તે કામ કોઈ શાકત ઉપાસકનું છે.

શાકત નામ સાંભળતાં જ મને વધારે રસ જાગ્યો. એ નામ પાછળ તો હું નીકળી પડ્યો છું.

શાકત વિષે સામાન્ય લોકોની માન્યતા મેં કહી. શરાબી, વ્યભિચારી, અને માંસાહારી. આવા શાકતો હોય છે.

અઘોરીજી કહે : મેં કહ્યું ને કે, કેવળ અભ્યાસથી કોરી પંડિતાઈ એક ભ્રમ ફેલાવે છે તેમ શાકત વિષેનાં શાસ્ત્રો વાંચીને એમાંની કેટલીક વ્યવસ્થા સમજ્યા વિના કે તેનો અનુભવ કર્યા વિના કેટલાકોએ વિરુદ્ધ મત બાંધી લીધો. બાકી આખી ઉપાસનાપ્રણાલી શાકતોનું સંશોધન છે. મૂર્તિપૂજાની શોધ શાકતોએ કરી છે. માળા, જપ, પૂજાપાઠ એ બધું શાક્તોનું છે. એનું અપનાવીને બીજા સેંકડો સંપ્રદાયો ખડા થયા છે. શાકત પંથ એ કેવળ કર્મકાંડ છે, કરો અને જુઓ એ જ શાકત પંથનો સિદ્ધાંત છે. માંસ, મદિરા મૈથુન, મુદ્રા એ પંચમકારને મહત્ત્વ અપાયું છે, એ વિલાસ કે ઉપભોગ માટે નહિ, એ સાધના છે. એ પાંચ વડે પ્રાણી માત્ર જન્મે છે, જીવે છે અને એના અભાવે મરે છે. આ જેવી તેવી વસ્તુ ન ગણાય એનું પ્રાકૃત્તિક રહસ્ય શાકત પંથે શોધી કાઢ્યું અને તે વડે જીવનના મહાવિકાસની એક સાધના પ્રણાલી બનાવી. પરંતુ જેમ કલોરોફોર્મ ઑપરેશનમાં હિતાવહ છે તે સદેચ્છા અને તે વડે કોઈને બેભાન બનાવીને મારી પણ નંખાય તે દુષ્ટ ઇચ્છા. આમ પંચમકારનો દુષ્ટ ઉપયોગ કે અર્થ કોઈ કરે તેમાં શાકત પ્રણાલીને કશો દોષ નથી. શાકત સાધનામાં એનો દુષ્ટ ઉપયોગ થઈ શકતો જ નથી. દુષ્ટ ઉપયોગ થાય ત્યાં શાકતપણું નથી. પરંતુ આ માર્ગ કપરો છે. ગમે તેવા એમાં ચાલી શકતા નથી. સોએ સો ટકા પાસ માર્ક મેળવે તે જ ઉપલો વર્ગ ચડે છે. શાકત સાધનામાં વર્ગ છે. એક વર્ગ પૂરો કર્યા પછી જ બીજા વર્ગમાં જઈ શકાય છે. તે માટે માંસ મદ્ય વગેરેની જે સાધના પ્રણાલી છે, તે પ્રથમ કક્ષાની છે. એમાં જે ઘડાય તે જ સાધક આગળ જઈ શકે અને ત્યાં એ બધું છૂટી જાય છે.

મેં પૂછ્યું : તો પછી વિલાસીઓમાં અને શાકતોમાં શું ફેર ?

અઘોરીજી બોલ્યા : વિલાસીનો હેતુ કેવળ વિલાસ છે અન તેને કોઇ નીતિ નિયમ નથી. શાકતમાં જે

# નર્મદાની મોહિની

માધવસિંહ સોલંકી

**ધાર્મિક દૃષ્ટિએ પ્રસિદ્ધ અને પ્રખ્યાત ગણાતી ભારતની બે મહા નદીઓ ગંગા ને ગોદાવરીનો પાવક કિનારો તો એક પ્રદેશને જ પાવન કરે છે. જ્યારે નર્મદાના નામ માત્રથી પણ પાવન થનાર ભાવિકો કરતાં પ્રવાસખેડુઓને રસદાયક થઈ પડે એવા આ પ્રવાસમાં એક જુદી જ વાત એના પ્રવાસી રજૂ કરે છે**

સવારમાં દસ-અગિયાર વાગ્યા સુધી રસોઈ, ખાવાપીવામાં અને નહાવામાં જ પતાવ્યું. અમારી સાથેના એક વિદ્યાર્થી 'દરબાર' સામે કાંઠે જઈને સાગનું મોટું થડ લાવ્યા, ને પછી કેટલાય કલાક સુધી પાણીમાં તર્યા કર્યાં.

પછી બપોરે સૂતા રહ્યાં. મને એક યૂ. પી. તરફના સાધુમહારાજનો સત્સંગ કરવાનો લહાવો મળ્યો. એ મહારાજ નર્મદાની પરિક્રમ્માએ નીકળેલા.

કહેવાય છે કે ગંગાનદીનો કાશી તરફનો એક કિનારો પવિત્ર છે, બીજો પવિત્ર નથી પણ નર્મદા તો 'ઉભયતટપાવની' હોવાથી અનેક યાત્રાળુઓ નર્મદાના ઊગમથી તે મુખ સુધીના બંને કિનારાની પગે ચાલીને પરિક્રમ્મા કરે છે. પરિક્રમ્માનો માર્ગ જંગલો, ઝાડીઓ અને ખડકોમાંથી પસાર થતો હોય છે. એવા રસ્તે પોતાની સાથે વધારે સાધનસગવડો રાખવાનું ફાવે નહિ. પરંતુ આ મુશ્કેલી ટાળવા માટે નર્મદાના બંને કિનારે સંખ્યાબંધ મંદિરો અને ધર્મશાળાઓની વ્યવસ્થા હોય છે.

અમને મળેલા બાવાજી ધંધે સોની હતા, જુવાન હતા. એમના કહેવા પ્રમાણે કમાણી પણ ઠીકઠીક હતી. પરંતુ "મૈયાજી"એ એમને ઊંઘમાં આદેશ આપ્યો હતો એટલે બૈરાંછોકરા મૂકીને એક પિત્તળની તપેલી લઈ તેઓ મૈયાજીની પરિક્રમ્મા કરવા નીકળી પડ્યા હતા.

મને ઊંઘ આવતી નહોતી એટલે બાવાજી સાથે ગીતાની ને પુરાણોની એમ અગમનિગમની વાતો કરવા માંડી. અને ખાસ સગવડ મળે એવું હોય તો મેં પણ બાવા બનવાની ઇચ્છા દર્શાવી.

સાંજ પડ્યે અચાનક તુક્કો ઊઠ્યો કે સુરપાણ જોઈ લીધું, હવે 'ઉભયતટપાવની' રેવાનો બીજો કિનારો પણ જોઈ નાખીએ. એટલે નમતા પહોરે અમે રાજપીપળા જવા તૈયાર થયા.

રાજપીપળા સ્ટેટ તરફથી યાત્રાળુઓની સગવડ માટે રાજપીપળાથી ઠેઠ સુરપાણ સુધી એક સડક બાંધેલી છે. એટલે મોખડી સુધી નદીના કિનારે કિનારે ચાલીને ત્યાંથી સડકે પડીશું એટલે રાત્રે આઠેક વાગે ગોરા આવશે અને ગોરાથી રાજપીપળા સુધી બસ સર્વિસ હોય છે એટલે સવારમાં રાજ-પીપળા પહોંચી જઈશું એવો વિચાર કરીને બિસ્તરા-

---

મદ્યમાંસનો ઉપયોગ છે તે બહુ મર્યાદિત અને નિયમથી એટલો બંધનકર્તા છે કે, સામાન્ય માણસને જો નિયમો પાળવાના આવે તો એ અકળાઈ ઊઠે. એકે-એક સ્ત્રીને માતાનું સ્વરૂપ માનીને શાક્ત વર્તે છે. ત્યાં વિલાસ માટે સ્ત્રીભાવના જગાડવાનું અતિ કઠિન બને છે. મદ્ય એ કશો વિકાર ન જન્માવી શકે એની કસોટીરૂપે લેખાય છે.

આ વાત ઘણી લાંબી ચાલી, મને સામાન્ય બોધ મળ્યો. ભૂતપ્રેતમાં મને વધારે રસ હતો. મેં છેવટે એ વાત પકડી.

અઘોરીજી કહે : તારે ક્યાં જવું છે?

મેં કહ્યું : એ જ શોધમાં હું જવાલાજી જઈ રહ્યો છું.

અઘોરીજી કહે : તો તું જા. ત્યાં તને સાથ મળશે.

સાંજસુધી અમે સાથે રહ્યા. ગામમાંથી હું પુરી અને શાક લઈ આવ્યો. એક પુરી અને થોડું શાક અઘોરીજી જમ્યા.

સૂરજ આથમવા આવ્યો ત્યારે મેં ગામ ભણી પગ માંડ્યા અને અઘોરીજી ઊલટી દિશામાં ચાલી પડ્યા. કેટલીક સૂચનાઓ એમણે મને આપી. જે આજે પણ સંભારું છું અને તેનો ઉત્તમ પ્રકારે લાભ લીધા કરું છું.

હું રાતની ગાડીમાં પઠાણકોટ જતી ગાડીમાં બેસી ગયો.

★





પોટલાં ખભે ચડાવી દઈ અમે મોખડી ઘાટે જવા નીકળ્યા.

આ વખતે અમારો રસ્તો વિકટ હતો. આ કિનારે નરદમ ખડકો અને ઘસાઇને ગોળમટોળ થઈ ગયેલા પથરાઓમાં થઈને જવાનું હતું એટલે ઠેકડા ભરવાની અને કુદકા મારવાની બહુ મજા આવી. કેટલાયે ખડક ચઢવા પડ્યા, કેટલાં પર થઈને નીચે ઊતરવું પડ્યું, કેડી કે પગદંડી જેવું મળે જ નહિ, એટલે બે પાંચ વિદ્યાર્થીઓ આ બાજુ થઈને જતા હોય તો બીજા વળી કોક ત્રીજા જ ખડક સાથે બાથોડિયાં ભરતા હોય! એક જગ્યાએ તો રસ્તો નદીની ભેખડ પર એટલી ઊંચાઇએ ને એટલો સાંકડો હતો કે માત્ર સહેજ શરતચૂક થાય કે પગ લપસે તો નીચેની ખીણમાં પડીને શરીરના ભૂક્કા જ બોલી જાય. કોઇ જગ્યાએ બેઠાં બેઠાં ઘૂંટણીએ પડીને ચાલવું પડે, ને તે વખતે સાથેનો સામાન એવો ત્રાસદાયક લાગે!

પણ આખરે મોખડી આવી. અને તે જ વખતે અમારી હતાશાનાં વાદળને સહસ્ત્રધારે વિંધી નાખતા સૂર્ય જેવો મોખડીનો જબરો ધોધ અમારી નજરે પડ્યો.

નર્યા બેવકૂફ જ ને અમે! સુરપાણ જતી વખતે જે જગ્યાએ અમે ત્રણ કલાક સુધી પાણીમાં પડી રહ્યાં હતાં તેનાથી માત્ર ૨૦૦ વાર દૂર નીચાણે તપાસ કરી હોત તો ધોધ જોવા મળત જ ને! પણ છેક છેલ્લી ઘડીએ ય ધોધના દર્શન થવાથી અમને ખૂબ આનંદ થયો.

મોખડીનો ધોધ ૮–૧૦ ફૂટથી ઉંચો નથી. અને નદીનું બધું યે પાણી એક સામટું આવીને એકધારે નીચે પડતું નથી, પરંતુ મોખડી ઘાટ પાસેના પહોળા પ્રવાહમાં એક જગ્યાએ મોટા મોટા પથ્થર અને ખડકો જમા થઈ ગયા હોવાથી એની ઉપર થઈને પગથિયાં ઊતરીને પડતું હોય એવું પાણી તે જગ્યાએ પાંચ–છ થી વધુ ધોધ બનાવી દે છે.

પણ એ શોભા અમારે માટે અપૂર્વ હતી. રાત જામી જાય તે પહેલાં અમારે ગોરા પહોંચ્યા વિના છૂટકો ન હતો એટલે આ સ્થળે ઝાઝું રોકાવાય એમ હતું જ નહિ. છતાં દિવસ આથમી ગયો ત્યાં સુધી એ ધોધ તરફ જોતાં અમે બેસી જ રહ્યાં.

ને આખરે ઊઠીને ચાલવાની શરૂઆત કરી. ખરી મુશ્કેલી હવે આવી. આ બાજુના રસ્તાથી અમે બિલકુલ અપરિચિત હતા છતાં સૂર્યના પ્રકાશમાં તો રસ્તો શોધતાં ખાસ મુસીબત પડતી ન હતી. પરંતુ હવેનો માર્ગ ચંદ્રના પ્રકાશમાં શોધવાનો રહ્યો.

ધોધ પાસે ઊભેલા બેચાર માછીઓએ કહ્યું કે અહીંયી સડક ગોરા સુધી જાય છે, પણ સડક ખૂબ ફેરાવામાં જતી હોવાથી પંદરેક માઇલ ચાલવું પડશે. નદી કાંઠાના ખડકોમાં થઈને જશો તો આઠેક માઈલ થશે

ખડકોમાં તો રાત્રે કશું સૂઝે જ નહિ, ને ૨૦–૨૫ જેટલાં છોકરાઓ, બાળકો ને બહેનોની મંડળીને એવી અથડામણમાં નાખવા તે બરાબર પણ નહોતું એટલે અમે સડકને જ રસ્તે ગોરા જવાનું પસંદ કર્યું. એક માછીને ભોમીઆ તરીકે સાથે આવવા કહ્યું પણ એણે ના પાડી. એટલે ગમે તેમ થાય તો પણ અત્યારે જ ચાલીને જવું એમ નક્કી કરી અમે ભેખડ ઉપરની સડક તરફ વળ્યાં. રાતે પડી ગઇ હતી એટલે બધાંએ સમૂહમાં ચાલવું અને એક જણે ફાનસ લઈ મોખરે થવું એવી ગોઠવણ કરી. અમારા ઘણાખરાંની પાસે લાઠીઓ હતી.

થોડેક દૂર ગયા હોઈશું એટલામાં પાછળથી બૂમ પડી. અમે ધ્યાન આપ્યા વગર ચાલ્યે જ રાખ્યું, પણ અવાજ પાસે આવતો લાગ્યો ને થોડી વારમાં બે જણ દોડતા દોડતા અમારી પૂઠે બૂમો પાડતા આવી લાગ્યા.

અમે સહેજ ચમક્યાં. રાત પડી હતી, અને સ્થળ સાવ નિર્જન હતું. છતાં ઊભાં રહ્યાં.

'અરે ભલા માણસ, આમ ક્યાં જાઓ છો?' પેલાએ પૂછ્યું.

અમે કહ્યું, 'અમારે ગોરા જવું છે, તે આ સડકે થઇ ને જઈએ છીએ.'

પેલા બે જણ આશ્ચર્યથી અમારી સામે તાકી રહ્યા. વાતની સમજ ન પડી એટલે અમે પણ જોયા કર્યું, પછી પેલો અજાણ્યો માણસ બોલ્યો, 'સાવ અજાણ્યા લાગો છો! તમને તે કંઈ આ રસ્તાનું ભાન છે? આખી રાત ચાલ ચાલ કરશો તોયે પાર નહિ આવે. ને સડક એટલે કંઈ ખોદીને પથરા ગોઠવીને તૈયાર નથી રાખી. ક્યાંય જંગલમાં ભૂલા પડશો તો અટવાઈ મરશો. તમને ખબર છે કે આ જંગલમાં વાઘવરૂનો કેટલો ભો છે? વળો પાછાં.'

'ક્યાં?'

'ક્યાં શું? અમારે ઉતારે ચાલો' પછી ધીરા પડીને એમણે વાત કરી; મોખડી ઘાટના માછીઓએ એમને કહ્યું હશે કે વીસેક જણાનું મંડળ અત્યારે ગોરા જવા નીકળ્યું છે, એમાં બે બાઇઓ ને નાનાં છોકરાં પણ છે, ને બધાં અજાણ્યાં છે, એટલે આ બે જણ કેવળ સેવાવૃત્તિથી પ્રેરાઈને અમને પાછા તેડવા આવ્યા હતા.

અમે એમનો ખૂબ આભાર માન્યો. ઉતારે આવતાં રસ્તામાં એમણે આ બાજુના વગડાની ભયંકરતાની વાત કહી, જંગલી પ્રજાની લૂંટફાટ અને વાઘવરૂનો કેટલો ત્રાસ છે તે સંભળાવ્યું અને કેવળ બાઇઓ તથા બાળકોની દયા ખાઇને જ એ અમને પાછા તેડવા આવ્યા હતા તે પણ નિખાલસ ભાવે કહી દીધું.

ફરીને પાછો મોખડી ઘાટ. આ બાજુનાં જંગલોમાંથી સાગનાં લાકડાં કપાવીને તેના વેપાર કરતા કોન્ટ્રાક્ટરોની છૂટીછવાઇ ઝૂંપડા-ઓફિસો મોખડીના બંને કિનારે બાંધેલી હતી. અમને એક અત્યંત વ્યવસ્થિત અને સુઘડ ઓફિસમાં લઈ જવામાં આવ્યાં. બેસવા માટે લાંબી ચટાઈ અને સામાન મૂકવાની વ્યવસ્થા કરી આપી અને રાત ગાળવા માટેની બધી સોઈ થઈ ગઈ.

વાત કરતાં ખબર પડી કે એ ઓફિસના માલિક ચરોતરના પટેલ હતા ને અમને પાછા બોલાવનાર એમના માણસ ભાઈ શનુસિંહ ગરાસિયા હતા અમે અમારું ઓળખાણ આપ્યું. ઇશ્વરભાઈ બોરસદનું વિદ્યાર્થી છાત્રાલય ચલાવે છે. ત્યાંના આ વિદ્યાર્થીઓ છે ને અમે પણ એમની સાથે આવ્યા છીએ એમ કરતાં જૂનું ઓળખાણ નીકળ્યું અને અઘોર જંગલની વચમાં, સાવ નિર્જન પ્રદેશમાં આવી એકાંત જગ્યાએ મોડી રાત સુધી અમે વાતો કર્યા કરી.

ધોધનું પાણી પડે છે એનાથી થોડે દૂર પથારી કરીને રેતીમાં જ અમે સૂતા. શનુસિંહ બિચારા ભોળા માણસ—બે ત્રણ વાર આવીને અમને કહી ગયા, 'અહીં રાતે વાઘ આવીને પાણી પીવા આવે છે, પણ તમે જરાય ગભરાશો નહિ અમારો માણસ બંદૂક લઈને જ બેસે છે.'

ફીણના ગોટેગોટા ઉરાડતો જલપ્રપાત, અખૂટ ધારે વરસી રહેલી ચાંદની અને એના પ્રકાશમાં સંગે-મરમર જેવા શોભતા ખડક......મને ઊંઘ આવી નહિ. શંકરભાઈને ઉઠાડીને હું ધોધના નીચાણ પાસે જઈને બેઠો. પેલી છોકરી પણ ત્યાં આવીને બેઠી અને કેટલીયે વાર સુધી વાતોના ગોટા ઉરાડ્યા જ કર્યા.

એટલામાં શનુસિંહ આવ્યા. સમાન વ્યસનીને દોસ્તી બહુ ઝડપથી બંધાઈ જાય છે, એટલે બીડીની આપ લે કરતાં શંકરભાઈ અને શનુસિંહ વચ્ચે મૈત્રી જામી ગઈ—ટૂંકા ગાળામાં એમણે સંસારનાં સુખ-દુઃખની વાતો પણ કરી લીધી. પછી શનુસિંહે કહ્યું, 'હવે સડકે થઈને ગોરા જવાનું પડતું મેલો. એમ કરો, કાલે સવારે વહેલા ઉઠીને તરત અમારી પનાઈ તમને કાઢી આપીશું, એટલે નદીને રસ્તે તમને ઠેઠ ગોરા પહોંચાડી દેશે.'

હોડીમાં નર્મદાનો પ્રવાસ કરવાનો મળશે એ આશાએ હું તો ખુશ ખુશ થઈ ગયો. પણ શનુસિંહે કહ્યું, 'પનાઈ ચલાવવા માછીને બોલાવી લાવવો પડશે. એ અહીંથી એક ગાઉ દૂર રહે છે, પણ અત્યારે જ જઈને કહી આવીએ તો બને.'

શનુસિંહ, શંકરભાઈ ને હું ત્રણેય માછીને ઘેર જવા ઉપડ્યા. ત્રણેક કોતર સીધાં ચઢાણ પછી થોડું





ખીણમાં ઉતરવાનું હતું. ત્યાંથી એક ગાડાચીલો માછીના ઝૂંપડા તરફ જતો હતો શત્રુસિંહે માછીને જગાડ્યો ને સવારે ઘાટ પર આવી જવા સૂચના કરી. માછીએ આનાકાની કરી, પણ પછી શત્રુસિંહે કહ્યું કે આ તો બધાં ઘરનાં માણસો છે, એટલે તારે છૂટકો નથી ' ત્યારે એ કબૂલ થયો.

આખી રાત એ જલપ્રપાતના અવિરત સંગીતના તાનમાં અમને ખૂબ જ મીઠી નિંદ્રા આવી ગઈ.

*

'એ...એક બાજુ બધાં ના બેસશો ને બહુ હલચલ ન કરતાં... છોડું છું.'

માછીએ પનાઈ છોડી અને ધોધના જોરદાર પ્રવાહથી શરૂઆતમાં તીરની માફક છૂટેલી હોડી એકી સપાટે કેટલેય દૂર નીકળી ગઇ.

બોટમાં બેસવા કરતાં આ નાનકડા મછવામાં અમને વધારે મજા પડી. કંઇ વાર એકાદ બાજુ નમી પડતાં 'એ...ડૂબી...ડૂબી ..'નો જે ધ્રાસ્કો પડે અને અનુભવીની છટાથી નચિંત ચહેરે બેઠેલો માછી અમને જોઈને થોડું હસી લે ત્યારે પાછળથી અમને બહુ હસવું આવતું.

કેટલાયે ખડક વટાવ્યા અને હોડી હરણ ફાળના બે કાળા ખડકની લગોલગ આવી પહોંચી. આ જગ્યાને લોકોએ ખોટી રીતે હરણફાળનું નામ આપ્યું છે. સાચી હરણફાળ પાસે તો નદી પોતે જ એટલી સાંકડી થઇ જાય છે કે એકાદ હરણ કૂદકો મારીને સામે કિનારે જઇ શકે, જ્યારે અહીં તો કિનારા બંને દૂર છે, પરંતુ વચમાં પ્રચંડ કાળી શિલા પડેલી હોવાથી પાણીમાં બે ફાંટામાં વહેંચાઈ જાય છે.

જમણા ફાંટામાં થઈને અમારી હોડી નીકળી ગઈ. કર્નાળી પાસે નદીમાં ખૂબ જ છીછરાં પાણી હોય છે, જ્યારે અહીંનાં પાણી ખૂબ જ ઊંડાં. પણ નર્મદાની શોભાય એની વિચિત્રતા અને વિવિધતામાં જ છે ને?

ભારતના બે સાંસ્કૃતિક વિભાગો—ઉત્તરાપથ અને દક્ષિણાપથની હદ નર્મદાથી જ અંકાય છે. ઉત્તર વિભાગની બે મહાનદીઓ ગંગા અને જમના છોડયા પછી દક્ષિણમાં આવેલા આર્યોને નર્મદા સિવાય બીજી કોઈ મહા નદી મળી નથી, તેથી એને દક્ષિણગંગાનું નામ અપાય છે તે જરાકે ખોટું નથી,

'રેવ' એટલે કુદકા મારવા. આ નદી ખડકો, પથ્થરો ને ધોધમાં અનેક કુદકા મારીને આગળ વધે છે તેથી નર્મદાને સૌ રેવા પણ કહે છે. પરંતુ નર્મદા અને રેવા બંને ભિન્ન છે. નર્મદા ઋક્ષ પર્વતના મૈકલમાંથી નીકળે છે, જ્યારે રેવા અમર કંટકમાંથી નીકળે છે. બંને માંડલા નજીક ભેગી થાય છે અને પછી ઉભય નામ ધારણ કરી એક પ્રવાહે મધ્ય પ્રાંતના ઉત્તર ભાગને વીંધતી જબલપુર તરફ દોડી આવે છે. જબલપુરથી ૯ માઇલ નીચે સંગેમરમરના સફેદ ખડકોમાં ઊંડો ભૂસ્કો મારે છે તે ભેડાઘાટનું દૃશ્ય ભારતનાં પ્રાકૃતિક દૃશ્યોમાં અનોખું સ્થાન ભોગવે છે.

નર્મદાને વિંધ્યની સોબત હરણફાળ સુધી જ. પછીથી સાતપૂડાની દોસ્તી કરીને છોટાઉદેપુરના હાપેશ્વર પાસેથી એ ગુજરાતમાં પ્રવેશ કરે છે.

ને બધા વખત દરમ્યાન પણ કેટલું ખેંચી લાવે છે! કહે છે ચોમાસામાં ૩૬" વરસાદ પડ્યો હોય તો નર્મદાના પાણીથી ૩૨૪ ચો. મા. ક્ષેત્રફળનું અને ૧૦૦ ફૂટ ઊંડું સરોવર ભરાઈ જાય!

ભિન્ન પ્રાંતોમાં થઈને વહેતી નર્મદાને ગુજરાત પ્રત્યે પક્ષપાત છે. કારણ કે ગુજરાતનાં સીમાડેથી જ પોતાનું રુદ્ર સ્વરૂપ સંકેલી લઈ શંકર સ્વરૂપ ધારણ કરે છે, ને બંને કાંઠાની અફાટ ધરતીને ધરતીને પોતાનું બધું સત્ત્વ નીચોવી આપે છે.

દસેક વાગતાં અમે ગોરા ગયાં. મોખડીથી ગોરા સુધીની હોડીની સહેલથી સૌનાં મન પ્રફુલ્લિત બની ગયાં હતાં, એટલે આ બધી વ્યવસ્થા નિર્વ્યાજ ભાવે કરી આપવા બદલ શત્રુસિંહનો ખૂબ ખૂબ આભાર માની અમે ઈન્દ્રવરણા ગયાં, અને ત્યાંથી ભાડાની મોટરમાં બેસી બપોર થયે રાજપીપળા પહોંચી ગયાં.

*

રાજપીપળાથી અમારા પ્રવાસનો ત્રીજો તબક્કો શરૂ થાય. અત્યાર સુધી અમે નર્મદાને કિનારે કિનારે ફરીને જ એનાં તીર્થસ્થાનો જોતાં આવતાં હતાં, હવે અમારે આડમાર્ગે થઈ થોડે થોડે વખતે નર્મદાની મુલાકાત લેવાનું નક્કી થયું હતું.

રાજપીપળાથી થોડે દૂર શુકદેવ–વ્યાસ નામનું અતીવ રમણીય સ્થળ છે. ત્યાં જતાં વચમાં બે ત્રણ ગામ આવતાં હતાં, ત્યાં એક ગામની પરબ પાસે અમે કૅમેરા ભૂલી ગયાં, તે છેક શુકદેવ પાસે પહોંચ્યાં ત્યારે ખબર પડી. બધા સંઘને શુકદેવ તરફ વિદાય કરી બે જણ કૅમેરા શોધવા પાછા રાજપીપળાને રસ્તે ગયા અને અમે ત્રણેક જણ એમની રાહ જોતા અધરસ્તે બેઠાં

કૅમેરા મળ્યો, પણ મોડી રાતે રસ્તો શોધતાં અમે શુકદેવ ગામે આવ્યા ત્યારે ઇશ્વરભાઈ અને બધું મંડળ નદીની સામે કિનારેના વ્યાસ બેટમાં જતાં રહ્યાં હતાં. હવે?

નદી કિનારે જઈને અમે ખૂબ બૂમો પાડી, પણ પહોળો પટ અને અમારી દિશાનો પવન એટલે સામી બાજુ કોણ સાંભળે? અધૂરામાં પૂરું એક પણ હોડી તે વખતે મળે એમ નહોતું એટલે બૂમો પાડીને થાક્યા પછી થેલીમાંથી છાપાંના ડૂચા કાઢીને ભડકો કર્યો. સામે કિનારે છોકરાઓ આવી પહોંચ્યા. અમારો ને એમનો અવાજ સ્પષ્ટ સાંભળી શકાતો ન હતો, તેમ આછા પ્રકાશમાં દૂરની સફેદ રેતીમાં કશું સાફ દેખાતું પણ ન હતું.

અમારી પાસે ખાવાનું નહોતું, પાથરવાનું ન હતું, અને ગામલોકો કહે હોડી તો હવે સવારે જ મળશે, એટલે અમને મૂકીને આગળ જનારાં પ્રત્યે ખૂબ ગુસ્સો ચઢ્યો હતો.

સામેથી એક વિદ્યાર્થી પતેલનો અવાજ આવ્યો: 'એ......અમે હોડી મોકલીએ છીએ......તમે જમણી બાજુને કિનારે બે ફર્લાંગ જાઓ...'

અમે બે ફર્લાંગ જઈને અર્ધો કલાક રાહ જોઈ, પણ હોડી આવી નહિ.

થોડીવારમાં પતેલ પેલી બાજુ બોલતા સંભળાયા: 'એ......હોડીવાળા ભાઈ......અમારા છોકરા સામે કિનારે છે એમને જરા......'

થોડીવારે બધું શાંત થઈ ગયું. રાતના દસ વાગી ગયા.

પતેલનો ફરી અવાજ આવ્યો, 'એ......બીજો હોડીવાળો આવશે......તમે જરા ડાબે હાથે એકાદ ફર્લાંગ ઓરા આવો......'

દાંત કચકચાવતા અમે પાંચે જણ એ બાજુ ગયા. સાડા દસ વાગતાં સુધી હોડી આવી નહિ, તેમ પછી તો પતેલનો અવાજ પણ સંભળાયો નહિ. અગિયાર, સાડા અગિયાર...બાર વાગે એક રોતલ અવાજ સામેથી આવ્યો, 'ભાઈ, અમારાથી બનતું કરી છૂટ્યાં, હોડી મળતી નથી. હવે તમે નિરાંતે જઈને સૂઈ જાઓ......'

મનમાં તો એવી ઝાંઝ ચઢી, પણ શું થાય? મહામહેનતે ક્રોધને દાંત વચ્ચે દબાવી રાખી અમે ઓવારેથી ગામમાં પાછા ગયા અને શુકદેવના ઓટલા પર સૂઈ રહ્યા. સવારમાં અમને હોડી તેડવા આવી ત્યારે ફરિયાદનો એક પણ શબ્દ બોલ્યા વગર મૌન રહીને ક્રોધ પ્રદર્શિત કરવો પડ્યો.

શુકદેવ અને વ્યાસ બંને મંદિર પુરાણા છે. વ્યાસનું મંદિર નદીની વચમાં વિશાળ બેટ પર આવેલું હોવાથી ખૂબ જ રમણીય લાગે છે. અહીંથી ધાર્યું હોત તો અમે ચાણોદ તરફનાં યમતીર્થ, ગંગાનાથ (ગંગાનાથ વિદ્યાલય જે શ્રી. અરવિંદ, બારીન્દ્રકુમાર, કાકાસાહેબ, મામા ફડકે, દાદા અણ્ણા, આપ્પાસાહેબ પટવર્ધન વગેરે મહાનુભાવોનું નિવાસ-સ્થાન બનેલું છે), નંદીકેશ્વર વગેરે અને ભરૂચ તરફનાં સૌભાગ્યસુંદરી, અનસૂયા, શિનોરનાં કાર્તિક-સ્વામી, માલસર, કોરલ, ઝણોર, અંગારેશ્વર ઇત્યાદિ સ્થળોની મુલાકાત લઈ શકત. પરંતુ સમય પૂરતો ન હોવાથી અમારે ઝઘડીઆ થઇ શુક્લતીર્થ જઈ કબી-રવડ જોઇને જ સંતોષ માનવો પડ્યો.

કહેવાય છે કે સરસ્વતીમાં ૩, યમુનામાં ૭ અને ગંગામાં ૧ દિવસના સ્નાનથી બધાં પાપ ધોવાઇ જાય છે; પરંતુ નર્મદાના સ્મરણ માત્રથી આ ભવનાં દર્શનથી ૩ ભવનાં અને સ્નાનથી હજારો ભવનાં પાપ એકી સાથે નાશ પામે છે. એટલે આ પ્રવાસથી પાપ બાબતમાં અને તદ્દન નચિંત થઈને ઘરે આવ્યાં. પણ નર્મદાની મોહિની હજુ કેમે કરી વિસરાતી નથી. જાણે દર વરસે એકાદ વાર નર્મદા કિનારે જઇએ જ.

★

# આશ્રમોનાં ઊંડાણે

સાને ગુરુજી
અનુ૦ નટવરલાલ દવે

વર્ણાશ્રમ માટેની વિખ્યાતી પામી ચૂકેલી ભારતીય સંસ્કૃતિના પાયા ઉપર ચણતર માંડનાર ગૃહસ્થાશ્રમ આપણે જીવીએ છીએ છતાં સમજે છે કેટલાંક? એની પૂરી સમજણ વિનાનો બગડતો વાનપ્રસ્થ અને સંન્યસ્ત. આપણા યુગના એક સાચા વિચારક અહીં એમની વિચારભરી અને અભ્યાસુ શૈલીમાં રજૂ કરી જાય છે.

બ્રહ્મચર્ય એ પ્રયત્નસાધ્ય છે. તે એકદમ કંઈ થોડું જ મળે એમ છે? તેની પાછળ લાગવું જોઈએ ફરી ફરી પ્રતચ્યુત થવાય પણ વળી વળીને ઊભા થવું અને વધારે સારીરીતે આગળ ધપવું. એક વખત ફક્ત તે ધ્યેય નક્કી થવું જોઈએ. આપણે માટે અશક્ય છે એમ લાગ્યું કે તે ક્યારેક મળવાનું નથી.

મનુષ્ય ઘણી વખત પોતાના દુર્ગુણોની જ વધારે પડતી ચિકિત્સા કરે છે. ક્યારે ક્યારે પોતાના દુર્ગુણોને ભૂલી જવા એ જ તેનો નાશ કરવાનો ઉપાય છે. હું આવો ખરાબ છું, મારાથી શી રીતે બ્રહ્મચર્ય પળશે, હું સુધરી શકનાર નથી, હું તો આવો જ રડતલ રહેવાનો, એમ જો કહ્યા કરશો તો એવા જ પતિત રહેવાના દુર્ગુણોનું ચિંતન કર્યા કરવાથી તે વધારે જ દઢ બને છે. 'પચ્ચીસ દુ પચાસ' એ ભુલી જવા દો, "પચ્ચીસ દુ પચાસ" એ વીસરી જવા દો એમ એકધારો જપ કરવાથી 'પચ્ચીસ દુ પચાસ' આપણે ભૂલવાના તો નથી પણ તે સદાને માટે હોઠ અને માથામાં જડ ઘાલશે। જાગતાં ને સ્વપ્નમાં પણ 'પચ્ચીસ દુ પચાસ' જ દેખાશે. જે તમારે જોઈતું નથી તેને સંભારશો નહિ. હું સારો છું, હું સારો બનીશ, મનનો મજબૂત બનીશ, હું આગે કૂચ કરીશ, એમ જ બોલતા રહેવું: ભારતીય સંસ્કૃતિ સંકલ્પ ઉપર ભાર મુકે છે.

अहं ब्रह्मास्मि ।

બૃહ. ઉપનિષદ્

शिवः केवलोऽहम् ।

શંકરાચાર્ય

'હું બ્રહ્મ છું, હું સર્વશક્તિમાન છું' એમ ધ્યાન કરો. એવી જ કલ્પના મનમાં ઠસાવતા રહો. જેવું બોલશો તેવા બનશો. આપણી શ્રદ્ધા આપણા જીવનને આકાર આપે છે.

આજે રાષ્ટ્રીય ધ્યેયને માટે ઝગડનાર લોક દેખાતા નથી. સર્વત્ર નિરાશા, ઉદાસીનતા, નિરુત્સાહપણું. હું જ્ઞાન મેળવીશ, હું શરીર કેળવીશ, હું મોટો બનીશ, એમ તરુણોના મનમાં થતું નથી. મહત્ત્વાકાંક્ષા તો સર્વત્ર મટી ગયેલી દેખાય છે. રમતમાં ઉત્સાહ નહિ. અભ્યાસમાં ઉત્સાહમાં નહિ રાખું. ગમે તેમ કરીને જીવતું રહ્યું છે. તરુણ ગમે તેમ વર્તે છે. આ સર્વાંગીણ દૈન્યનું એક બલવાન કારણ તે બ્રહ્મચર્યનો હ્રાસ છે.

ઉત્કૃષ્ટ બ્રહ્મચર્યમાં જ ઉત્કૃષ્ટ ગૃહસ્થાશ્રમ સિદ્ધ થઈ શકે છે. મારું બ્રહ્મચર્ય જો ઉત્કૃષ્ટ નહિ હોય તો મારો ગૃહસ્થાશ્રમ પણ રડતો જ રહેવાનો માનસિક બૌદ્ધિક અને શારીરિક સામર્થ્ય મેળવીને જ જો હું ગૃહસ્થાશ્રમમાં પડું તો જ મારા ગૃહસ્થાશ્રમમાં તેજ આવશે, તો જ મારો ગૃહસ્થાશ્રમ સુખી બનશે.

પતિપત્નીની શરીરસંપદા જો ઉત્કૃષ્ટ નહિ હોય તો પછી ઘરોમાં તંદુરસ્ત બાળકો ક્યાંથી જોવાં એ મળનાર છે? રોગી, રડકણાં બાળકો જોતાં એ માતાપિતાને કેવું દુઃખકતો છે? નાનાં બાળકોના હાસ્યના જેવું બીજું શું પવિત્ર છે? તે હાસ્યમાં અપાર સામર્થ્ય વસે છે. તે હાસ્યથી કઠોર હૃદયો મૃદુ બને છે. તે હાસ્યથી એક પળમાં દુઃખ નાશ પામે છે. એક વખત, એક સ્ટેશન ઉપરનો પ્રસંગ મને જોવા મળ્યો. એક માતા પોતાના બાળકને તેડીને જતી હતી. એનો પતિ અને બીજાં બાળકો બહુ બાળકો સાથે હતાં. તે બાળકનું મુખકમળ જોઈને તે ટિકીટ તપાસનારો તદ્દન ઢંડો થઇ ગયો. તેણે કેટલી ટિકીટો

છે વગેરે પૂછ્યું જ નહિ. તે પિતાએ, ટિકીટો ગણી લો એમ કહ્યું એટલે ટિકીટ તપાસનારે કહ્યું, 'આવો સુંદર બાળક જોયા પછી હું કે ટિકીટો શી રીતે ગણું ? જાવ, બધાં જ જાવ.'

પરંતુ આવાં હસતાં ને સુંદર બાળકો પતિ પત્નીના પૂર્વાશ્રમના દૃઢ બ્રહ્મચર્યમાંથી જ ઉત્પન્ન થાય છે. જે જમીનનો કસ ગયો નથી, તેમાં ભરેલાં ને કાંડા જેવાં ડૂંડાં ઉતરે છે. તેજ પ્રમાણે જેના જીવનનો કસ ગએલો નથી, તેના જ જીવનમાં આવાં તેજસ્વી ફૂલો ફૂલે છે.

ગૃહસ્થાશ્રમ એટલે સર્વ સમાજનો આધાર. ગૃહસ્થાશ્રમ એ ભવિષ્યકાળનું નિર્માણ કરે છે. ગૃહસ્થાશ્રમ એટલે સમાજની ધારણા. ગૃહસ્થાશ્રમની મહાનતા સહુ કોઈએ ગાએલી છે.

धन्यो गृहस्थाश्रमः ।

ભર્તૃહરિ

આ ગૃહસ્થાશ્રમ ધન્ય છે. પરંતુ આવી ધન્યતા ગમે તેમ મળી રહેતી નથી. તે પ્રયત્નસાધ્ય છે, કષ્ટસાધ્ય છે.

ગૃહસ્થાશ્રમમાં પતિપત્નીનાં શરીર સુંદર અને નિરોગી હોવાં જોઈએ. તેજ પ્રમાણે તેમનાં મન પણ નિરોગી હોવાં જોઈએ. પતિપત્નીએ એક બીજાની સાથે નિષ્ઠાપૂર્વક વર્તવું જોઇએ. જે વિચાર વિધિથી તેમનો સંબંધ જોડવામાં આવ્યો તે વિવાહ, જે વિવાહવિધિના કોઇ કોઈ મંત્ર તો ખૂબ જ સુંદર છે.

વાક્ નિશ્ચયને સમયે બ્રાહ્મણ કહે છે :

समाना व आकूतिः समाना हृदयानि वः ।
समानमस्तु वो मनः यथा वः सुसहासति ॥×

"તમારો હેતુ એક હજો. તમારાં મન એક હજો. તમારા હૃદયો એકરૂપ હજો. તમારી હરેક કૃતિમાં સામર્થ્ય આવે એ રીતે વર્તજો."

તે જ પ્રમાણે વિવાહ હોમ વખતે વર કહે છેઃ

द्यौरहं पृथ्वी त्वं समाहमृक्त्वम्
मंप्रियौ रोचिष्णु सुमनस्यमानौ जीवेव शरदः शतम् ॥*

"હું આકાશ છું, તું પૃથ્વી છો. હું સામવેદ છું, તું ઋગ્વેદ છો. આપણે એકમેકની ઉપર પ્રેમ કરીએ, એકબીજાને શોભાવીએ, એકબીજાને ગમતાં બનીએ. એકબીજાની સાથે નિષ્કપટ ભાવે વર્તીને શતાયુષી બનીએ."

સપ્તપદી વગેરે થયા પછી જ્યારે ગૃહપ્રવેશનો વખત આવે છે તે વખતે વર કહે છેઃ

"હે વધૂ ! તું સાસુસસરા ઉપર, નણંદ ઉપર પ્રેમની સત્તા ચલાવનારી બનજે."

'સર્વ દેવો આપણાં મન મોકળાં કરો. પાણી આપણાં મનને નિર્મળ બનાવો. માતરિશ્વા, વિધાતા અને સરસ્વતી આપણાં જીવનને એક બીજા સાથે જોડો."

ગૃહપ્રવેશને વખતે મંત્ર બોલે છે.

"હે વધુ તું આ ઘરમાં આવે છે. અહીંઆં સંતતિયુક્ત બનીને તને આનંદ મળે. આ ઘરમાં તું ખરી ગૃહિણીનાં કર્તવ્યો દક્ષતાથી પાર પાડજે. પતિ સાથે તું આનંદથી રહેજે. તું આ ઘરમાં લાંબા સમય સુધી રહીને વૃદ્ધ બની એમ લોકોને કહેવા દે.

"ચાળણી વડે ધાન્યને શુદ્ધ કરીને લેવામાં આવે છે તે પ્રમાણે આ ઘરમાં શુદ્ધ સંયમપૂર્વક વાણીનો ઉપયોગ કરવામાં આવે છે. એટલે નાના મોટાંની આ ઘરમાં મિત્રતા જામે છે. આવી મધુર ભાષા બોલનારાંની જીભમાં લક્ષ્મી વાસ કરે છે."

વિવાહસૂક્તમાં વધૂને અઘોરચક્ષુ અને શિવા (કલ્યાણ કરનારી), સુ-મના અને તેજસ્વી, વીરપ્રસૂ અને શ્રદ્ધાળુ એવાં એવાં વિશેષણો લગાવેલાં છે. અઘોરચક્ષુ એ બન્નેય વરવધૂને ધ્યાનમાં રાખવા જેવું છે. એકબીજાની દૃષ્ટિ પ્રેમળ થવા દેજો. તેને ક્રૂર બનવા ન દેતાં.

લગ્ન એટલે બાહ્ય લગ્ન નહિ. હૃદયનું લગ્ન મનનુ લગ્ન. વધૂ વરને માળ પહેરાવે છે અને વર વધૂને માળ પહેરાવે છે એટલે એકબીજાનાં નિર્મળ

× ઋગ્વેદ સંહિતાના છેવટના મણ્ડલના છેવટના સૂક્તની છેવટની ઋચા.

* આશ્વલાયન શ્રૌતસૂત્ર.





હૃદયપુષ્પો એકબીજાને અર્પણ કરવાં, એ એનો અર્થ. અગ્નિ ફરતા સાત ફેરા ફરવા એટલે જનમોજનમ બરાબર ચાલવું, સહકાર કરવો, પતિપત્ની સુખ દુઃખમાં સાથે રહે છે, સાથે ચડે છે, સાથે પડે છે. તેમને સૂતર વીંટાળવામાં આવે છે. પતિપત્નીનો જીવનપટ હવે એકત્ર વણાતો રહેવાનો. તાણો અને વાણો એકત્ર થવાના. હવે મારું એવું કશું નહિ, જુદાગરો નહિ.

દેહ ઉપર પ્રેમ કરવાથી ખરો પ્રેમ ટકતો નથી. કાલે સવારે રોગથી કુરૂપ થઇ ગયો તો? આપણે પ્રારંભ દેહથી કરીએ પણ દેહાતીત બનવું જોઈએ. દેહની અંદર રહેલા આત્માને ઓળખી તેને મળવું જોઇએ. માણસ આંગણમાંથી ઓસરીમાં આવે છે, ઓરડામાં આવે છે અને પછીથી ઠાકોરજીના ઓરડામાં પ્રવેશે છે. તે જ પ્રમાણે વરવધૂએ છેવટે પરસ્પરના હૃદયના દેવમંદિરોમાં દાખલ થવું જોઇએ. ફક્ત દેહની પૂજા કરનારો પતિ એ પોતાનું અપમાન કરે છે એમ લાગવું જોઈએ, આ માટીનો ગોળો એટલે કાંઈ આપણે નથી. પતિપત્નીએ એક બીજાઓને માટીનો ગોળો, માંસનો ગોળો એમ સમજવું ન જોઇએ. આ માટીના ગોળામાં જે ઉદાત્તતા છે, જે ઉપર ચઢવાની શક્તિ છે તે તરફ હળવે હળવે એક બીજાનું ધ્યાન જવું જોઈએ. પતિને જોતાં જ તે દિવ્યતા પતિને લાગવી જોઈએ. ભોગ ભોગવતાં ભોગવતાં, એક દિવસ વિરક્ત બનવું રહ્યું. દેહની અંદર ઉતરીને આત્માને આત્મા સાથે જોડવો જોઇએ.

ફાનસનું મહત્ત્વ તેની અંદર રહેલી જ્યોતિને કારણે છે. એ જ્યોતિના આપણે ઉપાસક બનવું જોઈએ. જ્યાં સુધી આત્માની મહત્તા આપણને સમજાતી નથી ત્યાં સુધી ખરો પ્રેમ નથી. પત્નીના આત્માની મહત્તા પરખાતાં જ, પતિ તેને જ્ઞાન આપશે, ધ્યેય બતાવશે તેને ફક્ત વસ્ત્ર અને અલંકારોથી ઢીંગલીની માફક શણગારીને બેસી નહિ રહે. તે જ પ્રમાણે જ્યારે પતિમાં જ્યારે પત્નીને દિવ્યતા જણાશે તે જ દિવસે તે પતિને મન ફાવે તેમ વર્તવા દેશે નહિ, ગમે તે રસ્તે પૈસો કમાવા દેશે નહિ.

ગૃહસ્થાશ્રમમાં આ પ્રમાણે પવિત્રતા લાવવાની છે. એકબીજાએ એકબીજાને સાવધ કરીને ક્યારેક પ્રેમથી, ક્યારેક ક્રોધથી સંબોધીને ઉપર ચઢવાનું છે. પતિપત્નીએ છેવટે ભાઇબહેન પ્રમાણે વર્તવાનું છે. આસક્તિમય પ્રેમમાંથી છેવટે અનાસક્ત પ્રેમ નિર્માણ કરવાનો છે. કાદવમાંથી કમળ ઉગાડવાનું છે. સંસારમાં જ મોક્ષશ્રીને આણવાની છે.

ભારતીય સંસ્કૃતિમાં ગૃહસ્થાશ્રમ એ મોક્ષ તરફ જવાનો એક માર્ગ છે. એ પગથીઉં છે. ત્યાં જ કાયમનું રહેવાનું નથી. ગૃહસ્થાશ્રમમાં રહીને સંતતિ નિર્માણ કરીને, વાસનાવિકાર શાંત કરીને, જુદા જુદા ત્યાગના પાઠ શીખતાં શીખતાં, છેવટે આ સંસારમાંથી એક દિવસ મોટા સંસારમાં જવાનું છે એ વાત પતિપત્નીએ ભુલવી જ જોઈએ નહિ.

ગૃહસ્થાશ્રમ! આ પણ એક આશ્રમ છે. આશ્રમની જ પવિત્રતા ત્યાં પણ જોઇએ. પતિપત્ની, છોકરાંછૈયાં એનો આ આશ્રમ છે. બધાએ સહકાર્ય કરવાનું છે, પ્રેમથી રહેવાનું છે. ધ્યેયની પૂજા કરવાની. કુલપરંપરા જેવી વસ્તુ છે. તે કુલપરંપરાને મરવા ન દેવી એ એક કામ છે. રઘુવંશમાં રામ સીતાને વિમાનમાંથી નીચેનાં સ્થળ બતાવે છે એમ એક ભાગમાં વર્ણન આવે છે. એક તપોવન તરફ આંગળી ચિંધીને રામ કહે છે: 'અહીંઆં એક ઋષિ રહેતા હતા. આવનાર જનારનું તે દિલથી આદર અતિથ્ય કરતા. પરંતુ તે ઋષિને છોકરૂં છૈયું ન હતું. તે ઋષિ ગુજરી ગયા. પરંતુ તે ઋષિનું આદર–આતિથ્યનું વ્રત, તપોવનનાં એ વૃક્ષો કરતાં હતાં. જો કોઈ આવતું તેને રૂડા ફૂલ અને છાંયો આપતાં હતાં.'

આ પ્રમાણે કુળની પરંપરા ચલાવવાની હોય છે. મારા કુળમાં કોઇ જૂઠું બોલનાર નહિ, મારા કુળમાં કોઈ ચોરી કરનાર નહિ, મારા કુળમાં કોઈ અપમાન સહન કરનાર નહિ, મારા કુળમાં અતિથિને નકાર ભણવામાં આવનાર નહિ, આવા પ્રકારની વિશિષ્ટ પ્રથા જે તે કુળમાં હોય છે.



તે તે કુળપરંપરા માટે સર્વસ્વનો ત્યાગ કરવો પડે તો તે કરવાનો હોય છે. હરિશ્ચંદ્રે સર્વસ્વનો ત્યાગ કર્યો. શ્રિયાળચાંગુણ એમણે બાળકનો ત્યાગ કર્યો. કુટુંબમાં જાણે કે એક દેવ. તેને માટે કુટુંબનાં સર્વ જણ સિદ્ધ હોવાનાં—હરિશ્ચંદ્ર નીકળતાં જ, તારામતી તેની પાછળ પાછળ ચાલી નીકળે છે. હરિશ્ચંદ્ર ને તારામતીની પાછળ નાનકડો રોહિદાસ પણ દોડતો જાય છે. તે રોહિદાસને માબાપ ના નથી પાડતાં. 'તું નાનો છે. શા માટે હાલ હેવાલ થાય ત્યાં આવે છે?' એમ નથી કહેતાં. પોતાની તાલીમમાં તેમને પોતાના બાળકને પણ તૈયાર કરવાનો છે. પોતાના જ ઉદાહરણથી પોતાનાં બાળકોને ધ્યેયપૂજા શીખવવાની હોય છે.

આવો ગૃહસ્થાશ્રમ આજે ક્યાં છે? પતિ જેલમાં જતાં પત્ની પાછળ પાછળ જતી નથી. પત્ની જતાં પતિ નીકળતો નથી. માબાપ જતાં બાળકો જતાં નથી. બાળકો જતાં માબાપ તેમની પાછળ પ્રેમથી જતાં નથી. એક ધ્યેયની પૂજા નથી. ધ્યેય જો જુદાં જુદાં હોય તો તો વાત જુદી છે. પરંતુ જો આસક્તિ અને ભય એ જ જો વચ્ચે આવતાં હોય તો એ ખરાબ છે.

આનું કારણ શું? આનું કારણ એ કે ઘરમાં જ્ઞાનચર્ચા નથી. પતિ જે સાંભળે તે પત્નીને કહેનાર નહિ. રાખમાં જે વિચાર ઉત્પન્ન થયો તેની ઘરમાં ચર્ચા થતી નથી. પતિ એ પત્નીનો ગુરુ. છોકરીઓને મૌંજીબંધન બંધ થયું. પતિ એ જ ગુરુ એમ ઠર્યું. પરંતુ આ પતિ એ ગુરુની ફરજ બજાવે છે ખરો? જ્ઞાનદાન, વિચારદાન કરે છે ખરો? આજુબાજુના જગતનું જ્ઞાન તે પત્નીને કરાવે છે ખરો?

પત્ની જુવારનો રોટલો ઘડીને મૂકે છે, પતિ તેને કયા વિચારનો રોટલો આપે છે? પરંતુ પતિના મગજમાં આ વિચાર આવતા જ નથી. મારી પત્નીને મન છે, બુદ્ધિ છે, હૃદય છે એવી પતિને જાણ નથી. તેથી કરીને જગતના બનાવો તે ઘરમાં કહેતો નથી. પછી બાળકોને શું સમજાવવાનું? જ્યાં પત્ની જ વિચારોના અજ્ઞાનમાં હોય ત્યાં બાળકો ય અજ્ઞાનમાં જ ઉછરવાનાં.

ભારતીય સંસ્કૃતિમાં જણાવેલો ગૃહસ્થાશ્રમ આવો નથી. જે બ્રાહ્મણ ઉપર બકાસુર પાસે જવાનો વારો આવ્યો, તેના કુટુંબમાં હરેક જણ મરવાને તૈયાર હતું. પતિ કહેતો કે મને મરવા દો. પત્ની કહે મને મરવા દો. દીકરી કહે મને મરવા દો. દીકરો કહે મને મરવા દો. આને કહે છે ગૃહસ્થાશ્રમ. એક જ વિચારથી બધાં પ્રેરિત છે. એક જ ધ્યેયની પૂજા થાય છે.

ગૃહસ્થાશ્રમ એટલે સંયમની શાળા. ગૃહસ્થાશ્રમ એટલે તપશ્ચર્યા છે. આપણે આપણી સેંકડો વૃત્તિઓને લગામ ઘાલતાં ગૃહસ્થાશ્રમમાં શીખીએ છીએ. બાળકો માંદા પડે એટલે એમની સેવાચાકરી કરવી પડે છે. બાળકોના વિચારોને સંભાળવા પડે છે, ડગલે ને પગલે ક્રોધથી થોડું ચાલવાનું છે!

ગૃહસ્થાશ્રમમાં આપણે ત્યાગનો પાઠ શીખીએ છીએ. પતિ પત્નીને બધું જ આપવા ઇચ્છે છે. પત્ની પતિને સુખી કરવા મથે છે. માબાપ ફાટલાં લુગડાં પહેરીને પહેલાં બાળકોને શણગારે છે. બીજાનું સુખ જોવું, બીજાના આનંદમાં આનંદ માનવો એ ગૃહસ્થાશ્રમનું શિક્ષણ છે.

અર્ધનારી નરેશ્વર એ માણસનું ધ્યેય છે. પુરુષ કઠોર હોય છે. સ્ત્રી મૃદુ હોય છે. પુરુષે પત્ની પાસેથી મૃદુતા શીખવાની. સ્ત્રીએ પતિ પાસેથી કઠોર બનવાનું શીખવાનું. પ્રસંગ પડે મીણથી પણ મૃદુ અને વજ્રથી પણ કઠોર બનતાં આવડવું જોઈએ. કેવળ પુરુષ અપૂર્ણ છે. કેવળ સ્ત્રી પણ અપૂર્ણ છે. બન્નેના ગુણોના મિલનમાં પૂર્ણતા છે. ગૃહસ્થાશ્રમ એટલે પતિ-પત્નીની પૂર્ણ બનવાની શાળા. સર્વાંગીણ વિકાસ સાધવાનું સ્થાન. હૃદય અને બુદ્ધિના ગુણ શીખવાની જગા. ઉત્કૃષ્ટ બાળકો તૈયાર કરીને સમાજને આપવાનું મહત્ત્વનું કામ એ માબાપે કરવાનું હોય છે. પરંતુ બાળકો સારાં બને એટલા માટે પોતે સારાં રહેવું જોઈએ મન, વાણી અને કર્મથી સારાં રહેવું જોઈએ. પોતાનાં બાળકો સારાં હોવાં જોઈએ એમ





માનનારા માતાપિતાએ અત્યંત સાવધાનીપૂર્વક વર્તવું જોઈએ. પ્રેમ, કર્તવ્ય, સહકાર્ય વગેરે હોવાં જોઈએ. જો બાળકો માબાપને રોજ તકરાર કરતાં જુએ, તો તેના જીવન ઉપર કેવું અનિષ્ટ પરિણામ આવે? આળસુ અને વિલાસી માબાપ જો નજર આગળ હોય તો બાળકો પણ ફક્કડ કપડાંલત્તાં પહેરનાર જ બનવાનાં.

આપણાં બાળકો શરીરે મજબુત, હૃદયનાં વિશુદ્ધ ને ઉદાર બુદ્ધિનાં વિશાળ અને નિર્મળ થાય એમ માબાપે જોવું જોઇએ. જે જમાનામાં આપણે રહીએ છીએ તે જમાનાની કલ્પના આપણે બાળકોને આપવી જોઈએ. જમતાં, હસતાં, રમતાં બાળકોને એ ઇતિહાસનું બધું જ્ઞાન આપવું જોઈએ. વીસમી સદીનાં બાળકોના મન 'બિલાડી આડી ઉતરી એટલે કામ થશે નહિ' એવી કલ્પનાથી ભરી ન જાય એમ કરવું જોઈએ. મારા એક મિત્ર છે તે કહેવા લાગ્યા, 'મારા બાળકોના સાંભળતાં જો કોઇ આવું બોલે તો મને ચીડ ચડે છે, આપણા મન ઉપર આવાં સંસ્કાર બાળપણમાં આવ્યા, પણ આપણા બાળકોના મન ઉપર આવા મૂર્ખ સંસ્કાર પડવા નાં જોઈએ.' બાળકોના મનને માટે કેટલી બધી કાળજી!

પોતાનાથી કેટલાં બાળકો ઉછેરી શકાશે, કેટલાંનો વિકાસ કરતાં ફાવશે, એ માબાપે જોવું જોઇએ. કારણ કે પછીથી વાનપ્રસ્થાશ્રમ અને સંન્યાસ ઊભા છે જ. મરતા સુધી પારણાં ઝુલાવવાનાં નથી અને વાનપ્રસ્થાશ્રમમાં પગ મૂકતાં જ બાળકો સંસારભાર પોતે ઉઠાવી લેવાને શક્તિશાળી બનેલાં હોવાં જોઇએ. સમજો કે સાઠમે વરસે વાનપ્રસ્થાશ્રમ લેવાનો એટલે એનો અર્થ શું? સાઠમે વરસે પોતાનું નાનામાં નાનું બાળક ૨૦-૨૫ વરસની ઉંમરનું હોવું જોઇએ. તેનું શિક્ષણ અપાયેલું હોવું જોઇએ. તેનો સંપૂર્ણ વિકાસ થએલો હોવો જોઈએ, માબાપની છત્રછાયાની હવે તેને જરૂર નથી, આમ બધું હોવું જોઈએ, એટલે ચાલીસમા વર્ષ પછીથી પતિપત્નીએ નિવૃત્તકામ બનવું જોઇએ. ચાલીસ વર્ષ સુધી જ પ્રમાણમાં પ્રજોત્પાદન કરવું જોઇએ. કારણ કે ચાલીસમા વર્ષ સુધીમાં જ આઠ દશ બાળકો ઉત્પન્ન કરવામાં શી હરકત છે? પરંતુ ફક્ત બાળકો ઉત્પન્ન કરવાં એ કામ નથી. તે બાળકોની વ્યવસ્થા કરતાં આવડવી જોઇએ. તે બધાંનું સંગોપન, સંરક્ષણ ને શિક્ષણની વ્યવસ્થા કરવી જોઇએ.

પોતાથી સંયમ ન પાળી શકાય તો સંતતિ-નિયમનનો ઉપાય અજમાવવામાં હરકત નથી; પરંતુ માણસને સંયમ જ શોભાવે છે.

ગૃહસ્થાશ્રમમાં સંયમ, ત્યાગ, વાસના-વિકારોનો સંયમ કરવો, પ્રેમ, સહકાર્ય વગેરે ગુણોનું શિક્ષણ મળે છે. આપણે જરા પાકટ થતા જઈએ છીએ. ઉચ્છૃંખલપણું ઓછું થાય છે. પુખ્તપણું આવે છે. જીવનના નાનામોટા અનુભવ મળે છે. જીવનમાંથી ખટાશ જઇને મીઠાશ આવે છે.

મર્યાદિત કુટુંબની આપણે સેવા કરી તે મર્યાદિત કુટુંબમાં સેવાનો ગુણ જે આપણે શીખ્યા તે હવે આપણે સમાજને આપવાનો છે. આપણે પોતાના બહાર આવીને સમાજ એ જ કુટુંબ માનવાનું, વધારે વધારે અનાસક્ત બનવાનું, વધુ વ્યાપક બનવાનું, વધુ આગળ વધવાનું, આત્માના રાજ્યને બહિર્ગત કરવાનું

વાનપ્રસ્થ એટલે વનમાં નીકળેલો. ભવન છોડીને વનમાં જવાને નીકળેલો. એ વાનપ્રસ્થ વનમાં રહે છે. ત્યાં આશ્રમ ચલાવે છે, ત્યાં શાળા ચલાવે છે. વાનપ્રસ્થી જેવો ઉત્કૃષ્ટ શિક્ષક નથી. અનુભવી, પુખ્ત, શાંતકામ. હસતાં રમતાં શીખવનારો આવો જ શિક્ષક જોઈએ; અને વાનપ્રસ્થીને કંઇ વધારે જોઈએ નહિ એના પેટને માટે આપ્યું એટલે ચાલે.

આજે હજારો પેન્શનરો છે. એમણે ખરું કહીએ તો જ્યાં ત્યાં શાળાઓ કાઢવી જોઇએ. દશ વરસમાં શિક્ષણ બધે ફેલાઈ જાય. પરંતુ ભારતીય સંસ્કૃતિનાં ગાયન ગાતા ગાતા એ તો પૂનામાં બંગલા બાંધીને દીકરાના દીકરાને રમાડતા બેસે છે! હવે તેમણે બધાંના પૌત્રોને રમાડવા જોઇએ. તેમને શિક્ષણ આપવું જોઈએ. તેમને માટે સુંદર આશ્રમ કાઢીને રહેવું જોઇએ. આજે સમાજમાં કોઇપણ વાનપ્રસ્થી નથી.




કુટુંબની મર્યાદિત આસક્તિ છોડીને જે સમાજની સેવા નિઃસ્વાર્થપણે કરવા માંડે તે વાનપ્રસ્થી

અને પછી સંન્યાસ ! સંન્યાસમાં અમુક જ સમાજની સેવા એ ય સાસક્તિ નહિ ! સંન્યાસીને હિન્દુ નહિ, મુસલમાન નહિ, એ તો સેવા જ કરતો ફરશે. ભેદાતીત પ્રેમ આપશે. જે પશુપંખી, કીડી મંકોડી, વૃક્ષવનસ્પતિનો મિત્ર બનનારો, તે માનવા માનવામાં ભાગલા પાડીને બેસશે ? સંન્યાસી નહિ ઓળખે મહારાષ્ટ્રીને, નહિ જુએ ગુજરાતીને. તે સહુની ઉપર જશે. આ ભેદભાવના કાદવથી પર બનશે.

સંન્યાસ એટલે નિર્વાણ. પોતાને સંપૂર્ણપણે ભૂંસી નાખવું તે. મારું કુટુંબ, મારો સમાજ, મારી જાત, મારો દેશ એવું કોઈ મમત્વ ત્યાં નથી. મારું માન. મને ખાવાનું જોઈએ, મને પૈસા, એવો ત્યાં પ્રકાર નથી. સંન્યાસ એટલે સમદૃષ્ટિ. સૂર્યનાં કિરણ જેમ સહુને માટે તેમ સંન્યાસ પણ સહુને માટે. મારી પાસે ગમે તે આવો, હું તેને માટે છું.

એટલે જ સંન્યાસીએ એક ઠેકાણે ન રહેવું એમ કહેલું છે. તે પવન પ્રમાણે જીવન આપતો, વિચારતો રહેશે. સૂર્ય પ્રમાણે પવિત્રતા ને પ્રકાશ આપતો ફરતો રહેશે

આ પ્રમાણે આ ચાર આશ્રમોમાંથી છેવટે કેવળ નિરહંકાર બનવાનું હોય છે, વિશ્વાકાર બનવાનું. મારા આત્માએ વધતાં વધતાં સહુ કોઈ ને પ્રેમથી ભેટવાનું !

આજે આપણા સમાજમાંથી બ્રહ્મચર્યનો લોપ થયો છે. વાનપ્રસ્થ અને સંન્યાસ એ નામો જ રહ્યાં છે. એક ગૃહસ્થાશ્રમ રહ્યો છે. તે પણ રોતલ ને નિસ્તેજ.

આજે વર્ણાશ્રમ ધર્મ થોડો ઘણોય ક્યાંય છે એમ જ્યારે હું જોવા લાગું છું તો એ લગભગ ક્યાંય જણાતો જ નથી. વર્ણધર્મ તો સ્વરાજ્ય આવશે ત્યારે જ તેનો પ્રયોગ શરૂ કરવાનું શક્ય બનશે. અને આશ્રમ ધર્મ છે તે હરેકના વિવેકમાંથી જન્મશે. તે કંઈ ઓછો લાદી શકાવાનો છે ? વર્ણ એક વખત લાદી શકાશે. "તને આ જ કામ સારું કરતાં ફાવશે, માટે એ જ કામ કર." એમ કહી શકાશે. પરંતુ વાનપ્રસ્થ અને સંન્યાસ એટલે ભગવા લૂગડાનું વસ્ત્રદાન છે ? દુઃખી જીવને આનંદમૂર્તિ નામ આપીએ એટલે સંન્યાસ ? સંન્યાસ એટલે ધંધો નથી. સંન્યાસની તો અંદરથી પ્રેરણા થવી જોઈએ. પોતાના વિકાસની ઈચ્છા થવી. ઉત્તરોત્તર હું વધતો ચાલું એની તરસ લાગવી.

સમાજને આજે સર્વત્ર વાનપ્રસ્થી અને સંન્યાસીઓની જરૂર છે. સેંકડો પ્રચારકો જોઈએ છે સેંકડો, સંગઠનો કરનારા જોઈએ છે. ઔદ્યોગિક, આરોગ્ય વિષયક, ધાર્મિક આર્થિક, શૈક્ષણિક વગેરે બાબતનું શિક્ષણ આપનારા હજારો વતી લોક જોઈએ છે. પરંતુ એક પણ મળતો નથી. સમાજને એક મોટું કુટુંબ માનીને તે સમાજમાં કામ કરનારા લોક જોઈએ છે. વર્ણાશ્રમ ધર્મનાં પાટીઆં મારીને બધા બેસે છે ! પરંતુ હીઝડગંડુ ગૃહસ્થાશ્રમની પેલી બાજુ ડગ માંડવાને કોઈ તૈયાર નથી !

આજે મહાત્માજી વર્ણાશ્રમ ધર્મ સંભાળે છે. અનેક ને વર્ણ આપે છે. "આવો, તમને કામ આપું. ગોરક્ષણ આવડે છે. આવો; ખાદીકામ આવડે છે, આવો; સફાઈકામ કરવાનું છે, આવો; મધુસંવર્ધન વિદ્યા શિખવવાની છે, આવો; ગામડાંમાં શાળામાં કામ કરીશ, તો આવો; કાગળનો ઉદ્યમ કરીશ, આવો; તેલની ઘાણી ચલાવીશ, તો આવો;" જુદા જુદા ધંધા નિર્માણ કરીને આ મહાપુરુષ, જુદી જુદી વૃત્તિવાળા માણસોને કામે લગાડે છે. એટલે જ વર્ણધર્મ નિર્માણ કરે છે.

રાષ્ટ્રના કરોડો બેકાર માણસોને તેમના ગુણ ધર્મ પ્રમાણે કામ આપવાની વ્યવસ્થા જ્યાંસુધી થતી નથી, ત્યાંસુધી વર્ણાશ્રમ શબ્દ એ મશ્કરીરૂપ છે. અને જે મહાપુરુષ આવાં કામો શોધી કાઢે છે, તે માટે સતત આશાવાદી રહીને હિમાલય સરખો કષ્ટભાર ઉંચકે છે, તેને જ ધર્મનાશ કરનાર તરીકે કેટલાક સંબોધન કરે, એ તે વર્ણધર્મનું દુર્દૈવ જ ગણાય.





જે પ્રમાણે વર્ણધર્મની સેવા મહાત્માજી કરે છે, તે જ પ્રમાણે આશ્રમધર્મને પણ તે અજમાવી રહ્યા છે. પોતાના જીવનમાં ગયાં ત્રીસ પાંત્રીસ વરસથી પૂર્ણ બ્રહ્મચર્યનું પાલન કરીને તેમણે પોતે કામ ઉપર વિજય મેળવ્યો છે. બ્રહ્મચર્યની મહત્તા તેઓ સેંકડો વાર કહ્યા કરે છે. રાષ્ટ્રમાં બ્રહ્મચર્યનો મહિમા તેમણે વધાર્યો છે. બ્રહ્મચર્ય કેવી રીતે શક્ય બને, એ સંબંધી અનુભવની અને વ્યાવહારિક એવી સૂચનાઓ તેમણે આપેલી છે.

બ્રહ્મચર્ય પ્રમાણે ગૃહસ્થાશ્રમને પણ તેઓ અજવાળી રહ્યા છે. વધૂવરને તેઓ ઉજ્જ્વળ પથદર્શન કરાવે છે. પતિપત્નીનાં ક્યા ધ્યેય એ વિષે તેમણે લખેલું છે.

વાનપ્રસ્થ અને સંન્યાસ એ પોતાના ઉદાહરણથી તેઓ શીખવી રહ્યા છે. મહાત્માજી ને મહાન સંન્યાસી બીજો કોણ છે? આંધ્રપ્રાંતમાં એક ભક્ત. મહાત્માજીને તેમણે પોતાના હાથે તૈયાર કરેલી એક તસ્વીર અર્પણ કરતા હતા. મહાત્માજીએ કહ્યું, "આ તસ્વીરને હું ક્યાં મૂકું? મારી ઓરડી જેવું ક્યાં છે? હજી આ દેહ રહ્યો છે. આ દેહનો પણ ભાર હવે ઓછો થાય તો સારું!',

મહાત્માજીના ઉદાહરણથી આજે ભારતવર્ષમાં સેંકડો કાર્યકર્તાઓ વાનપ્રસ્થ બની જુદાં જુદાં કામ કરી રહ્યા છે. સંન્યાસ એ શબ્દ ન ઉચ્ચારવો એ જ સારું. પરંતુ મહાત્માજીએ વાનપ્રસ્થ નિર્માણ કરેલો છે. બ્રહ્મચર્ય અને આદર્શ ગૃહસ્થાશ્રમ માટે રાતને દિવસ ઝૂઝનારા મુમુક્ષુઓ નિર્માણ કરેલા છે.

સેંકડો વિચારપ્રચારક નિર્માણ કરીને, મહાત્માજીએ ખરા બ્રાહ્મણ નિર્માણ કરેલા છે રાષ્ટ્ર માટે મરવાની વૃત્તિ નિર્માણ કરીને તેમણે ક્ષત્રિયો નિર્માણ કરેલા છે. રાષ્ટ્રનાં લાખો ગામડાંઓમાં લોકોને કોળીઓ અન્ન આપવાની વ્યવસ્થ કરે એવા ખરા વૈશ્યો તે નિર્માણ કરી રહ્યા છે. રાષ્ટ્રમાંથી કચરો દૂર કરે, જાતે ઝાડુ ચલાવે, વિષ્ટા ઉપાડે, નવીન શૌચકૂપ પદ્ધતિ શીખવે, એવા ખરા શુદ્રોને તે નિર્માણ કરી રહ્યા છે. જેને વર્ણાશ્રમ ધર્મની આંતરિક તાલાવેલી હશે, તે આ મહાપુરુષના ચરણે બેસીને, આ વર્ણાશ્રમ ધર્મની સેવામાં લાગી જશે.

શુદ્ધ વર્ણાશ્રમ ધર્મની મહાત્માજીની મૂર્તિ છે; તે ધર્મના એ સાચા ઉપાસક છે. ભારતીય સંસ્કૃતિના વર્ણાશ્રમ ધર્મના મહાન તત્ત્વને એ ઉકેરી રહ્યા છે. જીવનમાં સત્ય અર્થથી વર્ણાશ્રમ ધર્મની સ્થાપના થઈ શકે એટલા માટે તેઓ રાત ને દિવસ કામ કરી રહ્યા છે. હે ભારતીય સંસ્કૃતિના મહાન ઉપાસકો, તમારા વડે કરીને ભારતનું મુખમંડળ પ્રકાશિત રહે છે, ભારતીય સ્કૃતિનું સત્સ્વરૂપ જગતને સમજાય છે. ભારતવાસીઓ ઉપર તમારા અનંત ઉપકાર!



## સાભાર પ્રાપ્તિ-સ્વીકાર

### ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ ૧

**મણિલાલ નભુભાઈ દ્વિવેદીનું જીવનચરિત્ર** : અંબાલાલ બા૦ પુરાણી. પાનાં ૨૦૭. બે રૂપિયા

**વાર્ષિક વ્યાખ્યાનો-૨ (૧૯૨૯-૧૯૪૮)** : પાનાં ૨૪૭. બે રૂપિયા.

**ગુજરાતના નાગરોનું ફારસી ભાષા અને સાહિત્યનું ખેડાણ** : છોટુભાઈ રણછોડજી નાયક. પાનાં ૧૧૨. બાર આના.

**કામજન્ય દર્દો** : હર્ષદરાય ઇશ્વરલાલ ઝાલા. પાનાં ૪૨. આઠ આના.

**સૌરાષ્ટ્રના સુમરા** : ભગવાનલાલ હ. માંકડ. પાનાં ૪૨. એક રૂપિયો.

# સંગ્રામ

વિ. સ. ખાંડેકર
અનુ૰ ગોપાળરાવ વિદ્વાંસ

જીવનથી, પોતાના ગણેલા સમાજથી જ્યારે સ્ત્રી હડધૂત થાય, કંટાળી જાય અને સાવ એકલી પડી હોય ત્યારે એ આપઘાત કરવા પ્રેરાય છે પણ એવી ઘોર નિરાશામાંથી પણ એનું માતૃહૃદય કોઈ અજાણ્યા બાળક પાસે કેવું જીવનીય બની જાય છે?—નારીના એ મનોવિશ્લેષણનો આ કથામાં આંતર્ધ્વનિ છે.

'એક ફર્સ્ટકલાસ—' એટલું બોલી સુશીલા અટકી ગઈ.

સ્ટેશન માસ્તરે બારી પાસે ડોકાઈ પૂછ્યું: 'ક્યાંની?'

સુશીલાને લાગ્યું કે માસ્તર પોતા તરફ તાકીને જોઈ રહેલ છે. ફેશનેબલ સાડી અને હાથમાં એથીય વધુ અદ્યતન એવી પર્સને બદલે એક સાદી ખાદીની સાડી અને હાથમાં એવું જ સાદું પાકીટ રાખનારી બાઈ ફર્સ્ટ કલાસની ટિકીટ માગે છે એથી કદાચને એને નવાઈ લાગી હશે. અગર પોતાના મનમાં ચાલી રહેલા વિચારો તે જાણી ગયો હશે તેથી તો આ રીતે તાકીને જોતો નહિ હોય? અને એ વિચાર આવતાં જ સુશીલાએ આછો કંપ અનુભવ્યો. હૃદયના ઊંડાણમાં છુપાવી રાખેલો પોતાનો વિચાર કોઈ જાણી જશે તો?—તો?

તુરત પોતાના આવા બીકણ સ્વભાવ વિષે તેને હસવું આવ્યું. વહાલામાં વહાલાંઓને પણ એક બીજાના દિલમાં શા વિચારો ચાલી રહ્યા છે તે કદી જણાતા નથી! નિશાળમાં, કોલેજમાં, આશ્રમમાં, જેલમાં અને લોકોમાં ફરી પ્રચાર કરતી વેળા અનેક માણસો ખૂબ નિકટના સહવાસમાં આવી ગયાં અને પાછા દૂર દૂર સરકી ગયાં: ગગનવિહાર કરતી કોઈ બે પતંગ પેઠે અગર તો મહાસાગરમાં સાથે તર્યા કરતા કોઇ બે લાકડાંની પેઠે એ બધા ક્ષણિક સંબધો હતા. એમાંથી કોઈ કરતાં કોઈના દિલની સાચી પિછાન પોતાને કદી થઈ જ નથી શકી!

વિચારમાં ને વિચારમાં તેણે ધીરેથી નીચલા હોઠ પર દાંત ભીંસ્યા; માસ્તરે આપેલ ટિકીટ અને ઉપરના પૈસા તેણે બારીમાંથી ખેંચી લીધા અને ગિરદી વચ્ચેથી માર્ગ કરતી તે પ્લેટફોર્મ ઉપર આવી. ગાડી આવવાનો વખત ભરાઇ ગયો હોવાથી પ્લેટફોર્મ ઉપર ઉતારૂઓની દોડાદોડી ચાલુ થઈ હતી; ઘોંઘાટ મચી રહ્યો હતો. પ્રૌઢો દોડતાં હતાં બાળકોને દબડાવતાં હતાં અને પોર્ટરો માથે ઉઠાવેલ સામાન સાથે ઉતાવળ કરાવતા હતા. એ માનવી ઉપર એણે આંખ ફેરવી લીધી. આ બધાં માનવીઓ—કદરૂપાં, ધનહીન, સમજણ વગરનાં માનવીઓ જીવવા માટે કેટલાં ઉત્સુક હતાં? ને પોતે? આ બધાં માનવીઓને પોતાના જીવનમાં એવું કયું મોટું આકર્ષણ લાગતું હતું?

એક કર્કશ સીટી સાથે ધડધડાટ કરતી ટ્રેન સ્ટેશનમાં આવી પહોંચી. ગત જીવનનાં સ્મરણો એક પછી એક કલ્પનાચક્ષુ સામેથી પસાર થાય તેમ ધોળા-રાતા ડબ્બાઓ સુશીલાની આંખ સામેથી ઝડપથી પસાર થયા. એકદમ અંગ્રેજી એકડો કોઈ વધસ્થંભ ખોડાયેલ હોય તેમ એક ડબા પર ચીતરાયેલ તેણે જોયો, ને એ તે ડબા તરફ આગળ વધી.

કમ્પાર્ટમેન્ટમાં એક સ્ત્રી અને એક પુરુષ ભારે નિકટનો સંબંધ હોય તેમ સાવ નજીક નજીક બેઠાં હતાં. એ સ્ત્રીએ સુશીલાનું ધ્યાન ખેંચ્યું; એના વાળ બોબ કરેલા હતા, હોઠ પર લિપસ્ટીકનો ચકચકીત રંગ ચોપડેલ હતો, અને નેણ સફાઈદાર રીતે જાણે કાપી કાઢ્યા હોય એવા દેખાતા હતા. આ વિચિત્રતાએ સુશીલાની નજર રોકી લીધી. અને લાગ્યું: જાણે આ સ્ત્રી કોઈ નાટકની નાયિકા છે, નાયકની સાથે તે મધુ પ્રેમ પ્રલાપો કરી રહી છે, અને પોતે એમના એ એકાંતમાં ભંગ પાડનાર આગંતુક સ્ત્રીનો પાઠ ભજવવા નીકળી પડી છે. બારણામાં ચડતાં ચડતાં સુશીલાના મગજમાંથી વિચારો પસાર થયા.

અંદર જઈ એક બાજુએ ખૂણામાં બેસી તે બારીમાંથી બહાર જોવા લાગી. બાજુના પાટા ઉપરથી એક એન્જિન ભખભુસ ભખભુસ કરતું પસાર





થતું હતું. સુશીલાને લાગ્યું, પોતે કેવી મૂરખ છે! અનેક રૂપો ધારણ કરીને મૃત્યુ તો માનવીનાં દ્વાર પળે પળે ખખડાવી રહ્યો છે; માનવીને મૃત્યુને શોધવાની જરાય આવશ્યકતા નથી હોતી. અહીં બેઠાં બેઠાં જ લગીર બારણું ઉઘાડીને પાટા ઓળંગવાનો પોતે પ્રયત્ન કરે તોયે—નહિ, નહિ, એ પોતાથી નહિ બની શકે! એટલી હિંમત આવી નહિ શકે માટે તો પોતે જુદી ગોઠવણ કરી છે. યમપુરીમાં દાખલ થવાના અનેક દરવાજાઓ હોય તો પણ એમાંના કેટલાએક સુંદર અને આકર્ષક હોય છે, જ્યારે કેટલાએક ભારે ભયાનક હોય છે. એંજિન તળે કચડાઈ મરવું—ના ના!

એણે શરીરે રોમાંચ અનુભવ્યો. ઝટ કરતું બહાર રાખેલું માથું એણે બારીની અંદર ખેંચી લીધું! પણ તુરત તેને સ્વતઃ પ્રત્યે હસવું આવ્યું. એંજિન તળે કચરાઈ મરવા કરતાં પાણીમાં ડૂબી મરવાથી આવતું મોત પોતાને શા માટે વધુ ગમે છે તેનો જવાબ તે શોધી ન શકી. એને પોતાનું સંસ્કૃતનું જ્ઞાન સાંભરી આવ્યું. 'માણસને મરણ ગમે તેટલું આવકારદાયક લાગતું હોય છતાં એને સાચું આકર્ષણ તો જીવનનું જ હોય છે. માટે તો તું નદીના પાણીમાં જીવ દેવાનો વિચાર કરે છે! પાણી એટલે 'જીવન' નહિ?' તે ચિડાઈ મનમાં મનમાં જ બબડી ઊઠી; 'જા રે જીતવા! એમ શબ્દોના અર્થ ઘટાવવા એટલે કાંઈ સત્ય સમજવું ન કહેવાય!'

મૂંઝાયેલ ચિત્તવૃત્તિને વધારે શાંત અને સ્થિર બનાવવા અર્થે તેણે આસપાસના દૃશ્યોમાં મન પરોવવા માંડ્યું. કમ્પાર્ટમેન્ટમાં પેલી બાજુ બેઠેલી પુરુષ વ્યક્તિને પોતે ક્યાંઈ જોઈ હોય એમ એને યાદ આવ્યું. ને તુરત મન બોલી ઉઠ્યું: 'આ તો પેલા જાણીતા આગેવાન છે' એમનો ફોટો પોતે અનેક વખત જોયો છે. એમાં એ વધારે જાડા દેખાય છે. એટલું જ. પણ સાંભળવા પ્રમાણે હમેશાં એમની સાથે કોઈ પૈસાદારની છોકરી ફર્યા કરે છે. પેલી છોકરી એ જ તો નહિ હોય! ભગવાન જાણે! લોકો એના વિષે જાતજાતની વાતો કરે છે; એ સાચી હશે!

એને પોતાની જાત પર ક્રોધ ચડ્યો. જીવનની આ છેલ્લી પળો વખતે પણ કોણ દંભી છે, કોણ પવિત્ર છે, કોનું ચારિત્ર્ય કેવું છે, વગેરે પંચાત કરવાથી શો લાભ છે? આવી બધી બાબતોથી કંટાળીને તો પોતે આત્મહત્યા કરવા તૈયાર થઈ છે. ત્યાં વળી આ જ પાછું—

એણે ફરી બારી બહાર ડોકું કાઢ્યું કશુંક ઘસાયાનો અવાજ એણે સાંભળ્યો ને અંદર નજર ફેંકી. પેલી બૉબ વાળવાળી સ્ત્રી પેલા આગેવાનના હાથમાંથી છાપું ખેંચી લેતી હતી. 'હવે વાંચવું બસ કરો! આખી કૉંગ્રેસમાં તમારા જેવું સુંદર વ્યાખ્યાન બીજા કોઈનું ન હોતું થયું એ મારે કબૂલ છે. ચાલો, સર્ટિફિકેટ લખી આપું! પણ નાટક પૂરું થયા પછી તો નટ પણ મોં પર ચોપડેલા રંગ ભૂંસી–ધોઈ નાખે છે. રણમેદાન પર લોહીથી ખરડાયેલી તલવાર સાથે જ યોદ્ધો કદી પણ રંગમહેલમાં દાખલ નથી થતો, હો!'

પેલા આગેવાન એ સ્ત્રીને બરાબરનો જવાબ આપશે એમ સુશીલાએ ધાર્યું હતું; પણ એણે તો પેલી બાઈના એ શબ્દો ચતુરાઈભર્યા હોય એમ એના પ્રત્યે એક આછો કટાક્ષ માત્ર કર્યો.

સુશીલા અસ્વસ્થ બની ગાડી હમણાં જ ચાલુ થઈ હતી. ખટક ખટક સાંધા બદલાવતી ધડ ધડ અવાજ કરતી તે સ્ટેશન બહાર નીકળતી હતી. એ કર્કશ ખખડાટમાંથી જાણે 'નાટક, નાટક!' એવો જ શબ્દ સંભળાયા કરે છે એવો એને ભ્રમ થયો. એને કાનપર દીધા પેલી વિદૂષી પોતાના આ ચાળા જોઈ જશે તો જરૂર હસશે એવો વિચાર એના મનમાં ઊઠ્યો, ને હાથ તુરત પાછા ખેંચી લીધા, ગાડીએ હવે વેગ પકડ્યો હતો. ખખડાટની કર્કશતા હવે ઓછી થઈ હતી. છતાં આવડી લાંબી ટ્રેનનાં બધાં પૈડાં વારે વારે 'નાટક, નાટક!' એવા જ શબ્દો જાણે બોલી રહ્યાં છે એમ તેને લાગ્યું.

બહારનાં ઝાડો એક બીજાને જાણે ધક્કો મારતાં

ફફડાવતાં દોડે જતાં હતાં. દીવાની આસપાસ ઊડતાં નાનાં નાનાં પતંગિયાંને કાળો ઘેઘર પટપટ મોંમાં સમાવી દે તેમ બહાર આકાશમાં કાળાં વાંદળાંએ નાના નાનાં ચાંદરણાને ઢાંકી દેતાં—અંધકાર વધાર્યે જતાં હતાં. ગાડાંતૂર માનવીની પેઠે બહારનો ઠંડો પવન સૂસવાટા કરતો જાણે દોડતો જતો હતો.

સુશીલાની આંખો ઘેરાવા લાગી. સહેજ ઉઘાડી ને સહેજ મીચેલી એવી એ આંખો સામેથી અનેક સ્મૃતિઓ વિદ્યુલ્લેખા પેઠે ચમકી જતી હતી. પોતાનું જીવિત પણ એક નાટક જ હતું, એ વિચાર એના અર્ધજાગ્રત મનને સતાવી રહ્યો.

પિતાજી!—

નાનકડી સુશી પર તેમને કેટલું બધું વહાલ હતું! પણ બાના મૃત્યુ પછી થોડા જ દિવસોમાં બળી જતા કપૂરની પેઠે—પવનમાં ઊડી જતા સુગંધની પેઠે એ વહાલ અદૃશ્ય થઈ ગયું! પછી તો સાવકી માનાં ઘરમાં પગલાં થયાં અને પોતે કાયમને માટે બોર્ડિંગની વિદ્યાર્થિની બની!

શાળા—કૉલેજના એ રમ્ય દિવસો! એ પણ એક નાટકનો પ્રવેશ હતો એમ કેમ ન કહેવાય? કાવ્યોમાં વાંચેલી મનોરમ કાલ્પનિક વાતોનો અનુભવ પ્રત્યક્ષ જીવનમાં પોતે કદી મેળવ્યો નહિ કૉલેજ જીવનની પ્રણયની એ સ્વપ્નરંજિત સૃષ્ટિ—કોઇ વનદેવતાની પુષ્પ બાગ જેવી એ રમ્ય અને મનોહર હતી. એ વાટિકામાં કોઈ ઘેલા પતંગિયાની પેઠે પોતાનું હૃદય ખેલ્યું-કૂદ્યું—મોજ માણી! પણ આખરે? આખરે એ પતંગિયાની પાંખો કપાઈ પડી, ને બગીચામાં કેવળ કાંટા જ બાકી રહ્યા. પોતાને આપેલું વચન તોડીને પેલા રાજયક્ષ્મીની સિંધુ સાથે દિનકર પરણી ગયો. સિંધુના પિતાએ એને વિલાયત મોકલ્યો! કહે છે કે હવે તે કોઈ હાઇકોર્ટમાં જજ બન્યો છે ને પોતે?—પોતે અત્યારે આત્મહત્યા કરવા ધસી રહી છે!

તેને થયું, ગાડી ઊભી રહે છે. એ નાનકડું સ્ટેશન આવ્યું હતું. એક કોઢિયો ભિખારી ભીખ માગતો માગતો પોતાના જ ડબ્બાની બારી સામે આવી પહોંચ્યો હતો.

સુશીલાને થયું : ચાલ તેને કહી દઉં, 'ભલા માણસ! શા સારુ જીવવાની ખટપટમાં પડ્યો છે? ચડી જા ડબ્બામાં. ચાલ, આપણે બંને સાથે—આ દંભી દુનિયામાં કોઇ તને અડકતાં અચકાય છે, ખરું? ચાલ, હું તારો હાથ પકડી લઉં. આપણ બંને સાથે—'

પણ ત્યાં તો એને કાને શબ્દો અથડાયા : 'ગેટ અવે, ગેટ અવે; ચલે જાવ!' ડબ્બામાં બીજાં માણસો પણ બેઠાં છે એનું તેને તુરત ભાન થયું. તેણે જોયું કે પેલી બૉબ કરેલી અદ્યતન સુંદરી એ ગરીબ ભિખારીને હાંકી કાઢતી હતી.

ઝડપ કરતી સુશીલા ઊભી થઈ! તેણે પોતાનું પાકિટ ખોલ્યું. ઊંધું વાળી અંદરથી બધા પૈસા બેસવાની ગાદીપર ખાલી કર્યા. પૈસામાંથી એણે પોતાની ટિકીટ જુદી લઈ લીધી અને બધા પૈસા ખોળામાં લઈ તે બારી પાસે ગઈ. ઈરાદાપૂર્વક પેલા મહારોગીના હાથનો સ્પર્શ કરીને એણે એને એ બધા પૈસા આપી દીધા. તેનું મન કહેવા લાગ્યુંઃ આત્મહત્યાનો નિશ્ચય ફેરવાય નહિ, હૈયું ઢચુપચુ ન થાય મૃત્યુ પહેલાં પોતાને પૂરો એકાંત સાંપડે, એ વિચારે પોતે ફર્સ્ટ કલાસની ટિકીટ કાઢી હતી ખરી; પણ નાહક એટલા પૈસાનો વ્યય કર્યો! જીવતરમાં આજ સુધી કદી પોતે પહેલા વર્ગમાં બેઠી નહોતી, તો આજે જ શા માટે? એ કરતાં ત્રીજા વર્ગની જ ટિકીટ લીધી હોત તો થોડાક પૈસા વધારે વધત ને તો આ ભિખારીને વધુ આપી શકાત!

પાછી આવીને તે પોતાની જગ્યાએ બેઠી. એણે ધાર્યું હતું કે પેલી બૉબવાળી સ્ત્રી ભિખારી પ્રત્યે એણે દાખવેલ નિષ્ઠુરતાથી હવે સહેજ શરમાતી હશે; ને એમ માની એણે પેલી તરફ સાભિમાન નજર દોડાવી. પણ પેલી સ્ત્રીએ ન તો મોં બાજુ પર ફેરવ્યું કે ન નીચું જોયું. ઊલટાનું એના મોં પર આછું તિરસ્કારભર્યું હાસ્ય વેરાયલું લાગ્યું. સુશીલાને લાગ્યું કે એ સ્ત્રી મનમાં મનમાં ઊલટાની પોતાને જ ગાંડી ગણતી હશે, ને એ વિચાર આવતાં જ ઘડી પહેલાં





પ્રસન્ન બનેલું એનું ચિત્ત વળી ગમગીન બન્યું. જિંદગી આખી પોતે ત્યાગ સેવ્યો, દયા દાખવી, સેવા કરી; પણ એનું પરિણામ—

જે નદી સાથે પોતે નાનપણમાં ખૂબ રમી હતી તે તેને યાદ આવી. એ આખું દૃશ્ય એની નજર સામે ખડું થયું. એની રેતીમાં નાનપણમાં પોતે અનેક મહેલો બાંધતી. મહામહેનતે તૈયાર કરેલા મહેલને કોઈનો સહેજ હાથ અથડાતો ને પળવારમાં એ ધસી પડતો! પોતાના સઘળાં સિદ્ધાંતો પણ—

પેલા કોઢિયા ભિખારી પર હવે તેને ગુસ્સો ચડ્યો એની કંટાળાભરેલી જિંદગી વધુ લંબાવવામાં પોતે નાહક સહાયભૂત થયા બદલ તેને ખેદ પણ થયો.

હજુ ગાડી ઊભી જ હતી. તે અસ્વસ્થ બની. આવડા નાના સ્ટેશન પર ગાડી આટલો બધો વખત શા માટે રોકાઈ હશે? ક્યારે બાળપણવાળા ગામે પહોંચી જાઉં, ત્યાંના બધાં રમ્ય સ્મરણસ્થાનો સંભારતી ક્યારે નદીએ પહોંચું, એની એને ચટપટી થતી હતી

ત્યાં તો ઉતાવળે કોઈએ બારણું ખોલ્યું ને ત્રણું વ્યક્તિઓ અંદર દાખલ થઈ. કપડાં પરથી તેઓ વેપારી જેવા લાગતા હતા. પૈકી એક મુસલમાન હતો, એક ગુજરાતી હતો અને એક મરાઠો હતો. વેપારીઓ પેલા આગેવાનને સારી રીતે પિછાનતા હોય એમ લાગ્યું. વાતચીતમાં એ ત્રણે જણાએ આગેવાને કોન્ટોસમાં આપેલા ભાષણનાં ખૂબ વખાણ કર્યા. તેમણે જવાબમાં કહ્યું: 'અરે ભાઈ! એ તે કાંઈ ભાષણ છે? એમાં શું વખાણવું? પંડિત જવાહરલાલજીના વ્યાખ્યાન પાસે અમારાં તો ટાયલાં જ કહેવાય, સમજ્યા? અને છતાં વિનયપૂર્વક એમણે એ વખાણ સ્વીકાર્યાં: વાતવાતમાં એમણે બાજુમાં બેઠેલી પેલી ફેશનેબલ સ્ત્રી તરફ જરા ગર્વભરી નજર પણ ફેંકી લીધી.

ગાડી ચાલી. વેપારીઓએ સાભિમાન પેલા આગેવાનને જણાવ્યું કે ગાડી પોતે ચડવાના હતા તેથી જ રોકાઈ હતી. વાતો આગળ ચાલી. ત્રણે વેપારીઓ જોસપૂર્વક પ્રતિપાદન કરતા હતા કે કન્ટ્રોલ (નિયંત્રણો) ઉઠાવી લીધા સિવાય હાલની પરિસ્થિતિ કોઈ રીતે સુધરે એમ નથી અને એકે તો એમ પણ જાહેર કરી દીધું કે પંડિત નેહરુને આમાં કશી ગતાગમ જ પડતી નથી!

સુશીલાએ પેલા તરફ ગુસ્સાથી જોયું.

હવે વાતોનો વિષય બદલાયો હતો અને ગાંધીજીનું નામ ઉચ્ચારાતું હતું દરેકની ગાંધીજી પ્રત્યેની લાગણી ખૂબ ઉભરાઈ જતી હોય એમ દેખાતું હતું. જગતમાં આવી વિભૂતિ ફરી નહિ દેખાય એ વિષે સઘળા એકમત, થયા. સ્વરાજ એટલે ખેડૂત-મજૂરોનું રાજ એમ ગાંધીજી કહેતા ગયા હતા; એવું રાજ્ય વહેલી તકે સ્થપાય એ વિષે પણ એ પાંચે વ્યક્તિઓમાં કોઈ મતભેદ જણાયો નહિ.

પણ એમની એ વાતો સાંભળીને સુશીલાનો ગુસ્સો વધ્યો હતો. જે દંભ અને દેખાવનો પોતે જિંદગીભર અનુભવ લીધો હતો તે જીવનની છેલ્લી ક્ષણોએ પણ હજુ પોતાનો કેડો મૂકતા નથી એમ તેને લાગ્યું. તે સાથે તેને એવો વિચાર પણ થઈ આવ્યો કે એમાં આ બિચારા વેપારીઓ પર નારાજ થવાનું શું કારણ છે? આ લોકો તો જાહેર રીતે જ પૈસાને પરમેશ્વર ગણીને પૂજનારો વર્ગ છે. એ લોકો તો એવા જ હોય! જેલ ભરનારા દેશસેવકો અને આશ્રમ-જીવન ગાળનારા સમાજસેવકોમાં પણ જ્યાં સચ્ચાઈ અને પ્રામાણિકતા સાંપડવી મુશ્કેલ છે, ત્યાં આવા માત્ર પોતાના સ્વાર્થમાં જ રચ્યાપચ્યા રહેતા લોકો પાસે બીજી આશા રાખવી સાવ ફોગટ છે! એટલામાં બેંતાળીશની લડત માંહેની એક પોતાની સહકાર્યકર્ત્રીનું તેને સ્મરણ થઈ આવ્યું. એને જેલમાં રોજ ઘેરથી જમવાનું આવતું! ટિફીન બાસ્કેટમાં રોજ તરેહતરેહનાં પકવાનો હોય જ! એક બીજા પરિચિત પ્રધાન પણ તેને યાદ આવ્યા. ગંગાજળ સમું નિર્મળ એમનું ચારિત્ર્ય હતું પણ એમનો જ દીકરો લાખો રૂપિયા કાળા બજારમાં રોજ કમાતો હતો, ને બીજી બાજુ એ પ્રધાન જાહેર ભાષણોમાં લોકોને




સંભળાવતા : 'હું પણ તમારા જેવો જ ગરીબ માણસ છું!' લોકો બધું જાણતા એટલે મનમાં મનમાં હસી લેતા, પણ જાહેરમાં કશું બોલતા નહિ

અને પોતાના આશ્રમવાસીઓનું શું હતું? આશ્રમ જેવી સંસ્થાને પણ માણસ ધંધાનું રૂપ આપી શકે છે! એને ધંધો બનાવનારાઓને પોતા સરખી વ્યક્તિઓ ખૂંચે છે એમ ન હોય તો જે આશ્રમને વિકસાવવામાં પોતે જિંદગીના સારામાં સારાં વર્ષો ગાળ્યાં હતાં, એ આશ્રમમાંથી નીચી મૂંડીએ નીકળી જવાનો વખત પોતાને શા સારુ આવવો જોઈએ? આશ્રમની પવિત્રતા સાચવવાની પોતે મહેનત કરી; મોટી ગણાતી વ્યક્તિઓનાં પોગળ ખુલ્લાં કર્યાં; અને એ બધાનો અંત આખરે પોતાને જ બેઆબરૂ બનવું પડ્યું! જગતમાં જેને સુખી કહેવાય એવી જિંદગી જેને ગુજારવી છે એણે દંભી બન્યા સિવાય ચાલતું જ નહિ હોય શું? માનવીએ જીવન આ માર્ગે વિતાવવું? આ સારુ? માનવી કેવળ શરીરધારી જ છે? એનો આત્મા—

પવન આવે ને કોલસા પર જામેલી રાખ સાવ ઊડી જાય એવી દશા સુશીલાના મનની થઇ. અંદર રહેલો અંગારો ફરી પ્રજ્વલિત થયો. ને લાલચોળ બન્યો. અંતરના ઊંડા ખૂણામાં છુપાઇ રહેલો મૃત્યુનો ભય છેક ઊડી ગયો. જેનો સંપૂર્ણ અર્થ ન સમજાય છતાં જેનું સૌંદર્ય અનુભવાય—એવું કવિતા સરખું માનવી જીવન છે એમ તે આજ સુધી મનને સમજાવતી હતી. આજે તેને સમજાયું કે જે કાવ્યનો અર્થ સમજાતો નહોતો તે આજે પહેલી જ વાર બરોબર સમજાયો છે. જીવન એટલે માનવીના આત્માનું મૃત્યુ! આત્માના એવા મૃત્યુ કરતાં તો શરીરનું મૃત્યુ હજાર દરજ્જે ચડિયાતું ગણાય.

સ્ટેશન આવ્યું ને ગાડી ઊભી રહી. વેપારીઓ પૈકી એક જણે કહ્યું : 'જરૂર આપણે જલદી પહોંચી જવાના. આ સ્ટેશને ગાડી એક જ મિનીટ રોકાય છે; એ પછીના સ્ટેશને પણ એક મિનિટ; તે પછી છેલ્લું સ્ટેશન!'

ચીસ પડે તેવી ગાડીની સીટી વાગી. સહેજ તે ચાલી હોય એમ લાગ્યું. એટલામાં એક ડોશી મરચાંનો એક કોથળો માથે લઈને ઉતાવળે ઉતાવળે ગાડી તરફ દોડતી આવતી દેખાઇ. બોબકટવાળી સ્ત્રીએ તેને બારણાપાસે આવતી દેખી ઝડપથી ઊભા થઈ 'એય... આ ફર્સ્ટ કલાસ છે!' એમ બૂમ પાડી કહ્યું પેલા વેપારીઓએ ખામોશથી કહ્યું : 'બાઇ! આગળ જા, બાપુ! આગળ ઘણી જગ્યા ખાલી છે.' પણ બાઇએ એગની સલાહ માની નહિ. રખે ગાડી ચૂકી જવાશે એવી ભીતિથી બાઈ બારણું ઉઘાડી અંદર દાખલ થઇ. 'અરે બાઈ! હમણાં ટિકીટ જોવાવાળો આવશે તો ચારગણા પૈસા વધુ માંગશે—' એમ મરચાંના ઊડવાથી ખોંખાં કરતો બીજો વેપારી બોલ્યો.

એ બોલ સાંભળતાં જ ડોશી મૂંઝાઇ પડી કોથળો ફરી ઊંચકી લઇ તેણે નીચે ઉતરવા તૈયારી કરી. ગાડી હજુ ઊભી જ હતી, પણ એ ક્યારે ચાલવા માંડશે એ કહેવાય તેમ નહોતું. પેલી ફેશનેબલ સ્ત્રી ડોશીની આવી ગભરાયેલ દશા દેખી તિરસ્કાર ભર્યું હસવા લાગી પેલા આગેવાન અને વેપારીઓ પણ સહેજ મરક્યા.

સુશીલા એથી ચિડાઇ પડી. પોતે શું કહે છે તે જાણી શકે તે પહેલાં જ તે પોતાની જગ્યાએથી ઊભી થઈ ગઈ હતી ઉતાવળે તેણે પેલી ડોશી પાસે પહોંચી કહ્યું : 'માજી! તમે અહીં જ બેસો. તમે આ મારી ટિકીટ રાખો, ને તમારી ટિકીટ મને આપી દો!'

અને ડોશી કશું બોલે તે પહેલાં જ તેના હાથમાંથી એની ટિકીટ ઉઠાવી લઇ પોતાની ફર્સ્ટકલાસની ટિકીટ તેના હાથનાં સેરવી દઇ સુશીલા નીચે ઊતરી પડી. તેણે જોયું કે ગાડી ચાલુ થઈ છે. દોડતી તે આગળ વધી. બે ત્રણ ડબા પછી સ્ત્રીઓનો ત્રીજા વર્ગનો ડબો હતો. ગાડી ચાલવા લાગી હતી. એટલે કદાચ ચડતાં ચડતાં પડી જવાશે એવો એને ભય લાગ્યો. આ જાતનું મૃત્યુ એને જોઈતું





નહોતું; તેમ એ અજાણ્યા સ્ટેશને આખી રાત ટાઢમાં થરથરતા બેસી રહેવાની પણ તેની મરજી નહોતી. વળી એમ બેસી રહેવામાં રાત્રિના અંધકાર દરમિયાન દૃઢ કરી રાખેલો આત્મહત્યાનો વિચાર સવારના સૂર્ય પ્રકાશના તેજમાં વિલીન થઈ જાય તો ?

દોડતી તે સ્ત્રીઓના ડબ્બામાં ચડી ગઈ. અંદર ચોતરફ નજર ફેરવી લીધી; ખાનામાં ઘણી સ્ત્રીઓ હોઇ સહુ સાંકડે માંકડે સંકોચાઇને બેઠી હતી. છેક દૂરના એક ખૂણામાં એક યુવતી સ્થિરપણે બેઠી હતી—જાણે પથ્થરનું પૂતળું જોઈ લ્યો ! એકવાર તો સુશીલાને એમ પણ લાગી ગયું કે એ તરુણી આંધળી તો નહિ હોય ? એની દૃષ્ટિ ભારે વિચિત્ર હતી—સાવ શૂન્ય હતી. સુશીલાની નજર એના પર ચોંટી રહી. આવનાર સ્ત્રી પોતા તરફ તાકી રહી છે એવું જણાતાં જ એ યુવતીએ વાંકા વળી નીચે બાંકડા તળે જોવા માંડ્યું. બાંકડા નીચે રાખેલ પોતાનો સામાન બરાબર છે કે કેમ એ જ જાણે તે નિહાળતી હતી !

વેગભેર ગાડી ઘોર અંધકારને કાપે જતી હતી. સુશીલા એ અંધકાર તરફ જોઈ રહી. ચોમાસામાં દીવા ફરતાં હજારો પતંગિયાં ટોળે વળે, તેમ બાળપણનાં અનેક મીઠાં સંસ્મરણો એના મન ફરતાં ટોળે વળ્યાં. શાળામાં ભણતી વેળા પેલી ટેકરી પર સખીઓ સાથે વનભોજન અર્થે પોતે આવેલી. દોડતાં દોડતાં એક મોટી કડા પરથી પગ લપસ્યો; હમણાં છોકરીના ફેદફેદા નીકળી જશે એમ સૌએ ધારેલું પણ વચ્ચે એક મોટી શિલા આડે આવી ને પોતે પડતી પડતી ઝીલાઇ ગઇ. શરીરે ખૂબ વાગ્યું હતું ને ઊઝરડા તો પુષ્કળ થયેલા. બન્ને ઢીચણને પણ ઘણી ઈજા થયેલી. એ ટેકરી પર એક દેવીનું થાનક હતું. એના પૂજારીએ તે વેળા કહેલું. 'આ છોકરી બહુ ભાગ્યશાળી નીવડશે. માતાજીએ જ એને આજે જીવાડી છે !'

સુશીલાનું મન પૂછી રહ્યું : 'એ દેવીએ તે વેળા પોતાને શા સારુ જિવાડી ? દુઃખો ભોગવવા ? ડગલે ને પગલે જીવનમાં નિરાશાઓ અનુભવવા જીવતી રાખી હતી ? આ મૃત્યુલોકમાં કલ્પવૃક્ષની કલમો રોપીએ તોપણ એને વિષવૃક્ષોનાં જ ફળો અનવાનાં એનો અનુભવ મેળવવા ?'

ફરી તેનું ચિત્ત ચગડોળે ચડ્યું. રીલનો દોરો ગૂંચવાઈ ગયો હોય ને નાનો છોકરો પતંગ માટે પછી એની ગૂંચ કેમે કરી ઉકેલી ન શકે, એવી એની દશા થઇ ઘડી પહેલાં જીવન એટલે મૃત્યુ એટલા સરલ જવાબથી એના મનને સંતોષ થયો હતો; પણ અત્યારે એ જવાબ તેને ભૂલભરેલો જણાયો.

દરમાં પેસી જવા ઉતાવળે દોડી જતી નાગણની પેઠે ટ્રેન સરસરાટ વહી જતી હતી. આકાશ માંહેનો મેઘરૂપી કાળો ઘોઘર ત્યાંના આગિયાશા તારાગણોને ક્યારનો ગળી ગયો હતો ઘડી પહેલાં સૂસવાટા કરતો દોડ્યો જતો ઠંડો પવન હવે જાણે થાકીને કણસતો હતો. મધરાતે નીકળનારા વીર વેતાળથી જાણે ડરીને હોય તેમ સઘળાં વૃક્ષો લપાઇને શાંત બની બેઠાં હતાં. સુશીલા તંદ્રામાં પડીપડી પણ સતત એક જ વિચાર કરતી હતી : જીવન એટલે શું ? આ કોયડાનો જવાબ કદી કોઇને સાંપડ્યો હશે ખરો ? કોઇ મજબૂત તાળાની કૂંચી ખોવાઇ જાય અને પછી બીજી કૂંચી લાગુ કરવાને ઘરમાંહેના તેમજ પડોશીઓ પાસેથી અનેક કૂંચીઓના ઝૂડા આણી ગમે તે કૂંચી લાગુ કરવાની મહેનત કર્યા કરીએ, એવી દશા તો માનવી જીવતરની નથી ?

જાણે હજારો કૂંચીઓનો ખડખડાટ બહુ લાંબા વખત સુધી સુશીલાને કાને અથડાયા કરતો હતો... શરૂઆતમાં તે નૂપુરના ઝંકાર જેવો લાગ્યો; પછી એ અવાજ બળદને ગળે બાંધેલા ઘૂઘરમાળને મળતો આવતો લાગ્યો, ને પછી પગમાં પહેરેલી બેડીઓના ખડખડાટને વધુ મળતો લાગ્યો. એને થયું, દુનિયા આખીની બધી ચાવીઓ એ તાળાને લાગુ કરી જોઇ હશે, છતાં એમાંની એકેય ચાવી એને લાગુ ન થાય એ કેવી વિચિત્ર બિના ગણાય ? પણ હવે શું કરવું ? એ ચાવી ક્યાં શોધવી ? એ ખોવાઇ ગઈ હોય તો શોધી કાઢ્યા વિના છૂટકો નહિ થાય—દુનિયા

આખી ખૂંદી વળીને પણ એ શોધ્યે જ છૂટકો !

એક આંચકો લાગતાં જ એની આંખો ઊઘડી ગઇ. પોતે ખરેખર ઊંઘી ગઈ હતી એ હવે તે જાણી શકી. વચલું સ્ટેશન ક્યારનું પસાર થઈ ગયું હતું. ગાડી હવે છેવટના સ્ટેશનમાં દાખલ થતી હતી. એની ગતિ ખૂબ ધીમી પડી હતી. ડબ્બામાંહેની સઘળી સ્ત્રીઓ ઘોંઘાટ કરતી હતી. સહુ પોતપોતાનો સામાન શોધવામાં પડી હતી.

ત્યાં તો ગાડી ઊભી રહી ગઇ. સ્ટેશનના પ્લેટફોર્મ ઉપર તેમ જ ડબ્બામાં હવે ગડબડાટ વધી પડ્યો. દોડાદોડી–કોલાહલ–અંધ જીવિતનો જાણે કોઇ સ્વચ્છંદ નાચ ચાલી રહ્યો હોય ! સ્ત્રીઓમાંથી એક જણીએ પેલીમેરની પાટલી તળેથી ઉતાવળે પોતાની ટ્રંક ખેંચી. ટ્રંક કશાક સાથે ભરાઈ હોવાથી તે જલદી બહાર નીકળતી નહોતી. બાઇએ એને જોરથી ખેંચી; અને તે સાથે જ એક નાના બાળકનો રડવાનો અવાજ ફૂટી નીકળ્યો. ટ્રંક ખેંચનારી બાઈ એ સાંભળી ગભરાઈ. તેણે પાટલી નીચે હાથ ફેરવી જોયો ને બૂમ પાડી : 'અરે, રામ રામ! અહીં તો કોઈ નાનું છોકરું લાગે છે ! કઈ રાંડ...'

બાળકના રડવાનો અવાજ પહેલી જ વાર સંભળાયો હતો, અને તેથી બધી સ્ત્રીઓ ખૂબ અચંબા પામી હતી. બધાની નજર ખૂણાની પેલી પાટલી તરફ દોરાઇ. ઉત્સુક બની સુશીલાએ પણ એ બાજુ જોયું. એટલામાં કોઇ બાઈ બોલી : 'ઓલી રાંડ ખૂણામાં બેઠી હતી એ ક્યાં ટળી ગઈ?'

કોઈકે સદ્ભાવ આણી સૂચવ્યું: 'જુઓ કદાચ સંડાસમાં ગઇ હોય તો !'

એક જણીએ સંડાસનું બારણું ઉઘાડવા માંડ્યું. બારણું ન ઊઘડે તો ઘણું સારું એમ સહુને લાગતું હતું, પણ બારણું તો ઝટ કરતું ઊઘડી ગયું. અંદર કોઈ જ નહોતું ! બધી એક બીજાના મોં સામે વારાફરતી જોવા લાગી. ને ત્યાં તો દરેકને ગાડી સ્ટેશનમાં ઊભી રહ્યાનું અને પોતાને ઘેર જવામાં મોડું થાય છે એ સાંભરી આવ્યું. સહુ ઉતાવળે પોતપોતાનો સામાન લઇ ઝડપથી ઊતરવા લાગી. અને એમાંની એક જણીએ જરા ઉતાવળે સ્ટેશન માસ્તર પાસે પહોંચી સ્ત્રીઓના કંપાર્ટમેન્ટમાં એક બિનવારસી બાળક હોવાના ખબર આપ્યા. ડબ્બામાં હવે સુશીલા એકલી જ પાછળ રહી હતી. બાળબચ્ચાંવાળી સ્ત્રીઓ પણ એ પોટકામાં બાંધેલ બાળકની કશી સરસંભાળ લીધા વિના જ ઊતરી ગઇ હતી એ જાણીને સુશીલાને ખૂબ ખેદ થયો. ઘડી પહેલાં પોતે બેઠી હતી એ ફર્સ્ટ કલાસનો ડબ્બો, અને અત્યારનો આ થર્ડ કલાસનો ડબ્બો– ગમે ત્યાં જાઓ, માણસ હજુ જરાય ઊંચી કક્ષાએ ગયું જ નથી એમ તેને લાગ્યું.

સ્ટેશન માસ્તર આવી પહોંચ્યા. એક પોર્ટર મારફત તેમણે એ અજાણ્યું પોટકું બહાર ખેંચાવ્યું. પોર્ટરે પોટકું ઊંચકી પ્લેટફોર્મ પર પગ દીધો એટલે પાછળથી સુશીલા પણ ઊતરી. ઘડીકમાં પ્રેક્ષકોનું ત્યાં ટોળું જામ્યું. એમની જીભે પણ સળવળાટ માંડી દીધો હતો. એક જણ બોલ્યો : 'કેવું દેખાવડું બાળક છે ! એની આંખ–એનું નાક–' ત્યાં તો બીજો કહે: 'અરે યાર ! એ તો કાદવમાં જ કમળ ઊગે !' સુશીલાએ હવે એ બાળકને નીરખી લીધું. એની નાની આંખો ચમકારા કરતી હતી—જાણે અંધકારમાં આગિયા ઝબક્યા ! જાણે છીપલીમાંથી મોતી ચમક્યાં !

ગિરદી વધવા લાગી, પેલા આગેવાન, પેલા ત્રણે વેપારીઓ, પેલી ફેશનેબલ બૉબકટવાળી સ્ત્રી, એકેએક જણ એ બાળકની આસપાસ જમા થઈ ગયું. કોઈ બોલ્યું : 'કેવા કપરા દિવસો આવ્યા છે ! અમસ્થી જ શું કોઇ મા પોતાના બાળકને આમ રેઢું રઝળતું મૂકીને ચાલી ગઇ હશે ? આજની આ મોંઘવારી તો તોબા ભગવાન !' ત્યાં તો પેલી બૉબવાળી સ્ત્રી છણકો કરી ઊઠી : 'આ તે કાંઇ મોંઘવારી છે !' ને તુરત આગેવાન તરફ મોં ફેરવી ઉમેર્યું: 'હું રોજ તમને કહી કહીને થાકી : આ દેશને કોઈ જ્ઞાનની સૌથી પહેલી જરૂર ન હોય તો તે સંતતિ નિયમનની છે ! તમારી રાજદ્વારી ચળવળની દેશને લગીરે જરૂર નથી ને કશી પડી નથી !', ને તુરત એનો હાથ ઝાલીને





એને એ ખેંચી ગઈ.

સુશીલા કોઈ ચિત્રમાં દોરેલી પૂતળી જેમ ત્યાં જ સ્થિર થઈને ઊભી હતી. પેલા બાળક વિના અત્યારે એની આંખ સામે બીજું કશું દેખાતું નહોતું.

જોનારાઓનું ટોળું વધતું જતું હતું તેથી માસ્તર ખિજાયા. તેમણે બૂમ પાડી પૂછ્યું: 'કોઈ આ બાળકને સાચવવા રાખવા તૈયાર થાય છે?'

જવાબમાં બાળક ફરતું ટોળું વળીને ઊભેલા બધા એકેક હાથ પાછળ હઠી ગયા! સ્ટેશન માસ્તરે ચિડાઈને પોર્ટરને કહેવા માંડયું: 'શી સાલી નાહકની પીડા છે! ગામમાં અત્યારે મજાનો એક જલસો હતો; આ ગાડી કાઢીને ત્યાંજ જવા ધારતો હતો, પણ આ અચુસરજી પીડા ઊભી થઈ! હવે એને પોલીસને હવાલે કરતાં સુધી રોકાયા વિના છૂટકો નથી' લાગે છે એની માએ અફીણની ગોળી પણ કરાવી હશે. હજી આ રોતું કેમ નથી? નિરાંતે ક્યારનું પડયું જ છે!' જલસો જતો કરવો પડ્યો હોવાથી સાહેબ ચિડાયા હોવા જોઈએ. પ્રેક્ષકો ઉપર ગુસ્સે થઈ તેમણે દમ મારવા માંડ્યો, હવે ભાઈ અહીંથી બધા જતા રહેશો? નહિતર આ છોકરાની સાથે તમને પણ મારે પોલીસને હવાલે કરી દેવા પડશે, સમજ્યા? ચાલો, ચાલ્યા જાવ! અહીં શું કાંઈ નાટક બાટક છે તે બધા જોતા ઊભા છો? ભાગો!'

ધીરે ધીરે લોકો વિખેરાવા લાગ્યા. ને સ્ટેશનની બહાર જતાં જ સહુ પેલા બાળકની વાત ભૂલી પણ ગયા!

સુશીલા પણ સ્ટેશનમાંથી બહાર નીકળી. ડાબા હાથ તરફનો રસ્તો નદી તરફ જતો હતો; જમણા હાથ તરફ ગામ આવતું હતું. ઘડીભર તે ત્યાં જ થંભી ગઈ; પણ થોડી વાર પછી તેણે ડાબા હાથનો રસ્તો લીધો છતાં પગલા બહુ ધીમાં પડતાં હતાં, શા કારણે પોતાનું દિલ આમ પાછું ખેંચાય છે તે તેને સમજાયું નહિ. દુનિયા સાથેના બધા સંબંધો તૂટી ગયા હતા; એના પર દિલમાં વીતરાગ આવ્યો હતો તેથી તો પોતે—

વિચારોનું મંથન સુશીલાના મનને હાલકડોલક કરી રહ્યું.

ચાલતી ચાલતી તે અધવચ અટકીને ઊભી રહી. જીવન એક સુંદર પણ જલદી જેનો અર્થ ન સમજાય એવું કાવ્ય હોવા વિષેની પોતાની માન્યતા તેને ભૂલભરેલી જણાવા લાગી. પિતાજી, સાવકી મા, દિનકર, જેલ માંહેની બહેનપણીઓ, આશ્રમના આચાર્ય: સહુ સાથે પોતાને લડવું જ પડયું. ઘડી પહેલાં જોયેલા પેલા દેશના મોટા આગેવાન, પેલા વેપારીઓ, બોબ કરેલી પેલી લટકાળી સ્ત્રી ને હમણાં જ બાળકને પડતું મૂકીને ચાલી નીકળેલી બૈરાંઓના ડબા માંહેની સ્ત્રીઓ: પોતાનો અને એ બધાંનો જીવન પ્રત્યેનો દૃષ્ટિકોણ સાવ ભિન્ન છે, એ પણ એક તરેહનો ઝઘડો—સંઘર્ષ જ નહિ તો બીજું શું છે?

ખરેખર જીવન એ કાવ્ય નથી; એ નાટક છે. સત્ અને અસત્, મંગલ અને અશુભ, ત્યાગ અને ભોગ, સ્થૂળ તેમ જ સૂક્ષ્મ. આદર્શ અને આચાર, એ વચ્ચેનો સનાતન ઝઘડો એટલે જ માનવી જીવન છે! ગાંધીજી એ વાત બરાબર સમજી ગયા હતા. માણસાઈ અને પશુના વચ્ચેનો આ સંઘર્ષ અનાદિ કાળથી ચાલ્યો આવે છે. કદાચ ને એ અનંત કાળ સુધી ચાલ્યા પણ કરે! આ ઝઘડામાં પોતે સ્વીકારેલ પક્ષનો ત્યાગ કરીને નાસી જનાર આત્મા ખરેખર જરૂર ડરપોક છે, આત્મવંચના કરનારો છે. માણસાઈ અને પશુતા વચ્ચે ચાલી રહેલા આ સંઘર્ષમાં અનેક વાર માણસાઈ હારી જાય છે. પણ એનો અર્થ એવો નથી કે એણે ડરીને ભાગી જવું. પશુતાને છૂટદોર સંચરવા દેવાને શું માર્ગ મોકળો કરી દેવો? નહિ જ; ગાંધીજી એવું કહેતા જ નથી. એમની પાસેથી પ્રેરણા મેળવેલી પોતા જેવી સેવિકાએ તો આત્મહત્યાનો વિચાર કરવો એમાં પણ--

ઝટ કરતી તે પાછી ફરી ગઈ. ઝડપભેર તેણે સ્ટેશન ભણી પગલાં ઉપાડ્યાં. પેલા બાળકની ચમકારા કરતી આંખો પોતાને જાણે બોલાવી રહી છે એમ સુશીલાને લાગ્યું.

એની નજર ઊંચે ગઈ. ઘનઘોર કાળા આકાશમાં પ્રકાશ પાથરતો વદિનો ચંદ્ર ધીરે ધીરે ઊંચે ચડતો હતો!

★

# વાર્તાકાર ગૉર્કી—ની કવિતા

હર્ષિદા પંડિત

ગૉર્કીને ઘણાખરા લોકો વાર્તાકારના રૂપમાં જ ઓળખે છે, પણ તેનું કવિપણું પણ ઉપેક્ષાપાત્ર નહોતું. આ તથ્ય જાણનારી વ્યક્તિઓની સંખ્યા બહુ જ ઓછી છે.

ગૉર્કીના સાહિત્યથી પરિચિત વ્યક્તિઓની સામાઓની સામાન્યતઃ એવી માન્યતા છે કે તે એક વાસ્તવવાદી કલાકાર હતો, જે કોઈપણ સામાજીક બાજુનું ચિત્રણુ તટસ્થ બૌદ્ધિક પૃથક્કરણ વડે કરીને કઠોર, નગ્નસત્યથી લોકોને પરિચિત કરવામાં પોતાનું કર્તવ્ય માનતો હતો, અને એ ચિત્રણ દ્વારા જનતામાં એ. વિદ્રોહના તણખા સળગાવવા માગતો હતો. બહુ જ ઓછા લોકો એમ માનવા તૈયાર છે કે તે સ્વપ્ન દ્રષ્ટા પણ હતો અને તેના હૃદયમાં પણ રહસ્યાત્મક પ્રવૃત્તિઓ હતી.

આ યુગનું એ દુર્ભાગ્ય છે કે કોઈ કળાકારમાં સ્વપ્નદર્શીપણું અને મર્માળી પ્રેરણાઓ હોવાનું કહેવામાં આવે તો એનો અર્થ એમ ઘટાવવામાં આવે છે કે તે કળાકાર યુગની વાસ્તવિકતા પ્રત્યે ઉદાસીન છે. જો આ માન્યતા વિષે ઝીણવટથી વિચારવામાં આવે તો એ એટલી ભ્રામક છે કે તેથી નવાઈ લાગ્યા વિના ન રહે. ખરી વાત તો એમ છે કે ઊંડી પ્રેરણા વગર કોઈપણ સાચા કળાકારની હસ્તી નથી રહેતી પછી એ ગમે તેવો વાસ્તવિક, બૌદ્ધિક ને તટસ્થ કેમ ન હોય! માત્ર વાસ્તવિક ચિત્રણ અને શુદ્ધ બૌદ્ધિક પૃથક્કરણનો સાહિત્યમાં સમાવેશ નથી થતો. તે તો 'વિજ્ઞાનનું' એક અંગ બની જાય છે. જો ગૉર્કીની વાસ્તવવાદી વાર્તાઓ અને નવલકથાઓમાં રહસ્યવાદી પ્રવાહ આંતરિક ઝરણની જેમ વહ્યો ન હોત તો તે કદિયે અમર સાહિત્ય–કળાકારોના વર્ગમાં સ્થાન ન મેળવી શકત. સાથે જે લોકો ગૉર્કીને માત્ર એક વિશેષ પક્ષની વિચારધારાનો પ્રચારક લેખક માને છે, તેઓ તેના પ્રશંસકો નથી, પણ નિંદકો છે.

ગૉર્કીની રચનાઓ સામ્યવાદના પ્રસાર ને પ્રચારમાં ઉપયોગી નીવડી છે, અને પોતાના પાછળના

> વિખ્યાત હિંદી સાપ્તાહિક 'ધર્મયુગ'ના તંત્રી અને હિંદી સાહિત્યકાર તરીકે સુખ્યાત થયેલા શ્રી ઇલાચંદ્ર જોષીની અભ્યાસુ કલમે મૂળ હિંદીમાં લખાયેલો આ લેખ એના ગુજરાતીકરણમાં પણ એટલો જ દીપી ઉઠે છે. દેશ-વિદેશના સાહિત્યકારો અને એમનાં આવાં અભ્યાસુ સર્જનોના અનુવાદ પણ મહત્ત્વના નથી?

જીવનમાં તેણે એ પ્રચારમાં અમુક અંશે સક્રિય ભાગ પણ લીધો હતો એ સાચું છે. જ્યાં તે જાગ્રત નથી રહ્યો, ત્યાં પણ થોડે અંશે તેની રચનાઓની વ્યાખ્યા સામ્યવાદી દૃષ્ટિકોણથી બંધબેસતી થઈ શકે છે એ પણ એટલું જ સાચું છે. પણ જ્યાં તે મહાન કળાકાર હતો ત્યાં તેણે આંતરિક જગતની વિગૂઢ અને રહસ્યાત્મક પ્રેરણા દ્વારા જ અંધકારમાં સબડતી જનતાના હૃદયમાં મહાન આદર્શોથી ભરેલી ઊંચી આશાઓનાં ઉજ્જવળ કિરણો વિખેરી ઠંડા ને જડ આત્માઓમાં જીવનની આગ સળગાવી છે. તેની કોઈ પણ કળામય વાર્તા કે નવલકથા વાંચો. તેમાં વાસ્તવિક જીવનના સજીવ પાત્રોના ચરિત્રનાં પાસાં અને સામાજીક સંઘર્ષોનું તટસ્થ ચિત્રણ તો જરૂર મળશે, પણ સાથે સાથે તે તટસ્થતાના અંતરાલમાં એક સૂક્ષ્મ, પરંતુ નિશ્ચિત, રહસ્યવાળી ધારા, માનવ આત્માને એક અપૂર્વ ને અપાર જીવન–પ્રકાશથી ઉજાળતી જણાશે. પછી 'ચેલકેશ' વાર્તાનો ઘમંડી ચોર અને ઉદ્દંડ નાયક, કે 'તેઓ ત્રણ' (Those-Three) નામની નવલકથાના સમાજ–બહિષ્કૃત, ત્રાસેલા, મવાલી છોકરા હોય, બધાંના વાસ્તવિક પાત્રાલેખનની અંતર્ધારા એક અવર્ણનીય એવા આંતરિક રહસ્યના અવ્યક્ત સ્પંદનથી લહેરાતી લાગે છે. તે અવ્યક્ત રહસ્યવાદી સ્પંદનને બરાબર રીતે સમજવું શક્ય નથી, તે માત્ર અનુભવની વસ્તુ છે. અને એટલું ચોક્કસ છે કે તે અવ્યકત સ્પંદન જ ગૉર્કીનું વલણ કવિતા પ્રત્યે બાળપણથી જ હતું અને





બાલ્યાવસ્થાથી માંડીને મૃત્યુ સુધી તે એક મહાન સ્વપ્નદષ્ટા રહ્યો.

૧૯૩૩માં ગૉર્કીએ પ્રસિદ્ધ રશિયન લેખક સેવો-લોદ આઇવાનોવનને કહ્યું હતું: 'કોઇ પણ લેખક સંગીત વિના નથી જીવી શકતો, લખવાનો અર્થ જ છે ગાવું. હું રોજ કવિતાઓ લખું છું'

ગૉર્કી બાળપણમાં પ્રગતિશીલ કવિતાઓ લખતો હતો. જ્યારે તે બહુ જ નાનો હતો, ત્યારે તેણે પોતાની અનાથ, અસહાય અને વ્યથિત અવસ્થાનું ચિત્રણ એક કવિતાના રૂપમાં આ શબ્દોમાં કર્યું હતું:—

જો હું એક કૂતરો હોત,
તો હું સ્વતંત્રતાથી આમતેમ ફરત,
પણ હું એક છોકરો છું.
અને જે કોઇ મને જુવે છે,
ગુસ્સે થઇને કહે છે:
'છાનોમાનો બેસી રહે
દુષ્ટ છોકરા, જરાપણ હાલીશ નહિ
નહિતો, ચામડી ઉતારી લઇશું.

જ્યારે તે વધારે મોટો થયો ત્યારે 'રોમાંટિક' કવિતા લખવા માંડ્યો. ઓલ્ગા કામિન્સ કાયા નામની એક સુશિક્ષિત રૂપાળી છોકરી સાથે તેને પ્રેમ થયો. તેણે પોતાનું સર્વસ્વ અર્પીને પણ એ પ્રેમને નિભાવવાનો પ્રયત્ન કર્યો. પણ ઓલ્ગા તેને વફાદાર ન રહી શકી અને એવા સંજોગો ઊભા કર્યા કે અંતે બંનેને છૂટાં પડવું પડ્યું. છતાંય ઓલ્ગાની યાદ ગૉર્કીના મનમાં કાયમ રહી અને 'વિદાય વેળા' નામની એણે એક કવિતા લખી, જેનો ભાવ આ પ્રમાણે છે:—

મારાં સ્વપ્નોની મનમોહક માયા!
જ્યારે પ્રથમ પરિચય થયો,
ને હું પ્રેમ કરવા માંડ્યો
ત્યારે નહોતો જાણતો
કે પોતાને છેતરી રહ્યો છું.
પ્રેમમાં હંમેશાં છળ હોય છે.
ને સત્ય સાથે એને વેર હોય છે
જ્યારે સ્વપ્નમાં ઇચ્છેલ વ્યક્તિ પ્રાપ્ત થતી નથી
ત્યારે ફાટેલાં ચીંથરાંમાંથી માનવ
એક કલ્પિત પરીનું સર્જન કરે છે
ને તેના કલ્પિત સ્નેહ સુકોમળ હૃદયની
પૂજા કરે છે.
વિદાય, પ્રિયા ! વિદાય !

ત્યાર બાદ ગૉર્કીએ કેટલાંય રૂપકકાવ્યો લખ્યાં, જેમાં 'મૃત્યુ ને બાળા' નામની કવિતા પ્રસિદ્ધ છે. આ કવિતામાં કવિએ મૃત્યુ પર પ્રેમના વિજયનું સુંદર રૂપક રજૂ કર્યું છે. કવિતાનું વસ્તુ આ પ્રમાણે છે:—

એક રાજા કોઇ લડાઇમાં હારીને પોતાના બચેલા સૈન્ય સાથે પાછો ફરતો હતો. એણે બે પ્રેમીઓને ઝાડની છાયા નીચે બેસીને હાસ્યાલાપ કરતાં જોયાં. તેણે હાસ્યનું કારણ પૂછવા માટે છોકરીને બોલાવી. છોકરી પ્રેમમાં એટલી મસ્ત હતી કે તેણે રાજાના હુકમની જરાય પરવા ન કરી. આથી રાજાના એક કર્મચારીએ બહુ નિર્દયતાથી તેનું ગળું દબાવી તેને મારી નાખી. એટલામાં મૃત્યુ એક ઘરડી ડોસીના રૂપમાં પ્રગટ થયું ને તેને છોકરી પર દયા આવી. તેણે એક રાત માટે તેને પોતાના કબજામાંથી મુક્તિ આપી અને બીજે દિવસે તેની પાસે પાછા ફરવાનું વચન માગી લીધું. પણ છોકરી સવાર થતાં પાછી ન ગઈ. ડોસી—મૃત્યુ—તેની શોધમાં નીકળી. તેણે છોકરીને તેના પ્રિયતમના પ્રેમમાં ભાવ-મગ્ન જોઈ. વૃદ્ધાને જોઈને છોકરીએ સાચા પ્રેમની એવી વકીલાત કરી કે તેનું હૃદય પીગળી ગયું ને તેણે તેને જીવવાનો અધિકાર આપ્યો. ત્યારથી મૃત્યુ ને પ્રેમ સાચા સાથીની જેમ એકબીજાથી જુદાં પડીને પરસ્પર સંકળાયેલાં રહે છે. આ કવિતામાં ગૉર્કીની રહસ્યભાવના સ્પષ્ટ જણાય છે.

આ કવિતા લખાઈ તો ખરી, પણ કોઇ પત્રે એ ન છાપી. લગભગ ૫૦ વર્ષ પછી ૧૯૧૭માં તે પહેલીવાર 'નવજીવન' નામના રશિયન પત્રમાં પ્રગટ થઈ. છતાંય આ કવિતા પર કોઇનું વિશેષ ધ્યાન ન ગયું. જ્યારે ૧૯૩૭માં સ્ટૅલિને આ કવિતા વિષે એમ કહ્યું કે 'આ કવિતા ગેટેના 'ફાઉસ્ટ'થી પણ વધુ સારી છે, ને એમાં મૃત્યુ પર પ્રેમનો વિજય સિદ્ધ કરવામાં આવ્યો છે' ત્યારે એ પ્રસિદ્ધિ પામી શકી. કહેવાની જરૂર નથી કે સ્ટૅલિનની આ વાત અનિ-





કરીને સ્થિર ડગલાંદ્વારા અગમ્ય માર્ગે આગળ વધતો જાય છે! અંધ વિશ્વાસની મૃત રાખને પગ નીચે કચડતો—પોતાની ભૂલોના ધુમ્મસમાં માર્ગ શોધતો!

તે એકલો જાય છે—હંમેશ માટે એકલો!

ભૂતકાળની કાળી ઘટાઓ તેનો પીછો પકડે છે, પણ તે આગળ વધ્યે જ જાય છે, જ્યાં અસંખ્ય અજ્ઞાત રહસ્યો શાંતભાવે તેના આગમનની રાહ જોઈ રહ્યાં છે અને તે રહસ્ય અનંત આકાશના તારાઓની જેમ ગણાય એવાં નથી!

અને માનવનો આ લાંબો પંથ અનંત અને દેશ ને કાળથી દૂર છે.

આ છે માનવની લાંબી યાત્રા–હંમેશ વિકાસોન્મુખ!

ચિર–ઉચ્ચાભિલાષી!

ચિર–ગતિશીલ!

ચિર–ઉર્ધ્વમુખી!

આ કવિતામાં ગોર્કીએ ચિર વિકાસશીલ મનુષ્યના હૃદયમાં અજ્ઞાત રૂપે સમાયેલી સ્વપ્નાભિલાષાને જીવંત ને સાકાર રૂપ આપ્યું છે. આગળ જોયું તેમ ગોર્કી કેવળ વાસ્તવિક જીવનનો તટસ્થ વિશ્લેષક કે ભૌતિક આદર્શવાદી સંયોજક જ નહોતો બલ્કે માનવીય વ્યક્તિત્વની બાહ્ય વાસ્તવિકતાની અંદર સમાવેલ રહસ્યપૂર્ણ સ્વપ્ન તત્ત્વનો આંતર્દૃષ્ટા હતો. અને આ રહસ્યાત્મક સ્વપ્ન તત્વને તેણે બાહ્ય વાસ્તવિકતાથી પણ વધારે સત્ય માન્યું છે. આ કવિતા વિષે ગોર્કીએ ૧૯૦૨માં પોતાની ભાવિ પત્ની મારીયા આંદ્રીવાને લખેલું:–

'હું મારું આ ગીત તને મોકલું છું. તેના તીખા ને શુષ્ક શબ્દોમાં મારા આત્માનું સૌથી પ્રિય ગીત છૂપાયું છે. આ જ એક માત્ર સ્વપ્ન ને વિશ્વાસ મને જીવવાની શક્તિ આપી રહ્યાં છે. મૃત્યુ કેટલીયે વાર પોતાના ભયંકર યમદૂતોથી મને ભયભીત કરવા આવી ચૂક્યું છે, પણ તે મારા આ મહાન સ્વપ્નનો નાશ નથી કરી શક્યું; ગાંડપણ એની આગતી પાંખો વડે મારા માથા પર ફરતું રહ્યું છે અને મારી ખોપરીની અંદર તેણે બળાપો ઉપજાવ્યો છે, પણ તેય મારા આ સ્વપ્નને બાળી નથી શક્યું. શંકાનું ભૂત ઘણીવાર મારા યૌવનનાં સ્વપ્નોની રાખ પર અટ્ટહાસ્ય સાથે નાચવા આવ્યું છે, પણ તેય મારા હૃદયમાં રહેલ સ્વપ્નને પોતાની તલવારથી નથી કાપી શક્યું.'

મનુષ્યની મહત્ત્વાકાંક્ષાઓની ભાવિ સફળતાનું સ્વપ્ન ગોર્કીને મન સત્યથી વધારે હતું. તેમાં માત્ર માનવને મહામાનવમાં પરિણત કરવાની આશા જ નથી, પણ તે દેવત્વ પ્રાપ્ત કરે એવી કલ્પના પણ સમાયેલી છે. કવિ ગોર્કી એ સ્વપ્ન જુવે છે કે મનુષ્ય પોતાના સતત વિકાસમાં માત્ર વિશ્વના રહસ્યોનું સ્ફોટન કરવામાં સમર્થ નહીં નીવડે, પણ અંતે મૃત્યુ ઉપર પણ વિજય પ્રાપ્ત કરશે, કારણ કે 'માનવનો આ માર્ગ અનંત અને દેશ ને કાળથી અતીત છે!' ગોર્કીએ અહીંઆ પ્રતીકવાદીના અનંતને એક મહાન્ ને અમર આદર્શના રૂપમાં પરિણત કર્યું છે.

માનવીની દાનવીય પ્રવૃત્તિઓનું નગ્ન નૃત્ય જોવા છતાં ગોર્કીએ તેની મોટાઈ વિષે એટલી મોટી કલ્પના કરી છે કે એવી કલ્પના વાસ્તવવાદીની ન હોઈ શકે. માત્ર એક વિશુદ્ધ આદર્શવાદી ને સ્વપ્નદષ્ટા કવિ જ આ રીતે વિચારી શકે.

રશિયન ક્રાંતિ પહેલાં ગોર્કીએ પોતાના દેશમાં જે દયનીય, પીડિત, દરિદ્ર ને પતિત દશામાં માનવીને નાનાં જીવડાંની માફક ધૂળમાં રગદોળાતો જોયો હતો, તે સ્થિતિમાં પણ માનવની મહાનતા વિષે તેના હૃદયમાં આશાની પ્રકાશરેખા અખંડ દીપકની જેમ સળગતી હતી. પોતાના વ્યક્તિગત જીવનમાં માનનીય સમાજ વ્યવસ્થાની વિષમતાને પરિણામે જે કઠોર યાતનાઓ તેણે સહી હતી, તેની વિરૂદ્ધ તે માનવના ઉજ્જવળ ભવિષ્ય વિષે સદા આશાવાદી રહ્યો. નજર સમક્ષ એકદમ વિરોધી ને વિપરીત સાબિતીઓ હોવા છતાં આટલું મોટું સ્વપ્ન કેવળ રહસ્યાત્મક આદર્શવાદી જ જોઈ શકે છે. રશિયન ક્રાંતિ મચી, રશિયન સામાજીક વ્યવસ્થા બદલાઈ. ગોર્કીએ પોતાના જીવનકાળ દરમિયાન જ પોતાના અંતિમ સ્વપ્નને થોડે

# ગ્રંથસમીક્ષા

अ. म. रा.

## વિવેક અને સાધના

[ લે. કેદારનાથ; પ્ર. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ; મૂલ્ય, ચાર રૂપિયા. ]

જેમના સત્સંગથી જીવનના ધ્યેય અને સાધનો વિશેની સમજ ચોખ્ખી થઈ પોતાનું મંથન અને અસમાધાન દૂર થયાનું શ્રી. કિશોરલાલ મશરૂવાળા અને શ્રી. રમણીકલાલ મોદીએ કૃતજ્ઞભાવે સ્વીકાર્યું છે તે તેમના ગુરુ શ્રી. કેદારનાથના મરાઠી ગ્રંથનો પ્રેમપૂર્વક કરાયેલો આ ગુજરાતી અનુવાદ શ્રી. કિશોરલાલ મશરૂવાળાકૃત 'જીવનશોધન' અને 'સંસાર અને ધર્મ'ના જેવું જ મહત્ત્વનું અને મૂલ્યવાન પ્રકાશન ગણાશે. વસ્તુતઃ શ્રી. મશરૂવાળાની વિચારસરણી ઘણે અંશે નાથજીની વિચારસરણીથી પ્રભાવિત છે. આમ હોવાથી ધર્મજિજ્ઞાસુઓ અને જીવનકર્તવ્ય વિશે વિચાર કરવા માગનારાઓના કાળજીભર્યા વાચન મનનનો આ ગ્રંથ અધિકારી બને છે.

લેખક સ્વચ્છ તલસ્પર્શી દૃષ્ટિથી અને સૂક્ષ્મદર્શી બુદ્ધિથી બધું વિચારે છે અને તેમની સમજ પારંપરિક નહિ તેટલી સ્વતંત્ર છે. તેમનું પોતાનું દર્શન વિવેકપૂત છે અને વાચકોને પણ અધ્યાત્મ-સાધનામાં તેમ જ વ્યવહારમાં જાગ્રત વિવેકબુદ્ધિનો જ ઉપયોગ કરવાનું શીખવે છે આથી તેમણે વેદાંત, ભક્તિ, યોગ, સિદ્ધિ; મોક્ષ, ઈશ્વર, તપ, વૈરાગ્ય, સાક્ષાત્કાર, આદિ વિશેની કેટલીક અધૂરી સમજ, ભ્રમો તથા કલ્પનાઓ દૂર કરી તેમને વિશે પોતાની સમજ રજૂ કરી છે. આ સમજ પાછળ એમનો સાધક તરીકેનો અનુભવ અને વર્ષોનું ચિંતન ઊભાં છે, એટલે પારંપરિક દૃષ્ટિએ જ્યાં તે એને આઘાત આપે છે ત્યાં એ બુદ્ધિભ્રમ ઉપજાવે છે એમ માનવાને બદલે પોતાની જાતને ફરી તપાસી જોવાનું એ આહ્વાન આપે છે એમ માનવું વધુ ઉચિત છે

'વિવેક' જેમ આ ગ્રંથનો ચાવીરૂપ શબ્દ છે તેવો જ બીજો શબ્દ છે 'લોકસંગ્રહ'. નાથજી બધું એ દૃષ્ટિએ વિચારે છે અને તેથી તેઓ વ્યક્તિગત મોક્ષ તથા સાક્ષાત્કારના આનંદને સ્વાર્થી ગણી સામુદાયિક ધ્યેય ઉપાસવાનું પ્રબોધે છે. માણસ પોતે પોતાના માનવત્વને ઈશ્વરની ગુણરૂપે ઉપાસના કરીને

---

ઘણે અંશે સત્યમાં પરિણત થતું જોયું. પણ પોતાના જીવનના છેલ્લા દિવસોમાં તેને ફરી એવાં ચિહ્નો દેખાવા માંડ્યાં કે માનવતા જડતાની સ્થિતિથી ઉપર ઊઠતાં ન ઊઠતાંમાં જ ફરી દાનવીય પ્રવૃત્તિઓનો શિકાર બની રહી છે. તેના મૃત્યુના થોડાં જ વર્ષો પછી બીજું વિશ્વયુદ્ધ શરૂ થયું અને 'માનવીય સભ્યતા'એ જે જંગલી સ્વરૂપ પ્રકટ કર્યું તે આજે પણ એવું જ રહ્યું છે ને કદાચ એના કરતાં પણ વધુ ભયંકર રૂપમાં પરિણત થવાની ધમકી આપી રહ્યું છે. આ બધાં ચિહ્નો જોતાં કવિ ગોર્કીનું મહામાનવત્વનું સ્વપ્ન વર્તમાન સદીમાં ક્યારેય પૂરું ને સ્થાયી સત્યમાં જોવા મળે એવી શ્રદ્ધા જન્મતી નથી. પણ આપણે એ ન ભૂલવું જોઈએ કે ગોર્કીએ મહામાનવત્વના માર્ગને દેશ ને કાળથી પર માન્યો છે. મનુષ્યની અંદર મહાનતાનું જે સૂક્ષ્મ બીજ સમાયેલું છે તેનો પૂરેપૂરો વિકાસ કરવામાં કેટલાય સૈકા વીતી શકે છે. પણ કોઈપણ તત્ત્વજ્ઞાની અને ક્રાંતદર્શી કવિના એક મહાન સ્વપ્નની પરિપૂર્ણતા માટે સદીઓ પળો જેવી છે, કારણ કે બધું જ સાપેક્ષ છે. એક દિવસ એવો જરૂર આવશે જ્યારે સમસ્ત માનવતાનું પરિવર્તન દેવત્વમાં થઈને રહેશે, કારણ કે વિકાસની અંદર સમાયેલો નિયમ આ જ બતાવે છે.

આ દૃષ્ટિએ જોતાં ગોર્કી એક મહાન સ્વપ્નદ્રષ્ટા કવિના રૂપમાં આપણી સમક્ષ તરી આવે છે.

★

સદ્દગુણો વધારીને ખૂબ વિકસાવે, પોતાના સદ્દગુણોનો ચેપ સમાજને લગાડે અને તેની સેવા કરે એ જ તેની ખરી સાધના છે એ વિચાર જે આ ગ્રંથમાં ધ્રુવપદ જેવો છે તેનું મૂળ આમાં છે. વ્યક્તિનો સમાજનો સેવક બનવાનો અને તે પ્રત્યેનાં કર્તવ્ય બજાવવાનો ભૂલાઈ ગયેલો ધર્મ નાથજી તેને સંભારી આપે છે.

ગ્રંથમાં ઈશ્વરભાવના, જીવનધ્યેય, કર્મ ને કર્મ-ફળ, ગુણવિકાસ ને ગુણાતીતતા, મનુષ્યોચિત સુખ ને તેની પ્રાપ્તિના ઉપાય અને સાધનસાધ્યવિવેકની થયેલી ચર્ચા વિચારપ્રેરક અને મનનીય છે. 'ચિત્તનો અભ્યાસ' એ વિભાગ ધ્યાનની પ્રક્રિયા સમજાવી એના સાધકોને ઉપયોગી માર્ગદર્શન આપે છે. 'ગુણદર્શન' અને 'ધર્મ વ્યવહાર' એ વિભાગો સાધકોને તેમ સંસારીઓને આચારપ્રેરક પથ્ય વાચન પૂરું પાડે એવા છે. ગ્રંથારંભે મૂકેલો લેખકનો આત્મ-પરિચય લેખકની આવી દૃષ્ટિના વિકાસનો ઇતિહાસ આપતો હોવાથી ગ્રંથમાં સામેલ કરવો જરૂરી તેમ ઉચિત જ હતો.

જીવનનો ગંભીરતાથી વિચાર કરવાની વૃત્તિવાળા સૌ કોઈએ આ ગ્રંથ વાંચવો–વિચારવો જોઈએ. જેમને સંપાદકોના જેવું સમાધાન એમાંથી નહિ મળે તેમનેય તેમની ધર્મસમજનું શોધન અને પુનર્વિચા-રણા કરી જોવા અને પોતાની માનવતાનો સદ્દગુણોની ઉપાસના દ્વારા વિકાસ સાધવા તો તે જરૂર પ્રેરશે.

## ગ્રામ વિદ્યાપીઠ

[ અનુ૦ ગોપાલદાસ પટેલ અને મુકુલભાઈ કલાર્થી; પ્ર. ગૂજરાત વિદ્યાપીઠ–અમદાવાદ–૯; મૂલ્ય પોણાબે રૂપિયા, ]

ભારત–સરકાર–નિયુક્ત રાધાકૃષ્ણન યુનિવર્સિટી કમિશનના અમેરિકન સભ્ય ડૉ. આર્થર ઈ. મોર્ગને એ કમિશન માટે લખેલી સ્વતંત્ર નોંધના હિંદુસ્તાની તાલીમી સંઘે પ્રગટ કરેલા અંગ્રેજી પુસ્તકનો આ ગુજરાતી અનુવાદ છે. સ્વતંત્ર ભારત પોતાની કેળવણીની નવરચનાનો વિચારી રહ્યું છે તેને સમયે એમાંની વિચારસરણી આપણને ઘણી માર્ગદર્શક નીવડે એવી છે.

હિંદની યુનિવર્સિટીઓનું સ્વરૂપ, પરદેશની આયાત છે ને તેનાં મૂળ દેશની ધરતીમાં નથી, ભારતનાં ગામડાંને એ સ્પર્શતી નથી એવી સાચી ફરિયાદ કરી, તેમનું મોં ગામડાં તરફ વાળવાની જરૂર લેખક સૂચવે છે. ગાંધીજીની વર્ધા યોજનાનું મહત્ત્વ તે પૂરું સમજ્યા છે. એનો સ્વીકાર સૂચવી તેમણે પાયાની કેળવણી પછીની માધ્યમિક શાળાઓ અને ઉચ્ચ કેળવણીનાં સ્વરૂપ, કાર્યક્ષેત્ર, અભ્યાસક્રમ ઈત્યાદિની વિશદ ચર્ચા કરી તે પરત્વે ઘણાં કિંમતી સૂચનો આ નોંધમાં કર્યાં છે. ઔદ્યોગીકરણ સ્વીકાર્યા વગર આ યુગમાં ભારતને ચાલવાનું નથી એમ ભારપૂર્વક જણાવી, આધુનિક ઉદ્યોગોને દેશભરનાં નાનાં શહેરો અને ગામડાંમાં વિકેન્દ્રિત કરીને ફેલાવી નાખવાની ઇષ્ટતા ને અગત્ય લેખક અહીં બતાવે છે એટલું જ નહિ, ગ્રામવિદ્યાપીઠોએ અને મહાવિદ્યા-લયોએ ગ્રામજીવનના પ્રાણવાન અને સમુચિત વિકાસ અર્થે કેવા નવા ધંધાઓ પ્રત્યે લક્ષ આપવું જરૂરી છે તેની સમજુતિ સાથેની યાદી પણ આપે છે. ગ્રામવિદ્યાપીઠના ક્ષેત્રની બહાર પણ કેવું નિર્હેતુક અને સહેતુક સંશોધન, એ જ હેતુને ઉપકારક એવું, થઈ શકે તે પણ એમણે બતાવ્યું છે. હિંદનાં ગામ-ડાંની પુનરૂરચના માટે પણ લેખકે ઠીક ફીકર દેખાડી ઉપયોગી સૂચનાઓ કરી છે. નાનાભાઈ ભટ્ટે ડૉ. મોર્ગનની લોકવિદ્યાપીઠને નયી તાલીમના માથાનો કળશ કહી છે તે આ જોતાં યોગ્ય ઠરે છે. આપણા કેળવણીકારો તથા સરકારોની આ સંબંધી દૃષ્ટિ તથા યોજનાઓનું એકાંગીપણું કે ઊણપ સુધરાવતી અને ઉભયને ઈચ્છા હોય તો કામનું સ્વરૂપ ને ક્ષેત્ર સ્પષ્ટપણે બતાવની દુનિયાના એક ખૂબ વિકસિત દેશના પ્રતિનિધિની ભલામણો ઉભયને માટે ઘણી ઉપયોગી હોઈ એનું આ ગ્રંથાકારી પ્રકાશન આવ-કારને પાત્ર છે.



**જય યૌધેય :**
**સિંહ સેનાપતિ :**
**મધુર સ્વપ્ન :**

[ લે. રાહુલ સાંકૃત્યાયન; અનુ૦ અનુક્રમે ત્ર્યંબક, કૃષ્ણપ્રસાદ ભટ્ટ અને શિવમ્ સુંદરમ્ : પ્રકા૦ આદર્શ પુસ્તક ભંડાર. અમદાવાદ મૂલ્ય, અનુક્રમે સાડાપાંચ, પાંચ અને સવાપાંચ રૂપિયા ]

આ ત્રણે પુસ્તકો મહાપંડિત રાહુલ સાંકૃત્યાયનની ત્રણ હિંદી નવલકથાઓના ગુજરાતી અનુવાદ છે. ત્રણે કથાઓ ઐતિહાસિક નવલકથાઓ છે એ એની વિશિષ્ટતા છે. પંડિત રાહુલ સાંકૃત્યાયન પ્રાચીન ઇતિહાસના સારા અભ્યાસી હોઈ એ અભ્યાસનો આ કથાઓને તેમણે લાભ આપ્યો છે, અથવા સાચું કહો તો, એને રજૂ કરવા આ કથાઓ લખી છે. પહેલી કથામાં ઈસ્વીસનના ચોથા શતકના યૌધેય ગણરાજ્યની, બીજીમાં અઢી હજાર વર્ષ પહેલાંનાં તક્ષશિલા ને વૈશાલીનાં ગણરાજ્યોની અને ત્રીજીમાં ઈ. સ. ૪૯૨ થી ૫૨૯ના સમયની ઈરાનના શાહ કવાતના રાજ્યકાળની વાર્તા રજૂ થાય છે.

ત્રણે કથાઓનું વસ્તુ આમ ઐતિહાસિક છે પણ એ વસ્તુની નવલકથાઓ બનાવવા જતાં લેખકે કલ્પનાનો છૂટથી ઉપયોગ કર્યો છે. 'જય યૌધેય'માં યૌધેયોનું એક બળવાન ગણરાજ્ય હતું અને આખરે ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યે એનો ધ્વંસ કર્યો, અને 'સિંહ સેનાપતિ'માં લિચ્છવીઓએ મગધનું સૈન્ય એના પર હલ્લો કરે તે પહેલાં તેના પર આક્રમણ કરી તેને હરાવ્યું, એટલું જ કહેવાનું હતું. પણ તેના પર નવલકથા લખવાનું કરતાં 'જય યૌધેય'માં જય યૌધેય અને ચંદ્રગુપ્તના બાળપણ, અભ્યાસ, પ્રવાસ અને પ્રણયની વાત લેખકે માંડીને કરી છે. જે એમની કલ્પનાનું જ સર્જન છે. એ જ રીતે 'સિંહ સેનાપતિ'માં સિંહના તક્ષશિલા–નિવાસ, રોહિણી સાથેના પ્રણય ને લગ્ન તથા ઉત્તરકુરુના દેવો અને ઈરાનીઓ (અસુરો)ના યુદ્ધના પ્રસંગો તેમણે ગોઠવ્યા છે. તત્કાલીન ઐતિહાસિક વાતાવરણ લાવવા આગલી કથામાં બ્રાહ્મણો ને બૌદ્ધોની સ્પર્ધા અને બીજીમાં જૈન અને બૌદ્ધ ધર્મની સ્પર્ધા (અને તે તો મહાવીર અને ગૌતમ બુદ્ધને કથામાં લાવીને) પણ કથામાં લેખકે સૂચવી છે. 'સિંહ સેનાપતિ'માંનાં વનભોજન અને ચુંબન મહોત્સવનાં પ્રકરણો પણ એ જ હેતુથી મૂકાયાં લાગે છે.

કલ્પનાની પેઠે વાર્તાની કલાનો પણ લેખકે આવડ્યો તેટલો ઉપયોગ આ કથાઓમાં કરી જોયો છે. 'જય યૌધેય' અને 'સિંહ સેનાપતિ'માં તેમના નાયકો આત્મકથા કહેતા હોય તેમ પહેલા પુરુષ એકવચનમાં તેમની ભાષામાં આખી કથા લેખકે મૂકી છે. પાછલીમાંની ઉત્તરકુરુઓની ઈરાનીઓ સાથેની લડાઈને પણ લેખકે નાયકના મિત્ર કપિલની આપવીતિ તરીકે મૂકી છે. દોઢ અને અઢી હજાર વર્ષ પહેલાંની કથાના નાયક આ રીતે પોતાની કથા કહેતા હોય એવો અર્વાચીન પ્રયોગ નિરૂપિત દેશકાળ ને પાત્રમાનસ જોતાં બંને ઠેકાણે બહુ ભળતો નથી પણ લેખકે કથનની સરસતા લાવવા એમ કર્યું છે. કથાઓમાં પ્રણયલીલાને ઠીક મહત્ત્વનું સ્થાન આપવા પાછળ પણ એવો જ હેતુ જણાય છે. પણ એકંદર જુઓ તો રાહુલજીનું માનસ અને એમની કલમ નવલકથાના કલાકારનાં નથી એવી જ પ્રતીતિ ત્રણે કથાઓ આપણને કરાવી રહે છે. એટલે ઐતિહાસિક વિગતોની, પ્રવાસની અને તેમાં આવતા પ્રદેશોની વાતોમાં, પ્રકૃતિવર્ણનોમાં અને બૌદ્ધ ધર્મના અને સામ્યવાદને મળતા વિચારોની ચર્ચામાં તેઓ વારંવાર સરી પડે છે અને તેમાં વધુ ખીલે છે. 'જય યૌધેય'માં નાયકના પ્રવાસે 'મધુર સ્વપ્ન'માં અંદર્જગરના સમાનતાવાદની ચર્ચાએ અને 'સિંહ સેનાપતિ'માં પિતૃલોક, રાજ્યસંસ્થા, દાસસંસ્થા, ગણરાજ્ય ઈ૦ની ચર્ચાએ કેટલી જગા રોકી છે તે જોવાથી આની ખાતરી થશે લેખક આવું બધું કથાપટમાં લાવી તેનો પ્રસ્તાર ઘણો કરી નાખે છે. પરિણામે એમની નવલકથાઓમાં કાર્યવેગ મંદ હોય છે અને વસ્તુસંકલના સુઘટ્ટ નથી હોતી. ઘણાં પાત્રો, પ્રકરણો ને

દરેક એ પત્રની પ્રવેશ-
ફી ફક્ત રા। આના

# કસોટી શબ્દ વ્યૂહ ૧૬૩

અંધ તારીખ
૯મી જાનેવારી, બુધવાર

એકંદર ઇનામો રૂા. ૩૦,૦૦૦

પ્રથમ ઇનામ રૂા. ૧૬,૦૦૦ રોકડા

| બીજું ઇનામ | ત્રીજું ઇનામ | બીજાં ઇનામો |
|---|---|---|
| રૂા. ૬,૦૦૦ | રૂા. ૪૫,૦૦ | રૂા. ૩૫,૧૦ |

સંપૂર્ણ વિગતો માટે 'અક્રમ' અઠવાડિક જુઓ

## આડી ચાવીઓ

(૧) કસોટીની જેમ......નું નામ લોકજીભે રમી રહે એવી અમારી ખ્વાહીશ છે.

(૩) જુવાન વયે માણસમાં દેખાતું ......પણ કદાચ સૌથી વધુ ટીકાપાત્ર બનતું હશે !

(૫) સૌ કોઈ......માણસનો પડોશ પસંદ કરવા પ્રેરાય તે સ્વાભાવિક છે.

(૬) તહેવાર પ્રસંગે મોટાં દેવ-મંદિરો આગળ......ની એક-સામટી ભીડ જોવા મળે છે

(૭) સાકરની માદા.

(૯) પુરુષ સમોવડી બનવાનાં સ્વપ્ન સ્ત્રી ઘણુંખરું......હોય ત્યા સુધી જ સેવે છે

(૧૨) ......થી દોરવાયેલ વ્યક્તિ બહુ ઉતાવળા નિર્ણયો બાંધી બેસે તો નવાઇ નહિ

(૧૩) ભૂલ.

(૧૪) પ્રેમ કરનાર.

(૧૮) વિનયશીલ માણસ પોતાની ભૂલ......કબૂલ કરી લેશે.

(૨૦) જીવનનો સાચો આનંદ ......વર્ષની ઉંમર આસપાસ મળતો હોવાનું મનાય છે.

(૨૧) પ્રેમમા નાસીપાસ થયેલા માણસો સ્ત્રીજાત સામે સદા...... રહે તો નવાઈ નહિ

## ઊભી ચાવીઓ

(૧) વ્યાજખોર શાહુકારોની મિલ-કત ઘણીવાર... ..નાં આંસુથી ખરડાયેલી હોય છે.

(૨) સંયુક્ત કુટુંબની સંપત્તિ .....ગણાય છે.

(૩) આયના

(૪) હવામા ઊડતી ધૂળના ગોટાનો સમૂહ.

(૫) માણસનું ધૈર્ય તે......મા કેટલો અડગ રહે છે તેના પરથી માપી શકાય.

(૮) સૈનિકોની ગમે તેવી વીરતા છતાં સર્વોચ્ચ સેનાપતિને જ યુદ્ધ જીત્યાનું......મળતું હોય છે.

(૧૦) કેરી.

(૧૧) આવતા વિશ્વયુદ્ધમા જગતને રશિયા અને અમેરિકાના જબ્બર ......જોવા મળશે.

(૧૨) ......ગૌરવથી મળતી મોટાઇ શા કામની ?

(૧૩) અંધારું.

(૧૫) લાંબા સમયની બેકારી ... . માણસને ગુનેગારી તરફ દોરે છે.

(૧૬) શિરસ્તો.

(૧૭) લાંચિયા માણસની...... જોઈ કેટલીકવાર આપણે અવાક બની જઇએ છીએ.

(૧૯) ......નો પ્રશ્ન હોય ત્યા કોઇપણ રાષ્ટ્ર ભારે ભોગ આપવા તત્પર થાય છે.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ લો | ક | ૨ સ | તા | ■ | ■ | ૩ આ | | ૪ ડ |
| | ■ | | ■ | ૫ સં | | રી | ■ | |
| ■ | ■ | ૬ યા | | ક | ■ | ૭ | ૮ બ | રી |
| ૯ | ૧૦ મા | રી | ■ | | ■ | ■ | | ■ |
| ■ | | ■ | ૧૧ | ■ | ૧૨ આ | | મા | ન |
| ૧૩ ત | ક | | ર | ■ | | ■ | ળ | ■ |
| | ■ | ■ | ૧૪ આ | ૧૫ હ | ના | ૧૬ | ■ | ૧૭ |
| ૧૮ સ | ૧૯ હ | | ■ | | ■ | વા | ■ | ષ્ટ |
| ■ | | ■ | ૨૦ | શ | ■ | ૨૧ બ | | તા |


| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ લો | ક | ૨ સ | તા | ■ | ■ | ૩ આ | | ૪ ડ |
| | ■ | | ■ | ૫ સં | | રી | ■ | |
| ■ | ■ | ૬ યા | | ક | ■ | ૭ | ૮ બ | રી |
| ૯ | ૧૦ મા | રી | ■ | | ■ | ■ | | ■ |
| ■ | | ■ | ૧૧ | ■ | ૧૨ આ | | મા | ન |
| ૧૩ ત | ક | | ર | ■ | | ■ | ળ | ■ |
| | ■ | ■ | ૧૪ આ | ૧૫ હ | ના | ૧૬ | ■ | ૧૭ |
| ૧૮ સ | ૧૯ હ | | ■ | | ■ | વા | ■ | ષ્ટ |
| ■ | | ■ | ૨૦ | શ | ■ | ૨૧ બ | | તા |


અમદાવાદના ડી. કલેક્ટરે તા. ... ના ... થી મંજૂર કરેલી હરીફાઈ
કસોટી હરીફાઈના સર્વ શરતો નિયમો મને કબૂલ મંજૂર છે.
ત્રણે પ્રવેશપત્રો એકી સાથે કાપજો.

નામ ______________

ઠેકાણું ______________

ગામ ______________

| મે મારા નામે કુલ પ્રવેશપત્રો નં. — ભર્યાં છે | મે મારી પ્રવેશફીના રૂા. ........ મ. રાથે . . થી મોકલ્યા છે. |
|---|---|

પ્રવેશ પત્રો મોકલવાનું તથા પત્ર વહેવારનું સરનામું :-

**કસોટી કાર્યાલય** રેવડી બજાર, અમદાવાદ

# વૈ વિ ધ્ય વ ન્તાં ચા ર ન વાં પુ સ્ત કો



સવા રૂપિયો




અઢી રૂપિયા

## જમાઇરાજ

પન્નાલાલ પટેલ



ગલા પટેલ

બે રૂપિયા

રતી સાહિત્ય સંઘ લિમિટેડ

બાળસાહિત્યના જાણીતા લેખક
શ્રી. રમણલાલ સોનીકૃત

# બાળસાહિત્યનાં ૧૭ નવાં પુસ્તકો

જગમશહુર એરેબીયન નાઈટ્સનો
વાર્તાસંગ્રહ

જ્ઞાન સાથે ગમ્મત આપતાં નવાં
૧૭ પુસ્તકોના સેટ

બગદાદનો બાદશાહ
જાદુઈ રમણી
જાદુઈ ઊડતો પલંગ
ગેબી ઘોડેસ્વાર
અલીબાબા ચાલીસ ચોર
મીસરની મહારાણી
લોભિયો સૂરદાસ
બબુચક દરજી
રઝળતો રાજકુમાર
ભેદી રાજકુમાર
બોલતું શબ
સૂલેમાની શેતરંજી
અડગપાંસળી હજામ
હુરે બગદાદ
રાજાને ગમી તે રાણી
સવાલાખનો હીરો
લુટારાનો જમાઈરાજ

૧૭ પુસ્તકો : પાનાં ૧૨૫૦ : લગભગ ૧૦૦ ચિત્રો
દરેક પુસ્તક પર અલગ અલગ બેરંગી
મનોહર ચિત્ર છતાં

૧૭ પુસ્તકોના સેટના ફક્ત રૂા. ૮-૮-૦

**શ્રી હરિહર પુસ્તકાલય : સૂરત**

# જો તમારું ઉષ્ણતામાન



**૧૦૨** અંશથી વધુ થવા માંડે તો એમાં પહેલું સહન કરવું પડે છે તમારા વાળને. એ તાવ મેલેરિયા ઇન્ફલુએન્ઝા, ટાયફોઈડ કે ન્યુમોનિયા હોય તો પણ એ દરેક તાવ પછી વાળ ખરવા લાગે જ છે. થોડોક તાવ શરૂ થાય કે વાળ ચોક્કસ ખરવાનાં જ. એને માટે તરત ઈલાજ શરૂ ન થાય તો એ ચાલુ પણ રહેવાનું.

પણ એવો વીમો ખેડવા કરતાં તરત જ 'કેશવર્ધિની'થી એને બચાવો. માંદગીએ તમારા વાળને અડધા કે એથીયે ટૂંકા કરી નાખ્યા હોય તો 'કેશવર્ધિની'થી એને લાંબા કરો.

આ **કેશવર્ધિની** આજથી જ કેમ નથી વાપરતા ?

કેશવર્ધિની : ૦-૧૪-૦ કેશવર્ધિની શેમ્પુ : ૦-૧૪-૦
પેકીંગ અને ટપાલ ખર્ચ જુદું.

બધા સારા વેપારીઓ પાસેથી મળે છે અથવા :

**સાઉથ ઇન્ડિયા કેમિકલ્સ,**
**કોઇમ્બતુર (દ. ભારત)**

મુંબઈ અને મધ્ય ભારતના એજન્ટ :
મેસર્સ નેશનલ સેલ્સ એન્ડ સરવિસ લિ.
૧૨ રેમપાર્ટ રોડ, કોટ, મુંબઈ ૧.

# સંકટ સમયની સાંકળ



રેલ્વેના દરેક ડબ્બાઓમાં જરૂર પડે ત્યારે ઉપયોગી થઈ પડે તે માટે રાખવામાં આવે છે, જો કે તે કોઈ પેસેન્જરોને હંમેશ ખેંચવાની જરૂર પડતી જ નથી. છતાં હોવી જરૂરી છે. 'ચરક ભંડારની' 'પવનમુક્તાદીવટી' એ પણ ભલે રોજ લેવાની જરૂર ન હોય તો પણ દરેક કુટુંબોએ તેની નાની અથવા મોટી બાટલી ઘરમાં રાખવી જરૂરી છે, કારણ કે તે ગેસથી થતાં હૃદય રોગ માટે સર્વોત્તમ છે, એટલું જ નહિ પણ આ ગોળીથી ખોરાકનું પાચન થઈ ગેસ થતો અટકે છે. વાયુના કારણે હૃદય ઉપર દબાણ વધી જઈ, હાર્ટ નબળું પડતું જતું હોય—કાયમી ગેસની ફરિઆદ રહેતી હોય, ખોરાક ન પચતો હોય, પેટ ફૂલી જતું હોય તેવા કોઈપણ દર્દમાં આ ગોળી ઉપયોગી છે. આ ગોળીથી જુલાબ સાફ આવે છે, તેની આદત પડતી નથી. જેમ રેલ્વેના ડબ્બામાં 'સંકટ સમયની સાંકળ' રાખવી જરૂરી છે. તેવી જ રીતે દરેક ઘરમાં 'ચરક'ની 'પવનમુક્તાદીવટી'ની એક નાની બાટલી પણ સ્ટોકમાં રાખવી જરૂરી છે. તેની કિંમત કંઈ વધારે નથી. ૪૦ ગોળીની બાટલીના રૂા. ૧–૪–૦ અને ૨૦૦ ગોળીની બાટલીના રૂા. ૫–૦–૦ છે, મુંબઈમાં 'ચરક ભંડાર' વડી કચેરી મુંબઈ નં. ૭, પાયધુની બ્રાન્ચઃ– ધનજી સ્ટ્રીટ, નવનિધાન ભુવન, મુંબઇ નં. ૩. મુંબઈ તેમજ પરાંના સોલ ડીસ્ટ્રીબ્યુટર્સ—મેસર્સ આર. એમ. શાહની કું. ૧૩૫, મસજીદ બંદર રોડ, મુંબઈ ૩, ચરક ભંડારની શાખાઓ. લક્ષ્મી નિવાસ સયાજી રોડ, નવસારી. કોટસફીલ રોડ, સુરત. રીલીફ રોડ અને સરસપુર, અમદાવાદ તેમજ હિંદભરના તમામ જાણીતા દવાવાળાઓને ત્યાંથી મળશે. વલસાડના એજન્ટ કોઠારી બ્રધર્સ, મહાત્મા ગાંધી રોડ. મદ્રાસના એજન્ટઃ–જે. બાલાભાઈની કું. ૨૬૦ નેતાજી સુભાષચંદ્ર બોઝ રોડ. કલકત્તાના એજન્ટઃ–ત્રીલોક એન્ડ કું. પી. ૩૩, પોલોક સ્ટ્રીટ. રામગઢ (ડીસ્ટ્રી–હજારી બાગ)ના એજન્ટઃ–મેસર્સ અમૃતલાલ દુર્લભજી અને સૌરાષ્ટ્રના ડીસ્ટ્રીબ્યુટર્સ મેસર્સ ફેવરીટ સ્ટોર્સ, પરા બજાર, રાજકોટથી પણ છુટક તથા જથ્થાબંધ મળી શકશે.

**ઊર્મિ નવરચના** સાહિત્ય, સમાજ અને સંસ્કારનું માસિક

'ઊર્મિ' વર્ષ ૨૧ : 'નવરચના' વર્ષ ૧૬ : અંક ૧૧ મો
ફેબ્રુઆરી : ૧૯૫૨

ક્રમ

| | | |
|---|---|---|
| ફૂલમાળનો માલિક | ... | ૭ |
| સમયનાં ક્ષીર-નીર | રાજહંસ | ૮ |
| તેજ બિંદુ | ધૂમકેતુ | ૧૨ |
| વાત્રકને કાંઠે | પન્નાલાલ પટેલ | ૧૭ |
| વિજ્ઞાનનું જ્ઞાન | ધૂમકેતુ | ૨૪ |
| વાર્તાની વાર્તા | ઈશ્વર પેટલીકર | ૨૮ |
| પ્રાચીન અપ્રગટ સંગીત-ગ્રંથ | ચૈતન્ય દેસાઈ | ૩૧ |
| ચકલાંનો માળો | સિધ્ધાર્થ | ૩૮ |
| હાસ્ય: માનસશાસ્ત્રીય દૃષ્ટિએ | હર્ષિદા પંડિત | ૪૨ |
| પ્રેમકલા | રમણ કોઠારી | ૪૫ |
| અંજલિ | જયન્ત પરમાર | ૪૫ |
| થર થર કાંપે | શેખાદમ આબુવાલા | ૪૫ |
| મારી સફર [૧૨] હિમાચલની ગોદમાં | જીવરામ જોષી | ૪૬ |
| મહામની નારી | આશાદેવી | ૫૧ |
| એવડી ખેંચતાણ | અનુ૦ જયન્ત પરમાર | ૫૫ |
| ગોરા સમદુ:ખી યુરસી કેઈનેનન | પુષ્કર ચંદરવાકર | ૬૦ |
| ડખલ | પ્રવાત | ૬૪ |
| રૂપનું સંભારણું | હસિત બૂચ | ૬૪ |
| ગ્રંથસમીક્ષા | અ. મ. રા. | ૬૫ |
| સાભાર પ્રાપ્તિ-સ્વીકાર | ... | ૭૦ |

* દર માસની ૧લી તારીખે પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એમ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વરસનું લવાજમ: દેશમાં **સાડાસાત રૂપિયા** અને વિદેશમાં દસ **રૂપિયા** ( શિ: ૧૫ ) છુટક નકલ: બાર આના.
* વ્યવસ્થા અંગેની કોઈપણ ફરિયાદ વખતે ગ્રા. નં. લખ્યો હશે તો અમલ થવામાં જરા પણ વિલંબ નહિ થાય.
* જરૂરી ટપાલ ખર્ચ બીડયું હશે તો જ અસ્વીકૃત લેખ પરત કરાશે અથવા તો જવાબ આપશે.

ઊર્મિ—નવરચના કાર્યાલય
ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
ફર્નાન્ડીઝ પુલ નીચે : ગાંધીમાર્ગ : અમદાવાદ ૧

સંપાદક અને પ્રકાશક: ઈશ્વરલાલ મો. દવે : ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ : ગાંધીમાર્ગ : અમદાવાદ ૧
મુદ્રક : સુનીલાલ માણેકચંદ રવાણી, શિષ્ટ સાહિત્ય મુદ્રણાલય, મોટા આંકડિયા



સાહિત્ય, સમાજ અને સંસ્કારનું માસિક

# ફૂલમાળનો માલિક

મારા આરાધ્ય દેવતાના સ્વાગત માટે મેં આજે વર્ષોની જહેમત પછી એક ફૂલમાળ તૈયાર કરી. વિશ્વનાં કેટલાંયે ઉદ્યાનો ખૂંદીખૂંદીને મેં સર્વોત્કૃષ્ટ કુસુમો ચૂંટયાં હતાં. અને ખૂબ રખડપટ્ટી પછી વિશ્વના એક નિતાન્ત એકાન્તમાં જઈને મેં એ કુસુમો એક અતૂટ દોરામાં પરોવીને એની એક માળા ગૂંથી. એ ફૂલમાળ લઈને મારા આરાધ્યના સ્વાગત માટે હું રાહ જોતી જ્યાં ઊભી હતી ત્યાં જ મારા હાથમાંથી એ માળા કોઈ ઝૂંટવી ગયું. મેં આસપાસ દૃષ્ટિ ફેંકી તો ત્યાં કોઈ જ નહોતું. હું મુંઝાઈ ગઈ—મારી આ અદૃષ્ટ માળાને કોણે જોઈ લીધી હશે કે જેથી એ લઈ જવાનું એને મન થયું હશે?

પછી એ માળાને શોધવા માટે વનઉપવન વીંધીને એક અફાટ જલનિધિ પાસે હું આવી પહોંચી. ત્યાં આવતાં જ દૂરસુદૂર સમુદ્રનાં ઊછળતાં મોજાંઓ સાથે ગેલ કરી રહેલી મારી ખોવાઈ ગયેલી માળા મેં જોઈ. મારા હર્ષનો પાર ન રહ્યો. મેં તો ઝંપલાવ્યું એ મહાસાગરના ઘૂઘવાટા મારતા કાળાં ભમ્મરશાં પાણીમાં. હું તરવાનું તો શીખેલી જ હતી. મોજાંઓને એક પછી એક બાથમાં પકડી પકડીને દૂર દૂર મારી પાછળ ફેંકતી હું આગળ વધી. વરસોનાં વરસો સુધી મારી આ સફર ચાલુ રહી. એક પ્રભાતે હું થાકીને લોથ થઈ ગયેલી ડૂબવાની અણી ઉપર હતી ત્યાં તો મારી પેલી ખોવાયેલી ફૂલમાળ મારા જ ગળામાં પડી. હું ચમકી. મારો થાક પણ અદૃશ્ય થઈ ગયો. આંખ ઊંચી કરીને જોઉં છું ત્યાં તો મારા આરાધ્યના ખોળામાં મારું માથું. અને એના બે હાથ મારા ગળા ફરતા વીંટળાઈ એ માળાને પકડી રહ્યા હતા.






### શ્રદ્ધા વિનાની જીત

'આટલું બધું બળ હશે એવું નો'તું ધાર્યું;' ચૂંટણીઓ પછી લોકો આમ કહે તે કરતાં કૉન્ગ્રેસના કાર્યકર્તાઓ એવું કહે તેથી નવાઈ ઉપજે છે. એમને પોતાનામાં શ્રદ્ધા રહી નહોતી. જ્યારે એ બધા દોડતા થયા, પ્રજાનો સંપર્ક મેળવ્યો. કામગીરીનો હિસાબ આપવાની બુદ્ધિ આવી, હુકમને બદલે વિનંતિ કરવાનું સૂઝ્યું ત્યારે એમણે જોયું કે પ્રજાનો સાથ તો મળે છે. શ્રદ્ધા ખૂટી જાય છે—જ્યારે સાધના હોતી નથી.

આજે તો કૉન્ગ્રેસીઓ દિલમાં ડોકિયું કરી જોતા થયા છે, ભૂલો કબૂલ કરે છે અને નવા નિશ્ચયો પણ કરે છે. વળી પાછી સેવાની વાતો અથડાતી થઈ છે અને ત્યાગની વાતો વધી છે. છતાં, બધા જ સમજે છે કે આ બધું થોડા કાળનું છે. સત્તાનું જે પોત હોય તે સત્વર પ્રકાશી ઊઠશે.

આ ચૂંટણીઓ કયા મુદ્દા ઉપર લડવામાં આવી એ સમજવું હજુ મુશ્કેલ છે. સત્તામાં ફેરબદલી થાય કે નહિ એટલું જ તપાસવામાં આવ્યું હોય એમ લાગે છે. કૉન્ગ્રેસ તરીકે પક્ષને સારું વજન મળ્યું છે અને એની સાથે વ્યક્તિઓનો પ્રભાવ ઝાંખો પડયો છે. નેતાગીરી વિનાના, ચોક્કસ કાર્યક્રમ વિનાના, નિર્બળ અને તકસાધુ પક્ષોને હવે સ્થાન રહ્યું નથી.

કૉન્ગ્રેસને મત મળ્યા છે એની પાછલી તપશ્ચર્યાના ફળ રૂપે. ગાંધીજીના બલિદાનના નામે અને જવાહરલાલની લોકપ્રિયતાના આધારે. અંગ્રેજોની વિદાય પછી જે ખૂનખરાબી થયાં એવું કાંઈ ફરીથી ન થઈ બેસે એ બીકે પણ લોકોએ કૉન્ગ્રેસને મત આપ્યા. અંકુશો જાય તો ભૂખમરો આવે અને ભાવ છાપરે ચઢી જાય એ ભયથી પણ મત પડયા. બાકી એની કારકીર્દિથી ખુશ થઈને જે લોકોએ મત આપ્યા હશે તે કરતાં નાખુશ થઈને નહિ આપનારની સંખ્યા મોટી હશે. જેટલા મતો કૉન્ગ્રેસની સામે ગયા છે એ બધા સામા પક્ષને લાયક ગણીને નથી ગયા, કૉન્ગ્રેસ સામેના વિરોધ રૂપે જ ગયા છે. શ્રદ્ધા વિના મળેલી જીત નવી સાધના વડે જ ટકાવી શકાય.

### જીતે તેની તલવાર

કૉન્ગ્રેસની જીત થઈ છે, એના હાથમાં તલવાર આવી ગઈ છે; હવે તો એ મારે કે ઉગારે. બન્ને સંજોગો લગભગ સરખા જ છે, કૉન્ગ્રેસ કઈ દિશામાં ઝૂકે છે એ જોવાનું રહે છે. સત્તા મેળવ્યા પછી એ શસ્ત્ર વડે શાસન કરે છે કે સમજદારીથી એ કહેવું આજે મુશ્કેલ છે.

કૉન્ગ્રેસે સાચાખોટા ઘણા ભયો ઉત્પન્ન કર્યા છે અને લોકોને ઉગારવા વિવિધ તરકીબો યોજી છે. એ બધી એણે હવે નિરાંતે ફરીથી તપાસવી જોઈએ. અને ફરી હિંમતથી કામ લઈ પ્રજાને વિશ્વાસમાં લેવી જોઈએ. નાગરિક જવાબદારીઓ શીખવવી અને અમલમાં મૂકાતી જોવી જોઈએ. એ રસ્તો લાંબો છે, પણ નિર્ભયતાનો છે, વિવેકનો છે. બીજો માર્ગ બંદૂકનો છે, તે ઝડપી ને ટૂંકો છે પરંતુ, દેશમાં શાસનકર્તાઓને નોખા પાડી દઈ પ્રજા વચ્ચેનું અંતર વધારનારો છે.

અને તલવાર મળ્યા છતાં એનો ઓછામાં ઓછો ઉપયોગ કરવો હોય તો કૉન્ગ્રેસે બીજી કેટલીક બાબતો સાથે આટલું કરવું જોઈશે :

(૧) પરદેશી કાપડ અને બીજી મોજશોખની ચીજો પરદેશથી આયાત થતી બંધ થવી જોઈએ. હાથશાળો ને સૂતર મળી રહે તેવી વ્યવસ્થા થવી જોઈએ. અને ટકાઉ કાપડ ઓછામાં ઓછા ભાવે મળવું જોઈએ.

(૨) દવામાં અને ખોરાકની ચીજોમાં ભેળસેળ તદ્દન બંધ થવી જોઈએ.

(૩) અનાજનું ઉત્પાદન વધારવું અને તેની હેરફેરના નિયમો હળવા કરવા.




(૪) શહેરની સગવડો અને વિસ્તાર ઉપરથી ધ્યાન ખસેડી ગામડાં ઉપર સગવડો અને આબાદી ઉપર લક્ષ્ય આપવું.

(૫) રોગ અને નિરક્ષરતાને કમી કરવા ઝુંબેશ ઉઠાવવી.

(૬) ભવિષ્યના વિકાસની યોજનાઓનું નોખું તંત્ર પાડી, એમાં પ્રજાનો રસ વધારવો, ઝડપ લાવવી.

(૭) લોકોને પોતાની જવાબદારી સોંપવી અને સાચા નાગરિકોને બનાવવા.

(૮) પરદેશોના સંબંધો ન્યાયબુદ્ધિથી સુધારવા અને સંરક્ષણ સુદૃઢ કરવું.

(૯) વહીવટી ખર્ચો કામ કરી નાખવા, કામનો નિકાલ જલદી કરાવવો, અને દરેક અધિકારીમાં વિશ્વાસ આણવો.

(૧૦) વધતી વસતિ વિષે યોગ્ય પગલાં લેવાં.

હવે પછી આવનારી ચૂંટણીઓમાં શો જવાબ આપવો એ કોંગ્રેસે આજથી યાદ રાખવું જોઈશે.

### આપણી તાકાત અને ભયસ્થાનો

કાશ્મીરના સવાલ ઉપર અભ્યાસ અર્થે આવેલા એક અમેરિકી રાજપુરુષે કેટલીક ચોંકાવનારી હકીકતો બહાર પાડી છે. એણે કહ્યું છે કે આ દેશમાં ઘણું ઓછું લશ્કર છે, જે છે એનો બેતૃતીયાંશ પાકિસ્તાન પાસે પણ છે, ચીન પાસે તો ઘણું છે. ઉત્તરે રશિયા પાસે બેસુમાર છે. આ દેશમાં જીપ જેવી ગાડી પણ બનતી નથી. એક પીસ્તોલ સરખી નથી બનતી. ત્રણ રદ થયેલાં જહાજોનું નૌકાદળ છે. અને હવાઈદળ નામનું છે. તિબેટમાંથી કે બર્મા તરફથી ચીનાઓ હલ્લો લાવે તો માખણમાં ગરમ છરી માફક ઘુસી શકે છે. મદદે આવનારાઓ કંઈ કરી શકે એવું રાખ્યું નથી.

કોના લાભાર્થે ચીની લશ્કરો તિબેટમાં હેરફેર કરે છે અને સરહદી હિલચાલથી બર્માને ચિંતાતુર કરે છે એ સમજાતું નથી. કયા મિત્રભાવે રશિયનો મોટાં પ્રતિનિધિ મંડળો લઈ આ દેશમાં ઊતરી પડે એ પણ સમજાતું નથી. ગોવા ને લંકા સરખાં આપણું સાંભળતાં નથી ત્યાં જાપાન કે જાવા આપણી નીતિ આવકારશે એમ શી રીતે માનવું?

કોરીઆ, ઈરાન, સુએઝ ને સુદાન માફક આ દેશને લડાઈના સકંજામાંથી છોડાવવા સબળ યત્ન થવા જોઈએ અને આપણે તે આવકારવા જોઈએ.

મોટી ને ખુલ્લી સીમાઓ, દુશ્મનીભર્યા કે અશાંત પડોશી રાજ્યો, હુમલાખોર ને બળવાન સમીપની સત્તાઓ, નિર્બળ અને લશ્કરી સરંજામના ઉત્પાદનના સાધનોના અભાવવાળું લશ્કર-આ બધા સાથે વિશ્વ રાજકારણમાં દખલ કરવાનો આપણો ધખારો ક્યાંય મેળ ખાતો નથી.

### પરદેશીઓનો પ્રચાર

ચીન, રશિયા અને એમનાં મળતિયા દેશોએ મુંબઈના ઔદ્યોગિક પ્રદર્શનમાં ગંજાવર 'શો' કર્યો છે. મોટાં યંત્રો, ઉત્તમ પેદાશ, વિપુલ સામગ્રી—આવું બધું અનોખી ઢબે રજૂ કર્યું છે. પરદેશોને આવો પ્રચાર કરી આપવાની આપણે સગવડ આપવી જોઈએ? એના મુકાબલે હિંદીઓનું પ્રદર્શન કેવું કંગાલ દેખાતું હતું? આપણે શું અસંતોષ લઈને નીકળવા એમને નિમંત્ર્યા હતા? એ લોકોએ કયા હેતુથી આપણે ત્યાં આ રૂઆબ છાંટ્યો છે?

એ જ પ્રદર્શનમાં અમેરિકા, બ્રિટન, ફ્રાંસ, ઈટાલી, જર્મની જેવા બીજા દેશો કેમ ન આવી શક્યા? કહે છે કે એમણે સત્તાવાર આવવાને બદલે ઔદ્યોગિક અને વેપારી રૂપે આવવા કહેલું, પણ આપણે જીદ કરી એમને બહાર કાઢ્યા અને લાલ રાજ્યોને ઢંઢેરો કરવાની સારી તક આપી. આ શું સૂચવે છે?

આ આખું પ્રદર્શન જોયા પછી ગામડાના એક કાર્યકરને મનમાં સવાલ થયો—'અમાં ગ્રામજનોને શું ખપતું?' અને ખરે જ, બધા વિચારમાં પડી ગયા, આ દેખાવથી અંજાઈને, મનમાં ઓછું લાવ્યા સિવાય બીજી કયી પ્રાપ્તિ હશે?

આપણે પ્રદર્શનો ભલે ભરીએ, ભલે પરદેશોનો વિકાસ રજૂ કરીએ. ભલે એમનો પ્રચાર ચાલવા દઈએ; પરંતુ, તેની સાથે આપણે પોતે કંઈ છીએ





જ નહિ એવો ખ્યાલ ઊભો થાય તો એ પ્રદર્શનની અસર સારી ન ગણાય. આ પ્રદર્શનોમાંથી નવું જાણવાનું કે શીખવાનું મળવું જોઈએ એ કેવી રીતે પ્રાપ્ત કરી શકાય તે સચોટ રીતે જણાવું જોઈએ અને જે કાંઈ કહેવામાં આવે છે તે સત્ય હકીકત છે એટલો વિશ્વાસ પડવો જોઈએ

### નિકાસ, પરદેશી કારખાનાં ને ઊદ્યોગો

ખૂબ જોરશોરથી આપણે પહેલાં પરદેશીઓને ભાંડતા કે અમારો કાચો માલ સસ્તામાં ઘસડી જઈ, બહુ મોંઘાં ભાવે તૈયાર કરેલો માલ તમે અમને આપો છો, દેશને નીચોવો છો. એની એ જ સ્થિતિ આપણે બહુ કાળજીપૂર્વક ઊભી કરીએ છીએ ખરા-કે નહિ? હુંડિયામણમાં સરવૈયું પાસું લાવવા ભાવ નીચા કરી અઢળક માલ પરદેશ મોકલવામાં જ આજે આપણે હિત સમજી રહ્યા છીએ, અને થોકબંધ પરદેશી માલનો આયાત કરી લોકોની ટેવોને ખરાબ કરી રહ્યા છીએ.

એટલું જાણે ઓછું હોય તેમ પરદેશી કારખાનાંઓ નાખવાની છૂટ આપણે આપતા જ જઈએ છીએ. એમની વ્યવસ્થા ખૂબ સલામત હોય તો જાહેર જનતાના પૈસા એમાં કેમ નથી જમા થતા, શાથી મૂડીદાર વર્ગ હાથ મેળવી અંદર અંદર સમજી લે છે? એમાં સરકારની પણ સમજુતીઓ હોય છે અને વિશેષ-સગવડો સાથે આવાં કારખાનાં ઉભરાતાં જાય છે.

આવાં 'પરદેશી' કારખાનામાંથી કેટલા નિષ્ણાતો તૈયાર થાય છે, કયું નવું ઉત્પાદન તેઓ અહીં કરી શકે એ સ્થિતિમાં આવ્યા છે, દેશમાં એ માલથી કેટલો લાભ થયો, અહીંથી પરદેશ મોકલવામાં કોને લાભ થયો—આવી હકીકતોની તપાસ જરૂર થવી જોઈએ. નહિ તો આ પરદેશી કારખાનાઓ ફરી આપણને સ્વતંત્ર રીતે ઉદ્યોગ ચલાવી શકીએ એ સ્થિતિમાં મૂકશે નહિ, એમને આધીન જ રહેવું પડશે આપણા મુડીદાર ભાગીદારો તો થોડા નફાની વહેંચણીથી ખુશ થઈ જવાના એમાં શંકા નથી.

### ભૂલોની ફેર-તપાસ

મુન્શીના દિલ્હી ખાતેના એક ભાષણમાં શ્રી અરવિંદના કેટલાંક કથનોનો ઉલ્લેખ હતો. એમાં છેલ્લી વાત પાકિસ્તાન સંબંધી હતી ૧૯૪૨માં ક્રિપ્સની દરખાસ્ત કોન્ગ્રેસે નકારી અને એનાં પરિણામ ભાગલા, શરણાર્થી અને કાશ્મીરના સવાલોમાં દેખાયાં. હજુયે પાકિસ્તાનને ભારતની લાગવગ નીચે લાવવાની જરૂર એમણે બતાવી છે.

આવી જ મતલબનું સંશોધન ઇતિહાસનવેશ સરદેસાઈએ કર્યું છે અને આગ્રહ કર્યો છે કે આ બન્ને દેશ અલગ દિશાઓમાં પોતાનું બળ ખેંચશે તે બન્નેને નુકશાન જ છે. એ બન્નેએ એક થવું જ જોશે

કઈ રીતે ઊર્દુ બોલતા અફઘાનો—ને મળતા પંજાબીઓ અને પૂર્વ બંગાળના લોકોમાં સમાનતા આવી ગઈ, કબુલ થઈ એ હજુયે તપાસવા જેવો સવાલ છે. એ ભૂલ નથી એમ કોન્ગ્રેસ કહી શકે એમ નથી, એણે કબુલ કરેલી વાત છે, પણ બધી ભૂલો ફેરતપાસ માગે છે. સૂએઝની, ઈરાનના તેલની કે પૂર્વ બંગાળની ભયમાં અપાયેલા વચનોનું મૂલ્ય તો વળી સાવ થોડું છે.

કાશ્મીર, પૂર્વ બંગાળ, નેપાળ, ગોઆ, લંકા પોંડિચેરી – એ બધા પ્રદેશો હિંદની કક્ષાના, એની સત્તા હેઠળના ગણાવા જોઈએ એમાં શાહીવાદ નથી, સંરક્ષણ છે.

### પીછે હઠ ને તેની પરંપરા

આમ નહિ થાય તો આસામની જંગલી વસતિએ જેમ સ્વતંત્ર રાજ્યની માગણી કરી તેમ બીજા પણ નીકળશે, જે લોકોનો કોઈ હક નથી તેઓ પોતાના હકો દૃઢ કરી જશે, અને જે આપણા તરફ મિત્રભાવે ઢળે છે તે બીજે ખેંચાઈ જશે. નિર્બળનો સાથ કોઈ ઇચ્છતું નથી, વધારે નિર્બળ બતાવીને છોડે છે.

આપણે હઠી જઈશું એમ માની દક્ષિણ આફ્રિકામાં પગલાં લેવાય છે, પૂર્વ આફ્રિકામાંયે એ સ્થિતિ આવી પડશે, મલાયા, બર્મામાં ને લંકામાં આવી જ

દશા છે પછી તો જ્યાં હઈશું ત્યાંથી ' ખસેડી શકાય એવા ' તરીકે આપણે ઓળખાઈશું. અને ગબડવા માંડેલા રાષ્ટ્રને ક્યાં જઈ થોભવું પડશે તે કપરો સવાલ થઈ પડશે.

## પરદેશીની પ્રીત

મૈત્રીના સ્વાંગ લઈ જે પરદેશીઓ અહીં ઊતરી પડે છે તે બધા અહીં રહી કઈ જાતની પ્રવૃત્તિ લઈ રહ્યા છે તે કોઈ જોતું હોય તો સારું. આપણે કશું છૂપાવવાનું નથી, જે છે તે જગજાહેર જ છે—એવે ભરોસે વ્યક્તિઓ રહી શકે, રાજ્યો નહિ. આ મિત્રો પહેલાં સંસ્કૃતિની વાતો કરતા શુભેચ્છાની વાતો કરતાં, હવે વેપારની કરે છે અને કાલે ઊઠીને હકની વાતો કરશે તો યે નવાઈ નહિ.

આપણે જાણવું છે કે એમના સંપર્કે આપણે શું મેળવ્યું છે, સંબંધો કેટલાક સુધર્યા છે, સમસ્યાઓ કેટલી ઉકલી છે! જે ચાલે છે એ પ્રચાર હોય, દંભ માત્ર હોય, આપણને આંજી નાખવાની તરકીબ હોય તો આપણે એથી આઘે સારા. પરદેશીની પ્રીતનું સાહિત્યમાંયે બહુ આકર્ષણ છે, પરન્તુ એનાં પરિણામો કરુણ હોય છે. સાવચેતી રાખવાનું જેમ ત્યાં તેમ રાજકારણમાં ખાસ જરૂરનું છે. રશિયાએ અને ચીને તો હજુ વાતો જ કરી છે, અમેરિકાએ તો કરોડો રૂપીઆ ધીર્યા છે અને ભેટ મોકલ્યા છે. આજે એને ગરજ છે એટલે પળશી કરે છે છતાં એમાંથી ક્યારે દાવ ખેલી જશે એ કહેવાય નહિ, અને તે સારુ તકેદારી રાખવી સારી. કપરા દિવસોમાં આપણી સહાય કરનારને આપણે છેહ દેવો નથી તેમ એના દોરવાયા આગમાં કૂદી પડવું યે નથી.

## સેવા અળખામણી ના થાય

ઈશ્વરે કેટલાક આગેવાન કોન્ગ્રેસીઓને સત્તા છોડી સેવા કરવાની તક પરાણે આપી છે. બહુ ખેલદિલીથી એમણે અને કોન્ગ્રેસે આ પરિસ્થિતિ સ્વીકારી લેવી જોઈએ. કુદરતનો સંકેત એમાં વાંચવો જોઈએ, અને સત્તા સિવાયનાં બીજાં ઉપયોગી કાર્યોમાં લાગી જવું જોઈએ. કોન્ગ્રેસે પ્રજાનો સંપર્ક છોડયો હતો તે વાજબી ન હતું, એ વાત આ ચૂંટણીઓમાંથી પ્રગટ થઈ છે. એ ભૂલ સુધારવાની તક મોરારજી જેવા શાથી ના લઈ શકે?

એકંદરે ચૂંટણીઓ માનભરી રીતે થઈ. આ વખતે ખેંચતાણ નહિ, ચોંત્રાટ નહિ, વાહનોની પડાપડી નહિ, ભોજન કે ચા નાસ્તાની લ્હાણીઓ નહિ, બહુ દૂરનાં મતદાનમથકો નહિ—એ બધું જોઈ સહુ રાજી થયા હતા. હજુ એમાં કોઈ ક્ષતિઓ રહી ગઈ હોય તો આવકારી સુધારો કરી લેવો જોઈએ.

જે ચૂંટાયા છે એમાં દફતરો વહેંચવાની ગડમથલ થઈ છે. બધાંની નજર પોલીસ, પુરવઠો, નાણું, બાંધકામ—એવાં ખાતાં ઉપર પડે છે; કેળવણી અને આરોગ્ય જેવાં ખાતાંઓ ઠેબે ચઢે છે. બીજાં ખાતાં તો હોદ્દા વહેંચવા માટે કાઢ્યાં હોય એવી દશામાં રહે છે લોકશાહીની આ નબળી બાજુ છે, માનો કે નભાવી લેવું પડતું અવશ્યક દુષણ છે. નહિ તો વળી પ્રાંતવાર કે કોમવાર પ્રધાનો લેવાને બદલે જે જવાબદારી ઉઠાવી શકે તેમને કેમ ન સોંપી શકાય?

## ફિલ્મોમાં જીવનકથાઓ

હિંદી ફિલ્મો સામે રજાની અને પ્રજાના વિચારક વર્ગની ઘણી ફરિયાદો છે એ વાત જાહેર છે. તેમ છતાં કેટલાંક ચિત્રો આપણું ધ્યાન ખેંચે એવાં નીકળે છે ત્યારે આપણું હૈયું હરખાય છે. બંગાળીમાં 'સ્વામીજી'ના નામથી વિવેકાનંદ ચિત્ર તૈયાર થયું. '૪૨'ના નામથી બંગાળીમાં ગઈ લડતનું ચિત્ર પણ થયું છે. શ્રી ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરની જીવન કથા પણ લોકોએ તૈયાર કરી છે. મુંબાઈ તરફ રામશાસ્ત્રીનું નીકળ્યું હતું અને તિલકનું પ્રગટ થવાનું છે. પરદેશમાં ગાંધીજીના ચિત્ર વિષે તૈયારી થાય છે કોઈક ટાગોરના ચિત્રની તૈયારીમાં પડ્યું છે. આમ જીવનકથાઓનો સુંદર ફાલ મળશે એ મુજબ બંકિમ ચેટરજી, રવિબાબુ વગેરે જાણીતા લેખકો સફળતાથી ફિલ્મોમાં સ્થાન પામ્યા છે.

ફિલ્મોથી નુકશાન ઘણું છે પણ એમાંથી યે

# તેજબિંદુ

ધૂમકેતુ

> માનવીમાં પડેલી શક્તિના એવા તો અખૂટ ભંડાર હોય છે કે એ શક્તિને સમજપૂર્વક ઉપયોગમાં લે તો એ તરી પાર ઊતરી જાય પણ એ શક્તિ એવી વિચિત્ર રીતે વેડફાઈ જતી હોય છે કે એના હાલ બેહાલ થઈ જાય છે. માનવીની બુદ્ધિ અને શક્તિનાં એ તેજબિંદુઓ એકત્ર કરી ઉપયોગમાં લેવાતાં હોય તો?

## [૧] દયાનું ઝરણું

એક વખત એક માણસ દયાનું ઝરણું શોધવા નીકળ્યો. તેણે તેના વિષે ઘણું સાંભળ્યું હતું. એ ઝરણામાંથી થોડી પણ પ્રસાદી લાવનારો વિશ્વંભરની મોકલેલી દયાની છાયા મેળવી શકે છે, એમ એને કોઈકે કહ્યું હતું.

એ ઝરણું શોધવા માટે નીકળ્યો. એ ઝરણું કોઈક ઠેકાણે ગાઢ જંગલમાં આવ્યું છે એટલી એને ખબર હતી. પણ ઝરણું ખરેખર ક્યાં છે તેની તેને જાણ ન હતી

ઝરણાની શોધમાં ને શોધમાં તે ઘણા દિવસ રખડ્યો એણે ડુંગર, ખીણો, જંગલો નદીના તીર-પ્રાન્તો ગાઢ અરણ્યો બધે શોધ કરી, પણ પેલા દયાના ઝરણાનો ક્યાંય પત્તો લાગ્યો નહિ. એ નિરાશ થઈને પાછો ફરતો હતો ત્યાં એને જંગલનો ખરેખરો એક ભોમિયો મળી ગયો! તેણે તેને દયાના ઝરણા વિષે વાત કરી: 'તમે એવું ઝરણું ક્યાંય જોયું છે?' તેણે પૂછ્યું. ભોમિયાએ જવાબ વાળ્યો: 'મેં એના વિષે સાંભળ્યું છે ખરું પણ મેં કોઈ દિવસ એને જોયું નથી. વળી કેટલાક તો કહે છે કે એ કોઈને દેખાતું જ નથી!'

પેલા માણસે કહ્યું: 'જો દેખાતું જ ન હોય તો એના વિષે આટલી બધી વાત ચાલે ક્યાંથી? એટલે એ દેખાતું તો હોવું જ જોઈએ!'

ભોમિયાએ કહ્યું: 'તો તમે આ તરફના ગાઢ જંગલોમાં તપાસ કરો. એ હોય તો ત્યાં હોય. એ જંગલ એવાં અંધારઘેરાં છે કે ત્યાં દિવસે પણ રાત જેવું અંધારું રહે છે અને જેવાં ભીષણ છે તેવાં જ રમ્ય પણ છે તમે એ જંગલમાં ગયા લાગતા નથી!'

પેલા માણસે ભોમિયાએ બતાવ્યું એ જંગલ જોયું ન હતું. એટલે એ આશામાં ને આશામાં, ભોમિયા

---

કોઈ કોઈ વાર મોતી નીકળી આવે છે એ જાણ્યા પછી આપણો રોષ કમી થાય છે.

'પૃથ્વી પતિની ચિરવિદાય

બ્યાસીમે વરસે પણ જુવાનીના થનગનાટ જેમની નસેનસમાં તરવરતો એવા સૌના પ્રિય અને ગુજરાતી સાહિત્યના પંડિતયુગના ગણ્યાગાંઠ્યા સાક્ષીઓમાંના એકનો જાન્યુઆરીની બીજીએ વિદેહ થયો ત્યારે જાણે પૃથ્વીછંદનો એ ખેડણહાર એનાં આગવા ખેતરના હળ ઉપર ભાંગી પડ્યો.

ગુજરાતીઓની કાયાની ખખડધજ હાલતમાં આવી તત્વ ટ કરતી તેજસ્વી મેધાવી કાયાવાળા બલ્લુકાકા યાદ આવતાંની સાથે વિદેશોના વયોવૃદ્ધ સાહિત્ય-સ્વામીઓ પણ ફડીભર આપણી આંખ સામે આવી જાય છે. અને આપણે પણ ગર્વ લેવા જેવી થોડીક શક્તિ અને અભિમાન પામી લઈએ છીએ કે અમારે આંગણે પણ તમારી હરોળમાં ઊભા રાખવા જેવી જાજવલ્યમૂર્તિઓ પડી છે!

ગુજરાતી કવિતામાં પ્રયોગદશાની શરૂઆત કરવાનું અને એની આખી જમાત ઊભી કરવાનું તો બલ્લુકાકા જેવા ધરખમ કાયાવાળા આદમી જ કરી શકે. આજે તો જાણે એમણે ખેડેલી એ પૃથ્વી(છંદ) એવી ઢીલીઢફ બની ગઈ છે કે નવતર કવિને પણ એમાં ફસકાઈ પડતાં વાર નથી લાગતી.

આપણી કવિતા સમૃદ્ધિના એ પ્રખર યોદ્ધા અને જીવનના અંતકાળ સુધીના આરાધક એમની શક્તિથી જીવતાં જેટલા પ્રિય હતા એટલા જ એમના અવસાને આપણને ઓશીગણ બનાવી ગયા છે.

★




પાસેથી માહિતી મેળવીને, એ દિશા તરફ ગયો.

ચાલતો ચાલતો એ એવા પ્રદેશમાં આવ્યો કે ભોમિયાએ કહ્યું હતું તેમ તે બીહામણો પણ હતો ને રમણીય પણ હતો. ત્યાં ઠેર ઠેર ફૂલઝાડોનાં ઝૂંડે ઝુંડ દેખાતાં હશે. તો બીજી તરફ વેરાન ભૂખરા ડુંગરાઓ જાણે ખાવા ધાતા હતા! એક બાજુ આનંદવન જેવું સુંદર વન હતું, કે જેને જોતાં નેત્રો તૃપ્તિ પામે તો બીજી જ બાજુ ભયંકર રેતભરી ખીણો દેખાતી હતી! પરંતુ ગમે તેમ પેલું ઝરણું હવે મળશે એવી આશાથી આ માણસના મનમાં આનંદ આનંદ થઈ ગયો!

એના પોતાના અનુમાનને વધારે ટેકો મળ્યો એ ત્યાં ફરી રહ્યો હતો તેટલામાં એક માણસને આ જંગલમાંથી આણી તરફ આવતો એણે જોયો. તેની પાસે એક લોટો હતો. અને લોટામાં પાણી હતું. તે પાસે આવ્યો એટલે આ માણસે તેને પૂછ્યું: 'તમે દયાનું ઝરણું જોઈને આવો છો?'

પેલો માણસ ચાલતો અટકી ગયો. તેણે શાંતિથી જવાબ વાળ્યો: 'હા, હું દયાનું ઝરણું જોઈને જ આવું છું. અને આ લોટામાં એ ઝરણાની પ્રસાદી પણ છે!'

પણ આ સમાચાર સાંભળીને પેલો માણસ એટલો તો આનંદમાં આવી ગયો કે એ તો તરત એ ઝરણા માટે જ દોડ્યો! એને પૂછવા માટે પણ રોકાયો નહિ! એને ખાત્રી થઈ ગઈ કે ઝરણું હવે કાંઈ દૂર નથી!

જે દિશા તરફથી એણે પેલા માણસને આવતો જોયો હતો તે દિશા તરફ એ ઉપડ્યો હતો. થોડી વારમાં તો ગાઢ જંગલ પણ દેખાયું. તેણે ચારે તરફ શોધ કરવા માંડી. હવે એને સાંભર્યું કે પેલા માણસને બરાબર સ્થાન વિષે પૂછી લીધું હોત! પણ એ તો રાંડ્યા પછીનું ડહાપણ હતું! પેલો માણસ ક્યાં એવો નવરો હતો કે એની રાહ જોઈને ઊભો રહ્યો હોય!

છતાં એને ખાત્રી હતી કે એ આટલામાં જ છે એટલે એને ધારી ધારીને જોવા માંડ્યું. ને ઝીણામાં ઝીણી શોધખોળ માંડી. પણ નવી નવાઈની વાત બની કે ઝરણું પાસે હોય એમ લાગતું હતું, ક્યાંક છાનું વહેતું હોય તેમ એવો શાંત અવાજ પણ આવી રહ્યો હતો, છતાં એ શોધી શોધીને થાક્યો પણ એને ઝરણાંનો પત્તો લાગ્યો જ નહિ! સાંજ પડવા આવી ને તે નિરાશ થઈ ગયો. શોધ અધૂરી રહી ગઈ. તે હતાશ થઈને પાછો ફરી રહ્યો હતો.

પણ એટલામાં વળી એણે કોઈ સાધુ જેવાને જંગલમાંથી બહાર નીકળતો જોયો. તેના હાથમાં કમંડલું હતું ને તે ધીમે શાંત પગલે જંગલની બહાર આવી રહ્યો હતો.

આ માણસે એક ભૂલ કરી હતી એટલે એ તો સાધુને જોતાં તરત જ દોડ્યો. શ્વાસભેર દોડ્યો. તેણે સાધુને પકડી પાડ્યો: 'મહાત્માજી!' તે ઉતાવળે ઉતાવળે ત્યાં આવતાં અટકીને મોટેથી બોલ્યો: 'મહાત્માજી! જરાક ઠેરો, જરાક ઠેરો. મારે તમને કાંઈક પૂછવું છે! તમે દયાનું ઝરણું જોઈને આવો છો?'

સાધુ ઊભા રહી ગયા. તેણે પ્રેમથી તેની સામે જોયું. શાંતિથી જવાબ વાળ્યો: 'હા. પણ કેમ પૂછવું પડ્યું?'

'ક્યાં છે એ? હું તો એને ક્યારનો શોધું છું પણ મને તો એ મળતું જ નથી!'

સાધુએ જવાબ વાળ્યો: 'એ તો આંહીં પાસે જ છે.'

પેલાએ ઉતાવળે કહ્યું: 'ક્યાં, ક્યાં છે? જરાક મહેરબાની કરીને સામે આવીને બતાવો ને!' સાધુએ કહ્યું: 'એ કોઈ કોઈને બતાવી શકતું નથી. પણ જુઓ, આ મારી આંગળી બતાવે છે તે દિશામાં તમે જાઓ. એ ભાગ્યે જ પચાસ સો ડગલાં આઘે છે!'

'અરે! પણ ત્યાં તો હું સીતેર, એંશી, સો વખત ફરી ફરીને જોઈ આવ્યો. મને તો કાંઈ દેખાણું નહિ! ધીમો અવાજ ક્યાંકથી આવે છે, પણ ઝરણું તો દેખાતું જ નથી! શું ધરતી નીચે એ વહે છે?'





સાધુએ હસીને કહ્યું : 'પણ ભાઈ! એ ઝરણું ત્યાં જાય તે બધાના જોવામાં આવતું નથી એ તો એના અધિકારી હોય તેને જ જોવા મળે છે!'

'પણ અધિકારી તો હું છું જ. તે વિના આ જંગલમાં કાંઈ આવું? તમને ખબર લાગતી નથી પણ આ આખા જંગલના ગુંદરનો ઈજારો મારે ત્યાં છે! એમ હું અધિકારી તો છું જ!'

સાધુએ પ્રેમથી હસતાં હસતાં કહ્યું : 'ભાઈ! એમ નથી. આ તો દયાનું ઝરણું છે, ઈશ્વરી દયાનું. એમાંથી થોડો પણ પ્રસાદ પામનારો ધન્ય થઈ જાય છે!'

પેલા માણસે આકળા બની જઈને ઉતાવળે ઉતાવળે કહ્યું : 'એ બધી ફિલસૂફી તો મેં વાંચી છે, સાંભળી છે. જાણી છે. પણ ઝરણાની બરાબર જગ્યા બતાવો ને!'

સાધુએ પ્રેમભરી મમતાથી તેની છાતી ઉપર હાથ મૂકીને કહ્યું : 'ભાઈ! એની ખરી જગ્યા તો આંહીં, તારી પોતાની જ છાતીમાં છે! એ ઈશ્વરી દયાનું ઝરણું કેવળ તેને દેખાય છે, જેને કાંઈક અધિકાર મળ્યો છે એટલે જેણે પોતે માનવ પ્રત્યે દયા બતાવી છે, તેને જ આ દેવ ચરણમાંથી વહેતું ઝરણું જોવા મળે છે; બીજાને નહિ. પહેલાં તો તું તારી એ વાત તપાસી જો અને પછી આ મુસાફરીએ નીકળ. કારણ કે તે વિના તો ભલે એ આંહીંથી માત્ર સો પગલાં દેખાય પણ તને એ પૂરી કરતાં સો વરસ પણ ઓછાં લાગશે! એટલે તું તારું ઝરણું તપાસી જો. તેં પોતે કોઈ સ્વાર્થ વિના, કેવળ માનવપ્રીતિથી પ્રેરાઈને કોઈના પ્રત્યે પણ દયા પ્રીત કરી હશે તો તને આ દેવઝરા જોવા મળશે. અને તેનો પ્રસાદ પણ મળશે. એવું કાંઈ કર્યા વિના કેવળ કુતુહલથી જો તું આ ઝરણું શોધવા નીકળ્યો હશે તો આખી આયુષમર્યાદા તું એને શોધ્યા કરશે, તો પણ એનો પત્તો નહિ લાગે! બાકી એ આ દિશામાં માત્ર સો ડગલાં જ આઘે છે!' અને સાધુ ચાલી નીકળ્યા.

પેલો માણસ તો આ વાત સાંભળીને ત્યાં જડાઈ જ ગયો.

નથી એ જંગલ તરફ જઈ શકતો, નથી સાધુ સાથે ચાલી શકતો.

થોડી વાર પછી પોતાના વિચારમાં મગ્ન બનીને એ ઘર ભણી પાછો ફર્યો.

## [૨] દિક્ અને કાલ

આ બેની વાતો તો જ્ઞાનીઓ હાલતાં ને ચાલતાં કરે છે. હવે એક વખત એવું બન્યું કે એક જ્ઞાની આની વાત કહે પણ એક માણસ એ બેમાંથી એકેય વાતમાં સમજે નહિ. એ કહેશે આ દિક્ શું ને વળી કાલ શું? એ બન્નેની તે કાંઈ જિંદગીમાં ગણત્રી હોતી હશે? આપણે અન્નની ગણત્રી કરીએ છીએ કારણ કે ન ખાઈએ તો તરત શરીર કામ કરતું બંધ થઈ જાય. આપણે પૈસાની ગણત્રી કરવી પડે છે, કારણ કે એ પાસે ન હોય તો ગાજરવાળો પણ અપમાન કરી નાખે કહેશે, 'માસ્તર! પૈસા નથી ને શું કરવા ગાજર લેવા નીકળ્યા છો?'

પણ આ દિક્ શું ને કાલ શું! એનો જીવનમાં ઉપયોગ શો! ને એની ગણત્રી પણ શી?'

હવે દિક્-એટલે Space અને કાલ-એટલે Time અવકાશ અને સમય, બન્ને મહત્ત્વનાં. પણ જિંદગીમાં એનો એનો ખરો ઉપયોગ ક્યાં બતાવો?

કુશંકા કરનારો માણસ, આ જ્ઞાનીની જ્ઞાન વાર્તામાં હમેશાં કુશંકા કર્યા કરે. કહેશે એનો સાચો ઉપયોગ બતાવો. એનું ખરું મહત્ત્વ સમજાવો.

એને તત્ત્વજ્ઞાનની પરિભાષા ગમે તેટલી આપો તેની કાંઈ સમજણ પડે નહિ.

જ્ઞાની પણ મૂંઝાયો. આ ભાઈને મારે શી રીતે સમજાવવું કે આપણે દિક્ કાલમાં જ જીવી રહ્યા છીએ? શી રીતે દાખલો આપવો કે જીવનની તમામ ગણત્રીમાં આ બન્ને પણ મહત્ત્વનાં છે.

છેવટે એણે એક પ્રયોગ કર્યો.

પોતાને રહેવા એણે એક નાની સરખી માટીની ઝૂંપડી તૈયાર કરવા માંડી. એ બંધાતી હતી ત્યાં




એણે કડિયાઓને કહ્યું : 'આ ઝૂંપડીમાં આપણે બારીઓ મૂકવી નથી!'

કડિયાઓએ જાણ્યું કે કાંઈક યોગ આસન માટે ઝૂંપડી તૈયાર થતી હશે એટલે બારીઓ નહિ મૂકવી હોય. એમણે કહ્યું બહુ સારું.

ત્યાં તો બીજે દિવસે વળી કહ્યું : 'આપણે આ ઝૂંપડીમાં બારણું પણ મૂકવું નથી!'

કડિયાઓ તો આશ્ચર્યથી એની સામે જોઈ રહ્યા: 'પણ બારણું મૂક્યા વિના તો અંદર જ શી રીતે જવાશે? બારીઓ ન હોય તો ચાલે. બારણા વિના કાંઈ ચાલે?'

પેલાએ કહ્યું: 'એ તો ચાલશે, ગમેતેમ જવાશે હું કહું તેમ કરોને!'

કડિયાઓ તો આશ્ચર્યમાં ને આશ્ચર્યમાં ઝૂંપડી પૂરી કરી, માથે બરાબર છાઈ, ગાર ગોરમટી વગેરે બરાબર બનાવી ઘેર ગયા. હવે પેલા જ્ઞાનીએ બીજે દિવસે પેલા કુશંકા કરનારા માણસને બોલાવ્યો. તેને કહ્યું : 'આપણા નિવાસ માટે મેં એક ઝૂંપડી તૈયાર કરાવી છે. તમારી દિક્ અને કાલ વિષેની શંકા આપણે ત્યાં રહીશું એટલે એની મેળે નીકળી જશે. આજ આપણે એ જોવા જઈએ!'

પેલો માણસ તો મનમાં ને મનમાં આનંદ પામ્યો કે અનેક શંકાએ આ જ્ઞાની પાસે કરી હશે, પણ કોઈ પોતાના જેવી, એને હંફાવી દે તેવી શંકા કરી શક્યો ન હતો! એને પોતાની શંકા કરવાની શક્તિ માટે, પ્રશ્નો પૂછવાની તાકાત માટે, કાંઈ પણ એમ ને એમ સ્વીકારી ન લેવાના બુદ્ધિબળ માટે, ઘણું માન હતું. એણે જ્ઞાનીની આ પરાજય કથા જેવી કથા સાંભળીને એને આનંદ આનંદ થઈ ગયો એણે મનમાં ને મનમાં સંકલ્પ કર્યો કે ભલેને એ આપણને ઝૂંપડીમાં રાખીને ગમે તેટલી જ્ઞાન વાતો કરે અને દિક્ અને કાલ વિષે કથા કર્યા કરે, આપણે તો એક જ વાત કહેવાની રાખવી કે એ બન્નેનો પૈસાના જેવો કે ભૌતિક પદાર્થો જેવો ઉપયોગ બતાવો તો હા, નહિતર ના!

બન્ને જણા પેલા જ્ઞાનીએ બંધાવેલી ઝૂંપડી તરફ ગયા. ઝૂંપડી છેટેથી રળિયામણી લાગતી હતી. પણ બન્ને પાસે ગયા, ને પેલો માણસ મોટેથી હસી પડ્યો : 'અરે! ભાઈ! વેદિયા કાંઈ તો અમસ્તા કહેવાયા હશે? આ ઝૂંપડી તો ઠીક પણ આમાં જશો ક્યાંથી? આમાં જશો ક્યાંથી!'

પેલા જ્ઞાનીએ એનો જવાબ આપવાને બદલે એક નવી નવાઈની ચેષ્ટા કરી. તેણે પડખેથી એક ડબલું લીધું. પછી આસપાસથી માટી ભેગી કરી. એને કહ્યું : 'તમે નદીમાંથી થોડું પાણી લઈ આવો તો પછી હું તમને વાત સમજાવું!'

પેલો માણસ નદી ઉપર ગયો ને પાણી લઈને આવ્યો.

એ પાણી લઈને આવ્યો એટલે પેલા જ્ઞાનીએ માટી પલાળી ગારો કર્યો. પછી એનો માટલા જેવો આકાર કર્યો. પેલો માણસ તો જોયા જ કરે કે આણે આ શું આદર્યું છે?

છેવટે માટલા જેવો આકાર તૈયાર થઈ ગયો. તે એને ત્યાં રાખ્યો.

હવે પેલો જ્ઞાની પેલા માણસ તરફ ફર્યો : 'બોલ, આ ઝૂંપડીમાં આપણે રહેવું છે?'

'અરે! રહેવું તો છે, પણ એમાં પેસશો જ ક્યાંથી?'

'કેમ ક્યાંથી?'

'અરે! એમાં બારણું ક્યાં છે? બારણાની જગ્યા જ નથી ને!'

'શું કહ્યું?'

'હે! હેં! હેં! બારણું નથી? ત્યારે તમે હવે પેલી વાત સમજી ગયા નાં?'

'કઈ?'

'દિક્ના ઉપયોગની. આમાં Space—જગ્યા મૂકી નથી—તો એ આખી રચના નકામી લાગે છે. ખરું નાં? બારણું એટલે જગ્યા કે બીજું કાંઈ? બાકી બીજી બધી રીતે તો એ બરાબર છે નાં?'

પેલો માણસ હવે કાંઈ શંકા કરી શકે તેમ લાગ્યું નહિ. તે શાંત થઈ ગયો. 'પણ આ માટલું તમે શું કરવા ઘડ્યું?' તે બોલ્યો.

જ્ઞાનીએ જવાબ વાળ્યો : 'એ પણ તમને બતાવવા કે, જુઓ આમાં અવકાશને–Spaceને





ચારે તરફથી ઘેરી છે, તો એ ઉપયોગી નીવડી છે. એનું વસણ બની ગયું. અને આપણને હરપળે ઉપયોગી થઇ પડ્યું.'

'પણ એ વાત તો તમે મોએથી કહી શકયા હોત. એમાં આટલી બધી ઝૂંપડી બાંધવાની મહેનત શું કરવા લીધી?' પેલાએ નવી શંકા કરી.

'એ તો એટલા માટે લીધી કે આટલી મહેનત લીધી તો એ વાત તમારા મગજમાં હવે બરાબર રહેશે. હવે તમને સમજાશે કે લાખો કરોડોની ઈમારત હોય, પણ એમાં જો Space એટલે અવકાશ રાખવાની યુક્તિ ન હોય તો એ આખી ઈમારત નકામી નીવડે છે! ને અવકાશ રાખવાની જુક્તિ હોય તો આવડું નાનકડું વાસણ પણ ઉપયોગી થઇ પડે છે! અને આમાંથી જ તમે એક નવો પાઠ શીખશો!'

'શું?'

'જુઓ આ ભીંત છે. એ ઉપયોગી છે. હવે એ ભીંત પાડીને બાંકોરું કર્યું—Space મૂકી તો એ પણ ઉપયોગી થઈ. એ અવકાશ એટલે વસ્તુનો અભાવ. એમાંથી તો ખબર મળે છે કે પદાર્થનું હોવું, એનું અસ્તિત્વ, એ જેટલું ઉપયોગી છે, તેટલું જ આ પણ ઉપયોગી છે: પદાર્થનું ન હોવું.

એટલે જ જ્ઞાનીઓ કહે છે કે ભાઈ! જીવન ઉપયોગી છે. ને મૃત્યુ ઉપયોગી નથી એમ નથી. એ પણ ઉપયોગી છે. મૃત્યુ એ શરીરનો 'અભાવ' છે. પણ શરીરના 'ભાવ' માટે જ આ 'અભાવ' છે!

એકલી ભીંત શું કામની? અંદર જગ્યા—Space—અવકાશ—નાસ્તિ જોઇએ.

નાસ્તિ વિના અસ્તિ ક્યાંથી? શરીર એ ભીંત છે. મૃત્યુ એ દ્વાર છે. દ્વારની પેલી તરફ જીવન છે. આ તરફ પણ જીવન છે. અને એ જાણવા માટે જ આ દ્વાર જરૂરી છે. હવે તને દિક્ કાલનો મહિમા સમજાયો?

## [૩] મૂરખમાં મૂરખ કોણ

એક વખત એક સભામાં એક પ્રશ્ન પૂછવામાં આવ્યો: 'મૂરખમાં મૂરખ કોણ?'

એક જણાએ કહ્યું: 'જે બાપને પૈસે પોતાને પૈસાદાર માને તે મૂરખમાં મૂરખ. કયારે એ પોતે ગુમાવી દેશે તેની એને જાણ નથી!'

બીજાએ કહ્યું: 'એ મૂરખ ખરો, પણ વધારે મોટો મૂરખ તો આ છે, જે **આવતી** કાલનો વિશ્વાસ કરે છે!'

ત્રીજાએ કહ્યું: 'એમ નહિ. હું મૂરખમાં મૂરખ બતાવું. મૂરખમાં મૂરખ માણસ તે છે જે પોતાની **આજની** સ્થિતિનો ગર્વ કરે છે!'

ચોથો બોલ્યો: 'તમારા બધાના કરતાં મારી પાસે મૂરખમાં મૂરખની સાચી વ્યાખ્યા છે જે પોતાને ડાહ્યામાં ડાહ્યો માને તે મૂરખમાં મૂરખ'

વાંચનારાએ જવાબ વાળ્યો: 'માણસ પોતાને શું માને છે તેની ખબર બોલે નહિ ત્યાં સુધી કયાંય પડે? માટે મોટામાં મોટો મૂરખ આ છે, જે કારણ વિના અપ્રિયવાણી બોલ બોલ કરે છે!'

છઠ્ઠાએ પોતાનો મત આપ્યો: 'એ બરાબર છે, પણ અપ્રિય બોલનારને તમે હોંકારો ન દ્યો એટલે મૂંગો થઇ જાય તો એ મૂરખ શાનો? પણ મૂરખમાં મૂરખ તો આ છે: જે લીધું નાડું મૂકે જ નહિ! તૂટી જાય—પણ વાત મૂકે નહિ. મંકોડા જ જૂઓને!'

એમની આ વાત ચાલી રહી હતી ત્યાં કોઈ એક જ્ઞાની માણસ ત્યાંથી નીકળ્યો. એણે એટલે જોઈને સૌએ કહ્યું: 'ભાઈ! અમારી આ એક વાતનું સમાધાન કરતા જાઓ. અમારી વચ્ચે વાત ચાલે છે કે મૂરખમાં મૂરખ કોણ? તમે એ પ્રશ્નનો જવાબ આપો. મૂરખમાં મૂરખ કોને ગણવો?' જ્ઞાનીએ જવાબ વાળ્યો: 'મૂરખમાં મૂરખ માણસ તે છે જે પોતાની જાતને છેતરે છે. પણ મૂરખ પોતાને છેતરે. જે ચહેરા ઉપર ફરકતું હાસ્ય રાખે, અને દિલમાં પાપ રાખે તેના જેવો મોટો મૂરખ કોઇ નહિ! કારણ કે એ એમ માને છે કે એ સૌને છેતરી રહ્યો છે.

જ્યારે સાચી વાત એ છે કે એ પોતાને જ છેતરી રહ્યો હોય છે!

જે પગ ઉપર કુહાડો મારે તેના જેવો મૂરખ કોણ? જે પોતાને જ છેતરે તેના જેવો મોટો મૂરખ કોણ?



# વા ત્ર ક ને કાં ઠે

પ ન્ના લા લ પ ટે લ

પોતાની જ ભોમકાનાં જીવતાં પાત્રોનું આલેખન કરવામાં પાવરધા સર્જક આ વાર્તામાં પણ એમની પાવરધાઈ અને એક અચ્છા પાત્ર સર્જકની છાપ આપણાં અંતસ્તલ ઉપર પાડ્યા વગર રહેતા નથી. સહજતાથી વહેતી વાત્રક નદીના પ્રવાહ જેવી જ આપણા મનોપ્રદેશને ઉજાળતી આ કથા પન્નાલાલ ની કલમ જ લખી શકે.

સંધ્યાએ આભલાને આજ ગેરુઆ રંગથી આખાંય રંગી નાખ્યાં હતાં. ઘરે પડીને વહેતાં વાત્રક નદીનાં આસમાની નીર લાવા સરખાં બની રહ્યાં. જમણા કાંઠા ઉપર આવેલી પેલી ટેકરી ઉપરના એકલા ઘરના નળિયાં ઉપર સોનેરી ઢોળ ચડ્યો. પેલી બાજુની તળેટીમાં ઊડતી ગોરજનું પણ ઘડીભર માટે ગુલાલ બની ગયું. અરે, કારતક મહિનાની ટાઢને પણ આજની સંધ્યાએ જાણે કુસુંબી બનાવી દીધી.

ટેકરી ઉપરના પેલા ઘર આગળ ઢોર-બકરાં ભોભરવાનો કલશોર મચી રહ્યો, પણ એ ય ઘડીભર માટે. ઢોર કોઢમાં બંધાયાં ને બકરાંને ય અઠાવીસેકની એક યુવાન બાઈએ ચોપાડના કોઢિયામાં પૂરી દીધાં. કમાડિયું વાસીને એ પીઠ ફેરવે છે ત્યાં જ એની નજર ચણા વાવેલા ખેતરની પેલી પા—નદીકાંઠા ઉપર જઈ પડી:

એક નાનકડી તાપણી પોતાનો પ્રકાશ પાથરવાનાં ફાંફાં મારતી હોય એમ બળવા લાગી હતી. કાળી ભમ્મર દાઢી-મૂછ, ચોળિયા કરતાં કંઈક લાંબી એવી જટા અને ગળે ગાંઠ પાડી અડધું પહેરેલું ને અડધું ઓઢેલું ગેરુઆ રંગનું ધોતિયું વગેરે સાધુની નિશાનીઓવાળા બે માણસોમાંથી એક ઘડા જેવડું તુંબડું ભરીને લંગડાતો કાંઠો ચડી રહ્યો હતો. બીજો તાપણીની બાજુમાં ચીપિયો ખોસવાનો પ્રયત્ન કરી રહ્યો હતો; તો વળી પેલો તાપણીએ જાડાં લાકડાં અડાવતો હતો.

'શું તાકી રહી છે નવલ? આ પેલી ગાય બાંગડે (સાંભરે) છે ને?' ચોપાડના ખૂણામાં ખાણુ કાઢી રહેલી ડોશીએ કહ્યું. પણ પછી તો એ ય પેલા કાંઠા તરફ સાધુઓને તાકવા લાગી.

'બીજું તો કાંઈ નઈ માસી, પણ આ પીટ્યાને અહીં ક્યાં ધૂણી ધખાવવાનું સૂઝ્યું હશે?' નવલની વાણીમાં ભલે હળવાશ હતી, સહજ ભાવ હતો બાકી કાંઠા તરફ મંડાઈ રહેલી એ આસમાની આંખોમાં ને ઝીના વાન પર તો ભારોભાર ગંભીરતા હતી, વધતી જતી હતી.

'હશે આપણે શું? ઘો મરવાની થાય એટલે વાઘરીવાડે જાય. પોર પેલો એક મદારી તો પકડાઈ ગયો છે અહીંથી, ત્યારે આ પીટ્યા જાણતા નઈ હોય? સરકારનો ડોળો તો આ ત્રણ વરસથી અહીં દિનરાત આ ઘર ઉપર મંડાયેલો જ છે... ..'

નવલનું ધ્યાન માસીના બોલવા તરફ હોત તો એને કદાચ હસવું આવત: 'આ બિચારા પરદેશી શું જાણે કે આ ઘરનો માણસ સુખીના દીકરાનું ખૂન કરીને ત્રણ વરસ ઉપર ભાગેલો છે?'

પરંતુ નવલનું ધ્યાન અત્યારે પેલા બે જણની આસપાસ જ હતું. આંગણામાંથી પોદળા ભરતી હતી તે ય યંત્રવત.

માસીનો બડબડાટ ચાલુ જ હતો: 'એ ય મુવો છટક્યો એ તો છટક્યો પણ પકડાઈ જતો હોય તો આવા બાપડા કોક તો ફંદામાં ન પડે, સામાવાળું (નવલ) ય ક્યાં લગી વાટ જોઈને બેસી રે'શે, એટલું ય એ નઈ ગણતો હોય?—'

માસીની વાત ઘણીવાર અસંગત અથવા તો ઊલટીસૂલટી થયા કરતી. ખાણભરેલું એક ટોપલું ઉપાડતા એમણે નવલને કહ્યું: 'લે આ ટોપલું ચાંદરી (ભેંશ)ને મેલ હેંડ.' જતાં જતાં ઉમેર્યું: 'એવા તો પીટ્યા ઘણા ય ભટક્યા કરે છે ધૂતારા.'

નવલને કહેવું હતું: 'પણ આ લોક તો આપણા ઘરની વાત કરતા હોય એમ જ લાગે છે માસી, જો ને બીડી પીવા બેઠા છે એ ય આ પા મોઢાં





કરીને!...' પરંતુ માસો આગળ આવી વાત કરવા જેટલી આજ એની હિંમત ન લાગી, એટલું જ નહિ, એનો અર્થ પણ કંઈ જ ન હતો.

નવલ, પાણનું ટોપલું મૂકી આવી, કંઈ સૂઝ ન પડતાં વળી પાછી ચોપાડની ધાર ઉપર જઈ બેઠી. અલબત્ત હાથમાં કામના બહાના તરીકે એક છૂટેલા દામણાનો સાંધો થઈ રહ્યો હતો. આંખો તો લગભગ નદી તરફ જ હતી...

એક વાર વળી એમ પણ થયું: 'માસા આવ્યા હોત તો ય ખબર કઢાવત...આટઆટલી ધરતી પડી છે, સામે કાંઠે જ માતાજીનું મંદિર છે ને આખું ગામ ક્યાં નથી? ત્યારે એ બધું મેલીને અહીં મારી છાતી સામે ધૂણી ધખાવવાનું કાંઈ કારણ? કે પછી પીટયા પેલા રાજવાળામાંના (જાસૂસ) જ છે!'

એટલામાં તો ઢોર-બકરાંને સેર ચઢાવી ઘર તરફ વાળી બળદોને સેઢે ચરાવવા રહેલા પચાસેક વર્ષના માસા ય, ઘોડીઓ સરખા બે બળદ સાથે આવી લાગ્યા. લાગલું જ નવલે એમનું ધ્યાન દોર્યું:

'જુઓને માસા, કોકે ધામા નાખ્યા છે એ?'

પરંતુ માસાએ ય કંઈ ધ્યાન ન આપ્યું. 'છોને નાખે. આપણું શું ખાવા માગે છે?' કહી એ ય બળદોની પાછળ પાછળ ઘરમાં ચાલતા થયા.

નવલને ય પોતાને માટે આજ—આ ક્ષણે—નવાઈ લાગવા માંડી. શા માટે પોતે આજ પેલા અવિચારી -ખૂની માણસને ઝંખી રહી છે; ને તે ય ત્રણ વરસે જતી?.. ને એ તો ઠીક પણ આઠેક વરસ ઉપર રિસાઈને તજી ગયેલા પેલા પ્રથમ- વારના અભાગી પતિને ય એ ઊંડે ઊંડે યાદ કરી રહી હતી. કોઈ દિવસ નહિ ને આજે જ પેલા બે જણને જોતાં બેઉ પતિ એને સાથે યાદ આવી રહ્યા હતા. અરે અતલ ઉરે તો, પેલો સાજો એ પ્રથમ વારનો ને લંગડો એ ખૂની, એવું પણ એની જાણ બહાર ગોઠવાઈ ચૂક્યું હતું.

એ જામતાં અંધારામાં એણે પેલા બે જણને આ તરફ આવતા જોયા. એ ઊભી થઈ ગઈ, બારણા આગળ થંભી ઘરમાં જ ચાલી ગઈ.

કોણ જાણે કેમ પણ નવલને અઠાવીસની ઉમ્મરમાં આજ પહેલી જ વાર ડર જેવું લાગ્યું. જ્યારે ક્ષોભનો તો પાર ન હતો. ઘરમાં જઈને એણે પેલા હઠીલા હૈયાને કહ્યું પણ ખરું: 'પેલા તો બે ય જણ સાજા સારા ને છોકરા જેવા હતા, જ્યારે આ તો—ભાળતી નથી એમાં એક તો લંગડો છે? ને પેલો પેલો ય પાતળો હતો ત્યારે આ તો આ કોઠીના ફેરે (જાડો) તો છે?'

માસા-માસી એક તરફ નવલના વાલીપદે હતાં તો બીજી બાજુ એના આશ્રિત પણ હતાં બાપ મરી જતાં એકલી પડેલી નવલને આવા કોઈની જરૂર ઊભી થઈ, જ્યારે પેલાને ચાર વહુઓમાંથી એકેય સંઘરતી ન હતી અને એટલે જ આ અનાથ થઈ પડેલા ડોસા-ડોસી એની ઇચ્છાને સદાય માન આપતાં કોઈ વાતની સલાહ આપતાં. દાખલા તરીકે નાતરું કરી લેવાની—તો ય એને રાજીમાં જોઈને જ: પરંતુ આજ ઘરની ધણિયાણી ખુદ નવલ જ એમનાથી ડરી રહી હતી, તેમાં ય માસીથી તો ખાસ. સેડ કાઢી રહેલાં માસીએ વિના કારણ ઘરમાં આઘાપાછી કરી રહેલી નવલને ભાનમાં આણી. 'શું કરે છે તે અંધારામાં ખુન તું? દીવો તો કર બાળ!' નવલે દીવો સળગાવી, કોઢ તથા મોવંડ * વચ્ચે આવેલી ઢીંચણભરની ઓટલી ઉપર મૂક્યો. અંદરથી ચોખા લાવીને ઝાટકવા વળી, બારણાની બાજુમાં આવેલા ચૂલા આગળ બેસી લાકડાંના અજવાળે વીણવા લાગી.

ગોરસામાં દૂધ પાડવા જતાં માસીને કહેવાનું મન તો થયું, 'લાકડાંના અજવાળે તે કોઈ વળી ચોખા વીણતું હશે ખુન?' પરંતુ આવું કંઈ ન કહેતાં એમણે ચોખ્ખી જ વાત કરી: 'ઓરી દેને ખુન પાટુડામાં!' અને બહાર ભસી રહેલા કૂતરા તરફ

* મોવંડ એટલે ઘરમાં બારણા આસપાસનો બેસવા-સૂવાનો ભાગ.

ચીડને વાળી રહ્યાં : 'આ મૂવા કૂતરાંને ય ભસભસનો જ વહેવાર છે ?'

લાડકી નવલ એના અસલ મિજાજમાં હોત તો જરૂર કહેત : 'ત્યારે તું ય ક્યાં ઓછું બોલે છે માસી ! ચોર–લફંગા દા'ડે તારાથી બીએ છે ને રાતે આ કૂતરાથી !—'

પરંતુ નવલ અત્યારે ધ્યાનધારી જોગી જેટલી જ બેધ્યાન હતી. નદીના કાંઠા રણકાવતા કૂતરાનું ભસવું સુદ્ધાં એના ખ્યાલ બહાર હતું.

પાટુડામાં ચોખા ઓરતી નવલને કાને—બલકે હૈયા ઉપર જ સીધા, આંગણાના પથ્થરો પર પડતા ડંગુરાના અવાજ ઊઠ્યા. એક જણના જોડા ખખડતાં પારખ્યા તો વિના જોયે ય લંગડા સાધુને એણે જોડા વગરનો કળી કાઢ્યો પહેલાનો અવાજ આવ્યો : 'જય સીતારામ કાકા.'

એકાએક નવલનો અંતરાત્મા બોલી ઊઠ્યો : 'એક તો એ જ છે. એનો જ સાદ છે !'

બારણાથી બે ખાટલાવા છેટે આવેલા તાપણામાં દેવતા સળગાવતા માસાએ આવકાર આપ્યો : 'આવો મહારાજ ! બેસો એ ખાટલા પર !'

પહેલા સાધુએ ખાટલાને ઉઠાવી પેલી બાજુએ મૂક્યો. તાપણા તથા બારણા તરફ મોં રહે એ રીતે જવામગ્નાં બખડ્યો : 'અહીં એક પા જ ઠીક રે'શે !' લંગડાએ પણ પાંગેથ તરફ જમાવ્યું.

સામી બાજુ બકરાના કોઢિયાની આડે બાંધેલા કૂતરાએ ભસવું છોડીને ઘૂરઘૂરાટ શરૂ કર્યો. માસીનો બડબડાટ પણ ઘરની અંદર ચાલુ થઈ ગયો હતો. 'હરીફરીને એક સીતારામ જ આવડ્યું છે. બસ પારકાના જીવતર પર જીવવું ને ફર્યા કરવું !...'

પાટુડા નીચેની હદ ઉપરાંતનાં લાકડાં ખોસી રહેલી નવલના કાન તો બહાર જ જડાઈ ગયા હતા. પેલા બેમાંથી એક (જેને નવલ પહેલી વારના પતિ તરીકે માની રહી હતી) માસાને સવાલ પૂછતો હતો : 'કેટલા દીકરા છે ?' 'ચાર દીકરામાંથી એકે ય અહીં નથી ?' 'એકે વહુ નથી સંઘરતી ?' 'ડોસા ડોસી બેયને ?...' 'આ ઘરની માલકણ તમારે ભાણી થાય ?' બાઈ એકલી જ છે. બારણામાં રહી બિલાડીની જેમ ડોળા ઘૂરકાવી રહેલા માસીથી બોલ્યા વગર ન રહેવાયું. 'એ બધું તમારે પૂછવાનું કાંઈ કારણ બાવાજી ?' કહેતાં કેડે હાથ દઈ પેલા સાધુ સામે જઈ ખડા થઈ ગયાં.

'કારણ તો માડી બીજું કાંઈ નઈ પ...ણ ...પ...ણ, સંસારી સાથે બીજી વાતે ય શી કરવી ?' બની શકે એટલી મીઠાશ વાપરતાં સાધુએ કહ્યું.

ગુસ્સાને દબાવી રહેલાં માસીનો ઈરાદો તો હતો આરોહ તરફ જવાનો, પરંતુ પા ઘડીની વાતમાં તો બાવાએ એમને અવરોહ તરફ વાળી દીધા...ને પછી તો એ પોતે જ તાપણા આગળ બેસીને વાત કરવા લાગ્યા :

'બળ્યા અવતાર ને બળ્યો આ સંસારે ય બાવાજી. મારા પીટ્યા ભગવાનને ઘેરે ય સો મણ તેલે અંધારું છે. કે શું તે—' અને બે કમાડ વચ્ચે અંધારાનો લાભ લઈ તરઘટ ઉપર આવી બેઠેલી નવલ તરફ હાથ કરતાં બોલ્યાં : 'આ અમારે નવલ ! પાંચ ભાઈઓના મોત ઉપર એ એકલી જ જીવતી રહી છે. મા ય નાની મેલીને મરી ગઈ. અધૂરામાં પૂરો બાપે ય એવો મળ્યો કે આખી 'પચ્ચીસી'થી વેર બાંધ્યું. પછી તમે જ કો' બાવજી ! ગોળ બા'રનો જ વર ખોળવો પડે ને ? ને ઘરજમાઈ રે'વા આવે ય કુણ ? કાં તો આવે છટેલ–દટેલ કે કોક આવે હલકા ઘરનો.' આંખો ફાડી ક્ષણભર તાકી રહ્યા પછી ઉમેર્યું : 'ને એમ જ થયું. બાઈના કપાળે પે'લો વર મળ્યો છટેલ.'

'કેમ છટેલ માડી ?' પહેલા સાધુને પૂછવું જ પડ્યું.

'કેમ તે ન ભજે માતપિતામાં મા કે બાપ. કે'છે મામાને ઘેર રે'તા' તો. એમાંથી મારી દીકરી કે'તી'તી એમ કોક મેળામાં આ મારી નવલને એણે ભાળી ને...' એકાએક ડોશીના ભવાં તંગ થઈ ઊઠ્યાં. 'મારો પીટ્યો છોગાળો ! એની આખી ય બેતાળી' પડતી મેલી અહીં 'પચ્ચીસી'માં આવી ઘરજમાઈ

રહ્યો ! હવે તમે જ કો' બાવાજી ! છટેલ વગર બીજો કોઈ રહી પડે આમ ? એમાં વળી કામના કુડા ને વાતોના રૂડા, તમે જાણો છો, અમારે ખેડૂતને તો દનનો દોઢ શેર પરસેવો પાડવો પડે ! પછી ઠાકોરના જેટલી સાહ્યબી ફેરવનાર અમારા બનેવીથી દીઠું ય જાય ? ને પરવડે ય ખરું ? એમને રૂપિયાનું તો દન ઊગે અફીણ ખાવા જોઈતું ! એટલે સસરા–જમાઈને ઘડીભર ઊભા રહે ય બને નઈં. ને એમ કરતાં એક દન બેયને જામી પડી. સસરાએ હાથ પકડ્યો ને જમાઈ ય તું–તુંકારે આવી ગયો. એમાંથી પીટયાને છડીછોટ લાગી તે રાતે પરભાર્યો જ ઝાંકળિયેથી હેંડતો થયો, આમાને ઘેરે ય ભાળ કરાવી પણ હોય તો મળે ને ? પીટયો જાણે ધરતી જ ઊતરી પડ્યો.

પહેલા સાધુએ એક ભારે શ્વાસ લીધો; જ્યારે લંગડો કંઈક ખુન્નસ ભરી આંખે એની સામે તાકી રહ્યો. ભાન ભૂલ્યો હોય તેમ બબડી ઊઠ્યો : 'એણે જ તો આ બધા ખેલ કરાવ્યા !'

'બાવજી...મારો !' મોકાસર ટાપસી પુરાતાં ખુશ થઈ ઊઠેલી ડોશીએ એની સામે મીઠી એવી એક નજર પણ નાખી લીધી. જ્યારે પહેલા સાધુએ એને કોણી મારી અણગમો વ્યકત કર્યો—ભાનમાં આણ્યો.

ડોશો પોતાની ધૂનમાં હતાં, 'તો ય બાપ, મારી નવલે તો આજ આવે કાલ આવશે એમ - કરીને ચાર વરસ વાટ જોઈ.'

અને સ્વગત બોલતાં હોય તેમ ડોકું ધુણાવતાં આગળ બોલ્યાં : 'થાકીને છેવટ એક બીજો વો'ર્યો, પણ એ ય પીટ્યો રખડેલ ગોળ બા'રનો. પેલા મુવાનો કાંક સગો ય થતો'તો. કે'છે કોક વાત કરતું'તું કે સાત તો એને ભાઈ છે ને ડોસા–ડોસી ય હજી જીવે છે પણ મિજાજનો એવો કે ઘરમાં ભાઈઓથી કાંક લડાઈ થઈ ને નીકળી ગયો ઘર બા'રો, ફરતો ફરતો ગરો (ગ્રહ) જ એને અહીં તાણી લાવ્યા હશે ને ? નકર ક્યાં અહીં ભાગિયો રે'વા ને ક્યાં પેલા ડોસાનું મન રંગવા (રિઝવા) ! બીજે વરસે તો ભાગિયામાંથી ઘરજમાઈ થઈ બેઠો.'

'એને તો બાવાજી મીં ય એક ફેરા ભાળેલો !' ડોશીના ચહેરા પર થોડોક આનંદ પથરાયો. 'કામને તો દીઠું કે જાણે લીધું છે. રાખશની પેડે ખાઈ જ જાય જાણે ને જીભ જુઓ તો ટૂંકી પાછી. બે ફેરા બોલાવો ત્યારે એક ફેરા બોલે. પછી તમે જ કો,' ડોસાને ગની જ જાય ને ?'

'હાસ્તો.' પહેલા સાધુએ હુંકારો ભણ્યો પણ નિશ્વાસ સાથે.

ડોસી એમની ધૂનમાં હતાં, 'ને બાપ, મારી નવલને તો કોઈ ટૂંટિયા સાથે પૈણાવોને ભલે ! એ ભલી, એનું કામ ભલું ને અફીણી બાપની ચાકરી ભલી" બે જમાઈ વો'ર્યા પણ એકકેની સાથે એક, જરા સરખું ય કે'છે નથી ચડભડી. ડોસીનો અવાજ ઢીલો પાડવા માંડ્યો. 'પણ પીટ્યો ભગવાન જ હાથ ધોઈને એની પાછળ પડ્યો' તો. આટઆટલાં શાણપણે ય એને સુખી થવા ન દીધી ! નકર વળી...' ને પછી તો શબ્દોને બદલે નર્યું રુદન જ વહી રહ્યું.

માસા પણ આંખો લૂછવા વળ્યા. જ્યારે કમાડ અઢેલીને બેઠેલી નવલની આંખો તો ક્યારની ય ટપકી રહી હતી. કોઈએ જોયું હોત તો લંગડા સાધુની આંખો ય આંસુભરી માલૂમ પડત.

વાત કઢાવનાર સાધુ પણ બેચેન હતો 'હા, પછી વાત તો પૂરી કરો મા ?'

'પૂરી ને અધૂરી બાપા !' બબડી, ભારે શ્વાસ લઈ વળી શરૂ કર્યું : આ સામા ગામના મુખી ને ડોસાને પણે માણસ માર્યા વેર જતા'તા, એટલે જ તો વીસ વરસથી આ વગડો વેઠી રહ્યા'તા ને ? પણ તો ય—એ પીટયા મુખીના દીકરાને ગરોએ ઘેર્યો હશે તે ત્રીજા ચોમાસા પર ભર્યા મેળામાં નવલની લખણી (ઠેકડી) કરી.' ડોસીએ એક જોરથી શ્વાસ લઈ જરી પુરાણી ધમણમાં હવા ભરી, 'ને કે' છે કે એ વાત જાણીને ડોસાએ છાતીએ ગડદા ઘાલ્યા ને પછી એ રાતના મરેલા દીકરા યાદ કરી કરીને ડોસાએ એવા તો વલાપ કર્યા કે—આજે ય એ સાંભળનારા કે' છે, 'કણુકણુ કરતો વરસાદ વરસતો'તો ને એ અંધારી રાતે ડોસાનું રોવું (રુદન) એવું



લાગતું જાણે સામા કાંઠાનો પેલો વગડો જ ન વલાપતો હોય!' ને ભાઈઓના ઓરતા લાવતી નવલે ય—કે' છે, નવલી નો'તી રોતી, અમને તો લાગતું' તું જાણે કાંઠા ભરીને વે'તી વાત્રક વલાપતી' તી!'

ડોશી વળી પાછાં સ્વગતની જેમ ડોકું હલાવી રહ્યાં—બોલ્યાં : 'એવું હશે ત્યારે જ તો પેલા જમાઈનો—પારકા જણ્યાનો માલો કોપ્યો હશે ને? કે' છે કે મેળેથી બારોબાર ઊપડ્યો ને અંધકોપ રાતમાં નદીના પાણીને ય એણે ન ગણકાર્યાં ને કે' છે માળે સૂતેલા પેલા વેરવાઈને જગાડીને જટકાવી નાખ્યો. ઘેર આવી ડુસ્કાં ખાતા સસરા આગળ વધામણી ખાવા મંડ્યો. પણ એટલામાં તો કે' છે નવલે એના મોઢા આડા હાથ દીને પાછે પગલે વગડાની વાટે જ વાળી દીધા ને કહ્યું જ હશે તો. 'જીવતો રહીશ તો ભદ્દર પામીશ,' એ વેળાથી ગયો છે તે આજની 'ઘડી ને કાલનો દાન!'

નિશ્વાસ નાખતાં ઉમેર્યું : 'આજ કાલ કરતાં તો ત્રણ ત્રણ વરસનાં વાણાં વાયાં બાવાજી! નથી પેલા ભાગેડુને કાંઈ થતું કે નથી નવલ ઘર માંડવાનું ગણકારતી ને—'

વચ્ચે જ નવલનો અકળાયેલો અવાજ આવ્યો : 'અડતી રાત તો થઈ, ત્યારે ખાશો ક્યારે માસી? અને આછી ભડક સાથે ઊભાં થઈ ગએલાં માસીને આવવા દઈ કહ્યું : 'આલો એમને શેર ચોખા આલવા હોય તો ને કાઢી દો અહીંથી'

પરંતુ સાધુ ઠંડા હતા. ચોખા મળવા છતાં ય ઊઠવાની દાનત નહોતા કરતા.

નવલે માસાને ય ખાવા માટે ઘરમાં બોલાવી લીધા. તો ય પેલા 'એદી' (આળસુ) લોક ન ઊઠ્યા.

ને નવલને બહાર નીકળી સામે આવી કહેવું જ પડ્યું, 'મોતના મુઢામાં બેસી રે'વાનું કાંઈ કારણ?'

'અમારે તને કાંક વાત કે'વી છે, પૂછવું છે થોડુંક...' ખુશ થઈ ઊઠેલા પહેલા સાધુએ કહ્યું. તાપણાને અજવાળે ધૂપછાંય થઈ રહેલી નવલની આંખ સુ આંખ મેળવવા એ મથી રહ્યો હતો.

જ્યારે લંગડા સાધુની ચંચળ થઈ ઊઠેલી આંખો નવલની દેહલતાને જ માપી રહી હતી. કહેવા જતો હતો, 'પણ તું પેટ ભરીને ખાય છે કે નઈં? જો તો ખરી કેટલી બધી ઓસઆઈ ગઈ છે!' એટલામાં તો 'એ પહેલાં તું એટલું કે' ને—તીં અમને ઓળખી લીધા છે કે—'

એ ભોળા ભલા ને અબુધ અવાજ તરફ વળતી નવલની આંખોમાં સ્નેહનો એક ઉભરો ઊઠ્યો ન ઊઠ્યો ને શમી ગયો. કંઈક દયાભરી, દુઃખભરી નજરે તાકતાં એણે એને સવાલ કર્યો: 'હા પણ આ પેલ ક્યાં ખોયો!'

'એ તો ખોયો—'એને ઉતાવળ હતી પોતાના સવાલ માટેની અને કહી નાખ્યું : 'પેલી ગોઝારી રાત નાસતાં નાસતાં પણ તું તારી વાત—'

નવલ ક્રૂર બની. પોતાનાં જ નહિ સામા બે દૈવાં ઉપરે ય! ને દાતરડું ચલાવતી હોય એમ 'કરપ' કરતાકને સ્નેહી જનના સવાલને કાપી નાખ્યો. 'એ બધું રે'વા દઈને એક ફેરા તમે ઊઠો અહીંથી, મારું કહ્યું માનો તો ધૂણી ઉપર ગયા વગર પરભાર્યા જ અહીંથી—' અને લંગડા સાધુ તરફ તાકતા ધીમેથી ઉમેર્યું: 'અહીં તો આ ઝાડવા ય રાજનાં ચાડિયા છે માટે...' વાક્ય અધૂરું મૂકી પહેલી શિખામણ એણે પોતે જ લીધી. બારણા તરફ પગ ઉપાડ્યો. જતાં જતાં ય હાથને ઇશારે કહી રહી હતી : 'ઊઠો, ઊઠો હેંડવા માંડો...'

પહેલો સાધુ ફાળ સાથે ઊભો થઈ ગયો. 'પણ પણ અમે તો મરવા માટે જ આવ્યા છીએ. એક થોડુંક અમારે તને પૂછવું...'

લંગડો સાધુ જ એની સામે ઘૂરક્યો : 'અરે તું ય ભલો આદમી છે ને? એ શું એમાં કે'વાની છે. તું તારે હું કહું છું એમ જ...'

અને એ તો લપ ટાળવા કે પછી શું હશે એ જાણવા કે ગમે તેમ પણ નવલ એકદમ પાછી ફરી. 'છેક ખાટલા પાસે આવી ખડી થઈ ગઈ: 'લો, પૂછી લો પૂછવું હોય એ.'

સાધુ તો સાચે જ ગભરાઈ પડ્યો. આ કંઈ





રૂપિયા પાઈની વાત હતી કે પટ દેતોકને હિસાબ કરવા માંડે અને એટલે જ તો એ લોચા વાળવા લાગ્યો. 'પૂછવાનું તો એમ કે...તું જરા થર થાએ (નિરાંતે) બેસે તો...'

લંગડા માટે ય: આ ગલ્લાતલ્લા અસહ્ય થઇ પડયા. બોલી ઊઠયો : 'એમ લોચા વાળ્યા વગર' અને સામે જોતી નવલને પોતાની વાત જ પૂછી રહ્યો. 'મારું કે'વું એમ કે આ અહીં રે' ને હું–'

નવલ અકળાઈ ઊઠી, 'અરે રા...મ! તમે કે એ ગમે તે રે'શે તો ય પોલીસવાળો એને પકડી લઇ જવાનો. રામાયણ તો એ થઇ છે તમને—સિપાઈની તો ઘણી વાત—પણ ગામનું ય કોઈ નથી ઓળખતું ને એટલે છીંડે ચઢયો એ જ ચોર. માટે હું તમને હાથ જોડું" અને સાચે જ નવલે હાથ જોડયા. પેલા પહેલા સામે ય ઉમેર્યું : 'ઊઠીને હેંડવા જ...'

'અરે પણ હું કહું છું શું ? પોલીસમાં જઈ ને પકડાઈ જવાની તો હું વાત કરું છું. પછી આને કુણ—'

પહેલાએ નવલ સામે જોઈ લાગલી જ વાત કાપી : 'એમ નઈ આ લંગડો થઇ ગયો છે, એટલે એને કોઈ ઓળખવાનું ય નથી. ને પૂછવાનું ય નથી. માટે હું જ પોલીસમાં ગુનેગાર થઇને—'

લંગડો એની ધૂનમાં હતો. બલકે અકળામણના વંટોળમાં હતો. પોતાની જ વાત ચાલી રહી હોઈ, એ ય વળી નવલને કરગરી રહ્યો: 'સાચી વાત છે! બબ્બે ધણીએ ય આ વનવગડામાં તું એકલી ?'

'માટે—'

'રહી જ જા તું,' કહેતાં પહેલો ખડો થઈ ગયો. 'અત્યારે જ હું થાણામાં...'

લંગડો તો આ સાંભળી ચિઢાઈ જ ઉઠયો.

'એ તો તું વાત જ ભૂલી જા—ખૂન મેં કર્યું ને પકડાય તું ! એ તો સમણે ય નથી થવાનું.'

નવલનું મગજ અસ્તવ્યસ્ત તો હતું જ. એમાં આ લોકોએ વળી સાધુવાળી ચલાવી—જીદ આદરી. એ અત્યંત અકળાઈ ઊઠી. અને 'ફટો ત્યારે મારા' આવું કંઈક બબડતી રડતી, જાણે ભાગી પડી હોય એમ લથડતી ચાલે બારણા તરફ ચાલતી થઈ.

ત્યાં તો બારણામાં ઊભા રહી 'તાસ' ( ખેલ ) જોતાં માસી બડબડાટ કરતાં બહાર ધસી આવ્યા : 'મારા પીટયા હેંડયા જતા નથી ને !' પાસે આવી, તમારો ભા (પોલીસ) આવશે તો બેવને પકડી લઈ જશે. માટે હેંડતા થાઓ !' કહી એ ય પાછાં ફરી ગયાં.

પરંતુ કોણ જાણે શું સૂઝયું કે અડધી ચોપાડેથી વળી એમણે ગુસાટ લગાવી. પહેલા સાધુના કાનમાં જ લગભગ કહ્યું : 'કરવું ન કરવું ન કરવું એ મન સાથે છે; એમાં નવલને શું પૂછવું તું' ભલા-'દમી.' જતાં જતાં લંગડાને ય કહી નાખ્યું: 'જે કરવું હોય એ કરી નાખ્યું. એટલે છૂટકો મટે.'

અને ભડાભડ કરતાં કમાડ વસાતા જોઇને એકલા પડેલા આ બે બણુચકોને ય ઊઠવું જ પડયું.

ઢાળ ઉતરતાં જ વાત કાઢી ને ધૂણીએ પહોંચતાં જ બે ય જણ નિર્ણય ઉપર આવી ગયા: 'પોલીસ જેને પકડી લઈ જાય એ સાચો.'

અલબત્ત, લંગડા સાધુને ગળે આ ઘૂંટડો ઊતરે એમ ન હતો, પણ શું કરે ? પેલાએ એને નવલના કસમ દઈ ને મૂંગો કરી દીધો હતો. વળી પોતાના કરતાં ય એ (લંગડો) નવલને વધારે સુખી કરી શકશે એ પણ સમજાવ્યું. લંગડાને પણ બે વાત કબૂલ કરવી પડી.

પરંતુ બન્યું એવું કે બીજી સાંજે ફોજદાર માટે મરઘીની તલાશમાં નીકળેલા સિપાઈની નજર આ બે મરઘાઓ ઉપર જ પડી.

જવાબમાં એ લોકને દેશી ભાષામાં વાત કરતા જોયા અને માસી કહેતાં હતાં એમ જ બન્યું. બન્નેયને આગળ કરી ગયો.

એટલે બેસી જોઈ રહેલી નવલે મહા મુસીબતે રુદનને ખાળી રાખ્યું. એ લોક ઉપર એને રોષ પણ એટલો જ ચઢયો હતો, માસી આગળ વ્યકત પણ કર્યો : 'છેવટ છાતી ઉપર આવીને—'આગળ એ બોલી




જ ન શકી.

પરંતુ માસીને તો એક પ્રકારનો આનંદ થઈ રહ્યો હતો—'જે થશે એ પણ એક પાનો ફાટકો (નિકાલ) તો આવશે!' અને કંઈ સમજતાં ન હોય, પેલાઓને ઓળખ્યા જ ન હોય એમ બોલ્યા : 'ઠેકાણે પડ્યા! ચપટી ઉધરાવવી મટી! ને જેલમાં બેઠાં બેઠા ય, 'સીતારામ' તો થશે, અને પછી તો એ બેમાંથી કયો કામનો ને કયો નકામો એની મનમાં મનમાં ગણતરી ગણી રહ્યાં. પરંતુ નવલને—વાત્રકને એના ડાબા—જમણા કાંઠા માટે પક્ષપાત હોય તો આ બેમાંથી એકના ઉપર હોય! એને તો—ડાબી ફૂટે તો ય ને જમણી ફૂટે તો ય, આંખ તો પોતાની જ હતી ને!

અને એટલે જ તો પોલીસ થાણામાં ય એણે નવગુણ ટાળનાર નન્નો જ પકડી રાખ્યો ને? 'અવતારમાં ય આવા બાવા મીં નથી ભાળ્યા પછી ઓળખવાની વાત જ ક્યાં સાહેબ!'

પરંતુ છ માસ પછી લંગડો–ખૂની છૂટીને આવ્યો ને પેલો નિર્દોષ જનમટીપમાં પડ્યો ત્યારે બહાર માસી આગળ થઈ રહેલી વાત સાંભળતાંમાં જ નવલને લાગ્યું કે પેલો અભાગી માણસ એને વધારે વહાલો હતો. એની કુમાશ, એનું સુંવાળપણુ ને રિસાળવો સ્વભાવ વગેરે—બધાં જ લક્ષણ એને ગમતાં હતાં.

એ સમજી ગઈ કે પોતે રુદનને ઝાઝીવાર નહિ રોકી શકે. અને બેડાં સાથે એ ઘર બહાર નીકળી પડી. ઓશિયાળી આંખે ચોપાડમાં બેસી રહેલા લંગડા પતિની ભાંગેલી સિકલ સામે એણે જોયું સુદ્ધાં નહિ સડસડાટ કરતી ટેકરી ઊતરી પડી..

કાંઠે પહોંચતા પહેલાં જ આંસુની ધાર છૂટી. પાણી સુધી પહોંચી ત્યાં ભીડેલા હોઠ પણ ઊઘડી ગયા. અને પછી તો લગભગ વિલાપે ચડેલી નવલ પોતાને જ ભાંડી રહી. 'અરેરે ભૂંડી! સંસારમાં ય એ તો એકલો હતો... આટલે વરસે તારે આંગણે આવ્યો 'તો. ખવરાવવું-પીવરાવવું તો ઠીક—પ...ણ! સુખ દુઃખની બે વાતો તો પૂછતી?...'

અભાગી લંગડો! એને શી ખબર કે નદી કાંઠે આમ હશે? નહિ તો નવલ પાછળ પાછળ એ આવત જ નહિ. એને તો એકાન્તમાં નવલ આગળ પોતાના ડંખી રહેલા હૈયાના ડંખ કાઢવા હતા. કારટમાં મીં મારાવાળી તો ઘણી ય કરી પણ પેલા બોલકાએ મને નઈ પોંચવા દીધો. રાજવાળાએ ય કાને કાંઇ નઇ ધર્યું. અરધો તો આ ભાંગેલો ટાંટિયો નડ્યો મને...સાચું કહું છું! જીવતરને મીં કોઈ દા'ડો વા'લું કર્યું નથી ને કરું ય નઈ...પણ!—'

કોણ જાણે આમાંનું એ કેટલું કહી શકત એ તો. પણ ધારો કે આમાંનું કંઈ જ કેવા ન પામત—બોલી જ ન શકત તો ય. નવલ માટે એની પેલી ઓશિયાળી આંખો ને આતતાયી શી શિકલ ઓછા નહતા.

પણ હાય! ન નવલ આ બધું જોવા પામી કે ન પેલા ઓશિયાળા પુરુષે ધીરજ ધરી—અને કેમ કરીને ધરી શકે?

ભાઈઓના ઓરતા લાવતી નવલના તે દિવસના વિલાપે તો એનું મગજ એકલું જ ફેરવી નાખ્યું હતું; પરંતુ આ આજના વિલાપે તો એનું હૈયું જ ભાંગી નાખ્યું—ભુક્કો ઉડાડી દીધો!

જાણે બીજો પગ પણ 'કડાક' દઈને ભાંગી ગયો હોય એમ એ કાંઠા ઉપરની પેલી ખાખરી આગળ જ અટકી પડ્યો.

તરતના જન્મેલા ફૂલ સરખા કોઈ કુમળા બાળક પર ભૂલ ભૂલથી જાણે ઘા કરી બેઠો હોય એમ એનું અંગ પ્રત્યંગ—અરે આત્મા સુદ્ધાં થરથરી ઊઠ્યાં 'અરરરરરરરર-ભૂલ્યો-ભૂલ કરી!'

અને એ ભયંકર ભૂલને હળવી કરવા જ હોય એમ છેલ્લા ઉપાય તરીકે એણે પેલો ભાંગેલો પગ ઉપાડ્યો ને ચાલતી પકડી! એનું લાગતું જાણે નદી કાંઠાના ઝાડથી છેલ્લે વિદાય લેતો–રામ–રામ કરતો ન જઈ રહ્યો હોય.

હજુ ય નદીમાં બેસી રહેલી આંસુ સારતી નવલને કોણ કહે કે હાથમાંનું હેવાતન તો એ ચાલ્યું... એ નદીનો વળાંક વળ્યો...એ લંગડાતો લંગડાતો ડુંગરી ચઢ્યો...એ ઉતરે...એ...એ...એ...એ ઊતરી પડ્યો!

★

# વિજ્ઞાનનું જ્ઞાન

ધૂમકેતુ

> આપણી આંખ સામેથી રોજ કેટલું ય કાઢી નાખતા હોઈએ છીએ. પણ એમાંથી આપણને ઉપયોગનું, જરૂરનું અને ખપ લાગતું થોડુંક પણ લઈ લેતા હોઈએ તો આપણે ડગલે ને પગલે કેવા સુખી થતા હોઈએ! આ આખા લેખમાંથી એવું ઘણું જડી આવશે કે જે આપણે જાણવાનો ફાંકો રાખતા હોઈએ છીએ!

'બ્લડ પ્રેશર' એ હવે કોઈ નવો શબ્દ નથી. ભાગ્યે જ કોઈ ઘર એવું હશે, જ્યાં આ નહિ હોય. એ શબ્દમાં એક જાદુભર્યું ભયનું નિશાન રહ્યું છે. હવે ખરી રીતે ઘણી જ કાળજીથી અને થોડી જ સમજથી, એ પોતે ન જાય તો પણ, એનો ભય જઈ શકે તેમ છે.

હવે આનો સાદો અર્થ પહેલા સમજવો જોઈએ. લોહીની નળીઓ દ્વારા શરીરમાં લોહી વહે છે. જ્યારે એ વહેણ નળીઓમાંથી જોઈએ તે પ્રમાણે ન વહે, તો શરીરના યંત્રમાં કાંઈક ખામી જણાય.

આ ક્યારે બને? જ્યારે લોહી વહે છે તે હૃદયમાં લોહીનું દબાણ વધી જાય ને એના વહનમાં તેથી વાંધો પડે તો. આ વાંધો પડવાનાં મુખ્યત્વે ત્રણ કારણ પહેલું તો હૃદયના ધબકારામાં કાંઈ વાંધો હોય તો આમ બને; બીજું જેમાંથી લોહી વહેવાનું તે મુખ્ય મથક, હૃદયમાં કંઈ વાંધો હોય તો આમ બને; ત્રીજું લોહીના જથ્થા અને ગુણમાં કંઈ ફેર પડે તો આમ બને.

હવે આને માટે બીજા ઘણા કારણો હોઈ શકે, પણ એક કારણ ચિંતા છે. ચિંતાથી ઘેરાયેલો માણસ, ઘણી વખત વધુ પડતું કામ કરવા મથે છે, પણ કામ વધુ પડતું ન કરતાં યોજના પ્રમાણે થોડું વધુ કરતું રહેવું, એ વધારે સારું છે. ચિંતા એ કામ કરે છે એ માણસને વધુ કામ કરવા પ્રેરે છે, અને હૃદયને થાક આપે છે. હમણાં કેટલાક એના પ્રયોગો કરવામાં આવ્યા છે કે જેથી 'બ્લડ પ્રેશર'નું ખરું કારણ માનસિક હોવાનું નક્કી થતું જાય છે. એક દર્દીને પીસ્તાલીશ પાનાનો 'નોટ બુક' વાંચવા માટે આપી. એ 'નોટ બુક'માં જ્યાં એના પોતાના જીવન જેવા પ્રસંગો વાંચવામાં આવ્યા, તે વખતે જોવામાં આવ્યું કે એનું 'બ્લડ પ્રેશર' ઘણું વધી ગયું હતું.

કોઈ સુખદ સ્મૃતિ આવતાં એ ઘટતું હતું.

એટલે ખરી રીતે આમાં રોગ માણસના તનનો નહિ એટલો મનનો છે. પહેલું મન વાળવું જોઈએ. આ એક વિષચક્ર છે. માણસ 'બ્લડ પ્રેશર'ની ચિંતા કરે અને તેથી 'બ્લડ પ્રેશર' વધે. વધેલા 'બ્લડ પ્રેશર'નો ચિંતા વધુ અસર કરે.

છતાં એની બહારની ઉપચાર વિધિમાં પહેલું મહત્વ ખોરાકને આપવું ઘટે. કોફી, ચા જેવાં ઉત્તેજક પીણાં ન પીવાં અને ભારે ખોરાકથી પેટને ભરી ન દેવું, સાદું જીવન જીવવું. આટલું કરવાથી પણ ફાયદો થાય તેમ છે. આથી એમ ન સમજવું કે આ રોગમાં 'ચલતા હૈ' એમ ચાલશે. પણ રોગ હોવો એ એક વસ્તુ છે,-રોગનો ભય હો । એ જુદી જ વસ્તુ છે, ભય જવો ઘટે છે.

*

માણસની વય એ એની અવસ્થાનું ખરું માપ નથી. કેટલાક ત્રીસે વૃદ્ધ થઇ જાય છે. કેટલાક સાઠ વર્ષે પણ જુવાન દેખાય છે. એટલે વયનું ખરું માપ કાઢવું હોય તો નિષ્ણાતોએ બતાવેલા આ પાંચ પ્રશ્નો તમારી જાતને પૂછો:

(૧) તમારી આંખ દૂરના પદાર્થને નિહાળવા માટે તરત જ તૈયાર હોય છે, કે એને તમારે તૈયાર કરવી પડે છે?

(૨) તમારી આંખ અંધારામાં હોય એને પાછો આછો ઉજાસ જોતા કેટલો શ્રમ પડે છે?

(૩) તમારી કર્ણેન્દ્રિય સાંભળવાની કેટલી શક્તિ ધરાવે છે?

(૪) બ્લડ પ્રેશર' છે?

(૫) તમારી મૂઠીની પકડમાં કેટલું જોર છે?

આ પાંચ પ્રશ્નોના ઉત્તર ઉપરથી તમારી સાઠ વર્ષે શરીર સ્થિતિ ખરી કેવી ગણાય તેનું માપ નીકળી શકે. તમારી જાતને પ્રશ્નો પૂછી જુઓ.

*

એવું જણાય છે કે માણસની સાથે વસતા પ્રાણી-




એમાં જેમ કેટલીક માણસની સમજ આવા જાય છે, તેમ કેટલાક માણસના ગુણ પણ આવે છે. એવો એક ગુણ કહાય એ છે કે માણસ જેમ પોતાની વાસના વડે મૃત્યુ પછી જીવતો હોય તેમ લાગે છે, તેવી જ રીતે કદાચ કૂતરા, પાળેલા પંખી, પ્રાણી પણ જીવતા હોય!

આનંદ શોક, અવિશ્વાસ અને વિશ્વાસ એ તો એ સ્પષ્ટ રીતે બતાવે જ છે.

ઉદાહરણ તરીકે જેમ એક માણસ બીજા માણસથી ગુણકર્મે જુદા પડે છે, બરાબર તેમ જ તમે કૂતરાને એકબીજાથી જુદા પડતા જોઈ શકશો.

માણસજાતે કેટલાંક પ્રાણીઓને તેમની શક્તિનો વિકાસ સાધવામાં ઘણી મદદ કરી છે. એવી નોંધ થયેલી છે કે હળી ગએલા ઉંદરના બચ્ચા, બીજા ઉંદર કરતાં માણસ સાથે વધારે સહેલાઈથી હળી જાય છે. એ બતાવે છે કે એમણે મેળવેલો ગુણ વારસામાં ઉતરે છે.

આ જ પ્રમાણે કૂતરાનું ભસવું. એ કેવળ ભસવું નથી, પણ એની વિશિષ્ટ રીતની ભાષાનો એ ઉપયોગ છે. અને પ્રયોગદ્વારા સિદ્ધ થયું છે કે એમના ભસવામાં એક પદ્ધતિ છે. અને કૂતરા એ પદ્ધતિ સમજે છે.

*

અત્યારે ઈંગ્લીશ ભાષાનો ખરેખર ધંધાદારી ઉપયોગ સમરસેટ મોમે કર્યો છે. એણે પોતાના લખાણોમાંથી સાત લાખ પચાસ હજાર પૌંડની કમાણી કરી છે! અત્યારે ૭૭ વર્ષની વયે હવે એ બહુ લખતો નથી. એણે ૯૮ ટૂંકી વાર્તાઓ લખી છે. હવે એ ટૂંકી વાર્તાઓ લખવા માગતો નથી. પણ હવે એનું ધ્યાન નિબંધો લખવા ઉપર ગયું છે. જે દેશો ખરેખરા અર્થમાં લોકશાહી તંત્ર સ્થાપી શક્યા છે, તે એનું કેવળ ફારસ નથી કરતા, તે દેશોમાં લેખકો, વિજ્ઞાનીઓ, શિલ્પીઓ, કલાકારો માન પામે છે. તેમને સમાજમાં સ્થાન છે. આંહી જેમ પટાવાળા કરતા શિક્ષકને હલકો ગણવામાં આવે છે તેવું ત્યાં નથી. એટલે મોમ જેવા લેખકો ત્યાં સમાજ ઘડવામાં મોટો ફાળો પણ આપે છે!

આંહી તો લેખકભાઈને ગણે છે જ કોણ?

બહુ તો 'સાહેબજી!' કહેવા માટે એ ઠીક માનભર્યું પ્રાણી ગણાય છે એટલું જ! બાકી એનું કોઈ સ્થાન નથી. કારણ કે આપણી તો આખી પ્રજા જ અણઘડ ને કાળા અક્ષરને કુહાડે મારે તેવી રહી, એને લખનારાઓનો ખપ પણ શું પડે?

મોમ પૈસા વિષે કહે છે કે આપણી પાંચે કર્મેન્દ્રિયો એના વિના નકામી બની જાય છે! અને બીજે તો કોણ જાણે પણ અમદાવાદમાં તો આ મોમની વાત સાચી લાગે છે!

આંહીં અમદાવાદમાં તો પૈસા વિનાના માણસ, ગમે તેટલો મોટો હોય, પણ પશુમાં જ ખપે છે!

*

એક ખેડૂતને ઇંગ્લંડમાં પોતાના ખેતરમાંથી એક જૂનો સિક્કો મળ્યો. તેણે ધાર્યું કે આના દોઢસોએક પૌંડ આવશે.

પણ એને મળેલો સોનાનો સિક્કો એવો નીકળ્યો કે એનું સોનું આખા ઈંગ્લંડમાં શુદ્ધમાં શુદ્ધ ગણાય તેવું હતું, મ્યુઝિયમે એની શોધની ખરી કિમ્મત મૂકી. એને ખાસ્સો ૧૮૫૦ પૌંડનો ચેક આ માટે મળી ગયો. આપણે ત્યાં આવો સિક્કો કોઈને જડે તો મફત પડાવી લ્યે, ને ભલું હોય તો એનું નામ પણ ન આપે! દેશની Character—પ્રજાકીય ગુણનો આ તફાવત!

*

આપણે ત્યાં માણસનો વન પ્રવેશ, એને સંસારધર્મથી જુદો પાડી દે છે, પેન્શનરો ઘણાખરા હાથમાં લાકડી લઈને ટગુ ટગુ ચાલતા જીવન વીતાવતા દેખાય છે. પ્રજાશક્તિના હ્રાસનું એ પરિણામ છે, ખોટું જીવન જીવવાની ટેવમાંથી એ આવેલ છે.

બર્નાર મૅકફેડન હમણાં ૮૩ વર્ષની વયે પેરેશુટ દ્વારા હડસન નદીમાં ઊતર્યો હતો. એ અનુભવ આપતાં એણે કહ્યું કે મને આ આનંદ લાખો કરોડો દ્રમ્મની સમૃદ્ધિ કરતાં વધારે સુખદાયક જણાયો છે.

એનો વિચાર આવતે વર્ષે નાયગ્રાના ધોધનું બળ માપવાનો છે.

પણ જે માણસ એક વખત દસ કરોડ પૌંડની





સમૃદ્ધિ ધરાવતો હતો, અને એ બધી સમૃદ્ધિ આપી દીધા પછી, જેણે જીવનનો એકડે થી શરૂ કરવાની હિમ્મત દર્શાવી હતી, તે માણસ જ આવું કામ કરવાની વાત કરી શકે.

નાનો હતો ત્યારે એણે ત્રણ નિશ્ચય કરેલા હતા. કોઈ દિવસ દારૂને અડવું નહિ. કોઈ દિવસ માંદુ પડવું નહિ. કોઈ દિવસ ગરીબ રહેવું નહિ.

આ ત્રણે નિશ્ચય એણે પાળ્યા છે. એ જીવનમાં દારૂને અડયો નથી ભાગ્યે જ માંદો પડયો હોય તો. અને એ ગરીબ પણ રહ્યો નથી! હા, એ એટલો સાદો રહ્યો છે કે એક વખત એ ફરવા નીકળ્યો ત્યારે એક ઠેકાણે ઘર વેચવાનું પાટીયું વાંચ્યું. એ ઉપરથી એ અંદર તપાસ કરવા ગયો

ઘરની બાઈએ એનો વેષ જોઈને જ કહ્યું: 'મી.' આ ઘર લક્ષાધિપતિઓ માટે છે. જરા કિંમત જુઓ! કંપાઉન્ડમાં અમસ્તા આંટાફેરા કરો માં!'

પણ મેકફેડને જવાબ આપ્યોઃ 'હું પણ લક્ષાધિપતિ છું.' ને એણે એ ઘર ખરીદી લીધું!

'આપણને માંદા પડવું પોસાય જ નહિ. એ અમાનુષી છે' એવા કૃતનિશ્ચયથી આપણા કેટલા ઓછા જણા જીવન જીવે છે! જીવન જીવવું એ એક વસ્તુ છે. ને ઘસડબોળો કરવો એ બીજી જ વસ્તુ છે. અજ્ઞાન અને અસંયમ એ બન્ને વસ્તુઓએ આપણો જેવો આર્થિક વિનિપાત સરજ્યો છે તેવો વિનિપાત તો કોઈ પણ સડી ગયેલું તંત્ર પણ સરજી ન શકે.

આ મેકફેડનને એક વખત ખબર પડી કે ઘણા માણસો તો ભાગ્યે જ બીજી વખતનું ખાણું પણ ખાય છે. એણે તરત એક આદર્શ વીશી શરૂ કરી. અને તેમાં એણે માત્ર પાંચ આનામાં થાળી આપવાનું ઠરાવ્યું!

ઉપલે માળે દશ આનામાં થાળી મળે. જો કે બન્ને સ્થળે ખોરાક એનો એ જ આપવાનો.

પણ મેકફેડનને એમાં એક નવો અનુભવ મળ્યો. નીચલે માળે કોઈ આવે જ નહિ. બધા ઉપલા વર્ગના દોડે. બમણા પૈસા આપીને એ જ ખોરાક મેળવે.

સોંઘી વસ્તુ ખરાબ જ હોય એ માનસિક પ્રત્યાઘાતમાંથી લોકોને ભાગ્યે જ બીજી બાજુ વાળી શકાય.

'માણસ ધારે તો એક ડોલરમાં એક અઠવાડિયું જીવી શકે' એવું એક વિચિત્ર વિધાન એણે આજથી ચાલીસ વર્ષ પહેલાં કહેલું!

પણ એના વિધાન એ કાંઈ આપણા પ્રધાનોનાં પ્રવચનો જેવા નહિ! એ પોતે એ પ્રમાણે એક મહિનો જીવ્યો ને પછી એણે સામાન્ય માણસોને આ વાત કરી.

એણે બીજી એ વાત કરી હતી કે દરેક માણસને માટે ચાલવું એ સારામાં સારો વ્યાયામ છે. તે હમેશાં સવારમાં ચાર વાગે ઊઠીને ત્રેવીસ માઈલનો પ્રવાસ ખેડે છે.

જ્યારે એને કામ ન હોય ત્યારે એ બીડી ફુંકતો આડી અવળી વાતો કરવા બેસતો નથી. એ તરત ડુંગરાઓમાં, શીમમાં રખડવા ઊપડે છે, કાં તરવા જાય છે.

આપણે જીવનની રીતિ ન બદલીએ ને કેવળ પશ્ચિમનું આ આપણે ત્યાં નથી, ને તે નથી, એમ વાતો કરીએ એમાં કાંઈ ન વળે. એ તો દેવાળિયા જીવનની નિશાની છે.

*

પૂર્વ આફ્રિકાના મગરોનું હવે આવી બન્યું! એક નવા ઉદ્યોગની શકયતા વિચારાય છે. મગરના માંસનો ઉપયોગ તો થવાનો છે, પણ એ ઉપરાંત એની લાંબી પૂંછડીમાંથી તેલ નીકળે તેમાંથી ઊંચા પ્રકારનું અત્તર બને તેમ છે આપણા જૂના ગ્રંથોમાં મગરના સુગંધી પદાર્થની વાત આવે છે. મહાભારતની મત્સ્યગંધા આવા કોઈ અત્તરનો ઉપયોગ કરતી હોય તો ના નહિ! પણ આ તો બધા આડાઅવળા અનુમાનો.

વિજ્ઞાન દૃષ્ટિએ મગરનો ઉછેર વધે એટલી બધી એની કિમ્મત છે. કેન્યામાં તો વર્ષોથી ત્યાંના દેશીઓ મગરોને પકડતા આવ્યા છે.



મગરના અમાનુષી ભયંકર સ્વભાવની તો ઘણી વાતો આપણે ત્યાં પ્રચલિત છે. ને વાત્રક નદી તો મગરનું મોટું ધામ છે!

મયુરભંજના મહારાજાએ એક સતર ફૂટનો મગર માર્યો હતો તો તેના પેટમાંથી સોનારૂપાના ઘરેણાં નીકળી પડ્યાં હતાં. એક બીજા મગરને મારતા એના પેટમાંથી સાડ ગીની નીકળી પડી હતી.

મગર ને હાથીની સાઠમારીમાં ઘણીવખત હાથીને પણ ખેંચી ગયાના બનાવો બન્યા છે. ને એ પ્રમાણે પાણીમાં તો મગર સર્વોપરી મનાયો છે. પણ હવે જો માણસની આર્થિક દૃષ્ટિ એના ઉપર પડી તો એને નામશેષ થતા વાર નહિ લાગે!

*

જ્યૉર્જ સંતાયન, રોમનો ફિલસૂફ પણ સત્યાશી વર્ષે પોતાના પુસ્તકના 'પ્રુફ્સ' જોઇ શકે છે. અને એ પોતાનું કામ નિયમિત ચલાવી શકે છે. પ્રખ્યાત બર્ટ્રાન્ડ રસલની ઉમ્મર ૭૯ વર્ષની છે. તેની એક ફરિયાદ છે કે એકી વખતે એ પાંચ માઈલથી વધુ ચાલી શકતો નથી ખરી વાત તો એ છે કે વૃદ્ધાવસ્થા એ જ સાચું કામ આપવાનો વખત છે થાક, નિરાશા, પરાજય, ગુમાવેલી તકો એ બધાના ભારથી માણસ વૃદ્ધ બને છે એને બદલે જો એના પોતાના કામમાં રસ ચાલું રહે તો વૃદ્ધાવસ્થામાં થાકનો બહુ ઓછો સંભવ છે.

આપણને એક ટેવ પડી છે. આપણે હાલતા ચાલતા યંત્રવાદની સામે બહુ જ ઊતરી પડીએ છીએ. પણ એની એક બીજી બાજુ છે તે જોવી ઘટે છે. આપણે યંત્રોને લીધે આપણા કામમાં વધારે ચોક્કસ અને વધારે નિયમિત થયા છીએ વળી આપણો સામાન્ય કારીગર પણ સમજતો થયો છે કે, જે યંત્ર એ ચલાવે છે, તેના ઉપર અનેકોના જીવનનો આધાર છે. માણસ પોતે પણ યંત્ર ખોટું પડી જાય તો ગુસ્સો કરતા નથી. પણ શાંતિથી ભૂલ શોધવા મથે છે. ગિલ્બર્ટ મરે કહે છે કે આ પણ એક પ્રકારની કેળવણી છે, અને આપણે યંત્રવાદને એક કેળવણી આપનાર બળ માનવું જોઈએ.

*

આપણે આપણા ઉપર જેટલા દુઃખ પડે છે તેનો વિચાર કરીએ છીએ. પણ જે જે દુઃખમાથી બચી ગયા છીએ તેના વિષે આપણે ભાગ્યે જ વિચાર કરીએ છીએ એટલે આપણે આપણા જીવનને સુખી કરવા માટે જેટલી જરૂર વિજ્ઞાનની છે તેટલી જ જરૂર આપણા માનસને કેળવવાની પણ છે. આ બન્નેના સમાધાનમાં જ સંપૂર્ણ જીવન મળે તેમ છે.

*

એક માણસને લડાઈમાં ખરેખરી કરુણ અવસ્થાનો અનુભવ થયો. તેણે પોતાની પત્ની, પિતા, માતા, બહેનો બધુ આ ગુમાવ્યું. કેવળ એની મિલ્કત રહી, અને એ પોતે રહ્યા.

પછી એણે વિચાર કર્યો કે હવે શું કરવું?

એણે પોતા જેવા જ દુઃખિયા માણસને માટે એક આરામ-સ્થળ એમાં બનાવ્યું અને એને એવો અનુભવ થયો કે પોતે એક નવું જ જીવન શરૂ કરી રહ્યો છે.

એક જ ઉદાહરણ લઈએ. ઘણી વખત આપણા ઓળખીતાઓ ઘાગી તિથિ જાણી ન શકે તો આપણે એના વિષે કૈંક કલ્પનાઓ બાંધીએ છીએ.

પણ થોડો જ ધીરજ અને શાંતિથી ગેરસમજણ દૂર થવાની શક્યતા એમાં હોય છે એ વાત આપણે ભૂલી જઈએ છીએ.

આ જ પ્રમાણે બીજી પણ અનેક બાબતો હમેશના જીવનમાં એવી મળી આવે છે કે જેનો ઘર્ષણુ અટકાવવાનું શક્ય હોય છે.

પહેલી વખત આપણે જેને મળીએ છીએ તેમ જ જ્યારે બીજી વખત મળીએ છીએ ત્યારે જુદી જ અસર પડે છે આપણે માણસને બરાબર જાણી લઈએ તો તેના તરફથી થતા વર્તન માટે આપણે પાછળથી કડવી ફરિયાદ કરવાનો વખત ન આવે

એ જાણવું એટલે એ માણસની મર્યાદા જાણવી એટલા જ્ઞાનથી આપણે જીવનના અનેક કડુ પ્રસંગોમાથી બચી શકીએ. એટલે આજ જીવનમાં જેટલો ઉપયોગ 'સાયન્સ'નો થઈ રહ્યો છે, તેટલો જ ઉપયોગ જો માનસ વિજ્ઞાનનો થતો રહે તો ઘણા પ્રશ્નો સહેલા બની જાય.

★

# વાર્તાની વાર્તા

ઈશ્વર પેટલીકર

> વાર્તા-નવલકથાનો ઉગમ કે પ્રસવ જાણીએ ત્યારે એ વાર્તાને પૂરેપૂરી સમજી શકવા આપણે શક્તિશાળી થઈ શકીએ. વિશ્વવાર્તા હરીફાઇ માટે **લોહીની સગાઈ** જેટલી જાણીતી થઈ છે એટલી એ વાર્તાની લેખકે રજૂ કરેલી હકીકત પણ મહત્ત્વની છે. એ જ નામથી પ્રગટ થતા લેખકના સંગ્રહમાં પ્રસ્તાવનારૂપે આ લખાયેલ છે.

વાર્તા કહ્યા પછી મારે વિશેષ કંઈ કહેવાનું રહેતું નથી. પરંતુ આ સંગ્રહ (લોહીની સગાઈ)ની મુખ્ય વાર્તાની પણ વાર્તા બની ગઈ છે એટલે તે કહેવાની લાલચ જતી કરી શકતો નથી.

પંદર વર્ષ ઉપર મેં વાર્તાનો કક્કો ઘૂંટવાની શરૂઆત કરી તે અરસામાં જ 'લોહીની સગાઈ'ની વસ્તુનો જન્મ મારા ઘરમાં થયો હતો. જન્મની ગાંડી મારી નાની બહેનને પંદર વર્ષ થયાં છે. મારી બાનો ગાંડી દીકરી પ્રત્યેનો અગાધ પ્રેમ અને એની સેવામાં જ જીવન સમર્પણ કર્યું હોય તેવું તાદાત્મ્ય હું આજે પંદર વર્ષથી અનુભવતો આવ્યો છું. કેટલાય વખત મનમાં થયું હશે કે એની એક વાર્તા લખું, પણ કોણ જાણે શાથી એ વસ્તુએ એવી પ્રબળ ઊર્મિ હૈયામાં જગાડી નહિ કે વાર્તા લખાઈ જ જાય. ભૂખ્યો માણસ કાચુંપાકું કંઈક ખાવાનું જોતાં મોંમાં મૂકવા માંડે છે તેમ વાર્તાકાર પણ અધકચરી વસ્તુ હોય છતાં એને વાર્તાના સંઘેડા ઉપર ચડાવવાની લાલસા ભાગ્યે રોકી શકતો હોય છે. છતાં ભૂખ્યા માણસના ખિસ્સામાં આટલાં વરસ સુધી ખાદ્ય વસ્તુ અકબંધ પડી રહે તે કેવું!

મારા ગામની, પેટલીની, નડિયાદ વિઠ્ઠલ કન્યા-વિદ્યાલયમાં ભણેલી એક દીકરી ગાંડી થઈ ગઈ. એને દવાખાનામાં દાખલ કરવાથી એ સાજી થઈ એટલે બાને દવાખાના ઉપર શ્રદ્ધા જન્મી હું અને બા દવાખાનામાં ગાંડી બહેનને મૂકવા ગયાં અને ત્યાં મેં બાની સ્થિતિ અનુભવી ત્યારે મારી અંદરનો વાર્તાકાર બોલી ઊઠયો—આ પ્રસંગની રાહ જોતી એ વસ્તુ આટલાં વરસ પડી રહી હતી. હવે વાર્તા લખાયા વગર પડી રહે તો જોજો.

પરંતુ આ વાર્તાને કેવળ ગુજરાતની એક ઉત્તમ વાર્તા તરીકે જ નહોતું જન્મવું. ઉત્તમ વાર્તાઓ એની અગાઉ ગુજરાતમાં જન્મી છે, જે લેખકની કલમે એને જન્મવું હતું તેને પેટે પણ એવી વાર્તાઓ જન્મી ચૂકી હતી; એટલે ઉત્તમની સાથે સદ્‌ભાગ્ય લઈને જન્મવાની તક પાકી ન હોય તેમ મારી અંદરનો વાર્તાકાર છએક માસ વળી ઝોકું ખાઈ ગયો.

છેવટ આટલાં વર્ષોની રાહ જોયા પછી તા. ૨-૯-'૫૧ને દિવસે 'લોહીની સગાઈ'નો જન્મ થયો. ન્યુ યોર્કના 'હેરલ્ડ ટ્રીબ્યુન' દૈનિક પત્રે જગતની શ્રેષ્ઠ વાર્તાની હરીફાઈ યોજના જાહેર કરી. એ હરીફાઈમાં ભારતની વાર્તાઓમાંથી કોઈને તક મળે તે માટે ન્યુ દિલ્હીના 'હિન્દુસ્તાન ટાઈમ્સ' દૈનિકે અખિલ ભારતની વાર્તા હરીફાઈ યોજી. ગુજરાતી વાર્તાઓને તક મળે તે માટે મુંબઇના 'જન્મભૂમિ' દૈનિકે ગુજરાતી વાર્તા હરીફાઈ યોજી. એમાં મોકલવા માટે આ વાર્તાનો જન્મ થયો.

મા એનાં બાળકોનું કુદરતી રીતે જ લાલનપાલન કરતી હોય છે, પરંતુ કોઈ કારણે તે અમુક બાળકનું વિશેષ લાલન પણ કરે છે. એ રીતે હરીફાઈમાં જનાર વાર્તાનું વધુ લાલનપાલન કરવાની વૃત્તિ લેખકની રહે એટલે વાર્તા લખાઈ તે સાંજે મારા મિત્રો શ્રી છોટુભાઈ સુથાર અને શ્રી મગનભાઈ પટેલને મેં તે વાંચી સંભળાવી. ભાઈશ્રી મગનભાઈની દસબાર વર્ષની દીકરી સાવ મંદ બુદ્ધિની છે એટલે વાર્તાના વસ્તુનો એમને અમુક પ્રમાણમાં સ્વાનુભવ હતો તેથી વાર્તાના શ્રવણથી એમનું હૈયું વિશેષ વલોવાઈ ગયું. એમણે અભિપ્રાય આપ્યો—વાર્તા ઉત્તમ છે. એમાં બે મત નથી.

ભાઈશ્રી છોટુભાઈ ગુજરાતને ખગોળના વિદ્વાન લેખક તરીકે જાણીતા છે એમણે એ વિષયને જીવનના અભ્યાસનો બનાવ્યો છે એટલું જ, બાકી એ જે




વિષયમાં પડે તેમાં સફળ થાય તેવી એમની મેધા છે એ મિત્રો અનુભવતા હોય છે. એટલે એ વાર્તાકાર કે વિવેચક ન હોવા છતાં એમનો અભિપ્રાય મારે માટે કીમતી હતો. વાર્તામાં એમને એકેક જગાએ ખટકો લાગ્યો તેનો તરફ આંગળી ચીંધી કહ્યું—વાર્તા ઉત્તમ છે અને હરીફાઈ માટે મોટી આશા આપે તેવી છે એમાં શક નહિ.

આમ હરીફાઈને લાયક વાર્તા છે એમ એ મિત્રોનો અભિપ્રાય પડતાં, તા ૩, ૪, ૫, એ ત્રણ દિવસો દરમિયાન મેં વાર્તાની બે વખત નકલ કરી એને પૉલિશ કરી. નકલ કરતાં દરેકે દરેક શબ્દ અને વાક્ય ઉપર હથોડીના ઘા પડવા લાગ્યા જે શબ્દ કે વાક્ય ઘા સાથે ફૂટી જાય તે કાઢી નાખ્યાં, જરૂર લાગી ત્યાં નવા શબ્દ અને નવાં વાક્યો પરોવ્યાં. આમ વાર્તા સાથે તાદાત્મ્ય સાધતાં એણે મારા હૈયામાં પૂરેપૂરા ધામા નાખ્યા. બાળક પ્રત્યે માતાને પ્રબળ મમતા જાગે તેમ મારા હૈયામાં વાર્તા પ્રત્યે મમતા જાગી કે, હરીફાઈમાં આ વાર્તા પહેલી આવવાની! જો બાળકને પ્રદર્શનમાં મોકલવું હોય તો શું કામ સુઘડ રીતે શણગારીને ન મોકલવું? વાર્તાની નકલ છાપીને જ, સુઘડ રીતે શું કામ ન મોકલવી? વાર્તા પ્રેસમાં છપાવા આપી એટલે તેનાં પ્રુફ જોવાનાં થયાં. તા. ૮મીએ છેલ્લાં પ્રુફ જોવા બેઠો ત્યારે કોક કોક શબ્દો નજર ચૂકાવીને ફટકિયા મોતી જેવા રહી ગયેલા ત્રીજી વખતનો હથોડો પડતાં ચૂરા થઈ ગયા. મનમાં થયું, સાચે જ ટૂંકી વાર્તા એ એક નાજુક શિલ્પકૃતિ છે. એનાં અંગોપાંગમાં સહેજ પણ અપ-માણ ચાલી શકે નહિ. ટાંકણું સહેજ પણ આઘુંપાછું ખસી જાય કે હાથ ધ્રૂજી જાય તો ઉત્તમ નાજુક શિલ્પકૃતિ સર્જી શકાય નહિ, તેવું જ ટૂંકી વાર્તાના શબ્દશિલ્પનું પણ કહી શકાય.

તા. ૯મીએ સુઘડ રીતે છપાઈને વાર્તા મારી પાસે આવી ગઈ ત્યારે મારી માનસિક સ્થિતિ વ્યગ્ર-તાની ટોચે પહોંચી હતી. આખા અઠવાડિયા દરમિયાન વાર્તાના વાતાવરણે મારો સંપૂર્ણ કાબૂ લીધો હતો. બપોરે કલાક આંખ મીંચીને આરામ લેવાનો પ્રયત્ન કરું ત્યારે પણ એ વાતાવરણ મને છોડતું નહિ. એક એક શબ્દ અને દૃશ્ય સજીવ હોય તેમ મારી દૃષ્ટિ સમક્ષ હિલચાલ કરી મને વ્યગ્ર બનાવી મૂકતાં. આટલાં વરસ સુધી જે વાતાવરણ ઘરમાં અનુભવતો હતો છતાં મગજનું સમતોલપણું ગુમાવવા જેવું ક્યારેય લાગ્યું ન હતું તે આ વાર્તાના વાતાવરણે ઊભું કર્યું હતું! છેલ્લા દસકાનો બાનો સાગરઅનુભવ હું એક નાનીશી શીશીમાં ઠાંસી ઠાંસીને ભરવા માગતો હતો, અને એ અનુભવ શીશીમાં પૂરાવા ન માગતો હોય તેમ અંદરથી નીકળી જવા જોર કરતો હતો. પરિણામે હું એની ઉપર જીત મેળવવા મારી પૂરી શક્તિથી એકતાર થઈ યુદ્ધમાં મચી રહ્યો હોઉં તેવી મારી સ્થિતિ થઈ હતી મેં જ એ ભૂતને છંછેડ્યું હતું, હવે એ જ ભૂત મારા મગજને છંછેડી રહ્યું હતું! મારા મગજનો એણે એવો ભયંકર કબજો લીધો હતો કે મને ભય પેઠો—મારું મગજ ખસશે કે શું!

તા. ૧૩મીએ હું મુંબઈ જવાનો હતો ત્યારે જાતે જન્મભૂમિ કાર્યાલયમાં વાર્તા પવાની ગણતરી હતી. પરંતુ મને ભય બીવડાવી રહ્યો કે આ વાર્તાને અહીંથી રવાના નહિ કરે ત્યાં સુધી હું તને છોડીશ નહિ! એવા વાતાવરણમાં વધુ રહેતાં જોખમ દેખાતું હતું એટલે તા. ૯મીની ટપાલમાં જ વાર્તા રવાના કરી મેં છુટકારાનો શ્વાસ લીધો! છતાં એ વાર્તાએ સર્જેલા આવેગમાંથી હું તરત સાવ મુક્ત ન થઈ શક્યો. એ વખતે મુંબઈ ગયો, અને લેખકમિલનના આશ્રયે ગોઠવાયેલા મારા વાર્તાલાપની સભામાં મેં એ ગાંડપણની ધૂનમાં કહી નાખ્યું—હરીફાઈમાં મારી વાર્તા પહેલી આવવાની છે? વાર્તાની સૃષ્ટિ સજીવ છે એ માટે આથી સબળ પુરાવો કયો જોઈએ?

ગુજરાતી વાર્તા હરીફાઈની પરીક્ષક સમિતિમાં ત્રણ સભ્યો હતા—પ્રાધ્યાપક શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદી, પ્રાધ્યાપક શ્રી અનંતરાય રાવળ અને શ્રી જ્યોતીન્દ્ર દવે. પહેલા બે સભ્યો આ વાર્તાને પ્રથમ નંબર આપતા હતા, ત્યારે ત્રીજા સભ્યને વાર્તા ઉત્તમ લાગતી હતી છતાં વાર્તાનો અંત અસ્વાભાવિક લાગતો





હતો તેટલી ખામી દેખાતી હતી. એ ખામીની ચોકસાઈ કરવા એમણે એક માનસશાસ્ત્રીને પૂછી જોયું માનસશાસ્ત્રીનો મત પડ્યો કે વાર્તાનો અંત સ્વાભાવિક છે. એ રીતે માણસ ગાંડું થઈ જાય. હરીફાઈનું પરિણામ જાહેર થયું ત્યારે આ વાર્તા પ્રથમ નંબરે જાહેર થઈ અને રૂ. ૫૦૦નું ઈનામ પ્રાપ્ત થયું.

ગુજરાતીમાં પ્રથમ આવવાના સદ્‌ભાગ્ય ઉપરાંત આ વાર્તાને બીજું મોટું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું, શ્રી મહેન્દ્ર વાલજી દેસાઈ જેવા અંગ્રેજી ભાષા ઉપર પ્રભુત્વ ધરાવનાર અનુવાદક મળ્યા તે. ભાઈશ્રી મહેન્દ્રભાઈ અનુવાદને પણ એક પ્રકારનું સર્જન માનતા હતા એટલે પોતે કયી વાર્તાને વધુ ન્યાય આપી શકશે તે જાણી લેવા તેમણે જે ગુજરાતી ચાર વાર્તાઓ ભારતની હરીફાઈમાં જવાની હતી તે વાંચી લીધી અને તેમાંથી આ વાર્તાને પોતે વધુ ન્યાય આપશે માની તેનો અનુવાદ કરવાનું સ્વીકાર્યું.

મારે અને મહેન્દ્રભાઈને કોઈ અંગત પરિચય ન હતો. મેં એ વાર્તા પાછળ કેટલું લાલનપાલન કર્યું હતું તે એ જાણતા પણ ન હતા. છતાં મેં વાર્તાનું લાલન કર્યું હતુ તેવું એક સર્જકના ઉત્સાહભર્યું એમણે પણ અનુવાદમાં લાલનપાલન કર્યું હતું. એમણે કેવળ વાર્તાનો શાબ્દિક અનુવાદ ન કર્યો. પરંતુ લેખક પોતે જો આ વાર્તા ગુજરાતીને બદલે અંગ્રેજીમાં લખતો હોત તો એ પોતે અંગ્રેજીમાં જે સ્વાભાવિક હોય તે શબ્દો અને પ્રયોગો વાપરે તેવું મહેન્દ્રભાઈએ અનુવાદમાં સર્જન કર્યું. હું એમને 'ટાઈમ્સ ઑફ ઈન્ડિયા'ની ઑફિસમાં મળ્યો ત્યારે તેમણે અનુવાદ તૈયાર કર્યો હતો, સુધારાવધારા કર્યા હતા, અને છેલ્લે નકલ ટાઈપ થતાં પહેલા એ ફરીથી સુધારી જવા માગતા હતા. એમણે વાર્તાના શબ્દોને નહિ પણ હૈયાને પકડ્યું હતું 'લોહીની સગાઈ'નું એમણે પાડેલું અંગ્રેજી નામ—Flesh of Her Flesh—જ એમની અનુવાદની મૌલિકતાનો ખ્યાલ આપે છે.

દરેક પ્રાંતિક ભાષાની હરીફાઈમાં પ્રથમ આવેલી ચાર વાર્તાઓનો અંગ્રેજીમાં અનુવાદ કરીને અખિલ ભારતની વાર્તા હરીફાઈમાં મોકલવાની યોજના હતી. નવ પ્રાંતિક ભાષાઓની પ્રથમ ચાર ચાર વાર્તાઓ અંગ્રેજી થઈને ગઈ હતી. ઉપરાંત જે હિંદીઓ ઉપરાંત જે હિંદીઓ અંગ્રેજીમાં જ પોતાનું સર્જન કરે છે તેમની પણ પ્રથમ ચાર અંગ્રેજી વાર્તાઓ ગઈ હતી. હરીફાઈ અંગ્રેજીમાં હતી એટલે મૂળ વાર્તાની ગુણવત્તા ઉપરાંત અંગ્રેજી ભાષાનો ગુણવત્તા મુખ્ય ભાગ ભજવે તે સ્વાભાવિક હતું. પરિણામે અખિલ ભારતની હરીફાઈમાં આઠ ઈનામમાં કુલ ચારેચાર અંગ્રેજી વાર્તાઓ ઈનામને પાત્ર ઠરી. પ્રાંતિક ભાષાઓને ફાળે ચાર ઇનામ આવ્યાં. બે ઈનામ મલયાલમને ફાળે, એક તેલુગુને ફાળે અને આ વાર્તા દ્વારા એક ઈનામ ગુજરાતીને ફાળે આવ્યું. આમ રૂા. ૪૦૦ નું અખિલ ભારતનું છઠ્ઠું ઈનામ આ વાર્તાને ફાળે આવ્યું તે અંગ્રેજી અનુવાદની ગુણવત્તાને આભારી છે અને તેનો યશ ભાઈ શ્રી મહેન્દ્રભાઈને ફાળે જાય છે.

એક ગુજરાતી ટૂંકી વાર્તાને રૂ. ૯૦૦ નું ઇનામ પ્રાપ્ત થવું એ એક સદ્‌ભાગ્ય જ ગણાય, પરંતુ એથી મોટું સદ્‌ભાગ્ય તો આ વાર્તાને ભારતની મુખ્ય દસ પ્રાંતિક ભાષાઓમાં અને અંગ્રેજીમાં અનુવાદ થઈને જુદા જુદા પ્રાંતનાં વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થઈ સમગ્ર દેશના વિશાળ વાચકસમુદાય સમક્ષ પહોંચવાની તક મળી તે છે. તેમાંથી જે ઉર ધબકાર થયો તે એ, કે આ વાર્તા લેખકની બાની જ ન રહી, પણ માતૃજાતિએ ચોમેરથી પડઘો પાડ્યો કે આ તો અમારી વાર્તા છે. ન્યુ દિલ્હીથી મારા મિત્ર શ્રી શાંતિભાઈ પટેલે લખ્યું કે, હિંદુસ્તાન ટાઈમ્સમાં તમારી વાર્તાનો અંગ્રેજી અનુવાદ વાંચીને કૉનોટ સરકસમાં રહેતા એક નિર્વાસિત પંજાબીએ કહ્યું કે, આ તો મારા પાડોશીની જ વાર્તા છે!

કૌસાની (હિમાલય)થી શ્રી સ્વામી આનંદે લખ્યું: 'તમારી 'લોહીની સગાઈ' વાળી વાર્તા ગયે અઠવાડિયે 'ઊર્મિ'માં વાંચી બહુ ખુશ થયો. પાછળ

ચૈતન્ય દેસાઈ

સંગીતના સૂર અને લયમાંથી જે એકબદ્ધતા આપણી ભારતીય સંસ્કૃતિ અનુભવી ચૂકી છે એનો સોમો ભાગ પણ અર્વાચીન ભારતમાં જોવા–જાણવા નથી મળતો. સંગીતના એવા થોડાક અપ્રગટ છતાં સમૃદ્ધ સંગીત–ગ્રંથો અને એનું શાસ્ત્રીય સંશોધન આ અભ્યાસુ લેખમાં વરતાઈ આવે છે. આના ઉત્તરાર્ધ જેવો બીજો હપ્તો આવતા અંકમાં આવશે.

પ્રાચીન ભારતમાં સંગીતનો ખૂબ જ વિકાસ થયેલો અને બીજા દરેક વિષય ઉપર સંસ્કૃતમાં સેંકડો ગ્રંથો થયા તેમ સંગીત ઉપર પણ થયેલા, જેમાંથી (૧) **ભરત**–નાટ્ય શાસ્ત્ર (૨) **દત્તિલમ્** (૩) **બૃહદ્દેશી** અને (૪) **સંગીતરત્નાકર** કરીને ચાર ગ્રંથો પ્રસિદ્ધ થયેલા છે, ઉપરાન્ત 'નારદી શિક્ષા' સામવૈદિક ગાયન બાબત એક નાનો ગ્રંથ છે, અને તે પણ છપાઈ ગયેલો છે. ઉપલા ગ્રંથોના કર્તા તથા સમય નીચે મુજબ છે:–

ગ્રંથ કર્તા સમય

૧ **નારદીશિક્ષા**...નારદમુનિ...ઈ૦પૂર્વ ૫૦૦ વર્ષથી ૧૦૦૦ વર્ષ આશરે

૨ **ભરત**–નાટ્ય–શાસ્ત્ર...ભરતમુનિ...ઈ. પૂર્વે ૩૦૦.

૩ **દત્તિલમ્**.....દત્તિલ........ઈ. સ. ૪૦૦ સુધી.

૪ **બૃહદ્દેશી**...મતંગમુનિ......ઈ. સ. ૯૦૦

૫ **સંગીતરત્નાકર**...શાર્ઙ્ગદેવ...ઈ.સ.૧૨૧૦–૪૦

### સમય-નિર્ણય

ઉપલામાંથી પહેલા ચાર ગ્રંથકારોનો સમય બરાબર નક્કી કહી શકાય તેવાં સાધનો આપણી પાસે નથી. છતાં તેઓના કાલવિભાગ આશરે ઠેરાવવા માટેના થોડાક પુરાવા નીચે મુજબ છે:–

(૧) **ભરતઃ**–શક, યવન અને પહ્લવ લોકોનો ઉલ્લેખ ભરતે બે જગ્યાએ કર્યો છે. (અ૦ ૧૮ શ્લો૦ ૪૦; તેમજ ૩૬/૧૦૩) સિકંદરની હિંદુસ્તાન ઉપર ચઢાઈ (ઈ. પૂ. ૩૨૭) થયા પછી જ શક અને

---

જ આ અઠવાડિયે 'હિન્દુસ્તાન ટાઈમ્સ' અઠવાડિક રવિવારના મૅગેઝીન વિભાગમાં તેનું અંગ્રેજી છપાયું છે તે પણ ગઈ કાલે વાંચ્યું. એ અનુવાદ પણ ખાસો થયો છે. કોણે કર્યો છે?' એના જવાબમાં મેં પત્ર લખ્યો તેમાં જણાવ્યું કે આ વાર્તા તો મારી પોતાની બાની છે. સ્વામીએ એ જાણતાં લખ્યું: 'પેલી વાર્તાના ઉગમ વિષે જાણી સુખદુઃખની મિશ્ર લાગણીઓ સામટી ઊમટી. સુખ તમારા આબાદ આલેખ ચિત્રણનું. દુઃખ જીવનમાં માણસ માત્રને ચિરસાથી બનીને સાથ આપતી દુઃખવિટંબણાઓનું. પણ દુઃખ જ એસિડની જેમ જિંદગીનાં બારીબારણાં ને ખૂણાખાંચા સ્વચ્છ કરીને ચળકતા કરે છે ને તેમાં માણસ પોતાના વાંકચૂંકનાં પૂરાં પ્રતિબિમ્બ પડતાં જુએ છે. હું તો મારાં મા જોડે બચપણથી જ કદી રહ્યો નહિ, પણ કહે છે કે એમના એક દૌહિત્રી (મારી ભાણજી) જન્મથી ગાંડી હતી. તેને માએ કદી એને ઘેર ન મોકલી. પોતે જ મોટી કરી. ૧૫ વરસની થઈને એ ગુજરી ગઈ ત્યાં સુધી તમેં તમારાં બા વિષે લખ્યું છે તે જ પ્રમાણે એ એને રાતદિવસ પોતાની પાસે રાખતાં ને ૧૫ વરસમાં અરધો દિવસ પણ એને મૂકીને ક્યાંય ગયાં નહિ!'

આમ આ વાર્તાના સદ્‌ભાગ્યના પલ્લામાં મારી બાનું પુણ્ય, જે બીજી રીતે સમગ્ર માતૃજાતિનું પુણ્ય પણ છે, છતાં એ વાર્તા ભારતની પ્રથમ વાર્તા ન થઈ શકી કે જગતની હરીફાઈમાં ન પહોંચી તે મારી સર્જક શક્તિની મર્યાદા જ ગણાય. અંતમાં, આ વાર્તાને હરીફાઈ દ્વારા મળેલા સદ્‌ભાગ્ય બદલ જન્મભૂમિ અને હિન્દુસ્તાન ટાઈમ્સ સંસ્થાઓનો આભારી છું. ગુજરાતે તો, હું સાહિત્ય જગતમાં પ્રવેશ્યો ત્યારથી મારી અલ્પ શક્તિને પરમાણુ પરમાણૂન્ પર્વતીકૃત્ય નિત્યની સજ્જનતાથી મળકાભેર આવકારી છે તે બદલ એનો તો હું કાયમનો ઋણી છું જ.

★





પલ્હવોનો પરિચય આપણા લોકોને થયો, તેમ જ શકોનું રાજ્ય ઉજ્જૈનમાં ઈ. સ. ૪૦૦ સુધી ચાલતું હતું. એટલે ઉપલા ઉલ્લેખના પુરાવાથી **ભરતનો સમય** ઈસુપૂર્વ-૩૦૦ થી તે ઈ. સ. ૪૦૦ સુધી વિદ્વાનો માને છે. શાક્યમુનિ, ભાગવત અને પાશુપત સંપ્રદાયોનો અને પ્રાકૃત ભાષાનો પણ ઉલ્લેખ ભરતમાં છે, જે કાલનિર્ણાયક ઠરશે

(૨) **મતંગ**:-ભરતનાટ્યશાસ્ત્રના ટીકાકાર અભિનવગુપ્તે મતંગના વચનો ઉદ્ધૃત કર્યાં છે. અભિનવગુપ્તનો સમય દશમા સૈકાનો નક્કી થયો છે, તેની પહેલાંનો સમય મતંગનો ગણી શકાય.

(૩) **શાર્ઙ્ગદેવ**:-યાદવ રાજવંશ મથુરાથી ગુજરાતમાં અને તેથી મહારાષ્ટ્રમાં આવ્યો, ત્યાં તેની બે શાખાઓ થઈ (૧) ચંદ્રાદિત્યપુર નાશિક પાસે તથા (૨) દ્વારસમુદ્ર, મ્હૈસુરની નજીક ઈ. સ ૧૧૯૧ ના આશરે પહેલી શાખામાંના ભિલ્લમ (ઈ. સ. ૧૧૮૭-૧૧૨૧) રાજાએ દેવગિરીમાં રાજ્ય સ્થાપન કર્યું, તેના વંશમાં ત્યારપછી જૈત્રપાલ (૧૧૯૧-૧૨૧૦) અને સિંધણુ ઉર્ફે સેંદરાજ (૧૨૧૦-૧૨૪૭) નામે રાજાઓ થયા, તેમાંથી સિંધણુના કરણગ્રન્થિ એટલે મુખ્ય હિસાબનવીસ (ઑડિટર જનરલ) તરીકે શાર્ઙ્ગદેવ નોકરીમાં હતા, તેના પિતા શૌઢલ મુખ્ય મંત્રી હતા અને પિતાના પિતા ભાસ્કર વેદપારંગત કાશ્મીરી બ્રાહ્મણ હતા. સંગીત રત્નાકર ગ્રંથ ઉપરથી કહી શકાય છે કે શાર્ઙ્ગદેવ અનેક શાસ્ત્રોના અને સંગીતના મહાવિદ્વાન હતા અને સંસ્કૃત ભાષા ઉપર તે અસામાન્ય પ્રભુત્વ ધરાવતા. નારદ અને દત્તિલના સમય માટે આગળ જોઈશું.

'સં. રત્નાકર' પ્રાચીન સંગીતનો આખરી ગ્રંથ ગણાવો જોઈએ, કેમકે ત્યારપછી ભારતીય સંગીત-શાસ્ત્રમાં મોટા ફેરફાર થયા.

ઉપર્યુક્ત છપાઈ ગયેલા પાંચ ગ્રંથો ઉપરાન્ત બીજા કેટલાક સંગીત-ગ્રંથો સંસ્કૃતમાં હતા, જે આજે ઘણાખરા નષ્ટ થઈ ગયા છે. મુસલમાનોના હુમલામાં ઘણાય ગ્રંથો નષ્ટ થયા અને પાછળથી બાકીના આપણી બેદરકારીથી નષ્ટ થયા તોપ હજી કેટલાક મહત્વના ગ્રંથ હસ્તલિખિતના રૂપમાં કેટલીક સરકારી લાયબ્રેરીમાં આરામ કરી રહ્યા છે. ભરત મતંગ વગેરેએ બીજા પ્રાચીન ગ્રંથોનો ઉલ્લેખ પોતાના ગ્રંથોમાં કરેલો છે, જેથી એવા ગ્રંથો યા ગ્રંથકારોના નામ આજે આપણે જાણી શકીએ છીએ, નહીંતર તેઓના નામનિશાન પણ ન રહેત!

હવે તો સરકારી કૃપાછત્ર નીચે સંગીત એકેડેમી સ્થાપન થઈ છે, અલબત તેમાં જરા જીવ આવ્યા બાદ જ તે હાથપગ હલાવવા માંડશે!

## નારદ અને નારદી શિક્ષા

સંગીતના ગ્રંથકાર નારદનો ઉલ્લેખ ભરતે અનેક જગ્યાએ કર્યો છે, તેમાં નીચેના બે ઉલ્લેખો મહત્વના છે:—

(૧) गांधर्वमेतत्कथित मयाहि ।
पूर्वं यदुक्तं त्विह नारदेन ॥४८॥
(२) गांधर्वं चैव वाद्य च स्वातिना नारदेन ॥३॥
(अ. ३२)

નારદના ગ્રંથ ઉપરથી સંગીતનો બધો જ વિષય ભરતે ઉતારી લીધો છે, એમ ભરતના કહેવાનો અર્થ નીકળે, અને તેમ માનીએ, તો નારદી શિક્ષા કરતાં બીજો કોઈ મોટો ગ્રંથ નારદનો હોવો જોઈએ. પણ આની વિરુદ્ધમાં એક દલીલ આ છે, કે મતંગે તથા સંગીતરત્નાકરે નારદના કેટલાક શ્લોક ઉતારી લીધા છે અને તેમાંના ઘણાખરા શ્લોકો નારદી શિક્ષામાં મળે છે. પ્રાચીન ગ્રંથકારોમાંથી દત્તિલ, મતંગ અને રત્નાકરે નારદના ઉલ્લેખ કયા વિષયમાં કયા ઠેકાણે કર્યા છે તે નીચે બતાવું છું:—

**दत्तिल**-(૧)× ..........मूर्च्छना या प्रकीर्तिताः॥२०॥
अग्निष्टोमादिनामानस्त उक्ता नाट्यादिभि ॥२१॥
(૨) गांधर्वं नारदादिभ्यः प्रत्तमादौ स्वयम्भुवा ॥२॥

**મતંગ**-(૧) એકથી ચાર સ્વરના ગાયન બાબત
બૃ. દે પૃ. ૧૭
(૨) ગંધાર ગ્રામના વિષયમાં......,, પૃ. ૨૦
(૩) ×ગ્રામોની દેવતાઓ.........., પૃ. ૨૧



રત્નાકર-(૧) ગંધારગ્રામ પૃથ્વી ઉપર નહીં હોવા વિષે સં. ૨. ભા. ૧ પૃ. ૪૬

(૨) મૂર્ચ્છનાના નારદોક્ત નામ „ „ „ ૫૦

ઉપર આપેલા ઉતારાઓમાંથી જેઓની ઉપર × આવું ચિહ્ન કર્યું છે, તે વિષયોના શ્લોક નારદી શિક્ષાની મારી પાસેની પ્રતમાં મળતા નથી, પણ બાકીના બધા મળે છે, જેથી બધાએ કહેલો **નારદનો ગ્રંથ તે નારદી શિક્ષા** આ હોવો જોઈએ. [નારદી શિક્ષામાંથી કેટલોક ભાગ ખોવાઈ ગયો છે યા તો નારદના મોટા ગ્રંથમાંથી સંગીતનો વિષય નારદી શિક્ષામાં કોઈએ ઉમેરી લીધો છે, એમ પણ બને.]

(૧) ઋગ્વેદ, ગાથા અને સામવેદના ઉદાત્તાદિ સ્વરો, (૨) કૃષ્ટાદિ સ્વરોનો સંગીતમાંના સ્વરો સાથેનો મેળ, (૩) ગ્રામ, મૂર્ચ્છના, તાનો અને તેઓના દેવતા એટલાના નામ, (૪) સ્વરોના રંગ (વર્ણ), દેવતા, અને સ્થાન બ્રાહ્મણાદિ જાતિ, (૫) સ્વરોની જાનવરોના અવાજમાં વહેંચણ, (૬) રેફ, નકાર સંધિ આદિમાં ઉદાત્તાદિ સ્વરોની વ્યવસ્થા (૭) ગાયનના ગુણદોષ (૮) ગાત્રવીણા એટલે આંગળી-વડે સામસ્વરોનું 'નોટેશન', અને (૯) શ્રુતિની બાબત આદિ વૈદિક પઠન-ગાયનના વિષયો બહુ જ ટૂંકમાં નારદી શિક્ષામાં અપાયલા છે, તેમાં પ્રાચીન એવા મુખ્ય ૭ **ગ્રામરાગોનાં** સંક્ષિપ્તમાં લક્ષણ પણ આપેલાં છે, જેમાં કશ્યપ નામક ગ્રંથકારનો ઉલ્લેખ નારદે કરેલો છે.

### નારદોક્ત પ્રાચીન ગ્રંથકાર

**નામ** **વિષય**

(૧) કશ્યપ......(ના. શિ. ૪/૧૧).........કૈશિકરાગ

(૨) તુંબરુ......(„ „ ૫/૧૪)......ધૈવત અને નિષાદ સ્વરો

(૩) વસિષ્ઠ } (૪) વિશ્વાવસુ } („ „ ૭/૧૧)...સામવેદના સ્વરોની સૂક્ષ્મતા

### નટસૂત્રકર્તા શિલાલી તથા કૃશાશ્વ

પાણિનીના વ્યાકરણમાં નાટ્યશાસ્ત્રના વિષયના સૂત્રગ્રંથોના ઉ ખ બે ઠેકાણે આપ્યા છે. જેમકેઃ-

पाराशर्य-शिलालिभ्यां भिक्षुनट सूत्रयोः ।

આમાં શિલાલીનો નટસૂત્ર કરીને ગ્રંથ હતો, એમ કહ્યું છે. તેમ જ બીજા એક સૂત્રમાં કૃશાશ્વના નટસૂત્રનો ઉલ્લેખ પાણિનીએ કર્યો છે. આ બંને નટસૂત્રના ગ્રંથો નષ્ટ થઇ ગયા છે, તે કહેવાની જરૂર નથી. પાણિની પહેલાના ઘણા ગ્રંથો નષ્ટ થયા છે; પણ ઉક્ત નટસૂત્રોનો સંગ્રહ ભરત નાટ્યશાસ્ત્રમાં કરવામાં આવ્યો હશે એમ કહી શકાય.

### સ્વાતિ

ભરતે નારદ સાથે સ્વાતિનો ઉલ્લેખ વાદ્ય-વદનનો (પખવાજ વગેરેનો) આદ્ય ગ્રંથકાર તરીકે કર્યો છે. 'वाद्यं च स्वातिना' મૃદંગાદિવાદનનો વિષય ભરતે સ્વાતિના ગ્રંથ ઉપરથી લીધો છેઃ—

अनुवृत्त्या तथा स्वातेरातोद्यानां समासतः । ३२-४ ।

**સ્વાતિનો ગ્રંથ** ઉપલબ્ધ નથી.

### નંદિકેશ્વર

નારદ અને સ્વાતિના વર્ગમાં નંદિકેશ્વરને ગણાવવો જોઈએ, કેમ કે તે **નૃત્યનો આદ્ય ગ્રંથકાર** છે. નંદિના હસ્તલેખિત એક બે ગ્રંથો હજી ઉપલબ્ધ છે. નંદિ, નંદિકેશ્વર અને તંડુ ત્રણેય એક જ વ્યકિતનાં નામ છે. ભરતે તેનો ઉલ્લેખ તંડુ નામથી કર્યો છે. અભિનવગુપ્તે તંડુનો અર્થ નંદિકેશ્વર જણાવ્યો છેઃ-

तंडु-मुनि शब्दौ नन्दिभरतयोरपर-नामनी ।

કથાનક અને અભિનય વગરના માત્ર સુંદર અંગવિક્ષેપને ભરતે **નૃત્ત** કહ્યું છે. તંડુ શિવના પુત્ર હતા અને શિવજીની આજ્ઞાથી તેણે નૃત્તનું શાસ્ત્ર ભરતને જણાવ્યું, વગેરે હકીકત ભરતે પોતે જ કહી છેઃ—

न गीतकार्थ-संबद्धं न चाप्यर्थस्य भावकम् ॥२७०॥
किंतु शोभां जनयती ह्यतो नृत्तं प्रवर्तितम् ॥२७१॥
विवाह-प्रसवावाह-प्रमोदाभ्युदयादिषु ॥२७२॥
विनोदकारणं चेति नृत्तमेतत्प्रवर्तितम् ।
तेनापिहि ततः सम्यग्गानभाण्डसमन्वितः ॥२६०॥
नृत्तप्रयोगः सृष्टो यः स ताण्डव इति स्मृतः ।
देवेन चापि सम्प्रोक्तस्तण्डुस्ताण्डव-पूर्वकम् ॥२७४॥





...ततस्तण्डु समाहूय प्रोक्तवान् भुवनेश्वरः ।
प्रयोगमङ्गहाराणामाचक्ष्व भरताय वै ॥१७॥
तस्य तण्डुप्रेयुक्तस्य ताण्डवस्य विधिक्रियाम् ।
.....................संप्रवक्ष्यामि लक्षणम् ॥२७६॥

વિવાહાદિ મંગલોત્સવમાં ‘નૃત્ત’નો ઉપયોગ કહ્યો છે. આજના લોકનૃત્ય એટલે ‘ગરબા’, ‘કુદડી’, ‘ઝિમ્મા’ મંદિરમાંના તથા લગ્નના પ્રસંગમાં નીચલી કોમમાં કરવામાં આવતા નાચ ઇત્યાદિને ‘નૃત્ત’ કહેવું પડશે. નૃત્ત એટલે જ ‘તાણ્ડવ’. તંડુએ પ્રવર્તિત કર્યું એટલે તેને તાંડવ નામ અપાઈ ગયું:-

तण्डोरयं ताण्डव इति वैयाकरणैः स्मृतम् ।

એમ અભિનવગુપ્તે સ્પષ્ટીકરણ કર્યું છે. (એકાદ અવસ્થાનું યા પ્રસંગનું અનુકરણ કરતો નાચ તે નૃત્ય અને ગાવા બોલવા સાથેનો અભિનય તે નાટ્ય કહેવાય. નૃત્ત એટલે આનંદ પ્રદર્શનાર્થ અર્થવગરનો નાચ થાય છે તે આનંદ થતાં બાળકો નાચે કૂદે છે, તેથી જરા આગળની અવસ્થા નૃત્તની છે.)

### દત્તિલે ઉદ્ધૃત કરેલા ગ્રંથકારો

ભરતે દત્તિલનો ઉલ્લેખ કર્યો છે, જેથી દત્તિલને ભરત પહેલાંનો મનાય છે. આ બાબતની ચર્ચા પછી કરીશું. દત્તિલનો ગ્રંથ ‘દત્તિલમ્’ કહીને ‘ત્રિવેંદ્રમ્ સંસ્કૃતસિરીઝ’માં છપાયલો છે; ગ્રંથ નાનો એટલે ફક્ત ૨૪૪ શ્લોકોનો છે, પણ તેમાં ગાયનના બધાય વિષયો સ્પષ્ટ પણ ટૂંકમાં આવી ગયા છે. ભરત-નાટ્યશાસ્ત્રમાં આવેલા સંગીતના વિષયનો ટૂંક હેવાલ આપ્યો હોય, તેવો આ ગ્રંથ લાગે છે અને કેટલાક શ્લોકો **ભરતનાટ્ય શાસ્ત્રમાંના શબ્દ લઈને બનાવ્યા હોય** તેવા છે. દત્તિલમાં આવેલા ગ્રંથકારોના નામ નીચે મુજબ છે:-

૧ નારદ (દ. શ્લો. ૩૧)...અગ્નિ૦ પિતાનો (મૂ૦)
૨ કોહલ (દ. શ્લો. ૧૨૮)...તાલ
૩ વિશાખિલ (દ. શ્લો. ૧૭૭)...અપરાન્તક ગીત.

‘બ્રહ્માએ નારદ વિગેરેને પહેલાં સંગીત શીખવ્યું’ એમ દત્તિલે કહ્યું છે:-

गान्धर्वं नारदादिभ्यः प्रक्तमादौ स्वयम्भुवा ।
विधिवन्नारदेनाथ पृथिव्यामव तारितम् ॥२॥

આ ઉપરથી એમ કહેવા વાંધો નથી કે સંગીતનો **પહેલો ગ્રંથકાર નારદ** જ હતો.

ઉપર્યુક્ત ઉલ્લેખો ઉપરાન્ત દત્તિલમાં ‘આચાર્ય’, ‘પૂર્વાચાર્ય’ અને ‘ગુરુ’ એવા પણ ઉલ્લેખો આવેલા છે, જેનો વિચાર આગળ કરીશું.

### કોહલ-દત્તિલ આદિ ભરત-નાટ્યશાસ્ત્રના કર્તા તરીકે

દત્તિલે ‘ગુરુ’ ‘આચાર્ય’ એવા નામથી સંગીતના ‘જાતિ’ આદિ વિષયમાં જે મોઘમ ઉલ્લેખ કર્યા છે, તે તેના વિષય ઉપરથી ભરત માટેના લાગે છે; દત્તિલનો ગ્રંથ ભરતમાંના સંગીતના સારાંશ રૂપ છે, ભાષામાં પણ સામ્ય છે, એ મેં કહ્યું જ છે.

ભરત-નાટ્યશાસ્ત્રનો ગ્રંથ કોહલ, દત્તિલ, વાત્સ્ય અને શાંડિલ્ય એવા ભરતના ચાર શિષ્યોએ લખ્યો છે, એવો ઉલ્લેખ ખુદ ભરત-નાટ્યશાસ્ત્રમાં જ છે:-

कोहलादिभिरेतैर्वा वात्स्य-शांडिल्य-दत्तिलैः ।
एतच्छास्त्रं प्रयुक्तं तु नराणां बुद्धिवर्धनम् ॥७१॥ अ. ३६

ઉપરાન્ત “બાકીના વિષયો ઉત્તરતંત્ર રૂપી કોહલ કહેશે” એવું વચન ભરત-નાટ્યશાસ્ત્રમાં જ છે:-

शेषमुत्तरतंत्रेण कोहलः कथयिष्यति ॥ ३६-६५ ॥

ભરતે બીજા એક શ્લોકમાં શાંડિલ્યાદિ ચારેયને પોતાના પુત્ર તરીકે કહ્યા છે:—

शांडिल्यं चापि वात्स्यं च कोहलं दत्तिलं तथा ।
पुत्रान् ग्राहयामास ... ... ... ॥ (૧૧૨૬)

ઉપર્યુક્ત બન્ને વચનો ઉપરથી એમ લાગે છે, કે ભરતનો એકાદ નાનો ગ્રંથ પહેલાં હતો, અને કોહલાદિ ચાર શિષ્યોએ તેમાં સુધારો વધારો કરી નાટ્યશાસ્ત્ર-ગ્રંથ રચ્યો, જેમ કે ભરત-નાટ્યશાસ્ત્રમાં ‘अत्रा नुवंश्ये आर्ये भवतः’. ‘अत्र श्लोका भवन्ति’ એવા ઉલ્લેખથી પ્રવચન (સ્પષ્ટીકરણ) તરીકે વધારાના કેટલોક ભાગ મળી આવે છે, તે પાછળથી ઉમેરેલો હશે.

### દત્તિલના સમય બાબત સ્વ. તેલંગ

દત્તિલના સમવ બાબતના મેં આપેલા પ્રમાણો વડે જ તેને ભરતની પહેલાં ઠરાવવાનો પ્રયત્ન સ્વ. તેલગે તેમના ઉકત પ્રબંધમાં કર્યો છે. તેઓ નીચે મુજબ પ્રમાણોને ગોઠવે છે:–

(૧) દત્તિલે ભરતનું નામ ગ્રંથમાં એકવાર પણ આપેલું નથી, બીજાં નારદ, કોહલ વગેરેના જ્યારે આપ્યા છે. ( દત્તિલે ગુરુ અને આચાર્ય નામ આપ્યા છે, જે તેના કોઈ ગુરુ માટે હશે, યા તો પહેલાંના વિદ્વાન લોકો માટે હશે ).

(૨) 'अत्रानुवंशो आर्ये भवतः' કહીને પોતે ભરતે જ તેના પહેલા ગ્રંથોના ઉતારા લીધા હોવાનું કહ્યું છે. (અને એવા શ્લોકો 'પૂર્વાચાર્યો'ના હોવાનું અભિનવગુપ્તે પણ સ્પષ્ટીકરણ કર્યું છે )

અને (૩) 'કોહલાદિભિરેતેવો' શ્લોકવડે તેમજ 'શેષમુત્તરતંત્રેણ કોહલઃ' વગેરે શ્લોકથી પોતે ભરતે માત્ર દત્તિલ કોહલ આદિ ચારેનો ઉલ્લેખ કર્યો છે, તેથી આ ચારેય ગ્રંથકારો ભરત પહેલા થઈ ગયા હશે, એમ માનવાને કારણો મળે છે. ( "From the above statements there is reason to believe that Kohala etc–preceded Bharata and wrote works on music" —Ancient works etc. )

આના ઉપર ટીકાટીપ્પણ કરવાની જરૂર નથી માનતો.

### ભરત-નાટ્યશાસ્ત્રનો પરિચય

આ ગ્રંથ વિસ્તારમાં મોટો એટલે ૩૬ અધ્યાય અને ૬૦૦૦ શ્લોકવાળો છે; અભિનય આનો મુખ્ય વિષય છે, છતાં ગ્રંથ સંગ્રહરૂપવાળો છે અને તેમાં નાટક, સાહિત્ય, છંદ, નૃત્ય, ગાયન વાદન અને તાલ આદિ લાગતાવળગતા બધા જ વિષયો ઉપરનું સાહિત્ય એકઠું કરી આપેલ છે. નાટયનો, સંગીતનો તેમજ સાહિત્યશાસ્ત્રનો પણ આ ગ્રંથ સૌથી જૂનો ગણવો જોઈએ. ગ્રંથની શૈલી પ્રસન્ન, પ્રૌઢ અને રસાળ છે.

પ્રાચીન સંગીતમાંના રાગવિષયનું વિવરણ ભરતે કરેલું નથી. પણ સ્વરગ્રામ મૂર્ચ્છના આદિ મૂળ તત્ત્વો અને જાતિ–સંગીતનું વર્ણન કરવાવાળા પ્રાચીન ગ્રંથ તરીકે ભરત-નાટ્યશાસ્ત્રને સૌથી જૂનો ગણાવવો પડશે.

**ભરતે ગ્રામરાગોના નામ આપ્યા છે,** તેમજ ભરત પહેલાના કશ્યપ, નારદ અને કોહલે રાગોના વિશે લખ્યું છે, આ વાત મારા પહેલા લેખમાં મેં બતાવી છે. ( જુઓ–ઊર્મિ–વ. ૨૦ અં. ૭–૮ )

### ભરતોક્ત પ્રાચીન ગ્રંથકાર.

બ્રહ્મા, શિવ, સ્વાતિ, ઉશના, બૃહસ્પતિ, વત્સ, ચ્યવન, તુંબરુ, વિશ્વાવસુ, નારદ, નંદિ, વાત્સ્ય, શાંડિલ્ય, કોહલ અને દત્તિલ આટલાના નામ ભરતે આપ્યાં છે, જેમાંના કેટલાક તો ગ્રંથકાર નહિ, પણ માત્ર ઋષિ જ હતા, એમ કેટલાક કહેશે; છતાં સંગીતના વિષયના અનુરોધમાં જ જેઓના નામ ભરતનાટ્યશાસ્ત્રમાં આવી ગયેલાં છે, તેઓની વિગત આ પ્રમાણે છેઃ–

| નામ | વિષય |
|---|---|
| ૧ બ્રહ્મા (ભ. ના. ૧–૧૪, ૧૮ વગેરે) | નાટ્યવેદ |
| ૨ શિવ (ભ. ના. ૪–૨૭૪) | નૃત્ય |
| ૩ નંદિ (તંડુ) (ભ. ના. ૪–૨૭૬) | નૃત્ય |
| ૪ સ્વાતિ (ભ. ના. ૧–૫૧; ૩૨–૩; ૩૬–૬૬) | મૃદંગવાદન |
| ૫ નારદ (ભ. ના. ૧–૫૧; ૩૨–૩; ૩૨–૪૮૪; ૩૬–૬૬) | સંગીત |
| ૬ કાશ્યપ (ભ. ના. ૩૬–૨) | ,, |
| ૭ વાત્સ્ય (ભ. ના. ૧–૨૬; ૩૬–૭૧) | ,, |
| ૮ શાંડિલ્ય (ભ. ના. ૧–૨૬; ૩૬–૭૧) | ,, |
| ૯ દત્તિલ (ભ. ના. ૧–૨૬; ૩૬–૭૧) | ,, |
| ૧૦ કોહલ (ભ. ના. ૩૬–૬૫ ,, ) | ,, |

**કોહલના ગ્રંથ હસ્તલિખિત હજી એક બે મળે છે**

### મતંગમુનિનો ગ્રંથ બૃહદ્દેશી

ભરતના સમય બાદ પ્રાચીન જાતિ અને ગ્રામ-રાગોનો પ્રચાર ઓછો થયો અને 'દેશી' કહેવાતા રાગ વધી પડયા મતંગે દેશી રાગ વર્ણવ્યા છે અને તેથી જ તેણે પોતાના ગ્રંથનું નામ બૃહદ્દેશી એવું અન્વયર્થક રાખ્યું છે, તેનો અર્થ એ નથી કે 'દેશી'





રાગ પહેલા ન હતા; કારણ કે કોહલે, ભરતે તથા તેના પહેલાના નંદિકેશ્વરે અને કાશ્યપે દેશી રાગોનો ઉલ્લેખ કરેલો છે:-(૧) કોહલ:-જાતિ-રાગ-આષાદિ-સિદ્ધયે' (બૃ. દે. પૃ. ૩૨) 'જાતિ-ભાષાદિ સંયોગાત્૦' (એ જ ૧૨) (૨) નંદિકેશ્વર:-'જાતિ ભાષાદિ સિદ્ધયર્થમ્૦' (૩૨) (૩) ભરત:-'સૈંધવી-પ્રાશ્રિતં ભાષામ્' (ભ. ના. શા. ૩૧-૫૧૩) ભાષા, વિભાષા વગેરે દેશી રાગના ચાર પ્રકાર પ્રાચીન સમયમાં હતા.

ગ્રામ-મૂર્ચ્છના, સારણા અને જાતિનો વિષય ભરતે આપેલો છે તેનું જ ભાષ્ય જેવું વિવરણ મતંગે બહુ જ સારી રીતે આપેલું છે; તેથી પ્રાચીન સંગીતના અભ્યાસુને આ ગ્રંથ અતિ ઉપયોગી છે. આ ગ્રંથમાંનો વાદ્ય વાદનનો વિષય ખોવાઈ ગયેલો છે. (ત્રિવેન્દ્રમ્ સિરીઝમાં આ ગ્રંથ પણ છપાયલો છે.) તેમ જ સ્વરપ્રકરણ પણ ખણ્ડિત લાગે છે.

કેટલાક ગીત પ્રબંધોની ભાષા કર્ણાટી મતંગે કહી છે, તેથી મતંગ દાક્ષિણાત્ય ગ્રંથકાર હતો, એવું અનુમાન સ્વ. તેલંગે કાઢેલું છે, પણ પ્રબંધો માટે બીજી ભાષાઓ પણ "લાટ-કર્ણાટ-ગૌડાન્ધ્ર૦ (શ્લો૦ ૪૮૭) એવી રીતે મતંગે આપેલ છે, વળી ભરતે પણ 'બાહ્લીકા દાક્ષિણાત્યા૦' (૧૮-૩૬) એવી રીતે દાક્ષિણાત્ય ભાષા ગણાવી છે, તેથી ભરતને પણ મદ્રાસી બનાવવો પડશે! કોઈ દાક્ષિણાત્ય ગામ યા નદીનું નામ યા દાક્ષિણાત્ય ભાષાના શબ્દો મતંગમાં આવેલા નથી, વળી તેના વખતમાં દાક્ષિણાત્યોએ ઉત્તર હિંદ ઉપર રાજ્ય પણ કરેલું હતું

## મતંગોદ્ધૃત પ્રાચીન ગ્રંથકાર

૧ યાષ્ટિક-(બૃ૦ દે., પૃ. ૮૨) શુદ્ધાદિ પાંચ ગીતિ; (પૃ. ૧૦૪-૧૩૩) ભાષારાગ વર્ણંત; ૨ **વિશ્વાવસુ** (પૃ. ૪) શ્રુતિ; ૩ **શાર્દૂલ** (પૃ. ૧૩૩-૧૪૦) ભાષારાગ વર્ણન; ૫ **દુર્ગશક્તિ** (પૃ. ૮૨) -માગધી વગેરે ૪ ગીતિઓ. (પૃ. ૯૪)-'વેસર' રાગની વ્યાખ્યા, (પૃ. ૯૯)-'નર્ત' રાગની ઘટક જાતિઓ; ૬ **નંદિકેશ્વર** (પૃ. ૩૨)-રાગ; ૬ **કોહલ** (પૃ. ૩૨) મૂર્ચ્છના; (પૃ. ૯૬) હિંદોલ રાગ; (પૃ. ૧૨) સ્વર; (પૃ. ૫) શ્રુતિ; ૭ **દત્તિલ** (પૃ. ૨૯)-તાન; (પૃ. ૩૦) તાન; ૮ કાશ્યપ (પૃ. ૮૭)-રાગોના ગ્રામ; (પૃ. ૧૦૨) નાટકમાં રાગ યોજના; (પૃ. ૧૦૨) મૂર્ચ્છના; ૯ **નારદ** (ઉપર આપ્યા છે). [મતંગે દુર્ગાશક્તિની જગ્યા દુર્ગાશક્તિ નામ આપ્યું છે.] ૧૦ **વિશાખિલ** (૨૬) તાન-મૂર્ચ્છના ભેદ ૧૧ **મહેશ્વર** (૧૨) પશુના અવાજના સ્વરો.

## સંગીત-રત્નાકર

રત્નાકર એટલે રત્નોની ખાણ યા સમુદ્ર અને તેની યોગ્યતાનો જ આ ગ્રંથ છે. ગાયન, વાદન અને નૃત્યના બધા વિષયો બહુ જ સ્પષ્ટતાથી અને શાસ્ત્રીય રીતથી આ ગ્રંથમાં અપાયા છે. 'જાતિ' અને ગ્રામ રાગોના પ્રાચીન ગીતોનું **નોટેશન**, અનેક પ્રકારની વીણાઓ, બાંસરી અને પખવાજ જેવા **વાદ્યોની બનાવટ** અને બોલ આમાં લખેલા છે; સંગીતના ગમક જેવા સૂક્ષ્મ વિષયોનું વિવરણ આમાં કરેલું છે અને રસ વિષયની ચર્ચા પણ આપેલી છે.

અનેક પ્રાચીન સંગીત ગ્રંથોનો સાર રત્નાકરમાં સંગ્રહિત થયો છે, જેથી કેટલાક પ્રાચીન ગ્રંથોનું મહત્ત્વ ઓછું થયું અને પરિણામે તે ગ્રંથો નષ્ટ થવામાં મદદ થઈ હશે.

શાર્ઙ્ગદેવની વખતે પ્રચારમાં હતા તે રાગો પણ પ્રાચીન સંગીતની પરિભાષામાં અને પ્રાચીન રાગો સાથે મેળ નાખી રત્નાકરમાં અપાયલા છે, આ ખાસ મહત્ત્વની વાત છે. રત્નાકરના સમયમાં ભારતીય સંગીત સંક્રમણાવસ્થાની આખરી અણી ઉપર ઊભું હતું, એમ કહી શકાય.

પ્રાચીન સંગીત કેટલું સમૃદ્ધ અને સૂક્ષ્મ હતું, તેની કલ્પના રત્નાકર ઉપરથી આપણને આવી શકે છે. પ્રાચીન સંગીતનું સ્વરસપ્તક પણ આપણા વિદ્વાનો હજી સુધી નક્કી કરી શક્યા નથી, જેથી રત્નાકર જેવા ગ્રંથરત્નો આપણા માટે અર્થ વગરના થઈ પડ્યા છે।




## રત્નાકરોક્ત ગ્રંથકાર-નામાવલી

૧ સદાશિવ, ૨ શિવા ( પાર્વતી ), ૩ બ્રહ્મા, ૪ ભરત, ૫ કશ્યપ, ૬ મતંગ, ૭ યાષ્ટિક, ૮ દુર્ગાશક્તિ, ૯ શાર્દુલ, ૧૦ કોહલ, ૧૧ વિશાખિલ, ૧૨ દત્તિલ, ૧૩ કમ્બલ, ૧૪ અશ્વતર, ૧૫ વાયુ, ૧૬ વિશ્વાવસુ, ૧૭ રંભા, ૧૮ અર્જુન, ૧૯ નારદ, ૨૦ તુંબરુ, ૨૧ આંજનેય ( હનુમાન્ ) ૨૨ માતૃગુપ્ત, ૨૩ રાવણ, ૨૪ નંદિકેશ્વર, ૨૫ સ્વાતિ, ૨૬ ગુણ, ૨૭ બિંદુરાજ, ૨૮ ક્ષેત્રરાજ, ૨૯ રાહલ, ૩૦ રુદ્રટ, ૩૧ નાન્ય ભૂપાલ, ૩૨ ભોજરાજ, ૩૩ સોમેશ, ૩૪ પરમર્દી; ( તેમ જ ભારતના ટીકાકારો, જેમ કે:– ) ૩૫ લોલ્લટ, ૩૬ ઉદ્‌ભટ, ૩૭ શંકુક, ૩૮ અભિનવગુપ્ત, ૩૯ કીર્તિધર. ( ૧/૧/ ૧૫–૧૯ )

શાર્ઙ્ગદેવે ગ્રંથની શરૂઆતમાં જ ઉપલી યાદી આપી છે અને કહ્યું છે:—

अन्ये च बहवः पूर्वे ये संगीत–विशारदाः ।
अगाध–बोध–मन्थेन तेषां मत–पयोनिधिम् ॥
निर्मथ्य श्रीशार्ङ्गदेवः सारोद्धारमिमं व्यधात् ।

જેનો અર્થ આ થાય છે કે શાર્ઙ્ગદેવે આપેલા ૩૯ ગ્રંથકારોના ગ્રંથ તેણે જોયેલા એટલું જ નહીં પણ તે ખાત્રી આપે છે કે બીજા પણ ગ્રંથો તેણે જોયા હતા અને **ગ્રંથ જોયેલા એટલું જ નહિ પણ તે ગ્રંથોનું સંશોધન ( 'અગાધ–બોધ' ) કરી તેઓનો ઉત્તમ ઉપયોગ તેણે કરેલો.**

ઉપલી યાદીમાંના કેટલાક ગ્રંથોના ઉધ્ધૃતો માતંગે લીધેલા છે, તે મેં અગાઉ બતાવ્યું જ છે. રત્નાકરે પોતે પણ કેટલાક ગ્રંથોના મત અને ઉધ્ધૃતો તે તે વિષયમાં ટાંક્યા છે, તેથી **દુષ્યંત–શકુંતલા** જેવા યા તો અરેબિયન નાઇટ્સમાંના શાહજાદા જેવા કાલ્પનિક લાગતા નામોવાળા વાયુ રાવણ અને રંભા જેવા ગ્રંથકારો પ્રાચીન કાળમાં થયા હતા, એમ માનવા માટેનો પુરાવો આપણને મળે છે. શાર્ઙ્ગદેવે સં. રત્નાકરમાં કયી જગ્યાએ કયા ગ્રંથના ઉતારા લીધા છે, તેની યાદી હું નીચે આપું છું.

### રત્નાકરોધ્ધૃત ગ્રંથકાર

૧ નારદ (ખં. ૨. ભા. ૧ પૃ. ૪૬) ગંધારગ્રામ.
નારદ (ખં. ૨. ભા. ૧ પૃ. ૫૦) મૂર્છનાના નામ
૨ પાર્વતી (ખં. ૨. ભા. ૧ પૃ. ૨૮૮) ગીત પ્રબંધ
૩ નંદિ (ખં. ૨ ભા. ૧ પૃ. ૨૮૯) ગીત પ્રબંધ
નંદિ (ખં. ૨ ભા. ૨ પૃ. ૫૭૧) પટહ વાદ્યના બોલ
૪ વિશાખિલ (ખં. ૨ ભા. ૨ પૃ. ૪૯૯) શુષ્ક (સોલો) વીણાવાદન
વિશાખિલ (ખં. ૨ ભા. ૨ પૃ. ૫૦૭) વગરતાલ વીણાવાદન
વિશાખિલ (ખં. ૨ ભા. ૧ પ૩૭૭, ૩૯૧) અપરાન્તક, ઉલ્લોપ્યક ગીત
૫ યાજ્ઞવલ્ક્ય (ખં. ૨ ભા. ૧ પૃ. ૫૨૬) વીણાવાદનથી મોક્ષ પ્રાપ્તિ
૬ અર્જુન (ખં. ૨ ભા. ૧ પૃ. ૨૯૦) ગીત પ્રબંધ
અર્જુન (ખં. ૨ ભા. ૧ પૃ. ૨૮૯) ગીત પ્રબંધ
૭ યાષ્ટિક (ખં. ૨ ભા. ૧ ૧૫૨, ૧૫૪) રાગભાષા પ્રકાર
૮ કશ્યપ (ખં. ૨ ભા. ૧ પૃ. ૧૮૨) નર્તરાગ
૯ કમ્બલ (ખં. ૨ ભા. ૧ પૃ. ૭૮) જાતિ–રાગોમાં સાધારણ સ્વર
૧૦ અશ્વતર (ખં. ૨ ભા. ૧ પૃ. ૭૮) જાતિ–રાગોમાં સાધારણ સ્વર
૧૧ સોમેશ્વર ( „ „ ૧/૨૨૭) કલા પ્રબંધ

રત્નાકરે ભરત–મતંગના નામ ઠેર ઠેર લીધાં છે, તે કહેવાની જરૂર નથી.

**પાર્વતી**નો એકાદ ગ્રંથ હસ્તલિખિત હજી મળે છે.



# ચકલાના માળા

સિદ્ધાર્થ

માનવજાત માથે એક આક્ષેપ હંમેશ માટે થતો આવ્યોછે : માનવી કુદરતથી વિમુખ બનવા લાગ્યો છે. પણ કુદરતસર્જ્યાં એકેએક જીવ સાથે તાદાત્મ્ય રાખી શકે એવું જો કોઈ હોય તો એ ફક્ત માનવી જ છે. પશુ–પંખી સાથેની એની કૌટુંબિક ભાવના અજબ રીતે ખીલી ઊઠતી આપણે રોજ ક્યાં નથી નિહાળતા ? આ વાર્તામાંની 'સુશ્રી' એવું એક ઉદાહરણ જ છે ને ?

કોઈ દિવસ નહિ ને આજે સુશ્રીનો હસતો ચહેરો આવો ભારેખમ શાથી બની ગયો એ હું જઈને છેક એની પાસે બેઠો ત્યાં સુધી મને સમજાયું જ નહિ. મેં તો પૂછ્યું પણ ખરું :

'સુશ્રી, તને શું થયું છે ?'

'કંઈ નહિ તો ?' એટલો ટૂંકો જવાબ વાળીને પાછી એટલી જ ગંભીરતાથી એમની એમ બેસી જ રહી. સાતેક દિવસથી અમારી સ્મૃતિ એમની નિશાળ દ્વારા ગોઠવાયેલા પ્રવાસે ગઈ હતી એને કારણે પણ હોય, એટલે મેં સહજ પૂછ્યું.

'સ્મૃતિનો કંઈ કાગળ આવ્યો કે નહિ ?'

'હા, એ લોકો અત્યારે વેલુર મઠમાં પહોંચ્યાં છે. હજુ બીજા પંદર દિવસ સુધી દક્ષિણમાં જ ફરશે. એ પડ્યો ટેબલના ખાનામાં કાગળ '

હું વધુ નવાઈ પામ્યો. સ્મૃતિના કાગળનું આવું સારી રીતે વર્ણન કરી શકનાર સુશ્રી આટલી બધી ગંભીરતા શાને કારણે ધારણ કરી બેઠી છે એ મને કેમે ય સમજાયું નહિ. કોટ કાઢીને હેંગરમાં ભેરવીને હેંગર હું કબાટમાં જ્યાં મૂકવા જાઉં છું ત્યાં જ સુશ્રી મારે પડખે આવીને ઠપકાભરી નજરે મને જોઇ રહી, એવા જ રડમસ ચહેરે ધીમેથી બોલી :

'હું કોટ કાઢવા આવતી 'તી એટલી વારમાં શું ખાટુંમોળું થઈ ગયું તે જાતે કોટ ઊતારીને મૂકવા ગયા ?'

'તારી તબિયત આજે કાંઈ નરમ છે ?'

'નહિ તો ?'

'તો આમ કેમ સૂનમૂન દેખાય છે ?'

'એ તો અમસ્તું જ, '

એના ફરીવારના, આવા જવાબે પાછો હું ખુરસી ઊપર બેસી પડ્યો અને બૂટની દોરી છોડવા જ્યાં નીચો નમું ત્યાં સુશ્રીનો હક જાણે છીનવાઈ જતો હોય એમ મારો દોરીને અડેલો હાથ ખસેડીને બૂટની દોરી છોડતી છોડતી બોલી :

'કેમ, આજે તમારું કાંઈ કામ મને નથી કરવા દેવું ?'

'પણ તું આજે આમ કેમ ઢીલીઢફ લાગે છે ?'

'મને તો કાંઈ નથી.' જરા ગંભીરતા ઓસરતી જતી લાગતી હતી, અને આ જવાબ સાથે એના રતુમડા હોઠ ઉપર હાસ્યની એક લહેરખી દેખાઈ એટલે મને જરાક નિરાંત વળી.

પછી તો મારા બૂટ–મોજાં કાઢીને, સાફ કરીને, એને ઠેકાણે મૂકીને એ આવી અને મારે બદલવાનાં કપડાં પણ લાવીને બાથરૂમમાં મૂક્યાં એટલે હું યંત્રવત હાથ–મોં ધોવા ઊભો થયો. કપડાં બદલીને બહાર આવ્યો ત્યારે સુશ્રીના મોં ઉપર પાછું એનું એ રોજનું હાસ્ય તરવરતું દેખાયું એટલે મારો અત્યાર સુધી અદ્ધર થઈ ગયેલો જીવ જરા હેઠો બેઠો. અને અમે બન્ને રસોડામાં જઈને જમવા બેઠાં.

એ જ રોજની ઢબછબથી આજે પણ સુશ્રી પીરસતી હતી અને ખાતી હતી. આજે સ્મૃતિની ગેરહાજરીનો સાતમો દિવસ હતો એટલે જમતી વખતનું એ રોજનું આહ્લાદક વાતાવરણ નહોતું એટલું ખરું. પણ ઘડી પહેલાનું ગંભીર વાતાવરણે ય નહોતું. અને અમે જમીને ઊભાં થયાં ત્યારે પણ સીતાબાઈ ને બધી સૂચનાઓ આપતી રોજની સુશ્રીમાં મને જરાપણ ફરક ન દેખાયો. સીતાબાઈ રસોડામાં પેઠી ને અમે બહાર નીકળ્યાં. ટપાલ ઉપર નજર ફેરવી ન ફેરવી ત્યાં તો સુશ્રી ટહુકી :

'આજે ફરવા નથી જવું કે શું ?'

'મેં ક્યારે ના પાડી છે !'




'ત્યારે બેઠા કેમ ?'

'જમીને જરા શ્વાસ તો લેવા દઈશ કે નહિ ?'

'હવે તો શ્વાસ લઈ લીધો ને ?' થોડીવારે એનો બીજો પ્રશ્ન આવ્યો.

'ચાલ.' કહીને મેં પગમાં ચંપલ પહેર્યાં ન પહેર્યાં ને અમે ઘર બહાર નીકળ્યાં.

દીવાબત્તી થઈ ગઈ હતી છતાં શિયાળાની રાતનો પહેલો પહોર હજુ ઘડી પહેલાં જ શરૂ થયેલો એટલે બહુ અંધારા જેવું લાગતું નહોતું. અને એમાં ય પાછો આજે અજવાળી ચૌદશનો ચંદ્રિ સોળે કળાએ ડોકિયું કરીને ઊંચે આવવા તલપાપડ થઈ રહ્યો હતો. અમારી સાથે આજે સ્મૃતિ નહોતી એટલે વીસેક મિનીટ અમે ચાલ્યાં ત્યાં સુધી બેમાંથી કોઈ નહોતું બોલ્યું સ્મૃતિને હજુ મહિના પહેલાં જ બારમું વરસ બેઠેલું. પણ વાતોમાં તો એ એવી કે એની સાથે વાતોના તડાકા મારનાર જ થાકે. પૂછી પૂછીને તો એ દમ કાઢી નાખતી ! સ્મૃતિ બાર વરસની થઈ ત્યાં સુધી-અમારા બેઉનો સહિયારો પ્રેમ એના ઉપર જરા પણ કંજૂસાઈ વગર ઢોળાતો જ આવ્યો છે. એમાં ભાગ પડાવનાર સ્મૃતિને ભાઈ કે બેનની ખૂબ હોંશ હોવા છતાં હજુ સુધી બેમાંથી એકેય નથી આવ્યાં એટલે સહેજે સ્મૃતિ એ બધાંની સામટી ભોક્તા રહી છે.

હજુ માણસોની અવરજવરથી થોડેક દૂર અમે પહોંચ્યાં ન પહોંચ્યાં ત્યાં જ સુશ્રીએ મારા ખભે હાથ મૂકીને કહ્યુ :

'પે......લી ચકલી જોઈ !'

'કઈ ?'

'આ પેલા ઠૂંઠા ઝાડની સૂકી ડાળખી ઉપર બેઠી એ.'

'મને તો નથી દેખાતી ?'

'અરે, આ રહી.' બે હાથ વની મારું મોં એક સૂકા બાવળના ઝાડની દિશામાં ફેરવીને મારા માથા પાસે એનું માથું લાવીને દૂર દૂર આંગળી ચીંધીને મને બતાવવા લાગી. અને છતાં ય હું, એ દેખાડતી હતી એ ચકલી ન જોઈ શક્યો ત્યારે એ છેડાઈ પડી.

'તમે તો આવા ને આવા જ રહ્યા !'

'ચકલીની સાથે તારો આ અભિપ્રાય કેવી રીતે તું બંધ બેસાડીશ ?' મેં જરા વધુ એકાગ્ર થતાં પૂછ્યું.

'આવડી ચકલી નથી જોઈ શકતા તો કારખાનામાં રેખાઓ શી રીતે પારખી શકતા હશો ?' વીજળીના કારખાનામાં મારે નાના મોટા ગ્રાફ ઓળખવાના એ ઝીણવટભર્યા કામ ઉપર સુશ્રીની આ ટકોર હતી !

'હા, દેખાઈ ખરી તારી ચકલી.' મને સુશ્રીએ ચીંધેલી આંગળી તરફ મીટ માંડતા આખરે સફળતા મળી એટલે મેં ખુશ થતાં કહ્યું. ત્યાં જ સુશ્રી બોલી ઊઠી :

'એ ચકલીનો માળો આજે વીંખી નાખ્યો.'

'કોણે ?'

'કોણે તે તમારા પેલા બકાસુરે.'—અમારા પાળેલા કૂતરાનું ચારછ વરસ પહેલાં સુશ્રીએ પાડેલું એ નામ હતું.

'પણ એ ચકલીના માળા સુધી પહોંચ્યો કઈ રીતે ? અને એ ચકલી આ જ છે એની પણ તને શી ખાત્રી છે ?'

× × ×

અમારા ઘરમાં ત્રણેક માસથી ચકલાંએ માળો બાંધેલો. મેં ઘણું કહ્યું છતાં સુશ્રીના અને સ્મૃતિના બેવડા આગ્રહે એ માળો પૂરો થવા દીધો. પછી તો માળામાં ત્રણ નાનકડાં ઇંડાં દીઠાં. ઇંડાંમાંથી બચ્ચાં પણ થયાં. પછી ચકા ને ચકી બચ્ચાંને બોલતાં, ખાતાં ઊડતાં શીખવવા ઘર ગજવી મૂકવા લાગ્યાં. ઘણીવાર મારું ઑફિસનું કામ હું ઘેર લઈને આવતો ત્યારે આખો વખત હું ઘેર રહેતો. અને મને,, આ ચકલાંએ માથે લીધેલું ઘર ત્યારે જરાય ન ગમતું. છતાં એ માદીકરીના આગ્રહે હું એ બધું ચલાવી લેતો.

પછી તો એક દિવસ ચકો ને ચકીની ગેરહાજ-





રીમાં એ ત્રણે ય બચ્ચાં માળામાં રમતાં ગેલ કરતાં નીચે પછડાયાં. હજુ પાંખો ફફડાવતાં શીખ્યાં નહોતાં એટલે પડ્યાં ભેગાં બે તો ત્યાં ને ત્યાં ખલાસ થઈ ગયાં. ત્રીજું, જરા જરા જીવ હતો એટલે બચ્ચે એમ લાગતું હતું. પણ અમારા બકાસુરે એની પાસેનાં બે મરેલાને સૂંઘીને પડતાં મૂકીને એ તડફડતા બચ્ચાનો કોળિયો કરી લીધો,—અને એ જ વખતે બરોબર સુશ્રી બારણામાં પેઠી. તે દિવસે તો બકાસુરને શું માર પડ્યો છે ! જોગજોગે તે દિવસે હું પણ ઘેર હતો એટલે આ બધાંનું મારે સાક્ષી બનવું પડેલું. મારાથી સુશ્રીને કહેવાય એમ પણ નહોતું, કે બકાસુરનો પક્ષ લઈ ને એને પણ છોડાવાય એમ નહોતું. સ્મૃતિ પણ એ બચ્ચાંને મરેલાં પડેલાં જોઈને ગળગળી થઈને આ બધું જોતી, ધ્રૂજીને ઊભી હતી.

સાંજે જ્યારે ચકો ને ચકી આવ્યાં ત્યારે એમનું એ ચીંચી ચીંચી થયેલું કલ્પાંત આજે ય મને એવું ને એવું યાદ છે. સુશ્રી તો એમને આશ્વાસન દેવા જેવી ભાષા નહોતી જાણતી. અને એ શોકમાં ને શોકમાં અમે ત્રણેય સાંજે જમવા બેઠાં ત્યારે એક પણ કોળિયો ખાધા વિના પીરસેલ ભાણા ઉપરથી ઊભાં થઈ ગયાં ત્યારે અમારા ઘરની એકની એક પીઢ નોકરાણી સીતાબાઈ બોલેલી :

'ભાઈ, એ તો ચકલાંનો માળો છે, કાલ ઊઠીને બીજાં બચ્ચાં થશે,—માળો તો હજુ વીંખાયો નથી ને ? '

અણસમજુ સ્મૃતિ આટલી નાનકડી વાતની દલીલમાં ઊતરી હોત તો સીતાબાઈનું માથું પકવી નાખત. અને સુશ્રીની વાચાળતાથી તો સીતાબાઈ ઘણીવાર ગળા સુધી આવી જતી હતી. એક મારું ઓછાબોલાપણું એને ગમતું એટલે આવું કંઈક હોય ત્યારે સીતાબાઈનું ડાચકું મોં મને ઉદ્દેશતું.

પછી તો બીજા બે ત્રણ મહિના પસાર થઈ ગયા. પેલો ગમખ્વાર બનાવ ધીમે ધીમે ભૂલાતો ચાલ્યો. બકાસુરે પણ એને પડેલા મારના બદલામાં બે દિવસના અનશન પછી ત્રીજા દિવસથી રોજની જેમ ખાવું શરૂ કરેલું. પણ હવે જોગજોગે એ પેલા માળાવાળા ખંડમાં આવતો નહિ. સુશ્રી તો રોજ ચકો-ચકી ચણ માટે ઊપડે કે ખુરસી ઉપર ચડીને માળામાં જોતી કે ઈંડાં મૂક્યાં છે કે નહિ! એની આ જિજ્ઞાસુવૃત્તિને મેં એક બે વાર ટપારેલી પણ ખરી. પણ એને ગળે કાંઈ ઊતર્યું જ નહિ. એ તો વાતવાતમાં—પેલી દાદીમાની વાતની જેમ—ચકા-ચકીને લાવ્યા વગર રહેતી જ નહિ.

અને એમ ને એમ બીજા સાત મહિના પણ ચાલ્યા ગયા. વળી પાછા ચકો-ચકી માળામાં ગોઠવવા, માટે દોરા તણખલાં ને ચીંથરાં લાવવા મંડ્યાં. સુશ્રીએ એ જ રાતે મને વાત કરી કે હવે ચકલી ઈંડાં મૂકશે. ચકલાંમાં આટલો બધો રસ લેતી સુશ્રીને મેં વધુ ન લંબાવતા એટલું જ કહેલું કે પેલી સીતાબાઈ કહેતી 'તી એમ જ : માળો વીંખાયો નથી ત્યાં સુધી એનો ક્રમ ચાલ્યા જ કરવાનો. કાલ ઊઠીને બીજાં......

અને તે દિવસની સુશ્રીની એ ઘસઘસાટ ઊંઘ હજુ ય મારી આંખ સામે તરવરે છે. બત્તી બળતી હોય ત્યાં સુધી ઊંઘવું નામ-નિશાન ન દેખાય એવી સુશ્રી આજે મોડી રાત સુધી મારે કામ કરવાનું હોવાથી બળતી રાખેલી ટ્યુબલાઈટના ઝગઝગાટમાં પણ ઘસઘસાટ ઊંઘતી હતી. એની મુખરેખાઓ ઉપર જે સંતોષ તરવરતો હતો એ તો મેં છેક રાતના દોઢ વાગ્યે, મારું કામ પતાવીને સૂવાની તૈયારી કરવા બત્તીનું બટન બંધ કરવા જતી વખતે ઓચિંતો જ જોયો. એની ઊંઘની ખાત્રી કરવા મેં એની આંખ ઉપર હાથના આંગળાં પણ ફેરવી જોયાં. પણ એ ખરેખર ઊંઘતી જ હતી. ટાઢની થોડીક અસર લાગવાથી મેં એને રજાઈ ઓઢાડી ત્યારે પણ એ જરાય ન હલી કે ન ચાલી.

સવારે આઠ વાગ્યે જ્યારે એ મને જગાડવા આવી ત્યારે એનો એ સંતોષમયો ચહેરો કંઈક જુદી જ ખુશનુમા વેરતો દેખાયો.

પાંચ-સાત દિવસ ગયા ન ગયા ત્યાં જ મને



જાણવા મળ્યું કે આ વખતે માળામાં ચાર ઈંડાં છે. એના જવાબમાં મેં જે ટાઢકથી જવાબ આપેલો એથી સુશ્રી જરા નાખુશ થઈ હશે એમ મને લાગેલું. પણ પછી તો સ્મૃતિ અને હું કંઈક બીજી જ વાતોએ ચડી ગયેલાં એટલે એ બહુ લંબાયું નહિ. ચોથે દિવસે એ માળામાં બચ્ચાં પણ દેખાયાં. ફરી પાછો એ જ ક્રમ ચાલુ થયો. આ વખતે બકાસુરને એ ખંડમાં ઢૂંકવા પણ મળે એમ નહોતું.

બચ્ચાં પાંચ-પંદર દિવસ પછી ધીમે ધીમે માળામાં રમતાં-ગેલતાં થયાં. સુશ્રી અમારી સ્મૃતિના જેટલા જ રસથી ચકલાનાં એ બચ્ચાંઓનું લાલન-પાલન કરતી. ચકો-ચકી પણ સુશ્રી સાથે હળી ગયાં હતાં એટલે સુશ્રી પાસે આવીને પણ એ ચણ લઈ શકતાં. સુશ્રી પણ મોટા ભાગનો સમય આ ચકલાં પાછળ કાઢતી.

એકાદ મહિનાનાં બચ્ચાં થયાં ન થયાં ત્યાં તો બચ્ચાં પણ પછી ચણ માટે બહાર જવા લાગ્યાં. ચકો-ચકી અને બચ્ચાં બહાર જતાં રહે એ સુશ્રીને ન ગમ્યું એટલે એણે માળાવાળા ખંડની બારીઓમાં ઝીણી જાળી ચોડાવી દીધી, જાણે મોટું પાંજરું જ બનાવી દીધું. ચકલાંની આઝાદીને ભોગે સુશ્રીની ધૂન સંતોષાતી લાગી. સુશ્રીની ધૂન માટે હું એને ક્યારેય રોક-ટોક કરતો નહિ. અને એ રીતે એ ચકલાંના કુટુંબને એ પોતાનું કરવા મથી રહી.

પણ એક દિવસ કોણ જાણે કેવીયે શરતચૂકથી સુશ્રીને હાથે જ બારણું ઉઘાડું રહી ગયું ને, ચકો-ચકી અને એમનાં ચારેય બચ્ચાં બહાર નીકળી ગયાં. ઠેઠ રાત પડવા આવી ત્યાં સુધી સુશ્રી બધાં બારણાં ઉઘાડાં મૂકીને એ ચકલાંની રાહ જોતી બેસી રહી. પણ એ આઝાદી હવે વધુ વાર સુશ્રી ન છીનવી શકી. અને પછી તો રોજ રાહ જોઈ જોઈને થાકેલી સુશ્રીએ રાહ જોવી જ છોડી દીધી.

માળો એમનો એમ પડ્યો રહ્યો હતો—ચકલાં વગરનો. સુશ્રીને શ્રદ્ધા હતી કે એ નહિ તો બીજાં ચકલાં પણ એ માળામાં આવીને વાસ કરશે.

અને એમ ને એમ પછી તો એ માળો, એ ચકલાં અને એ આખી વાત વીસારે પડી. એ માળામાં પણ સુશ્રીને હવે બહુ રસ ન રહ્યો. પણ આજે એ વાતને ત્રીજે વરસે એકાએક અમારો બકાસુર એ ખંડમાં આવી પહોંચ્યો હશે.—સુશ્રીની નજર ચુકવીને સ્તો!—બરોબર માળા નીચે અમારું મોટું ઊંચું સ્ટૂલ પડેલું. એના ઉપર બકાસુર ચડી ગયો અને ત્યાંથી બે પગે ઊભો થઈને છત સાથે ટીંગાતો માળો આખો જમીન પર પાડ્યો ન પાડ્યો ત્યાં અચાનક સુશ્રી એ ખંડમાં આવી પહોંચી. ખાલી માળો નીચે પડેલો જોયો. એણે બકાસુરને કશું ન કર્યું, બકાસુર પણ ખાલી માળો જોઈને તરત સૂંઘીને ખંડ બહાર નીકળી ગયો. પણ આ વીંખાયેલો માળો જોતાં જ સુશ્રી આખી વાતને પાછી યાદ કરી બેઠી. અને ગમગીનીભર્યો આખો દિવસ જ્યાં ત્યાં પસાર કર્યો. સાંજે હું આવ્યો ત્યારે પણ એની આ ગંભીરતાનું કારણ હું ન સમજી શકેલો. ચકલીનાં બચ્ચાં મરી ગયેલાં ત્યારે, બકાસુર એનો કોળિયો કરી ગયેલો ત્યારે કે ચકલી ને ચકલા સાથે એનાં બચ્ચાં માળો છોડીને ચાલ્યાં ગયેલાં ત્યારે પણ એના મોં ઉપર એકેય કરુણ-ગંભીર રેખાઓ નહોતી આવી શકી એ આજે આ તૂટેલા માળાને જોઈને આવી પડી હશે એનો મને તો ખ્યાલ પણ ક્યાંથી હોય? અને એટલે જ મેં એની ગંભીરતાનું કારણ પૂછતી વખતે બધું પૂછેલું પણ આ માળાની વાત જ યાદ નહોતી કરી. એ વાત તો ત્રણ વરસથી ભૂલાઈ ગયેલી એટલે એકાએક યાદ કરવાનું મન પણ શાનું થાય?

પણ હમણાં જ અમે ફરવા ગયાં ત્યારે મને પેલા સૂકા બાવળને ઠૂંઠે બેઠેલી ચકલી બતાવતી સુશ્રીએ આ આખી વાત કહી ત્યારે હું એની એ ગમગીનીનું કારણ સમજી શક્યો.

ફરીને અમે ઘેર આવ્યાં ત્યારે સુશ્રી એ જ ગમગીની ધારણ કરતી બોલેલી: 'માળો જ વીંખાઈ ગયો એટલે હવે ચકલો કે ચકલી આવવાની કોઈ શક્યતા જ નથી, ખરું ને?'

મેં સીતાબાઈના પેલા શબ્દોને જરા જુદી રીતે ગોઠવતાં સુશ્રીના વાંસા ઉપર હાથ ફેરવતાં કહ્યું: 'ચકો-ચકી આવશે તો માળો ય નવો નહિ બાંધે એમ તો આપણાથી કેમ કહી શકાય? આ તો ચકલાંનો માળો છે: વીંખાય પણ ખરો અને બંધાય પણ ખરો.'

સુશ્રી વધુ બોલી ન શકી એટલે મારા ખભે માથું ઢાળીને એમની એમ પડી રહી.

# હાસ્ય : માનસશાસ્ત્રીય દૃષ્ટિએ

હર્ષિદા પંડિત

કુદરત તરફથી માનવીને એક મહામૂલી બક્ષિસ મળી છે. જળથળમાં કોઈપણ માનવેતર પ્રાણી જે નથી પામી શક્યું, એ માનવી એકલો પામી શક્યો છે—એ હાસ્યરૂપી બક્ષિસને પણ કેટલાં માનવી માણી શકે છે? આ લેખમાં માનસશાસ્ત્રનાં અભ્યાસુ લેખિકાનો ઊંડો અભ્યાસ દીસી આવ્યા વગર નહિ રહે.

ફિલસૂફોએ ઘણા વખત સુધી હાસ્યનું સ્વરૂપ અને તેનું મહત્ત્વ જાણવા માટે અથાગ પ્રયત્નો કર્યા, ઘણીય ભાંજગડ કરી, પણ તેઓ માત્ર એટલું જ જાણી શક્યા કે વિશ્વમાં માત્ર મનુષ્ય જ એવું પ્રાણી છે જે હસી શકે છે. આ હાસ્ય પણ મનુષ્યને જન્મથી મળેલી અનેક પ્રેરણાઓ (Instincts) માંની એક છે એની પ્રતીતિ તો માનસશાસ્ત્રના અભ્યાસીઓને જ પ્રથમ થઈ. નહીં તો આપણે હાસ્ય જેવી નાનીશી વસ્તુ વિષે સાવ અજ્ઞાન જ રહેત.

સામાન્યરીતે ઘણા લેખકો એમ માને છે કે માનવમાં હાસ્યનો આવિર્ભાવ એટલા માટે જોવામાં આવે છે કે જેથી તે પોતાના આનંદને પ્રગટ કરી શકે, એટલા માટે હાસ્યના સંચારિત ભાવને (Emotion) આનંદ કહેવામાં આવે છે. આપણે વિચારીએ કે જે વસ્તુઓને જોઈને આપણે હસીએ છીએ એમને જોઈને શું સાચે જ આપણને આનંદ થાય છે ખરો? અને વિચિત્ર પ્રકારની ચીજો આપણામાં હાસ્ય ઉત્પન્ન કરે છે ખરી? આ બંને પ્રશ્નોનો ઉત્તર ઘણુંખરું નકારમાં જ મળે છે. જે ચીજો અને પરિસ્થિતિ આપણામાં હાસ્ય જન્માવે છે એમનું સ્વરૂપ આનંદદાયી હોતું જ નથી; પણ જો આપણે એના તરફ ન હસીએ તો એમના પ્રત્યે ઘૃણા ઉત્પન્ન થાય છે.

હર્બર્ટ સ્પેન્સરનું એવું માનવું છે કે હાસ્ય એ આપણા જ્ઞાનતંતુઓની શક્તિનો આવિર્ભાવ છે. આ કથનમાં આંશિક સત્ય અવશ્ય છે, પણ એને સંપૂર્ણ સિદ્ધાંતના રૂપમાં ન જ સ્વીકારી શકાય. વળી હાસ્યમાં કેટલાંય ગુંફિત આંદોલનોનું સુસંયોજન હોય છે જેનો સમન્વય આપણી જ્ઞાનતંતુ પદ્ધતિની સાથે હોય છે. સાચી વાત તો એ છે કે હાસ્ય એક કુદરતી વસ્તુ છે. હસવા માટે આપણે કોઈના હુકમની રાહ નથી જોતાં. કોઈના તરફથી સૂચના ન મળે તોયે આપણે હસીએ છીએ. આથી હાસ્યનું પણ જીવવિજ્ઞાનિક (Biological) મહત્ત્વ છે, હાસ્યનો આવિર્ભાવ માત્ર કાર્યતંત્ર (Motor nerve) ઉપર જ આધારિત નથી.

પ્રસિદ્ધ પ્રાધ્યાપક બર્ગસોને આ દિશામાં ઠીક દૃષ્ટિ દોડાવી છે. એ માને છે કે સામાજીક શિષ્ટતાનો હેતુ સારવા માટે હાસ્યનું નિર્માણ માનવસૃષ્ટિમાં થયું છે. આપણા દૈનિક જીવનની વ્યાવહારિક જડતા અને યાંત્રિકતા પ્રત્યે આપણે હસીએ છીએ. આ એક હકીકત છે અને હાસ્ય અને આનંદને સાંકળનારી કડીની બહુ જ નજીક છે. પણ આ વાતને પણ આપણે સિદ્ધાંત તરીકે સ્વીકારી શકતા નથી કારણ કે એમાં તટસ્થતાનો અભાવ છે. જો આને આપણે સિદ્ધાંત માનીને આગળ વધીએ તો પ્રશ્ન એ ઉદ્ભવે છે કે હાસ્ય દ્વારા કયો જીવવિજ્ઞાનિક હેતુ સરે છે? હાસ્યથી શું લાભ થાય છે? એની આપણા જીવનમાં શું અગત્ય છે? આ બધા પ્રશ્નોના ઉત્તર ખોળવાનો પ્રયત્ન કરતાં પહેલાં એકબે બીજી વાતો વિચારીએ. પ્રથમ એ કે હાસ્ય આપણા ઉપર—સમગ્ર માનવતા ઉપર—શું ઉપકાર કરે છે? અને બીજું, એની આપણા જીવન ઉપર અસર શી અને પરિણામ શું? એ વાતમાં જરાય શંકાને સ્થાન નથી કે આપણને હાસ્ય દ્વારા આનંદ મળે છે. હાસ્યવડે આપણી નિરાશા પણ દૂર થાય છે અને દુઃખદ વિચારોમાંથી મુક્તિ મળે છે. શારીરિક કે માનસિક બંને રીતે હાસ્યે આપણા જીવનમાં એક જાતનો પ્રભાવ જમાવ્યો છે, તેનું મહત્ત્વ માનવજીવનમાં છે જ એ વાત પણ નિશ્ચિત છે. હાસ્યદ્વારા આપણને શારીરિક લાભ એ થાય છે કે હસવાથી શરીરની રુધિરાભિસરણની ક્રિયા ત્વરિત ગતિ પકડે છે. શ્વાસોચ્છ્વાસની ક્રિયાને

પણ ઉત્તેજના મળે છે જેથી લોહીનું દબાણ વધે છે અને મસ્તિષ્કમાં વધુ લોહી વહેવાથી હાસ્યનો આવિર્ભાવ ચહેરા ઉપર થાય છે. માનસશાસ્ત્રની દૃષ્ટિએ વિચારીએ તો મનની સુષુપ્ત શક્તિ જાગૃત બને છે એને શારીરિક તથા માનસિક સ્ફૂર્તિનો ઉદય થાય છે. જીવનની યાંત્રિકતામાંથી આપણા માનસને મુક્તિ અપાવનારી જો કોઈપણ વસ્તુ આ પાર્થિવ જગતમાં હોય તો તે હાસ્ય જ છે અને તેથી સમગ્ર માનવસૃષ્ટિ માટે એ ઇશ્વરીય બક્ષીસ છે, એટલા માટે જ આપણે હસવાની તકો શોધતા રહેવું જોઈએ.

એવું કહેવાય છે કે જે માનવી ખૂબ સુખી હોય છે એ હસી શકતો નથી. કારણ કે એને હસવાની જરૂર નથી પડતી. માત્ર સ્મિતથી એનું કામ ચાલી શકે છે. સંતોષના આવિર્ભાવનું નૈસર્ગિક ચિહ્ન સ્મિત નથી? વિજયોન્મત્ત વ્યક્તિ વિજયનું સ્મિત હસે છે, એ કદી અટ્ટહાસ્ય નથી કરતો. માતા પોતાના બાળકને જોઈને સ્મિત જ કરે છે ને? જ્યારે આપણે કોઈપણ પ્રશ્નનો ઉકેલ શોધીએ છીએ અને ઉકેલ એકદમ જડી જાય ત્યારે આપણે સ્મિત નથી કરતા? ઘણાખરા લેખકો હાસ્ય અને સ્મિત વચ્ચે કોઈ તફાવત નથી માનતા અથવા કોઈ કોઈ લેખકો સ્મિતનો સ્વીકાર માત્ર એ રૂપમાં કરે છે કે સ્મિત હાસ્યનું પ્રારંભિક અથવા પ્રાથમિક રૂપ છે. આ કથનમાં સત્ય બહુ ઓછું છે. મેક્ડુગલ નામનો માનસશાસ્ત્રી એ વાતનો છાતી ઠોકીને સ્વીકાર કરે છે કે હાસ્ય અને સ્મિત વચ્ચે તાત્ત્વિક અંતર જરૂર છે. સ્મિત કોઈ પ્રયત્નના શુભ પરિણામના સંતોષનો પ્રાકૃતિક આવિર્ભાવ છે. એ સુંદર હોય છે અને હાસ્ય અસુંદર. હાસ્યનો અંત સુંદર સ્મિતમાં પરિણમે છે. હાસ્ય દ્વારા સંતોષના સ્મિતનાં દર્શન થાય છે.

આખી દુનિયામાં કેટલીક વિચિત્ર ચીજોનો સમાવેશ પણ થાય છે, અને એ પણ અતિશય સ્વાભાવિક છે કે આવી વસ્તુઓ પર દૃષ્ટિ પડતાં આપણને હસવું આવે છે. વિચિત્ર વસ્તુઓ આનંદ પ્રદાન કરવાવાળી તો નથી હોતી છતાં આપણે શા માટે હસીએ છીએ? તમે કોઈ વ્યક્તિને ધોતિયા ઉપર હેટ પહેરીને દોડતી કે, કૂતરું પાછળ પડવાથી ઊભી પૂંછડીએ ભાગતી કલ્પો, કેળાંની છાલ પગમાં આવતાં ભૂમિને સાષ્ટાંગ દંડવત્ કરતી કલ્પો. આવાં કઢંગાં દૃશ્યો જોવા છતાં તમે હસવા ઉપર કાબૂ રાખી શકશો ખરા? વળી કેટલાક માણસો તો પોતાની જાતને પોતે જ ઉલ્લુ બનાવતા હોય છે ત્યારે તો સ્વાભાવિક રીતે જ આપણે હસી પડીએ છીએ. આટલી વિશાળ દુનિયામાં કેટલાંય મનુષ્યો એવાં મળે એમ છે કે જેઓ પોતાની શેખી મારવામાં જ હોંશિયાર હોય છે. વિચિત્ર ભાષા બોલનારા અને વિચિત્ર પોષાક પહેરનારા પ્રત્યે આપણે ન હસીએ તો શું કરીએ? બર્ગસોનના મતાનુસાર હસવું એ પણ સામાજીક શિસ્તપાલનનું એક પવિત્ર કાર્ય છે, આપણે એ પવિત્ર કાર્યપાલનની ઉપેક્ષા શા માટે કરવી જોઈએ? મૂરખાઓનાં કાર્યો પ્રત્યે આપણે સામાજીક શિસ્તપાલનના નિયમાનુસાર જ હસીએ છીએ? આ પ્રશ્નનો જવાબ નકારમાં આવે છે. મૂરખના કાર્યનો પ્રત્યક્ષ અનુભવ કર્યા પછી આપણે ઇચ્છીએ તો કદાચ હસવું રોકી શકીએ પણ એનાં કાર્યોની કોઈ નકલ કરે તો હસવું એ જ આપણી મહાન પ્રવૃત્તિ બની જાય અને હાસ્યને રોકવું આપણે માટે મુશ્કેલ બની જાય. ક્યારેક તો પ્રાણીઓનાં હલનચલન પણ હાસ્ય ઉત્પન્ન કરે છે, દાખલા તરીકે કૂતરીનું એનાં કુરકુરિયાં પ્રત્યેનું વર્તન. આથી હાસ્ય ઉત્પન્ન કરનારાં બે મુખ્ય કારણોનો આપણે સ્વીકાર કરવો પડે છે. (૧) વિચિત્ર સંયોજન (૨) આપણે અનુભવેલી વિચિત્ર પરિસ્થિતિ. જો આપણી પાસે હસવાની શક્તિ જ ન હોય તો આપણે લાચાર બની જઈએ અને સામાજીક જીવન જીવવા માટે અશક્ત બની જઈએ. કદાચ આ કારણ વશાત્ જ કુદરતે માનવીને હસવાની દિવ્ય શક્તિ પ્રદાન કરી હશે.

તદુપરાંત આ શક્તિનો ઉદ્ભવ માનવસૃષ્ટિમાં ન થયો હોત તો એકબીજાને સમજવાનું અને દુઃખની કે મૂંઝવણની પળોમાં પરસ્પર સહાય કરવાનું કાર્ય શી રીતે શક્ય બનત? પ્રકૃતિએ માનવીને ભાવનાશીલ





બનાવ્યો છે અને માનવજીવનમાં એવા તો હજારો પ્રસંગ આવે છે જ્યારે એને વારંવાર દુઃખ અને નિરાશાની સાથે ઝગડવું પડે છે ખૂબ વિચાર્યા બાદ એવું પ્રતીત થાય છે કે કુદરતે માનવજીવનનો સંપૂર્ણ વિચાર-કર્યા પછી જ હાસ્યની સોનેરી બક્ષીસ મનુષ્યને આપી છે જેથી માનવી પોતે પોતાના કે પારકાંના દુર્ભાગ્યથી દુઃખી ન બનતાં એના પ્રત્યે હસતાં શીખે; જીવનની ધૂંસરીના ભારને કંઈક હળવો બનાવી શકે. હાસ્યનો પાયો જ આના ઉપર રચાયો છે. દુઃખોથી અળગા રહેવાનું અને આધ્યાત્મિક ચિંતનો કરવાનું ત્યારે જ શક્ય બને જ્યારે હાસ્ય જેવો મિત્ર હંમેશ માટે સહાનુભૂતક બનીને આપણી પાસે હાજરાહજુર ઊભો હોય. દુઃખો પ્રત્યે હસવું એ કાંઈ નાનાં બાળકોની રમત જેવું સહેલું તો નથી જ, છતાં મનુષ્ય જ એવું કરી શકે છે એ પણ એક હકીકત છે.

લગભગ બધા જ તત્ત્વજ્ઞાનીઓ હાસ્યનું રહસ્ય શોધવામાં નિષ્ફળ નીવડ્યા છે, પણ એક આંગ્લ કવિએ એનો મર્મ બરાબર રીતે જાણ્યો છે. લૉર્ડ બાયરને એક ઠેકાણે લખ્યું છે કે, 'હું અશાશ્વત્ વસ્તુઓ પ્રત્યે એટલા માટે હસું છું કે જેથી એમને જોઈને મને રડવું ન આવે.' જર્મન ફિલસૂફ નિત્શે પણ કહે છે: 'હું એ સારી પેઠે જાણું છું કે એકલો માણસ જ કેમ હસે છે; એ એકલું જ એવું પ્રાણી છે જેને જીવનભર દુઃખના પ્રહાર સહેવા પડે હોય. સંભવ છે કે એને એટલા જ માટે હાસ્યની શોધ કરવી પડી હોય. અતિશય દુઃખી અને ગમગીન પ્રાણી મનુષ્ય છે: છતાં ય અતિશય બુદ્ધિશાળી, હોશિયાર અને વિનોદપ્રિય પણ મનુષ્ય જ છે.' આ સિદ્ધાંતને એક જ વાક્યમાં સમજાવવો હોય તો એમ કહી શકાય કે સહાનુભૂતિની વિરોધી પ્રેરણા હાસ્ય છે. અહીં કદાચ ઇચ્છીએ તો જેમ્સ અને લંગનો સિદ્ધાંત લાગુ પાડી શકાય કે આપણે ખુશી થઈએ છીએ તેથી હસીએ છીએ અને હસીએ છીએ ત્યારે જ ખુશી થઈએ છીએ.



## અબુઝ શું!

નયન નચવી, વેરી નિર્વ્યાજ હાસ્ય સરી જવું,
અવસર મળે ત્યારે ના અક્ષરે જરી બોલવું,
પણ સહજ તે દૂરે જાતાં પુઠે દગ ફેંકવાં,
પ્રણય-ઠપકો દેવો એકાંત, ઝૂરવું એકલાં,
શુધ-બુધ ભુલી, જાવું ગાંડા, કવિની જમાતમાં :
ચતુર ! વધુ શું આથી ખુલ્લું તને કહીએ, ભલા !
પ્રગટ કરવું ઢાંકી, શું એ જ પ્રેમતણી કલા !

રમણ કોઠારી

☆

## અંજલિ

સુહા....સ્મરણુતી હવે જવ સુહાસિની તું ગ,
રહી સ્મૃતિપટે ભરી પ્રયત સંસ્મરેલાં, સદા
થયેલ સઘળાં સુદૃઢ પવિત્ર બંધો યદા
સ્મરે, સ્મૃતિ રહી, સજીવ સુ-સુહાસિની તું થઈ!
ધરાય નહિ આજ દિલ મુજ, તને ય સંભારતાં
હમેશ સમ અંજલિ સ્વહૃદયે તને આ નવી
સમર્પણ કરું, છતાં અબળખા રહે એ થવી
જરૂર તુજ મૂર્તિ પ્રત્યક્ષ મને, મૃત હું થતાં !

સુઅંજલિ ધરું સપ્રેમ ચરણે તને આટલી
સુહાસિની, સહર્ષ તું, ઋણ થકી ઉગારી થજે
ઉદાર, ઋણમુક્ત (આ પ્રિય વહાલથી જે સજે)
કરીશ તુજ સ્નેહ સર્વસ્વ તણા સુકેંદ્રે ભલી
અમોલ સત-પ્રેરણા સહ જગાડજે સર્વ તું
પવિત્ર વિમળાં બધાં જગ સુહાસિની, ગર્વ તું !

જયન્ત પરમાર
[ લાંબી સોનેટગાથામાંનું એક ]

## થર થર કાંપે

થર થર કાંપે દીપ હૃદયનો;
ભાગ્યની આંધી હસે નિહાળી જલથી છલ છલ નયનો.

આકુળવ્યાકુળ મારી દૃષ્ટિ
જોઈ રહી કિસ્મતની ચાલ !
નિત નિત રંગ બદલતી સૃષ્ટિ
—જાણે કેવી હશે મુજ કાલ ?
કેમ હું જાણું કેમ પિછાણું
અગમનિગમ આ ભેદ સમયનો ?
થર થર કાંપે૦

દૂર હૃદયથી મનના મ્હેલો !
પાસ નથી સ્વપ્નાનો રંગ.
આ ય હતા જીવનના ખેલો
—પંથ હતો પણ ન્હોતો સંગ !
મારું મન ચાહે છે થાવા સાથી કોઈ રુદ્ર પ્રલયનો !
થર થર કાંપે૦

શેખાદમ આબુવાલા

# મહાપંથ

જીવરામ જોષી

## [૧૨] હિમાચલની ગોદમાં

જલંદર સ્ટેશન તરફ હું વળ્યો અને અઘોરીજીએ વગડાનો પંથ લીધો. દેખી શકાયું ત્યાં સુધી ફરી ફરીને મેં એમને જોયા કર્યું.

જગતની અનેક અડચણો આડે આવીને ખડી થઈ ગઈ. અઘોરીજી દેખાતા બંધ થયા. હું સ્ટેશને પહોંચ્યો. જલંદરથી પઠાણકોટ જતી ગાડીમાં મારે બેસવાનું હતું. ગાડીને વાર હતી. નગર જોઈ આવવાની ઇચ્છા થઈ.

જલંદરમાં આર્યકન્યા મહાવિદ્યાલય પ્રસિદ્ધ છે. ત્યાં જવાની ઇચ્છા હતી. સમય પણ નહોતો અને મારો સાધુવેશ પણ અનુકૂળ નહોતો. મોટી સડક પરથી અંદરના ભાગમાં ચાલો તો એ જ સાંકડી ગલીઓ, વાંકચોંક અને ગમે ત્યાં ખૂણા કાઢીને બનેલાં મકાનો જોયાં. એ જ દુકાનો અને એ જ રીતભાત, જે ભારતના દરેકે દરેક શહેરમાં જોઈ શકાય છે. એ જ રીઢ થયેલી પુરાણી જડતા લોકવ્યવહારમાં દેખાતી હતી. કેવળ ભાષા અને પ્રકૃતિએ ભિન્નતા બાકી તો અમદાવાદ કે રાજકોટમાં ફરતા હો તેવું જ લાગે. કેળવણી અને સંસ્કારો એકસરખી રીતે આખા દેશમાં અધોગતિ પામ્યાંને લીધે પ્રજામાં એકસરખું વર્તન જોઈ શકાય છે.

રાતના અંધારામાં મારા જેવો ઘૂમતો રહે, એ શંકાભર્યું તો ખરું જ. એક બુકસેલરની દુકાન આવી. ત્યાં ઘડીવાર ઊભો રહ્યો, હિંદીનાં પુસ્તકોમાં ધાર્મિક ગ્રંથો હતા. બાકી તો ઊર્દુ પુસ્તકો જ દેખાયાં. ત્યાંથી આગળ વધ્યો કે એક માણસે મને રોક્યો.

'બાવાજી! આપ કહાં જા રહે હૈં?' તેણે મને પૂછ્યું,

'ક્યોં?' મેં કહ્યું.

હિમગિરિની સફેદ શિખરાવલી જોઈને જે આહ્‌લાદ, ઉમંગ અને અંતરનો થનગનાટ માણી શકાય છે એ તો એ પ્રદેશના વસવાટીઓ કરતાં બીજાને જ વધુ આકર્ષી શકે. સૌંદર્યને અસામાન્ય ન ગણનાર સૌંદર્યથી એટલે જ વિમુખ રહેતા હોય છે ને? સૌંદર્ય વચ્ચે રહેતા હોવાથી એ સૌંદર્યને માણી શકતા નથી. એ સૌંદર્યના કુળ જેવા હિમગિરિની હિમાચ્છાદિત શિખરાવલી કોનું આકર્ષણ ન બને?

'ઇધર ઉધર ઘૂમ રહે હૈં તો રાસ્તા ભૂલ ગયે હોં!'

'જી નહિ. મેરા રાસ્તા સરલ હૈ.'

'આપ જરા મેરે સાથ ચલ સકેંગે?'

'ક્યોં?'

'ઈન્સ્પેક્ટર સાહબસે મિલ લિજિયે।'

'ક્યોં?'

'અપના ઠિકાના બતા દિજિયે.'

'ક્યોં?'

તમાશાને તેડું નથી હોતું, લોકો એકઠા થયા. એક પોલિસ અને બીજો સાધુ, બંને વિચિત્ર. શું હશે, એ જાણવા લોકો ટોળે વળી ગયા. જે વાતમાં કંઈ રહસ્ય ન સમજાય, તે વધારે રસદાયક બની જાય છે. હું કોણ અને આ સિપાઈ મને કેમ રોકે છે, એ બંને રહસ્યો છૂપાં હતાં, તે જાણવા ભીડ અમને વીંટળાઈ વળી. મને લાગ્યું કે, ટૂંકમાં પતાવી દેવું જોઈએ.

'અચ્છા, ચલો તુમ્હારે ઈન્સ્પેક્ટરકે પાસ.' મેં કહ્યું.




'ચલિયે.' પોલિસ બોલ્યો.

લોકોની ઉત્કંઠા વધારે જાગૃત થઈ.

કોઈ કહે : 'ક્યા બાત હૈ ?'

બીજો કહે : 'પકડા હૈ તો કુચ્છ હોગા.'

ત્રીજો કહે : 'બાવા લોગ ભી પકડે જાને લગે ?'

આમ અનેક પ્રકારના અભિપ્રાયો સાંભળતો હું પોલિસ સાથે ચોકી પર ગયો. થાણેદાર ઊભો થયો. કંઈપણ બોલ્યા વિના મને પગથી માથા સુધી જોઈ વળ્યો.

મારી આંખોમાં આંખો મેળવીને તેજ માપતો ઊભો રહ્યો. હું પણ ચૂપ થઈને ઊભો જ રહ્યો.

'બાવાજી, કહાંસે આતે હૈં ?' થાણદારે મને પૂછ્યું

'અંબાજીસે.'

'વો કહાં ?'

'ગુજરાતમેં.'

'કહાં જાયંગે ?'

'જ્વાલાજી.'

'અચ્છા, બેઠિયે.'

એક ખુરસી ઉપર મને બેસાડયો. થાણદાર બીજી ખુરસી ઉપર બેઠો. લોકો દૂર ઊભા રહી ડોકિયાં કરી રહ્યા હતા.

થાણદાર ઘડીક તો ચૂપ જ રહ્યો. કંઈક વિચાર્યા પછી એણે મને પૂછ્યું: 'આપકે ઇસ થેલેમેં ક્યા હૈ ?'

'હમારા સામાન.'

'મૈં દેખ સકતા હું ?'

'જી નહિ.'

'ક્યોં ?'

'મેરી ઇચ્છા'

'હમારી ઇચ્છા દેખનેકી હો તો ?'

'દેખ સકતે હૈં'

'દિખાઇયે.'

'મૈં નહિ દિખા સકતા'

'તો કૈસે દેખે'

'જબરદસ્તી.'

'યે તો ઝગડે કી બાત હુઈ' થાણદારે કહ્યું.

મેં કહ્યું : 'નહિ. મૈં કુછભી બિરોધ ન કરુંગા. થેલા લે લિજિયે ઔર દેખિયે. મૈં અપને આપસે ન દિખાઉંગા.

'તો ફિર અકડના કૈસા ?'

'હમારી ઇચ્છા.'

થાણેદાર ચૂપ થઈ ગયો. નમ્રતા પણ એક જાદૂ છે. બીજાને વશ કરનારા કેટલાક ગુણોમાં એનું સ્થાન પણ મુખ્ય છે. મારે એનો ઉપયોગ કરવો જોઈએ. દાવ જોઈ ને સોગઠી મારવી એ પણ એક કુનેહ ગણાય.

મેં કહ્યું : 'અચ્છા, યે રહા થેલા—આપ દેખ-લિજિયે. ખાલી હમ જીદ કર ગયે.

આમ કહી મેં થેલો થાણેદારની સામે મૂકી દીધો.

થાણેદારે થેલામાં જોયું. પુસ્તકો અને કપડાં સિવાય તેમાં કંઈ જ નહોતું. તંત્રશાસ્ત્ર વિષે કલકત્તા હાઈકોર્ટના એકવારના અંગ્રેજ જજનું લખેલું Creation by Tantra-ક્રિયેશન બાઈ તંત્ર એ નામની ચોપડી થાણદારે ઊંચકી. તે જોઈ એણે પૂછ્યું : આપ અંગ્રેજી જાનતે હૈં ?

મેં કહ્યું: પઢ લેતે હૈં.

થાણદારે એકાદ ફકરો વાંચ્યો. પરંતુ એને કશી સમજણ ન પડી.

તેણે પૂછ્યું : ક્રિયેશન બાય તંત્ર એટલે શું ?

મેં કહ્યું: તંત્ર નામે આપણું એક શાસ્ત્ર છે. તેમાં જગતની ઉત્પત્તિ કેમ થઈ, તેનું નિરુપણ છે. કલકત્તા હાઇકોર્ટના એક અંગ્રેજ જજ હતા. તેમણે તંત્રશાસ્ત્રનો અભ્યાસ કરીને આ ચોપડી લખી છે. તેમાં એ જણાવે છે કે, જગતની ઉત્પત્તિ કેવા પ્રકારે થઈ તેનું રહસ્ય તંત્રશાસ્ત્રમાં વધારે વૈજ્ઞાનિક રીતે અપાયું છે.

થાણેદાર વિસ્મયથી સાંભળી રહ્યો. તંત્ર વિષે તેને થોડી સમજ આપી. એ તો પ્રસન્ન થઇ ગયો. ગાડીનો સમય થતાં સુધી તેની સાથે વાતો કરી. પોતાના અતિથિ બનવાનો થાણેદારે આગ્રહ પણ





કર્યો. હલવો અને પુરી મંગાવીને સ્વાગત કર્યું. બહાર લોકો નવાઈના સાગરમાં ડૂબકાં ખાઈ રહ્યા.

થાણદાર કહે : સાધુઓમાં અમે ઘણીવાર ચોરોને પકડી પાડીએ છીએ. એવી શંકાથી જ આપને કષ્ટ આપ્યું. સારું જ થયું. નહિ તો આપનો પરિચય ક્યાંથી થાત ?

મેં કહ્યું : હજી પણ ભૂલ થાય છે. હું ખરેખર સાધુ છું કે નહિ, એની શી ખાતરી ?

થાણદાર કહે : અમુક સંસ્કારિતા માણસનો પરિચય કરાવે છે જ અમે તો એમાં ઘડાઈ ગયેલા.

થાણદારે ગાડી મગાવીને સ્ટેશને પહોંચવાની સગવડ કરી આપી. દક્ષિણામાં એક રૂપિયો પણ આપ્યો લોકો તો આભા જ બની ગયા. ઘડી પહેલાં કોઈ ચોરના રૂપમાં મને થાણામાં લઈ આવ્યા હતા. થાણદાર આવું સ્વાગત કરતો થઈ ગયો એ નવાઈ તો ખરી જ. હું ગાડીમાં બેસવા ગયો ત્યારે ઘણાએ ભક્તિથી મને નમસ્કાર કર્યાં.

એક સજ્જન બોલી ઊઠયા : બાબાજી, ઠહર જાઓ ઔર હમકો ભી કુછ લાભ પહુંચાતે જાઓ !

'હાં મહારાજ! નજદીકમેં ધર્મશાલા હે. વહાં ઠહરીએ.'

'હમ ઠહર નહિ સકતે' આમ કહેતો હું ગાડીમાં ચાલી નીકળ્યો.

સ્ટેશને પહોંચ્યો. ગાડી ઊપડવાની તૈયારીમાં હતી. મારી પાછળ ગામમાંથી બેચાર માણસો આવી લાગેલા. થાણદાર જેવાને પીગાળી દેનારો મારો પ્રભાવ એમને અદ્‌ભુત લાગ્યો. ગાડીમાંથી ઊતરતાંની સાથે જ તેમણે મને હાથ જોડયા

'બાબાજી! હમારી ભી અર્જ સુનીએ.'

'ક્યા?' મેં કહ્યું.

'કુછ અર્સે તક યહાં ઠહરિયે.'

'મેં ઠહરના નહિ ચાહતા.'

ગાડી ઊપડવાની તૈયારી જ હતી. એમને ઉત્તર આપતો હું સ્ટેશનમાં ઘૂસ્યો. સીધો ગાડીમાં બેસી ગયો. તરત જ ગાડી ઊપડી.

જગત એક ભ્રમ છે, એવો સિદ્ધાંત શંકરાચાર્ય મહારાજે તારવ્યો છે. એમના એ સિદ્ધાંત સામે સ્વામી દયાનંદે મોટી યુક્તિ લડાવી છે. સ્વામીજી કહે છે કે પાણી ભ્રમ છે? જે પ્રત્યક્ષ અને ઉપયોગી છે. એને ભ્રમ કેમ કહેવાય? સ્વામીજીએ આ રીતની ઘણી જ પ્રબળ દલીલો આપીને શંકરાચાર્યના માયા-ભ્રમના સિદ્ધાંતને તોડી પાડયો છે. સ્વામીજી જે સમજથી માયા-ભ્રમનું ખંડન કરે છે, તે બરાબર છે પરંતુ જે સમજથી શંકરાચાર્ય મહારાજ માયા-ભ્રમનો સિદ્ધાંત તારવે છે, એ પણ એટલું જ સાચું છે. એ બંને વિચારોનો સમન્વય સાધીને વિચારીએ તો ઘણું ઉપયોગી જ્ઞાન સાંપડે છે. પાણી માયા છે જ, ભ્રમ પણ છે. પાણી જેવી કોઈ વસ્તુ મૂળમાં નથી. અમુક વાયુઓનું મિશ્રણ તે પાણી. છતાં તે બની ગયા પછી તો છે જ. માટે તે એક પ્રકારનો ભ્રમ છે. છતાં એની હસ્તી રહે ત્યાં સુધી એનું પરિણામ પણ રહે છે જ. રોગનો ભ્રમ હોય ત્યાં સુધી રોગનો પ્રભાવ રહેવાનો જ, ભલે રોગનો ભ્રમ હોય છતાં એ માણસને રોગની બધી જ અસરો પોતામાં હોવાનો ડર રહે છે. એ ડરને લીધે તેના માનસ પર રોગની અસરો પડે છે જ.

હું કોઈ સંત કે મહાત્મા નહિ હોવા છતાં લોકો કેવળ ભ્રમથી મને કોઈ સિદ્ધ માનીને પૂજવા દોડયા. એમાં એમની અજ્ઞાનતા અને લોલુપતા જ મુખ્ય હોય છે. કોઈના પુણ્યપ્રતાપે કંઈક પામી જવાની લાલસા અને એ સંબંધે વ્યાપેલું અજ્ઞાન એમને અંધશ્રદ્ધામાં દોરી જાય છે. અજ્ઞાન એટલે અભણ એવો અર્થ નથી. બડાબડા ભણેલા પણ એટલા જ અજ્ઞાન હોય છે. સાધુપણાને પરખવાની કોઈ વિદ્યા કે પંડિતાઈ છે જ નહિ. વિદ્વાન અને પ્રભાવશાળી ભાષણિયો માણસ સાચો સાધુ ન પણ હોય. એનું વર્તન જુદું જ હોઈ શકે. વર્તન બહુ ઉત્તમ દેખાતું હોય છતાં એનું માનસ કેવું છે, એ તો કળી શકાય જ નહિ. એટલે સાધુને પૂજનારો ગમે તેવો પંડિત હોય તો પણ એ વિષયમાં અજ્ઞાન જ છે, એ ચોક્કસ માનવું. સાધુ-

પણાનો ડોળ કરનાર પણ દંભી જ જાણવો. એ પોતાની જાતને મહાન ગણાવવાની લાલસામાં લોકો રૂએ એવા મહાનતાના ઢોંગ જ આચરતો હોય છે. ઉઘાડે પગે ચાલવાથી કયા પ્રકારની મહાનતા સિદ્ધ થાય છે? છતાં અમુક માણસ ઉઘાડે પગે ચાલે છે, કહીને લોકો એની મહાનતાનું એક લક્ષણ ગણે છે, માટે એ ઉઘાડપગો બની બેઠો. ઉઘાડે પગે ચાલવું, બીડી ન પીવી, કોઈને ન અડકવું, અમુક ન જ ખાવું, અમુક ન જ બોલવું, આ બધી ઊભી કરેલી ખોટી સાધુતા છે. એમાંથી જ ડોળ અને દંભ ફેલાય છે. આપણા આજના સાધુ સંપ્રદાયે તો આ ડોળને ભયંકર બનાવી મૂક્યો છે. લોકોનું અજ્ઞાન એને પોષી રહ્યું છે. સાધુતા એ અંતરની છે અને તે બાહ્ય રીતે કદી પરખી શકાય એવા સ્વરૂપની નથી હોતી. એ સાધુતાને પારખવાની જેનામાં આંતર્દૃષ્ટિ હશે તે તો ગમે તેવા સ્વરૂપમાંય તેને પારખી લેશે જ્યાં સાધુતાનો બાહ્ય આડંબર અને ડોળ વધારે ત્યાં અંતરની સાધુતા ઓછી એ પણ નક્કી. બીડી પીનારો સાધુ ન હોઈ શકે એમ કોણ કહી શકે? અને બીડી ન પીનારા સાધુ છે, એની ખાતરી શી?

ગાડી ધમધમાટ દોડતી હતી. સ્ટેશનો આવતાં ગયાં તેમ તેમ પંજાબી પ્રજા ઘટતી ગઈ અને પહાડી મુસાફરો વધતા ગયા.

ફાગણનું છેલ્લું અઠવાડિયું હતું. અંધકારમાં લપેટાયેલો પ્રદેશ જોવા બારીમાંથી ડોકિયાં કરી જોયાં. સ્પષ્ટ તો કશું જ દેખી શકાયું નહિ, રાત્રે બે વાગે પઠાણકોટ આવી ગયું. કાશ્મીર જવા માટેનું આ પ્રવેશદ્વાર, પહાડી શનું જ આ મથક છે વેપાર પંજાબીઓના હાથમાં છે. નાનકડું છતાં ચમકદાર બઝાર છે. મારે અહીંથી ગાડી બદલવાની હતી. કાંગડા જતી ગાડી ચાર વાગતાં ઊપડતી હતી. સૌની સાથે હું પણ ડબ્બામાં ગોઠવાઈ ગયો પહાડી મુસાફરો શાંત રીતે જગા મળે ત્યાં ગોઠવાતા હતા. હોંસાતોંસી કે જગા રોકવાની સ્વપરાયણતા જરા ય દેખાયાં નહિ.

ચાર વાગતાં ગાડી ઊપડી, શાંતિ મળવાથી હું જંપી ગયો. ઊંઘની મઝામાં બે કલાક વીતતાં વાર લાગી નહિ. ૭ વાગતાં જ્વાલામુખી રોડનું સ્ટેશન આવી ગયું. હું ડબ્બામાંથી બહાર નીકળ્યો, અત્યારે હું દસ હજાર ફૂટની ઊંચાઈ ઉપર આવી ગયો હતો.

ઊતરીને ગાડીના પાટાની દિશામાં ઉત્તર તરફ જોતાં જ હું થંભી ગયો. જલંદરનો પ્રદેશ જોયા પછી અંધારામાં જ મેં સફર કરી હતી જાણે કે નવો જ પડદો, નવું જ ચિત્ર લઈને સામે આવી ગયો. અતિશયોક્તિ વિના કહું છું કે હું થંભી જ ગયો. હિમાચ્છાદિત હિમગિરિ શિખરોનાં વર્ણને જેટલાં મોહક લાગતાં એનાથી તો કેટલાંય ગણાં મોહક એ શિખર સામે ખડાં જોઈ રહ્યો હતો. અહીંથી તો લગભગ ત્રીસેક માઈલ કે વધારે દૂર એ હિમાલયના ચંબાનાં પાહાડોનાં શિખરો હતાં. બરફથી ઢંકાયેલાં એ શિખરો ઉપરથી મારી આંખો હટી ન શકી. એ સૌંદર્યની મોહિનીએ મારામાં એક એવો તો નિર્મળ અનુરાગ જગાડ્યો કે એના સૌંદર્યપાનમાં જાતને ભૂલી ગયો. આવો અનુભવ ફરીવાર ત્યારે જ થયો છે જ્યારે એવું કોઈ અલૌકિક દૃશ્ય જોઈ શકાયું છે. એ તો વીરલ પ્રસંગ બનીને જાય છે તે ફરી પાછું વળતું નથી. શોધ્યું તો મળે જ નહિ સ્વર્ગીય શોભાનું ભાન મને અહીં થયું. હિમાલયમાં દેવો વિહરે છે, એ હવે સમજાયું. ખરેખર હિમાલયની શોભા જેના અંતરને સ્પર્શી જાય તે દેવતા છે. વારંવાર, ફરી ફરીને, આંખો મીંચી અને ઊઘાડી ઊઘાડીને હિમાચ્છાદિત એ શિખરોને જોતો જ રહ્યો. ગાડી તો ઊપડી પણ ગઈ, લોકોનો કોલાહલ સ્ટેશન બહાર ચાલ્યો ગયો. હું ખોવાઈને ઊભો જ હતો.

'ૐ નમોનારાયણ.'

બે ત્રણવાર આ વાક્ય સાંભળીને પણ હું શૂન્ય રહ્યો ત્યારે એક સંન્યાસીએ મને બહેરો માનીને જોરથી બૂમ પાડી.

પી રહ્યો હતો, ચૂસી રહ્યો હતો, સૌંદર્યનો અનોખો રસ. તે જાણે કે કોઈએ ઝૂંટવી લીધો.

'ૐ નમોનારાયણ.' કહીને મેં સંન્યાસીને





ઉત્તર આપ્યો.

'કમ સુનતે હૈ કયા ?'

'જી નહિ. દેખ રહા થા.'

'ચંબ.કા પહાડ હૈ, ઉસમેં કયા દેખના ? કહાંસે પધારતે હૈં ?'

'મૈં બમ્બઈસે આતા હું.'

'ઓહો...બમ્બઈસે...? બડી દૂરસે આયે. કહાં જાયેંગે ?'

'જ્વાલાજી.'

'ચલિયે, હમ ભી જા રહે હૈં.'

'બડા અચ્છા, આપકા સહયોગસે હમે બડી પ્રસન્નતા હોગી.'

અઠાવીશ વર્ષનો યુવાન સંન્યાસી મને જોઈ પ્રસન્ન થયો પોતે પહાડી હતો, ગૌર વર્ણ, પાતળું શરીર અને ચબરાક. આ સંન્યાસી મારે માટે ઉપયોગી હતો. આ પહાડી પ્રદેશનો એની પાસેથી મને અનુભવ મળી શકે અને સુગમ રીતે જ્વાલાજી પહોંચી શકાય.

સ્ટેશન નીચાણમાં છે. લગભગ પચાસેક ફૂટ ઊંચે ચડયા પછી માર્ગ મળે છે.

સંન્યાસી કહે : મોટરમાં જવું હોય તો મોટર જાય છે, બાર આના લેશે.

'કેટલે દૂર છે ?'

'બાર માઈલ.'

સ્ટેશનથી જ્વાલાજી બાર માઈલ દૂર છે, ઠેઠ સુધી સડક જાય છે.

મેં કહ્યું : તમારો વિચાર કેવી રીતે જવાનો છે ?

સંન્યાસી કહે : હું તો પેદલ જવાનો છું.

'તો હું ય પેદલ આવું.'

સંન્યાસીજીનો આશય મોટરમાં જવાનો અને મારા પૈસાથી બંનેની ટિકિટ ફડાય એવો હતો. તે પૂરતી એણે અડચણો વર્ણવી. મારે તો હિમાલયનો પુણ્યપ્રદેશ પગે ચાલતાં જોતાં જવાનો હતો. સ્ટેશન નીકળીને થોડે ઊંચે વિસામા પાસે ગયા. હોટલમાં મગજના લાડુ અને સેવ મળતાં હતાં તે લઈને અમે નાસ્તો કર્યો. ઉપરથી દૂધ પીધું. સંન્યાસી પ્રસન્ન થયા. પૂર્વમાં પણ સહેજ અગ્નિકોણમાં ચાલવાનું હતું. નજીકમાં જ રાનીતાલ નામનું ગામ છે.

સંન્યાસી કહે : થોડું આડધડ ચાલીશું તો એક માઈલનો ફેરો બચશે. સડક ફેરો ફરીને આવે છે. પણ જરા ઊંચાણ ચડવું પડશે.

'ચડીશું.'

ઊંચાણ ચડવાથી ડરતા મેદાનવાસીઓનો સંન્યાસીને પરિચય હતો. પોતે લાહોર અને અમૃતસરથી આગળ પગ દીધો નહોતો. અમૃતસર આવે એટલે પહાડી પ્રદેશની બધી રીતભાત શમી જાય છે. મેદાનના લોકોનો પણ અહીં વાસ્તવિક પરિચય થઈ શકે છે.

અમે આડધડ ચાલ્યા. ચારે બાજુ જોતો અને ઘડી ઘડી ઊભો રહીને નિકુંજ શી વનરાજીમાં દૃષ્ટિ પરોવતો હું રોમાંચ અનુભવી રહ્યો.

સંન્યાસી કહે : કયા દેખતે હૈં ?

મેં કહ્યું : સૌંદર્યકી અનુપમ ઝાંકી.

સંન્યાસી કહે : ઈસમેં કોનસા સૌંદર્ય હૈ ?

હું મનોમન બોલ્યો : તું શું સમજે ? તારા આત્માની મહાનતાનું તને ભાન નથી. માટે જ બીજાને તું મહાન માની રહ્યો છે. તું સ્વર્ગસમા આ પ્રદેશમાં જન્મથી વસી રહ્યો છે. તને આ પ્રદેશની અનુપમતાનો ખ્યાલ નથી. તેં નરક જોયું નથી એટલે સ્વર્ગની ઉત્તમતાનો તને ખ્યાલ કયાંથી આવે ?

સંન્યાસી બોલ્યો : સૌંદર્ય દેખના હો તો આગે બઢિયે. ઇસમેં સૌંદર્ય દેખને વાલા આગેકા સૌંદર્ય દેખકે મુર્છિત હો સકતા હૈ.

ઓહો ! સમજ્યો. આ સૌંદર્ય એને માટે સામાન્ય હતું મધનો ભોગી ગોળને શા હિસાબમાં ગણે !

હિમાલયના પ્રદેશમાં હું પગલાં પાડી રહ્યો છું, એ ભાન વારંવાર જગાડયું અને અનન્ય શો આનંદ અનુભવતો હું ચાલતો રહ્યો.

★

# મહામની નારી

આશા દેવી

> વિશ્વવિખ્યાત મહિલા રોઝા લક્ઝમ્બર્ગનું વિસ્તૃત જીવન અને એની ક્રાન્તિકારી વિચારધારા શ્રી રામવૃક્ષ બેનીપુરીના હિંદી પુસ્તકમાં છે. એ પુસ્તકનો શરૂઆતનો આ ભાગ એના લેખકનો અને એ મહાન નારીનો અચ્છો ખ્યાલ આપી જાય છે. લેનિન અને રોઝા સમાન શક્તિશાળી અને સમકાલીન હોવા છતાં રોઝાની મૂલ્યવત્તા બહુ ઓછા પારખી શક્યા છે એ આ લેખ સાબીત કરે છે.

૧૯૧૪-૧૮ના પહેલા વિશ્વયુદ્ધ દરમિયાન આંતરરાષ્ટ્રીય સમાજવાદનું યુરોપમાં તો જાણે દેવાળું નીકળ્યું. મોટા મોટા શ્રેષ્ઠ સમાજવાદી નેતાઓએ પોતાના બધા સિદ્ધાંતો અને માન્યતાઓને જાણે કે જમીન નીચે સાત હાથ દાટી દીધાં અને ત્યાંના મજૂરોને પોતાની જૂની નેતૃત્વની લકડીથી હાંકીને સામ્રાજ્યવાદી ચુંગાલમાં—મરણના મુખમાં ધકેલી દીધાં. તેમણે દેશભક્તિના નામ ઉપર મજૂરોના આંતરરાષ્ટ્રીય ભાઈચારાના મંદિરમાં એક સેતાનને સ્થાન આપ્યું, જે સેતાનનું જીવન ખૂન પર નભતું હતું, જે વિનાશ પર જોર જોરથી અટ્ટહાસ્ય કરી રહ્યો હતો!

યુરોપની અંદર વિનાશનું તાંડવ ખેલાઈ રહ્યું હતું! લોહીની નદીઓ વહી રહી હતી. તેના ભયાનક વહેણની અંદર માનવતા છેલ્લા શ્વાસ લઈ રહી હતી.

આ કોનું ખૂન હતું? ગરીબોનું? આમ-જનતામાંથી યુવાનોની લશ્કરમાં ભરતી કરવામાં આવી હતી. જર્મની હોય કે ફ્રાંસ, ઇંગ્લેંડ હોય કે રશિયા, ઓસ્ટ્રિયા હોય કે તુર્કસ્તાન બધા જ દેશોની અંદર લશ્કરમાં આમ જનતાના યુવાનો ચૂંટી ચૂંટીને લેવાતા હતા. આમજનતાના ઘરમાંથી શોષિત અને પીડિત યુવાનોને બળાત્કારે ઘર છોડાવીને લડાઈના મેદાનનાં એક બીજાનાં ગળાં રહેંસવા માટે, એક બીજાના હૃદયમાં ખંજર હુલાવવા માટે બોલાવવામાં આવ્યા હતા. કેવું ઘાતકી કૃત્ય! ખેદની વાત એ હતી કે આ કાર્યથી દૂર રહેવાનો જે ઉપદેશ આપી શકે, એ જ નેતાઓ આદેશ આપી રહ્યા હતા: 'ચઢ જા બેટા શૂળી પર.'

આ ગાઢ અંધકારનાં વાદળાં ફેલાયાં હતાં એ યુગમાં આંતરરાષ્ટ્રીય સમાજવાદના ક્ષેત્રમાં બે વ્યક્તિઓએ માર્ગદર્શન માટે વતારાનું કામ કર્યું: લેનિન અને બીજી રોઝા લક્ઝમ્બર્ગ. લેનિને રશિયાના મજૂરોને અને રોઝા લક્ઝમ્બર્ગે જર્મનીના મજૂરોને સાચો રાહ બતાવ્યો. તેમનો અવાજ ગરીબો સુધી, જનતા સુધી ન પહોંચી શકે તે માટે ઝાર અને કૈઝરે ખૂબ ભગીરથ પ્રયત્નો કર્યા. લેનિનને રશિયામાંથી દેશનિકાલ કરવામાં આવ્યો, પણ તેણે સ્વીટ્ઝર્લેન્ડમાં પોતાનું કાર્ય આગળ ધપાવ્યે રાખ્યું; જ્યારે રોઝા લક્ઝમ્બર્ગ જેલની બંધ કોટડીઓની અંદર તાપસી જીવન વીતાવી રહી હતી.

ઝાર અને કૈસરના પ્રયત્નો છતાં આ બન્નેનો અવાજ તોપોના ગડગડાટ અને બંદૂકોની ગોળીઓને ભેદીને ગરીબોના હૃદય સુધી પહોંચી ગયો. લશ્કરી મોરચાઓમાં, કારખાનાઓમાં એ અવાજ પડઘા પાડવા લાગ્યો બન્નેનું નામ પ્રખ્યાત થઈ ગયું. યુદ્ધના ચોથા વર્ષમાં ઝાર હવામાં વીંઝાઈ ગયો, લડાઈના પાંચમાં વર્ષની શરૂઆતમાં તો વિલિયમ કૈઝરને રાજગાદીનો ત્યાગ કરીને નાસવું પડ્યું.

લેનિન પેટ્રોગ્રાડ શહેરમાં ગયો, રોઝા બર્લિન શહેરમાં ગઈ. મજૂરોએ પોતાના પ્યારા નેતાઓનું જે ભાવભીનું સ્વાગત કર્યું તે ઇતિહાસપ્રસિદ્ધ હકીકત છે.

પરંતુ એ તો ક્રાન્તિની પહેલી મજલ હતી. જુલમીઓના હાથમાંથી સત્તા છીનવીને લોકતંત્રે હાથમાં લીધી. મૂડીવાદીઓથી ભરેલા લોકતંત્રને હવે નવે પંથે વાળવાનું હતું. દુનિયાના વૈભવના જે સાચા ઉત્પાદકો છે, જેમના પરસેવા પર દુનિયાની સંસ્કૃતિ અને સભ્યતા ટકી રહ્યાં છે, તેમના હાથમાં સત્તાની લગામ આપવાની હતી. લેનિન અને રોઝા આ કઠિન કાર્યની અંદર મશગૂલ બની ગયાં.





આ કાર્યની અંદર ખરેખર લેનિનને સફળતા સાંપડી. માનવ ઇતિહાસની અંદર પ્રથમ જ વાર રશિયામાં ગરીબોનું, મજૂરોનું અને ખેડૂતોનું રાજ્ય સ્થપાયું. દુનિયાના ખૂણે ખૂણામાં આ બનાવની ખબર પહોંચી ગઇ. જે લેનિનનું સ્થાન ફકત રશિયાના ગણ્યા ગાંઠ્યા મજૂરોના હૃદયમાં હતું, એ હવે દુનિયાની જીભ પર રમતું થઈ ગયું. જ્યાં જુઓ ત્યાં તેની જ વાતો, એનાં જ ગુણગાન! પરંતુ, જર્મનીના કમભાગ્યે આટઆટલાં બલિદાનો અપાયાં છતાં, ક્રાન્તિની બીજી મજલ સફળ થઈ નહીં. જર્મનીની અંદર હિટલરની સત્તા સર્વોપરિ બની અને જર્મનીની ક્રાંતિકારી વીરાંગના રોઝાનું જીવન દટાઈ ગયું. એટલું જ નહીં પણ તેની કીર્તિનાય સીમાડા રચાઈ ગયા.

કેવી કરુણ ઘટના! જર્મનીના ક્રાન્તિ વિરોધીઓએ રોઝાની ઘોર હત્યા કરીને તેની લાશને ગુપચૂપ એક નાળામાં ફેંકી દીધી જ્યાંથી ચાર મહિના પછી તે લાશને નાળામાંથી કાઢીને મજૂરોએ પોતાના આંસુઓનો અભિષેક કર્યો, શ્રદ્ધારૂપી ભકિતની સમાધિ રચી અને તેના ઉપર પોતાના પ્રેમનું ભવ્ય સ્મારક રચ્યું. પણ હિટલરે તે સ્મારકને ય ન રહેવા દીધું. આજે તેની કબર મૂળ સ્થાનથી દૂર છે.

સંજોગો અનુસાર કેટલાક દિવસો માટે રોઝાની દીપ્તિ ભલે અમુક સીમાડા સુધી રહી, તેનું સ્મારક ભલે જુલ્મગારોના હાથોથી નાશ પામ્યું, તેમાં ભલે હોળી સળગાવવામાં આવી; પરંતુ તેના અસ્તિત્વને અને વ્યક્તિત્વને ઇતિહાસના પાનામાંથી દૂર કરવાની તાકાત કોઇની નથી. જ્યાં સુધી દુનિયામાં સમાજવાદનું અસ્તિત્વ હશે, જ્યાં સુધી ક્રાંતિનો ઇતિહાસ લખાતો રહેશે ને વંચાતો રહેશે, જ્યાંસુધી ત્યાગ અને બલિદાનની પૂજા થયા કરશે; ત્યાં સુધી રોઝાનું અસ્તીત્વ પણ અપાર્થિવ રૂપમાં અજર અને અમર રહેશે.

આપણાં સો વર્ષના ઇતિહાસમાં આંતરરાષ્ટ્રીય સમાજવાદમાં રોઝા જેવી મહાન નારી પેદા થઈ નથી. માકર્સ અને એંજેલ્સની પછી જે મોટા મોટા સમાજવાદી નેતાઓ થયા છે તે દરેકના જેટલું જ રોઝાનું સ્થાન છે. તેનામાં વિચાર અને કાર્ય બન્નેનું સુભગ સંમિશ્રણ થયેલું હતું. માકર્સ અને એંજેલ્સના વૈજ્ઞાનિક સમાજવાદના તે અનુયાયી હતી; પણ તે અંધશ્રદ્ધાથી 'બાબા વાક્યમ્ પ્રમાણમ્' જેવા મનુષ્યોની હારમાં બેસી શકતી નહોતી. તેણે સમાજવાદને મુદ્દાના રૂપમાં ગ્રહણ કર્યો નહોતો પણ જીવંત સિદ્ધાંતના રૂપમાં અમલમાં મૂકયો હતો. તે સિદ્ધાંતનો પ્રયોગ કરતાં તેનું સુંદર પરિણામ જોયું. તે પ્રયોગને રોઝાએ સુંદર અને તેજસ્વી શબ્દોની અંદર લોકોને પ્રત્યક્ષ બતાવ્યો. જર્મનીની અંદર સુધારાવાદની બોલબાલા હતી. માકર્સ અને એંજેલ્સના નામ ઉપર કોઈ કોઇ વખત તેમના જ વાકયોને મારી મચડીને, સમાજવાદના ક્રાન્તિના ઉપાસકોને હાંકી કાઢવાનાં પ્રયત્ન થતા હતા એવે વખતે રોઝાએ પોતાની કલમ અને વાણીથી એ બે મહાન વિભૂતીઓના સિદ્ધાંતને તેમની જ માતૃ-ભૂમિની અંદર સુરક્ષિત અને અખંડિત રાખવાની જવાબદારી પોતાના ઉપર લીધી. અને તેમાં ખરેખર તે સફળ પણ થઈ. તેની આ સફળતાથી તે જર્મનીના શાસકોની આંખમાં કાંટાની માફક ખૂંચવા લાગી. શાસકોના હાથમાં તે દમન અને સતામણીનો શિકાર બની. અને છેવટે તેઓ તેની જિંદગીના ગ્રાહક પણ બની ગયા.

સોળ વર્ષની કિશોર અવસ્થામાં જ તેણે પોતાનું જીવન સમાજવાદ અને ક્રાન્તિને માટે કુરબાન કર્યું અને સતત બત્રીસ વર્ષ સુધી તેણે તેની અખંડ સાધના કરી. રાત દિવસ બસ ક્રાન્તિની જ ધૂન! રાતદિવસ સમાજવાદની સ્થાપનાનાં જ સ્વપ્નાં! એક ઘડીનો આરામ નહીં. સાધકની જેમ સાધનાનો પાછળ એ અલખ જગાવતી જ રહી!

પોલેંડના એક સભ્ય, સંસ્કારી યહૂદી કુટુંબમાં— એનો જન્મ થયો હતો. તેને ઉત્તમ પ્રકારનું શિક્ષણ આપવામાં આવ્યું હતું. નાનપણથી જ તેનામાં પ્રતિભા દેખાતી હતી. પ્રતિભાથી ઓપતી બાલિકાને




જોઈ માતાપિતા આનંદથી રાચતાં હતાં. ઘરમાં કોઈ પણ મહેમાન આવે કે તરત જ પોતાની રોઝા બતાવતાં.

જે વિધાતાએ રોઝાને છૂટે હાથે પ્રતિભાનું દાન આપ્યું હતું તે જ વિધાતાએ તેને સૌંદર્ય બક્ષવામાં થોડી ઘણી કંજૂસાઈ કરી હતી. કદાચ તેને પતંગિયું બનવા માટે નહીં પણ ક્રાન્તિનું નેતૃત્વ લેવા માટે આ અવનિ પર મોકલવામાં આવી હશે! એ કદમાં ઠીંગણી હતી, શરીરનો બાંધો પણ સુડોળ નહોતો, વિરાટ પગલાં માટે નાના નાના પગ ઘણા નાના હતા. નાનપણની બિમારીને લીધે તેની કમરનો નીચલો ભાગ બેડોળ બની ગયો હતો, તેથી તેની ચાલમાં પણ વિષમતા આવી ગઈ હતી. તેનો ચહેરો તેના મનોભાવનું સ્પષ્ટ પ્રતિબિંબ પાડતો હતો. તેના મુખ પર પ્રસન્નતા, સહાનુભૂતિ, ઘૃણા, વ્યંગ એ બધા ભાવો સ્પષ્ટ વાંચી શકાતા. તેનું કપાળ ભવ્ય અને ખૂબસૂરત હતું. પાતળા, નાના હોઠ પર વિષાદની ગંભીર રેખાઓ અંકિત થયેલી હતી. તેની બે મોટી, પ્રભાવશાળી, કાળી આકર્ષક આંખો દરેકનું ધ્યાન ખેંચતી. તે આંખોમાંથી કોઈ કોઈ વખત શાંતિ અને સહાનુભૂતિ ટપકતાં તો કોઈ વખત ક્રોધ અને ગુસ્સો ચમકી ઊઠતાં. કેવું શક્તિશાળી મગજ અને ઉચ્ચકોટિનો આત્મા! તેની વાણીમાં બળ હતું. એક એક શબ્દનો સ્પષ્ટ ઉચ્ચાર કરતી. મોટા માનવમહેરામણ સામે પણ તેની વાણી સ્પષ્ટ રીતે દરેકને સંભળાવતી હતી. વાતચીત કરવામાં પણ ઘણો રસ લેતી. નાનામાં નાની વાતને પણ કલાના કામણથી કરતી. તેની સાથે વાત કરવામાં દરેકને પોતાની જાત માટે ગર્વ આવતો. તે એ પણ સમજતી કે ક્યાં બોલવું અને ક્યાં ચૂપ રહેવું

વિનોદ, આરામ, મોજમજાહ આ બધાથી તો તે સ્વાભાવિક રીતે જ દૂર રહેતી. તેનો વિનોદ ફક્ત બાળકોની સાથે જ દેખાતો. તેને પોતાને સંતતિ નહોતી. એક ક્રાન્તિકારી વ્યક્તિને કુટુંબ રચવાની ફુરસદ હોય પણ ક્યાંથી? આ વિષે એ લેનિનના વિચારને મળતી આવે છે.

આખી શેરીનાં બાળકો તેને ઓળખતાં, વહાલ કરતાં; કારણ કે રોઝા બાળકો ઉપર પ્રેમની વર્ષા વરસાવવામાં જરાપણ કંજૂસાઇ કરતી નહોતી. જર્મનીના જાણીતા વિદ્વાન કૌટ્સ્કીના બાળકો સાથે એવી રચીપચી રહેતી, તેમની રમતો અને રમકડાંની અંદર એટલી મશગૂલ રહેતી કે જાણે તેમની સાથે તે એક જાતની બાળકી જ છે એમ લાગતું. પરંતુ મોટી વયની, ખાસ કરીને અપરિચિત વ્યક્તિઓથી તો એ દૂર જ ભાગતી. તેમના સાથે તેનું વર્તન નિરસ અને બેદરકાર હતું. આની પાછળ એક કારણ હતું એવી રીતે પોતાનો સમય વેડફી દેવા એ ઇચ્છતી નહોતી. જેની સાથે મૈત્રી થતી, એ જિંદગીભર ટકાવી રાખતી. એમ કહેવાતું કે તેની મૈત્રનો આધાર રાજકીય વિચારોની એકતા ઉપર રહેતો. પણ એમ નહોતું ચારિત્ર્યને એ મુખ્ય ગણતી, અને આ બાબતમાં જરાપણ કોઈનો પગ લપસે તો તેને સહન કરી શકતી નહીં. તેના વિચારો કેટલીક બાબતોમાં ટ્રોટ્સ્કીને મળતા હતા, છતાં બે વચ્ચે કદી મૈત્રીની ગાંઠ બંધાઈ નહોતી. લેનિનની સાથે પણ ઘણીવાર મતભેદ થતો છતાં બન્નેને એકબીજા માટે અગાધ સ્નેહ અને શ્રદ્ધા હતાં. કાર્લ રેડેક એક પ્રતિભાશાળી વ્યક્તિ હતો, છતાં તેના ચારિત્ર્યની શિથિલતાને લીધે તે તેનાથી દૂર રહેવાની જ કોશિષ કરતી. જર્મનીના દરેક પ્રખ્યાત સમાજવાદીઓ તેના મિત્રમંડળમાં હતા. બેબેલ, સિંગર, મેહરિંગ, લિબ્તકનેખ્તની પત્ની સોનિયા અને કૌટ્સ્કીની પત્ની—બધાં એના ખાસ મિત્રો હતાં.

આ મિત્રોની સાથે દિલ ખોલીને વાતો કરતી. એમાં કોઈપણ જાતનો ભેદભાવ રહેતો નહીં. રોઝા જબાનમાં તેજ અને બુદ્ધિમાં તીવ્ર હતી; તેથી એ કોઈની વાતોની જાળમાં સપડાતી નહીં. એક વખત તે કલારા ઝેટકીનની સાથે ફરવા ગઈ હતી. બન્ને જણ વાતોમાં એટલાં બધાં મશગૂલ હતાં કે જ્યાં સૈનિકો બંદૂકોનાં નિશાન તાકી રહ્યા હતા ત્યાં પહોંચી ગયાં. નશીબયોગે તેમને ગોળી વાગી નહીં. સાંજના સમયે બન્ને કૌટ્સ્કીના મકાનમાં ગયાં, જ્યાં





જર્મનીની 'સોશ્યલ ડેમોક્રેટિક પાર્ટી'નો સભા ભરાઈ હતી. એ લોકોએ આ વાત જાણી ત્યારે બોલ્યા : 'જો આજે ગોળી લાગી ગઈ હોત તો!' વૃદ્ધ બેવેલે તો તેમના અવસાન પર જે.અંજલિ આપવામાં આવે, તે પણ આપવા માંડી. પ્રશંસાનાં પુષ્પો વેરાવાં લાગ્યાં. રોઝાએ વચમાં બેવેલને અટકાવીને કહ્યું. ફક્ત એટલું જ લખવું જોઈએ કે 'અહીંઆં જર્મનીની સમાજવાદી ચળવળની બે અંતિમ વ્યક્તિઓએ સમાધી લીધી છે.' બે અંતિમ વ્યક્તિઓએ! આમાં જે વ્યંગ હતો, તેનાથી બધા ખળભળી ઉઠયા. જર્મનીની પાર્ટીએ સમાજવાદી ક્રાન્તિના માર્ગને છોડીને સુધારાવાદનો રાહ લીધો હતો. તેમના હૃદયને આ વ્યંગથી સખત આંચકો લાગ્યો, પણ રોઝા તો ખુશામતને કદી જાણતી જ નહોતી.

રોઝાને પોતાના જીવનસાથી લિયો જોગીચેસની સાથે ક્રાંતિકારી પતિ–પત્નીમાં હોય તેવો જ સબંધ હતો. તેનો પ્રેમ કર્તવ્યની વેદી પર ન્યોચ્છાવર થયેલો હતો. તેના જીવનમાં માનવસુલભ વાસનાઓ અને નબળાઈઓનું સ્થાન નહોતું.

સંગીતની સાથે એને ઘણો જ પ્રેમ હતો. જર્મનીના શ્રેષ્ઠ સંગીતકારો સાથે હળતી–મળતી. એનો કંઠ પણ મધુર હતો.

રોઝા દિવસે પણ સ્વપ્નાંની દુનિયામાં રાચતી અને કલ્પનાજગતમાં વિહાર કરતી ગંભીર હોય, યા ખુશમિજાજમાં હોય, અગર વ્યંગ કરતી હોય છતાં તે પોતાની ચારે બાજુ ઉત્સાહનું, પ્રોત્સાહનનું માદક વાતાવરણ રચી દેતી.

એ હંમેશાં ગંભીર અધ્યયનમાં તલ્લીન રહેતી. પોતાના જ્ઞાનનો ફેલાવો કરવામાં એ મગ્ન રહેતી. રાજનીતિ, અર્થશાસ્ત્ર અને ઇતિહાસમાં પોતાના અધ્યયનનો પ્રયોગ રાજકીય શસ્ત્રની માફક કરવાની ઉમેદ રાખતી. સાથે સાથે ભૂગર્ભશાસ્ત્ર માનવવંશશાસ્ત્ર, ઉત્પત્તિશાસ્ત્ર, અને પ્રાણીશાસ્ત્રનું અધ્યયન પણ એવા જ ઉત્સાહથી કરતી. કોઈ કોઈ વખત ગામડાંઓમાં ફરવા નીકળી પડતી અને ત્યાંથી તે જાતજાતના છોડવાઓ, પુષ્પો લઈ આવતી. તેમનું અવલોકન કરતી અને તેની યાદી બનાવી તેના પર નોંધ લખતી. ખાસ કરીને ઉત્પત્તિશાસ્ત્ર ઉપર તો એને ઘણો જ પ્રેમ હતો.

ચિત્રકામ તરફ પણ રોઝાનું દિલ ક્યારેક આકર્ષાઇ જતું. બાલ્યવયમાં હતી ત્યારથી જ તે છોડવાઓ, ફૂલો, પશુપખીઓ, કુદરતી દશ્યો અને માનવીઓની આકૃતિઓની તસ્વીરો પીંછી અને પેન્સિલથી આલેખતી. પછી તૈલચિત્રોની તરફ તેનું ધ્યાન દોરાયું. અને કોઇપણ જાતના શિક્ષણ વિના તેણે જે ચિત્રો તૈયાર કર્યાં, તે ચિત્રોને જોઈને ભલભલા ચિત્રકારો પણ દંગ થઈ જાય છે.

રોઝાએ જો રાજકીય ક્ષેત્રમાં ન ઝુકાવ્યું હોત તો કદાચ પોતાના મનોભાવ પ્રગટાવવા માટે તેણે કવિતાનું ક્ષેત્ર પસંદ કર્યું હોત. નાનપણની રચેની તેની કવિતાઓમાં એની છુપાયેલી કવિ–પ્રતિભા દેખાય છે. મે દિન' પર લખાયેલ એના પહેલા લેખનો અસ્વીકાર કરતાં લિયો જોગીચેસે કહેલું કે એ લેખ નથી, કવિતા છે તેના પ્રસંગોપત લખાયેલા કાગળોમાંથી તો જાણે કાવ્યોનાં ઝરણાં ફૂટયાં છે, કવિતાનો ધોધ વહ્યો છે. ખાસ કરીને તેણે જેલમાં ી જે પત્રો લખ્યા છે.તે તો કવિત્વથી ભરપૂર છે. આ પત્રોમાં કલમની દ્વારા તેણે ચિત્રોની હારમાળાઓ સર્જી છે. તે દિવસોમાં તેની દૃષ્ટિએ પડેલા ચહેરા—છાપાંનો ફેરીઓ બજારમાં જતી વૃદ્ધા, ફૂલ વેચતી યુવતી, અને હોટલનો બબરચી એની કલમના રંગથી પ્રકાશિત થઈ ગયા છે. બીજાનાં દુઃખોનું વર્ણન કરતાં રોઝા પોતાના કલેજાને એક બાજુ મૂકી દે છે; પણ જ્યાં પોતાનો ઉલ્લેખ આવે છે, ત્યાં એક બે શબ્દોમાં જ વિરમી જાય છે.

રોઝાના જીવનમાં મર્દાનગીનો અંશ ઘણો જ જોવામાં આવે છે. તર્કશક્તિથી ભરેલું મન, અસીમ અદ્ભૂત કાર્યશક્તિ, અડગ નિશ્ચય, સાહસ અને વિશ્વાસ એ પુરુષસુલભ ગુણો એનામાં હતા. છતાં તે મર્દાની સ્ત્રી નહોતી. મર્દાનગીના ગુણો સાથે

# બેવડી ખેંચતાણ

સાને ગુરુજી
અનુ૦ જયન્ત પરમાર

> સંસારભરની માતાઓ પોતાના દીકરા માટે મરી પડતી હોય છે. ક્યાંય પણ એમાં કશાયે સ્વાર્થની ગંધ નથી આવતી હોતી. પોતાના ફરજંદની પ્રગતિની એકમાત્ર ધૂનમાં એ કાયમ પ્રયત્નશીલ રહે છે. પણ ઉંમરલાયક દીકરો થતાંની સાથે માતૃપ્રેમનું જોર ધીમું પડે છે. પુત્રના જુવાન હૃદયમાં બેવડી ખેંચતાણ શરૂ થાય છે એ બતાવતું **શ્યામનાં રેખાપાં*** નામની આજકાલમાં પ્રગટ થનારી નવી નવલકથામાંથી આ આટલો ભાગ લીધેલ છે.

ઉદયને લઈને એની બા જળગામ આવી. ત્યાં એક ઓરડી ભાડે રાખીને રહેવા લાગી. એક ધનિક ઘરમાં રસોઈ કરવા માટે એ રહી હતી. ઉદય જળગામની અંગ્રેજી નિશાળમાં જવા લાગ્યો. ખાનદેશનો ઉનાળો એટલે તો તોબા. પગ તો મૂકતાંની સાથે જ શેકાઈ જાય ઉદય પાસે નહોતી છત્રી કે નહોતાં પગરખાં. પણ એની બાએ પછી છત્રી અપાવી, પગરખાં પણ અપાવ્યાં, એક દિવસ ઉદય છત્રી લીધા વગર નિશાળે ગયો. એની બા કામ કરીને ઘેર આવી ત્યાં તો છત્રી ખૂણામાં જ પડેલી એને દુઃખ થયું.

'ઉદય, છત્રી રાખતો જા, નહિતર આંખો બગડશે ' તે દિવસે રાતે ઉદયને એની બાએ કહ્યું.

'મને છત્રી ગમતી નથી ખાલી હાથ જ સારા.'

'એમાં ગમતાનું શું હતું? તડકો હોય છે. મને તારી ફીકર થયા કરે છે. તું મારો એકનો એક દીકરો તું મારો આધાર છે, તારી સામે જોઈને મારા દિવસો પસાર કરું છું તું સુખી થા, નિરોગી રહે, ભણીને મોટો થા એવી મારી ઇચ્છા છે. એટલે કાળજી રાખ. બેટા, છત્રી લેતો જા. હવેથી લઈ જઈશ ને?'

બાની આંખોમાં આંસુડાં જોઈને ઉદય બોલ્યો : 'હા.'

ઉદયના કપડાં ફાટ્યાં હતાં. થોડું થાગડ-થીગડ તો એની બાએ કરી દીધું હતું જ. નવાં કપડાં લાવવાના પૈસા ક્યાં હતા? એક દિવસ પોતાની શેઠાણી પાસે ઉદયની બાએ એ વિષે જરા વાત કાઢી.

'અમારા બંડુનાં કપડાં તમારા ઉદયને થઈ રહેશે? આમ તો બેય સરખા લાગે છે. એનું એક પહેરણ આપું? એક કોટ પણ છે.'

'હા, ઉદયને બરોબર થઈ રહેશે. લાવો.'

એ કપડાં લઈને બા ઘેર આવી. ઉદયે પહેર્યાં. કોટ જરા મોટો થતો હતો. પણ બાની નજરે એ સરસ દેખાતો હતો. બીજે દિવસે એ કપડાં પહેરીને ઉદય નિશાળે ગયો. ઉદયની સાથે જ બંડુ પણ ભણતો હતો.

ઉદય હોશિયાર હતો. બંડુ જરા ઠોઠ હતો. પણ ધનિકનો છોકરો હોવાથી દર વખતે ઉપરના વર્ગમાં ચડાવવામાં આવતો. પોતાને ઘેર રસોઈ કરતી બાઈનો છોકરો પોતાનાથી હોશિયાર હોય એ બંડુને ખૂંચતું હતું. એટલે ઉદયને હલકો પાડવાની એક પણ તક એ ગુમાવતો નહિ.

'પેલા ઉદયનો કોટ તો જુઓ. સાત બાધા જેવો દેખાય છે.' બંડુએ પોતાના મિત્રોને કહ્યું.

'ઉદય, આ કોટ ક્યાંથી લાવ્યો? લગ્નનો છે કે શું?'

'એનું શરીર દિવસે દિવસે જાડું થતું જાય છે

*શ્યામનાં રેખાપાં : પ્રકાશક—ભારતી સાહિત્ય સંઘ લિ૦, ગાંધીમાર્ગ, અમદાવાદ. મૂલ્ય : સત્તાવણ રૂપિયા.

---

તેનામાં નમ્રતા અને સહાનુભૂતિ હતાં, દયાની તો મૂર્તિ હતી, પ્રેમાળ પણ એટલી જ હતી. ક્યારેક ક્યારેક એ રાજનીતિના મામલાઓથી કંટાળી જતી ત્યારે બોલી ઊઠતી કે 'હું લોકોને કેવી રીતે ખાતરી કરાવી આપું કે પરિસ્થિતિને કારણે સાર્વજનિક જીવનમાં હું ધસડાઈ આવી છું. કોઈ વ્યક્તિગત લાભના લોભથી, અગર જાણીજોઈને આ ક્ષેત્રમાં નથી આવી! ઓહ! લોકો સમજે કે મારા હૃદયમાં કેવું સ્ત્રીત્વ ભરેલું છે!'

★





એટલે એની બાએ પહેલેથી જ જરા મોટો શીવડાવ્યો હશે, પાછળથી ટૂંકો ન પડે.'

'એની બા અમારે ઘેર રસોઇ કરે છે.'

'અરે બંકુ, મને તો આ તારો જ કોટ લાગે છે. તું એ નહોતો પહેરતો ? આના શરીર ઉપર ક્યાંથી?'

'મારી બાએ દીધો હશે. એની બાએ માગ્યો હશે. અને આ ભાઈસા બે ચડાવ્યો પણ છે. ભણવામાં હોશિયાર તો છે, પણ સ્વાભિમાન ક્યાં છે ?'

ઉદયથી આ બધું સહન ન થઈ શક્યું. એ બંકુ તરફ ધસી આવ્યો ઉદયે એને નીચે પાડી દીધો. ઉદય નાશિકમાં હતો ત્યારે કુસ્તી શીખેલો હતો.

'કોને સ્વાભિમાન નથી ? મારી બાનું અપમાન કરે છે ? ફરી બોલીશ ?'

એમ કહેતો ઉદય એને થપ્પડો લગાવતો હતો. બંકુના ઓલકણા મિત્રો તો દૂર જ ઊભા રહી ગયા. એટલામાં ઘંટ વાગ્યો. બધા વર્ગમાં ગયા. પણ વાત શિક્ષકના કાન સુધી ન પહોંચી.

ઘેર જઈને બંકુએ બધી વાત પોતાની બાને કરી. ત્યાં તો એ ધનિક માતા ગુસ્સે થઈ ગઈ. ઉદયની બાને એણે કહ્યું:

'તમારો દીકરો તો ખરો છે ! બંકુને મેં ક્યારેય હાથ પણ નથી અડાડ્યો. તમારા દીકરાએ આજે એને માર્યો. એનાં કોટ ને પહેરણ દીધાં એનો આ ઉપકાર માનતો લાગે છે. મુઆ, ભિખારા છે તો ય વટ તો કેવો ! તમે કાલથી કામ ઉપર ન આવતાં.'

ઉદયની બા રડવા લાગી. છોકરા વતી એણે માફી માગી અને કહ્યું : 'માફ કરો, કામ ઉપરથી કાઢી ન મૂકશો. હું ઉદયને સજા કરીશ—અમે નિરાધાર છીએ. માફ કરો.' એવામાં ઉદય જ પેલો કોટ ને પહેરણ લઈને ત્યાં આવ્યો.

'બા, મારે આ કોટ કે પહેરણ નથી જોઈતાં.' એમ કહેતાં એ કપડાં એણે ત્યાં ફેંક્યાં.

એની બાએ એનું કાંડું પકડ્યું અને ક્રોધાવેશમાં બોલી :

'પીટ્યા, બહુ ફાટી ગયો ? આ કપડાં લઈ લે. અને તેં બંકુને આજે માર્યો ? તને શરમે ન આવી ? તારી બા અહીં કામ કરે છે એ તને ખબર નથી ? મને અહીંથી કાઢી મૂકશે તો તું ખાઈશ શું ? એની માફી માગ. એની બ ને પગે પડ. ચાલ, આવે છે કે નહિ ?' એમ કહેતી એની બા એને મારતી હતી. એ એને ખેંચીને શેઠાણી પાસે લઈ જતી હતી. ઉદય પણ હઠે ભરાયો હતો.

'માર, મારવું હોય એટલું માર. હું માફી માગવાનો નથી કોઈના પગમાં પડવાનો નથી.' એમ એ રડતો રડતો બોલ્યે જતો હતો. શેઠાણી અને એનાં બાળકો ત્યાં એકઠાં થઇ ગયાં હતાં.

'આમને પગે પડ. પડે છે કે નહિ ?'

'ના, મરી જઈશ તો ય નહિ પડું.'

'જવા દો. મારો મા. ફરી એ આવું નહિ કરે.' એમ બંકુના બાપાએ કહ્યું. ઉદય રડતો રડતો ઘેર ગયો. એની બા રોતી રોતી રસોડામાં ગઈ. પેલાં ધનિક બાળકો હસતાં હસતાં રમવા જતાં રહ્યાં.

રાતે ઉદયની બા ઘેર આવી. ઉદયે ખાધું નહોતું. ઉદય માટે એની બા રસોઈ કરીને જતી. આજે એ બધું એમનું એમ પડ્યું હતું. ઉદય સૂઈ ગયો હતો. પણ એ ખરેખર ઊંઘતો હતો. દીકરા પાસે આવીને એની બા બેઠી. એ એક શબ્દ પણ બોલી નહિ. એ એને ધીમે ધીમે થાબડતી હતી. એના શરીર ઉપર એ હાથ ફેરવતી હતી. એકવાર તો એણે વાંકા વળીને જોયું પણ ખરું. એ વખતે જ એની આંખમાં ભરાઈ આવેલાં આંસુડાં ઉદયના મોં ઉપર પડ્યાં, અને ઉદયે એક મોટું હીબકું ભર્યું. દાબી રાખેલું દુઃખ બેવડા વેગે ઉછળીને બહાર આવ્યું. માએ દીકરાને નજીક ખેંચ્યો. કોઈ બોલી શકતું નહોતું. થોડીવાર પછી માએ દીકરાને કહ્યું : 'ઉદય, ચાલ તો બેટા, બે કોળિયા ખાઈ લે જોઉં.'

'ના બા. આજે પેટ ભરાયેલું છે.'

'શાનાથી ભર્યું ?'

'મારથી, અપમાનથી અને દુઃખથી.'

'બેટા ઉદય, એવું બોલ મા, આપણે ગરીબ છીએ. તારી બા ગરીબ છે. બેટા, મારે બીજે કામ



કરવું પડે છે. અપમાનો ગળવાં પડે છે. આપણી ભૂલ ન હોય તો પણ એમની માફી માગવી પડે છે.'

'તું એ કોટ શું કામ લાવી 'તી? શું કામ ભીખ માગી 'તી? હું ફાટેલો કોટ નહોતો પહેરતો?'

'અરે, એમને ઘેર હું કામ કરું છું એટલે મેં કોટ માગ્યો. એમાં શું બગડી ગયું? તારા શરીર ઉપર ફાટેલાં કપડાં હું નથી જોઈ શકતી.'

'બા, હવેથી મારા માટે કોઈની પાસે કાંઈ ન માગતી.'

'નહિ માગું હં! તું ભણ, મોટો થા. આ દિવસો તો જલદી જતા રહેશે. સારા દિવસો જલદી આવશે. ચાલ, ખાઈ લે તો. તારી બાને ખાતર પણ ખાઈ લે.'

ઉદય ઊઠ્યો. બાનાં આંસુ સામે એની જીદ ક્યાં સુધી ટકે? એ ખાઈને પથારીમાં પડ્યો. એની બા એને પંપાળતી હતી. ઉદયને ઊંઘ આવી ગઈ. સજળ નયને ભગવાનની પ્રાર્થના કરીને એની બા પણ ઊંઘી ગઈ.

આમ દિવસો જતા હતા. વરસો પણ ચાલ્યાં ગયાં. અને ઉદય મેટ્રિક પાસ થઈ ગયો. આગળ વધુ અભ્યાસ માટે એ પૂના ગયો. એને શિષ્યવૃત્તિ મળી હતી. એક નાનકડી ઓરડીમાં એ રહેતો હતો. બંગલાના કમ્પાઉન્ડના એક ખૂણામાં એ ઓરડી આવેલી હતી. બંગલો તો બંધ રહેતો. રખેવાળ ભૈયો એક બાજુની ઓરડીમાં રહેતો. ઉદય હાથે રસોઈ કરતો. અભ્યાસ કરતો. એને બહુ મિત્રો નહોતા. બધા સાથે બહુ ભળતો પણ નહિ. ફરવા પણ એકલો જ જતો. એ ગરીબ હતો. મિત્રો મેળવવા માટે પૈસાની જરૂર હોય છે. તો ક્યારેક વળી સિનેમા પણ જોવા પડે છે. હોટલ, ચા અને સિગારેટ પણ જોઈએ. ઉદય આ બધા માટે પૈસા ક્યાંથી લાવે? એથી એ એકલો પડી જતો.

રજાઓમાં એની બાને મળવા જતો. બા એની રાહ જોતી. એ આવે એટલે ના માટે કંઈક પણ કર્યા વગર ન રહેતી. ઉદય હવે તો ખાસ્સો મોટો પણ થયો હતો. તેની આંખો પણ ખૂબ તેજસ્વી હતી. એવી જ રીતે એક વખત રજાઓમાં ઉદય ઘેર આવ્યો હતો.

'દ્વારકાબેન, તમારો ઉદય ઘેર આવ્યો છે ને?' શેઠાણીએ ઉદયની બાને પૂછ્યું.

'હા.'

'કાલે એને અહીં જમવાનું છે એમ કહેજો. રસપુરી છે એટલે એને જરૂર લાવજો. નાનપણની તકરાર હશે એ ભૂલી ગયો હશે. બંકુ કહેતો 'તો કે ઉદયને બોલાવો. નલી પણ કહેતી 'તી.'

'એને કહીશ. પણ આવશે કે કેમ એ હું શી રીતે કહું!'

ઉદય બીજે દિવસે જમવા આવ્યો. એ બધાંમાંથી ઉદય જુદો તરી આવતો. એ આજે આનંદમાં હતો. આજે એ ફૂલ્યો સમાતો નહોતો. આજે આ શ્રીમંત ઘરનું એને માનભર્યું આમંત્રણ મળ્યું હતું એ આજે હસતો હતો, વિનોદ કરતો હતો. નલીએ એને પાન દીધું.

'સિગારેટ જોઈએ કે?' બંકુએ પૂછ્યું.

'હું નથી પીતો.'

'અરે, બી. એ. માં આવ્યો તો પણ હજુ સિગારેટ નથી પીતો? આવો તે કેવો તું ઉદય! અરે, આ નલી સુદ્ધાં સિગારેટ પીવે છે.'

'ના, હં ઉદય. ભાઈ તો ગમે તેમ બોલે છે!'

'કેમ નલી, તે દિવસે નહોતી પીધી?'

'એ તો મજાક હતી. 'ઉદય, પાન તો ખા. કે પાન પણ નથી ખાતો? સાવ ભગતડો લાગે છે!'

'ભગતડો શાનો? અરસિક છે. ઉદય, આ બધું ન હોય તો વિદ્યાને રંગ પણ ન ચડે, જીવનમાં રંગ ન આવે. એવો બુડથલ ન થતો.'

'બંકુ, હું એક રસોઈયણનો દીકરો છું. હું આવા મોજશોખ શી રીતે કરી શકું? હું તો ફાટેલો કોટ પહેરું ને જૂની ચોપડીઓ વાપરું. તમારી વાત તો જુદી છે. તમારા ઘરમાંથી સોનાના ધૂમાડા નીકળે છે એટલે તમે મોંમાંથી પણ ધૂમાડા કાઢી શકો. ખરું ને?'





'તું બાળપણની વાત હજુ ભૂલ્યો લાગતો નથી!'

'કેટલીક વાતો તો આપણે ક્યારે ય ભૂલી શકતા નથી. બધાં અપમાનો ભૂલી જવા જેવો વિશાળ મનવાળો હજુ થયો નથી. પણ આજે મારા મનમાં એનો ડંખ નથી. હું ગરીબ છું અને ગરીબાઈમાં જ મારે રહેવું જોઈએ.'

'અરે, કાલે ધનિક થઈશ. કોઈક શ્રીમંતની દીકરી વરમાળા પહેરાવશે'

'હું શ્રીમંત હોત તો મને શ્રીમંતની દીકરી વરમાળા પહેરાવત. હું તો ગરીબ છું.'

'આઈ. સી. એસ. માટે જઈને એકાદ મડમડી પણ લેતો આવીશ તું તો!'

'આઈ. સી. એસ. માટે જવા જેટલો હું હોશિયાર નથી. થોડુંક ભણીને મારી બાને ક્યારે આરામ આપું એ જ મારી ઇચ્છા છે. એ ક્યાં સુધી બીજાનાં કામ કરીને દુઃખ વેઠે! અને પાછું એ બધું દુઃખ વેઠવાનું પણ મારા જ માટે ને!'

'શું હાથે રસોઈ કરીને તારી બાને પીરસીશ?'

'લગ્ન ન કરું તો હાથે રસોઈ પણ કરીશ.'

'ક્યાંય લગ્નનું નક્કી થયું છે?'

'ક્યાંથી થાય?'

'કૉલેજમાં ઘણી છોકરીઓ હોય છે.'

'પણ હું પતંગિયું નથી. પૈસાના રંગ મારી પાસે નથી. અને કૉલેજના પ્રેમ તો કૉલેજ પૂરતા જ હોય છે. કૉલેજકાળ સુધીનું જ ઘેન હોય છે આખરે તો જુદો જ પ્રશ્ન ખડો થતો હોય છે, પ્રેમ ઊડી જાય છે. કોઈ ને કોઈ જુદે જ સ્થળે લગ્ન થાય છે. કૉલેજના પ્રેમ ભાગ્યે જ મંગળમય લગ્નમાં પરિણમ્યા હોય!'

'તું તો કોઈ તત્ત્વજ્ઞાની જેવું બોલે છે ને શું!'

'ઉદય, ઘરડો થઈ ગયો કે શું?'

'ગરીબાઈમાં ઘડપણ પણ જલદી આવે છે. કોઈપણ સારી રીતે પોષણ પામતું નથી—નહિ મનનું ને તનનું કે નહિ બુદ્ધિનું ને ભાવનાનું.

આમ ત્રણેય વચ્ચે વાતો ચાલતી હતી.

'હવે આ પાન તો ખાઈ લે.' નલીએ આગ્રહ કર્યો.

ઉદયે પાન ખાધું પણ પાન ખાવાની એને ટેવ નહોતી. એ તો તરત ચાવી ગયો!

'તારું મોં તો લાલ ન થયું.' બંકુ બોલી ઊઠ્યો.

'પાન ખાતાં પણ તને નથી આવડતું.' નલીએ ટાપસી પૂરી.

'નસીબમાં હશે તો આગળ ઉપર શીખીશ.'

'તું નસીબને માને છે?'

'બંકુ, છેવટે ક્યાંક પણ નસીબ તો આવે જ છે. આપણે પ્રયત્નો કરીએ, મથામણો કરીએ, પણ કોઈક અજાણ શક્તિ હોય છે. એ આપણને ગમે ત્યાં ખેંચી જાય છે. માનવજીવન એટલે માનવીના પ્રયત્ન અને પેલી અજ્ઞાત શક્તિ એ બન્નેનું ફળ. ઘણીવાર આપણને લાગે છે કે આપણી ઇચ્છા મુજબ, આપણા પ્રયત્નોથી જ બધું થાય છે પણ, અચાનક મોટા ઝંઝાવાતમાં બધું જમીનદોસ્ત થઈ જાય છે.'

નલીએ ગ્રામોફોન ચાલુ કર્યું અને ઉદય ગુંજવા લાગ્યો.

'નલી, ઉદય ડોલવા લાગ્યો.'

'ભાઈ, ગીત તો બધાંને ગમે છે.'

'ઉદય કંઈ ન બોલ્યો. થોડીવારે એ જવા માટે ઊભો થયો.

'ઉદય કોઈ કોઈવાર આવતો રહેજે. આપણે સાથે રમશું, વાતો કરશું.' નલીએ કહ્યું.

'રાતે આવજે ને! પાનાં રમશું.' બંકુ બોલ્યો.

'મને નવી રમતો નથી આવડતી'

'અમે શીખવશું.'

ઉદય ગયો. રજાઓ હતી તો પણ એ જલદી જળગામ છોડીને જતો રહ્યો.

'બા, અહીં તાપ ખૂબ પડે છે. હું પૂના જાઉં છું. અભ્યાસ પણ કરીશ. આ તો છેલ્લું વરસ છે. સારી રીતે પાસ થવું જોઈએ. જાઉં ને?'

'જા, શરીર સાચવજે. ધ્યાન દઈને અભ્યાસ કરજે. તારું ભણતર ક્યારે પૂરું થાય છે એ જ

મારે જોવાનું છે.'

અને ઉદય પાછો પૂના ગયો એની એ ઓરડીમાં પાછો એણે અભ્યાસ શરૂ કર્યો. અને હવે તો કૉલેજ પણ શરૂ થઈ. આખું પૂના વિદ્યાર્થીઓથી ઉભરાઈ ગયું. પણ ઉદય તો એકલો જ હતો. એને કોઈ સોબતી–સ્નેહી નહોતું. રોજ સાંજે એ ક્યાંક ફરવા જતો. ક્યારેક પર્વતી તરફ તો ક્યારેક ચતુર્શૃંગી તરફ, પોતાના વિચારોમાં જ એ ફર્યા કરતો.

પણ સરલા સાથે પરિચય થયા પછી એની દુનિયા બદલાઈ ગઈ. એની દુનિયામાં નવો પ્રકાશ આવ્યો, નવી હવા આવી. એ દિવસે રાતે ઓરડીમાં આવીને એ ચિંતામાં પડી ગયો. વિચાર કરતો બેઠો. સરલાનો રૂમાલ એની પાસે રહી ગયો હતો,– આંસુ લૂછવા આપ્યો હતો એ. પાછો આપવો એ ભૂલી ગયેલો. કે જાણીને જ નહોતો આપ્યો? એનો રૂમાલ પણ સરલાના કપાળ ઉપર બાંધેલો હતો રૂમાલ હાથમાં લઈને એ બેઠો હતો. એના નામની એને ખબર નહોતી. પણ રૂમાલના એક ખૂણે નામ હતું:

સરલા! ખરેખર તું સરલા જ છે. કેવી દુઃખો કહેતી 'તી! હતભાગિની! સરળ માણસો દુનિયામાં હતભાગી હોય છે? સરળ માણસોના નસીબમાં જ શું દુઃખ હોય? સરલા સુખી નહિ જ થાય? એ શું મરી જશે? એ દુઃખી છે, નિરાશ છે. હું એને આશા નહિ આપી શકું? હું એને સહાનુભૂતિ નહિ દાખવી શકું? પણ એ રહે છે ક્યાં? ફરી મળશે? એની સાથે મને લઈ ન ગઈ. હતભાગિની સાથે ન જવાય એમ કહ્યું કાળવીને કાંઠે ફરી એ મને મળશે? એના જીવનમાં આનંદ પેદા કરવા હું પ્રયત્ન કરું તો?

—આવા વિચારોમાં જ એ પથારીમાં પડ્યો. ધીમે ધીમે સરલાને બદલે એની બાની મૂર્તિ દેખાવા લાગી:

ઉદય, બાને સુખી કર. માવડી તારી રાહ જોઈ રહી છે. બેટા, જલદી મોટો થા. મારાં દુઃખો દૂર કર, —આ એના શબ્દો ભૂલી ગયો? સરલા તેં તો આંસુ આજે જ જોયાં...પણ એ માવડી તો કેટલાં ય વરસોથી રડી રહી છે. એનાં આંસુ ન ભૂલતો. એમ એનું હૃદય એને કહેતું હતું. બાનો વિચાર કરતાં કરતાં એ ઊંઘી ગયો. અને એને બે સ્વપ્નાં આવ્યાં. સરલા પાસે આવીને કહે છે:

તમે મને પ્રેમ આપશો ને? તમે મારા થશો ને? મારું કોઈ નથી, કોઈ નથી. કોઈ જ નથી. લોહી શા માટે લૂછો છો? પ્રેમનું અમૃતાંજન લગાવીને મારા હૃદયના જખમો સારા ન કરવા હોય તો આ લોહી શું કામ લૂછો છો? આ માથું પછાડો. ટુકડે ટુકડા કરો, નહિતર તમારા ખોળામાં મૂકવા દો. એના પર હાથ ફેરવો. મને જીવન તો આપજો જ.' નહિતર તમારે હાથે જ મને મારી નાખો. તમારો પ્રેમ ન મળવાનો હોય તો તમારા હાથે જ મને મોક્ષ મળો.

—આમ સરલા બોલતી હતી એ સ્વપ્નમાંથી જાગી ગયો ફરી પાછો સૂઈ ગયો. અને સવારમાં પાછું બીજું સ્વપ્ન આવ્યું. માતાની મંગલમયી મૂર્તિ એને દેખાઈ, સાવ ક્ષીણ થઈ ગયેલી જીવનભર દુઃખ વેઠીને થાકેલી અને સાવ ભાંગી ગયેલી મૂર્તિ:

'બેટા, ક્યારે મોટો થઈશ? મને ક્યારે આરામ દઈશ? હું નિરાંતે તારી પાસે ક્યારે વાતો કરતી બેસીશ? જલદી મોટો થા, સારો થા. તારી બાને સુખી કર સુખી કરીશ ને?' આમ એની બા સંબોધતી હતી. અને એ જાગી ગયો. બહાર તો અજવાળું પણ થઈ ગયું હતું. બાના શબ્દો કાનમાં ગુંજતા હતા: 'બેટા જલદી મોટો થઈ જા.'



★

# ગોરો સમદુઃખી યુસ્સી કેઈનેનન

પુષ્કર ચંદરવાકર

અમદાવાદની તદ્દન નજીકમાં ઠક્કરબાપા નગરની રચનામાં આંતરરાષ્ટ્રીય સમાજ સેવા સંઘ (S. . ના સભ્ય ચોવીસ વરસના એક ગોરા જુવાન આવ્યા છે. આપણા જુવાન વર્ગને વાતોના વડામાંથી ઊંચો લાવીને કામના કામણ સમજાવવા જેવી આપણને એમનામાંથી દૃષ્ટિ લાધે તો યે ઘણું છે.

સૂરત જિલ્લાના વાલોડ ગામની 'નદી વાલ્મિકીના કાંઠે ચડતા તડકામાં હનુમાનના મંદિર સામે મહેમાનોની આવવાની વાટ જોતી નંદીના જેવા અલમસ્ત રૂષ્ટપુષ્ટ બટકા બે બળદ જોડેલ બે સુરતી સવારી ઊભી છે મંદિરમાંથી ત્રણ ગોરા ને બે હિંદી અતિથિ અને બે યજમાન આવે છે. લાંબી વાટેથી આવેલ અતિથિઓને સૂરત જિલ્લાનું લોકજીવન જોવાની ઉત્કંઠા છે. યજમાનો પણ તેટલા જ ઉત્સુક છે. લોકજીવનના દર્શન કરાવવા ઝીણા સાદે વાતો કરતા કરતા મલપતી ચાલે આવીને ત્રણ ગોરા અને હિન્દી ભાઈ એક સવારીમાં બેસે છે. બીજીમાં બધા હિન્દી ભાઈઓ! રણઝણ રણઝણ પૈડાંની ઝણ શરૂ થાય છે. વિશાળ વિગટકાય આકાશ પર નજર માંડીએ છીએ તો સામે વિન્ધ્યના બટુકો ક્ષિતિજના ખોળે ધ્યાનસ્થ બની મહાતપ આદરી રહ્યા છે. સવારી ખળખળ વહેતી વાલ્મિકીમાં થઈને જ્યાં પસાર થાય છે ત્યાં ચમકદાર પીંગળી આંખોવાળો, તરવરાટ અને તાજગીભર્યો મરકતો મરકતો ગોરો યુવાન ઉત્સાહભેર અને આશ્ચર્યભેર બોલ્યો, 'કેટલા મહિને આપણે આ ડુંગરમાળ જોઈએ છીએ? આવાં વહેતાં ખળખળાટ કરતાં પાણી જોયાને આજે કેટલા મહિના થઇ ગયા?' તેના મોં પર આનંદ ચમક્યો. મોં પુલકિત બન્યું. એનાં મોં પર નવું લોહી ઝમકવા લાગ્યું. એક પ્રકારની તાઝગી ય ખરી!

રશિયાનો શાખપડોશી દેશ ફિનલેંડનો આ જુવાન વતની છે, તેમનું નામ યુસ્સી કેઈનેનન. પ્રકૃતિબાળ છે. બરફના મેદાનોમાં, ધીચ જંગલોમાં, ઘૂઘવતા સાગરનો ખોળો ખૂંદીને અને માતા ધરિત્રીનાં સાનિધ્યમાં રહીને જીવન વિતાવે છે. ઉચ્ચ શિક્ષણ માટે ભલે દૂરના દેશ જર્મનીની વિદ્યાપીઠમાં તે ગયો, માદરે વતન પર જ્યારે વિદેશીઓએ આક્રમણ કર્યું ત્યારે માદરેવતનના રક્ષણ કાજે બેપાંચ વર્ષના માટે ભલે તે ખભે બંદૂક રાખી સૈનિકના ગણવેશમાં જીવ્યો, પણ તો ય સમરક્ષેત્રે તેને તેની મા ધરિત્રી જ સ્મરણે રહ્યા કરે છે. આ દેશમાં કુદરતની જરાતરા નજાકત જુએ છે ને ત્યાં તરત જ માદરેવતનના સ્મરણો તેનામાં તાજા થાય છે. માટે જ, લોકગીતો માટે તેને આટઆટલો પ્રેમ હશે. એકાદ સુંદર રૂષ્ટ-પુષ્ટ વાછરડું જોઈ આ ફિનિશ યુવાન માટે જ ઘેલો ઘેલો થઇ જાય છે. કયાંક ખૂણામાં મુરઘાનાં બચ્ચાં સૂંડલા નીચે પૂરાઇ ને તક...તક...અવાજ કરતાં બેઠાં હોય છે તો તરત તે સૂરને ઝીલવાને તો કાન સરવા કરે છે...જેટલો માનવ માટે તેને પ્રેમ તેટલો પશુસૃષ્ટિના પશુ અને પંખી માટે તે પ્રેમ બતાવતો જીવન માણી રહ્યો છે, અને તેટલો જ પ્રેમ તેને છે ધરતી માટે, ઝરણાંઓ માટે, ડુંગરમાળ માટે, ખેતરો માટે, ધરતીનાં અવનવાં રંગનાં વળાંઓ માટે!

અમારી સવારી ખણણ ખણણ કરતી ઘેઘુર વૃક્ષઘટામાંની આગળ ને આગળ ચાલ્યે જાય છે. અમે સાથે બેઠેલ સૌ વાતોએ વળગ્યા છીએ યુસ્સી તો. ફિનલેંડના પ્રકૃતિ–સૌંદર્યને આ બધું જોઈ યાદ કર્યા કરે છે. વનરાજી અને વૃક્ષો જોઈ કહેવા લાગ્યા, 'અમારે ત્યાં આવા જ મહાકાય વૃક્ષો છે, પણ તે વૃક્ષો અમારા ખેડૂતોને અર્થજીવનમાં આશિશરૂપ છે. મારા દેશમાં પાંચ મહિના શિયાળામાં ખેડૂત કશું કામ જ ન કરી શકે! નર્યો બરફ. ધરતી પર બરફ પથરાઈ જાય. ત્યારે અમારા ખેડૂતો 'સ્લેજ' લઈને જંગલમાં જાય, લાકડાં કાપનાર નિષ્ણાત ખેડૂતો લાકડાં કાપી તેમાંથી રવો લઈ પરદેશ મોકલે!'

મેં વાતવાતમાં ગૂજરાતનાં જંગલોમાંથી પંચ-મહાલ, અરવલ્લીના જંગલો, ડાંગ અને સૂરત–માંડવીના



જંગલોની વાત કરી. અરવલ્લીના જંગલોમા વાઘ, ચિત્તા અને રીંછ ખૂબ છે તે વાત સાંભળી સુસ્સી જરા વધુ ઉત્સાહમાં આવ્યા. આંખો ઝીણી કરી મારી સામે મરકતા મરકતા તે બોલ્યા, 'ઓહ! ત્યારે તો હું તે જંગલો જોવા તમારી સાથે આવીશ. મ્યુઝિયમ કે સરકસના બંધ પાંજરામાં વાઘને જોવા તે કરતાં જંગલમાં ઘૂમતા જોવા તેમાં કેટલો આનંદ આવે!' અને તરત જ તેમણે મને તેમના જંગલી પ્રાણીઓની વાત કહેવા માંડી.—'અમારા જંગલોમાં સફેદ રીંછ છે, દંતૂશળવાળા રૂષ્ટપુષ્ટ ડુક્કરો અને રીંછો, સફેદ વરુ અસંખ્ય, પુષ્કળ શિયાળ અને લોંકડીઓ! હરણ અને સસલાં પણ સામાન્ય છે. આ બધા અમે શિકારે જઈએ ત્યારે અમને ખપ લાગે છે! શિયાળામાં ફિનલેંડનો ખેડૂત લાકડું કાપે અને શિકાર કરે!'

રસ્તામાં ગાડામાર્ગે અમને તે પ્રદેશના હાળીઓ અને આદિવાસીઓનાં અને રાનીપરજ લોકનાં દર્શન થયાં. સુસ્સી તેમને નિરખ્યા જ કરે! અને તેમનાં પિત્તળનાં, કાંસાનાં અલંકારો, ને રાનીપરજ સ્ત્રીઓની વેશભૂષા જોઈ પ્રશ્ન પૂછે, 'આ લોકો—આ પ્રજા કઈ પ્રજા?'

'અમારા મુલકના તે પૃથ્વીપુત્રો!'

'ઓહ! અને છતાં ય આટલા કંગાલ? દરિદ્ર? પૂરતાં વસ્ત્રો પણ તેમને ન મળે?'

તે ઘડીભર વિચારમાં પડી ગયા અને કહ્યું. 'હું પણ પૃથ્વીપુત્ર છું. હું પણ ખેડૂત છું પણ આ લોકની ગરીબાઈ પ્રેરણાત્મક છે.'

અમારી સવારીઓ ઢાળ ચડીને હવે સપાટ અને સમથળ મેદાનમાં પ્રવેશતી હતી. બળદોની ચાલ ઝડપી હતી. આ ફિનિશ જુવાને કહ્યું, 'આપણી મોટરો ગતિશીલ છે! કેવો મીઠો જીવન અનુભવ! જિંદગીમાં પ્રથમ વાર જ હું બેલગાડીમાં બેસું છું.' અને સવારી હાંકનાર દુબળાને કહ્યું 'લાવ, લાવ રાશ મારી પાસે! હું ચલાવી જોઉં તો બળદોને! અમારે ત્યાં ઘોડાની ગાડીઓ હોય! હજી પણ ઘોડા જ જુતે!' તેણે એક ડચકારો કર્યો. પણ ત્યાં અમે એક લીલી વાડીના ઝાંપે ઊતર્યાં. અમારા યજમાને અમને આદેશ આપ્યો, 'આ આપણી વાડી!'

નન્દી તો આ ધરતીની તસુએ તસુ જમીનના જાણકાર હતા. તે પણ ઝાંપો આવતા આપોઆપ થંભ્યા. અમે સવારીમાંથી ઉતરીને ખેતર પર બાંધેલ બેઠાઘાટના, લાંબી પડસાળવાળા ઘરના સ્વચ્છ આંગણામાં પ્રવેશ્યાં. સૂરત જિલ્લાની રાનીપરજ પ્રજાના વસવાટઘરો આગળ આ ઘર તો મહેલ સમું ભાસે! ફળિયામાં ખાટલા બિછાવવામાં આવ્યા, પણ ઘરની પડસાળમાં ઝૂલતી ખાટ પર સુસ્સીનો જીવ જઈને બેઠો હતો. તેમણે વિવેકપૂર્વક કહ્યું, 'ખરેખર હીંચકો ખૂબ સુંદર છે! ભારતમાં અઢારેક મહિના વીતાવ્યા પછી હું જ્યારે ફિનલેંડમાં જઈશ ત્યારે મારા ઘરમાં તમારે ત્યાં છે તેવો હીંચકો વસાવીશ જ! સ્વર્ગીય આનંદ ખાતર જન્માવેલ અનુપમ કૃતિ!' પણ હીંચકા પર લાંબો સમય અમારે તો બેસવું નહોતું. સુસ્સીના આગ્રહથી જ અમારા યજમાન અમને તેમના ખેતરો જોવા લાવ્યા હતા. આથી તરત જ ઊભા થઈને ખેતરમાં ખેતર પરના કૂવાના પાણી ખેંચતો પંપ અમે જોયો. તરત જ આશ્ચર્યપૂર્વક સુસ્સી બોલ્યા, 'તમે ખેતીમાં યંત્રો અપનાવ્યા છે, ને શું!'

અમારા યજમાને ત્યાં તો દરેકના હાથમાં એક એક સુગંધીદાર મોટા ગોટાનું ગુલાબ અર્પ્યું! સુસ્સીએ તરત જ તેને નાકે અડાડી કહ્યું: 'તમારે ત્યાં દેશી પુષ્પોમાં કેટલી મહેક છે!'

અને પછી અમે ચીકુનાં વૃક્ષો, શેરડીનાં ખેતરો પપૈયાંનાં વૃક્ષો જોયાં. પરદેશી મિત્રોને તે કાંઈ નવું ન લાગ્યું. પણ તરત જ અમે ઢોર બાંધવાની કોઢ્યો જોઈ. ખાલી પણ સ્વચ્છ કોઢ્યો જોઈને કહ્યું, 'તમારે ત્યાં ઢોરને રાખવાની કોઢ્યો ખરેખર વ્યવસ્થિત અને સાદી છે! પણ તમારે ત્યાં વસવાટના ઘરની સાથે કોઢ્ય રાખવામાં આવે છે તે મને સમજાતું નથી. અમારે ત્યાં કોઢ્ય કાયમ વસવાટના ઘરથી દૂર હોય છે!'

તેને અમે મિશ્ર ખાતર બનાવવાના ખાડા





બતાવ્યા કે તરત જ તે બોલ્યા, 'આ જ સર્વોત્તમ ખાતર છે. કૃત્રિમ ખાતર પાક આપશે. પણ જમીન બગાડી નાખે છે!' અને આ ખાતરમાં ધરતીને જે તત્ત્વો જોઈએ તે સૌ મળી રહે છે.

અમે સૌ કપાસના ખેતરમાં ગયાં. યુસ્સી કપાસનાં છોડ જોઈ તરત જ બોલી ઊઠયા, 'ઓહો, હું કેવો નસીબવાન! હું કપાસનાં છોડ આજે જોઈ રહ્યો છું! ખરેખર, જિંદગીમાં પ્રથમ વાર જ!' કપાસના ઊંચામાં ઊંચા છોડ પાસે ઊભા રહી પોતાના શરીરની ઉંચાઈ સાથે તેને સરખાવવાનો પ્રયત્ન કર્યો. કપાસનાં જીંડવા તેણે નિરખી નિરખીને, ફેરવીફેરવી જોયા. ફાટેલાં કાલાં જોયાં. તેમાંથી કપાસ કઈ રીતે લેવામાં આવે છે તે પણ પૂછ્યું અને જ્યારે તેણે આ બધી પ્રક્રિયા જાણી ત્યારે કહ્યું, 'હું ખેડુ હોવા છતાં આ કાંઈ જાણતો નથી, અમારે ત્યાં કપાસનો છોડ થતો નથી.' અને સૂરતની ખેતરાઉ કાળી ધરતી જોઈ બોલ્યા, 'અમારી ધરતી પણ આવી જ કાળી છે... તો અમારે ત્યાં તે ન ઉગાડી શકાય! પહેલાં અમારે ત્યાં ઘઉં કોઈ વાવતું જ ન હતું. હમણાંથી જ અમે વાવતા થયા છીએ અને આજે અમારા ખપ પૂરતા અમે ઉગાડી લઈએ છીએ!' ધરતી, ધરતીના વળાંના રંગો અને પાકની વાતો કરતાં કરતાં અમે રાનીપરજના ઝૂંપડાં જોવા માટે તેમના ઝૂંપડાં હતા તે તરફ ફંટાયા!

તેમના ઝૂંપડાંઓ છૂટા છવાયાં અમને અહીં જોવા મળ્યાં. અમે એક સુખી દુબળાના ઘરમાં ગયાં. બટકી, ખોટા ઘરેણે મઢેલ નિર્દોષ નજરે ગોરા ભાઈ બહેનને નિરખતી એક શ્યામા ઝૂંપડાના આંગણામાં ઊભી છે. કેડમાં એણે નાનકડો છૈયો તેડ્યો છે. અમારા સાથના અંગ્રેજ કુમારિકાબેન તો તેના રૂપ પર મુગ્ધ બન્યાં, 'આનું ફોટોચિત્ર આપણે લઈશું?'

અમે શ્યામા સાથે વાતે વળગ્યાં. તે તો ખૂબ શરમાય. અમારા યજમાન તે કુટુંબને ઓળખે! તેમના કહેવાથી અમે સૌ તેના ઘરમાં ગયાં. એક વિશાળ ઓરડો! તેમાં ઢોરને બાંધવાના ખીલા, ગમાણ, અનાજની કોઠીઓ, ચૂલો. યુસ્સી આ જોઈને બોલ્યા, 'ખરેખર! ગરીબાઈના કારણે જે આવી વ્યવસ્થા તમારા દેશમાં......' અને તક... તક... અવાજ સાંભળતાં એમણે કાન સરવા કર્યાં. તેમના મોં પર આનંદ છવાયો. તે બોલ્યા, હં...હં! સાંભળો તો! મરઘીનાં જ બચ્ચાં! આ અવાજ પણ મારા કાન પર કેટલા બધા દિવસ વીત્યે...' ને ત્યાં તેની નજર રૂપાળા, નાનકડા અને પાણીદાર વાછડા પર પડી. હેતમાં લાવીને તેણે તેને તેડી લીધો.

એકાદ ખેતરવા દૂરના ઝૂંપડે પણ અમે ગયાં. ઝૂંપડાના આંગણામાં સૂર્યમાં તાપતી પાંચ બાઈઓ બેઠી હતી. તેમને અમે વાતો પૂછવા માંડી. તેમની રહેણી-કરણી, રીત-રિવાજ અને ખોરાક પૂછ્યાં. એક બાઈ ઊભી થઈને ઝૂંપડામાં ગઈ અને રોટલો લાવી અમને બતાવ્યો. યુસ્સી રોટલા સામે જોઈ રહ્યા. 'શેનો છે?'

'ચોખાનો.'

'ચોખાનો? મને જરા ખાવા દ્યો!' બોલી તેણે એક કિનારથી રોટલો ભાંગી ચાખ્યો. 'સ્વાદિષ્ટ અને જરા મીઠાશવાળો!'

'તમે બીજું શું ખાવ!'

બાઈએ જવાબ આપ્યો, 'ઘેંશ!'

'બતાવશો?' તેમણે સામે પ્રશ્ન પૂછ્યો. બાઈએ જુવારની ઘેંશ લાવી અમને બતાવી. ત્યાં અમારા કાન પર રાનીપરજના વાદ્યોના સૂરો આવવા લાગ્યા અને એક જુવાન શાલ ફૂલાવી 'તાડપું' મોંમાં રાખી વગાડતો વગાડતો આ ઝૂંપડે આવ્યો. તેમણે ખૂબ આનંદથી તાડપું સાંભળ્યુ

યુસ્સી અને તેમનાં સહકાર્યકર બહેન જોન પહેલીવાર અમદાવાદ આવેલાં. મારા ઘરે. મારી ઓરડીનાં દરવાજાનાં પગથિયાંની બરાબર સામે જ્યોર્જ બર્નાર્ડ શૉનું નાનકડું દિવાલ પરનું ચિત્ર પગથિયાં ચડતાં ચડતાં જ જોતાં યુસ્સી આશ્ચર્ય સાથે બોલ્યા,, 'ઓહ! જ્યોર્જ બર્નાર્ડ શૉ?'

મેં પ્રત્યુત્તરમાં માત્ર હકાર જ કીધો, અને પૂછ્યું. 'તમને એનો પરિચય કઈ રીતે થયો ?'

'ખૂબ નાનપણથી હું તેમને ઓળખું છું. મારાં માતા તોઈની સોફિયા તેના પરમ ભક્ત છે. તે શાકાહારી હતા માટે સ્તો ! મારાં માતા પણ શાકાહારી છે. હું નાનપણમાં પૂરેપૂરો શાકાહારી હતો. યુરોપમાં શાહાકારી થવું તે કપરું કામ છે. અતિથિ તરીકે ક્યાં ય જઈએ ત્યારે સ્વજનો, મિત્રો અને સગાંઓને મૂંઝવણમાં મૂકી દઈએ છીએ. આથી ઘરમાં હું શાહાકારી ! જ્યોર્જ બર્નાર્ડ શૉનાં નાટકો તો મેં હમણાં જ વાંચ્યાં ! હું પ્રથમ ઓળખતો થયો. શાકાહારી શૉને તે પછી નાટકકાર જ્યોર્જ બર્નાર્ડ શૉને !

પછી ફિનલાંડના સાહિત્યની વાત નીકળી. તેમણે કહ્યું, 'યુરોપના કોઈ પણ દેશ કરતાં અમારે ત્યાં લોકસાહિત્યના ભંડાર વિશેષ છે. તે અખૂટ છે. એક દક્તરે આ સાહિત્ય ક્ષેત્રમાં પ્રથમ પગલાં માંડ્યાં. પણ ઈ. સ. ૧૭૩૫માં પ્રોફેસર એલિયાસ લેનરૂથે અમારો સમૃદ્ધ લોકસાહિત્ય ગ્રંથ 'કાલેવાલા' પ્રગટ કર્યો. તેમાં અમારા લોકજીવનની આખી, વિસ્તૃત અને રસીલી કથા .

અને તેમણે તેની કથા કહી, "તે કથામાં બે નાયકો છે, વાઇનામોરા પૌરાણિક પાત્ર છે. તે સાગરપુત્ર છે. તે અમર છે. સરજનહારની સહાયથી તેણે આ કાલેવાલાની ધરતી સરજી. આ ધરતી પરનાં બધાં બાળકો તે અમારા પૂર્વજો ને અમે–ફિનલાંડના વતનીઓ ! આમ વાઇનામોરાં અમારા પૂર્વજોના નાયક બન્યા. અમને સૌને સંપો (હોડકાં) ખૂબ વહાલાં. એક વખતે પોહપુલા નામના પ્રદેશનો શક્તિશાળી યુવાન, ઇમિરનન અમારો પ્રિય સંપો ઉપાડી ગયો, ત્યારે વાઇનામોરાં અને અમારા પૂર્વજો તેની સામે કટિબદ્ધ થયા અને સંપો તેની પાસેથી પાછો મેળવવા તેની સામે યુદ્ધે ચડ્યા. છેવટે બંને વચ્ચે યુદ્ધ થયું. સંપો અમે લોકોએ પાછો પડાવ્યો તો ખરો, પણ અતિશય ભારે હોવાથી અમે તેને ઊંચકી ન શક્યા અને તે દરિયામાં ડૂબી ગયો. અમારી સર્વ સમૃદ્ધિ આમ દરિયામાં રોળાઇ ગઈ !

'હા, એક વાત કહેવાની રહી ગઈ. ઇમિરનન અચ્છો કારીગર અને હુન્નરનો જાણકાર તેથી તેણે એક એવું સાધન શોધેલું કે તેની મદદથી જ આ સંપો તે લઈ ગયેલો.

અમારી પ્રજાનું આખું લોકજીવન આમાં સમાયેલું છે. અમારા દેશની પ્રકૃતિનાં અવનવાં સૌંદર્યવર્ણનો આ ગ્રંથમાંથી મળી રહે છે. આ ગ્રંથમાં જેટલું પ્રકૃતિ દર્શન છે તેટલું બીજે ક્યાં ય મેં જોયું નથી !

'અને આખા ય લોકગીતના ગ્રંથનો સાર એ છે કે શબ્દમાં જે અનોખી તાકાત છે, તે તાકાત શસ્ત્રો કે અસ્ત્રોમાં નથી.

'આ સિવાય પણ અમારા દેશમાં નાનકડાં ઊર્મિગીતો, લોકસાહિત્યમાં પ્રાપ્ય છે. તેમાં વિશેષ દર્શન હોય છે. પ્રકૃતિસૌંદર્યનું બીજો વ્યાપક ભાવ છે માનવે કાંઈક સર્જન કરવું જોઈએ, એણે કંઈ ઊગાડવું જોઈએ અને માનવની સિસૃક્ષાવૃત્તિને ઉત્તેજે તે ભાવનાનું કથન ત્રીજા પ્રકારમાં નવોઢાના પર થતા સાસુસાસરિયાના અત્યાચારના ભાવનું કથન ! પણ અમારું 'સાગા' છે 'કાલેવાલા' !' અને તેમણે મને સામો પ્રશ્ન પૂછ્યો. 'તમારા જીવનનું કોઈ 'સાગા' છે ?'

મેં 'સરસ્વતીચંદ્ર'ની વાત કરી. તે સાંભળી તે બોલ્યા, 'તે તો અમારી મહાનવલ 'સાત ભાઇઓ' (Seven Brothers)ને મળતી કથા. તેના લેખક એલેક્સી કીવી. અમારાં સમાજ જીવનનાં લગભગ બધાં પાસાં તેમાં છે !'

તે દિવસે મેં મારા ઘેર લોકગીતોના લોકગાયકને નોતર્યા હતા. રાવણહથ્થો લઈ તે આવ્યા કે તરત યુસ્સીએ પ્રશ્ન પૂછ્યો, 'આ વાદ્યનો હેતુ શો ? તેનું નામ શું ?'

મેં તેનું નામ કહ્યું. લોકગાયકભાઈએ તે બજાવી બતાવ્યું ને તેમણે બહારવટિયાના, અને ગુજરાતનાં સમાજ જીવનનાં રાસડા ગાયા. તેમણે ગાવાનું

કહ્યું કે તરત જ યુસ્સી આંખો મીંચીને સૂરાવલિને આત્મસાત્ કરવા લાગ્યા હોય તેમ તન્મય બની બેઠા. આ ગીતો ગવાઈ રહ્યા કે તરત જ કહ્યું, 'આ સૂરાવલિ આયરલાંડના લોકગીતના સૂરને ખૂબ મળતી આવે છે.'

ગાયકભાઈ પણ ગયો. અમે પણ છૂટા પડવાની તૈયારીમાં હતા ત્યારે મેં તેમને તેમના પિતાનું નામ પૂછ્યું, ત્યારે તેમણે મને ઉત્તર આપ્યો, અમારે ત્યાં પિતાનું નામ જાણવાનો રિવાજ નથી. કોઈ અમને યુરોપમાં પૂછે પણ નહીં. પણ તમે પૂછ્યું તો કહું: યુહોહેકે કેઈનેનન. તે શિક્ષક હતા હેલ્સીન્કીમાં! આજે તેમણે તેમાંથી નિવૃત્તિ લીધી છે.'

'તો તમે ખેડૂત કેમ થયા? તમારા પિતા શિક્ષક...તમારા ભાઈ ઈજનેર...!'

'ના, મારા પિતા શિક્ષક છતાં ય થોડી ખેતી કરતા, કેમકે તેઓ સિદ્ધાંત તરીકે માને છે કે કોઈને ધાન્ય ઉગાડ્યા વગર તે ખાવાનો અધિકાર નથી. આથી તેમણે નાના પાયા પર તેઓ ખેતી કરતા. હું ૩૨ એકરનું ખેતર ખેડું છું. મારાં ભાવિ પત્ની તેની તાલીમ માટે આજે અમેરિકા...'

અમે આમ વસમી વિદાય લીધી.

યુસ્સી સંસ્કારી ધરિત્રીપુત્ર છે. તેઓએ જર્મનીની વિદ્યાપીઠમાં રહી તેમણે કૃષિવિદ્યાનું જ્ઞાન પ્રાપ્ત કર્યું છે. તેઓ શિલ્પ અને સ્થાપત્યમાં પણ ખૂબ રસ લે છે. ફિનલાંડના પ્રદેશમાં જ્યારે પાંચ મહિના બરફ પથરાયેલા હોય છે ત્યારે તે લાકડાં ન કાપવા જતાં અભ્યાસ ગ્રંથો લઈ અભ્યાસમાં લાગે છે. તેઓએ બીજા વિશ્વયુદ્ધમાં ફિનલાંડના પક્ષે રહી સૈનિક તરીકેની કામગીરી બજાવી છે. સાથળના મૂળમાં એક ગોળી અને બીજી પેડુમાં; એમ બે ગોળીઓ તેમને લડતા લડતા વાગી છે. સાથળના મૂળમાં તો શસ્ત્રક્રિયા પછીનાં ચિહ્નો પણ આજે તેમના શરીરમાં છે પેડુની ગોળી હજુ બહાર નથી તેમ પ્રાણઘાતક પણ નથી બની. બીજા વિશ્વયુદ્ધના અંતે તેમને શાંતિનું મૂલ્ય સમજાણું. માનવતાનું હાર્દ તેમણે જોયું અને તેમનામાં શાંતિની ખોજની તરસ જન્મી. આના પરિણામે તેઓ માનતા થયા છે વિશ્વબંધુત્વમાં. માનવ અને જગત વિનાશની લીલાએ તેમને દોર્યા કાંઈક માનવહિતની રચનાના કાર્યમાં. આ વિચારથી તે સભ્ય બન્યા આંતરરાષ્ટ્રીય સમાજ સેવા સંઘના ઈ. સ. ૧૯૫૧માં. તેઓએ તેમની અઢારેક મહિનાની સેવા સમર્પી છે આપણા શરણાર્થી ભાઈઓના ચરણમાં! ધન્ય છે તને સમદુઃખી ગોરા મૂકસેવક!'



## ડખલ

પ્રધાન જગ-સૂરમાં ખતમ આ થઈ જાય શું
પ્રસૂર મુજ જિંદગી સકળનાં? અણજાણતા
પ્રવેશ કરવા હતી સભર જિંદગી તમન્ના;
થઈ જાય શું સકળ તાહરો વાટમાં?

પ્રભાત

## રૂપનું સંભારણું

રૂપ જ્યારે આપનું આ લોચને વરસી રહ્યું,
ચાંદની શીળી રૂપાળી પી રહ્યો એવું થયું;
બેઅદબ તો માફ, પૂછું આપને જો આજ હું;
રૂપથી મીઠું બન્યું કાં રૂપનું સંભારણું?

હસિત બૂચ



## શહીદ

[ લે. ઉમાશંકર જોષી; પ્ર. એન. એમ. ત્રિપાઠી લિ૦ મુંબઈ–૨; ત્રણ રૂપિયા ].

શ્રી. ઉમાશંકર જોષીના 'સાપના ભારા'ના આ અનુગામી એકાંકીસંગ્રહની કુલ અગિયાર કૃતિઓમાં બે કૃતિ પરદેશી છે અને એક રેડિયોરૂપક છે. પરદેશી કૃતિઓમાં 'ગૃહશાંતિ' એ વિનોદિકા ફ્રેન્ચ નાટ્યકાર કોર્તેલીનના 'Peace At Home' નું રૂપાંતર છે અને 'શા માટે? શા માટે?' એ પહેલા વિશ્વયુદ્ધના અંત વેળાના પોલાંડની સ્થિતિનું સૂચક કલાથી નાટ્યા લેખન કરતી કૃતિ પિન્સ્કિના 'Poland—1919'નો અનુવાદ છે. રેડિયો રૂપક તે 'મુક્તિમંગલ'. ભારતની સ્વરાજ–પ્રાપ્તિને ઉજવવા લખાયેલી એ કૃતિમાં વચમાં વૃંદગાન અને ટુચકા–દૃશ્યોથી સુશ્રાવ્યતા (રેડિયો રૂપકમાં તો એ જ જાળવવાની હોય ને?) જાળવી વૃત્તાંતનિવેદક તરીકે હિંદના દાદા દાદાભાઈ નવરોજીને મોંયે ૧૮૫૭ થી ૧૯૪૭ સુધીના ભારતની સ્વરાજ લડતનો ઇતિહાસ રજૂ કરાયો છે. સ્વરાજનો મંત્ર દેશને પહેલો આપનાર દાદાભાઈના મોંમાં એ મૂકવામાં ઔચિત્ય રહેલું છે.

બાકીની કૃતિઓમાં કર્તાના 'બળતાં પાણી' એ કાવ્યના વિષયને એકાંકીમાં નિરૂપતી 'વિદાય', સફળ વિનોદિકા 'પારખું', અને છેલ્લાં સાત આઠ વરસની પરિસ્થિતિનું અમદાવાદ પૂરતું નાટ્યચિત્રણ અમદાવાદના નગરદેવતા જેવા માણેકનાથને એના ભાષ્યકાર બનાવીને જેમાં અંતરની ખરી વેદનાથી કરવામાં આવ્યું છે એ 'માણેકચોક' અને ઓમનાથે બાળકીઓનો ભોગ અટકાવી તેમના દેહ બચાવ્યા તો તેમના આત્માનો ભોગ શરૂ થયો જે બંધ કરાવવા એને શહીદ થવું પડયું એવા રહસ્યસૂચક વસ્તુ પર રચાયેલ 'શહીદ' ભજવી શકાય એવી સફળ કૃતિઓ છે. એ સિવાયની ચાર કૃતિઓ—'શહીદનું સ્વપ્ન', 'નટીશૂન્યમ્', 'લતામંડપ' અને 'ત્રણને ત્રીસે'—શ્રી. ઉમાશંકરનું પ્રયોગકૌશલ્ય બતાવનારી છે. 'શહીદનું સ્વપ્ન' કર્તાનું સૌથી પહેલું એકાંકી સર્જન છે. એ વસ્તુપ્રધાન નથી પણ વક્તવ્યપ્રધાન છે. ઈશુના ઉદ્ગારોથી પ્રેમ, હૃદયધર્મ, માનવતાનો સંદેશ એમાં બત્રીસની લડતના અહિંસા–પ્રેમી પણ શહીદીયેલા જુવાન કર્તાએ સંભળાવ્યો છે. 'નટી શૂન્યમ્' સ્ત્રીપાત્ર વિનાના નાટકની વારંવાર થતી માગણીનો નાટ્ય મઢયો ચતુર જવાબ છે. 'લતામંડપ'માં ગુલાબદાસ બ્રોકર અને અન્ય લેખકોએ લખેલી સળંગ વાર્તા 'લતા' પર પોતાનું મંતવ્ય બધા લેખકોને—પોતાને સુદ્ધાં!—પાત્રો બનાવી કર્તાએ ચાલાકીથી હળવી શૈલીમાં રજૂ કર્યું છે. એમનું સંવાદચાતુર્ય ને વિનોદફાવટ એ ઠીક પ્રમાણમાં વ્યક્ત કરે છે. 'ત્રણ ને ત્રીસે'ની વિશિષ્ટતા સ્વગતોક્તિ દ્વારા નહિ પણ સ્વપ્નમાં પાત્રના જ મનનું નારીરૂપ બનાવી તેની સાથેના વાર્તાલાપ દ્વારા પાત્રનું જે આંતરવિશ્લેષણ એમાં કર્યું છે તેમાં રહેલી છે. એ એકાંકી આમ માનસશાસ્ત્રીય રસ ધરાવતી કૃતિ બની છે.

સંગ્રહ 'સાપના ભારા' જેટલો આકર્ષક નહિ લાગે અને તેથી વિશેષ નાટ્યસિદ્ધિ દેખાડતો નહિ જણાય તોયે તેને પોતાનાં આવાં આકર્ષણ છે જ.

## વાત્રકને કાંઠે

[ લે. પન્નાલાલ પટેલ; પ્ર. ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ; સાડા ત્રણરૂપિયા ]

શ્રી. પન્નાલાલ પટેલના આ આઠમા વાર્તાસંગ્રહમાં કુલ વીસ વાર્તાઓ છે.

એમાંની સંગ્રહની નામદાત્રી પહેલી વાર્તા ગુણ દૃષ્ટિએ પણ પહેલી ઠરે એવી છે. નવલને સુખી કરવા તેના બંને પતિઓની પકડાઈ જવાની સ્પર્ધાના





તેમજ નિર્દોષ છતાં ગુનેગાર ઠરેલા આગલા પતિ માટે નવલના હૈયામાં જાગી ઊઠેલી મમતાના આલેખનમાં માનવ હૈયાની સુલાયમતા અને ઉદાત્તતાનું અને કથાના અંતમાં જીવનની કરુણતાનું સુંદર દર્શન એ વાર્તા કરાવે છે. સંગ્રહની છેલ્લી વાર્તા પણ એવી જ કરુણ છે. અઢળક રૂપયૌવન પુરુષત્વહીન પતિના ઘરમાં વેડફાતાં નવલને કરવો પડતો આપઘાત એક કરુણ સામાજિક કિસ્સો રજૂ કરે છે. જીવનનું કારુણ્ય નિરૂપવા મથતી વાર્તાઓ સંગ્રહમાં બીજી પણ ઘણી છે. 'લુગડાં ઉતારીને વાંચજો' છેલ્લી વાર્તાના જ પ્રકારનું સમાજદર્શન અને કરુણતા વ્યક્ત કરતી વાર્તા છે, માત્ર તેમાં કરુણ પાત્ર છે પુરુષનું. 'આંટી' અને 'ગળપણ વગરના ગોળ જેવું' એક સામાન્ય અકસ્માતમાંથી સરજાતી કરુણતાની સુલિખિત વાર્તાઓ છે. માનવ બાળકોની માતા એમને ખાતર ભેંસના તરતના જન્મેલાં બચ્ચાંને મારી નાખવા તૈયાર થાય એની કરુણતા નિરૂપતી 'મા' પણ સંગ્રહની એક વાર્તા છે. 'લાઈનદોરી' અને 'લાડુનું જમણ' કોંગ્રેસના મહુડાવિરોધ અને આજની મોંઘવારીમાંથી કરુણ કિસ્સા ઊભા કરતી માનવતાલક્ષી કરુણ વાર્તાઓ છે.

સુખાન્ત વાર્તાઓ પણ શ્રી. પન્નાલાલ સારી લખી જાણે છે. એમને વાત કહેતાં ને જમાવતાં સારું આવડે છે એની પ્રતીતિ કરાવતી અણધાર્યા સુખાન્તમાં પરિણમતી પ્રણયકથા 'વિદાય વદવા સમો' તેમજ જેમાં વાર્તાએ પાંચ હજારનું ઇનામ ગુમાવ્યું પણ વાર્તાકારને જીવનસખી સંપડાવી આપી એ સુખાન્ત પ્રણય વાર્તા 'અબરખનાં પડ' જ એના નમૂના નથી. વાર્તામાં સ્ત્રીને મુક્ત પ્રણય કરતી આલેખવા જતા ઉદ્દામને એની જ પત્નીએ કરેલો પ્રયોગ દેખાડી એને માથે વીતાડતા કર્તાનો વિનોદ બતાવતી 'રળિયામણે ડુંગરે' એ વાર્તા, મુગ્ધ જુવાન દિલની બે વાતો 'અજાણ્યા' તથા 'ઝૂંપડીની માયા' સ્વાભાવિક વૃત્તિઓના વિજયની કથા 'અંજુમંજુ', પુત્રની સગાઇ કરવા મંગુમાએ કરેલી યુક્તિ છતાંય તેમને મળેલી નિરાશાથી જન્મેલી ચીડ વર્ણવતી વાર્તા 'ચાડી'—આ સર્વ પણ ધ્યાન ખેંચે તેવી વાર્તાઓ છે.

બધી વાર્તાઓ સિદ્ધ કરે છે કે કર્તાને વાર્તા વિષય ગમે ત્યાંથી ખોળી લાવતાં અને જેવા તેવા પ્રસંગની ય રસભરી વાર્તા બનાવતાં આવડે છે. વાર્તાઓમાં કરુણ તેમ સુખાંત અને ગ્રામજીવનની તેમ શહેરી જીવનની અને રજવાડાંની પણ છે. વચમાં કાવ્યમય વર્ણનો લેખક સારાં ચમકાવી જાણે છે. પણ શ્રી. પન્નાલાલની ખરી ને મોટી સિદ્ધિ પાત્ર માનસના સૂક્ષ્મ જટિલ વ્યાપારો, સંવેદનો ને મંથનોના કુશળ કલાત્મક નિરૂપણમાં રહેલી છે. સંગ્રહની મોટા ભાગની વાર્તાઓનો વિજય એમાં રહેલો છે.

શ્રી. પન્નાલાલ સફળ વાર્તાકાર છે એની પ્રતીતિ કરાવતા આ સંગ્રહને ગુજરાત જરૂર સત્કારશે.

**ભવસાગર**

[ લે. ઈશ્વર પેટલીકર; પ્ર. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; ચાર રૂપિયા. ]

શ્રી. પેટલીકરની આ નવી સામાજિક નવલકથાની પાત્ર સૃષ્ટિ ગામડાની છે. અને તેનો સમાજ છે પાટીદાર સમાજ. આથી લેખક એમાં સંસાર–ચિત્રણ જાતમાહિતી અને અવલોકનને બળે ઘણું સાચું અને સજીવ કરી શક્યા છે. પટલાઈ, નાતના રિવાજ, લોક–માનસ, નાતનાં તડ જમણ–પિરસણના રિવાજ, દીકરીઓના સગપણની ખટપટ—આ સૌનું કથામાં થયેલું નિરૂપણ એની સાક્ષી પૂરશે.

કથાની બીજી વિશિષ્ટતા એ છે કે એને નાયક નથી, નાયિકા જ છે. એનું નામ સૂરજ. એને લેખકે સંસારની તાવણીમાં પૂરી તાવી છે. પતિની દારૂ. જુગારની લત, એવા પતિનો ય વિજોગ, આશાસ્પદ પુત્રનુ શીતળાથી ઉપજતું બુદ્ધિમાંદ્ય, ચિમન પ્રત્યેના ભાવથી આવતો લોકાપવાદ, ચોરીનું આળ, પતિ આફ્રિકામાં જેલમાં ગયાના સમાચાર, દીકરીનું કઠેકાણે સગપણ, એ ટાળી એ સારે ઠેકાણે કર્યું ત્યારે સુરતિયાએ લગનને વખતે પાડેલી ના—આ બધાં દુઃખોના



ધા ચંદનવૃક્ષ પેઠે ખમીને સૂરજ પોતાની સુશીલતા જ મ્હેકાવે છે. પણ છેલ્લો ઘા પરાકાષ્ઠા બને છે. તે એ સહી શકતી નથી અને તે તથા તેની પુત્રી ઘાસલેટ છાંટી બળી મરી દુ:ખદાયક સંસાર બંધનમાંથી મુક્તિ મેળવે છે. કથાનો આ કરુણ અન્ત વાચકોની સહાનુભૂતિ જીતી જઈ તેમનાં હૈયાંને દ્રવાવે એવો છે. હિંદુ સમાજે અને આપણા લોકોએ હજુ કેટકેટલું સુધરવું રહ્યું છે તેનું પરોક્ષ સૂચન આ કથા મૂકતી જાય છે.

શ્રી. પેટલીકરની કુશળતા વસ્તુ કરતાં પાત્રાલેખનમાં જેમ અન્યત્ર તેમ આ કથામાં પણ દેખાય છે. વઢકણી ચંચળ ને કમળા, સુશીલ સૂરજ, સમજુ ચિમન, પટેલ મોહન, સાકરબા, આ બધાં વિવિધ વૃત્તિઓ ને સ્વભાવલક્ષણોવાળાં પાત્રો કથામાં સારાં ઉપસ્યાં છે. પુરુષપાત્રો કરતાં સ્ત્રીપાત્રો શ્રી. પેટલીકરને વિશેષ ફાવ્યાં છે. પાત્રોનાં મનોમંથનોનાં વર્ણન પણ સારાં થયાં છે. સૂરજ, ચિમન અને વિમુના આંતર મનોવ્યાપારોનું આલેખન એ બતાવે છે. સંસારે જેમનાં જુદે ઠેકાણે લગ્ન કરાવ્યાં છે એમાં સૂરજ અને ચિમનનાં હૈયાંના પરસ્પર માટેના સદ્‌ભાવનું કારુણ્યગર્ભ નીતિશુદ્ધ આલેખન પણ કથાનું એક આકર્ષણ છે. આ સૌ આ કથાની શ્રી. પેટલીકરની સફળ કથાઓમાં ગણતરી કરાવશે.

## મનીષા

[ સં. પ્ર. મીનુ દેસાઈ ને રમણ શાહ; સાંજ વર્તમાન કાર્યાલય, કોટ, મુંબઈ; અઢી રૂપિયા ]

આમ પરદેશી આયાત, પણ સૉનેટ હવે ગુજરાતી કવિતાની ધરતીમાં પુષ્કળ ઊગે છે એ વાત હવે જૂની થઈ ગઈ છે. એના પહેલા ગુજરાતી પ્રયોગ કરનાર સ્વ પ્રો. ઠાકોરના 'મારાં સૉનેટો' એ સત્ત્વશાળી સૉનેટસંગ્રહ પછી આપણી સૉનેટસમૃદ્ધિ અને સૉનેટસિદ્ધિનો પરિચય કરાવે એવો આ બીજો સંગ્રહ છે. પ્રો. ઠાકોરનો સંગ્રહ એમનાં જ સૉનેટનો હતો, આ સંગ્રહ ઠાકોરથી માંડી કિસ્મત કુરેશી અને મીનુ દેસાઈ સુધીના કવિતા–લેખકોનાં સૉનેટનું પ્રતિનિધિત્વ રજૂ કરે છે. એ બાબતમાં તેનાથી વિશિષ્ટ છે.

ઉત્સાહી સંપાદકોએ છેક આજ સુધીના અને બને તેટલા વધુ કવિઓનાં સૉનેટનમૂના વાચકો આગળ ધરવાનો લોભ રાખ્યો છે તેને બદલે ઉત્તમ કૃતિઓ પર જ વધુ એકાગ્ર નજર રાખી હોત તો તેમની ચૂંટણી વધુ કડક બની શકી હોત. સંગ્રહ, આ કાવ્યપ્રકારના અભ્યાસ માટે ઉપયોગમાં લેવાય એવો આશય હોવાથી સંપાદકોએ આગળ સૉનેટ પર એક નિબંધ અને પાછળ જરૂરી ટિપ્પણ આપેલ છે, જે સંગ્રહની ઉપયોગિતા વધારે છે. પ્રકાશન આવકારપાત્ર છે.

## નાયિકાદેવી

[ લે. પ્ર. ધૂમકેતુ; વિક્રેતા, ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ–૧; સાડાચાર રૂપિયા. ]

એમની ચૌલુક્ય નવલકથાવલિના આ અગિયારમા પુસ્તકમાં 'ધૂમકેતુ'એ કથા અજયપાલના મૃત્યુથી શરૂ કરી, એ તકનો લાભ લેવા મથતા ધારાવર્ષને પ્રહ્લાદન ને કેલ્હણની ખટપટના તેમજ શાહબુદ્દીન ઘોરીના આક્રમણનાં ઘેરાતાં વાદળના વાતાવરણમાં નાયિકાદેવીને કથાની નાયિકા બનાવી, તેને પાટણને આંતરવિગ્રહ અટકાવતી અને અંતે પાટણની સેનાની રણનેત્રી સેનાની બની વિજય મેળવતી વર્ણવી છે. એમની રીત મુજબ કર્તાએ કેટલાંક પાત્રોનાં નામ ને પ્રસંગોલ્લેખ પ્રબંધોમાંથી ઉપાડી તેના પર બધું કલ્પનાથી ગોઠવ્યું છે. લખાવટ મુનશીનું અનુકરણ સ્પષ્ટ દેખાડે છે અને આની પુરોગામી કથાઓની માફક ખટપટ, સ્પર્ધા, ભેદ, પરાક્રમ ઈ૦ કર્તા આમાં પણ લાવ્યા છે. એ રીતે નવલકથા હવે નવી વિશિષ્ટતા દેખાડતી નથી. મુનશીની મીનળદેવીનું સ્મરણ કરાવતી નાયિકાદેવી, પાટણભક્ત ચાંપલદે, અભિનવ સિદ્ધરાજ થયાનું સ્વપ્ન ( આવું કોઈ રૂપાળું સ્વપ્ન સેવતું એકાદ પાત્ર દરેક નવલકથામાં મૂકવાની કર્તાની રીત છે ) સેવતો રાજકુમાર ભીમદેવ, રાજભક્ત





અર્ણોરાજ, ગંગ ડાભી ને સારંગદેવ સોઢો, આ પાત્રો કથાને કંઈક આકર્ષક બનાવે છે.

## શાયર

[લે. ગુણવંતરાય આચાર્ય; પ્ર. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; ચાર રૂપિયા.]

બળવા પછીના સમયમાં ગોઠવેલી આ સામાજિક કથાના નાયક ગૌતમમાં લેખકે નર્મદની કેટલીક રેખાઓ મૂકી છે. કલમને ખોળે માથું મૂકવાનો પ્રસંગ, પિંગળ ને કોશ માટે પોતાનું પ્રોત્સાહન, છેવટે પાંજરાપોળના મહેતા તરીકેની નોકરી, આ સર્વ પ્રસંગો એ બતાવે છે પણ નાયકને પાછો લેખકે 'નીલદર્પણનો' લેખક પણ બનાવ્યો છે! ગુજરાતમાં ગળીનાં ખેતરો હોય તો જ આવું નિરૂપણ સ્વાભાવિક લેખાય. ગૌતમને—કવિરાજને—ભૂંડે હાલ સૂરતથી મુંબઈ તગડી મુંબઈમાં પાંજરાપોળનો મહેતો બનાવી મારી નાખી લેખકે તેનું કે તેના બિંબભૂત વીર નર્મદનું શું ગૌરવ કર્યું એ પ્રશ્ન વાચકોને ઊઠશે. નર્મદને મુકાબલે આ કથાનો નાયક સાવ ઝાંખો દેખાય છે. લેખકે કલ્પનાને અને કલમને વાસ્તવિકતા અને ઔચિત્યની બહુ પરવા વિના આ કથામાં સમણી છે. લેખકે ગોઠવેલું 'આશા અને ગૌતમનું' કોલેજનું સહાધ્યયન, આશા ને ગૌતમ એ નામો, એમનો સ્નેહ, પિતાથી વિરુદ્ધ આશાની ગૌતમ ભક્તિ ને ગૌતમને લોકોને જાગ્રત કરનાર કવિ બનવાની આશાએ આપેલી પ્રેરણા, આ બધું સને ૧૮૭૦-૭૨ના જે સમયમાં લેખકે ગોઠવ્યું છે તે સમય સાથે મેળ વગરનું છે. ચતુરદાસ ટિકિટચેકરવાળી વાતમાંય લેખકે કલ્પનાને ઘણી હાંકી છે. નવલકથા નબળી છે, આશાનું પાત્ર જ એને થોડીઘણી બચાવી લે છે.

## તુષારબિંદુ

[લે. પ્ર. ધૂમકેતુ; વિક્રેતા, ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ-૧; ત્રણ રૂપિયા.]

'ધૂમકેતુ'નો 'મેઘબિંદુ' અને 'જલબિંદુ' પછીનો એ જ શૈલીના લખાણોનો આ બીજો સંગ્રહ છે. છેલ્લાં બે લખાણ જેવી કૃતિઓ બાદ કરતાં સંગ્રહ મોટે ભાગે લઘુકથાઓ રજૂ કરે છે. એમાં ઇતિહાસ અને લોકકથાઓનો અને તે સિવાય પોતાની કલ્પનાનો ઉપયોગ કર્તાએ વસ્તુ માટે કર્યો છે અને પછી તેને પોતાને ફાવે છે તેવી સરળ લખાવટનો અને ચિંતનનો લાભ આપ્યો છે અહીં રજૂ થતી સામગ્રીમાં ઇતિહાસપ્રસંગો, લોકકથાનકો, દૃષ્ટાંતકથાઓ કટાક્ષવાતો ઇ૰ દેખાય છે, પણ કશોક સુબોધક વિચાર કથવાનું એ દરેકનું પ્રયોજન હોય છે. વાર્તા અને વક્તવ્યનો મેળ બરાબર બેસતો ન હોય એવું ક્યાંક દેખાય છે, પણ એકંદરે સંગ્રહ સામાન્ય વાચકને આકર્ષક અને સુબોધક જણાશે એમાં શક નથી

## ગીતા નિબંધો

[અનુ૰ અંબાલાલ પુરાણી; પ્ર શ્રી. અરવિંદ કાર્યાલય, આણંદ; સાડાસાત રૂપિયા]

જેને શ્રી. અરવિંદનું ગીતાભાષ્ય કહેવાય એવા એમના 'એસેઝ ઓન ધ ગીતા' એ ગ્રંથના અર્ધા ભાગના શ્રી. અંબાલાલ પુરાણીએ ત્રણ દાયકા પર 'ગીતા-નિષ્કર્ષ' નામથી પ્રગટ કરેલા ગુજરાતી અનુવાદની આ નવી સુધારેલી આવૃત્તિ છે. આ અનુવાદ ફરીને લખાયેલો છે તેમજ આરંભમાં મૂકેલી ભૂમિકા પણ સુધારવામાં આવેલી છે. ગીતાના બોધનો મર્મ, બુદ્ધિયોગ, કર્મયોગ, યજ્ઞ, અવતાર, ત્રિગુણાતીતતા, આદિ ગીતામાં રજૂ થયેલા મહત્ત્વના વિષયો પરત્વે આ યુગના સમર્થ યોગી અને દ્રષ્ટા શ્રી અરવિંદની દૃષ્ટિ અને સમજનો પરિચય પામવા માગતા જિજ્ઞાસુઓ જેમને અંગ્રેજીનું જ્ઞાન નથી તેમને શ્રી પુરાણી જેવા અધિકારીએ કરેલો આ પ્રમાણભૂત અનુવાદ ખૂબ ઉપયોગી નીવડશે. શ્રી. પુરાણીના શિષ્ટ અર્થવાહી ગદ્યનો પણ વાચકોને એમાંથી પરિચય મળશે. એ ગદ્ય વધુ સરળ અને પ્રાસાદિક બને તો સારું એવી સૂચના સાથે બીજો ભાગ વેળાસર પ્રગટ કરવા શ્રી. પુરાણીને વિનતિ કરીશું.




## રાજર્ષિ ટંડનજી

[ લે. પ્ર. અંબેલાલ નારણજી જોષી; વિક્રેતા, ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; ત્રણ રૂપિયા. ]

શ્રી. અંબેલાલ જોષીકૃત રાષ્ટ્રઘડવૈયાઓની ચરિત્રાવલિનું આ છઠ્ઠું પુસ્તક શ્રી. પુરુષોત્તમદાસ ટંડનની જીવનરેખા શક્ય તેટલા વિસ્તારથી રજૂ કરે છે. ટંડનજીનાં બાળપણ, વિદ્યાર્થીજીવન, વ્યવસાય અને જાહેર જીવન વિશે ઉપલભ્ય માહિતી એમના વ્યક્તિત્વનો પરિચય કરાવે એવા એમના જીવનના કેટલાક વિશિષ્ટ પ્રસંગોના ઉલ્લેખ સાથે તેમાં સુઘડ ભાષામાં આપવામાં આવી છે. ટંડનજીની સાહિત્યસેવા, એમના રાજકીય વિચારો ગાંધીજી માલવીયાજી અને પં. જવાહરલાલ સાથેના એમના સામ્યભેદ પુસ્તકમાં યથાસ્થાને બતાવાયાં છે. ટંડનજીના રાષ્ટ્રપતિપદના રાજીનામા સુધી પુસ્તક પહોંચતું હોઈ એ પ્રકરણને પણ એમાં ઠીક જગ્યા મળી છે. ટંડનબાબુને અન્યાય કરે એવા કેટલાક ચાલુ પૂર્વગ્રહોને દૂર કરી તેમને સાચા સ્વરૂપમાં સમજાવવા લેખકે સફળ કોશિશ કરી છે. ચરિત્ર લેખનની ફાવટ લેખકને સારી છે એ આ પુસ્તક દેખાડી આપે છે.

## પ્રેમાવતાર ઈશુ

[ લે. દેસાઈભાઈ પટેલ; પ્ર. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ ૧; દોઢ રૂપિયો ]

આર્થર મીકૃત બાલભોગ્ય ઈસુચરિત્રના વાચનથી પ્રેરાઈને બાયબલના નવા કરારને આધારે ઈસુની તેત્રીસ વર્ષની જીવનલીલાનાં છેલ્લાં ત્રણ વર્ષનો મળી શકતો હેવાલ લેખકે સરળ પ્રાસાદિક અને લોકભોગ્ય લખાવટમાં આ પુસ્તકમાં રજૂ કર્યો છે. પુસ્તકમાં ઈસુ ખ્રિસ્તીના કેટલાક ચમત્કારો તથા તેમનો સુબોધક દૃષ્ટાંતયુક્ત ઉપદેશ પણ તેના પર પોતાના ભાષ્ય સાથે લેખકે આપ્યા છે. જગતના એક મહાન ધર્મના પ્રવર્તક અને પયગંબર પ્રભુપુત્ર ઈસુનું આ ભાવિક છતાં બિનસાંપ્રદાયિક રીતે લખાયેલું જીવનચરિત્ર વાંચવાની સાગ્રહ ભલામણ આજના વિદ્યાર્થીવર્ગને કરી શકાય.



દરેક પ્ર. પત્રની પ્રવેશ ફી ફક્ત ૨॥ આના

# કસોટી શબ્દ વ્યૂહ ૧૬૪

બંધ તારીખ ૬ઠ્ઠી ફેબ્રુઆરી, બુધવાર

એકંદર ઇનામો રૂા. ૩૦,૦૦૦

પ્રથમ ઇનામ રૂા. ૧૫,૦૦૦ રોકડા

બીજું ઇનામ રૂા. ૬,૦૦૦ ત્રીજું ઇનામ રૂા. ૪,૦૦૦ બીજાં ઇનામો રૂા. ૫,૦૦૦

સંપૂર્ણ વિગતો માટે 'અક્ષમ' અઠવાડિક જુઓ

## આડી ચાવીઓ

(૧) આ વખતની ચૂંટણીએ ભારતની......માં ભારે જાગૃતિ આણી છે.

(૪) કુંવારાપણું......છે એવા કથનને ઘણા પરિણીતો ટેકો આપશે !

(૬) ......પતિ મળવો એ નારી-સમાજમાં સ્ત્રીની એક ખુશનસીબી મનાય છે.

(૭) જલ્લાદ'

(૯) ગીરો મૂકવું.

(૧૧) કુશળ ખિસ્સાકાતરુની......માં આવેલો શિકાર ભાગ્યે જ છટકી શકે છે.

(૧૪) 'તું બહુ સુંદર છે' એવી પ્રેમીની વાત કદરૂપી સ્ત્રીને......જ લાગે ને ?

(૧૬) સ્ત્રીની રીસનો પતિને તેના ......પરથી ય ખ્યાલ આવી શકે છે.

(૧૭) ......નો અનુભવ માણસને ઘણીવાર અસ્વસ્થ બનાવી દે છે.

(૧૮) અણુશસ્ત્રો......થી જ વિશ્વ-શાંતિ સ્થાપી શકાશે એવું આજે કેટલાક રાજનીતિજ્ઞોનું માનવું છે.

(૨૨) અહીં 'ધીશ' કે 'નિશ' આવશે.

(૨૪) ખડકલો.

(૨૫) શહેરી સ્ત્રીઓમાં સામાન્યતઃ ......ની સફાઈ વધુ જોવા મળે છે.

(૨૬) માણસની...... કેટલીકવાર તેના સંજોગોને, પણ આભારી હોય છે.

(૨૭) નોકરો પર છાપ પાડવા નવો શેઠ......થી કામ લેવા વધુ સંભવ છે.

## ઊભી ચાવીઓ

(૧) યજમાન.

(૨) તાસક.

(૩) લાંચિયા અમલદારો પાસે કામ કઢાવવા ગરજુ ભાણસો કાંઇ ને કાંઈ......ભેટ આપ્યા કરશે.

(૫) સ્ત્રીના ફંદમાં ફસાનાર એને ખાતર......પડે તેમાં ય આનંદ લે છે.

(૮) ......ની ફિકરમાં માનવી ઘણીવાર ચીડિયો બની જાય છે.

(૧૦) સ્ત્રીઓને વારસા હક્ક મળે એ વસ્તુ આજે દેશના ઘણા આગેવાનોને......જેવી લાગે છે.

(૧૨) નવરા માણસને......સૂઝે તો નવાઇ નહિ.

(૧૩) પોતાની......નું ભાન માણસમાં ઘણીવાર અતડાપણું પ્રેરે છે.

(૧૫) કામચોર માણસોને ટોક્યા કરશો તો એ બહુધા......થી કામ કરશે.

(૧૭) આધુનિક યુવતિને તો...... પતિ જ ગમશે !

(૧૯) પૌરાણિક કલ્પના પ્રમાણેનો પાંચમો લોક.

(૨૦) સાંસારિક મુશ્કેલીઓને......વાળો માણસ સહેલાઈથી પહોંચી શકે એમ મનાય છે.

(૨૧) પ્રેયસીના પોતાને પરણવાના......થી કયો પ્રેમી હર્ષ નહિ અનુભવે ?

(૨૩) અહીં બહુ 'શઠ' ભેગા થઈ ગયા છે.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| જ | ન | તા | | | | | ખ | દ |
| જ | | સ | | ન | | | | |
| | રો | | | ગી | | વ | વું | |
| ન | | | | | | | | |
| | | મ | | રી | | વ | | ન |
| આ | | ત | | | જ | વા | | તા |
| | | | | | | | | |
| | શ | | ઢ | | લો | | વા | |
| | ઠો | ર | તા | | ક | | બ | |


| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| જ | ન | તા | | | | | ખ | દ |
| જ | | સ | | ન | | | | |
| | રો | | | ગી | | વ | વું | |
| ન | | | | | | | | |
| | | મ | | રી | | વ | | ન |
| આ | | ત | | | જ | વા | | તા |
| | | | | | | | | |
| | શ | | ઢ | | લો | | વા | |
| | ઠો | ર | તા | | ક | | બ | |


અમદાવાદના કલેક્ટરે તા ૨૬-૪-૪૯ ના લા.નં ૧થી મંજૂર કરેલી હરીફાઈ કસોટી હરીફાઈના સર્વ શરતો-નિયમો મને કબૂલ મંજૂર છે.
ત્રણે પ્રવેશપત્રો એકી સાથે કાપજો.

નામ ______

ઠેકાણું ______

ગામ ______

મેં મારા નામે કુલ પ્રવેશપત્રો નંગ.........ભર્યાં છે.

મેં મારી પ્રવેશફીના રૂા......... આ સાથે ......થી મોકલ્યા છે.

પ્રવેશ પત્રો મોકલવાનું તથા પત્ર વહેવારનું સરનામું:-

**કસોટી કાર્યાલય** રેવડી બજાર, અમદાવાદ



THE KOHINOOR MILLS Co Ltd BOMBAY
MADE IN INDIA
INDIA
KILLICK INDUSTRIES LTD. AGENTS
THE KOHINOOR MILLS Co Ltd BOMBAY
તમારાં નાણાંનું
મૂલ્ય
LIGHT OF THE WORLD

બાળસાહિત્યના જાણીતા લેખક

શ્રી. રમણલાલ સોનીકૃત

# બાળસાહિત્યનાં ૧૭ નવાં પુસ્તકો

જગમશહુર એરેબીયન નાઈટ્સનો

વાર્તાસંગ્રહ

જ્ઞાન સાથે ગમ્મત આપતાં નવાં

૧૭ પુસ્તકોના સેટ

બગદાદનો બાદશાહ
જાદુઈ રમણી
જાદુઈ ઊડતો પલંગ
ગેબી ઘોડેસવાર
અલીબાબા ચાલીસ ચોર
મી-રની મહારાણી
લોભિયો સૂરદાસ
બબુચક દરજી
રઝળતો રાજકુમાર
ભેદી રાજકુમાર
બોલતું શબ
સુલેમાની શેતરંજી
અડગપાંસળી હજામ
હુરે બગદાદ
રાજાને ગમી તે રાણી
સ.વાલાખનો હીરો
લુટારાનો જમાઈરાજ

૧૭ પુસ્તકો : પાનાં ૧૨૫૦ : લગભગ ૧૦૦ ચિત્રો

દરેક પુસ્તક પર અલગ અલગ બેરંગી

મનોહર ચિત્ર છતાં

**૧૭ પુસ્તકોના સેટના ફક્ત રૂ. ૮-૮-૦**

**શ્રી હરિહર પુસ્તકાલય : સૂરત**



# કેશ

☆ તેને હવે બનાવવાને ભલે કેશવર્ધિની મદદરૂપ થાઓ, કે જે તમારી મુખાકૃતિને સુઘડ અને આકર્ષિત રાખે છે.

☆ માથામાં ઓછા કેશ હોવા તેથી વધુ બીજી કરુણતા નથી, પણ સુંદર કેશ અને યુવાની કેશવર્ધિની જ પાછાં લાવે છે તે ચોક્કસ છે.

☆ સર્વે સુંદર નથી પણ હવે સર્વેને સુંદર કેશ હોવા જોઈએ.

☆ આપ કેશવર્ધિનીથી ગયેલા કેશને સંપૂર્ણપણે સુમજિજત રાખી શકો છો. જો આપની જિજ્ઞાસાવૃત્તિ પૂર્ણ ન થાય તો કેશવર્ધિનીથી મેળવો.

☆ કેશવર્ધિની વાળના ગુચ્છને વધારે છે એમ નથી પણ વધુ સુંદર કેશ રાખે છે.

વાળને ખરતા અટકાવવા અને

નવીન સૌંદર્ય પ્રાપ્ત કરવા માટે

# કેશવર્ધિની

નો આજથી જ ઉપયોગ કરો.

કેશવર્ધિની... ... ...રૂા. ૦-૧૪-૦

કેશવર્ધિની શેમ્પુ ...રૂા. ૦-૧૪-૦

(માર્ગવ્યય અલગ)

દરેક પ્રખ્યાત વેપારીઓ પાસેથી મળી શકશે.

લખો :

**સાઉથ ઇન્ડિયા કેમિકલ્સ,**

કોઇમ્બતુર (દક્ષિણ)

મુંબઈ અને મધ્ય ભારતના એજન્ટ :

મેસર્સ નેશનલ સેલ્સ એન્ડ સરવિસ લિ.

૧૨ રેમપાર્ટ રોડ, કોટ, મુંબઈ ૧.

એક નહીં, બે નહીં, બલ્કે બાવન વનસ્પતિમાંથી શાસ્ત્રીય પદ્ધતિથી બનાવેલું...

# રામતીર્થ બ્રાહ્મી તેલ



( સ્પેશ્યલ નં. ૧ )

( રજીસ્ટર્ડ ) : મેડીકેટેડ

## પ્રખ્યાત ડાકટરો, વૈદ્યો, પ્રૉફેસરો તથા સ્ત્રી-પુરુષો આ તેલની પ્રશંસા કરતાં થાકતાં નથી

કારણ કે—

## તે અનેક ફાયદાઓની ખાત્રી આપે છે

* તેનાથી જ્ઞાનતંતુ અને ક્રિયાતંતુ બળવાન બને છે. * માથાનો દુખાવો મટે છે. * દૃષ્ટિ વધે છે. * યાદદાસ્તશક્તિ વધે છે. * આંખમાં આંજવાથી આંખના અનેક દરદો દૂર થાય છે. * વાળ કાળા અને તેજસ્વી બને છે. * ટાલ ઉપર વાળ ઊગે છે. * ખોડો દૂર થાય છે. * ગાઢ નિદ્રા લાવે છે. શરીરે દરરોજ ચોળવાથી ચામડીના અનેક રોગો દૂર થાય છે. શરીર પુષ્ટ બને છે. * ખરી પડતા વાળ અટકે છે અને વધે છે. * કાનમાં નાખવાથી કાનની અનેક ફરિયાદો દૂર થાય છે. * લીખ અને જૂ દૂર થાય છે.

## મગજ, વાળ અને શરીર માટે અતિશ્રેષ્ઠ



**સુચના :**

દરેક ઋતુમાં દરેક સ્ત્રી, પુરુષ અને બાળકો માટે રામતીર્થ બ્રાહ્મી તેલ અનુકૂળ છે. ખાત્રી માટે તમારા કેમીસ્ટ કે દુકાનદાર પાસે આ તેલની જ માગણી કરો. બધી જગ્યાએ મળી શકે છે.

કિંમત

મોટી બાટલીના રૂ. ૩-૮-૦
નાની બાટલીના રૂ. ૨-૦-૦
ટપાલ ખર્ચ અલગ.

પરદેશ માટે મોટી બાટલીની કિંમત શીલીંગ ૧૨ અને નાની બાટલી કિંમત શીલીંગ ૭

**ખાસ સૂચના :**

એકેક બાટલી ટપાલથી મંગાવનારને

મોટી બાટલીના રૂ. ૫-૫-૬
નાની બાટલીના રૂ. ૩-૭-૬
(બાટલીની કિંમત + ૧-૬-૬ પોસ્ટેજ + ૦-૭-૦ પેકીંગ)

મનીઑર્ડરથી મોકલવા.

વી. પી. થી મોકલીશું નહિ.

ફોન : ૭૨૪૯૯ : : તાર : 'PRANAYAM'

## શ્રી રામતીર્થ યોગાશ્રમ

દાદર, ( ૭ આક. પી ) મુંબઈ ૧૪ COTY : RBO

# ઊર્મિ નવરચના સાહિત્ય, સમાજ અને સંસ્કારનું માસિક

'ઊર્મિ' વર્ષ ૨૧ : 'નવરચના' વર્ષ ૧૬ : અંક ૧૨ મો
માર્ચ : ૧૯૫૨


ક્રમ


| | | |
|---|---|---|
| વાસંતી વાયરા, આવો | મહમ્મદ ઈકબાલ | ૭ |
| સમયનાં ક્ષીર–નીર | રાજહંસ | ૯ |
| પ્રથમ રાજ્યની શરૂઆત | ધૂમકેતુ | ૧૪ |
| ના પ.ર પડ્યા | નટવરલાલ પટેલ | ૧૫ |
| જો | હસિત બૂચ | ૧૫ |
| પુનરપિ ! | પ્રવાત | ૧૫ |
| અજબ વાત ! | શેખાદમ આબુવાલા | ૧૫ |
| એ બળદની જોડી | પ્રભુદાસ બા. પટવારી | ૧૬ |
| ભાત ભાતકે લોગ | ગુલાબદાસ બ્રોકર | ૧૭ |
| સર્વોદય કે સામ્યવાદ ? | વસુબંધુ | ૨૧ |
| સંગીત–ગ્રંથો | ચૈતન્ય દેસાઈ | ૨૫ |
| રૂપકકથાઓ | ધૂમકેતુ | ૩૦ |
| આરાધના | ચન્દનમ્ | ૩૪ |
| ચિંતા–વ્યાપક મનોવ્યાધિ | હર્વિદા પંડિત | ૩૫ |
| સહેવાની મીઠાશ | શશી શહાણે | ૩૯ |
| પરોપકારાય... | સિદ્ધાર્થ | ૪૦ |
| લોકસાગરને તીરે તીરે | પરિવ્રાજક | ૪૩ |
| મારી સફર [૧૩] | જીવરામ જોષી | ૪૬ |
| ઊઘડતી કળી | અનુ૦ ગોપાળરાવ વિદ્વાંસ | ૫૦ |
| નિરંજન વર્માનો અક્ષરદેહ | શિવશંકર પ્રા. શુક્લ | ૫૯ |



* દર માસની ૧લી તારીખે પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એમ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વરસનું લવાજમઃ દેશમાં **સાડાસાત રૂપિયા** અને વિદેશમાં દસ **રૂપિયા** ( શિ ૧૫ ) છૂટક નકલ : બાર આના.
* વ્યવસ્થા અંગેની કોઈપણ ફરિયાદ વખતે ગ્રા. નં. લખ્યો હશે તો અમલ થવામાં જરા પણ વિલંબ નહિ થાય.
* જરૂરી ટપાલ ખર્ચ બીડ્યું હશે તો જ અસ્વીકૃત લેખ પરત કરાશે અથવા તો જવાબ આપશે.

## ઊર્મિ–નવરચના કાર્યાલય
ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
ફર્નાન્ડીઝ પુલ નીચે : ગાંધીમાર્ગ : અમદાવાદ ૨



સંપાદક અને પ્રકાશક : શંકરલાલ મો. દવે : ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ : ગાંધીમાર્ગ : અમદાવાદ
... સ્વામી શિષ્ટ સાહિત્ય મુદ્રણાલય. ઓગ આંકડિયા




નવરચના

# વાસન્તી વાયુ, આવો

મહમ્મદ ઈકબાલ

ઊંટ સેવા કરે છે, કષ્ટો સહન કરે છે, સહનશીલતા અને એકધારી મહેનતને એ ધર્મ સમજે છે. રણમાંથી પણ એ મૂંગે મોંએ રસ્તો કાઢીને ચાલ્યો જાય છે. વંટોળિયામાં પણ પ્રવાસ કરવા માટેની એ હોડી છે. એકેએક કાંટાળાં ઝાંખરાં એનાં પગલાંને પારખી જતાં હોય છે. એ ખૂબ થોડું ખાય છે અને ઊંઘે છે પણ થોડુંક. મહેનત કરવાનું તો એને કોઠે જ પડી ગયું હોય છે. એ પીઠ ઉપર ગમે તેટલો બોજો સુખેથી વહી શકે છે. ઊંટ પર બેસનારો આખી ઘરવખરી પણ એના પર લાદે છે. મુકામે પહોંચવા માટે એ જરા પણ અટક્યા વગર ચાલ્યે જ જાય છે. ઉપર બેસવાવાળો કંટાળે પણ ઊંટ કંટાળતો નથી.

એ ઊંટની જેમ ફરજનો બોજ તું માથા પર મૂક, ચૂં કે ચાં ન કર. એ જ રીતે ભગવાન પાસે પહોંચીશ. હે નફકરા માનવી, બરોબર ધ્યાન રાખજે. આજ્ઞા પાળતા શીખ. બંધનથી મુક્તિ મળે છે: સંયમથી મોક્ષ મળે છે. આજ્ઞાનો ભંગ કરનાર માણસનું તેજ ધૂળમાં ભળી જાય છે. ધર્મની આજ્ઞા માનજે. આજ્ઞાંકિતપણું નાલાયકને લાયક બનાવે છે.

સૂર્ય–ચંદ્રને જે તાબે કરવા માગે છે એને પોતે હોમનું ઘી બનવું જોઈએ. ફૂલની સુગંધથી હવા પોતાને બાંધી લે છે, કસ્તુરીમૃગની ડુંટીમાં પોતાને ગોંધી દે છે. આકાશના તારાઓ નમ્રતાથી આકાશમાં જડાઈને રહે છે. ઉત્પત્તિના નિયમ મુજબ ઘાસ ઊગે છે. ગુલાબનું રાતું ફૂલ પોતાના નિયમને અનુસરે છે અને

એટલે તો બધું જ લોહી એની રગે રગમાં તરવરે છે. પાણીનાં બિંદુએ એકતાના નિયમથી એકઠાં થાય છે અને દરિયો બનાવે છે. રેતીના કણ એકચના નિયમથી ભેગા થાય છે અને સહરાનું મોટું રણ બની જાય છે. નિયમપાલન એ તો સામર્થ્યનું સાધન છે. એ સાધનને તું શું કામ ઉવેખે છે ? ધાર્મિક બંધનોને અવહેલીને છકી ગયા પછી પાછા એ બંધનોનું પાલન કરજે.

તું વાસનાનો ગુલામ ન થતો. તારા મનને તારા તાબામાં રાખજે. સંયમના અગ્નિમાં તવાયા પછી ધૂળમાંથી તું મોતી થઈ શકીશ. જે પોતાનો ગુલામ એ દુનિયાનો પણ ગુલામ હોય છે. બીક અને આસક્તિ તો જન્મથી જ તારામાં આવેલાં છે. તને મોતની બીક લાગે છે, પણ 'ભગવાન એક જ સાચો છે બીજું કાંઈ નહિ' એ મંત્રનો દંડ હાથમાં રાખીશ તો તારી બધી બીક નાશ પામશે. ભગવાનને તારો પ્રાણ બનાવ. જેના જીવનમાં દેવનો વાસ થાય એનું મસ્તક મોહમાયા સામે નમશે નહિ. ભગવાન સિવાય કોઈથી એ બીશે નહિ. જે સાચો માનવી હોય એને પોતાની ફરજ જ શ્રેષ્ઠ લાગે છે. એને માટે એ ઘરબાર અને બૈરી–છોકરાંને પણ છોડી દે છે. ભગવાન સામે જ એની દૃષ્ટિ હોય છે. એની આંખોને બીજું કાંઈ દેખાતું જ નથી. જેના દિલમાં દેવ છે એ એકલો હોય તો પણ લાખો દુશ્મનોને ભારે પડે છે. એ જીવનને સાવ ક્ષુલ્લક ગણે છે અને ફરજ ખાતર એને ફેંકી પણ દે છે. ધર્મની છીપમાં પ્રાર્થનાનું મોતી છે. એ મોતી તારા હૃદયમાં રાખજે.

આ દુનિયામાં જન્મીને દુનિયાનો આખો ઇતિહાસ જે બદલી શકે છે. એના જીવનમાં ચેતનાનો સાગર હીલોળાય છે. અને એ અનંત કાર્યો દ્વારા પ્રકટ થાય છે. આખી દુનિયાની જાણે કાયાપલટ કરી નાંખે છે. એની કલ્પનામાંથી ગુલાબના ફૂલની જેમ અનંત વિશ્વો પ્રગટી ઊઠે છે. એ કાચાને પાકા અને અપૂર્ણને સંપૂર્ણ કરે છે, બહારના દેખાવો વિશેષોને આત્માની ઓળખ કરાવે છે. એના સ્પર્શની સાથે જ દરેક હૃત્તંત્રીના તાર ઝણઝણી ઊઠે છે, મીઠું સંગીત વહે છે. એ ભગવાન માટે જાગે છે અને ભગવાન માટે ઊંઘે છે. એ ઘરડાંને નવજુવાન બનાવે છે, બધાને ઉત્સાહ અને તરવરાટથી ખીલવે છે.

માનવજાતને આનંદના મહાન સંદેશ આપવા સાથે સાથે ભયનો ઘંટ પણ સંભળાવે છે. એ સિપાઈ, સેનાપતિ અને સમ્રાટ હોય છે. એની હાકથી તો મસાણનાં મડાં પણ ખડાં થઈ જાય છે. આખા વિશ્વ કાજે એ જાતે પ્રાયશ્ચિત કરે છે. એની દિવ્યતાથી વિશ્વ બચી જાય છે. પોતાના પંથમાં ભેળવીને એ ઘર-કુકડીને પણ સૂર્યનો ભેટો કરાવી દે છે. એ પોતાના દિવ્ય અસ્તીત્વથી આખા વિશ્વને સાર-વાળું બનાવી દે છે, આશ્ચર્યજનક ચૈતન્યનું નિર્માણ કરે છે, કામની નવી દિશા દેખાડી જાય છે. એની ચરણરજમાંથી ભવ્ય સ્વપ્નો સર્જાય છે. જીવનને એ નવા અર્થ શીખવે છે. આવાનું જીવન દિવ્ય બંસીનું સંગીત હોય છે. આવી મહાન વિભૂતિના સર્જન માટે, જીવનમાં નૂતન સંગીતનું સર્જન કરનાર આવી વિશાળ વિભૂતિના જીવન સાથે સુમેળ જમાવવા માટે વિશ્વ સદીઓ સુધી ધમપછાડા કરે છે. આવો પુરુષ આ વિશ્વવૃક્ષનું મધુરું ફળ છે. એક દિવસ આવો મહાપુરુષ જન્મશે. આજની માટીમાં, આવતી કાલની વિશ્વ ઊજાળનારી જ્યોત સૂતેલી પડી છે.

કાળ ઉપર સ્વારી કરનાર ઓ દિવ્ય પુરુષ, તું પ્રગટ થા, અંધકારના ઉજાસ, આવ. આ



## નિસ્વાર્થી પત્રકારિત્વ

ગાંધીજીનાં 'હરિજન' પત્રો બંધ થવાની વાત બહાર આવી ત્યારે ઘણાના દિલમાં આઘાત લાગ્યો હશે. 'એનું લવાજમ મેં કેમ ના ભર્યું'?' એવો સવાલ ઘણાએ મનમાં પૂછ્યોયે હશે. આ પત્રોએ ગુજરાતની અને દેશની કેવી સેવા બજાવી છે એનો વિચાર પણ કર્યો હશે, વસ્તુ હાથમાંથી જવાનો પ્રસંગ આવે છે ત્યારે એની કિંમત સૂઝે છે, પણ તે વખતે જાગેલી સહાનુભૂતિ ઘણી વખત મોડી હોય છે. અને કેટલીક વાર લેખે લાગતી પણ નથી.

હરિજન અને તે પહેલાંનાં નવજીવન કે યંગ-ઈન્ડીઆ દ્વારા ગાંધીજીએ શું શું કર્યું એ બતાવવાની ભાગ્યે જ જરૂર હોય. એ પત્રો નહિ હોય ત્યારે સ્વતંત્ર અને નિઃસ્વાર્થી પત્રકારિત્વ જાણે બંધ થઈ ગયું હોય એમ લાગશે. દેશ સમક્ષ ગાંધીજીની વિચારસરણી ચાલુ રાખવા આ પત્રોની ખાસ જરૂર છે જ. એ વિચાર પદ્ધતિ સામે કોઈનો વિરોધ હોય એ સ્વાભાવિક છે પણ એની સ્વચ્છતા અને સાત્વિક પ્રકાશનપદ્ધતિ સામે કોઈને ય અક્ષર સરખો કહેવાનો નહિ હોય.

## વાણી સ્વચ્છંદનો વ્યાપાર

આ પત્રોમાં જાહેર ખબરો આવતી નથી, પછી ખરાબ કે નુકશાનકારક વસ્તુઓની ખબરો તો હોય જ ક્યાંથી. આ પત્રોમાં આક્ષેપો થતા નથી, ચર્ચા-પત્રોનો મુદ્દો લેવામાં આવતો અને એના સરળ જવાબો સાથે સાથે પ્રગટ થતા; કડવાશ વધારનારું કે બિનપાયાદાર લખાણ એમાં આવતું નથી સનસનાટીવાળી બાબતો એમાં રજૂ થતી નથી અને મરીમસાલો નાખી વાનગીને ટેસદાર બનાવતા નથી. આમ છતાં દરેક લેખ ખૂબ શ્રદ્ધાપૂર્વક લખેલો જણાય છે, દરેક વાક્ય માપસરનું હોય અને કોઈપણ શબ્દ જરૂર વિના વપરાય નહિ. આવું સાહિત્ય બીજું કોણ આપી શકે?

આજે કેટલાય છાપાંઓ ઝેર જેવું લખાણ પીરસે છે. પ્રજાને ગરમાગરમ કહાણીઓ પીરસી ધૂમ કમાય છે. ફાવે તેવી ઠેકડી કરે છે, આક્ષેપો કરે છે, જૂઠાણું ફેલાવે છે. વાણી-સ્વાતંત્ર્યના આશરા નીચે સાવ બિનજવાબદારીથી લોકોના મન બેહકાવે છે અને વેચાણ વધારે મેળવી ફૂલે-ફાલે છે. એ વાંચીને પ્રજામાં શો સંયમ, શી ધીરજ, શી જવાબદારી આવવાની

---

વિશ્વને અજવાળ, દેશની બદીઓ દૂર કર, અમારી વચ્ચે આવીને વાસ કર. તારા સંગીતથી અમારા કાન ભરી દે બંધુત્વની વીણા બરોબર ગોઠવીને વગાડ. અમારા પ્રેમના પ્યાલાને ફરીથી છલકાવી દે. વિશ્વને શાંતિના દિવસો દેખાડ. ફરી યુદ્ધખોર લોકોને શાંતિનો સંદેશ આપ. માનવ સમાજ એટલે ખેતરો. અને એ ખેતરનું તું તો અણમોલ ધાન્ય. માનવસમાજની સફરનું તું ધ્યેય છે. શિયાળે આવીને બધાં પાંદડાં ખેરવી નાખ્યાં છે. તું વસંતનો વાયરો થઈને આવ અને જીવનબાગને ફરી હસાવ, ખીલાવ. અમારું મસ્તક તને નમેલું છે. એ નતમસ્તક દુનિયાનાં આ વંદન સ્વીકાર. તું અમારી સામે ઊભો રહીશ તો અમે તરત અમારાં માથાં ઊંચકીને આ વિશ્વની દરેક હેરાનગતિને સહન કરશું. તું આવ, આવ.×

---

×અંગ્રેજી ઉપરથી અનુ૰ જયન્ત પરમાર





હતાં? કેટલાંય છાપાંઓ ઉકરડો ફંફોસવાનું કાર્ય કરે છે, ગંદકી વધારે છે, પ્રજાનું માનસ બગાડે છે.

રોજીંદા છાપાંઓ જુઓ તો ઘણાંનુંયે માપ સાવ હેઠું છે. ખૂન, અપહરણ, બળાત્કાર, અકસ્માત, આગ, લૂંટ—આવા ધડાકાઓના આધારે તેઓ ચમકે છે. વિખવાદ, ઝઘડા, તેજોવધ, દલીલબાજી, પક્ષોની ખુશામદ કે પોલપ્રકાશ -આવી નીતિથી પ્રજાનું ઘડતર કેમ થાય? એમની જાહેર ખબરો તો એથીયે ભૂંડી હોય છે. નહિ વાપરવા જેવી ચીજોના આડતિયા બનીને આપણી પાસેથી આ જાતના છાપાંવાળા પૈસા પડાવી જાય છે.

### પ્રગતિશીલને નભાવીએ

આપણે ઊછીનું લાવીને વાંચનારા, બને તેટલું ખર્ચ કરનારા, ઘણુંખરું ઉપરટપકે વાંચનારા, મોટી બાબતો ઉપર પણ આપણે મત બાંધી નહિ શકનારા આપણે શિષ્ટ ને ઉપયોગી સાહિત્યને કેમ ટકાવી જાણીએ? ગુજરાતમાં કેટલાંય ઉપયોગી માસિકો પણ છે જે વર્ષોથી સંસ્કારી હવા ફેલાવે છે અને મુશીબતથી નભી રહે છે સાહિત્ય અને કળાને પોષણ અને ઉત્તેજનની જરૂર રહે છે. જીવનને યોગ્ય માર્ગે વાળનાર ચોકીયાતો જેવાં પત્રો એમને એમ તો ક્યાંથી નભી રહે? પરન્તુ આપણી ઉપેક્ષાનો પાર નથી. મહામહેનતે શરૂ કરેલું કે ટકાવી રાખેલું કામ ટેકાના અભાવે સંકેલી લેવું પડે એ ખરેખર શોચનીય ગણાય. આપણે આશા રાખીએ કે ગુજરાતના મહામુલાં પત્રો કે માસિકો આપણે જાળવી શકીશું.

આવી બીજી પ્રવૃત્તિઓ પણ છે જેના તરફ આપણે મમતાથી જોવું જોઈએ. વિદ્યાર્થીઓની નાની નાની પ્રવૃત્તિઓ, સ્ત્રીઓની ઘરઉદ્યોગની પ્રવૃત્તિઓ, કોઈ પુસ્તકાલય, કોઈ નિરાધારોનો આશ્રમ, કોઈ વ્યાયામનો અખાડો, કોઈ વક્તૃત્વની હરીફાઈ, કોઈ પ્રગતિશીલ રંગભૂમિ, કોઈ કલાકાર, કોઈ લેખક, કોઈ યોગ્ય વિદ્યાર્થી—એમના તરફ આપણે શી રીતે દુર્લક્ષ કરી શકીએ? થોડું ગજું હોય તો તેમ—પણ આવું કામ બીજા કરી લેશે એ વૃત્તિ રાખી બેફિકરા ના રહેવાય.

### સહકારી ધોરણ રખે બરબાદ જાય

પંચવર્ષીય યોજનામાં સહકારી પદ્ધતિ ઉપર આધાર રાખવામાં આવ્યો છે. નવી સરકારો એ દિશામાં આગળ વધશે એ લગભગ નિશ્ચિત છે. સહકારી ધોરણે સારી પ્રગતિ થઈ શકે છે એ કેટલાક દેશોનો અનુભવ છે. આમ તો આપણે ત્યાં એ પ્રથા સાવ નવી તો નથી, છતાં એનો ઉપયોગ ઓછો થયો છે અને એમાં અસંતોષ પણ મળ્યો છે, સહકારી મંડળીઓનું આકર્ષણ વધ્યું નથી.

હવે પ્રજાકીય સરકારી સંરક્ષણ સાથે આ પ્રથા આપણી આગળ આવવાની છે. એક સારો સિદ્ધાંત, એક કારગત થાય એવી પદ્ધતિ, ઓછામાં ઓછું ઘર્ષણ લાવી મોટામાં મોટો ફેરફાર લાવનારી આ પ્રથાને આપણે કેવી રીતે આવકારવા માગીએ છીએ તે જોવા જેવું છે.

આ સંસ્થાનો બહોળા પ્રમાણમાં પરિચય કરાવવાની જરૂર છે. એના ફાયદા સમજાવવા જોઈશે. લોકોની જવાબદારી બતાવવી જોઈશે અને સાથે સાથે કયા સંજોગોમાં એ સાધન નકામું નિવડે તે પણ ચોકસાઈથી બતાવવું જોઈશે. જ્યાં પ્રજા અશિક્ષિત છે ત્યાં ગેરલાભ ઉઠાવી જનારાઓ સામે સમયસરની પૂરી ચેતવણી આપવી જોઈએ.

એમ ના કહેવાવું જોઈએ કે સહકારી પદ્ધતિ ઠોકી બેસાડવામાં આવી હતી, એમાંથી લાભ થવાને બદલે હાનિ નીપજી છે, એ દાખલ થવાથી લોકોનો ઉત્સાહ ઘટી ગયો છે, માલની પેદાશ ઘટી ગઈ છે જાત બગડી ગઈ છે, બગાડ વધી ગયો છે, કે સૌની સહિયારી જવાબદારી એ કોઈની જવાબદારી રહી નથી.

સંપૂર્ણ રાષ્ટ્રીયકરણને ખાળી શકે એવી શક્તિ સહકારી ધોરણમાં છે એ દાવાને ન્યાય આપવા આપણી તૈયારી સારી હોવી જોઈએ.




માણસોનો ફાલ સુધારવો છે

નવા નવા ઉદ્યોગો અને નવાં નવાં ક્ષેત્રો આવતા પાંચ વર્ષમાં આપણે જોઈ શકીશું. બધી જાતના માણસો આમાં ઝંપલાવશે, ઇચ્છા-અનિચ્છા ગમે તે હોય-સહકારી પદ્ધતિ અપનાવી એમાંથી અંગત લાભ ઉઠાવવા અગર સાથીદારોને કે સમાજને દગો દેવા નીકળશે. પવનને પારખીને સુકાન ફેરવનારાઓમાં ડાહ્યા હોય છે તેમ ચાલાક પણ હોય છે. આખરે તો સુધારવું કે બગાડવું એ માણસોના હાથમાં હોય છે. અને એનો ફાલ આપણે કેવો ઉતારીએ છીએ એના ઉપર ઘણો આધાર રહે છે.

આ માણસોનો ફાલ આપમેળે નથી સુધરતો; એને માટે કોઈની દીર્ઘદૃષ્ટિ, કોઈના ત્યાગ, કોઈના સંયમ, કોઈની યોજના, કોઈનું ઘડતર એવું ઘણું બધું કામ લાગે છે. એ સુધારણાનું કાર્ય થંભી શકતું નથી, સતત્ ચાલવું જોઈએ છે. એ કામ દેશના દરેક ખુણામાં અવિરતપણે ચાલ્યા કરે તે જોવાની દરેકની જવાબદારી છે. રેલ્વેવાળા લાંચ ના માગે, અનાજવાળા ઓછું ના જોખે, દવાવાળા ભેળસેળ ના કરે, અધિકારી અગવડો નહિ પણ યોગ્ય માર્ગ બતાવી કાર્યમાં સરળતા લાવી આપે, કંટ્રાકટરો નિયતથી ટકાઉ બાંધકામ કરી આપે, વિદ્યાર્થીઓ કાળજીથી વિદ્યા પ્રાપ્ત કરે, એમ દરેક જણ પોતાની ફરજ વિચારતો થઈ જાય, બીજાને બોજારૂપ ન થાય, દગો ના દે. તો આ દેશમાં માનવીનો ફાલ એક દસકામાં સુધરી જાય

શિક્ષકોની પ્રતિષ્ઠા

અને આવી સુધારણાના કાર્યમાં શાળાના શિક્ષકો કેટલા ઉપયોગી નિવડે! પરન્તુ, એમની સ્થિતિ વિપરિત બની ગઈ છે. સમાજમાં એમનું માન ઘટી ગયું છે. એમના વ્યવસાયમાં વ્યાપાર અને હરીફાઈ પેસી ગયાં છે. શિક્ષણમાંથી નફો કોઈથીયે કેમ બનાવી શકાય? પણ નફો ના થતો હોય તો ખાનગી સંસ્થાઓ નભે જ શી રીતે? જેમ આપણે લશ્કરમાં કડક શિસ્તનો આગ્રહ રાખીએ છીએ, એમ આપણી આવતી પેઢીના ઘડનારા આ શિક્ષકોને બરોબર સાચવી લેવા જોઈએ. એમને પારકાના—લેભાગુઓના હાથમાં સોંપી ના દેવાય.

લાગલો જ સવાલ આવીને ઊભો રહે છે—શું શાળાઓનું રાષ્ટ્રીયકરણ કરી નાખવું છે? એવું થાય તો કોઈ વિદ્યાપ્રેમી શિક્ષણનું કાર્ય કરી જ નહિ શકે. મોતીભાઈ અમીન, નાનાભાઈ ભટ્ટ, જીવણલાલ દિવાન, ગિજુભાઈ, અને એવા ઉચ્ચ ચારિત્ર્યવાળા શિક્ષકોને રાજ્યની ધૂંસરી વળગાડવાનું કેમ કહેવાય? સરકારી શાળા કરતાં ખાનગી શાળાઓની લોકપ્રિયતા ઘણી જગ્યાએ વિશેષ હોય છે, પરિણામો પણ રૂડાં આવે છે. એ રીતે જોતાં, સારા શિક્ષકો કે શાળાઓ ઉપર અંકુશો ના આવી શકે એ સ્પષ્ટ છે. આનો એક જ માર્ગ છે. શિક્ષકને પ્રતિષ્ઠા આપી એનું જીવનધોરણ ઊંચું લાવી, એની જવાબદારીનું આપમેળે ભાન કરાવીએ તો એ પોતાના કાર્યની મહત્તા આપમેળે સમજશે અને ફરજ બજાવવા વધારે ઉત્સાહથી તત્પર રહેશે. શિક્ષકો જ બેપરવા થશે, દિલમાં ડંખ રાખીને ફરશે, અન્યાયની ભાવના સંઘરશે—વધારશે તો પછી વિદ્યાર્થીઓ ક્યાંથી સુધરશે, નવી પેઢી ક્યાંથી વધુ સારી બનશે?

ફિલ્મોનો વિકાસ

ફિલ્મોનું ધોરણ સુધારવા સરકાર ધ્યાન આપવા માગે છે એમ જણાય છે. એમણે આંતરરાષ્ટ્રીય ફિલ્મઉત્સવ ગોઠવી બીજા દેશોને સારું લગાડયું છે અને સાથે સાથે અહીંના ફિલ્મ કારીગરોને જાગ્રત પણ કર્યા છે. ચિત્રોમાં માનવતાના લક્ષણો ઉપર ભાર દેવો જોઈએ એ વાત સરસ રીતે બહાર આવી છે. એક દેશનું ચિત્ર દુનિયાના કોઈપણ વિભાગમાં ભાવનાઓની શુદ્ધિ અને બળના આધારે આદરપાત્ર નિવડી શકે છે; કોઈપણ સ્થળના, પોષાકના, ભાષાના સૌન્દર્યના જુદાપણાથી કમી નથી આવતી, અવરોધ નથી ઊભો થતો પરન્તુ એથી વિવિધતા આવે છે અને રમ્યતા વધે છે.





પરદેશનાં આ ચિત્રોમાંથી કોઈ કાળજીથી પસંદગી કરશે અને દેશના બીજા શહેરોમાં એ બતાવવાની ગોઠવણ ચાલુ રહેશે એવી આશા રાખવી જોઈએ. આ ચિત્રોને મુકાબલે આપણે ત્યાંના ચિત્રો ભોંઠા પડી જાય તેવાં જણાયાં છે. અહીંના કારીગરોને સમય અને ઉત્તેજન આપ્યાં હોત તો સંભવ છે કે તૈયારી થઈ શકી હોત. બીજે ઠેકાણે એવી તૈયારી વિના આપણે ભાગ ના લઈએ, પરન્તુ આપણે ત્યાં નિમંત્રણ આપીએ તે વેળા મુકાબલામાં રાખવાનું આપણી પાસે ના હોય તો વિચારવા જેવું ખરું.

ફિલ્મ એ કળાનો વિભાગ છે, શિક્ષણનો વિભાગ અને હુન્નરનો વિભાગ પણ છે એટલે કાળજીથી ફિલ્મોના વિકાસ ઉપર ધ્યાન અપાવું જોઈએ.

### રમતોનો આનંદ

આવું રમતોની હરીફાઈમાં પણ વિચારવું જોઈએ. જે રમતોનો આપણે વિકાસ કે પ્રચાર કરવો નથી એ રમતો દ્વારા બીજા દેશનો સંબંધ વધારવાની આશા કેમ રાખવી જોઈએ? એમાં આપણે પાવરધા દેખાતા નથી, દેખાવાના નથી, એ રમતો હિંદમાં જામે એવું ઇચ્છતા નથી, પછી એનો પ્રચાર શા કામનો!

નવાં સ્ટેડીયમો બંધાય છે, ધૂમ પૈસા ખર્ચ થાય છે; એનો ઉપયોગ કેવી રીતે થશે એ વિચારવાનું આપણું કાર્ય નથી શું? પરંતુ, આપણી શાળાકોલેજોને ચાલતી આવેલી પ્રથા તોડવાનું સૂઝતું નથી અને જેન્ટલમેન'ની રમતો ચાલુ રખાવે એ કમનસીબી છે ફૂટબોલ, હોકી, શેતરંજ, કુસ્તી અને એવી પસંદ કરેલી રમતો તરફ આગળ વધીએ તો રમનારનાં શરીર ને મન સુધરશે અને જોનાર-સમજનારને પણ આનંદ મળશે.

પરન્તુ, આમાંયે સરકારી દખલ ના જોઈએ. જાહેર મંડળોએ ધારાધોરણે તૈયાર કરી, સરખાપણું લાવી, વિદ્યાર્થીઓમાં અને પ્રજામાં લોકપ્રિય થઈ શકે તેવાં પગલાં લેવાં જોઈએ. આજે પ્રજાને પૂરતો આનંદ ભલે નથી, કાલે એ મળી રહે એટલો બંદોબસ્ત તો થાય કે નહિ?

### નાગરિક 'બેન્ડ'

રમતો સાથે 'બેન્ડ'નો વિચાર પણ રાખવા જેવો છે. શહેરમાં કે ગામડામાં વિદ્યાર્થીઓ અને યુવકોનાં બેન્ડો તૈયાર કરવામાં આવે એ ઘણું ઇચ્છનીય છે. આજે તો લગ્નના દિવસે વાજાવાળા વિરહનાં ને કરુણરસનાં ગીતો વગાડે છે અને આપણે મહાલતા મહાલતા રાજી થઈએ છીએ. એને બદલે કોઈ લસ્કરી વિજયી તાલ, કોઈ રામધૂન, કોઈ ગુજરાતી જાણીતો ઢાળ—એવું સંગીત આપવામાં આવે તો લોકોનાં દિલ હરખાય.

આ પ્રવૃત્તિમાં તો આવક પણ રહેલી છે એટલે એનો વિકાસ થવો એક રીતે સરળ છે. આપણા રાગરાગિણીઓમાં કેટલુંક એવું પણ છે જેથી આનંદનું વાતાવરણ સરજી શકાય. ઘણા સરઘસો, સ્વાગતો અને મેળાવડાઓમાં આવા સમૂહવાદનની અપેક્ષા રહે છે. પરન્તુ, ધંધાદારી માણસો કઢંગા વેશ કાઢી લોકજીભે ચઢી ગયેલાં નાટક સિનેમાની તર્જો વગાડી વધારે નાણાં પડાવી લેતા હોવાથી એ દિશા જાણે બંધ થઈ ગઈ છે. આપણે એવી સંસ્થાઓ ગામેગામ ઊભી કરી લોકોને સંસ્કારિક આનંદ મળે તેવી ગોઠવણ કરવી જોઈએ. વિદ્યાર્થી કે જુવાન વર્ગ તરફથી સારા વેશમાં અને સારાં ગીતો પસંદ કરેલાં વાદ્યો દ્વારા રજૂ થાય તો આપણા સામાજીક જીવનમાં મઝાની લહેર આવશે.

### બહારના ભોજનમાં શું હોય?

ઘરની બહાર ખાઈ લેવાની જરૂરત પડે એ એક વાત છે અને શોખની ખાતર બહાર જઈને બજારનું ખાઈએ તે જુદી વાત છે. હજુ સુધી આપણા સંસારમાં ઘરના ભોજનનો મહિમા રહેલો છે અને એને આધારે કુટુંબનાં બંધનો પણ જળવાય છે, કુટુંબના માણસો બહાર જમી લેતા થઈ જશે ત્યારે કૌટુમ્બિક ભાવના ઉપર ઘા થવાનો છે એ નક્કી.

પરન્તુ, શોખને ખાતર બહાર જઈને ખાવામાં આપણે સસ્તી પસંદગી કરવી પડે છે અને પરિણામે





ઘણો કચરો પેટમાં જમા કરાવીએ છીએ. એ ખાવામાં નથી સભ્યતા જળવાતી, નથી વાનગીઓનો લાભ મળતો, અને નથી પોષણ મળતું. બજારની વાનગીઓ દ્વારા આપણે નવું શીખતા પણ નથી જેથી એવી વસ્તુઓ ઘેર બનાવી લઈએ અને એમાંથી ફાયદો મેળવીએ.

'અન્નપૂર્ણા' એ તૈયાર વાનીઓ સસ્તા દરે આપવા માંડી છે. બિનરેશની ખોરાકથી નવી ભાત પણ પાડી છે. પરન્તુ, આ ખોરાકમાં સાદાઈ આવે, બનાવવાની રીતમાં વૈજ્ઞાનિક પદ્ધતિ આવે, એ રીતનો ઘરગથ્થુ પ્રચાર કરવામાં આવે તો કેટલું સારું! આપણે ત્યાં સૂપ, બાફેલાં શાક, શેકેલા કંદ, ઉકાળેલા દાળ-શાકનાં મિશ્રણો, ફળફળાદિ સાથે બનાવેલી વાનીઓ, સલાડની વિવિધ જાતો, દૂધની સાદી પણ સુંદર બનાવટો,—આવું દાખલ કરવા જેવું છે. જેમ પીરસવાની પદ્ધતિમાં વ્યવસ્થા આણી છે તેમ 'અન્નપૂર્ણા' અગર તો આવી બીજી સંસ્થાઓએ આ બાબતો પણ વિચારવા જેવી છે. આવાં કાર્યોમાં માત્ર લોકરૂચિ નહિ, પણ લોકહિત જોવાનું હોય છે અને પ્રજામાં સારી પ્રથાઓ દાખલ કરવાની વૃત્તિ હોવી જરૂરી છે.

### જળમાર્ગોનું આકર્ષણ વધે

નર્મદાના બારામાં એક સ્ટીમર માલ લઈને આવી ગઈ અને પ્રજામાં નવી આશા લાવી ગઈ. સુરત, ભરૂચ, ખંભાત, ભાવનગર એ બંદરો ખીલવવાની તક જાણે સજીવન થતી હોય ને!

નદીઓ આડે બંધ, પાણીની નહેરો, બંધ આડેથી વીજળી, પાણીની સારા પુરવઠાથી હોડીઓની અવરજવર ને માલની હેરફેર—એ દ્વારા આબાદી આવે છે. રેલ્વે માર્ગ કરતાં પણ જળ માર્ગ વહેલા વિકસવા જોઈએ. કેમ કે એથી ઘણા લાભ અને ઘણી સગવડો મળે છે. નદીઓનાં મુખ સાગર સફરને અનુકૂળ કરવાથી તો દેશના વિશાળ કાંઠાના અને દરિયા પારના સંબંધો વધે છે.

પરન્તુ, આજે તો મુસાફરોને નરી અગવડ વેઠવી પડતી હોય ત્યાં માલની હેરફેર શી રીતે થાય. સારા ડક્કા-ઓવારા, મોટરો ઠેઠ આવીને હોડીનો માલ લાવે-લઈ જાય એવી સવડ થાય તો કૈં કામ આગળ વધે શહેરોમાં નવા રસ્તા, દીવા, પાણી એમ સવડ આપ્યા પછી:નવી વસાહતો ઊભી થાય છે તેમ આપણા જળ વ્યવહારોને ખૂબ આકર્ષક કરી નાખવા જોઈએ.

શરૂઆતથી જ એ માર્ગો દ્વારા જકાત ઉઘરાવવાની દાનત હશે તો ખરો હેતુ માર્યો જશે. ધંધો જમાવવા નવું રોકાણ કરવું પડે તે રીતે આપણે જળ માર્ગોને જાળવીને ખીલવવા જોઈએ.

### ઠેર ઠેર ભુપતના મળતીઆ છે

ભૂપતના મળતીઆની પાછળ પડીને સૌરાષ્ટ્ર સરકારે હિંમત દાખવી છે. એથી લોકો રાહત તો જરૂર અનુભશે. પરન્તુ, સાથે સાથે નાની ચોરીઓ અને નાની ધાડો પાડનારા આપણામાં કેટલાયે નાના ભૂપતો અને તેના મળતીઆ—વખાણનારાને ચઢાવનારા—વસે છે તે તરફ જોવું જોઈશે.

પોતાની લાગવગથી, ચાલાકીથી, સાધનથી, વિદ્યાથી, અધિકારથી લોકો બીજા કરતાં ખાસ સગવડો (Privilages) ને સત્તાઓ ભોગવે છે એ તરફ આપણી છોછ વધવી જોઈએ. સામાન્ય માણસ કરતાં વધારે હક ભોગવનાર સમાજમાં દોર ચલાવવા માગે છે, સાહ્યબી માણવા ઇચ્છે છે અને બીજાને કનડે છે.

ઠેર ઠેર આવા છૂપા નહિ પણ જાહેર ડાકુઓ છે જે આપણી આંખ સામે ધૂળ ઉરાડે છે અને છતાં મોટાઈ મેળવે છે. આપણે પણ આવા ઉઠાઉગીરોને હોશિયાર ગણી આકર્ષાઈએ છીએ—મુગ્ધ બનીએ છીએ, કદીક સગવડ પણ કરી આપીએ છીએ. 'હશે કોઈ દિવસ કામનો છે,' એમ ગણી માન આપીએ છીએ. આ સ્થિતિ વહેલી ટાળવા જેવી છે.

### રાજા જ્યોર્જનું મૃત્યુ

રાજાના શોક પાળી હિંદે પોતાનું માન વધાર્યું છે. અંગ્રેજો તરફ કડવાશ નથી એ જાહેર કર્યું છે. એક રાજવી સારો સજ્જન હોઈ શકે અને પ્રજાનો આદર રાખી શકે એ વાત ઉપર ઠીક ભાર દેવાયો છે.

જેમ વિલાયતમાં તેમ હિંદમાં રાજવી પ્રથા ઉપર લોકોનો પ્રેમ ઊંડો છે; યોગ્ય માર્ગે પ્રજાની રીતે એ પ્રેમ વધારવાનું રાજવીઓ હજુયે ના સમજી શકે?

★

# પ્રથમ રાજ્યની શરૂઆત

ધૂમકેતુ

જૂના વખતની એક વાત છે. લોકોની રાજા માટેની વિજ્ઞપ્તિ સાંભળીને બ્રહ્માએ મનુને તેડાવ્યો અને એને કહ્યું: 'આ લોકો તને એમનો શાસનકર્તા નીમવા માગે છે. તો તું એમની સાથે જા. અને સારી રીતે શાસન કર.'

મનુએ બે હાથ જોડીને કહ્યું: 'હે બ્રહ્મદેવ! મને મોટામાં મોટો ભય આ છે કે હું, એ સ્થાન મેળવ્યા પછી, મારી જાતને ખોઈ બેસું તો! શાસન શાસનને ઠેકાણે રહે અને મારાથી ખોટું કામ થાય. અને ખોટી રીત ચલાવાય. તપ કરવા કરતાં પણ ઘણું વધારે અઘરું કામ શાસન કરવાનું છે. માણસોને સત્ય અને ન્યાયને પંથે જતા કરવા એ વાત જેવી તેવી નથી.'

એ સાંભળીને લોકોએ મનુને કહ્યું: 'હે મનુમહારાજ! તમે એમ ભય પામો માં. તમને અમે પાપપંથે દોરીશું નહિ. અમે અમારો આપવાનો જે યોગ્ય હિસ્સો, તે વગર ચોરીએ તમને આપતા રહીશું. સુવર્ણ આપીશું. ધાન્ય આપીશું. અને અમારી જાતે જ હથિયાર ધારીને તમારી સાથે ચાલીશું. તમને અમે શક્તિ-સંપન્ન બનાવીશું. કારણ કે તમારી શક્તિ વડે જ અમે પણ શક્તિસંપન્ન બનીશું.'

મનુએ કહ્યું: 'તમારી વાત તો સાચી છે. પણ એકલા ધન, ધાન્ય અને ભંડારથી હું શાસન ચલાવી શકું એમ નથી.'

લોકો તો મનુની વાત સાંભળીને વિચારમાં પડી ગયા.. તમામ સત્તા, ધન, ધાન્ય, પશુ, સુવર્ણ, બધું આપ્યા પછી એમની પાસે એવું શું રહેતું હતું કે હજી મનુને શાસન ચલાવવામાં કાંઈક ઊણપ જેવું જણાતું હતું?

એમને કાંઈ સૂઝ્યું નહિ. ત્યારે એમણે બ્રહ્માની સામે જોયું. બ્રહ્માએ કહ્યું: 'હું તો તમારે માટે થઈને મનુને ત્યાં પૃથ્વી ઉપર મોકલવા તૈયાર થયો છું. ગૂંચ ક્યાં છે એ તમે જ શોધી કાઢો!'

મનુએ કહ્યું: 'મહારાજ! સુશાસન કેવળ, ધન-ધાન્ય સંપત્તિનો મેળવેલો સંગ્રહ નથી. તો તો એમનો ઢગલો કરીને હરકોઈ સુશાસનનો વિજય પોકારી શકે! પણ મારે તો તે જોઈએ તે એમની પાસેની ખરી સમૃદ્ધિનો ભાગ જોઇએ છીએ. એમની સત્યપરાયણતા, એમની નીતિ, એમનો ધર્મપ્રેમ, એમાંથી જો મને ભાગ મળે, તો જ આ બીજી સમૃદ્ધિ અર્થવાળી બને. નહિતર તો આવતી કાલે જ એ સમૃદ્ધિ નાશ પામે. લોકો પોતાના ભાવિ પુણ્યપંથ માટે જે કાંઈ કરી રહ્યા હોય તેમાં પણ જો મને સંભારે તો જ હું ખરું શાસન ચલાવી શકું. દરેકે દરેક મને સંભારે તો જ હું દરેકે દરેકને સંભાળવાનું સાચું શાસન સ્થાપી શકું. રાજા પ્રજા વચ્ચેના આવા અત્યંત નિકટના સંબંધ વિના શાસનનો કંઈ અર્થ જ નથી! લોકો સત્ય, નીતિ અને ધર્મના પાલનમાં પણ આગ્રહી રહી શકે માટે એમાંથી જ ખરો ભાગ મળવો જોઈએ!'

લોકોએ સમજી જઈને તરત કહ્યું: 'અમે સત્ય, ન્યાય અને ધર્મના ભાગમાંથી પણ ચોથો ભાગ રાજાને આપવાનું ઠરાવીએ છીએ!'

મનુએ કહ્યું: 'તમારી નીતિના બળ વડે હું નીતિવાન બનું. તમારા ધર્મ વડે હું ધાર્મિક બનું. તમારી સત્યપ્રિયતા વડે હું સત્યપ્રિય રહું. તમારો આ ભાગ કોઈ પણ દિવસ આવતો બંધ ન પડો! સુશાસનનો એ અવિચળ નિયમ થઈ રહો.'

અને પછી મનુ સુશોભિત રથમાં બેસીને પૃથ્વી ઉપર જવા માટે નીકળ્યો.

★

## ના પાર પડ્યા

મન ! તેં મનગમતા ખૂબખૂબ ઘાટ ઘડ્યા,
મનના તો ય મનોરથ તારા
ના પાર પડ્યા તે ના જ પડ્યા.

મનમાં ને મનનાં તેં મન ! મોટા મહેલ બનાવ્યાજી,
અભિલાષોના પાયા ઉપર ચણતર કંઈક ચણાવ્યાંજી,
મંદિર શિખરે પણ સોનાના
ના કળશ ચડ્યા તે ના જ ચડ્યા—મન તેં.

સુરગંગાને કાંઠે કાંઠે અમૃતવેલો વાવીજી,
અમરવેલને ડાળે ડાળે મંજરીઓ પણ આવીજી,
સડયાં ડાળ પર પાકાં ફળ પણ
ના ભોંય પડ્યાં તે ના જ પડ્યાં—મન તેં.

આકાશે તો ઝગમગ કરતા ચાંદ સિતારા લાખોજી,
ટમટમ કરતી કોઈની જાણે અમી ભરેલી આંખોજી,
મઢ્યા ચાંદલા ચંદરવે પણ
ના આભ જડ્યાં તે ના જ જડ્યાં—મન તેં.

હૈયાં કોઈ બે હળીમળીને પ્રેમળજ્યોત જગાવેજી,
બે મન એક બનીને ઉરના ઉલ્લાસો કંઈ ગાવેજી,
હૈયાં તો હીરદોર ગૂંથ્યાં પણ
ના હાથ મળ્યા તે ના જ મળ્યા,
મન ! તેં મનગમતા ખૂબખૂબ ઘાટ ઘડ્યા.

નટવરલાલ પટેલ

☆

## જો

સાચી જો સાધના ત્હારી,
સિદ્ધિ એમાં જ જાણજે;
બીજી સિદ્ધિ બધીઓની મેળે
આવી જા, જાણજે.

સત પૂચ

★

## પુનમડી !

પુનમડી ! હાં રે, પૂરી પુનમડી!
મારી પિયુને દેશ જઈને કહેજે,
સંદેશો મારો, પિયુના કાનમાં
છાનેરો આટલો આપજે રે.

પુનમડી ! મારી સહિયરની સોડમાં
અબલખ ચંદિરા ના સતાવજે,
પિયુને પોઢણે સોનેરી સોણલાં
એક પછી એક તું ન વેરજે રે.

પુનમડી ! મારી 'પ્રાણ-પ્રાણ' ઝૂરતી
પ્રાણેશ્વરીને તું ના પંપાળજે;
હિમશીળી તારી છાયા દઝાડતી
પ્રિયાનાં રોમ તું ન ઝાળજે રે.

પુનમડી ! મારી હૃદયેશ્વરીનાં
આંસુડાં આડે તું ના આવજે,
અંતરાયા પ્રીતમની યાદ સતાવે
(તોયે) વિરહની આગ ન વરસાવજે રે.

પ્રચાત

☆

## અજબ વાત !

સદા દૂર જેનાથી રહેવા મથીશ—
મને આવશે એ વિચારો સદા !

ન હું જેની લેશે તમન્ના કરીશ—
મને ઢૂંઢશે એ કિનારો સદા !

કદી લેશ જેની ન પરવા કરીશ—
હું લાગીશ એને જ પ્યારો સદા !

શેખાદમ આબુવાલા

# બે બળદની જોડી

પ્રભુદાસ બા૦ પટવારી

પોષ શુદ તેરસની રાત આહ્લાદક અને તેજભરી હતી. જો કે ઠંડી વિશેષ ચમકદાર હતી, શરીરને સ્પર્શતી હતી; કાનમાં સુસવાટા કરતી હતી અને આંખને પણ દર્શન આપતી હતી.

ગ્રામ્ય પ્રદેશમાં એક નિર્જન, નિરવ અને વૃક્ષ-વિહોણા ભાગમાં અમે પ્રવાસ કરી રહ્યા હતા. ચૂંટણીકાર્ય અંગે ધોલેરાથી ધંધુકા પહોંચવા એક ખુલ્લા માલખટારામાં ઝડપભેર જઈ રહ્યા હતા. થોડાક માઈલ કાપ્યા નહિ હોય ત્યાં તો મોટરનું એંજીન ફટ ફટ અવાજ કરી અચાનક રીસાઈ ગયું. ડ્રાઈવરે ઠીક ઠીક પ્રયાસો કર્યા પરંતુ મોટરે થોડાક વિરોધસૂત્રો સંભળાવ્યા સિવાય સહેજ પણ મચક આપી નહિ.

રાતના દસ વાગી ગયા હતા એટલે ધંધુકાની રાતની સભામાં પહોંચવાનું હતું તે તો રહ્યું પરંતુ ચૂંટણી આડે એક જ દિવસ હતો તેથી કોઈ સંજોગોમાં ધંધુકા જલદી પહોંચ્યા વગર છૂટકો ન હતો. લગભગ ૧૨-૧૩ માઈલ ઠંડા પવનના સુસવાટામાં રાતભર ચાલવાનું હતું. છેલ્લા બે માસથી ચૂંટણીની અનેક રખડપટ્ટીઓથી થાકેલાઓને આ કાર્ય સહેજ આકરું તો લાગે, પણ બેસી રહેવાનું પાલવે તેમ ન હતું. મારી સાથે ધંધુકાના વયોવૃદ્ધ કાર્યકર્તા ડૉ. પોપટલાલ પણ હતા. બપોરના નીકળેલા એટલે અમારી પાસે ઓઢવાનું સાધન પણ ન હતું. સહેજ મુંઝવણભરી પરિસ્થિતિમાં મૂકાયા હતા. પરંતુ ચાલવાનું આરંભીએ તે અરસામાં જ અમારી નજીક એક ગાડું નીકળ્યું. ગાડાનો હાંકનાર ગાડામાં ભરઊંઘમાં સૂતો હતો અને બે બળદની જોડી ધીમે ધીમે પોતાના ધણીને ઘર ભણી લઈ જતી હતી. બળદો અમને જોઈને ઊભા રહ્યા. હાંકનાર પણ જાગી ઊઠ્યો. એ એક અજાણ્યો મુસ્લીમ ખેડૂત હતો. તેણે અમારી વાત જાણી એટલે ખૂબ જ ઉમંગથી અમને ગાડામાં બેસી જવા જણાવ્યું, તે ધંધુકા જ જતો હતો; 'અરે, સાહેબો! હું ઝડપથી ધંધુકા પહોંચાડી દઈશ. આ રહ્યું સામે.' શું આશા અને ઉત્સાહ!

> ચૂંટણીઓ તો હજુ ગઈ કાલે જ પૂરી થઈ. પણ એના પડઘા જાણે પડતા ન હોય એમ દરેક પક્ષના પ્રતીકો એમની આગવી કથા રજૂ કરતા હોય છે. બે બળદની જોડીનું પ્રતીક આ સત્ય પ્રસંગમાં કેવી તાદૃશતા બતાવી જાય છે! જાણે એ પ્રતીક સૂચવનારના મનની વાત આપણે જાણી ગયા ન હોઈએ!

મને અને ડૉક્ટર સાહેબને ગાડામાં આરામથી પગ લાંબા કરી સુવાડ્યા, અમારી બન્ને બાજુ કડબના પૂળાની હૂંફ અને ઉપર ખેડૂતની પછેડી ઢંકાઈ.

ગાડું ચાલતાં મોટરની પાંખ સહેજ અડી. જાણે ઊંઘતી મોટરે બળદના કાનમાં ફૂંક ન મારી હોય! —'અરે મૂરખાઓ! અમે શહેરના સાધનો માર્ગમાં અજાણ્યાને આવી રીતે આશ્રય હરગીઝ ન આપીએ; સુંદર એકલદોકલ યુવતી સિવાય અન્ય કોઈને માટે ઊભા ન રહીએ!'

ઊઘાડા ગાડામાં અમારા ઉપર ચાંદનીના અમી-છાંટણા છંટાતા હતા. અમે નિરવ શાંતિમાં પૈડાંનાં ચચુડાટનાં હાલરડાં સાંભળતાં નિદ્રાનાં હિંડોળે ઝોલા ખાતાં ખાતાં રાતના દોઢેક વાગ્યે અમારા સ્થાને પહોંચી ગયા.

એક વાર માર્ગમાં ગાડાના બન્ને પૈડાંની ધરીને ટેકો આપતા ખીલાઓ સરી પડેલ, પરંતુ હાંકનાર બરોબર જાગ્રત હોવાથી તેણે સમયસર ઝાડની ડાળીના કકડા ગોઠવી દીધા. જરાક મોડું થયું હોત તો પૈડાં બહાર નીકળી પડત અને અમે પણ ગબડી જાત.

કંઈ પણ આશા કે બદલાની અપેક્ષા વગર અણીના સમયે સહાય કરનાર મૂંગા બે બળદની જોડીને અમે ગાડામાંથી ઊતરીને નમસ્કાર કર્યા. ખરી રીતે તો છેલ્લા બે માસથી ચૂંટણીજંગમાં આ જોડીના ગુણગાન ગાતા હતા તેની પ્રતિક તરીકેની યથાર્થતાના અને પોતાની નિદ્રા ત્યાગી અમને સાચવીને લઈ જનાર બે બળદની જોડીને ધૂંસરી જોતનાર મૂક ભેખધારીના સાચાં દર્શન પામી અમે ધન્યતા અનુભવી.

# ભાત ભાતકે લોગ

ગુલાબદાસ બ્રોકર

કાલ્પનિક કથાઓને પણ કોરાણે મૂકી દે એવી સત્ય ઘટનાઓ આપણે સાંભળીએ કે વાંચીએ ત્યારે આપણે એને માનવા તૈયાર નથી થતા હોતા. પણ રોજીંદા જીવનમાં બનતા, નરી આંખે દેખાતા એવા કેટલાય પ્રસંગો રોજેરોજ આપણી સામે આવીને ઊભા રહેવા છતાં જાણે આપણે આંખ આડા કાન નથી કરતા હોતા? આ આખી વાર્તા એની તાદૃશતા સાથે અહીં રજૂ થાય છે.

એમની ઉંમર સાઠ વર્ષની ને મારી ચાળીસની. છતાં અમે બન્ને દોસ્તો. સારા કહી શકાય એવા દોસ્તો.

એનું મુખ્ય કારણ એક. વાતોનો રસ. એમને વાતો કહેવાનો, મને સાંભળવાનો. પણ એ તો હુંયે ચર્ચાએ ન ચઢું ત્યાં સુધી જ. ચર્ચામાં પડું ત્યારે તો એમનો પણ જીવ લઈ જાઉં.

તે દિવસે એવું જ બન્યું. મેં ગોર્કીની વાર્તાઓનું વિખ્યાત અંગ્રેજ લેખક આલ્ડસ હક્સ્લીએ સંપાદન કરેલું પુસ્તક તાજેતરમાં વાંચ્યું હતું. એમાં એણે અમુક સચોટ વિધાનો કર્યાં હતાં. એક તો એ કે સાહિત્યમાં જાતીય પ્રલોભનોની સામે વિજય મેળવનાર વ્યક્તિઓ કરતાં પરાજય પામનાર વ્યક્તિઓની કથાઓ વધારે વાંચવા મળે છે કેમકે એવો વિજય ચીતરવો મુશ્કેલ હોય છે, ને પરાજયનું ચિત્રણ કલાયુક્ત બની જાય છે. એવી વિજય પામતી દોરાયેલી વ્યક્તિ કાં તો મૂઢ અથવા તો મૂર્ખ દેખાઈ આવે છે. ગોર્કીની અને બીજા સાહિત્યસ્વામીઓની વાર્તાઓનાં દૃષ્ટાંત આપીને તેણે એ વાત સિદ્ધ કરવા પ્રયત્ન કર્યો હતો.

મનેયે એની એ વાત ઠીક લાગી હતી—કદાચ એવાં પરાજયનાં ચિત્રણ કરવા મને વાર્તાઓમાં વિશેષ ફાવતાં હશે એ કારણેયે એ હોય! મારા મિત્ર નીલુભાઈને એની વાત પસંદ નહોતી પડતી—ખાસ કરીને પેલી મૂઢતા કે મૂર્ખતાવાળી વાત.

ચર્ચા જ્યારે ઉગ્ર બનવા માંડી ત્યારે નીલુભાઈ ઓચિંતા જ બોલી ઊઠ્યા:

'મારી સામે જુઓ જોઉં, બરોબર, ધારી ધારીને."

એને ને આ વાતને શો સંબંધ? પણ હું નીલુભાઈને ઓળખતો હતો. એમને આવા આવા અસંબંધી તુક્કાઓ દ્વારા પણ ચર્ચાતા મુદ્દાને સ્પષ્ટ કરતી વાત ઉપર આવવાની ફાવટ હતી. ને સૌથી મોટી વાત તો એ હતી કે એમને ઉગ્રતામાંથીયે હાસ્યની કમાન પકડી લેતા આવડતી.

મેં હસીને કહ્યું: 'તમે જોવા જેવા છો એટલે જોવામાં મને વાંધો નથી. આ જોયું લો.'

ખરેખર નીલુભાઈ આ સાઠ વર્ષની ઉમ્મરે પણ જોવા જેવા લાગતા હતા—એટલું માર્દવ અને એટલું સૌંદર્ય તેમના મુલાયમ ચહેરા ઉપર પથરાયેલું હતું.

'હું તમને મૂઢ જેવો કે મૂર્ખ જેવો લાગું છું?'

'તમે વાર્તામાં દોરાયેલી વ્યક્તિ છો?' મેં હસીને સામું પૂછ્યું.

'એ તો તમારામાં તાકાત હશે ને તમે દોરી શકશો તો બની શકીશ. પણ...'

'પણ શું?'

'પણ એમ કે એમાં પ્રલોભનો અમનેયે નડ્યાં છે ને મૂઢ કે મૂર્ખ ન દેખાતા હોવા છતાંયે એમાંથી અમે પાર ઊતરી આવ્યા છીએ.'

ચર્ચા ચર્ચાને ઠેકાણે રહી ને મારો જીવ વાતમાં પરોવાયો; નહિતર હક્સ્લી ક્યાં કહેતો હતો કે એવાં પ્રલોભનો સામે વિજય પામનાર માણસો મૂઢ કે મૂર્ખ હોય છે? એ તો માત્ર કથામાં નિરુપવા જતાં...પણ એ મુદ્દો ઊભો ન કરતાં મેં આતુર કંઠે પૂછ્યું.

'તમને વળી એવું કયું પ્રલોભન નડ્યું હતું, નીલુભાઈ?'

'કેમ, તમને નડ્યું હતું એટલે? અમે નથી શું પ્રલોભન અમારી સામે આવે એવા?' ને હું હસ્યો એટલે એમણે ઉમેર્યું. 'ને એયે આજની ક્યાં વાત છે? હું પચીસ વર્ષનો હોઈશ, છેક ત્યારની વાત છે.'





અત્યારે આટલા બધા આકર્ષક લાગતા નીલુભાઈ એ ઉંમરે તો કેવા લાગતા હશે એની કલ્પનાએ હું ચડી ગયો. તેમણે વાત શરૂ કરી. હવે તે રંગમાં આવી ગયા હતા. અમારી વચ્ચેની નૈસર્ગિક સમતુલા પાછી સ્વસ્થાને આવી ગઈ હતી. એમણે વાતો કહેલી મારે એકધ્યાને સાંભળવી, એ સમતુલા !

'ત્યારે મારી ઉંમર પચીસ વર્ષની. હું દેખાવે ત્યારે સરસ લાગતો હતો એમ કહીશ તો એમાં અભિમાનની માત્રા ભળેલી હશે, પણ અસત્યની તો નહિ જ. ને વળી શોખીન પણ હતો. સરસ કપડાં, સરસ સિલાઈ, થોડી ઘણી સુગંધીનો એના ઉપર છંટકાવ, અને આનંદી સ્વભાવ માટે એ દિવસોમાં મિત્રોમાં હું જાણીતો હતો.

એ વખતે અમે અંધેરીમાં રહેતા. મોટું એવું જૂની ઢબનું એ મકાન હતું. નીચે, ઉપર અને એનીયે ઉપર એમ બધા માળ અમે જ વાપરતા. કહેવાય આટલા બધા માળ પણ વાપરવાની જગ્યા તો અંદર થોડી જ હતી. ઘર ઊંચું વિસ્તરેલું હતું —આડું નહિ, એટલે ઓરડાઓ બહુ જ થોડા હતા. નીચે તો માત્ર એક પરસાળ જેવો ઓરડો હતો. અને ઓસરીમાં થોડે દૂર નાહવાની ઓરડી હતી. ઓરડીથી જરા આઘે પાણીનો નળ અને ચોકડી હતાં. વાસણકૂસણ ત્યાં ધોવાતાં. નાહવા માટે ઘરનાં બધાં માણસોએ નીચેથી નાની ઓરડીમાં જ આવવું પડતું, કેમકે પરસાળનો ઓરડો તો તેમાંથી પસાર થવા સિવાય બીજા કશા કામમાં આવે એવો હતો નહિ.

ઘરમાં ત્યારે અમે ત્રણ જ માણસો રહેતાં—હું, મારા મોટાભાઈ તથા ભાભી. મારી પત્ની ત્યારે પિયેર ગઈ હતી.

ત્યારે મારે મિત્રો ઘણા હતા, ને તે બધા મને ખૂબ ચાહતા. એમાંના એકને રંગૂન નોકરી માટે જવાનું નક્કી થયું. ત્યાં જતાં પહેલાં થોડા દિવસ મારી સાથે ગાળવા તેને ઇચ્છા થઇ. પછી વર્ષો પછી કોણ જાણે ક્યારે મળાય? સહર્ષ મેં એ ઇચ્છાને આવકારી ને તેને અમદાવાદથી મુંબઈ બોલાવી લીધો. તેની પત્ની સહિત તે તરત આવી પહોંચ્યો.

સરસ માણસ હતો એ—જુવાન, સુંદર સશક્ત. તેની પત્ની તો તેનાથીયે અનેકગણી સુંદર હતી ને તંદુરસ્ત તો એવી કે એના મોં ઉપર લાલ ચણોઠી જેવું લોહી આખો વખત ઘુમરાતું જ હોય. હસમુખી ને મળતાવડી પણ ખૂબ જ. એની સાથેનો મારો પરિચય નવો હોવા છતાં, બે કે ત્રણ દિવસમાં જ, જાણે એની સાથે પણ મારે વર્ષોજૂનો પરિચય હોય એટલો નિકટ હું આવી ગયો. દસ બાર દિવસ ખૂબ આનંદથી અમે સાથે ગાળ્યા.

એક દિવસ મારો એ દોસ્ત કંઈક વહેલો બહાર નીકળી ગયો હતો, મોટાભાઈ પણ ઘરમાં નહોતા, ને મારે પણ કંઈક વહેલું ઓફિસે જવાનું હતું. ઝટપટ નાહી ધોઈ ચાલી હું સડસડાટ નીચે ઊતરી ગયો.

ઓરડી આગળ જાઉં તો તે અંદરથી બંધ હતી. મારે ઉતાવળ હતી એટલે એ ઊઘડવાની રાહ જોયા સિવાય હું તો સીધો નળ ઉપર નાહવા બેસી ગયો.

ઉનાળાના એ દિવસો હતા. નળમાંથી ધસી આવતું ઠંડું પાણી શરીર ઉપર આહ્લાદક અસર પેદા કરતું હતું. સ્નાન કરવામાં અદ્ભુત આનંદ આવતો હતો. એ આનંદ આપોઆપ ગીતદ્વારા મારા કંઠમાંથી વ્યક્ત થવા લાગ્યો.

બે ચાર મિનિટ એમ જ વહી ગઈ. માથે શીતળ જલ આહ્લાદ વર્ષાવી રહ્યું હતું, અને કંઠ ગીત વહાવી રહ્યો હતો. જાણે કલાકો સુધી આમ ને આમ ન લાજ કરીએ એવું મન થયા કરતું હતું. ત્યાં પેલી નાહવાની ઓરડીમાં ખખડાટ થયો અને મારું ધ્યાન એ તરફ દોરાયું.

નાહવાની ઓરડીનું બારણું ઉઘાડ્યું. અંદર પેલી મારા મિત્રની પત્ની—ઊભી હતી. ઉઘાડા બારણાંની વચ્ચે જાણે એક પૂતળી ન ગોઠવાઈ ગઈ હોય? તેના મુખ પર એક સ્મિત રમતું હતું અને

તે મારી સામે ધારીને જોઈ રહી હતી. હું તો જાણે સ્વપ્ન ન જોતો હોઉં તેમ એક પળ તો ફાટી આંખે તેને જોઈ રહ્યો. કારણ......

'કારણ......' પળ એક ગૂંચવાતા, મારા સામે જોઈ રહેતાં નીલુભાઈ બોલ્યા ! 'કારણ કે તે તદ્દન નગ્ન હતી.'

'હેં ?' મારાથી ચીસ પાડતો હોઉં તેમ બોલાઈ ગયું.

'તદ્દન નગ્ન, ને અદ્ભુત સુંદર!' નીલુભાઈ બોલ્યા. 'ભરેલી, ઊંચી, તંદુરસ્ત, સફેદ દૂધ જેવી છતાં લાલ ચટક લોહીથી ધબકતી તેની કાયા કોઈ એવું અદ્ભુત દૃશ્ય ઊભું કરતી હતી કે પળવાર તો હું સ્તબ્ધ બની એની સામે જોઈ જ રહ્યો. ને... શું કહું? હું પરણેલો હતો ને મારી પત્ની પણ અસુંદર તો નહોતી જ છતાં અવસના સ્ત્રી આટલી બધી અદ્ભુતરીતે સુંદર હોઈ શકે એનો આ સ્ત્રીને આ રીતે જોયાં પહેલાં મને કદી ખ્યાલ પણ નહોતો આવ્યો.

પળ એક તે એમ ઊભી રહી ને હું બેભાન જેમ એને જોતો રહ્યો. પણ બીજી જ પળે મૂર્છા ઊતરી ગઈ અને મને ભાન આવ્યું. અંગેઅંગમાં હું ધ્રૂજી ઊઠયો અને મારી આંખ આપોઆપ મીંચાઈ ગઈ. શું કરી રહ્યો હતો હું? એ મારી મિત્રપત્ની હતી. ને મનેયે પત્ની હતી! જાણે કશું જોયું કે જાણ્યું ન હોય તેમ હું તો ફરી પાછો અંગ ઉપર જલની ધારા ઝીલી રહ્યો અને ગીતાજીના શ્લોકો મોટેથી રટવા લાગ્યો. થોડી વાર એમ મીંચેલી આંખો સહિત જ હું ગીતાજીનું રટણ કરતો રહ્યો અંતે જ્યારે મેં આંખ ઉઘાડી ત્યારે સામે કોઈ જ નહોતું. અનિચ્છિત દુઃસ્વપ્નની જેમ પેલી સુંદરી અલોપ થઈ ગઈ હતી અને મારે માથે પુષ્પધારા જેવું શીતળ જળ વર્ષી રહ્યું હતું.

હું ઉપર તો ગયો પણ આ અનુભવ મનને એટલો બધો કલેશકર લાગતો હતો કે મનમાં થતું હતું કે ગમે તેમ કરી જલદી જમી પરવારી પેલીની નજરમાં આવ્યાં પહેલાં જ હું મારી ઑફિસે ચાલ્યો જઈ શકું તો સારું. તો એને પણ સંકોચનું કારણ રહે નહિ. પળ એકની ઉન્માદાવસ્થામાં પોતે જે કરી બેઠી એને માટે એયે બિચારી હવે શરમાઈ રહી હશે!

ભાભી રસોઈ કરતાં હતાં, હું તરત તેમની પાસે પહોંચ્યો અને જલદી જવું છે કહી તૈયાર હોય તે મને પીરસી દેવા કહ્યું. પેલી, મેં તેમને કાઢી આપેલ ઉપરના માળની મારી ઓરડીમાં હજી તૈયાર થતી હશે એમ માની મારા મને થોડી નિરાંત અનુભવી. પણ ભાણામાં હજી કંઈ પણ પીરસાય તે પહેલાં તો એ આવી પહોંચી. ધોબીનાં ધોએલ સ્વચ્છ કપડાં તેણે પહેર્યાં હતાં અને તાજા ધોયેલ વાળ તેના ખભા અને પીઠ પર લટકી રહ્યા હતા. આવતાં વેંત ભાભીના હાથમાંથી તેણે રસોઈનાં અને પીરસવાનાં સાધનો ખેંચી લીધાં: "તમે સવારનાં કામ કર કર કર્યા કરો છો તે અમે શાં કામનાં? હું જ નાના ભાઈને પીરસું છું. તમે તમારે જરા આરામ કરો," કહીને મીઠાશપૂર્વક તેણે ભાભીને રસોડાની બહાર ધકેલી દીધાં.

જાણે થોડી ક્ષણો પહેલાંનો પ્રસંગ બન્યો જ ન હોય એ રીતે, જરા પણ સંકોચ કે ક્ષોભ વગર, અત્યંત ભાવ અને આગ્રહપૂર્વક એ મને પીરસવા લાગી. મારી શરમ ને સંકોચનો પાર ન રહ્યો. જેમ તેમ બેચાર કોળિયા મેં પેટમાં પધરાવી દીધા, ને ભાત માગ્યો.

એ સમયે, મારા સામે મીઠું હસી, આમંત્રણનો ભાવ મુખ પર દર્શાવી. કંઈક બહાનું કાઢી ભાભીને બોલાવી તે ઊઠી ગઈ ને સડસડાટ દાદરો ચઢી ગઈ ભાભીએ પીરસેલો ભાત થોડો ઘણો ખાઈને હું થાળી ઉપરથી ઊઠી ગયો; ઑફિસે જવાનું મને મોડું થતું હતું છતાં બાજુના ઓરડામાં, થોડી વાર સુધી, મેં આમ તેમ આંટા માર્યા. મારા ઑફિસ જવાનાં કપડાં ઉપરના માળની મારી ઓરડીમાં પડ્યાં





હતાં અને આ અનુભવ પછી ઉપર જવાની મારી હિંમત નહોતી ચાલતી. વિફરેલી પ્રગલ્ભ એ નારી કોણ જાણે શું યે......

પણ ઉપર ગયા સિવાય છૂટકોયે નહોતો. કરવું શું? આખરે મને ઉપાય સૂઝી ગયો. ભાભીને બોલાવ્યાં ને ઉપરથી મારાં કપડાં વગેરે નીચે લાવી આપવા કહ્યું. ભાભી આશ્ચર્યમાં પડી ગયાં. મને ઉપર જતાં શું થતું હતું? પેલી એકલી હોય તેથી શું થઈ ગયું? એ હવે કયાં બહારની હતી? મારે તો એ નાની બહેન જેવી જ ગણાય એમ બધાંથી શરમાતા રહેવાથી તો કંઈ આરો ન આવે, વગેરે ઘણી રકઝક તેમણે મારી સાથે કરી. પણ હું એકનો બે ન થયો અને એમને મારી એકે દલીલ ગળે ન ઊતરી. આખરે થાકી, કંટાળી, મેં મારું ઉપર ન જવાનું કારણ એમને સમજાવ્યું. એ તો મારી ઉપર ગુસ્સે થઈ ગયાં.

"ગાંડા થયા છો, નાના ભાઈ? સપનું જોયું કે શું? એવું કોઈ સ્ત્રી ન કરે."

"પણ હું ગાંડોયે નથી થયો ને મેં કોઈ સપનુંયે નથી જોયું, પછી શું?"

"તો કંઈક ભ્રમણા થઈ ગઈ હશે, તમારા મનમાં."

'તમે જુઓ તો ખરાં. તમે ઉપર જશો એટલે તમનેયે ખાતરી થઈ જશે મને ભ્રમણા થઈ છે કે મારી વાત સાચી છે એની." મેં કહ્યું.

ભાભી દાદરો ચડયાં એવાં જ સડસડાટ નીચે ઊતરી આવ્યાં. ઘણા તિરસ્કાર, દુઃખ, વિષાદ, જાણે અપમાન થયું હોય તેવા ભાવ તેમના ચહેરા ઉપર છવાઈ ગયા હતા.

"તમારી વાત સાચી હતી, નાનાભાઈ." તેમણે કહ્યું.

"તો મારી એક આટલી વિનંતિ માનજો," મેં કહ્યું: એ લોકો અહીં રહે એટલા દિવસ તમે ઘરમાં જ રહેજો અને કોઈને યે આ વાતનો જરા જેટલો પણ ખ્યાલ આવવા દેતાં નહિ. પેલાની બિચારાની નહિતર, જિંદગી બગડી જશે'

"પણ આટલા બધા નફફટવેડા..." ભાભી બબડતાં હતાં.

"જાતજાતનાં માણસો હોયને ભાભી, દુનિયામાં!" હું એમને માંડ આશ્વાસન આપી શકયો

પણ થોડા દિવસો મારી જોડે રહીને એ લોકો જયાં સુધી છેવટની વિદાય લઈ ન ગયાં ત્યાં સુધી હું તો મનમાં ને મનમાં ફફડતો જ રહ્યો.

"બોલો જોઉં હવે!" નીલુભાઈએ વાત પૂરી કરતાં પૂછયું: 'હું મૂઢ હતો કે મૂર્ખ હતો કે શું હતો?'

"મર્દ હતા." મેં ઉત્સાહપૂર્ણ આદરથી કહ્યું:

"પેલીએ તો કોઈને મોંએ કહ્યું હતું કે હું મર્દમાં નહોતો." નીલુભાઈ હસ્યા.

"એ તો એમ જ કહેને!" મે કહ્યું: "પણ તેથી હકીકતની પેલી વાત કંઈ ટળી નથી જતી, હોં!"

"એને ટાળવી એ તમારા જ હાથમાં છે." નીલુભાઈએ કહ્યું.

"શી રીતે?"

"મારી આ વાત લખીને, એમાં મને મૂઢ કે મૂર્ખ જેવો ન ચીતરી બતાવીને."

"એવી મારી શકિત તે કયાંથી હોય? પણ આ વાત તો હું લખીશ જ—તમે તેમાં ગમે તેવા ઊપસી આવશો 'તોયે!"

ને એમને આદરપૂર્વક નમસ્કાર કરીને હું તેમનાથી છૂટો પડયો.

★

વસુબંધુ

છેલ્લા ત્રણેક માસથી બંધ રહેલી આ લેખમાળા ફરી વાચકોની સામે આવી ખડી થાય છે. એ ગાળામાં અનેક વાચકોના પૃચ્છાભર્યા પત્રો એની લોકપ્રિયતા સાબીત કરે છે. આ આખી લેખમાળાની મૌલિક વિચારસરણી અને એની રજૂઆત ભલભલા વિદ્વાનોને પણ શીખાઉ વિદ્યાર્થી જેટલા રસપૂર્વક આકર્ષી રાખે છે. અને એનું આખું મધ્યબિંદુ તો આપણા યુગનું જ છે ને?

## પ્રકરણ ૧૬ મું
## ગાંધીધર્મ

**सत्यात् नास्ति परो धर्मः।**

( સત્યથી મોટો ધર્મ બીજો કોઇ નથી. )

વાવ સારી કુવા સોથી, યજ્ઞ સો એ સુવાવથી;
સો યજ્ઞોથી ચડે પુત્ર, સત્ય સો એ સુપુત્રથી.

—મહાભારત

સેંકડો લેખકોએ મહાત્માજીની સરખામણી બુદ્ધ અને ખ્રિસ્ત સાથે કરી છે. બુદ્ધ, ખ્રિસ્ત અથવા મહાવીરની વચમાં મુકાયેલી મહાત્માજીની મેં હજારો છબીઓ જોઈ છે.

છતાંય આ સરખામણી કદી મારે ગળે ઉતરી નથી.

કારણ?

કારણ એટલું જ કે ગાંધીધર્મ એ કોઈ નવો ધર્મ નથી. એ તો માત્ર પ્રાચીન હિંદુધર્મનો એક અર્વાચીન સંપ્રદાય છે. અને જગતના ઇતિહાસમાંથી નવા ધર્મનો જમાનો ક્યારનો ય પૂરો થઇ ગયો છે. એટલે બે–અઢી હજાર વર્ષ ઉપર થઇ ગએલા બે ધર્મસ્થાપકો સાથે એક અર્વાચીન ધર્મસુધારકની સરખામણી એ કેવળ ઉપરચોટિયા સરખામણી છે.

માનવ ઇતિહાસમાંથી મહાકાવ્યોનો યુગ પૂરો થયો છે. હવે નવાં રામાયણ, મહાભારત ને ભાગવત, ઇલીયડ, ઓડીસી ને શાહનામા નહીં લખાય,

'જર, જમીન ને જોરૂ એ ત્રણ કજીયાનાં છોરૂં' આ જૂની કહેવતને આ જમાનામાં બદલવી પડશે. કેવળ એક સ્ત્રી માટે, આખી પ્રજાઓ ને પ્રજાઓ યુદ્ધના અગ્નિકુંડમાં આ જમાનામાં નહિ હોમાય. સીતા, દ્રૌપદી, હેલન અને પદ્મિની માટે હવે માનવજાત લોહિયાળ યુદ્ધો નહીં લડે.

એ જ રીતે હવે જગતના ઇતિહાસમાં નવા ધર્મો નહીં સ્થપાય. હિંદુ, મુસ્લિમ, બૌદ્ધ, જૈન, જરથુસ્તી, ખ્રિસ્તી, યહુદી અને શીન્ટો ધર્મની સાથે બેસી શકે એવો નવો ધર્મ સ્થાપવાની હવે લેશમાત્ર શકયતા રહી નથી.

આ યુગમાં ધર્મ એ એક પ્રબળ સર્જકબળ રહ્યું નથી. એનાથી માનવીની કલ્પના ઉત્તેજીત થતી નથી. એની પ્રેરણાથી મહાકાવ્યો રચાતા નથી. મંદિરો, મસ્જિદો ને સ્તુપોમાં માનવીની ઉત્તમોત્તમ સર્જકશક્તિ ઠલવાતી નથી. ધર્મની ધજા હેઠળ અસરકારક સંગઠન થઈ શકતું નથી. ધર્મના રક્ષણ માટે કરોડો લોકો પોતાના જાનની કુરબાની કરતા નથી. સર્જન અને વિનાશ, સંસ્કૃતિ અને વિકૃતિ ધર્મને કેન્દ્રસ્થાને રાખીને ઘૂમતાં નથી. જગતની બધી અર્વાચીન સંસ્કૃતિઓ ધર્મ અને મોક્ષને પડતાં મૂકીને અર્થ અને કામની સાધના કરી રહી છે. માનવ ઉત્ક્રાન્તિમાં ધર્મે પોતાનો ભાગ ભજવી લીધો છે. હવે એનું સ્થાન વિજ્ઞાને લીધું છે. માનવ સંસ્કૃતિની બાલ્યાવસ્થામાં જે ધર્મ અત્યંત મહત્વનો હતો, એનું મહત્વ દિનપ્રતિદિન ઘટી રહ્યું છે.

એટલે મહાત્માજી જેવા એક અર્વાચીન સંતની બે પ્રાચીન ધર્મસ્થાપકો સાથે સરખામણી કરવી યોગ્ય નથી.

કાલભેદ ઉપરાંત પણ બુદ્ધ અને ખ્રિસ્ત ને મહાત્માજી વચ્ચે ઘણા મહત્વના અને મૌલિક તફાવત છે.

બુદ્ધ અને ખ્રિસ્તે નવો ધર્મ સ્થાપ્યો. મહાત્માજીએ કેવળ જૂના હિંદુધર્મની મરામત અને સાફસૂફી કરી.

બુદ્ધના ૮૦ વર્ષના લાંબા જીવનકાળ દરમ્યાન એમનો ધર્મ એ માત્ર એક ગંગાકિનારાનો મામુલી ધર્મ રહ્યો. એને અશોકે વિશ્વધર્મ બનાવ્યો.

ખ્રિસ્તને પોતાના જીવનકાળ દરમ્યાન માત્ર બાર જ અનુયાયીઓ મળ્યા.

જ્યારે મહાત્માજીએ પોતાની હયાતી દરમ્યાન જ કરોડો માણસોને મોઢે 'મહાત્માગાંધીની જય' સાંભળી.

આ હકીકત ઉપરથી કૃપાલાની અને કાલેલકર જેવા ગાંધીધર્મના ભાષ્યકારો એવો અર્થ ઉપજાવે છે કે મહાત્માજીને એમની હયાતી દરમ્યાન જ કરોડો અનુયાયીઓ મળ્યા હોવાથી તેઓ બુદ્ધ અને ખ્રિસ્ત કરતાં પણ મહાન છે!

આ અર્થ ઉપજાવતી વખતે બે મહત્વની હકીકતો ભૂલી જવામાં આવી છે.

આ જગતમાં જે ધીમે ધીમે બંધાય છે, તે ધીમેધીમે તૂટે છે. ઝડપથી બંધાયેલું ઝડપથી વીંખાય છે.

બુદ્ધ અને ખ્રિસ્તના ધર્મો ધીમેધીમે બંધાયા તો તો એ બે મહાપુરુષોનો પડછાયો ઇતિહાસની પગદંડી પર બેથી અઢી હજાર વર્ષ થયાં પથરાતો જ જાય છે. એની સરખામણીમાં ગાંધીધર્મ ઝડપથી બંધાયો, સડયો, અને ઝડપથી લુપ્ત થવા લાગ્યો છે. કદાચ આવતી પેઢી પાસે ગાંધીના નામ સિવાય એનું બીજું કોઈ જ જીવતું જાગતું સ્મારક નહિ રહે.

મહાત્માજીને અસંખ્ય અનુયાયીઓ મળ્યા એ વાત સાચી. પણ એમાં સાચા શિષ્યો કેટલા અને બગભગતો કેટલા! બૌદ્ધધર્મ અને ખ્રિસ્તી ધર્મમાં પોતાના ધર્મના પ્રચાર માટે, અખૂટ શ્રદ્ધાથી ઝઝુમનારા, અને વિધર્મીઓ અને વિષમ પરિસ્થિતિએ લાદેલી ભારેમાં ભારે શારીરિક અને માનસિક યાતનાઓને ઘોળીને પી જનારા જે અસંખ્ય ધર્મવીરો સર્જાયા, એની સરખામણીમાં ગાંધીધર્મે કેટલા ધર્મવીરો સર્જ્યા? અરે! બૌદ્ધ અને ખ્રિસ્તી ધર્મની વાત પડતી મૂકો. ખોબા જેવડા શીખધર્મને પોતાનું અસ્તીત્વ ટકાવવા માટે જે ભારે અને ભયંકર ભોગો આપવા પડયા, એની સરખામણીમાં ગાંધીધર્મે શો ભોગ આપ્યો?

હવે આ પ્રશ્નને બીજી રીતે જોઈએ. બૌદ્ધધર્મ અને ખ્રિસ્તીધર્મ બન્નેએ તદ્દન નાની શરૂઆતમાંથી ધીમેધીમે આગળ વધી વિશ્વધર્મની મહત્તા પ્રાપ્ત કરી. જ્યારે મહાત્માજીની પાછળ સદીઓના ધાર્મિક પુરુષાર્થનો સમૃદ્ધ વારસો હોવા છતાંય, મહાત્માજીના અવસાન પછી પણ ગાંધીધર્મ રાષ્ટ્રધર્મ બની શકયો નથી. પાકિસ્તાને એને વિચાર અને વ્યવહારમાં સદાય તુચ્છકાર્યો છે.

મહાત્માજીના પુરુષાર્થથી હિંદુજાતિનો હ્રાસ રોકી શકાયો નથી. હિંદુઓની સંખ્યા દિનપ્રતિદિન ઘટતી જાય છે. હિન્દુ સંસ્કૃતિના સીમાડા વિસ્તરવાને બદલે ઉલટપક્ષે સંકોચાયા છે.

બુદ્ધની અહિંસા એક વીર્યવાન પ્રજાનું ભૂષણ હતું. ગાંધીની અહિંસા એક હતવીર્ય પ્રજાનું ઢાંકણ હતું.

બુદ્ધ અને ખ્રિસ્તને રાજકારણ સાથે કશી લેવાદેવા નહોતી. મહાત્માજી મહાન મુત્સદી હતા.

સનાતન હિંદુ ધર્મના વેદથી વર્ણાશ્રમ સુધીના ધર્મસંસ્કારોને બુદ્ધે પડકારીને નવું ધર્મસ્થાન કર્યું હતું. મહાત્માજીએ એ સૌ સંસ્કારોને સ્વીકાર્યા, સંઘર્યા અને સંસ્કાર્યા.

મહાત્માજી સર્વદેશ અને સર્વકાળના સર્વશ્રેષ્ઠ પુરુષ છે, એ મહત્વની શોધ કરી કોણે? હિંદુઓએ!

એ એક નોંધપાત્ર હકીકત છે કે હજી સુધી એક પણ રાષ્ટ્રવાદી કે કોમવાદી, આ દેશના કે પરદેશના મુસ્લિમે એ હકીકત સ્વીકારી નથી કે મહાત્માજી મહમ્મદ પયગમ્બર કરતાંય મહાન પુરુષ હતા!

અને એ રીતે મહાત્માજીના ચુસ્તમાં ચુસ્ત ખ્રિસ્તી અનુયાયીઓ પણ કહે છે કે, આ જગતમાં પૂર્ણ પુરુષ તો એક જ અને તે ઈશુ ખ્રિસ્ત! બાકીના બધા અપૂર્ણ માનવીઓ. એ બધામાં ઈશુની વધુમાં વધુ નજદીક ગાંધી, એટલા પૂરતો જ એ વંદ્ય.

એવું ને એવું બીજા ધર્મોનું.

મહાત્માજીને હિંદુઓ પ્રિય હતા. હિંદુઓ માટે મહાત્માજી પૂજ્ય હતા. એટલે જેમ યુદ્ધસમયે અંગ્રેજ પ્રજા પોતાના તારણહાર ચર્ચિલને, અમેરિકનો રૂઝ-

વેલ્સને અને રશિયનો સ્ટેલિનને જગતના સર્વશ્રેષ્ઠ પુરુષો માને એ રીતે હિંદુઓ મહાત્માજીને પણ એ જ સ્થાન આપે એ સાવ સ્વાભાવિક છે. પ્રચારપૂરતી આ ઉપમા બરાબર છે, પણ એમાં ઐતિહાસિક તથ્ય નથી.

બુદ્ધ, ઈશુ ને ગાંધીની આધ્યાત્મિક ઊંચાઈ માપવાનો આપણી પાસે કોઈ સર્વમાન્ય માનદંડ ના હોવાથી, આપણે જો ઇતિહાસ તરફ વળીએ તો જ મહાત્માજીની સંત તરીકે કોની સાથે સરખામણી કરી શકાય એનો આપણને સ્પષ્ટ ખ્યાલ આવે.

આપણે આગળ જોઈ ગયા કે ગુપ્તયુગના અંત પછી હિંદુ સંસ્કૃતિ ભવિષ્યાંધ થઈ ગઈ. એટલે શંકરયુગમાં એ ભૂતકાળને અનુસરી, ઈસ્લામયુગમાં ઈસ્લામને અને બ્રિટિશ યુગમાં ઈંગ્લૅન્ડને. ત્યારપછી દર સદીએ હિંદુઓની મૌલિકતા ને સર્જકશક્તિનો હ્રાસ થવા માંડ્યો. અને એમની પ્રજાકીય ઈચ્છા-શક્તિ તૂટતી ચાલી.

ઈસ્લામયુગમાં ઈસ્લામી સંસ્કૃતિનું આગ અને તલવારની સંસ્કૃતિમાંથી શાંતિ અને સંસ્કારની સંસ્કૃતિમાં જેમજેમ રૂપાંતર થવા માંડ્યું, તેમતેમ હિંદુ સંસ્કૃતિએ ભક્તિ માર્ગના રૂપમાં એનો પડઘો પાડવા માંડ્યો, ઈસ્લામના પ્રાન્તોત્ક્રાન્તિના કાળમાં શરૂ થએલી નરસિંહ–મીરાંની વૈષ્ણવ સંતશ્રેણીનું શિખર ઈસ્લામના રાષ્ટ્રોત્ક્રાન્તિના યુગમાં મહાત્મા તુલસીદાસમાં આવ્યું.

બીજી બાજુ જેમ જેમ ઈસ્લામી સંસ્કૃતિની પડતી શરૂ થઈ, તેમતેમ હિંદુ સંસ્કૃતિનો પણ વિનિપાત થવા માંડ્યો ઈસ્લામના અધઃપતન સાથે જ મહાત્મા તુલસીદાસ, સંગીતશિરોમણિ સ્વામી હરિદાસ, સુરદાસ ને રામદાસની વિશુદ્ધ ભક્તિનું સ્થાન શૃંગારના અતિરેકવાળી પ્રેમલક્ષણા ભક્તિએ લીધું અને વૈષ્ણવોની હવેલીઓમાં ગોસ્વામીઓ પોતાને કૃષ્ણનો અવતાર મનાવી પોતાની પાખંડી પોપલીલા ચલાવવા લાગ્યા.

એ જ રીતે મરાઠાયુગમાં બીજી હિંદુ પ્રતિક્રાન્તિને પરિણામે શુષ્ક બનેલી હિંદુ સંસ્કૃતિ અંગ્રેજોની છત્રછાયા હેઠળ નવપલ્લવિત થવા માંડી. અને રાજા રામમોહનરાયથી શરૂ થએલા ધર્મપ્રવાહનું મોટામાં મોટું મોજું મહાત્મા ગાંધીની ધર્મસાધના દ્વારા વ્યક્ત થયું. પણ જ્યાં બ્રિટિશ સંસ્કૃતિની અધોગતિ શરૂ થઈ, ત્યાં ગાંધીધર્મની પણ ક્રમશઃ અધોગતિ થવા માંડી, અને એનો અંત કેવલી ગાંધીભક્તિમાં અને નગ્ન સ્વાર્થવૃત્તિ ને સત્તાલોલુપતામાં આવી રહ્યો છે.

એટલે મહાત્મા ગાંધીની સંત તરીકેની સૌથી વધુ યોગ્ય સરખામણી મહાત્મા તુલસીદાસ સાથે જ થઈ શકે. બન્ને મહાપુરુષો હિંદુ પ્રજાની શક્તિઓ અને અશક્તિઓનું ઉત્તમોત્તમ ઉદાહરણ પૂરું પાડે છે.

એક મોગલશાંતિનું સંતાન. બીજા બ્રિટીશશાંતિનું બાળક. એકે શહેનશાહ અકબરની છત્રછાયા હેઠળ પોતાનો આત્મવિકાસ સાધ્યો. બીજા મહારાણી વિક્ટોરીયાના શિરછત્ર હેઠળ ફૂલ્યાફાલ્યા. એક ભક્તિયુગનું શિખર. બીજા કર્મયુગનુ શિખર. જેમ મહાત્મા તુલસીદાસ રામ અને રહીમનો સમન્વય કરવામાં નિષ્ફળ નીવડ્યા તેમ મહાત્મા ગાંધીજી રેંટિયા અને રેડિયાનો સમન્વય કરવામાં એટલા જ નિષ્ફળ નીવડ્યા. એકે પોતાની "રામચરિત માનસ"ની અમર સિદ્ધિ આપી, તો બીજાએ પોતાની પ્રજાને સ્વરાજ્યની અમૂલ્ય સિદ્ધિ અર્પણ કરી.

પણ સામેથી કદાચ એમ દલીલ કરવામાં આવે કે તુલસીદાસ રાજપુરુષ નહોતા, જ્યારે મહાત્માજી તો રાજપુરુષ હતા, એટલે બન્નેની સરખામણી બરાબર નથી. એનો વિગતવાર જવાબ આપણે ગાંધીયન રાજકારણમાં ચર્ચીશું. પણ જ્યાં સુધી ધર્મને લાગેવળગે છે, ત્યાં સુધી મહાત્માજી, ઈશુ કે બુદ્ધ કરતાં તુલસીદાસને વધુ મળતા આવે છે.

તુલસીદાસે "ભાગવત" પછી હિંદુ પ્રજાને "રામચરિત માનસ"ના રૂપમાં મોટામાં મોટો ધર્મગ્રંથ આપ્યો ત્યારપછી ચાર સદી પછી, બ્રિટીશ શાંતિના ફળ તરીકે, અરવિંદ ઘોષે "Life Divine"–"દિવ્ય જીવન"ના રૂપમાં એવો જ એક





અમર ધર્મગ્રંથ હિંદુ પ્રજાને આપ્યો.

મહાત્માજીનાં જન્મ, જીવન ને સિદ્ધિઓ પાછળ જે ઐતિહાસિક પૃષ્ઠભૂમિકા પડેલી છે, તેની સદંતર ઉપેક્ષા કરવાથી આપણે કેવી ભ્રામક વિચારસરણીઓના ભોગ બની બેસીએ છીએ, એના એકાદ બે દાખલા જોઈએ:—

શ્રી. મશરૂવાળા× હિંદુસ્તાનના ભવિષ્ય માટે કહે છે કે

"આ લખતાં મારા મનમાં માનવજાતિ વિષે નિરાશા નથી એટલું હું કહી દઉં. હિંદુસ્તાન માટે તો તેથીયે વધારે આશાવાન છું. ××××× આ કેવળ નિરાધાર આશાવાદ નથી. છેલ્લાં પચાસ સાઠ વર્ષમાં હિંદુસ્તાનમાં એક પછી એક ચડિયાતા નેતાઓની જે હારમાળા ઉત્પન્ન થઈ છે, તે પરથી હિંદુસ્તાનનું—અને સંભવતઃ તે દ્વારા માનવજાતિનું—વહાણ બરાબર દિશા તરફ રહેલું છે એમ મને જણાય છે. ગાંધીજી પછી પં. જવાહરલાલ તરફ આખું જગત આદર અને આશાની નજરે જુએ છે તે કાંઈ નિષ્કારણ નથી. એ ભગવાન શબ્દથી છેટા રહે એ કાંઈ મહત્વનું નથી, પણ એમની દ્રષ્ટિ સમગ્ર માનવકુળ પ્રત્યે આસ્થા અને સદ્‌ભાવથી ભરેલી છે, અને તે જ એમની ઉચ્ચતમ આધ્યાત્મિકતા છે."

ઉપરના ફકરામાં શ્રી. મશરૂવાળા "આર્યાવર્તના આધ્યાત્મિક સંદેશા"ને લગતી પુરાણી દંતકથાને ફરી પાછા નવા "ક્રાન્તિકારી" વેશમાં રજૂ કરે છે!

એ જે છેલ્લા પચાસ સાઠ વર્ષમાં થએલા નેતાઓની વાત કરે છે, એ મોટે ભાગે રાજકીય નેતાઓની વાત હોય એમ લાગે છે. આપણા રાષ્ટ્રવાદના યુગના અર્ધો ડઝન અગ્રગણ્ય રાજપુરુષોનો જ પ્રશ્ન લઈએ. મહાત્મા ગાંધીજી, પંડિત જવાહરલાલજી, સરદાર પટેલ, રાજાજી, રાજેન્દ્રબાબુ, અને મૌલાના આઝાદ આ છ આપણા અગ્રગણ્ય રાજપુરુષો. પણ બધાયનાં મૂળ વિક્ટોરિયન શાંતિમાં. એમના પછીની પેઢીને એમના કરતાં આગળ આવવાની અનેકગણી વધારે તકો મળી. છતાંય એ પેઢીમાં આ નેતાઓને ભુલાવે એવા કેટલા મહાપુરુષો પાક્યા?

એવું ને એવું ધર્મનું. રાજા રામમોહનરાયથી મહાત્મા ગાંધી સુધીના ધર્મસુધારકોની શ્રેણી આગળ ચલાવી શકે એવા કેટલા ધાર્મિક નેતાઓ વીસમી સદીમાં પાક્યા?

સરદાર પટેલે ભારત સ્વતંત્ર થયો પછી એક વખત કહ્યું હતું કે: "જો હિંદે ગુલામીમાં પણ મહાત્મા ગાંધી જેવો મહાપુરુષ પેદા કર્યો, તો એ સ્વતંત્ર થતાં અવશ્ય એમનાથી મોટા નેતાઓ પકવી શકશે." આપણો હજાર બારસો વર્ષનો અનુભવ એમનાં આ આશાવાદને નિરાધાર ઠરાવે છે. આપણો ઇતિહાસનો અનુભવ તો એમ કહે છે કે: 'હિંદુ સ્વતંત્ર થાય કે તુર્ત જ આપઘાત શરૂ કરે છે, એ પરતંત્ર હોય ત્યાં સુધી જ એનો કંઈક પણ આત્મવિકાસ થાય છે."

મોગલયુગનો કોઈ હિંદુ ફિલસૂફ ઇતિહાસની અવગણના કરીને એમ અવશ્ય કહી શકત કે, હિંદુસ્તાને જો ગુલામીમાં પણ તુલસીદાસ જેવા મહાન સાહિત્યકારો અને હરિદાસ જેવા મહાન સંગીતાચાર્યો ઉત્પન્ન કર્યા તો એ સ્વતંત્ર થતાં શું નહિ કરે?

બીજી હિંદુ પ્રતિક્રાન્તિથી હિંદુઓ સ્વતંત્ર થયા. મરાઠાઓના પીંઢારી રાજ્યમાં ઉપરના મહાપુરુષોને ભુલાવે એવા કેટલા મહાપુરુષો પાક્યા?

એટલે આધ્યાત્મિકતા વિષેની બડીબડી બાતો બાજુએ મૂકીએ, તો સીધીસાદી વાત તો એ છે કે ઇતિહાસે આપણને બ્રિટીશ સિંહને પૂંછડે બાંધ્યા, એટલે અંગ્રેજોની ઉન્નતિ સાથે આપણી ઉન્નતિ થઈ. અને અંગ્રેજોની અધોગતિ સાથે આપણી અધોગતિ થઈ રહી છે. આજની કોંગ્રેસની અધોગતિ એ બ્રિટીશ સામ્રાજ્યની અધોગતિનો પડઘો માત્ર છે. ટેમ્સને કિનારે બેઠેલો માણેકનાથ બાવો જેમજેમ સામ્રાજ્યની સાદડી ઉકેલતો જાય છે, તેમતેમ આપણો સ્વરાજનો કોટ પણ ઉકલી રહ્યો છે!

આવતે અંકે ગાંધીધર્મ વિષે વધુ

× "સમૂળી ક્રાન્તિ" પાન ૧૯૨



# સ ંગી ત – ગ્ર ં થો

ચૈ ત ન્ય દે સા ઈ

ભારતીય સંગીત માટે દેશેદેશે અને કાળે-કાળે એકરૂપ થઈને જે એની સત્યમત્તા રજૂ કરી છે એ આપણી પ્રાચીન ભારતીય સંગીતપ્રિયતા આપણને એના સંગીતજ્ઞો અને એમનાં મહામૂલા સંગીત–ગ્રંથોમાંથી જડી આવે છે ત્યારે જ સમજાય છે. ગયા માસના અંકમાં આવેલા આ લેખના પૂર્વાર્ધના અનુસંધાનમાં આ આખો લેખ એના લેખકની વિદ્વત્તાભરી સંશોધનવૃત્તિથી આપણને રસતરબોળ કરી મહાત કરી દે છે.

## પ્રાચીન ગ્રંથકારો બાબત પં. ભાતખંડેનો મત

શાર્ઙ્ગદેવની યાદીના "सदाशिवो शिवो" ब्रह्मा (શિવા એમ જોઈએ) વગેરે શ્લોકો આપી પં. ભાતખંડે એ મુદ્દાઓ કહે છે:—

(૧) આ ઉપરથી એમ માનવાનું નથી કે ઉપર ગણાવેલા બધા વાસ્તવિક સંગીત–લેખકો હતા.

(૨) અને પં. શાર્ઙ્ગદેવને તે બધા ગ્રંથો ઉપલબ્ધ હતા. (પણ એ તો નિઃશંક છે કે તેના વખતમાં એવા ઘણા ગ્રંથો હશે, કે જેમાંથી તેણે પોતાની ઉપયોગી સામગ્રી લીધી હોય. જુઓ:–ઉ. હિંદુસ્થાની સંગીતની સં. ઐતિહાસિક સમાલોચના— ગૂજરાત સાહિત્ય સભા, પૃ. ૨૦)

ઉપર ગણાવેલા બધાય સંગીતના ગ્રંથકારો શા માટે ન હોઈ શકે? 'બધાય' નહીં તો, પછી તેમાંથી કેટલા ટકા? આ બાબતનો મત બાંધવા માટે પંડિતજીએ કંઈ પ્રમાણ રજૂ કર્યું છે? પૌરાણિક દેવતાના જેવા શિવ અને બ્રહ્માના નામ જોઈ પંડિતજી ગગડી ગયા હશે અને તેમ થવું સ્વભાવિક પણ હતું! યાદીમાંથી કેટલાંક નામો પૌરાણિક લાગ્યા, આ કારણ તેમણે સાથે સાથે કહ્યું હોત, તો પંડિતજીના તર્કમાંનું સાહસ થોડું ક્ષમ્ય લાગત!

## શાર્ઙ્ગદેવ બાબત પં. ભાતખંડે

પોતાના ગ્રંથમાં શાર્ઙ્ગદેવે કેટલાક ગુંચવાડાભર્યા વિષયોનો નિર્ણય આપતાં આત્મવિશ્વાસ પ્રગટ કર્યો છે, છતાં પં. ભાતખંડે કહે છે:–" શાર્ઙ્ગદેવને પ્રાચીન સંગીત સમજાયેલું નહીં, પ્રાચીન અને તેના વખતના સંગીતનો તેણે ખીચડો બનાવ્યો છે, તે દાંભિક હતો" વગેરે (હિં. સં. પ. ૨/૪૭, ૪૯ વગેરે)

પણ શાર્ઙ્ગદેવે તો પોતાની લાયકાતને અને જ્ઞાનને વિશે પોતાના ગ્રંથમાં જ કેટલુંક કહી રાખ્યું છે. "નિઃશંક" એવી ઉપાધિ પોતાના નામ આગળ તે લગાડતો. સંગીતશાસ્ત્રમાંના પોતાના અધિકાર બતાવતા તેના કેટલાક ઉદ્‌ગારો નીચે મુજબ છે:-

शिवप्रसाद–संप्राप्त–निःसीम–ज्ञान संपदा।
.........शार्ङ्गदेवेन................ ॥–२
"निःशंकोऽत्र समाधत्ते। (६।३३७)
शार्ङ्गदेवेन निर्णीतम्। (२–२–१४८)
"निःशंकः शार्ङ्गदेवः" (५–२५२) વગેરે.

પ્રાચીન તથા પોતાના જમાનાનું સંગીત પ્રાચીન પરિભાષામાં શાસ્ત્રીય રીતે અને બહુ જ પદ્ધતિસર શાર્ઙ્ગદેવે આપેલ છે. પ્રાચીન સંગીતના એક પણ વિષયનો ઉકેલ કરવામાં આપણા વિદ્વાનો હજી સુધી સફળ થયા નથી, આ વાત પં. ભાતખંડેએ પોતે જ વારંવાર લખી છે, તો પછી જ્યાંસુધી પ્રાચીન સંગીતનો અર્થ આપણે સમજી શક્યા નથી, ત્યાંસુધી શાર્ઙ્ગદેવે કંઈ ભૂલ યા ગોટાળો કર્યો હશે, તો તે પણ આપણે સમજી શકવાના નથી અને ત્યાં સુધી શાર્ઙ્ગદેવ ઉપર તેવો આરોપ કરવો એ તો પોતાની ભૂલ માટે બીજાને દંડ કરવા જેવું થશે!

પ્રાચીન સંગીતનો મેં કરેલો ઉકેલ આગળ ઉપર વાંચકો સામે રજૂ કરીશ અને રત્નાકરે ગોટાળો કર્યો છે યા નથી, તેનો નિર્ણય પણ તે પછી કરી શકાશે.

## સ્વ. તેલંગના પ્રાચીન ગ્રંથકારો

"Ancient Sanskrit works on Indian Music" etc. (Calcutta Oriental Journal, March 1936) નામક લેખમાં સ્વ. મં. રા. તેલંગે પ્રાચીન ગ્રંથકારોની યાદીઓ આપી છે. તેમાં ૫

(૧) શિવ, બ્રહ્મા, પાર્વતી, રંભા, રાવણ, અને વાયુના નામો તેમણે ખસેડી લીધાં છે, તેનું કારણ ઉપરના જેવું જ હશે (૨) તેમણે ભટ્તંડુ અને નંદિકેશ્વર એમ બે નામ આપ્યા છે, જે વાસ્તવિક એક જ છે. (૩) ભરત ટીકાકારોએ નાન્યદેવનું નામ નાખ્યું છે, તે તેના 'ભરત–ભાષ્ય' ગ્રંથના નામ ઉપરથી હશે, પણ તેનો તે ગ્રંથ સ્વતંત્ર જ છે, અને શાર્ઙ્ગદેવે પણ નાન્યદેવની ગણના ગ્રંથકારોમાં જ કરેલી છે. (૪) ભરતના ટીકાકારોમાંથી કીર્તિધરને તેમણે બાદ કર્યો છે. ગ્રંથકારોમાંથી રાહલને પણ ભૂલી ગયા છે.

વળી તેમણે વિશ્વાવસુ, શાર્દૂલ આદિ મતંગોક્ત ગ્રંથકારોમાંથી (૧) વિશ્વાવસુ, તુંબરુ, નંદિકેશ્વર અને કશ્યપ એટલા ગ્રંથકારોને ભરત અને મતંગના વચ્ચેના સમયમાં નાખ્યા છે અને કારણમાં કહ્યું છે કે ઉપલા ગ્રંથકારોનો ઉલ્લેખ ભરતના ગ્રંથમાં નથી, જે ખોટું છે.

**રત્નાકર**ની આનંદાશ્રમ પ્રતિ સ્વ. તેલંગે જ શોધન કરેલી, તેમાં આવેલા નંદિ અને પાર્વતીના નામ તેમની નજરે ન ચઢ્યા! પછી ભરતની વાત જ શી? ભરત નાટ્યશાસ્ત્રની (ગાયકવાડ સિરીજ), તેમ જ મતંગ અને દત્તિલની પુસ્તકોની પ્રસ્તાવનાના આધારે તેમણે પોતાનો ઉક્ત લેખ બનાવી લીધો છે એમ લાગે છે, પણ ભ. ના. શા ની પ્રસ્તાવનામાં તંડુ–નંદિકેશ્વર નામોનો ખુલાસો છે, તે તેમણે વાંચ્યો નહીં!

રત્નાકર પ્રતિમાં "દુર્ગા શક્તિઃ" એવાં અલગ છાપેલાં નામ સ્વ. તેલંગે પોતાના લેખમાંની યાદીમાં જોડી એક કરી લીધાં છે, તે ઠીક થયું છે.

સ્વ. તેલંગે શુદ્ધ કરી છપાવેલ રત્નાકર (આનંદાશ્રમ) પ્રતિમાં ભાષાની અશુદ્ધિ થોડીક છે જ, પણ સંગીતની દૃષ્ટિથી કેટલીક મહત્ત્વની અશુદ્ધિ રહી છે. તેઓ સંસ્કૃતના સારા વિદ્વાન હતા, પણ ક્યારેક સંસ્કૃત ઉલટું ય વાંચી જતા! તેમણે પ્રાચીન શ્રુતિઓ, ૨૨ ને બદલે ૨૪ હતી એવો એક સિદ્ધાન્ત બેસાડેલો, અને સોમનાથના એક સીધા શ્લોકનો ઉલટો અર્થ કરી તેનો આધાર આ સિદ્ધાન્તને ટેકાવેલો!

ત્રીજા એક સંગીતના લેખક **પં. વાડીલાલ** પં. ભાતખંડેના શિષ્ય હતા અને **સંસ્કૃતના** પણ વિદ્વાન હતા સંગીત રત્નાકરના પહેલા બે અધ્યાયનું ગુજરાતીમાં ભાષાંતર કરી એમણે પ્રસિદ્ધ કર્યું છે. શરૂના શ્લોકોનું જ એવું રહસ્યભર્યું ભાષાંતર કર્યું છે કે શાર્ઙ્ગદેવનો બાપ કોણ હતો તેની પણ ખબર વાંચનારને ન પડે!

પં. વાડીલાલે રત્નાકરોક્ત ગ્રંથ નામાવલીના શ્લોકોનું ભાષાંતર કર્યું છે, તેમાં કેટલાક ગ્રંથકારોના નામ "સ્વાતિર્ગુણ" "પરમર્દિ સોમેશ" "જગદેકમહીપતિ" (જે વિશેષણ છે.) એવા આપ્યાં છે અને "વ્યાખ્યાતાર" એવો પણ એક ગ્રંથકાર ગણી કમાલ કરી નાખી છે! (વ્યાખ્યાતાર એટલે ટીકાકાર).

## પાર્શ્વદેવોક્ત પ્રાચીન ગ્રંથકાર

પાર્શ્વદેવનો **સંગીત સમયસાર** ગ્રંથ ત્રિવેંદ્રમ સં. સિરીઝમાં પ્રસિદ્ધ થયો છે અને સારો છે. સંગીત સમયસાર ગ્રંથ રત્નાકરની જેની નકલ છે એમ લાગે છે. પાર્શ્વદેવ પોતાને સંગીતાકર કહેવડાવે છે. ગ્રંથના વિષય અને રચના ઉપરથી તે રત્નાકર પછીનો હોવાનો તર્ક પં. ભાતખંડેએ કરેલો છે (હિં. સં. પ. ૨–૨૪૫) પ્રાચીન ગ્રંથકારોનો ઉલ્લેખ તેણે કર્યો છે, પણ શાર્ઙ્ગદેવને બિલકુલ કર્યો નથી. **છપાયલા સં. સમયાસારની** પ્રતિ બહુ જ ત્રુટિત હશે, એમ લાગે છે, કેમકે મદ્રાસ ગવર્નમેંટ હસ્તલિખિત લાયબ્રેરી પ્રતમાંના કેટલાક શ્લોકો ત્રિવેંદ્રમ પ્રતમાં મળતા નથી. મદ્રાસ હસ્તલિખિત ઉપરથી નીચેની ગ્રંથકાર–યાદી આપું છું (જે છપાયલી પુસ્તકમાં આવેલી નથી.)

૧ દત્તિલ, ૨ કોહલ, ૩ હનુમાન, ૪ સોમેશ્વર, ૫ તુમ્બરુ, ૬ ભોજ, ૭ મતંગ, ૮ કશ્યપ, ઉપરાન્ત ત્રીજા અધિકરણમાં ભોજ, પ્રતાપ અને સોમેશ્વર તથા નવમા અધિકરણમાં સોમેશ્વર અને દત્તિલના ઉલ્લેખ આવ્યા છે. સોમેશ અને સોમેશ્વર એક જ. [પં. ભાત-



ખંડેએ સં. સમયસારની નકલ મેળવી હતી (હિં. સં. પ. ૨-૨૪૫)]

**પાર્શ્વદેવોક્ત 'રાજા પ્રતાપ' તે કયો હશે?**

કર્ણાટ-ગૌડ રાગના વર્ણનમાં પાર્શ્વદેવે રાજા પ્રતાપનો ઉલ્લેખ આવી રીતે કર્યો છેઃ—

श्लोकः कर्णाट-गौडोऽय प्रताप-पृथिवी भुजा ।३।५९

હિંદી **સંગીતસાર** ગ્રંથના કર્તા જયપુરના રાજા પ્રતાપસિંહ દેવ (ઇ. સ. ૧૭૭૯-૧૮૦૪) સંગીત-ગ્રંથકાર તરીકે પ્રસિદ્ધ છે, પણ પાર્શ્વદેવનો આ પ્રતાપ રાજા કોઈ બીજો જ હોવો જોઈએ, કેમકે પાર્શ્વદેવનો સમય શાર્ઙ્ગદેવ પછી માનીએ તો પણ ઈ. સ. ૧૬૧૦ની આગળ તે જઈ ન શકે, કારણ રાગવિબોધકર્તા સોમનાથે (૧૬૧૦) પાર્શ્વદેવનો ઉલ્લેખ કર્યો છે, તે તો આપણે ઉપર જોઈ ગયા; મતલબ કે સોમનાથ પહેલાં પાર્શ્વદેવ થયેલો, એટલું નક્કી. આ કલ્લિનાથનો પ્રૌઢ પ્રતાપ હશે.

**ભોજ, સોમેશ અને પરમર્દિ**

(૧) ભોજ માળવાનો રાજા ઈ. સ. ૧૦૫૩માં થઇ ગયો. (**સરસ્વતીકણ્ઠાભરણ** કરીને સાહિત્ય-શાસ્ત્રનો ગ્રંથ હસ્તલિખિત રૂપમાં મદ્રાસ, ઑક્સફર્ડ તથા રાજેન્દ્રલાલ મિત્રના કેટલોગમાં છે. તે આજ ધારાનગરીના રાજાધિરાજ ભોજદેવના લાગે છે.)

(૨) સોમેશ્વર દક્ષિણનો ચાલુક્ય વંશનો રાજા ઈ. સ ૧૧૮૩માં થયો હોવાનું વિન્સેંટ સ્મિથ કહે છે, બીજા મત પ્રમાણે તે ઈ. સ. ૧૦૫૯ થઈ ગયાનું લાગે છે.

(૩) પરમર્દિ નામના રાજા એકથી વધારે થયા છે, એકનો સમય વિન્સેન્ટ સ્મિથે ઈ. સ ૧૨૦૮ કહ્યો છે, જ્યારે મતભેદથી તે ૧૦૭૫-૧૧૨૫ છે. આ પણ ચાલુક્ય વંશના હતા. (ઉપલા મતભેદવાળા વર્ષો મારા મુરબ્બી શ્રી **દુર્ગાશંકરજી શાસ્ત્રીએ** મને બતાવી દેવાની કૃપા કરી છે.

આ ત્રણેયના ગ્રંથ મહત્ત્વના સમયના છે. પણ તે નષ્ટ થયા લાગે છે, જે આપણું દુર્ભાગ્ય કહેવાય!

**આધુનિક સંસ્કૃત ગ્રંથકારોક્ત પ્રાચીન ગ્રંથકાર**

પ્રાચીન ગ્રંથકારોના પાંચ (યા ચાર) કાલ-વિભાગ આપણે કર્યા અને જોઈ લીધા, છતાં આ પછીના ગ્રંથકારોએ ઉલ્લેખ કરેલા પ્રાચીન ગ્રંથકારો પણ આ જ લેખમાં નોંધી લેવાનું ઠીક થશે. પુંડરીક વિઠ્ઠલ, રાગવિબોધ, રાગતરંગિણી, સં. દર્પણ, સં. પારિજાત, આટલા સંસ્કૃત ગ્રંથો ઈ. સ. ૧૩૫૦ થી ૧૬૫૦ સુધીના અરસામાં થયેલા મહત્ત્વના ગણાય છે. રત્નાકરનો ટીકાકાર કલ્લિનાથ (૧૪૫૦) ને પણ આમાં જ ગણાવવો જોઈએ. વળી રઘુનાથ ભૂપાલનો ગ્રંથ અને મદ્રાસ સરકારી હસ્તલિખિતોની લાયબ્રેરીમાં **નાટ્યચૂડામણિ** ગ્રંથ છે, તેને પણ આ જ સમયમાં ગણશું.

**લોચનનો સમય કયો હશે?**

લોચનના રાગતરંગિણી ગ્રંથના સમય માટે પં. ભાતખંડેએ બે ત્રણ જગ્યાએ ચર્ચા કરી સારા મુદ્દાઓ આપ્યા છે. ('એ. સમાલોચના' પૃ. ૭-૧૧; हिं. सं. प. ४-६६१) રાગતરંગિણીમાંનો આખરનો શ્લોક

भुजवसुदशमितशाके श्रीमद्वल्लालसेनराज्यादौ ।
वर्षैकषष्ठिभोगे मुनयस्त्वान् विशाखायाम् ॥

આ ગણતરી પ્રમાણે લોચનનો સમય ઇ. સ. ૧૧૬૦ (શક ૧૦૮૨) નીકળે છે; જો કે મુનયસ્ત્વાસન. આદિનો અર્થ સમજમાં આવી શકતો નથી.

પણ લોચને પોતાના ગ્રંથમાં જયદેવના અને વિદ્યાપતિના ઉતારા લીધેલા છે, તેમાંથી જયદેવનો સમય ૧૨માં સૈકાનો મનાય છે અને પ્રસિદ્ધ કવિ વિદ્યાપતિનો સમય (મિથિલાના) 'ગૌડેશ્વર' રાજા શિવસિંહના આધારે ૧૪મા સૈકામાં મનાય છે. ગઢા-દેશના રાજા હૃદયનારાયણદેવે (ઈ. સ. ૧૬૬૭) હૃદયકૌતુક અને હૃદયપ્રકાશ નામના સંગીતના ગ્રંથ લખ્યા છે, તેઓમાં રાગતરંગિણીનો ઉલ્લેખ છે. એટલે લોચનનો સમય ઈ. સ. ૧૪૦૦ અને ઈ. સં. ૧૬૬૭ના વચ્ચે મૂકી શકાય છે (જુઓઃ-સો સુકથનકરે પ્રસિદ્ધ કરેલી રાગતરંગિણીની શ્રી. જોશીએ લખેલી





પ્રસ્તાવના ) લોચને આપેલા વિદ્યાપતિના ઉતારાઓ-માંથી એક ઉદાહરણ પં. ભાતખંડેએ ' એ. સમ-લોચના 'માં પૃ. ૯ ઉપર આપેલું છે. વળી પં. ભાત-ખંડેજીએ કહ્યું છે કે રાગતરંગિણીમાં વિદ્યાપતિની વંશાવળી પણ અપાયલી છે. પંડિતજીના એક 'મિત્રે' તરંગિણીના ફક્ત રાગાધ્યાયની નકલ કરી મોકલેલી (અને તેટલો ભાગ જ પાછળથી છપાવી સૉ. સુક-થનકરે પ્રસિદ્ધ કરી નાખ્યો) એટલે જ્યાં સુધી લોચનના ગ્રંથની પૂરી નકલ આપણને ન મળે ત્યાં સુધી તેનો સમય નક્કી કરી શકાય નહી જ. વિદ્યા-પતિ પણ અનેક થઈ ગયા છે (એમ મુ. શાસ્ત્રીજીએ મને જણાવ્યું છે ) જેમકે દાનવાક્યાવલીનો કર્તા એક વિદ્યાપતિ ઈ સ ૧૨૫૦માં થયેલો.

કોમલ તીવ્ર સ્વરો અને ઠાઠની વ્યવસ્થા લોચનના ગ્રંથમાં આવેલી છે. જો તેનો સમય ઈ. સ. ૧૧૬૦ યા તો રામામાત્ય-પુંડરીકના પહેલાનો સિદ્ધ થાય, તો નવી પદ્ધતિનો આદ્ય ગ્રંથકાર તરીકે લોચનને જ માનવો પડશે; વળી નવી સંગીત-પદ્ધતિ અને 'મુસલમાની' રાગ આટલા જૂના વખતમાં જ હિંદમાં પ્રચલિત થઈ ગયેલા, એમ પણ સિદ્ધ થશે એટલે કે સંગીતના ઇતિહાસની દૃષ્ટિથી લોચનનો સમય નિર્ણીત કરવાનું મોટું જ મહત્ત્વ છે.

લોચન, રામામાત્ય અને પરિજાત છોડી બાકીના આ. સંસ્કૃત ગ્રંથકાર સંગીતમાં બરાબર સમજતા ન હતા !

**પં. ભાતખંડે વગેરેનું ઐતિહાસિક લખાણ**

સૌથી પહેલાં ફિરસ્તા યુરોપીયન વેપારીઓએ અને ઑફિસરોએ હિંદુસ્તાની સંગીત ઉપર છૂટું-છવાયું લખેલું; જેમાં કે. કે. વિલાર્ડ, સર વુઈલિયમ જોન્સ અને વુસ્લેનું લખાણ વાંચવા જેવું છે. ત્યાર પછીના લેખકોમાં રાજા સુરેન્દ્ર મોહન ટાગોર, કૃષ્ણધન બાનર્જી અને પં. ભાતખંડેએ લખ્યું છે. આ બધા જ લેખકોએ ભરત, નારદ, દત્તિલ મતંગ આદિ પ્રાચીન ગ્રંથકારોને સાવ છોડી દીધેલા છે, તેમજ પ્રાચીન સંગીતની ચર્ચા પણ તેઓએ કરેલી નથી જો કે પં. ભાતખંડેએ થોડીક કરી છે. રાગતરંગિણી, રાગવિબોધ, પુંડરીક, પારિજાત વગેરે આધુનિક સંગીતના સંસ્કૃત ગ્રંથકારોના ગ્રંથોનું સ્વરૂપ અને સમયની ચર્ચા પં. ભાતખંડેએ તેમના 'એ. સમાલોચન 'ના વ્યાખ્યાનોમાં તેમજ હિ. સં. પદ્ધતિ ગ્રંથમાં સારી કરેલી છે, જે સંગીતના વિદ્યાર્થીઓએ વાંચવી જોઈએ.

ઉપરાન્ત આધુનિક સંસ્કૃત ગ્રંથોમાંથી લોચન, પુંડરીક, રામામાત્ય, સોમનાથ, અહોબલ, હૃદય-નારાયણ, શ્રીનિવાસ ભાવભટ્ટ, આદિના ગ્રંથો ત્રોટક સ્વરૂપમાં પણ પ્રસિદ્ધ કરી કરાવી પં. ભાતખંડેએ સંગીતનું એક મહાન્ કાર્ય કરી રાખ્યું છે, તેમાં સંશય નથી; જો કે આ બધા ગ્રંથોની સંપૂર્ણ આવૃત્તિ પ્રસિદ્ધ થવાની જરૂર હજી રહી છે.

પં. ભાતખંડેના 'પદ્ધતિ' ગ્રંથો પણ મહ-ત્ત્વના છે, તેઓનું બધીય પ્રાંતીય ભાષામાં ભાષાંતર થવાની મોટી જરૂર છે.

**કલ્લિનાથોધ્ધૃત ગ્રંથકાર**

| | | |
|---|---|---|
| ૧ વિશ્વાવસુ | ( સં. ૨. ૧—૩૪ ) | શ્રુતિ-વિષય |
| ૨ તુંબરુ | ( ,, ,, ,,—૩૫ ) | ,, ,, |
| ૩ ઉમાપતિ | ( ,, ,, ,,-૨૨૮ ) | ત્રણ પ્રકારના રાગ |
| ૪ રુદ્રટ | ( ,, ,, ૧—૮૨ ) | તાર-વ્યવસ્થા |
| ૫ કાશ્યપ | ( ,, ,, ૨-૮૬૧ ) | ભાષાજનક રાગ |
| ૬ હનુમાન | ( ,, ,, ૧-૨૧૮ ) | દેશી રાગ |
| ૭ શાર્દૂલ | ( ,, ,, ૨-૮૬૧ ) | ભાષાજનક ગ્રામરાગ |

[ કલ્લિનાથે ભરત-મતંગના લીધેલા ઉતારોની નોંધ લેવાની જરુર નથી. ]

પુંડરીક વિઠ્ઠલ અને રામામાત્ય બન્ને સંગીતના નવા જમાનાના આદ્ય ગ્રંથકારો છે, પણ તેઓએ પ્રાચીન ગ્રંથકારોના ઉલ્લેખ બહુ કરેલા નથી અને રત્નાકર પછીના સંગીત ગ્રંથકારોને પ્રાચીન ગ્રંથકારો સાથે વાસ્તવિક લેવાદેવાનું હતું પણ નહીં. પુંડરીકનો સમય ઈ. સ. ૧૫૫૦ થી ૧૬૦૦ સુધીનો અને રામામાત્યનો ઈ. સ. ૧૫૪૯ મણાય છે. ગ્રામમૂર્ચ્છનાના વ્યવસ્થાને બદલે કોમલતીવ્ર સ્વરવ્યવસ્થા અને મેલ




(ઠાઠ)-પ્રણાલી શરૂ થઈ ત્યારથી સંગીતમાં નવો જમાનો ચાલુ થઈ ગયો.

રાગ-વિબોધોક્ત ગ્રંથકાર

૧ હનુમાન (રા. વિ. વિવેક-૧ આર્યા ૩૫ ) દેશી રાગ
૨ રામાર્ણવ ગ્રંથ ( „ „ ૪-૨ ટીકા ) ત્રણ પ્રકારના રાગ
૩ ઉમાપતિ ( „ „ ૪-૩ ટી ) „ „ „
[૪ રુદ્રટ ( „ „ ૫-૨૨૩ ટી. ) ઉપમા અલંકાર ] (સાહિત્ય)
૫ પાર્શ્વદેવ ( „ „ ૪-૫ „ ) પ્રબંધ

રાગવિબોધ ગ્રંથ **સોમનાથે** ઈ. સ. ૧૬૧૦માં લખ્યો હતો. ગ્રંથની ભાષા અને માંડણી અજોડ છે પણ વીણા ઉપર કોમલતીવ્ર સ્વરોને સમજવામાં સોમનાથે શોચનીય ગોટાળો કર્યો છે. છતાં રાગોના આલાપોનું ગમકયુક્ત (મીંડયસીટવાળું) **નોટેશન** પોતાના ગ્રંથમાં આપવાનું અત્યંત મહત્ત્વનું કામ સોમનાથે કર્યું છે. આ નોટેશનનો ખુલાસો જર્મન વૈદિક પંડિત R. Simonએ એક સ્વતંત્ર ગ્રંથ લખી તેમાં કર્યો છે. એમ જર્મન પંડિતો પણ ચળી ગયા, છતાં આપણા પંડિતો સોમનાથની ટક્કરમાં અડગ જ રહ્યા ! તેની દાખલ પણ તેઓએ નથી કરી !

પારિજાતોક્ત ગ્રંથકાર-યાદી

પં. અહોબલે પોતાનો ગ્રંથ સં. પારિજાત બહુ પુરાણો બતાવવાની સાવચેતી લીધી છે, પણ તેમાંથીય તેની આધુનિકતા બહાર નીતરી આવે છે. અહોબલે રાગવિબોધનો અને **લોચનના** રાગતરંગિણી ગ્રંથનો ઉપયોગ કર્યો હોવાનો તર્ક પં. ભાતખંડેએ રજૂ કર્યો છે. ( 'ઐતિહાસિક સમાલોચના " પૃ. ૪૦ ) ગ્રંથના પ્રારંભમાં અહોબલે પ્રાચીન ગ્રંથકારોની સૂચિ આપી છે, જેમાં નીચેના ગ્રંથકારોનાં નામ છેઃ-

૧ બ્રહ્મા, ૨ વિષ્ણુ, ૩ મહેશ, ૪ દુર્ગા, ૫ નારદ, ૬ કશ્યપ, ૭ શાર્દૂલ, ૮ કોહલ, ૯ અશ્વતર, ૧૦ કમ્બલ, ૧૧ વાયુ, ૧૨ હાહાહૂહૂ, ૧૩ રાવણ, ૧૪ રંભા, ૧૫ ઉષા, ૧૬ શેષ, ૧૭ ભરત, ૧૮ અર્જુન ૧૯ હનુમાન.

**પારિજાતનું ખાસ મહત્ત્વ** આ છે, કે એક સપ્તકના બાર સ્વરના વીણા ઉપર તારના લંબાણના માપ એણે આપ્યા છે, જો કે એ માપ વધુ ઠીક અપાયા નથી. પં. ભાતખંડેએ પારિજાત માટે સાચું જ કહ્યું છે, "આ ગ્રંથ ઉત્તર હિંદુસ્તાનના સંગીતના ઈતિહાસમાં એક સીમાચિહ્ન છે." (એજ ૪૩) હિંદુસ્તાની સંગીતના સ્વર તરીકે અહોબલના સ્વર સ્વીકારવાનો આગ્રહ રાખી પંડિતજીએ હિંદુસ્તાની સંગીત ઉપર બગડેલા સ્વર ઠોકેલા, પણ પાછળથી નિરુપાય થવાથી તે પ્રયત્ન તેઓએ અધવચ છોડી દીધેલો. (हि. स प. क्र. पु. मा. ४ प्र. पृ. १६.)

**રઘુનાથ ભૂપના સંગીત સુધા ગ્રંથમાં** શક્તિ, શાર્દૂલ, કોહલ આદિ નામ તેણે આપ્યા છે, વિશેષતઃ રાવણ, રંભા અને વાયુ આ માલિકામાં છે.

મદ્રાસ હસ્તલિખિતમાંના નાટ્યચૂડામણિએ શિવ, શક્તિ, બ્રહ્મા આદિ ૧૬ ગ્રંથકારોના નામ આપ્યા છે, જેમાં વધારાના કૃષ્ણ, ગણેશ અને કાર્તિકેય છે, પણ તે વિશિષ્ટ નૃત્યના રચયિતા ( ભરતકર્તારઃ ) તરીકે ગણનાનો ગ્રંથકારનો આશય તેના કહેવા ઉપરથી જ લાગે છે. (નૃત્યાભિનય માટે ભરત શબ્દ સામાન્ય રીતે વપરાતો હતો. ) એવા જ અર્થે ઉમાનો ઉલ્લેખ રત્નાકરમાં પણ આવેલો છે (નર્તનાધ્યાય શ્લો. ૭)

આ લેખમાં પ્રાચીન અપ્રસિદ્ધ ગ્રંથકારોના ફક્ત નામ જ આપણે એકઠાં કર્યાં છે. એમાંથી કેટલાક ગ્રંથકારોના ગ્રંથો હસ્તલિખિતના રૂપમાં હજી સરકારી સંગ્રહાલયોમાં વગેરે સ્થળે ઉપલબ્ધ છે, જેની નોંધ લેવાનું બીજા વખત ઉપર રાખીએ.

★

## [૧] સુખની કેડી

એક માણસને એક વખત એક દેવ મળી ગયાં, દેવે કહ્યું કે તારે જોઈએ તે તું માગી લે।

દેવે ધાર્યું હતું કે એ પૈસા માગશે. કારણ કે પૃથ્વીના બધા માણસોને પૈસાનો રોગ જન્મથી જ લાગુ પડેલો હોય છે. પણ આ માણસ વિચિત્ર નીકળ્યો. એણે કહ્યું: 'હે દેવ! હું ડાહી ડાહી વાતો કરી શકું ને લોકનું મનરંજન કરી શકું તેવી ભેટ તમે મને આપો।'

દેવને નવાઈ લાગી તેણે ફરીને કહ્યું: 'અલ્યા-ભાઈ! ફરીને વિચાર કરી જો. પઈસા માગ. કીર્તિ માગ, પણ આવું તું શું માગે છે?'

પણ પેલો માણસ એકનો બે થયો નહિ. એને ખબર હતી કે એકલા પૈસાથી માણસને જીવનમાં મહત્વ મળતું નથી, કીર્તિના કાંઈ ફાકડા ભરાતા નથી. પણ જો તમે દુનિયામાં ડાહી ડાહી વાતો કરો તો લોકો એવા ઘેલા છે કે તમને પૈસા તો આપે અને કીર્તિ પણ આપે, પણ એ ઉપરાંત પોતાની ગરદન જ તમારા હાથમાં મૂકી દે. અને કહેશે કે 'ભૈ સાહેબ! તમે જ અમારા પ્રભુ!' લોકને શબ્દોથી ને વાતોથી જેવા બનાવાય તેવા બીજી કોઈ રીતથી બનાવાય નહિ. માટે ડાહી વાતો જ માગવામાં સાર છે! એટલે એણે તો એ જ માગ્યું કે હું વાતો કરું તે ડાહી ડાહી લાગે ને લોકરંજન થઈ જાય ને એ મારામાં પ્રભુ દેખે એવું મને આપો.

પરિણામે દેવે એ વરદાન આપ્યું અને એ અદૃશ્ય થઇ ગયા. કહેતા ગયા કે થાક લાગે તો સંભારજે, પાછો આવીશ. પછી આ માણસ તો લોકોને ડાહી ડાહી વાતો કહેવાનો ઈજારો લઈને બેઠો આમ થાય ને તેમ થાય. આમ જોઈએ ને તેમ જોઈએ એની જાણે કે એને ત્યાં એક મોટી વખાર જ હોય! એમાંથી તમારે જે જોઈએ તે મળે!

સૂત્રો તો એની પાસે પાર વિનાના. લોકોને લાગે કે આના ડહાપણનો કોઈ પાર નથી!

> કાળા અક્ષરને કૂટી મારનારથી માંડીને ભલભલા વિદ્વાનો પણ જે કથા–પ્રકારને મહાલતાં થાકતા નથી એ રૂપકકથાઓ તો દરેક દેશનું મહામૂલું સાહિત્યધન છે. સીમાડાઓની સંકુલતામાં એ અટવાયા વગર પ્રાંતે પ્રાંતે અને દેશે વિદેશે એ કથાઓ-માં લોકો એવા તો તરબોળ અને જિજ્ઞાસુ રહ્યા છે કે એના વિકાસનું ક્ષેત્ર વધતું જ રહેશે.

એમ ને એમ ગાડું ચાલ્યું. લોકો પણ એવા ઘેલા કે એની વાતને ઈશ્વરની વાત ગણવા લાગ્યા!

પણ આને તો કેવળ વાત ડહાપણની જ પડી હતી, એટલે થોડો વખત થયો ત્યાં પરપોટો ફૂટવા માંડ્યો.

સૌ જોવા મંડયા કે માળો આ વાત તો બહુ મોટી કરે છે, પણ એનો એક શતાંશ પણ ક્યાંય એના જીવનમાં કેમ દેખાતો નથી? આનું કારણ શું?

અને એમ કરતાં કરતાં તો એ માણસને પોતાને પણ કંટાળો આવવા મંડ્યો, કેવળ શબ્દો ને કેવળ ડાહી વાતોથી એને જીવનનો થાક લાગવા માંડ્યો.

આ થાક એવો અકારો થઈ પડ્યો કે એને એમ થયું કે હવે આનો કાંઈક પણ ઉતાર નહિ મળે તો જીવન બહુ જ કઢંગુ લાગવા મંડશે.

એટલે એણે ફરીને દેવને સંભાર્યા.

દેવ હાજર થયા. તેણે કહ્યું: 'કેમ ભાઈ! ફરીને! થાક લાગ્યો કે શું?'

પેલાએ કહ્યું: 'હા થયું છે એવું!'

'ત્યારે જો ભાઈ! હું તને એક વાત કહું. તારા મનને એમ હતું કે હું ડાહી ડાહી વાતો કરીશ એટલે લોકો ભોળવાઈ જશે, લોકો ઘેલા છે, એટલે ઘેટાંની પેઠે ભોળવાય છે એ ખરું પણ કુદરતી રચના એવી છે કે માણસ જે કાંઈ કહે અને જે કાંઈ કરે, એ બન્ને વચ્ચે થોડીક પણ તડજોડ રાખે તો જ એને સુખની કેડી મળે. નહિતર એ ભલે ઘોડાં કર્યાં કરે, એને

ઘણા આંત મળે. અતિ પૈસા મળે, અતિ કીર્તિ મળે, અતિ નામના મળે, અતિ સત્તા મળે, છતાં પણ કોઈ 'અતિ'થી એ સુખ ન પામે.

સુખની કેડી તો એને ત્યારે જ મળે જ્યારે એ એ હજારો શબ્દોની સામે, ભલે બે શબ્દો જેટલું પણ, કામ કરી બતાવે તો.

તારે હવે આ થાકથી બચવું હોય તો થોડું પણ સાચું કામ સારી રીતે ને સાચવાટીને શરૂ કર. તરત ચમત્કાર જોવા મળશે.

સમજીએ તો આ રૂપકકથા એ જ આપણી સૌની જીવન કથા પણ છે.

*

## [ ૨ ] દેવો પણ દૂર ભાગે

જૂના વખતની એક વાત છે. બે ભાઈઓ હતા. બન્નેની પાસે સો સો ઘેટાં હતાં, બન્ને પોતાના માલ વિષે અભિમાન રાખતા.

રાત્રે પાસે બેસે ને વાતો કરે ત્યારે ડાહ્યા બનીને કહેશે 'આપણા માલ જેવો માલ ક્યાંય નથી!'

ત્યાં બીજો બોલે : 'મારા શીંગલા જેવો શીંગલો ખુદ રાજાની પાસે પણ નહિ હોય!' પહેલાનો પ્રત્યુત્તર હાજર જ હોય 'અને રેશમડી જેવી ઊન? મલક આખો ખોળી વળોને! એવી ઊન ક્યાંય ન મળે!'

આમ ને આમ એ બન્ને જણા પોતાના માલની પ્રશંસામાંથી ઊંચા ન આવે.

હવે એવું બન્યું કે વિધિને કરવું છે તે એક ભાઈને પુસ્તકોનો શોખ લાગ્યો. એવો શોખ લાગ્યો કે ન પૂછો વાત! પુસ્તક દેખે કે ગાંડાતૂર. એમાં એને આનંદ આનંદ દેખાય. એ વખતે માલ માલને ઠેકાણે રહે ને એ ભાઈ પુસ્તકમાં પડી જાય. તો બીજા ભાઈને મર્દાનગી ભરેલી રમતનો શોખ જાગ્યો. એને મર્દાનગી રમતો ગમવા માંડી. ગામમાં ઢોલ વાગે કે ખબર પડે કે મલ્લ–નટ રમવા આવ્યા છે કે તરત આ ભાઈ ત્યાં પહોંચી જાય અને એમાં પણ જો પોતે રમતમાં ક્યાંક જીતી જાય તો થઈ રહ્યું. તો ત્રણ દિવસ સુધી માલની સામે પણ જુએ નહિ!

ગામના ડાહ્યા માણસો એને ઘણું કહે કે ભાઈઓ! તમારી પાસે આ માલ છે. કાં એ સાચવો, કાં તમારા શોખ સાચવો, બન્નેને સાચવવા જતાં બે ય ગુમાવી બેસશો. પણ એ કોઈનું માને તેવા હતા નહિ એટલે પછી, બોલનારાઓએ બોલવું બંધ કર્યું,

હવે એવું બન્યું કે આ ઘેટાનાં ટોળામાં એક ડાહ્યું ઘેટું હતું ને એક મૂરખ ઘેટું હતું. ડાહ્યા ઘેટાએ મૂરખને કહ્યું કે આપણા સુખના દિવસ હવે આહીં પૂરા થયા છે. આપણે પડખેવાળા ઘેટા રબારીને ત્યાં કોઈ કોઈ વખત જતા જઈએ તો આપણી જાતભાત જાણીને એ આપણી પાસેથી આપણને મેળવી લેશે, ને ઉદ્ધાર થશે. નહિતર આમાં તો આપણો કોઈ ભાવ પૂછશે નહિ, કારણ કે આ એક વાંચવામાં પડી ગયો છે, બીજો અખાડામાં પડી ગયો છે. તે આપણે પડખેના રબારીને ત્યાં કોઈ કોઈ વખત જતાં રહેવું.

મૂરખ ઘેટું બોલ્યું : 'એમ નહિ. આ આપણા સ્વામીઓની આંખ ઉઘાડવી હોય તો આપણે બધાં એક વખત ખોવાઈ જઈએ!'

ડાહ્યું કહે : 'તો શું થાય?'

મૂરખ બોલ્યું : 'તો એમને ખબર પડશે કે આપણે માલ જેવો માલ ખોયો છે!' ડાહ્યું ઘેટું કહે : 'એટલી જેનામાં અક્કલ હોય તે ખોટના ધંધામાં પડે? આપણે ખોવાઈ જઈશું તો જઈશું આપણા જીવના, એમાં એમને કાંઈ સ્નાન–સુતક લાગવાનું નથી. કારણ કે મૂરખ તો પોતે મરે, ને બીજાને પણ મારે.'

પણ મૂરખ ઘેટાને ડાહ્યા ઘેટાની વાત સમજાણી નહિ. એટલે એ તો ટોળામાં પ્રચાર કરતું રહ્યું કે એક દિવસ આપણે ભાગી જવું છે! ત્યારે જ આ આપણા માલીકો સમજશે!





હવે એટલામાં એક દિવસ સમી સાંજે ગામમાં ઢોલ વાગ્યો. એ સાંભળીને પેલા મર્દાનગી રમતોના શોખીન ભાઈ પોતાનું કામકાજ મૂકીને તરત એ જોવા માટે દોડ્યા. એવા દોડ્યા કે કોઈને કાંઈ કહેવા પણ રોકાણા નહિ. એને આ પ્રમાણે દોડતા જોયા એટલે બીજો ભાઈ એની મશ્કરી કરતો હસી પડ્યો. મનમાં જ બોલ્યો : 'કેવી હલકી રસવૃત્તિ છે!' અને પછી પોતે ચોપડી લઈને વાંચવામાં લીન થઈ ગયો.

પેલા મૂર્ખ ઘેટાએ જે પ્રચાર કરેલો કે આપણે એક દિવસ ભાગવું છે તે બધા ઘેટાના મગજમાં ઠસાઈ ગયેલો હતો એટલે જેવા આ મર્દાનગીવાળા ભાઈને દોડતા જતા જોયા કે મૂરખ ઘેટાએ એને પોતાની તક માની. પોતે પણ તરત એની પાછળ દોડ્યું !

પેલુ ડાહ્યું ઘેટુ બિચારૂં એકલું પડી ગયું !

હવે બન્ને માલિકો જ્યારે સવારે પોતપોતાના શોખમાંથી નવરા થયા ત્યારે વાડામાં જોવા આવ્યા ! પણ ત્યાં કેવાં ઘેટાં ને કેવી વાત !

પછી એ બન્ને લડવા લાગ્યા: એક કહે કે તું દોડ્યો એટલે બધાં દોડ્યાં !

બીજો કહે : 'તેં ધ્યાન ન રાખ્યું એટલે બધાં ગયાં !'

એમ તકરારમાં ને તકરારમાં એ તો મારામારી ઉપર આવી ગયા.

ત્યારે પેલું ડાહ્યું ઘેટુ બોલ્યું કે 'મારા માલિકો ! તમે બન્ને જણા ભેગા થઈને પહેલા માલને તો હાથ કરો ! માલ છે કે નથી એ તો જુઓ !'

બન્ને જણાને ત્યારે ભાન આવ્યું કે અલ્યા ! આપણે માલ ગુમાવ્યો છે એને તો પહેલા શોધો પછી કોનો વાંક છે તે વાત થઈ પડશે.

એટલે બન્ને જણા ભેગા થઈને પછી પોતાના ટોળા શોધવા નીકળ્યા.

પણ ત્યાં તો રસ્તામાં જ એમને સ્નાન સુતકના સમાચાર મળી ગયા. એક કૂવામાં એક ઘેટું ખાબક્યું હતું ને તેની પાછળ પછી આખુ ટોળું કૂવો પૂરવા પડ્યું હતું !

બન્ને જણાએ સાંભળીને માથે હાથ દઈ દૈવોને દોષ દેવા બેઠા તે વખતે ત્યાંથી એક ડાહ્યું શિયાળ પસાર થતું હતું, તે એમની વાત સાંભળીને બોલ્યું. જે મળવાનું નિશ્ચિત નથી, તેની મોહિનીમાં જે મળેલું ગુમાવવા દોડે છે, તેનાથી દૈવો પણ એમ જાણીને દૂર ભાગે છે, કે વખતે આવા સંગથી આપણને પણ માણસો મૂરખ માનીને માન આપવા બદલ અવગણના કરવા માંડશે ?

*

## [૩] સંગ તેવો રંગ

માણસને ઈશ્વરે બુદ્ધિ આપી છે એ ખરૂં, પણ બુદ્ધિની સાથે એને અહંકાર પણ આપ્યો છે.

એટલે બને છે એવું કે એના પોતાના અહંકારને જે વસ્તુ ગમી જાય તે વસ્તુમાં એ ફસાઈ પડે છે ને એમાંથી પછી છૂટી શકતો નથી.

જૂના વખતની એક વાત છે. એક વખત એક શિકારી શિકાર કરવા નીકળ્યો, હવે જંગલમાં એવું બનેલું, કે એક માણસ લાકડાં ભેગાં કરવા ગયેલો, એક સિંહે એને જોયો. હજી તો સિંહ તરાપ મારે કે કાંઈ ઘુંઘવાટ કરે તે પહેલાં પેલો ગભરાયેલો માણસ મૂઠી વાળીને જીવ બચાવવા ભાગ્યો !

એવો ભાગ્યો કે આડું અવળું જોયા વિના એ તો દોડતો જ રહ્યો. એવામાં એક અવાવરૂ કૂવો રસ્તામાં આવે. પેલો માણસ એમાં જઈ પડ્યો, અને તેની પાછળ પેલો સિંહ પડેલો, એટલે એ પણ આંધળો થઈને કૂવામાં પડ્યો !

આ બે જણા આ કૂવામાં પડ્યા હતા ત્યાં એક ઉંદર પણ અંદર પડ્યો ને ઉંદરને સતાવવા નીકળેલો એક સર્પ પણ અંદર જઈ પડ્યો !

આવી આ ચાર જણાની વિચિત્ર મિજલસ કૂવાને તળિયે ભરાઈ ગઈ. એમને પોતાને સૂઝે નહિ કે,




આમાંથી હવે બહાર કેમ આવવું. એટલે ચારે જણા કહેવા માંડયા કે આપણે મિત્રો છીએ ને આગલી વાત ભૂલીને આમાં સંપથી રહીએ તો જ જીવાય તેવું છે.

એમ મસલત કરી રહ્યા હતા, ત્યાં પેલો શિકારી કૂવાને કાંઠે આવીને ઊભો રહ્યો. એને જોઈને ચારે જણા બોલવા માંડયા: 'શિકારી! તું અમને મદદ કરીને બહાર કાઢશે તો ઈશ્વર તારું ભલું કરશે!'

પણ શિકારીને કાંઈ ઈશ્વરની પડી ન હતી એટલે એણે આ વાતને હોંકારો દીધો નહિ!

એ જોઈને સિંહ બોલ્યો: 'હે શિકારી! જો તું મને બહાર કાઢશે તો હું તારો દાસ થઈને રહીશ. તું મારા ઉપર સવારી કરજે, તને જોવા માટે લોકોના ટોળા મળશે!'

સિંહની આ વાત સાંભળીને શિકારીના મોંમાં પાણી આવ્યું. એને એમ થયું કે હું સિંહ ઉપર બેઠો હોઉં ને લોકો મને જોવા મળે એ વસ્તુ ખરેખર અદ્ભુત બને! જીવતા સિંહનુ સિંહાસન એ કાંઈ જેવી તેવી વાત છે!'

પણ કદાચ સિંહ પાછળથી ફરી બેસે તો?

એટલે એણે એને શપથ લેવરાવ્યા. અને સિંહને બહાર કાઢયો.

અંદર માણસ હતો એણે વિચાર કર્યો કે આપણે તો કૂવામાં જ મરી રહેવાના, એટલે એણે પેલા શિકારીને કહ્યું: 'ભાઈ! જો તું મને બહાર કાઢશે તો જિંદગીભર તારો દાસ થઈ રહીશ!'

'પણ દાસને હું શું કરું?'

'અરે! હું દાસ થઈને તારી આગળ પ્રશસ્તિ કરતો થઈશ કે, આ વનના મહારાજ આવ્યા છે, વનના મહારાજ આવ્યા છે. એકલી સિંહની સવારીમાં શી મજા પડશે?'

તે વખતે પેલા સિંહે કહ્યું કે 'ભાઈ! તું તારા જાતભાઈથી ચેતતો રહેજે હો! એ તારું મૂલ્યાંકન બે કોડીનું કરી દેશે!'

પણ પેલા માણસે, શિકારીને વનનો રાજા ઠરાવેલો, એટલે એ વાત શિકારીને ગમી ગઈ. તેણે માણસને પણ બહાર કાઢયો.

એટલે હવે સર્પ બોલ્યો કે ભાઈ! જો તું મને કાઢશે તો તું દેવનું માન પામશે. રાજાનું માન જેની પાસે કાંઈ હિસાબમાં નથી એવો તું દેવ થઈ જશે. હું તારે માથે, શાંત રીતે બેસીને ફણા ચડાવીશ ને લોકો તને ભગવાન શંકર માનશે. રાજા કરતાં પણ એ અધિક છે!'

શિકારીને એ વાતની અસર થઈ ને એને પણ બહાર કાઢયો. ઉંદર વિચાર કરી રહ્યો કે આપણો ભાવ આમાં કોઈ પૂછે તેમ નથી, એટલે એણે શિકારીને કહ્યું કે હે શિકારી! જો તું મને બહાર કાઢશે તો હું તને દ્રવ્યનો એક ડુંગરો બનાવીશ, એમાંથી તું ગમે તેટલું દ્રવ્ય ખોદે પણ ખૂટે જ નહિ. દ્રવ્ય વિના તો તને રાજા પણ કોણ માનશે? ને દેવ પણ કોણ ગણશે?

શિકારીને પોતાની જાત આ પ્રમાણે મહાન થતી લાગી, એટલે એણે બધાને કૂવામાંથી બહાર કાઢયા!

પણ બહાર નીકળ્યા પછી દરેકને પોતાનું વેણ યાદ આવ્યું સિંહ ઉપર શિકારી બેઠો, એના માથા ઉપર સાપ બેઠો. ઉંદર આગળ ચાલ્યો, ને માણસે એની પ્રશંસા આદરી.

પણ સિંહને પોતાનો આ ગૌરવભંગ ગમે નહિ. તેણે માણસને કહ્યું: 'ભાઈ! હવે તો તું રસ્તો શોધી કાઢ કારણ કે તારા જાત ભાઈને તું વધારે ઓળખે! આપણા શપથ સાચા રહે. ને એ ઊઠી જાય, એવું કાંઈક ગોતી કાઢ!'

માણસ કહે: 'આપણામાં જે સૌથી ક્ષુદ્ર છે એનો આશરો લો. ઉંદર આપણને બરાબર રસ્તો બતાવશે!'

ઉંદર કહે: 'રસ્તો તો હું બતાવું પણ પછી તમે ભેગા થઈને મને મારો તો?'

'અરે! હોય કાંઈ? તને તો અમે પૂજ્યું!'





ઉંદર બોલ્યો : 'ત્યારે જુઓ, આ શિકારીએ આપણને ઈશ્વરને નામે નહોતા કાઢ્યાં પણ પોતાનું મહત્ત્વ વધે માટે આપણને બહાર કાઢ્યા 'તા. તો હવે એવું મારણ એવું મહત્ત્વ ઘટાડવામાં છે !'

'એ શી રીતે બને ?'

'વાત તો સાવ સહેલી છે. સિંહ ઉપરની એની સવારી જોઈને લોકને કાંઈ કાંઈ થઈ જાય છે. ને એટલામાં સ્થિર બેઠેલા સર્પરાજ એની મહત્તાને વધારી દે છે અને એ દેવ જેવો લાગે છે. પણ જો સર્પરાજ માને ને તમે આ શિકારીને સમજાવી દો ને મને એના માથા ઉપર કુદાકુદ કરવા દે એવું ગોઠવી દો તો એ તરત ઠીંગુશી બની જાય તેમ છે. પછી માણસો માનશે કે આ તો રાજા પણ નથી ને દેવ પણ નથી. આવું ઉંદરડું જેના માથા ઉપર નાચે એ તો કોઈક જાદુગર લાગે છે ! માણસો તરત એમ માનશે. અને એટલું થતાં જ લોકો એને જાદુગર માનીને એની ફજેતી કરવા માંડશે ! ને એની મહત્તા ટળી જશે ! માટે મને એના માથા ઉપર કુદાકુદ કરવાની કાંઈક જુગતી ગોઠવો.'

પેલા માણસે શિકારીને વાત સમજાવી. પછી ક્ષુલ્લક ઉંદરડાને શિકારીના માથા ઉપર નાચતો જોઈને લોકોને એ દેવ જેવો લાગતો હતો તેને બદલે મશ્કરી કરવા જોગ જાદુગર લાગવા માંડ્યો ! અને એનું તત્કાલ પતન થયું !

લોકોએ એને જાદુગર માનીને એમાં રસ લેવો બંધ કર્યો, એટલે એનું રાજપદ ને દેવપદ બન્ને સરી પડ્યા !

કોઈ જુએ નહિ એવી સિંહ સવારીમાં એને **પોતાને જ પછી રસ ઊડી ગયો !**

એટલે બધા પ્રાણી ધીમે ધીમે એક પછી એક સરી ગયા.

ને શિકારી પાછો તીરકામઠું લઈને પોતાને જૂને પંથે પડી ગયો.

☆

# આરાધના

મંદિરમાં એક દેવ છે, પૂજા તો કોને ખબર ક્યારે પૂરી થશે ! છતાં પૂજારી એનાં આરાધ્યની પૂજા કરવામાં પાછું વાળીને ક્યારેય નથી જોતો યુગોની આરાધના પણ તેને ક્યારેય અધૂરી નથી જણાતી—અને તો પણ આરાધ્યનાં દર્શન દુર્લભ જણાયા જ કરે છે. પૂજારી તેના અવિરત પ્રયત્નો અરોકયા કર્યે જાય છે. રોજ આવીને ભાવનાનાં ભાતાં દેવના ચરણોમાં ઢોળી દે છે, ત્યાં આવીને રોજ અમૃતનાં સીંચન કરી મૂકે છે : એક દિવસ, જરૂર એક દિવસ એની પૂજા સફળ થશે એ જ એના મનની પહેલી અને છેલ્લી મુરાદ છે. કેટલી વાર એ જ પૂજાવિધિમાં એનાં નિત્યકાર્યોને પણ કોરાણે મૂકી દઈને પોતાની સાધકવૃત્તિને કસોટીએ ચડાવી દે છે. ઘડીભર દેવ પણ વિચારતા થઈ જતા હોય તો ના નહિ ! પૂજારી સાથેની દેવથી મીઠી ગોઠડી એકલા દેવ જ જાણે છે એટલું જ સાચું નથી, પૂજારી તેની પૂજામાંથી છુટકારો મેળવે એ પણ ભલે સાચું ન હોય. છતાં એટલું તો છે જ કે દેવને પૂજારી છોડવો નહિ ગમતો હોય એટલે જ પૂજારીની મુરાદ બર લાવવામાં કાયમ લંબાવ્યે જતા હોય ! પૂજારીનો આત્મભાવ કેળવવા માટે પૂજાની દેવની પરીક્ષા કરવા જ જાણે કમર બાંધીને પાછળ પડ્યો હોય તેમ એ મંદિરનાં જર્જરિત ખંડિયેરો રોજ આવીને ખખડાવે છે, તેના દેવને નીતનવેરૂપે આરાધે છે.

ચન્દનમ્

# ચિંતા—વ્યાપક મનોવ્યાધિ

હર્ષદા પંડિત

મનુષ્ય એની જરૂરિયાતો વધારતો ગયો તેમ તેમ એના સાર્વત્રિક વિકાસને પણ રોધ તો ગયો. આદ્ય માનવની કલ્પનાની સાથે જ એક સંતોષી અને નફકરી આકૃતિ તરી આવે છે. પણ આજના માનવમાં એ રતિભાર પણ નજરે ચડી શકે છે ખરું? બીજાં અનેક કારણો સાથે આજના માનવને વળગેલો ભયંકર માનસિક રોગ–ચિંતા પણ એટલો જ મહત્ત્વનો ભાગ ભજવે છે એ આ લેખમાં માનસશાસ્ત્રીય રીતે રજૂ કરવામાં લેખિકા સફળ નીવડયાં છે.

આસ્તિકો ઈશ્વરની સર્વવ્યાપકતા વિશે જેટલી મક્કમતાથી ઘોષણા કરે છે એટલી જ મક્કમતાથી માનસશાસ્ત્રીઓ પણ ચિંતાના સર્વવ્યાપકપણા વિશે ખાત્રીપૂર્વક વાતો કરે છે. માનસશાસ્ત્રીઓ માને છે કે આધુનિક જીવન આજે એટલું બધું જટિલ બની ગયું છે કે દરેક વ્યક્તિ જ્યારથી કંઈક સમજતી થાય ત્યારથી એને ચિંતા વળગે છે. જીવનની જવાબદારીઓમાંથી કોઈ પણ છટકી શકે એવી શક્યતાઓ બહુ ઓછી હોવાને લીધે વ્યક્તિ જ્યાં જ્યાં ફરે છે, ત્યાં ત્યાં પોતાની ચિંતાઓને લઈને ફરે છે. એટલે ચિંતા ને જીવન બંનેને જુદાં પાડવાનું કામ અઘરું થઈ પડે છે. ચિંતામુક્ત રહેનારા મસ્ત ફકીરોની સંખ્યા હવે તો જૂજ જ છે.

ગરીબ કે મધ્યમ વર્ગના માનવીને ધન કમાવાની, ધનિકને ધન સાચવવાની વિદ્યાર્થીને પરીક્ષા પસાર કરવાની અને ઉપાધિઓનાં પૂંછડાં નામ પાછળ વળગાવવાની, ભૂખ્યાને ખાવાની, નિરાશને આશાવંત થવાની, નોકરીયાતને નોકરી ટકાવી રાખવાની, રોગીને તંદુરસ્ત થવાની, કુંવારાને પરણવાની ને પરણેલાંને અન્ય જવાબદારીઓની ચિંતા હોય છે. ચિંતાનું સ્વરૂપ કે પ્રકાર વ્યક્તિના જીવન ઉપર વધુ આધાર રાખે છે. આથી જેવી વ્યક્તિ એવી ચિંતા એમ કહી શકાય.

કેટલાક વિદ્વાનો ચિંતાને 'જીવનના ક્રમ' તરીકે ઓળખાવે છે. તો વળી કેટલાક એને મનના વમળ તરીકે પીછાણે છે. આ વમળો કદીય પોતાનો આવિર્ભાવ બહાર વ્યક્ત કરી શકતાં નથી. આપણી માનસિક પ્રવૃત્તિઓનું એકાદ ચિત્ર આપણે અવલોકીએ તો ચિંતા એ શી ચીજ છે એનો ખ્યાલ આવે. કોઈ પણ પ્રશ્નને લીધે જ્યારે આપણું મગજ ડહોળાઈ જાય, આપણે કોઈ પણ જાતના નિર્ણય ઉપર પહોંચી ન શકીએ, આપણા જ્ઞાનતંતુઓ અમુક પ્રશ્ન અંગે વિચારવાની શક્તિ ગુમાવી બેસે એટલી હદ સુધી થાકી જાય ને આપણે બેચેની અનુભવીએ ત્યારે જાણવું કે ચિંતા આપણામાં ઘર ઘાલી ગઈ છે ને એ જીવનભર આપણો સાથ નથી જ છોડવાની. આમ છતાં ચિંતાના ભારથી જીવન દબાઈ ન જાય એમ આપણે ઇચ્છતા હોઈએ તો આપણે આપણી જાતનો અભ્યાસ કરવો જોઈએ, આપણી જીવનપદ્ધતિને આપણે તપાસવી જોઈએ. અને આપણા મનોવલણોને ચકાસતાં શીખવું જોઈએ. આપણા વ્યક્તિત્વની પણ આપણે જાતે જ પરીક્ષા કરી લેવી જોઈએ અને જીવનનો પ્રવાહ સરળ ને અવિરત ગતિએ વહેતો રાખવા માટે આપણે માર્ગમાં આવતાં રોડાંને દૂર કરતાં કરતાં રસ્તો સાફ કરતાં રહેવું જોઈએ.

કેટલીક વ્યક્તિઓનો સ્વભાવ જ એવો હોય છે કે જે હમેશાં એક યા બીજી વાત પર ચિંતા કર્યા કરે છે, જાણે ચિંતા એમનો ખોરાક ન હોય એમ! આવી વ્યક્તિઓ કાંઈ દીવો લઈને શોધવા જવી પડે એમ નથી. માનસ ચિકિત્સકો આવી પ્રકૃતિનું મુખ્ય કારણ ખરાબ ઉછેર માને છે બાળપણમાં જે બાળકોને અતિશય લાડથી કે આળપંપાળથી ઉછેરવામાં આવે છે એ બચ્ચાંનાં મન પર પોતાના જીવનની અનિશ્ચિતતા અને અસલામતીનો ભય સવાર થઈ જાય છે. બાળકો રખડતાં–રઝળતાં મોટાં થાય ત્યારે તેઓ બહાદુર બને છે અને જીવનના પ્રશ્નોને ઉકેલવાની હિંમત તેમનામાં આવે છે. પણ અતિશય કાળજી હેઠળ ઉછરેલાં મોટા ભાગનાં બાળકો ચિંતાશીલ જ જણાય છે.

એક બાળકીની તેની માતા ખૂબ જ કાળજી લેતી કારણ કે તેના પિતાનું નાની ઉંમરે અવસાન થયું હતું આથી બાળકીને પણ તેની માતા પ્રત્યે ખૂબ લાગણી કેળવાઈ. એ ૩૦ વર્ષની થઈ ત્યારે માતાનું મૃત્યુ થયું. પરિણામે પુત્રી નિરાધાર બની, એકલી અટૂલી બની. એના જીવનની કરુણતામાં ભય પ્રવેશ્યો. માતાના એના પ્રત્યેના વર્તનને લીધે પુત્રીનો સ્વભાવ ખૂબ સ્વાર્થી ને હુકમ કરનારો બની ચૂક્યો હતો. હવે જીવનનો સામનો કરવાની શક્તિ તેનામાં નહોતી રહી. માતા એના હુકમોને જેટલા પ્રમાણમાં તાબે થતી, એનાથી જેટલો ગભરાતી, એટલા જ પ્રમાણમાં પુત્રી પોતાથી ગભરાવા માંડી. મિત્રો સાથે હળવા-મળવાના તેના પ્રયત્નો પણ નિષ્ફળ ગયા કારણ કે દરેક મિત્ર એની કાળજી રાખે અને એને જ વળગીને રહે એવી માલીકીપણાની ભાવના એનામાં જાગી હતી. આથી એ બધાંને અપ્રિય ને ખલેલરૂપ બની. આ સ્થિતિ ન જીરવાય એવી બનતાં માતાના મૃત્યુની અને પોતાની સગવડોની ચિંતા તેના મન પર સવાર બની. સ્વાભાવિક રીતે બને છે એ પ્રમાણે ચિંતાની અસર શરીર ઉપર પડી. શરીરની દાકતરી તપાસમાં ગંભીર માંદગીનાં કાંઈ જ ચિહ્નો ન જણાયાં અને બિચારી માંદગીના બિછાને એકલી પડી રહી જીવનમાંથી રસ ઊડી ગયો અને તે જ્ઞાનતંતુઓના રોગનો ભોગ બની.

ખરાબ ઉછેરના પરિણામનું આ તો અંતિમ કોટીએ પહોંચેલું દૃષ્ટાંત છે. માબાપ બાળકોનું ખૂબ સારું કરવા જાય છે એ જ વખતે અજ્ઞાતપણે ખૂબ ખરાબ કરી બેસે છે. આથી હમેશાં ચિંતાતુર રહેતી વ્યક્તિઓએ પોતાના જીવનની ગતિને, જીવનના પ્રસંગોને ઓળખીને શાંતચિત્તે શો રસ્તો લેવો એનો વિચાર કરવો જોઈએ. માબાપના સ્વભાવની ને વર્તનની અસર બાળપણથી જ બાળક ઉપર પડે છે. 'મારી બા મારી બહુ ચિંતા કરે છે. માટે મારે અમુક ન કરવું જોઈએ.' એવી મનોવૃત્તિને તિલાંજલી આપવી જોઈએ. જો તમારી માતા જ એના જીવનને સુસંગત નથી બની શકી તો તમારે પણ એવા શા સારુ બનવું જોઈએ? જો તમારા પિતા એમના મનમાં અનેક ભયોને સ્થાન આપતા હોય તો તમારે એ ભયમુક્ત બનીને વિશ્વાસ કેળવતા થાય એ જોવું જોઈએ.

એક વસ્તુ નિશ્ચિત છે કે ગમે તે પ્રકારે તમે બચવાની કોશિશ કરશો પણ જીવનમાં અમુક પ્રસંગો એવા આવશે જ કે જેમાં તમારે સહન કરવું પડશે. જીવનમાં કાંઈ બધાંને સુખ નથી મળતું આથી જીવન સાથે લડી લેવાનું બાકું ઝડપીને આગળ વધવું એમાં જ જીવનની મઝા છે ચિંતાની વિરુદ્ધ જો આપણે શ્રદ્ધા, હિંમત, સહનશીલતા, આનંદ અને પ્રેમવૃત્તિ કેળવીએ તો જીવનની બધી જ મુશ્કેલીઓ ઝાંખી પડી જાય આ બધી વૃત્તિઓમાં પ્રેમ એ એક ખૂબ અગત્યની ભાવના છે, કારણ કે પ્રેમમાં ભય હોતો નથી. એનાથી જીવનમાં સાહસ આવે છે. પ્રેમ હોય તો સૌનાં મન જીતી શકાય છે. જ્યારે આખી દુનિયા આપણી મિત્ર બને છે, ત્યારે ચિંતા ને ભય જીવનના મંચ ઉપરથી પશ્ચાદ્‌ભૂમિમાં છાનાંમાનાં સરકી જાય છે.

ચિંતામુક્ત બનવાનો બીજો સરસ ઉપાય જીવનને અતિશય ગંભીર ન માનવામાં સમાયેલો છે. રોજીંદા કલહોને ખૂબ મહત્ત્વ આપીએ અને આવતી કાલની ચિંતા કર્યા કરીએ તો કાંઈ વળે નહિ. આથી જીવન જીવતી વખતે ભયોના આગમનની ચિંતા છોડી દઈને જીવવું જોઈએ. ખૂબ ભયંકર ને ગીચ વાહન-વ્યવહારમાંથી પસાર થવા માટે રસ્તો શોધવાની ને આગળ જવાની આપણી ઇચ્છા હોય તો જ રસ્તો જડે છે. મોટર હાંકનાર હમેશાં કાંઈ મોટર હાંકવાનું શીખ્યા કરતો નથી. આપણે પણ થોડા જ વખત માટે જીવનપદ્ધતિને અનુકૂળ એવી મનોવૃત્તિઓ કેળવતાં શીખવું પડે છે. પછીથી એ વૃત્તિ સ્વભાવ સાથે વણાઈ જતાં આપણે પણ જીવનની મોટરના નિષ્ણાત હાંકનાર બની જઈએ છીએ જીવનનો રસ્તો કેટલીક વાર ખૂબ રળિયામણો તો કોઈવાર ખૂબ ભયંકર હોય છે છતાં એમાં સાહસ પણ હોય છે. માથું ઊંચું રાખીને ક્યાં જઈએ છીએ એ જોતા રહેવાનું

જ આપણે કરવાનું રહે છે. જે રસ્તો જડે એ અપનાવતાં સંકોચાવું ન જોઈએ. કારણ કે સંકોચ એ પણ ચિંતાનો એક પ્રકાર છે. ખુલ્લા મેદાનને જોઈને ચાલવાનું બંધ ન કરતાં સ્વાભિમાનપૂર્વક કાર્યરત રહેવામાં જ આપણું ગૌરવ સમાયેલું હોય છે. જીવનમાં જ્યાં સુધી ગતિ રહેશે ત્યાં સુધી તમારામાં જીવન રહેશે નહીં તો જ્યાં મુશ્કેલીઓને જોઈને તમે અટક્યા ત્યાં ચિંતા પ્રવેશી જવાની.

ચિડિયાપણું, થાક, બેચેની, અનિદ્રા અને ખરાબ સ્વપ્નો આવવાં એ બધાં ચિંતાનાં પરિણામો છે. આના કરતાં પણ ભયંકર પરિણામો વારંવાર પસીનો થવો, મૂંઝવું, એકાકીપણાથી ડરવું, સમૂહથી પણ બીવું એ બધાં છે. કદાચ આ બધી અસરો રોજની ચિંતાઓમાંથી નથી ઉપજતી, પણ ફ્રોઈડના માનવા પ્રમાણે આપણી કુદરતી ઈચ્છાઓને ખરાબ રીતે દબાવવાથી કે સારે ચીલે નહીં વાળી શકવાથી ઉપજતા ભયમાંથી ઉદ્‌ભવે છે. હદ ઉપરાંતના અતિશય શારીરિક કે માનસિક શ્રમથી પણ ચિંતા ઉપજે છે. અને આ ચિંતા જ્ઞાનતંતુઓને કોરી ખાય છે ત્યારે માનસિક આઘાતો સહેવા પડે છે. દા. ત. ભૂખ એ આપણી જન્મજાત પ્રેરણા છે. આ પ્રેરણાને દબાવીએ તો એનાં વિકૃત પરિણામ આવવાનાં જ. એવી રીતે લડવાની, આધીન બનવાની, આતુરતાની, સંગ્રહ કરવાની ને અણગમતી વસ્તુઓથી દૂર રહેવાની પ્રેરણાઓ સામાન્યરીતે દરેકના જીવનમાં સ્થાન ધરાવતી હોય છે. વળી આપણામાં આપણી જાતનું પ્રદર્શન કરવાની અને સ્વત્વ બતાવવાની પ્રેરણા પણ કુદરતીરીતે રહેલી હોય છે. એકબીજાને મળવાની સામાજીક પ્રેરણા પણ દરેક વ્યક્તિને મળેલી હોય છે. આ બધી પ્રેરણાઓને એક યા બીજી રીતે દબાવવાથી કે એ બધી આપણામાં નથી એવો ઢોંગ કરવાથી આપણા મનમાં ચિંતા ઘુસે છે. પરિણામે આપણું વ્યક્તિત્વ આંતરિક કલહથી સળગે છે. આપણું અહં પ્રેરણાઓનો સ્વીકાર નથી કરતું અને પ્રેરણાઓ એટલી બધી પ્રબળ બને છે કે એનાથી આપણે મુક્ત બની શકતા નથી. આપણે પ્રેરણાઓને 'યેન કેન પ્રકારેણ' દબાવવાની વૃત્તિ ધારણ કરીએ છીએ અને હાથે કરીને મુશ્કેલીઓ ઊભી કરીએ છીએ. આપણામાં ઊર્મિનાં સંઘર્ષો જન્મે છે અને ઊર્મિને યોગ્ય રસ્તો ન જડવાથી તે જોખમાય છે અને જીવનમાં ખળભળાટ મચાવે છે

આવી સ્થિતિથી બચવા માટે નિખાલસ હૃદયવાળા બનવાની જરૂર રહે છે. જ્યારે આપણે નિખાલસતા અપનાવી શકીએ છીએ ત્યારે જ આપણા મનની વાત કોઈની સમક્ષ રજૂ કરી શકીએ છીએ. સાથે સાથે આપણી શક્તિઓને ઓળખીને આપણે આકાંક્ષાઓ સેવવાની હોય છે. હવે આ દુનિયામાં ચમત્કારોની સંભાવના બહુ ઓછી છે આથી એની આશા રાખવી એ પણ નકામી જ ગણાય ને? વળી એકની એક વસ્તુ કે વાત પર વારંવાર વિચાર કર્યા કરવો એ પણ મૂર્ખાઈ છે. સંજોગો પલટાય છે ત્યારે ઉન્નતિ થતાં વાર પણ નથી લાગતી. ગાનવીના સંજોગોને પલટવામાં ઈશ્વર જેવી કોઈ શક્તિનો હાથ રહેલો છે એ શા સારૂં ભૂલવું જોઈએ?

કેટલાક લોકોને ચિંતિત મુદ્રામાં પડ્યા રહેવાનું બહુ ગમતું હોય છે. આવા લોકો તદ્દન નિષ્ક્રિય બની જાય છે. આથી ચિંતાને નિષ્ક્રિયતાની જનની તરીકે ઓળખવામાં આવે છે. સાહસો ખેડવાનાં તરંગોના આનંદમાં મસ્ત રહેનારા સાહસની વાસ્તવિકતાનો આનંદ ક્યાંથી લૂંટી શકે?

કેટલાક લોકોને વળી પોતાની ચિંતા નથી હોતી એટલી પારકાંની હોય છે. પારકાં દુઃખો ઉછીનાં લઈને પણ તેમને ચિંતા કરવાની ટેવ પડી ગઈ હોય છે. વળી કોઈ કોઈ તો પોતાની મુશ્કેલીઓને ખૂબ મોટું સ્વરૂપ આપી દઈને કલ્પિત ભયો સામે જ ઝઝૂમતા જોવામાં આવે છે. ડૉ. એકઝલ મન્થે આવું એક દૃષ્ટાંત નોંધ્યું છે. એમના એક દર્દીને એક કૂતરો કરડ્યો. એને એમ વહેમ પેઠો કે આ કૂતરો હડકાયો જ હશે. આથી એને પણ હડકવાનાં ચિહ્નો જણાવા માંડ્યાં અને હડકવાના ગાંડપણમાં એણે કૂતરાને મારી નાખ્યો. પછી એને માલુમ પડ્યું કે કૂતરે





તંદુરસ્ત હતો. આથી વાસ્તવિક ભયો કરતાં કલ્પિત ભયો આપણને વધુ ડરાવીને ચિંતાતુર બનાવતા હોય છે એ હકીકત છે. ચિંતામુક્ત બનવાનો સૌથી સરસ ઉપાય ગટેએ એના વીલ્હેલ્મ મેઈસ્ટર (Wilhelm Meister)માં સૂચવ્યો છે: 'દરેક માણસે રોજ એક નાનું ગીત સાંભળવું જોઈએ, એક સારી કવિતા વાંચવી જોઈએ, સુંદર ચિત્ર નિરખવું જોઈએ, અને શક્ય હોય તો બુદ્ધિયુક્ત શબ્દો ઉચ્ચારવા જોઈએ.'

વળી ધરતીની લીલીછમ હરિયાળી, વૃક્ષોની વનરાજીઓ, ઉદિત થતો સૂર્ય, સંધ્યાકાળે ટમટમ થતા તારલિયાઓની વચ્ચે ઘૂમતો ચંદ્ર—પ્રકૃતિની આ બક્ષિસો માનવીના દુઃખી હૈયાને આશ્વાસન આપીને ચિંતામુક્ત નથી બનાવતી એમ તો કોણ કહી શકશે? આ બધાં કુદરતી દૃશ્યો વ્યક્તિની સમક્ષ જીવનનું નવું જ દર્શન નથી રજૂ કરતાં?

કેટલાક લોકોને પોતે ગુમાવેલી તકો વિશેની ચિંતાઓ સતાવતી હોય છે. આ હકીકતને પૂરવાર કરતું એક જ સમજ દૃષ્ટાંત બસ થશે. પરીક્ષાર્થી પરીક્ષાની તૈયારીઓમાં કેટલીકવાર આળસ કરે છે. પણ જ્યારે પરિણામ આવે છે ત્યારે એમને એમ થાય છે કે થોડી વધારે મહેનત કરી હોત તો સુંદર પરિણામ આવત. આવી ચિંતાઓ કર્યા કરવાનો કોઈ અર્થ નથી હોતો. કદાચ આ જાતની ચિંતા વિદ્યાર્થીઓને આગામી પરીક્ષાની તૈયારી માટે સભાન ને સક્રિય બનાવતી હોત તો પ્રશ્ન ઉકલી જાત. પણ એવું તો કાંઈ છે નહીં: કારણ કે ચિંતા આપણામાં નિષ્ક્રિયતા આણે છે. આથી આવે પ્રસંગે વ્યક્તિએ, પોતાના સંજોગો અને સંજોગો સામે પોતે બતાવેલું વર્તન એ બંને અંગોને અનુલક્ષીને વિચાર કરવો જોઈએ. આપણી આંખે જે દેખાય તેમ હોય એ જ જોવાનું હોય છે. ભૂતકાળમાં આપણે કર્યા હતાં અને વર્તમાનમાં એનાથી જુદાં છીએ એવા વિચારો આપણી નિષ્ફળતાઓની સ્મૃતિ તાજી કરાવે છે, અને આપણને આપણા પ્રત્યે દયા ઉત્પન્ન થાય એવી પરિસ્થિતિ સર્જે છે. સમૃદ્ધ ભૂતકાળને ભૂલીને વર્તમાન જીવનની વાસ્તવિકતા સામે ઝઝૂમતા નિર્વાસિતો આપણને વર્તમાનમાં જ રચ્યાપચ્યા રહેવાનો અને ભવિષ્યની ચિંતા કરવાની છોડી દેવાનો સંદેશો નથી આપતા?

ચિંતા અને ગમગીનીની કાળીમેશ ભૂતાવળોમાંથી બહાર નીકળવું હોય તો આશા ને હિંમત કેળવ્યા વગર કોનો છૂટકો થયો છે? એક વખતની નિષ્ફળતા આખા ય ભાવિ ઉપર ગહન છાપ નથી પાડતી, કારણ કે ભવિષ્યમાં અન્ય કેવાં ને કયી જાતનાં બળો મદદમાં આવવાનાં છે એની કોને ખબર છે? આથી જ ઈશ્વરના ભરોંસે આપણું જીવન–નાવડું હંકારવામાં જેટલું શ્રેય છે એટલું આપણી બુદ્ધિબળે ચાલવામાં નથી. જૂના વખતની કહેવત 'આદર્યાં અધૂરાં રહે ને હરિ કરે સો હોય' એમાં જરાય અતિશયોક્તિ નથી.

સંસારના ચક્રને ચલાવનારો હજાર હાથવાળો ધણી આપણી બધી ચિંતાઓ પોતાને માથે લઈને બેઠો છે એવી વૃત્તિ કેળવીએ તો આપણે જીવી શકીએ. નહીં તો ગાડા નીચે ચાલતા કુતરા જેવી આપણી સ્થિતિ થાય, આપણા એક ગુજરાતી કવિની જ કવિતા—'ચિંતાથી ચતુરાઈ ઘટે ને ઘટે, રૂપ ને રંગ....' એમાં કેટલું બધું માનસશાસ્ત્રીય સત્ય છૂપાયેલું છે?



# સહવાની મીઠાશ

શશી શાહ

મનની, શરીરની અને દરેક પ્રકારની મુક્તિ કે સ્વતંત્રતાની ખુમારી જે હાડોહાડમાં ભરેલી હોય છે એ એને મેળવવા ગમે તે કરવા તૈયાર થાય છે. અને એ મેળવવા માટે દરેક જાતની હેરાનગતિ પણ કેવા હર્ષથી વહોરી લે છે! એ બધું સહન કરીને આવનારી એક અણમોલ પળની જે મીઠાશ આંખ સામે તરવરતી હોય છે એ એક જ મુખ્ય કારણ એ બધું સહન કરાવનારું હોય છે. આઝાદી મેળવવા હસતે મુખે ગળામાં દોરડું પરોવનારા આપણા ક્રાંતિવીરોને આપણે હજુ ક્યાં ભૂલી ગયા છીએ?

જે સમાજમાં એ ઊછરીને મોટી થઈ હતી એ સમાજમાં એના જેટલી ઉંમરની છોકરીઓ કુંવારી હોય તો માબાપને નીચું જોવું પડે એવું હતું. એના ઉપર પણ પરાણે પરણાવી દેવાના દરેક પ્રયોગો થઈ ચૂકેલા. એ બધા પ્રયોગો એને માટે નિષ્ફળ નીવડયા. આ વરસે એની મોટી બેનનાં લગ્ન લીધાં ત્યારે ભેગા ભેગી એની નાની બેનનાં લગ્ન પણ પતાવી દેવાય તો એક ધાએ બે પંખી માર્યા જેવો સંતોષ એના કુટુંબી-જનોએ લેવા ધાર્યો.

બન્ને બેનોનાં લગ્નની ધમાલ શરૂ થઇ ગઈ હતી. ઘરનાં માણસ તરીકે પોતાની બે બેનોનાં લગ્નમાં એ પણ નાના–મોટા દરેક કામમાં એક સરખી તલ્લીન હતી લગ્નને દિવસે હાથમાં સૂતરમાળ લઈને એ ચોરીમાં ઊભી હતી: એના ભાવિ બનેવીને આરોપવા માટે— એ એમની કુટુંબપ્રથા હતી.

પાસે જ ઘીનો દીવો ટમટમી રહ્યો હતો. બન્ને બેનોનાં લગ્નની ધમાલમાં એ એવી તો કામગરી બનીને સ્વભાન ગુમાવી બેઠેલી કે પેલા નાનકડા ઘીના દીવાની જ્યોત એની સાડીને અડી અને સાડી સળગવી શરૂ થઈ ન થઇ ત્યાં તો હાથમાં પકડેલી સૂતરમાળ સુધી દીવાની આંચ અડી ગઈ. અને લગ્નમાં મહાલતાં સગાં–સ્વજનો સૂતરમાળને સળગાવી દેનાર આ અપશુકનિયાળને સહન ન કરી શક્યાં. પોતાની સળગતી સાડી હોલવવી એક બાજુએ છોડીને એણે પહેલાં તો સૂતરમાળને જલદી બુઝાવી નાખી અને એનાં સગાં–સ્વજનોએ આવીને એને કેટલાય કડવાં વેણો ચોપડતાં ચોપડતાં મંડપમાંથી બહાર ધક્કો દીધો એની સળગતી સાડીને હોલવવાનું તો કોઈએ નામ પણ લીધું નહિ કે કોઈએ એ તરફ ધ્યાન પણ ન દોર્યું. એને કાંઇ ઇજા થઇ છે કે એ દાઝી ગઇ છે કે કેમ એ પૂછવાની પણ કોઇને પડી નહોતી. જાણે બધાંથી હડધૂત થવા માટે જ એ આવા પ્રસંગે હાજર ન રહી હોય!

પગે દાઝી ગયેલી એ મનમાં ને મનમાં સમસમી રહી. એની દયા ખાવાવાળું ત્યાં કોઈ નહોતું તો ય એના પર ક્રોધ વરસાવનાર એનાં જ વાલેશ્રીઓ ત્યાં અનેક હતાં. એના ખબર અંતર પૂછવાનું તો બાજુએ રહ્યું પણ એ દાઝેલી એના પર જાણે ડામ દેનારાં વાગબાણો શરૂ પણ થઇ ચૂક્યાં:

'પોતાનાથી નાની બેન પહેલી પરણે છે એ બાપડીથી જોયું જતું નહિ હોય એટલે જ આવા શુભ કામમાં આવું મહાન અપશુકન ઊભું કર્યું ને? કાંઇ નહિ ને એ સૂતરની મંગળ માળા નહિ તો સળગે જ શી રીતે? પોતાનું તો ઠીક પણ પોતાની સગી બેનોનું પણ આવું ભૂરું ઇચ્છે એ કેવી......'

આવા તો કેટલાંય વાક્યો એના બહેર મારી ગયેલા કાન પર અથડાયા કર્યાં. અક્ષર પણ બોલ્યા વિના એ તો બધું સાંભળી રહી. આર્ય નારીની સહનશીલતા એની રગેરગમાં પહેલેથી વિસ્તાર પામેલી હતી એટલે આવા હડહડતા અપમાનકારક પ્રસંગે પણ એ તો એવી ને એવી બધું સહન કરી શકી. ત્યારે એના આત્માના સાક્ષીએ એણે એક વાત તો કરી લીધી: સૂતરમાળા સળગી એ બધાંને દેખાઈ, પોતાની સાડી સળગી અને પગ દાઝયા એ કોઇએ ન જાણ્યું. વિરોધ કરનારને તો આવી જ રીતે મૂંગે મોંએ સહેવાનું હોય ને?—એમાંથી જ એને સાચી મીઠાશ મળતી હોય છે, સહેવાની સાચી મીઠાશ.

★

સિદ્ધાર્થ

> સ્ત્રીનું સ્ત્રીત્વ જ્યારે ઝબકીને જાગી ઊઠે છે ત્યારે ત્યાં સ્ત્રી સ્ત્રી તરીકે નહિ, માનવ તરીકે નહિ પણ શક્તિ તરીકે છતી થઈ જાય છે. કોઈપણ જાતનો વિચાર તેમ કરતાં તેને રોકી-રોધી શકતો નથી. એવા આવેશમાં કરી દીધેલા પોતાના કાર્ય માટે પાછળથી એ પસ્તાય તો પણ એનું એ કાર્ય ગર્વ કરાવે એવું તો હોય છે જ: એને અને બીજાને પણ.

ગામડાંમાં ઘડિયાળના અભાવે હોય કે પછી અનિયમિતતા માટે જાણીતી રેલગાડી વહેલી આવીને ઊપડી જવાની બીકે હોય, પણ ગાડીના આવવાના વખત પહેલાં બે કલાકથી ત્યાં ઉતારૂઓ આવવા મંડી જતાં. આસપાસમાં કોઈ પણ જાતના વાહનોની સગવડ થઈ શકે એમ ન હોવાથી બળદગાડીમાં ત્રણચાર ગાઉ દૂરથી ઉતારૂઓને આવવું પડતું. ને સ્ટેશને આવ્યા પછી ગાડી આવવાની હજુ ખૂબ વાર છે એ જાણે ત્યારે એમનાં જીવમાં ધરપત આવતી.

ઉનાળાની રજાઓમાં કોલેજીયન તૃપ્તિ પણ શહેરથી કંટાળીને એની ભાભી સાથે એમના પિયર એ નાના ગામમાં રજાઓ ગાળવા ગયેલી. ભાભીને અને એને એવાં તો સહીપણાં હતાં કે બન્ને સગી બહેનો જેમ જ એકમેક માટે મરી પડતાં. ભાભી પણ 'તૃપ્તિબેન-તૃપ્તિબેન' કરતાં અડધાં અડધાં થઈ જતાં. અને આખાબોલી તૃપ્તિની અનેક જાતની સતામણી ને મશ્કરી પણ સહી લેવાનું ભાભી શીખી ગયેલાં એટલે તૃપ્તિ સાથે એમને મઝા પણ ખૂબ પડતી. એમાં આ વખતે તૃપ્તિના મોટા ભાઈ ધંધા અંગે બે એક માસ દેશાવર ગયેલા એટલે પિયર જવાનો ભાભીને મોકો મળ્યો.

ગાડી આવવાને હજુ તો ઘણી વાર હતી. નાનકડું પ્લેટફોર્મ ઉતારૂઓથી ભરાવા લાગ્યું હતું. બન્ને લગભગ સમોવડી યુવતીઓ હતી.

'ભાભી, તરસ ખૂબ લાગી છે.'

'તૃપ્તિબેન, આવા નાના પ્લેટફોર્મ પર તો કાંઈ સગવડ જેવું દેખાતું યે નથી. કોઈ સોડાલેમન જેવું પીણું કે 'બ્રાહ્મણિયા પાણી'ની પરબ પણ નથી જણાતી. આટલામાં કોઈ પાણીવાળું પણ નથી દેખાતું. મને આવી ખબર હોત તો આપણે ઘેરથી નીકળતી વખતે જ એવું કંઈક ન લઈ લેત?'

'પણ ભાભી, આવા ધોમધખતા ઉનાળાના આ વનવગડા જેવા પ્રદેશમાં મને કયો અનુભવ હતો તે હું આગળથી કહી રાખું? ખરેખર ભાભી, મારું તો ગળું સૂકાઈ ચાલ્યું.'

અહિનો એક પિયર રહીને ભાભી એમની લાડીલી નણંદ સાથે સાસરે પાછાં ફરતા હતાં. પિયરમાં ભાભીને એકલાં વિધવા બા જ હતાં. ગામથી દૂર આવેલા સ્ટેશને એને વળાવવા એ તો ન જ આવી શકે. એટલે ગામેતી ગાડામાં જ નણંદ-ભોજાઈને એકલાં આવવું પડેલું. ગાડાવાળો તો એમને સ્ટેશને મૂકીને તરત ચાલતો થયેલો, નહિતર એની પાસે પાણીની બતક તો ભરેલી હોય. સ્ટેશનની બહાર કોઈ ગાડું ઊભું છે કે કેમ એ જોવા ભાભીએ બહાર નજર પણ કરી જોઈ. સ્ટેશનમાસ્તર પણ બિચારા ગાડીને સમયે જ સ્ટેશને હાજરી આપવા આવતા એટલે એમનું ઘરબાર સ્ટેશને શોધવાની તકલીફમાં પડવું જ નકામું હતું. તૃપ્તિ પણ રડ્યાખડ્યા ઉતારૂઓ સામે એની કાકલુદીભરી નજર ફેરવી ચૂકી. ભર ઉનાળામાં પણ કોઈ ઉતારૂ પાણીના સાધન સાથે ન દેખાતાં તૃપ્તિ એના સામાન પાસે પડેલા બિસ્તર ઉપર નિરાશ થઈને બેસી પડી

ભાભી તો બિચારાં મૂંઝાઈ ગયાં. ચારેકોર નજર ફેરવી ચૂક્યાં. ક્યાંયથી પાણી મેળવવાની આશા ન જણાઈ ત્યારે એ પણ તૃપ્તિ પાસે બેસવા જતાં હતાં ત્યાં એમની વાતો સાંભળનાર એક ઘરડાં ડોશીમાએ રેલના પાટા ઓળંગીને દેખાતો સામેનો ખાબોચિયા જેવો કૂવો દેખાડ્યો.

બેયના જીવમાં જીવ આવ્યો. બન્ને તરત પાટા ઓળંગીને સામે પાણી પીવા ગયાં. તરસ આડે ગાડી આવવાનો સમય તો બેય જણ જાણે ભૂલી જ ગયાં હતાં. ગાડી આવવાને બહુ વાર નહોતી, પણ તરસ છીપાવ્યા વગર ચાલે એમ નહોતું. ભાભી પણ સારાં એવાં તરસ્યાં થયેલાં.




એ ભાંગ્યા–તૂટ્યા કૂવા પાસે જઈને પાસે પડેલા દોરડા વતી ફૂટેલી ડોલેથી પાણી સીંચીને બન્નેએ પેટ ભરીને પીધું. એમને પાણી પીતાં જોઈને બીજાં પણ બે–ચાર તરસ્યાં ઉતારૂઓ ત્યાં દોડી આવેલાં. પાછળથી આવેલાં એ ઉતારૂઓએ તો જેમતેમ કરીને પાણી પીધું ન પીધું ને તરત પાછાં પણ જતાં રહ્યાં. એકાદ પુરુષ પાછળ રહેલો.

તૃપ્તિ અને એનાં ભાભી જરા તોફાની ખરાં ને, એટલે કૂવા ઉપર પણ મસ્તી કરવા લાગ્યાં. એમાંય તૃપ્તિ તો આવું કોઈક રળિયામણું સ્થળ જોતાંવેંત ગાંડીતૂર બની જતી. અને એને તોફાન કરવાનું ભાભી જેવું રૂડુંરૂપાળું પાત્ર મળે પછી એ શાની રોકાય?

ભાભીએ તો એક બેવાર કહ્યું પણ ખરું કે, 'બહેનબા, ગાડી આવી જશે હમણાં.'

પણ સાંભળે જ કોણ? એ તો એની મસ્તીમાં ચૂર હતી. ભાભીએ છેવટે હાથ પકડીને ખેંચવાની તૈયારી કરી ત્યારે માંડ તૃપ્તિ જવા તૈયાર થઇ. ભાભીને ચીડવવા ખાતર એણે તો દોટ જ મૂકી. ભાભી પહેલાં એ સામેના પ્લેટફોર્મ પર પહોંચી જઈને ભાભીને ચકિત કરી દેવા માગતી હતી.

પાટા પાસે પહોંચવાને બે–ચાર ડગલાં બકી હશે ત્યાં તો પાછળથી કોઈએ એનો હાથ પકડીને પાછી ખેંચી લીધી. એ હાથ પકડનાર કોઈક પારકો પુરુષ છે એ જોયું ન જોયું ને, એ એક પળમાં એવી તો બે–ચાર થપ્પડ તૃપ્તિએ પેલા માણસને ચોડી દીધી! ભાભી પણ આ અણધાર્યા બનાવે ત્યાં આવી પહોંચ્યાં હતાં. અને એમનાથી થોડે જ છેટે ધસમસતી ગાડી પણ હમણાં જ આવીને ઊભી ઊભી હાંફતી હતી.

ભાભીને જોતાં જ તૃપ્તિનો કેફ ઊતરી ગયો હતો. તરત એને પોતાની ભૂલ પણ સમજાઈ ગઈ હતી. આસપાસ નજર ફેરવી, ભાભીનો હાથ પકડીને ગાડીના ડબામાં થઈને જ બન્ને બીજી બાજુ પડેલો સામાન લેવા પ્લેટફોર્મ ઉપર ગયાં. વધુ વખત નહોતો એટલે લબડધબડ સામાન ડબામાં ચડાવી તો દીધો. બન્ને ગાડીમાં ચડયાં અને ગાડી ઊપડી. સ્ટેશન બહાર ગાડી નીકળી ત્યાં સુધી તૃપ્તિ બારીએથી ડોકાઈને લળી લળીને કોઈને શોધી રહી. ભાભીએ પણ એવી જ ઝીણી નજર બધે ફેરવી લીધી. પણ બન્નેની એ શોધ નિરાશામાં પરિણમી.

ડબામાં ખૂબ જગ્યા હતી એટલે એક આખી પાટલી ઉપર બન્ને જણ બેઠાં હતાં. લગભગ ડઘાઈ ગયેલી તૃપ્તિ ડબામાં બેસતાંવેંત ભાભીના ખોળામાં માથું મૂકીને જરા લાંબી થઈ.

ભાભીએ એના ગાલ પર ધીમી ટપલી મારતાં કહ્યું:

'તૃપ્તિબેન, આવું તે કરાતું હશે? એ ભાઈએ તમને ખેંચી ન લીધાં હેત તો આ ગાડી તે શું તમારી કોઈ સગી હતી કે તમને જીવતાં છોડી દેત?'

'પણ ગમે તે માણસ મારો હાથ પકડે એ મારાથી કેમ સહેવાય?'

'એમાં એ માણસનો ખરાબ આશય તો નહોતો ને? એણે તો પરોપકારનું કામ કર્યું. એમની તમારે માફી માગવી જોઈએ.'

'હા, મારો એ કેફ ઊતરી ગયો ત્યારે મને પણ લાગ્યું કે મારે એમની માફી માગવી જોઈએ. પણ એ ભાઈ પછી દેખાયા જ ક્યાં? ગાડી ઊપડી ત્યાં સુધી હું તો એમને શોધી જ રહેલી, પણ ક્યાંય ન દેખાયા. ભાભી, તમે એમને ઓળખો છો?'

'હું ઓળખતી હોઉં તો એ આમ ચાલ્યા જાય ખરા?'

'તો હવે આપણે એમની ભાળ કાઢવી કઈ રીતે?'

'સ્ટેશન આવે ત્યારે ઊતરીને ગાડી ન ઊપડે ત્યાં સુધી ડબે ડબે ફરી વળીએ. બીજું તો થાય પણ શું?'

નક્કી કર્યા પ્રમાણે જેટલાં સ્ટેશને ગાડી ઊભી રહી એ દરેક સ્ટેશને પહેલેથી છેલ્લા ડબા સુધી બેય જણાંએ આંટા માર્યા. પણ પેલો માણસ ન મળ્યો તે ન જ મળ્યો. એમને ઊતરવાનું સ્ટેશન આવ્યું ત્યાં પણ ગાડીમાંથી ઊતરીને પ્લેટફોર્મ ઉપર બન્ને જણ પેલા અદશ્ય માનવીની શોધ માટે ઊભાં થઈ રહ્યાં. પણ ગાડી ઊપડી ગઈ, ઉતા-





રૂઓ પણ બધાં સ્ટેશનની બહાર નીકળી ગયાં. થોડીવાર પછી જ્યારે બન્નેની આંખ મળી ત્યારે એકબીજાં સામું જોઈને બન્ને ખડખડાટ હસી પડયાં. તૃપ્તિએ ભાભીને એક ધબ્બો મારીને કહ્યુ: 'ઘેલાં મારાં ભાભી, હવે તો મારા ભાઈનું ગામ આવ્યું.'

'એની ખબર તો મારા કરતાં તમને વહેલી પડવી જોઈતી હતી નહિતર આપણે એ જ અહીં આટલી વાર સુધી ડાંફળિયા મારતાં ઊભાં રહ્યા હોત ખરાં?'

'ચાલો હવે છાનાંમાનાં.'

બન્ને બહાર નીકળ્યાં. ઘેર આવીને તૃપ્તિએ તો બા-બાપુજી અને થોડા દિવસો પછી ઘેર પાછા આવેલા પોતાના મોટાભાઈને પણ પેલા બનાવવાળી વાત કહી. ભાભીએ એ આખી વાતનો નજરે નિહાળેલો ચીતાર આપ્યો ત્યારે તૃપ્તિના નવજીવન માટે ભગવાનને થાળ ધરાવવાનું પણ એનાં ધાર્મિક વૃત્તિવાળાં બા ન ચૂક્યાં.

એ વાતને બે-ત્રણ માસ થવા આવ્યા ત્યારે એક દિવસ ટપાલમાં તૃપ્તિના નામનો એક કાગળ આવ્યો. તૃપ્તિની એકેય ટપાલ ભાભીથી અજાણી નહોતી. પણ આ અજાણ્યા અક્ષરે અને અજાણ્યા ગામની ટપાલ-છાપ જોઈ ભાભી પણ વિચારમાં પડી ગયાં. એમણે કાગળ ફોડયો નહિ. તૃપ્તિ બપોર પછી કૉલેજમાંથી આવી ત્યારે ભાભીએ ભાવ બદલીને વધામણી માગી.

'પણ શાની?'

'આ છાનાછપના સંબંધની સ્તો.'

'કોનો?'

'કેમ, મ રાથો પણ છાનું રાખતા શીખ્યાં?'

'પણ છે શું? માંડીને વાત તો કરો.'

'પહેલાં વધામણી આપો.'

'જે માગશો એ આપીશ. હવે તો ફોડ પાડો.'

'લ્યો તારે.' કહેતાં ભાભીએ બ્લાઉઝમાંથી પેલો કાગળ કાઢીને તૃપ્તિના હાથમાં આપ્યો.

કાગળને આમતેમ ફેરવ્યો ન ફેરવ્યો ને તરત ફોડ્યો અંદરથી ટૂંકા લખાણવાળો એક કાગળ નીકળ્યો. જલદી જલદી વાંચીને તરત એ કાગળ ભાભીને આપી દીધો.

આટલા દિવસ પછી પણ તૃપ્તિને બચાવી લેનાર પેલા ભાઈએ લખેલો આ કાગળ ટૂંકો છતાં ખરેખર સુંદર હતો તૃપ્તિને, એની આ પ્રકારની પેલી તે દિવસની વર્તણુંક માટે ધન્યવાદ મોકલ્યા હતા. અને ઓળખાણ પણ કાઢી હતી. તૃપ્તિની એક જૂની બેનપણીના એ પતિ હતા. તૃપ્તિની બેનપણીએ પણ એ કાગળમાં છેલ્લે બે લીટી લખીને આ માટે શાબાશી લેવા તૃપ્તિને જ ત્યાં બોલાવી હતી.

ભાભીના હાથમાં કાગળ આપીને તૃપ્તિ પાસેની આરામખુરસીમાં બેઠી ત્યારે એની કૉલેજમાં આજના વ્યાખ્યાનમાંથી એને યાદ રહી ગયેલા શબ્દો એના હોઠમાંથી સરી પડયા : 'परोपकाराय सतां विभुतयः।'



## સાભાર પ્રાપ્તિ-સ્વીકાર

સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ

**સાહિત્ય પ્રવેશિકા:** હિંમતલાલ ગણેશજી અંજારિયા પાનાં ૪૧૧. અઢી રૂપિયા.
**વેતાલની વાતો:** બિપીનચંદ્ર જી. ઝવેરી અને પુરુષોત્તમ જીવણજી મીસ્ત્રી. પાનાં ૨૦૨. દોઢ રૂપિયો.
**માટીની મૂર્તિઓ:** મોહમ્મદ માંકડ. પાનાં ૧૧૪. બાર આના.
**નિત્ય પાઠ:** સં. વામનરાવ પ્રા. પટેલ. પાનાં ૧૫૨. બાર આના.
**રહીમ અને જમાલ:** સ. અનવર આગેવાન. પાનાં ૭૪. ચાર આના.
**પ્રૌઢ વાચનપોથી:** સોમાભાઈ ભાવસાર. પાનાં ૪૭. ચાર આના.

# લોકસાગરને તીરે તીરે

પારાવાર

આણંદથી અમદાવાદ જતો હતો ત્યારે નડિયાદ સુધી હું વાંચવામાં ધ્યાન પરોવી શક્યો, પરંતુ તે પછી ગાડીમાં ગરમાગરમ ચર્ચા શરૂ થઈ અને એમાં જોરશોર પણ આવ્યું એટલે મારું ચિત્ત એ તરફ ખેંચાયું. પુસ્તક બંધ કરી મેં ધ્યાનથી મૂંગા રહી રસ લેવા માંડયો.

એક ભાઈએ કોંગ્રેસ સામે ફરીઆદ કરી એટલે બીજા ભાઈએ તરત બચાવ કરતાં કહ્યું: 'હવે લોકોને કોંગ્રેસ સામે ફરિયાદ કરવાનો કાંઈ અધિકાર નથી. એક બાજુ એને મત આપવા છે અને એની વિરૂદ્ધ બળાપો કરવો એ ક્યાંનો ન્યાય ?'

બીજા ભાઈ: કોંગ્રેસ ચૂંટાઈ એનો અર્થ એનામાં કોઈ દોષ નથી એવું ઓછું છે ? અને ફરિયાદ કરનારાઓએ એને મત આપ્યો જ છે એવું ઓછું છે ? અર્ધોઅર્ધ પ્રજાએ એને મત આપ્યો નથી.'

ત્રીજા ભાઈ: 'પણ વાત શું છે ?'

એ ભાઈ: 'કોંગ્રેસ ભલે મોટી સંસ્થા રહી, પણ એ રાજ્યવહીવટ સુધારવામાં નિષ્ફળ ગઈ છે.'

બચાવ કરનાર ભાઈ: 'આવડા મોટા સરકારી તંત્રને સુધારવું એ નાની વાત છે ? સરકારી નોકરો જ્યાં સુધી પોતાની જવાબદારી ન સમજે ત્યાં સુધી કોંગ્રેસ નરી શું કરે ?

ફરિયાદી ભાઈ: 'એ બરાબર છે, પરંતુ નાનો સરખો પણ સુધારો ન થાય તેનો બચાવ હોઈ શકે નહિ. એક દાખલો આપું. ૨૬મી જાનેવારીએ કોર્ટમાં મેજીસ્ટ્રેટે મુદત રાખી હતી. મુદત રાખતી વખતે તે દિવસે સ્વાતંત્ર્ય–દિનને લીધે રજા છે તે ધ્યાનમાં રહેલું નહિ. પછી ખબર પડે ત્યારે શું કોર્ટની જવાબદારી નથી કે કેસવાળાને ખબર આપે કે તે દિવસે ધક્કો ખાશો નહીં ?'

બચાવવાદી: 'આપવી જોઈએ, પરંતુ પોતાના વકીલની એ જવાબદારી વિશેષ છે કે અસીલને લખી દે.'

ફરિયાદી: 'એટલેથી વાત અટકની નથી. પક્ષકારોને લાગે છે કે આજે રજા હશે જ, પરંતુ મુદત છે એટલે જવું જોઈએ માની એ આવે છે, વકીલને મળે છે. વકીલ કહે છે કે રજા છે, પરંતુ સાહેબને મળીએ, જો કેસ ચલાવતા હોય તો તમારે ધક્કો ન પડે. સાહેબને ઘેર તપાસ કરી તો એમણે કહ્યું કે લાવો સાક્ષી ઘેર, જુબાની લઈ લઉં. અને એ રીતે ઘરને કચેરી બનાવી કેસ ચલાવ્યો !'

બચાવવાદી: 'આમાં ખોટું શું થયું ? નાહક ધક્કો ન પડે તે કારણે સેવાભાવે મેજીસ્ટ્રેટે ઘેર કેસ ચલાવ્યો તો ય તમને વાંકુ જોવાની ટેવ છે એમ કહોને ?

ફરિયાદી: 'સેવાભાવ કેટલો છે એ તો કચેરીના ટાઈમે સાહેબ કોર્ટમાં હાજર થતા નથી અને એક દોઢ વાગે કોર્ટ શરૂ થાય છે તે ઉપરથી જોઈ શકાય છે. રજાને દહાડે ઘેર કેસ ચલાવે અને કોર્ટમાં રોજ મોડા આવે તે બધુ નવાબી તંત્રનો નમુનો છે. ટાઈમસર અમલદારો હાજર ન થાય. સરકારી કામ શરૂ ન થાય એટલો સુધારો પણ કોંગ્રેસ તંત્ર ન કરી શકતું હોય તો પછી તુમારશાહીનો તો એ નીકાલ શી રીતે કરવાની હતી ?'

બીજા ભાઈ બોલી ઉઠ્યા: 'તુમારશાહી તો ઠીક પણ કૂવા અને ખેતી માટે સીમેન્ટ આપવાની જોગવાઈ છે છતાં મારે ચાર ધક્કા થયા પરમીટ માટે. કારકૂન વાયદા પણ કરે છે કે કાલે આવો !'

'શું કારણ ?'

'કારણ તો એ જાણે.'

એ વખતે ગાડી સ્ટેશને ઊભી રહી અને એક કોંગ્રેસી ધારાસભ્ય અંદર આવ્યા. એમને ઓળખનાર એક જણ બોલી ઊઠયા: 'કરો આમને ફરીઆદ. નવા ધારાસભ્ય ચૂંટાયા છે એટલે એમની ફરજ સરકારી તંત્રની ફરિયાદ સાંભળવાની છે.'

વાત સાંભળી ધારાસભ્યે કહ્યું 'મારે કાને એ કારકુનની ફરિયાદ આવી છે. પૈસા માટે એ ખોટા





ધક્કા ખવરાવે છે તેવું સાંભળ્યું છે.'

બીજા ભાઈ વચ્ચે ઉત્સાહમાં બોલી ઉઠ્યા : 'તો એમને સીધા કરવામાં કેમ આવતા નથી ? સરકાર ખેતીના કામને મુખ્ય અગત્ય આપે, એક કારકૂન હેરાન કરે છતાં...'ધારાસભાના મામલતદાર એનો બચાવ કરે એટલે પુરાવા વગર શું થઈ શકે ? ખિજવાઈ જતા ઉત્સાહી ભાઈ બોલ્યા: 'આમ તુમારશાહીમાં જ પ્રજા કચડાઈ જવાની છે.'

એક ભાઈ: 'પ્રજા એકલી કે પ્રધાનો પણ એમાં કચડાઈ ગયા છે ? હમણાં આણંદ ખેતીવાડીમાં પ્રધાનોનો જલસો થયો તે સમાચાર છાપામાં વાંચ્યા હતા કે નહિ ? ખેતીવાડીના સંચાલકે મુંબઈ સરકારની તુમારશાહીની ટીકા કરી એટલે મુનશીએ પોતાની ભાષામાં મુંબઈ સરકારની તુમારશાહી સુધારવા ટકોર કરી. આથી દિનકરભાઈ છેડાઈ પડ્યા અને પોતાની ભૂલ સુધારવાની વાત કબૂલ કરવાને બદલે મુનશીને સામું જણાવ્યું કે મધ્યસ્થ સરકારમાં અમારામાંથી વધારે તુમારશાહી છે !'

છાપામાં એ વાંચેલું તેવા બીજા ભાઈ બોલ્યા : 'એવું જ જીવરાજ મહેતાના અંગ્રેજી ભાષણનું થયું ને ? એમણે અંગ્રેજીમાં ભાષણ કર્યું એટલે મણિબહેન પટેલે ટીકા કરી કે જો ગુજરાતીમાં ભાષણ કર્યું હોત તો જેમને સંભળાવવું છે તે સમજી શકયા હોત. આ સીધી અને સાદી વાત હોવા છતાં જીવરાજભાઈ છેડાઈ પડ્યા અને બોલ્યા કે તો અંગ્રેજીમાં આમંત્રણ શું કામ કાઢ્યાં હતાં ?'

એક ભાઈ: 'અંગ્રેજીમાં આમંત્રણ કાઢ્યાં એ ભૂલ કરી, પણ એથી જીવરાજભાઈને બીજી ભૂલ કરવાનો હક મળે છે ? અને એ ભૂલ કરી તો ટીકાથી એ કબૂલ કરવી જોઈએ કે એનો બચાવ કરવો જોઈએ ?'

ત્રીજા ભાઈ : 'આજ સુધી તો એમણે થોડી પણ ટીકા વેઠી લીધી પણ ચૂંટણીના પરિણામથી એમણે જોઈ લીધું કે કોંગ્રેસનું રાજ્ય પાંચ વરસ માટે એકચક્રી સ્થપાઈ ગયું છે એટલે હવે કોઈને ટીકા કરવાનો અધિકાર નથી. એટલે એની પહેલી છરી 'હરિજન બંધુ' પત્ર બંધ કરવાની જાહેરાત કરીને ગાંધી– વિચારસરણી ઉપર જ ફેરવી દીધી !'

ધારાસભ્ય બોલી ઊઠ્યા : કોઈપણ સીધા પગલાને આમ ગમે તેમ ખેંચી જોવું તેનો શો અર્થ છે ? ખોટમાં છાપું ન ચલાવવું જોઈએ તેમ ગાંધીજી પણ માનતા હતા, તેનો ઉલ્લેખ કરીને બંધ કરવાનું જાહેર કર્યું છે. ટીકાની બીકે બંધ કરવામાં આવે છે તેમ માની લેવું વ્યાજબી પણ ક્યાં છે ? એ વગર બીજા છાપામાં ટીકા નથી આવતી ?'

વાત મૂકનાર ભાઈ: 'બીજામાં ટીકા આવે તેને અનેકરીતે ઉતારી પડાય તેમ વિરોધી છાપાં છે, ગાંધી વિચારસરણીનો ટેકો નથી વગેરે વગેરે ! પણ એવું કંઈ 'હરિજનબંધુ' વિષે 'કહેવાય નહીં'. એનું વજન પ્રજામાં ખોટું પડે છે એટલે જેમ વહુ સાસુનું ગળું દબાવીને મારી નાખે તેમ આમાં થયું છે તેવું લોકોને લાગ્યું છે.'

ધારાસભ્ય : 'એટલે ખોટ નથી જતી એમ તમારું કહેવું છે ?'

ભાઈ : 'ખોટ જતી હશે, પણ નવજીવન ટ્રસ્ટ કંઈ આ છાપાનું એક જ કામ કરતું નથી. પુસ્તકપ્રકાશન કરે છે અને છાપકામ પણ કરે છે. એ બધામાં કમાતું હોય અને એ કમાણી ગાંધીજીના પુસ્તકોના હકને લીધે થાય છે તો એ ખોટ નવજીવન ટ્રસ્ટ વેઠે તેમાં પ્રજાનો ઉપકાર કરે છે ?'

ધારાસભ્ય : 'એ બંધ થાય તેમ હું ઇચ્છું છું એમ ન માનતા. નવજીવન ટ્રસ્ટ એ રીતે ચલાવી શકતું હોય તો સારી વાત છે.'

પેલા ભાઈ: 'તમને શો વાંધો હોય ? વાંધો હોય તમારા ભાવિ વડાપ્રધાન મોરારજીભાઈને. પક્ષની નેતાગીરી મજબૂત કરવી હોય એટલે ગાંધી વિચારસરણીને મોંએ ડુચો મારે !'

ધારાસભ્ય: 'માણસના ન હોય તે દોષ જોવા હોય તો ના નહિ બાકી મોરારજીભાઈ આમાં ખુશી છે તેવું શી રીતે ઘટાવી શકાય ?

પેલા ભાઈ: 'હરિજન બંધુ'ની મૃત્યુ નોંધ જે



રીતે મૂકી છે તે બતાવે છે. એ મૃત્યુનોંધથી આખું ગુજરાત ખળભળી ઊઠયું, સર્વોદય સંઘે 'હરિજન' અંગ્રેજી પત્ર ચલાવવાની જવાબદારી લીધી, પરંતુ આ એક નજીવી વાત હોય તેમ 'ખેદ' અને 'ખોટ' એ બે શબ્દો વાપરીને જીવણજી દેસાઈએ છરી ફેરવી દીધી છે. શું એ છરી ફેરવતા પહેલાં ટ્રસ્ટના પ્રમુખ તરીકે મોરારજીભાઈની ફરજ નહોતી કે એ દુઃખદ નિર્ણય માટે પ્રજાને વિશ્વાસમાં લે તેવું નિવેદન કરે?'

બીજા ભાઈ: 'હવે એમને પ્રજાને વિશ્વાસમાં લેવાની શી જરૂર છે? અપવાદ તરીકે વડાપ્રધાન બનવાનો પણ કારોબારીએ આદેશ આપ્યો છે. હવે તો એમની તીખી જીભના સપાટામાં પોતે ન આવી જાય એટલું જ જેણે તેણે જોવાનું!'

ધારાસભ્ય: 'એ હાર્યા તેનું કારણ પણ તીખી જીભ છે.'

એક ભાઈ: 'હારવામાં તો કુદરતનો સંકેત લાગે છે. કોંગ્રેસ આખી જીતી અને એ હાર્યા એમાં જીભ તો ઠીક પણ ઈશ્વરનો સંકેત ખરો.'

ધારાસભ્ય: 'ઈશ્વરને એમાં શું છે, માણસ પોતાના પગ ઉપર કુહાડી મારે અને પછી દોષ કાઢે કુદરતનો. એમનામાં શક્તિ ગમે તેટલી હોય, પણ એથી જીભ કાબૂમાં ન રાખે તો કેવું વેઠવું પડે છે તે સમજવુ હોય તો એમણે સમજી લેવું જોઈએ.

નવાઈ પામતા બીજા ભાઈ બોલ્યા: 'ધારાસભ્ય થઈ તમે ય એવું બોલશો?'

ધારાસભ્ય: 'ખોટું શું છે? સાચું હોય તે તો કહેવું જોઈએ ને?

હું હસ્યો એટલે એક ભાઈ મને સંબોધી બોલ્યા: કેમ મિસ્ટર તમે બિલકુલ મૌન રાખ્યું છે!'

હું: 'બોલવાની જરૂર વગર શું બોલું? માનનીય ધારાસભ્ય સાચું કહેવામાં માનતા હોય તો પ્રજાની હકીકત પક્ષના નેતાને પહોંચાડશે અને પ્રજાના હિત માટે પક્ષ સામે લડવાની હિંમત બતાવશે તો બસ છે!'



## ફેબ્રુ૦ અંકમાં પ્રગટ થયેલ 'પ્રાચીન સંગીત-ગ્રંથો'વાળા લેખનું શુદ્ધિપત્ર :

| પૃ. | કોલમ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૩૧ | ૧ | ૧૩,૧૪ | | ભરતમુનિ ઈ. પૂર્વે ૩૦૦ થી ઈ. સ. ૪૦૦ સુધી. (દત્તિલનો સમય અલગ નથી) |
| ૩૨ | ૨ | ૩૦ | નાટ્યાદિભિઃ | નારદાદિભિઃ |
| ૩૩ | ૨ | ૧ | શિણલીભ્યાં | શિલાલિભ્યાં |
| ૩૪ | ૨ | ૨૪ | ભકતે | ભરતે |
| ૩૪ | ૧ | ૩૧ | અગ્નિ. પિતાનો | અગ્નિ. દિ તાનો |
| ૩૬ | ૨ | ૬ | મતંગે દુર્ગાશક્તિની જગ્યા દુર્ગાશક્તિ | માતંગે દુર્ગશક્તિની જગ્યા દુર્ગશક્તિ |
| ૩૭ | ૧ | ૨૫ | માતંગે | મતંગે |
| ૩૭ | ૨ | ૬ તેમજ નીચે બધી જગ્યાએ | | (ખં. ૨...). (સં. ૨....) |
| ,, | ,, | ૭ | મૂર્છના | મૂર્ચ્છના |
| ,, | ,, | ૧૦ | પરહ | પટહ |
| ,, | ,, | ૨૮ | કલાપ્રબંધ | એલાપ્રબંધ |

## મારો હિમાલય (?) જીવરામ જોષી

## [ ૧૩ ] કોણ હિંદુ, કોણ મુસ્લિમ

હિમાલયના પ્રદેશમાં આલ્મોડા અને નૈનિતાલ વિભાગમાં મેં પહેલાં ભ્રમણ કરેલું હતું એટલે હિમાલય પ્રદેશ પ્રથમ જોયાની ભવ્યતા મને મુગ્ધ બનાવતી નહોતી. પહાડ, નદી, વનરાઈ એ મારા પ્રિય સ્થાનો તો બાળવયથી જ રહ્યાં છે. એ દ્રષ્ટિએ પણ હિમાલય જેવો પ્રદેશ મને સુખકર લાગે જ. પરંતુ કાંગડા જિલ્લાનો આ હિમાલય પ્રદેશ જોઈને જ મારા મન પર મુગ્ધ પ્રભાવ પડયો તે જુદા જ પ્રકારનો હતો. મને એમ લાગ્યું કે આજ પહેલવહેલો જ હું આ સુંદરતમ પ્રદેશમાં આવી પહોંચ્યો છું. મારા મન પર જે પ્રભાવ પડી રહ્યો અને તેને લીધે જે લાગણી અને ભાવ જન્મ્યાં તે તો એક પળ જ હતી. સ્વાનુભવની ભાવબોધક આવી પળ તો જીવનમાં કોઈક જ વાર આવે છે. આવીને એવી લય પામે છે કે ફરીને એના અનુભવનું–સ્વાદનું–બોધનું સ્મરણ કરવા છતાં સ્મરણ પણ થઈ શકતું નથી, પણ એ પળ એક હતી તે હતી, એટલું જ કહી શકાય. એવી એકાદ પળ માટે મહાન તપ અને વરસોનાં વરસો મથામણ ચાલ્યા કરે છે. એ પળ માત્રનો અનુભવ જીવનની દિશા બદલી નાખે છે, સમજણને ઉલટપાલટ કરી મૂકે છે, નથી માનતા હોતા તે મનાઈ જાય છે. નથી સમજતા હોતા તે સમજાઈ જાય છે. એ છે પ્રકાશ, જ્ઞાન, પ્રેરણા, ઈશ્વરદર્શન અને મોક્ષ. જેની જેની પાત્રતા અને જેટલા અંશમાં એ પળનો અનુભવ કરીને ઝીલી, એટલા પ્રમાણમાં એમાંથી એને જ્ઞાન, પ્રેરણા, ઈશ્વરદર્શન કે મોક્ષનાં દર્શન થાય છે.

કોઈ કવિને આવી પળ આવી લાગે ત્યારે કાવ્ય જન્મી જાય, લેખક લખી જાય, ચિત્રકાર ચીતરી જાય અને એક વગડાનો ગ્રામ્યવાસી એકાદ દુહો લલકારે. ભૂખ પણ એ જ, તરસ પણ એ જ, વાસના અને ઊર્મિ પણ એ જ પળ.

> માણસનાં વેરઝેર, ધાર્મિક ઝનૂન કે માણસ માણસ વચ્ચેનાં ભેદભાવ તો શહેરોમાં જ દેખાશે. કોઈ નાનું ગામડું કે પહાડોના ઊંડાણે પહોંચ્યા પછી ત્યાં નથી હોતા ધર્મના વાડા કે નથી હોતા માણસ–માણસના ભેદભાવ. ત્યાં તો નર્યો માણસાઈ હોય છે. શું હિંદુ કે શું મુસલમીન. ભાઈચારો એ જ એમનું જાણ્યે કે અજાણ્યે એકમાત્ર ધ્યેય હોય છે.

આલ્મોડા અને નૈનિતાલમાં હું ફર્યો છું. એ વાતને વીસ વરસ વીતી ગયાં. ત્યારે નમૂછિયો ક્રાંતિકારી હતો. માથે મોતનું છોગું બાંધીને ઘૂમતો હતો. અત્યારે જિજ્ઞાસુ સાધક બનીને હિમરાજના ચરણમાં આવ્યો હતો. સૌંદર્ય ભાવના જ આખી બદલાઈ હતી. અહીં ઊભેલાં એકેક ઝાડ, એકેક પથ્થર અને કાંકરી મારા અંતરને સોહામણાં લાગતાં હતાં. ચારે બાજુ ઘૂમી ઘૂમીને જોતો ચાલતો હતો. મન ભરાતું નહોતું, આંખો થાકતી નહોતી.

સંન્યાસી આગળ આગળ ધપ્યે જતા હતા. ચઢણનો માર્ગ હતો., હું પાછળ પડતો હતો.

સંન્યાસીએ પાછું વાળીને જોતાં મને કહ્યું: ક્યા દેખ રહે હૈ?

મેં કહ્યું: મેરી આંખે તૃપ્ત નહિ હોતી. ફિર આઉંગા, હર સાલ આઉંગા.

સંન્યાસી કહે: ક્યા કહતે હૈ?

મેં કહ્યું : મેં નહિ કહતા, મેરી આત્મા કહતી હૈ. હર સાલ આઉંગા.

લીલા અંચળામાં ઢંકાયલી આ ભૂમિનું એક કણ પણ નાગું નહોતું દેખાતું એના સૌંદર્યને હું અડકી નહોતો શકતો. 'હર સાલ આઉંગા' એ બોલ હું પાળી નથી શક્યો. હર સાલ એ બોલ મને સાંભર્યા કરે છે. જ્યાં ઊભીને, ચારે કોર જોતાં એ બોલ જે સ્થિતિમાં મેં કહ્યા હતા, એ ચિત્ર તાદ્રષ્ય મારી આંખ સામે તરી રહે છે. એ ભલા લોકો, એ ભલો પ્રદેશ, એ ભલી હવા અને ભલાં પાણી મારાથી ભૂલાતાં નથી. આ પ્રદેશને જ સ્વર્ગ કહ્યો હશે એમ હું માનું છું. આવતો જન્મ થવાનો હોય તો માગું છું કે હું અહીં જ જન્મું.

ચઢણ ચઢીને અમે સડક પર પહોંચ્યા.

નાનાં બાળકોનું એક ટોળું અમારી વાટ રોકીને ઊભું રહ્યું.

"માઈ ભક્ષા કરે."

આ શબ્દોજ મને સમજાયા, બીજાં પહાડી ભાષાનાં—પંજાબી વાક્યો હું સમજી ન શક્યો.

મારા સાથી સંન્યાસીએ ધમકાવતાં એ બાળકોને કંઇક કહી દીધું. બાળકો ઠંડાં થઈને એક કિનારે ઊભાં રહી ગયાં.

મેં સંન્યાસીને પૂછ્યું: શું કહેતાં હતાં ?

"દક્ષિણા માગતાં હતાં."

'શાની ?'

"ચૈત્ર બેસે છે એટલે ચૈત્રી નવરાત્રનો આરંભ થાય છે. ચૈત્રી નવરાત્રનો જ્વાલાજીમાં આઠ દિવસનો મોટો મેળો ભરાશે. દૂરદૂરના યાત્રીઓ દર્શને જાય છે. માર્ગે જનારા યાત્રીઓને આ બાલક-બાલિકા આશિષ આપે છે અને દક્ષિણા માગે છે."

મેં કહ્યું: ઓહો ! તો તો એમની આશિષ મારેય લેવી જોઈએ અને દક્ષિણા આપવી જોઈએ.

ભોળાં બાળક અને એવું ભોળું જ નહિ પણ સ્વર્ગીય સૌંદર્ય ભોળપણામાં રંગાઈને એમનાં મોં પર છવાઈ ગયું હતું. સુંદરમાં સુંદર બાળક કોઈ ચિત્રકાર ચીતરવા બેસે તો આવું સૌંદર્ય ભાગ્યે જ ચીતરી શકે !

થોડા છૂટા પૈસા ઝોળીમાંથી કાઢીને બાળકોને આપવા ગયો.

સંન્યાસી કહે : હાં હાં, શું કરો છો ?

"કેમ ? દક્ષિણા આપું છું."

"ના ના."

"કેમ ?"

"આપણા સાધુઓ પાસેથી પણ માગવાની આ બાળકોને ટેવ પડી જાય છે."

"તો શું વાંધો ?"

"તમે તો દૂરથી આવો એટલે આપીને ચાલ્યા જાઓ, પરંતુ અમારા જેવા આ પ્રદેશના પ્રવાસી સાધુઓને એ પાલવે નહિ."

હું નહોતો જાણતો કે આ પ્રદેશમાં પૈસો ઘણો મોંઘો છે. સાધુઓ મોટે ભાગે બહારથી આવનારા હોય છે. તેઓ પૈસા આપી શકે છે, એવું મનાય છે. જ્યારે બાળકો દક્ષિણા માગે છે ત્યારે આ પ્રદેશના સાધુઓ પહાડી પંજાબીમાં બોલે એટલે બાળકો માગતાં નથી. જાણી જાય છે કે આપણા સાધુઓ પૈસા આપે એવા માલદાર નથી.

મેં બાળકોને પૈસા—બે પૈસા વહેંચી આપ્યા. એમની પ્રસન્નતાએ એમના ગુલાબી મોં ઉપર નવી જ ચમક પસારી દીધી.

સંન્યાસી કહે : ઝોળી પૈસાથી ભરી લાવ્યા છો કે ?

"કેમ ?"

"ઠેર ઠેર બાળકો માર્ગ રોકશે."

"હશે ત્યાં સુધી આપીશું."

ચૈત્ર સુદ એકમ આજે જ હતી. હજી સાતેક વાગ્યા હશે. છતાં આપણે ત્યાંના શિયાળાની ઠંડી હવા અહીં વહેતી હતી. કંઈ હજાર ફૂટની ઊંચાઈ ઉપર હું ચાલી રહ્યો હતો. જે સડક પર ચાલતો હતો તે મારી મોં સામે જ્વાલામુખી જતી હતી અને પીઠ પાછળ ઠેઠ કાંગડા પહોંચતી હતી. કાંગડાથી કુલ્લુ અને બીજી બાજુ પઠિયાર પહોંચતી હતી



આ હિમાલયના વિકટ પહાડી પ્રદેશમાં સડકનો માર્ગ બનાવીને મુસાફરી સરળ બનાવનારા અંગ્રેજોની સંસ્કારિતાને ધન્યવાદ આપ્યા વિના નહિ રહેવાય. કુદ્રષ્ટિથી જોવાની આપણને રાજકીય આદત પડી જવાને કારણે અંગ્રેજોને મહાપાપી ગણવાનું વધારે પસંદ કરનારા આપણે ભૂલીએ છીએ અને અંગ્રેજોને અન્યાય પણ કરીએ છીએ. કેવળ લશ્કરો લઇ જવા કરવા માટે જ આવા માર્ગોનું નિર્માણ એમણે કર્યું છે, એવું કહેનારા આપણે ભૂલ ખાઈએ છીએ જ. લશ્કરી સરળતા માટે એમણે ભલે ઘણું કર્યું હશે છતાં, એમની વ્યક્તિ તરીકેની સંસ્કારિતાએ પણ ઘણું કર્યું છે. હિમ પ્રદેશનું સૌંદર્ય અંગ્રેજ પ્રજાએ પારખ્યું હતું. તેથી આ પ્રદેશનાં સૌંદર્યસ્થાનોમાં સરળતાથી જઈ શકીએ એવા માર્ગો એમણે બાંધ્યા છે. ત્યાં સત્તાનો ઉપયોગ કર્યો છે. તે વિના તો એવું કાર્ય બની શકે જ નહિ. આપણું ભારતીય શાસન કે કોઇ શાસક આવું કાર્ય કરે એ થોડાં વર્ષો માટે તો દુષ્કર લાગે છે. આપણામાં અંગ્રેજોના જેવો સંસ્કારપ્રેમ જન્મ્યો જ નથી. આપણી ભાવિ પ્રજા કેળવાશે ત્યારે એ બધું અવશ્ય બનશે.

અમે ચારેક માઇલ નીકળી આવ્યા. આ પ્રદેશમાં ખેતી સિવાય બીજો કોઇ ઉદ્યોગ નથી. ખેતી માટે પણ કપરી મજૂરી કરવી પડે છે. છતાં પહાડી પ્રદેશમાં માટીવાળો ભાગ હોય ત્યાં ખેતર બન્યાં છે. ખેતરો સરખી સપાટીવાળાં હોવાં જોઈએ. પહાડી પ્રદેશ એવી સરખી સપાટીવાળો નથી. ઢાળ તો હોય જ. આવા માટીવાળા ઢાળમાં બની શકે ત્યાં સરખી સપાટી બનાવીને ખેતરો બનાવ્યાં છે. તેથી પગથિયાંની પેઠે ચડઊતરવાળાં ખેતરો જ્યાંને ત્યાં દેખાય છે. ઉનાળો હોવાથી અત્યારે આવાં ખેતરોમાં ચણા અને ઘઉં દેખાતા હતા, લગભગ વૈશાખમાં અહીં ઘઉં અને ચણા પાકી જાય છે.

ખેડી શકાય એવી જમીન જ્યાં મળી જાય છે ત્યાં બબ્બે, પાંચ-પાંચ કે તેથી વધારે ઘરની બસતી-ગામ ઠેર ઠેર વસેલાં જોયાં. મોટાં ગામો પણ હોય છે. પોતપોતાને ખેતરે ઘર બાંધીને રહેવાનો પણ અહીં ચાલ છે.

એવું એક છાપરું દૂરથી જોયું. તે માળવાળું હતું. તેના હવે બપોર થવા આવ્યા હતા.

સંન્યાસી કહે : ભિક્ષા કરીએ તો ઠીક.

"ક્યાંથી?"

"સામે દેખાય એ ઘર કોઈ ચોધરીનું હશે. ત્યાંથી ભિક્ષા મળશે."

"એ તો એક જ ઘર હોય એમ લાગે છે."

"ચાલો તો ખરા!"

મારે તો આ પ્રદેશના ગ્રામવાસી ખેડૂતોને જોવાની જ વધારે ગરજ હતી. અમે ગયા. માળવાળા ઊંચા ઘરનું છાપરું જોઇને મને ઘણું આશ્ચર્ય થયું. છાપરા પર નળિયાંને બદલે ભણવાની સ્લેટ પાટી જેવાં ચોસલાં છાયેલાં દેખાયાં.

સંન્યાસીને મેં પૂછ્યું: છાપરા પર શું નાખ્યું છે?

"એ પથ્થર છે."

નીચે પડેલો તેનો એક ટૂકડો મને બતાવ્યો. સ્લેટ-પાટીનો જ પથ્થર હતો. તેટલો જ પાતળો. આવા પથ્થરો આ પ્રદેશમાં ઘણા મળી આવે છે. તેને સરખા કાપી લઈ છાપરા પર નળિયાંને બદલે વાપરે છે. આ બાજુ નળિયાં વાપરતાં નથી. છાપરા પર વળીઓ નાખી, વાંસ પાથરી, તેના પર માટી પાથરીને ધાબું બનાવી દે છે. આવા ધાબાએ એની કરામત ચૈત્રી નવરાત્ર વિત્યા પછી મને બતાવેલી. એ આગળ કહીશ.

આ ઘર ફરતી વાડ હતી. ઝાંપો ઉઘાડીને અમે અંદર ગયા. "ભિક્ષા-દેહિ" કરીને ઊભા રહ્યા.

ખાટલેથી ઊભા થઈ ને પડછંદ શરીરના ચાલીશેક વર્ષની વયનાએ "પધારો મહારાજ!" કહીને હાથ જોડી સ્વાગત કર્યું.

ક્ષત્રિય જાતિનો આ પડછંદ દેહી માનવી મોટા ખેડૂત હતો. તે લશ્કરીમાં જઈ આવેલો હતો. લશ્કરમાં નોકરી એ આ પ્રદેશના લોકોનો મોટો અને સરલ સુલભ ધંધો છે. લશ્કરમાં જઈ આવેલો ડાહ્યો ગણાય છે.




તેણે આંગણામાં ખાટલો ઢાળી આપ્યો.

"ભિક્ષા અહીં જ જમો તો સારું." કહીને તેણે અમને બેસાડયા.

ઘરમાંથી એક સ્ત્રી લાજ તાણીને અવળે મોઢે ફરીને બોલી: એક સાધુને હું ભિક્ષા આપીશ.

"બાઈ ભિક્ષા લાવે તે સ્વીકારશો ને?" ઠાકોરે પૂછ્યું.

"હાં જી! શ્રદ્ધાથી જે મળે તે સ્વીકારવું જોઈએ." સંન્યાસી બોલ્યા.

ઠાકોર કહે: મહારાજ! જાતપાંત તો બધી આપણે ઘડી છે. ભગવાને કોઈને જુદા ઘડયા નથી.

પેલી બાઈ મુસ્લિમ હતી. એટલા માટે જ ઠાકોરે પૂછ્યું હતું. સંન્યાસી દુનિયા પી ગયેલો દેખાયો. એ બાઈ મુસ્લિમ છે, એ તો હું છેક છેલ્લે જાણી શક્યો. પહેરવેશમાં આ બાજુ સ્ત્રીઓ પંજાબી ઘાટના પાયજામા ઘેરદાર પહેરે છે. ઉપર લાંબી ચાળનું ખમીસ. ઉપરથી ઓઢણી. મુસલમાનો અને હિંદુ બંનેનો આ જ પહેરવેશ છે.

તે બાઈ સામેના પોતાના ઘરમાં ગઈ અને બે રોટી લઈ આવી. આ રોટી મકાઈની હતી. ઉપર ઘી મૂક્યું હતું. ઘી વિના ભિક્ષા આપવાનું અહીં અનુચિત ગણાય છે.

એક વાસણમાં લચ્છી ભરી લાવી. કેવળ દહીંને વલોવે અને તેમાં સાકર કે મીઠું નાખે તે લચ્છી. જમ્યા પછી લચ્છી પીવાનો આ પ્રદેશમાં સર્વસામાન્ય નિયમ છે.

જે ભાવથી તે બાઈએ અમારા હાથમાં રોટી આપી તે ભાવમાં સાધુ પ્રતિની નિર્મળ ભક્તિ તરતી હતી.

ઠાકોરના ઘરમાંથી ઘઉંની રોટી આવી. ઉપર શાક હતું. લચ્છી તૈયાર જ હતી. અમે જમ્યા અને લચ્છી પીધી.

ઠાકોર બોલ્યા: રોળા એટલે હુલ્લડ ચાલ્યું ત્યારે આ પહાડોમાંથી પાંચ હજાર મુસલમાનોને અમે બહાર કાઢયા. તેમાંથી ભાગ્યે જ પા ભાગના બચ્યા હોય તો. બચ્યાં તે બૈરાં જ. અમે કડક નિયમ કરેલો કે બાળકો અને સ્ત્રીઓ ઉપર કોઈએ હાથ ઉપાડવો નહિ. એટલે સ્ત્રીઓ અને બાળકો બચી ગયાં. બાકી તો કાપી કાપીને બ્યાસામાં પધરાવી દીધા. ત્યારે પંદર દિવસ સુધી બ્યાસાનું પાણી લાલઘૂમ વહેતું રહ્યું. ત્યારે મારો પાડચો ગફુર આવીને મારે પગે પડયો અને બોલ્યો કે: હિંદુ ગણો કે મુસલમાન ગણો પણ મારો જીવ તમારા હાથમાં છે. ગફુર કહે કે હિંદુ શું અને મુસલમાન શું એની મને ખબર નથી. ત્યારે મેં ગફુરને મારા ઘરમાં રાખ્યો. એનાં બાલ-બચ્ચાંને મારા ઘરમાં ઘરનાં માણસો પેઠે સાચવ્યાં. એક ચોકે જમ્યાં અને એક વાસણમાં પાણી પીધાં. બોલો, અમે વટલાયાં ખરાં? પાંચ માણસોના જીવ બચાવ્યા.

સંન્યાસી કહે: ધર્મનું કામ કર્યું ઠાકોર.

પછી તો ઠાકોરે ઈ. સ ૧૯૪૭ના એ ભયંકર હિંદુમુસ્લિમ હુલ્લડની વાતો કહી. કાંગડા જિલ્લાના હિમાલય પ્રદેશમાં દસેક હજાર મુસ્લિમો રહેતા. તેઓ ગુજર નામથી ઓળખાય છે. ગુજર એટલે ગાયો પાળીને ગોવાળનો ધંધો કરે તે ગુજર. લગભગ પહાડોમાં ગોવાળનો ધંધો કરનારા ગોપાલકો ગુજર મુસ્લિમો હતા. નથી તેઓ નમાજ પઢતા નથી તેઓ રોજા રાખતા. નથી કોઈ જાતના મુસ્લિમ રિવાજો પાળતા ઊલટા જ્વાલાજી જગદંબાની માનતા માને છે. દેવિદેવતાને પૂજે છે પરંતુ મુસ્લિમ રાજ્યકાળમાં અકબર અને પછી ઔરંગઝેબના હલ્લા આ દેશમાં થયેલા ત્યારે કેટલાક હિંદુઓએ મુસ્લિમો સાથે જરા સરખો પણ સંસર્ગ રાખ્યો તેમનો બહિષ્કાર કર્યો. મુસ્લિમોને દૂધ આપનાર તરીકે ગોવાળની આખી ન્યાતને ધુત્કારી કાઢી. એને મુસ્લિમ ગણીને બહિષ્કાર કર્યો. આવા ધર્મચુસ્ત આ પ્રદેશના લોકો હતા. આ રીતે આખી ગુજર જાતિ મુસ્લિમ કહેવાતી પરંતુ મુસ્લિમપણું એમનામાં પ્રવેશ્યું નહોતું. છતાં જમાનો વિત્યો અને એ આખી ગોવાળ જાતિ મુસ્લિમ તરીકે જ ઓળખાઈ.

હુલ્લડના સમાચારથી પહાડી પ્રદેશના હિંદુઓનો ક્રોધ સળગી ઊઠયો. મુસ્લિમોએ હિંદુઓ પર

# ઊઘડતી કળી

વિ૦ સ૦ ખાંડેકર
અનુ૦ ગોપાળરાવ વિદ્વાંસ

કૉલેજમાં ભણતાં જુવાન છોકરાંઓમાં જે દેખાદેખી ભાગ ભજવતી હોય છે એ ક્યારેક તો એટલી હદે પહોંચી જાય છે કે સૂકા સાથે લીલાનો પણ ઘણીવાર ઘાણ નીકળી જાય છે. આ વાર્તાની નાયિકા સુનંદા પણ આવા જ આંધળા અનુકરણમાં અટવાઈ ગયા છતાં જ્યારે સાચી વાત એના મનમાં ઊગી નીકળી ત્યારે એ ખુશખુશાલ થઈને કેવી નાચી ઊઠે છે! ભાવનાઓથી કર્તવ્ય ઊંચું હોય છે એ જુવાન હૈયાંને જરા મોડું સમજાય છે.

સુનંદા પથારીમાં તરફડ્યા કરતી હતી પણ ઊંઘ આવતી નહોતી. ઊંઘ ન આવે ત્યારે સામેથી મેંઢાનું એક ટોળું ચાલ્યું જાય—છે એવી કલ્પના કરીને તેમાંનું એકએક ગણવા માંડ્યું એટલે ઊંઘ આવી જાય, એમ એણે બે ત્રણ દિવસ પહેલાં ક્યાંઈક વાંચ્યાનું તેને યાદ આવ્યું. એ યુક્તિ એણે અજમાવી જોઈ. કૉલેજમાં પોતે દાખલ થઈ ત્યાર પછી અનુભવેલી અનેક ગમ્મતો પણ તે સંભારી વળી. પણ એનું મન કોઈ રીતે સ્વસ્થતા અનુભવતું નહોતું.

દિલીપ દેશપાંડેએ 'કલિકાને' નામનું એક કાવ્ય એને ઉદ્દેશીને લખ્યું હતું અને કૉલેજ મૅગેઝિનમાં તે તાજેતરમાં છાપવા પણ આપ્યું હતું ચમકદાર જાંબુડિયા શાહીથી સુંદર હસ્તાક્ષરોમાં લખેલી એ કાવ્યની હસ્તપ્રત એણે સુનંદાને બતાવી હતી. એ એણે યાદ આણી...કેવાં મરોડદાર અક્ષરો હતા! અને એની સાથે જીકાકાના અક્ષરો સરખાવો! શિક્ષકના અક્ષરો આટલા ખરાબ ચાલ?..... દિલીપના અક્ષરોની વાત રહેવા દો; એના વાળ પણ કેટલા મજાના છે! હા, વાળમાં કદી એ સેંથો પાડતો નથી. કે ઓળતો પણ નથી. પણ તેથી જ તો એ વધુ વધુ મોહક લાગે છે. એના એ કાળા કાળા વાળનાં જુલ્ફામાં એનો ચહેરો કેટલો દીપી ઊઠે છે! કહે છે કે એનું સંસ્કૃત બહુ સારું છે! તેમાંય એ મરાઠી તો કેટલું બધું સુંદર લખે છે! બસ, આફરીન! જાણે કૂકડે જ લખતા હોય એમ લાગે. પેલું કાવ્ય મારા હાથમાં સેરવતાં સેરવતાં એણે આસ્તેથી કહ્યું હતું: 'નંદા! આ મારી પહેલવહેલી જ કવિતા છે! જો આપણો પરિચય થયો ન હોત તો મને લાગે છે કે હું કદી કવિ બની જ ન શક્યો હોત!'

એ મધુર વાક્યના સ્મરણથી સુનંદાએ રોમાંચ અનુભવ્યો. એણે એ કાવ્યની પંક્તિઓ સંભારવા માંડી—

---

રીતના અત્યાચારો કર્યા, એ તો ભૂતકાળના ઈતિહાસમાં ચંગીજખાનને પણ ભૂલાવે એવા ભયંકર હતા. કલ્પી ન શકાય એવા, સાંભળતાં કમકમાં આવી જાય એવા, એ અત્યાચારો કેવા ભયંકર હશે, એ એક જ વાત પરથી સમજી શકાય કે આ પહાડી લોકો ગુસ્સે થતા નથી. એમની પ્રકૃતિમાં સૌમ્યતા અને શાંતિ વસેલાં છે. આવા શાંતિપ્રિય લોકોને જે અત્યાચારોની વાતોએ હિંસક બનાવી દીધા એ જ એ અત્યાચારોની ઉગ્રતા બતાવે છે.

ત્યારે પહાડી પ્રજાએ નક્કી કર્યું કે આવી જાલીમ મુસ્લીમ પ્રજા આપણી વચ્ચે ન જોઈએ. ખરેખર, આજે અપવાદરૂપ કોઈ કુટુંબ સિવાય પહાડોમાં ક્યાંય મુસ્લિમો નથી.

લચ્છી પીને અમે ચાલતા થયા આ પ્રદેશમાં સાધુઓને ભિક્ષા આપવાની રૂઢિ છે, ભિક્ષામાં રોટી, ઉપર ઘી અને શાક, એકાદ પવાલું લચ્છી આપે છે. ભાગ્યે જ કોઈ ના કહે. પરંતુ ભોજનનો સમય હોય ત્યારે ભિક્ષાએ પહોંચવું જોઈએ.

લગભગ ચારેક વાગતાં અમે જ્વાલાજી પહોંચ્યા. બે પહાડોની ખીણ વચ્ચે વસેલું આ દેવિસ્થાન આખા ભારતનું પુણ્યતીર્થ રહ્યું છે.

★



'उमल उसल गे कलिके'—

એ પહેલી લીટી તો કેવી મજાની છે!

સખત તાવથી શરીરે અસાધારણ બળતરા થતી હોય ત્યારે માથે કોલન વોટરનાં પોતાં મૂકવાથી ઘડીભર શાંતિ થતી હોય એમ લાગે છે; પણ એ પોતું સુકાઈ જતાં જેમ પૂર્વવત ફરી બળતરા શરૂ થાય, તેવી સુનંદાની દશા થઈ. દિલીપનાં સ્મરણોમાં તેનું મન રંગાઈ જતાં તે પોતાનું માનસિક દુઃખ વીસરી જવા આવી હતી. પણ ત્યાં તો પેલા કાવ્યની પંક્તિના સ્મરણે એનો એ જખમ તાજો કર્યો; એ ઘામાંથી ફરી લોહી વહેવા લાગ્યું

કાલે સવારે—હા, કાલે સવારના જ, પોતે બાથરૂમમાં નાહતાં નાહતાં એ કાવ્ય પંક્તિઓ ગણગણતી હતી. જીકાકાને મુંબઈના ડૉક્ટરોએ હમણાં સંપૂર્ણ આરામ લેવાનું સૂચવ્યું છે; અને તેઓ એ મુજબ પથારીમાં પડ્યા પડ્યા કાંઈક વાંચતા હશે એમ પોતે માનેલું. ગાતાં ગાતાં અવાજને જરા છૂટો પણ મૂકી દીધો હતો—આકાશમાં ઊંચે ઊંચે ઉડ્ડયન કરતાં ચંડોલ પક્ષીની પેઠે. શેલેની સ્કાયલાર્કને પણ પોતાની અદેખાઈ થઈ આવત! શેલેના એ ચંડોલને કોઈ શરસંધાન કરી મારતું નથી, ઘાયલ કરી તેને નીચે પાડતું નથી, પણ પોતાને તો—

વચલા ઓરડામાંથી જીકાકાની બૂમ પડી : 'નંદા! સિનેમાના ગીતો ગાવં બધ કરી દે! હવે જલદી વાંચવા બેસી જા. ઇંટરનું વરસ છે. પહેલા વર્ગમાં આવીશ તો—'

ચા પીવા સારુ જીકાકા વચલા ઓરડામાં આવ્યા હશે. એમની આ ટકટક : 'પહેલા વર્ગમાં તું પાસ થાય તો—' હવે કાયમી બની ગઈ છે! છેલ્લાં ત્રણ વરસથી રોજ આમ જ સાંભળવું પડે છે: વાંચ, વાંચ, વાંચ! તોય એટલું ગનીમત છે કે હું કદી નાપાસ નથી થઈ! ગયે વરસે તો પરીક્ષામાં સેકંડ ક્લાસમાં આવી હતી. પણ આ વડીલોનું તો એવું છે: તમે ગમે તે કહો ને? એમને કદી નિરાંત જ ન વળે! માબાપ છોકરાંઓના પૂર્વ જન્મના વેરી તો નહિ હોય? અગર બાળકો મોટાં થતાં જ તેમને દુશ્મન જેવાં લાગતાં હશે?

નાનપણમાં જીકાકા કેટલાં લાડ લડાવતા! આને પણ સુનંદા એટલે શુંનું શું થઈ જતું! પોતાની પછીનાં બે ભાંડરું ઊજર્યાં નહિ. આથી છ વરસ પહેલાં ચંદુ આવ્યો ત્યારે પોતાને કેટલો બધો આનંદ થયેલો! એમ લાગી ગયેલું કે હવે તો ઑર મોજ આવશે. અને ખરેખર શરૂઆતમાં ત્રણ વરસ તો ભારે લહેરમાં પસાર થયાં. ચંદુડો કાયમ પોતાને 'મોટી બેન મોટી બેન!' કહી સાથે ને સાથે જ ફર્યા કરતો, બા પણ એની સાથોસાથ પોતા માટે નવાં નવાં કપડાં કરાવતી; ચંદુને માટે આણેલા ભાગમાંથી જીકાકા અરધો અરધ ભાગ પોતાને આપતા! તેઓ કાયમ કહેતા: 'નંદુ અને ચંદુ તો મારી આંખનાં રતનની જોડ છે!'

પણ ત્યારે છેલ્લાં ત્રણ જ વરસમાં આ બધું આમ ઝડપભેર કેમ કરી બદલાઈ ગયું? જીકાકાનું પોતા પ્રત્યેનું વહાલ ઓસરતું જતું જણાયું. ચંદુ તો એમનો વહાલો દીકરો હતો. સુનંદા તો થોડે દહાડે બીજાને ઘરે ચાલી જ જવાની હતી! જીકાકા હમણાં હમણાં કેમ કાયમ આમ પોતા પર ચિડાયા કરતા હશે! શા માટે વારે વારે તીખાં વેણ સંભળાવતા હશે! કૉલેજની પોતાની બહેનપણીઓ બધી રોજ નવી નવી તરહેવાર સાડીઓ પહેરીને આવે છે ને પોતે તો......? રેશન કાર્ડમાં મળતી સોંઘી સાડીઓ જ પોતાને નસીબે... . હે ભગવાન! શા સારુ તેં મને આ ઘરમાં જનમ આપ્યો? જીકાકા હમણાં હમણાં વારે વારે મન સંભળાવ્યા કરે છે : 'સુનંદા! હું તો એક સામાન્ય શિક્ષક છું, સમજી?' તે હું શું એ નથી જાણતી? વારે વારે મને શા સારુ સંભળાવ્યા કરતા હશે? એવો તો ગુસ્સો થઈ આવે છે! એમ થઈ જાય છે કે જીકાકાને સંભળાવી દઉં : 'તો શા માટે તમે માસ્તર થયા? વકીલ થવાની કોણે ના પાડી હતી? પેલી પદ્મજા રોજ મોટરમાં બેસી કેવી





દમામથી કૉલેજમાં આવે છે! કાળાં બજારના કેસોમાં એના પિતા કહે છે કે એકેક કેસમાં હજાર–બે હજાર રૂપિયા કમાય છે! ને જીકાકાએ તો એટલા બધા રૂપિયા એકી સાથે નજરે ય જોયા નહિ હોય!

આગનો ભડકો થાય તેમ સુનંદાના મનમાં ધૂંધવાઇ રહેલો જીકાકા પ્રત્યેનો ગુસ્સો એકદમ વધી ગયો.

સવારનો બનાવ એની આંખ સામે ફરી દેખાવા લાગ્યો. જાણે પોતાને કાળજે કોઈ ધગધગંતા ડામ દેતુ હોય એવું ભાસ્યું ટ્રિપમાં એવો તે કેવોક ભારે ખર્ચ થઈ જવાનો હતો! બહુ બહુ તો પંદર રૂપિયા; વીસે તો હદ! પેલી પદ્મજા ટ્રિપમાં જવાની છે; દિલીપ પણ જવનો છે, પેલી નિર્મલા પણ આવવાની છે કેવળ પોતે જ એકલી—

કેટલી કડકાઇથી જીકાકાએ સવારે કહેલું : 'ટ્રિપમાં નહિ જવાય ' જાણે મેં કોઈ ભારે મોટો ગુનો કર્યો હોય, અને મારી પાસે એ કબૂલાવવા કોઇ પોલીસ અધિકારી હાથમાં કોરડો લઈને સામે ઊભા ઊભા ડરાવી રહ્યા હોય! ત્રણ જ શબ્દો હતા; પણ એ ત્રણ શબ્દોએ કાળજામાં કેવો ઊંડો જખમ કર્યો હતો? જાણે હજુય એમાંથી લોહી વહે જ જાય છે!

બે દહાડા પહેલાં જોયેલી પેલી હિંદી ફિલ્મમાં આવી જ એક સુંદર કલ્પના છે, ખરું? એ કયું ગીત ગાતી હતી?

પોતે જો એ ચિત્રપટની નાયિકા હોત તો જીકાકાના ઉપલા બોલ કાને પડતાં જ સીધી ઘર છોડીને ચાલી નીકળત ને કોઇ બગીચામાં કે નદી કાંઠે પહોંચી જાત. જમીન પર સૂઇ જઇને પોતે ડુસકાંભરી રડવા લાગી જાત; પછી જરાય અવાજ કર્યા વિના ધીમે પગલે પોતાને શોધતો શોધતો દિલીપ ત્યાં આવી ચડત, અને પોતાની ચિબુક સહેજ ઊંચકી કહેત : 'નંદા! તું મારી છે; હું તારો છું ચાલ, આપણ બંને એક નવી જ દુનિયામાં ચાલ્યાં જઈએ જ્યાં દુષ્ટ મૂંજી બાપ નથી, જ્યાં કૉલેજમાં ભણનારી વિદ્યાર્થિનીને સાદી સાડીઓ પહેરવી પડતી નથી, જ્યાં તેને કોઈ ડગલે ને પગલે ઠપકો આપતું નથી, જ્યાં ટ્રિપમાં જવું હોય તો કોઈ અટકાવતું નથી! ચાલ, આપણે એવે સ્થળે ઊપડી જઈએ! મારા જિગર! તું સહેજ હસ, જરા મોં મલકાવ. ઊંચે જો, મારી સામે જો! હું તારાં આંસુ મારા આ બે હોઠ વડે ચૂમી લેવાનો છું!......'

ને પછી અમે બંને એકબીજાના હાથ પકડી નાચવા લાગી જાત—દિલીપ મને ગાતાં ગાતાં સંભળાવત : 'ચાલો રાણી .....' ને હું પણ તેને એવા જ ગીતમાં ઉત્તર આપત......!

પરંતુ—પરંતુ રૂપેરી પડદા અને ઘર વચ્ચે જમીન આસમાનનો તફાવત છે. ટ્રિપમાં નહિ જવાય, એટલું સાદા શબ્દોમાં કહી જીકાકા મૂંગા રહ્યા હોત તો પણ બસ હતું. પણ એમ બને ક્યાંથી? એમણે તો રોજનું લાંબું ભાષણ ચાલુ કરી દીધું. વડીલો શું ઘરડાં મન લઈને જ અવતરતા હશે? કહે : ' ટ્રિપમાં એવડું શું છે? રોજ સવારમાં વહેલાં ઊઠી બે માઇલ ફરવા જઈએ તો નીત નવાં સૃષ્ટિસૌંદર્યનાં દર્શન જરૂર થાય!'

પણ પોતાને ખર્ચ કરવો નથી એ વાત જીકાકા કદી કબૂલ નહિ કરે. ને તેમાં ય હમણાં હમણાં તો ખૂબ જ ચિડાયા કર છે! પોતાના મુંજીપણાને સંતાડી દેવા સારુ—

ડૉકટરને તબિયત બતાવવા જીકાકા મુંબઈ ગયા હતા—મહિનો થયો હશે, શા માટે ગયા હતા? અહીં શું સારા ડૉકટરો નથી? અહીં પણ મહિને ત્રણ ત્રણ ચાર ચાર હજારની પ્રેક્ટિસવાળા ડૉકટરો—પેલી નિર્મલાના બાપાને તો મહિને પાંચ હજારનો તડાકો પડે છે! પેલી કન્યાઓની હાઇસ્કૂલના કહે છે કે તે તો પ્રમુખ પણ છે. નિર્મલા કાલે જ એ બધું કહેતી હતી. એ કન્યાહાઇસ્કૂલમાં એક શિક્ષિકાની જગ્યા હમણાં ખાલી પડી છે. એ જગ્યાની નિમણુક પણ નિર્મલાના બાપાના હાથમાં છે.

મુંબઈ જઈને સો–બસોનું પાણી કરવા જેટલા પૈસા જીકાકા પાસે છે, પણ પોતાની છોકરીને ટ્રિપમાં




મોકલવાના પંદર-વીસ રૂપિયા એમની પાસે નથી! ચંદુડાને ટ્રાઈસિકલ અપાવવાની શી જરૂર હતી? પણ ગયે અઠવાડિયે એણે હઠ લીધી ને જીકાકા છાનામાના જઈને એને માટે ટ્રાઈસિકલ લઈ આવ્યા! ચંદુ એમને વહાલો છે ને હું-હું એમની કોઈ નથી! જીકાકા, બા, ચંદુડો બધાં અત્યારે નિરાંતે ઊંઘે છે, ને હું અહીં અંધારામાં એકલી—સાવ એકાકી આ પડખેથી પેલે પડખે તરફડયા કરું છું, કેમે કરી ઊંઘ આવતી નથી. એમ થઈ જાય છે કે નાની થઈ જઈને બાના ખોળામાં માથું સંતાડી ખૂબ ખૂબ રડી લઉં! પણ—

મેં પેલી પદ્મજાને રોફભેર કહેલું: 'હું પણ ટ્રિપમાં આવવાની છું.' ને એ સાંભળી એનું અભિમાન ઊતરી ગયું હતું, ને મોં ચકલી જેવડું થઈ ગયું હતું. દિલીપની સાથે મીઠી મીઠી વાતો કરવાનું એને બહુ ગમે છે, પણ ટ્રિપમાં હું સાથે જાઉં પછી એને એ મોકો ક્યાંથી સાંપડી શકવાનો છે? પણ હવે તો એ બંને જણાં પેલી સુંદર વનરાજિમાં કોઈ એકાંત રમ્યસ્થાન શોધીને નિરાંતે—

અસ્વસ્થતા વધી જતાં સુનંદા પથારીમાં બેઠી થઈ. દિલમાં તો જાણે ભડકા બળતા હતા. જીકાકાની જોહુકમી સામે એવા પોકાર ઊઠી રહ્યા હતા; આ ઘર સાથે તારે કશી નિસ્બત નથી એવા શબ્દોના જાણે તેના કાનમાં ઘણ વાગતા હતા!

અંધારામાં જ સુનંદા ઊભી થઈ. બારી પાસે જઈ ઊભી રહી. બે હાથે બારીના સળિયા જોરથી પકડી રાખી કેટલા ય વખત સુધી બહારના અંધકારને શૂન્ય ચિત્તે જોઈ રહી હતી. એમ કરતાં કરતાં એને ભાસ થયો કે એ સળિયા બારીના સળિયા નથી પણ જેલની કોઈ કોટડીના જ મજબૂત સળિયા છે! એ જેલના જીકાકા જેલર છે, ને તેથી જ તે વારેવારે પોતાને દબડાવી રહ્યા છે, ને 'ત્યાં નથી જવાનું; ત્યાં નથી જવાનું!' એમ વારેવારે હુકમ કર્યા કરે છે. પણ જીકાકાને કહીએ, સુનંદા કાંઈ જૂના જમાનાની છોકરી નથી કે કપાળે હાથ દઈને રડ્યા કરે. એ તો તમારી સામે બંડ ઉઠાવશે—આ જેલના સળિયા તોડી નાખશે—આઝાદ બનીને એ બહાર નીકળી પડશે! પણ પછી 'અરેરે! પંખી તો પાંજરામાંથી ઊડી ગયું!' એમ કહીને માથું કૂટવા ન કરશો!

ક્યા ચિત્રપટમાં છે? મધરાતે એની નાયિકા નાયકને ત્યાં જાય છે, એનું બારણું ખખડાવે છે, અને બારતું ઉઘાડે કે તુરત તેનો હાથ પકડી તેને બહાર ખેંચે છે ને કહે છે: 'ચાલ, આપણે આ જુલમી દુનિયાથી દૂર દૂર નાસીએ જઈએ. અહીં તો ગુલાબના કેવળ કાંટા જ ભોંકાય છે! જે દુનિયામાં ગુલાબને કાંટા જ ન હોય એવું કોઈ સ્થાન આપણે શોધી કાઢશું અને ત્યાં-'

એ નાયિકાની પેઠે જ હું પણ કરું તો? અત્યારે જ ધીરેથી બારણું ખોલી બહાર નીકળી પડવું, દિલીપને ત્યાં જઈ તેને કહેવું......શું કહેવું! શું?... હાં હાં, આમ કહ્યું હોય કે...'દિલીપ! તું મને કહેતો: ઉમલ, ઉમલ ગે કલિકે ખરું? જો આ તારી કલિકા જાતે જ ખીલી ઊઠી છે-તારી પાસે હાજર થઈ ગઈ છે! એણે હવે પોતાની જ આંખે દુનિયા જોવાનું શરૂ કરી દીધું છે-પોતાના વિકાસની આડે આવતાં હરેક બંધનોને તેણે તોડી નાખ્યાં છે, તે તને મળવા દોડી આવી છે—ચાલ......'

પણ એ સાથે એણે આખે શરીરે કંપ અનુભવ્યો. પહેલાં તો તેને એમ લાગ્યું કે ઠંડો પવન આવ્યો હશે ને તે ધ્રુજી ઊઠી હશે. પણ તુરત તેને ખ્યાલ આવ્યો કે એ કંપ કેવળ શરીર પૂરતો જ નથી; અંતર પણ એવી જ ધ્રુજારી અનુભવી રહ્યું છે એવી કઈ ભીતિનો એણે કંપ અનુભવ્યો હશે?

ભીતિ?-ઘર છોડીને નાસી જવાની ભીતિ?...

ના રે! પિંજરમાંથી નાસી છૂટવાનો પંખીને કદી ભય લાગ્યો છે ખરો?

ત્યારે આ ભય શાનો હશે?

દિલીપ પોતાની સાથે દૂર દૂર નીકળી પડવા તૈયાર થશે કે નહિ એ ભય?

માનવીનું મન પણ કેવું ઘેલું હોય છે! જો એ





મારા પ્રત્યે પ્રેમ ન હોત તો તે પેલી કવિતા લખત ખરો ? પ્રેમ વિના જ કાંઈ એવી મધુર મૃદુ કોમલ શબ્દરચના સૂઝે ? પ્રેમ વિના જ શું અન્યના હૃદયને હલાવી મૂકે એવી ભાવનાઓ એ શબ્દોમાંથી પ્રગટે ? હું તેની સાથે છૂટથી વાતો કરતી નથી; 'હું જેટલી તને વહાલી છું એટલો જ તું પણ મને પ્રિય છે,' એવા શબ્દો એકેય વખત મેં તેને સંભળાવ્યા નથી, તેથી જ તો તેણે આવી કવિતા મને ઉદ્દેશીને લખી હશે ? સુનંદાના હોઠ ઊઘડે અને 'દિલીપ !' એવી પ્રેમભરી શબ્દાવલિ એના મોંમાંથી સરી પડે એવી જ એની ઇચ્છા હોવી જોઈએ. એની એ આકાંક્ષાને તૃપ્ત કરવા માટે જ અત્યારે બરાબર મધરાતે એની રૂમ પર જાઉં તો તેને કેટલો અપરંપાર આનંદ થાય ?

સુનંદાએ આકાશ ભણી નજર દોડાવી. અસંખ્ય તારલિયા આંખો પટપટાવી જાણે હાસ્ય વેરતા હતા. જાણે તે કહેતા હતા : 'દીકરી ! તારી છાની વાત અમે સમજી ગયા છીએ, હોં ! ચાલ, પગ ઉપાડ ને આગળ ડગલું ભર ! આ વખત પાછું વાળી જોવાનો નથી; લાંબો વિચાર કરવાની આ વેળા નથી !'

× × ×

સુનંદા બારીએથી પાછી ફરી ગઈ. વિચારે ચડી 'કોઈને કહ્યા કારવ્યા વિના જ શું ઘરમાંથી નીકળી જવું ? ના ના; એ તો ડરપોકપણાની નિશાની લેખાય ! શા માટે પોતે ચાલી ગઈ તે જીકાકાએ જાણવું તો જોઈએ જ; બાએ પણ જાણવું જોઈએ. પેલા ચંદુડાને પણ ખબર પડવી જોઈએ ! ફુઈએ કાલે સવારે પછી 'મોટી બેન !'ના નામની પોક મૂકીને રડ્યા કરજે ! તારી નવી ટ્રાઈસિકલ પર બેસી ત્રિભુવન ખૂંદી વળીશ તો ય તારી મોટી બેન તને પાછી સાંપડશે નહિ, સમજ્યો ?'

સુનંદાએ બત્તી કરી. ટ્રંક ખોલી અંદરથી લખવાનું પેડ બહાર કાઢ્યું. એ પેડમાં જ દિલીપે આપેલી પેલી કવિતાનું પાનું હતું. એની પહેલી જ પંક્તિ ઉપર સુનંદાની નજર ચોંટી રહી. ઉમલ, ઉમલ, ગેઉ કલિકે ! શો મજાનો એનો અર્થ છે ! શા સુંદર મોહક અક્ષરો છે ?

સહેજે ટ્રંક માંહેના પત્રોના થોકડા તરફ એનું ધ્યાન ગયું. પચીશ ત્રીશ પત્રોના એ બંડલમાં જીકાકાએ છેલ્લા પાંચ વરસમાં લખેલા પત્રો સંગ્રહી રાખેલા હતા. તેઓ બહારગામ જતા ત્યારે પત્રો સુનંદાને નામે જ લખતા. સુનંદાએ એમાંથી એક કાગળ ઊંચકી લીધો. અક્ષરો કેવા રેઢિયાળ હતા ! —ને એ લખવા માટે વાપરેલી શાહી પણ પૈસાની બે ખસ્યુ ટિકડીઓ મળે છે તેની જ બનાવેલી હતી ! તેની સાથે દિલીપે વાપરેલી આ જાંબુડિયા શાહી સરખાવી હોય તો ? આ દીવાના અજવાળામાં એ કેવા ચળકી રહ્યા છે ! જાણે હીરાની કણીઓ વેરાઈ હોય !

જીકાકાને પત્ર લખવાને ઈરાદે સુનંદાએ પેડ ઉપાડી ગોઠણ વાળી તેના પર પેડ ગોઠવ્યું અને હાથમાં ફાઉન્ટન પેન ઉઠાવી. પત્ર તુરત પૂરો કરી કાઢીશ એમ પહેલાં તો તેને લાગ્યું હતું, પણ લખવાનું શરૂ કરતાં જ એક પછી એક અનેક વાતો સાંભરવા માંડી. જીકાકાએ નાનપણમાં પોતાને કેટલી વાર મારેલી—કોઈ કોઈવાર તો જરા ય ભૂલ ન હોવા છતાં મારેલી ! અનેક મનગમતી આકાંક્ષાઓ અને માગણીઓને એમણે છૂંદી નાખી હતી ! પાંચમી ભણતી ત્યારે પોતાને ચિત્રકળા શીખવાનું મન થયું. પોતે એની પાછળ લાગી પડી. પણ એમ કરતાં ઘણો વખત ચિત્રો પાછળ ખરચાવા માંડ્યો એટલે જીકાકા ખૂબ જ ચિડાયા ! ગુસ્સામાં આવી તેમણે પોતાનાં ત્રણ ચાર ચિત્રો ફાડી નાખ્યાં. ને તે પણ અનેક મેણાં ટોણા સંભળાવીને ! ઘોડેસવારી કરતા એક શૂરવીરનું ચિત્ર હતું. એ જોઈ જીકાકાએ કહેલું: 'આ તે શું ઘોડો ચીતર્યો છે કે ગધેડો ?' જીકાકાની જ જિદને લીધે પોતાને કૉલેજમાં દાખલ થવું પડ્યું. નહિ તો ચિત્રકાર તરીકે અત્યારે પોતે નામ કાઢ્યું હોત ! આજે ચોપડીઓનાં કવર ઉપર ચિત્રકાર દલાલનું નામ જ્યાં ત્યાં વંચાય છે તેમ અનેક પુસ્તકો પરની કવર ડિઝાઇનોમાં પોતાનું નામ ઝળકી ઊઠત:



'સુનંદા!' પણ—

પણ જો જીકાકાએ વાંધો કાઢ્યો ન હોત તો આજે તો પોતે ચિત્રકળા શીખવા માટે મુંબઈ પહોંચી ગઈ હોત, ને તો પછી જિંદગીમાં દિલીપનો ભેટો થાત જ ક્યાંથી? ના જીવ; જીકાકાએ તે વેળા જે કર્યું તે તો—

ઘડીભર સુનંદા મૂંઝાઈ રહી. પણ પછી મનનો નિશ્ચય કરી તેણે ઝડપથી કાગળ લખવા માંડ્યો. વારે વારે તે પોતાની જાતને કહી રહી હતી: છેલ્લાં ત્રણ વરસ દરમિયાન મનમાં છુપાવી રાખેલો જીકાકા પ્રત્યેનો ગુસ્સો આ પત્રમાં ઠાલવી તો દેવો જ જોઈએ. કોઈ જ્વાળામુખીનો પ્રસ્ફોટ થયા જેવી એની મનોદશા થઈ હતી—બસ લાવા, સતત લાવા જ નીકળવા દેવો, અખૂટ વહેવા દેવો!

લખતાં લખતાં તે સહેજ અટકી. છેલ્લી દસબાર લીટીઓ તે વાંચી ગઈ, 'જીકાકા! તમારામાં દયાનો છાંટો નથી, તમને મારા પ્રત્યે માયા નથી, કશું નથી. દરેક માનવીને સ્વતંત્ર મન હોય છે એ જાણે કે તમે જાણતા જ નથી, તમે એક આપખુદ સર-મુખત્યાર જેવા છો. અમારે સદાય તમારી મરજી પ્રમાણે જ કર્યા કરવું! તમારાં બાળબચ્ચાં એટલે તમારે મન સરકસનાં પ્રાણીઓ જ હોય એમ લાગે છે! હું માત્ર આ મારા વિષે જ નથી લખતી. બાનો વિચાર કરો. એ બિચારીની હોંશ—એકેય હોંશ તમે કદી પૂરી કરી છે? ગયે વરસે હું કોલેજમાં દાખલ થઈ ત્યારે પોતાનાં એરિંગ એણે મને પેરવા આપેલાં. તમારે એને બદલે એને નવાં એરિંગ અપાવવાં નહોતાં જોઈતાં? આજે તો હવે કલ્ચર્ડ મોતીનાં એરિંગ થાય છે, ને તે બહુ મોંઘાં પણ નથી હોતાં. પણ બા બિચારી હજુ અણુવાણે કાને જ રહી છે! તમને એના પ્રત્યે જરાય લાગણી હોય એમ નથી લાગતું. અત્યારે આ ઘર તજીને હું ચાલી નીકળું છું ત્યારે મને વારે વારે એમ થઈ આવે છે કે સાથે બાને પણ લઈ જવી! તમે એ બિચારીને શું સુખ સંપડાવવાના છો? બા...મારી બા...ગરીબ બિચારી...'

અહીં એ ભાગ પૂરો થતો હતો. એ છેલ્લા શબ્દો વાંચતાં વાંચતાં સુનંદાનું હૈયું ભરાઈ આવ્યું. મન એક રીતે જડ બની ગયું લાગ્યું. ઓશીકામાં મોં છુપાવી ખૂબ ખૂબ મન મોકળું મૂકી રડી લેવાની એની મરજી થઈ. પોતે ઘર તજીને ચાલી જાય તો જીકાકાને તો જાણે બરાબરની એથી શિક્ષા થાય; તે સાથે એ શિક્ષા બાને પણ થાય—

બા જ ગાંડી છે. નાહક એ જીકાકા પર આટલી બધી માયા રાખે છે! આ જૂના જમાનાની સ્ત્રીઓ! પથ્થરને પરમેશ્વર માનીએ એની પુષ્પોથી પૂજા કરનારી બેસમજ—

પણ ત્યાં તો કોઈ જોરથી રડતું હોય એવું એક ડૂસકું સુનંદાને કાને સંભળાયું. એ કોણ રોતું હતું? બા તો નહિ? હા, એ બાનો જ અવાજ છે! પણ આટલી મોડી રાત્રે બા રૂવે છે?—

પત્ર લખવાનું પડતું મૂકી સુનંદા ઊભી થઈ, આગળ વધી ઓરડાના બારણમાં તે રોકાઈ ગઈ. અરધ દબાયેલાં ડૂસકાં હવે તે ચોખ્ખાં સાંભળી શકતી હતી. પણ બા શા માટે રડતી હોય તેની કોઈ કલ્પના તે કરી ન શકી. શું જીકાકાની તબિયત એકાએક—

પણ એવું કશું બીવા જેવું હોત તો બાએ જરૂર પોતાને બોલાવી હોત; ને દોડતાં જઈ ડૉક્ટરને તેડી લાવવા કહ્યું હોત.

ત્યારે શું સૂતી વખતે જીકાકાએ જ બાને કાંઈ કડવાં વેણ કહ્યાં હશે? એ બનવાજોગ છે. જીકાકાની જીભ તો જાણે કુહાડા જેવી છે. એમનો એકેક બોલ એવો તીક્ષ્ણ હોય છે કે કાળજું વાઢી જ નાખે—એમનામાં દયાનો જાણે છાંટો જ નથી! એમની આંખો ઊઘડશે જ નહિ! ઘર છોડીને જતી ન રહું ત્યાં સુધી—

બાના ડૂસકાં તો હજી પણ સંભળાય છે! આટલું બધું રોવાનું! એને શું કશું થતું હશે? જરા આગળ વધી જીકાકાના સૂવાના ઓરડાને બારણે ઊભા રહી જોવું જોઈએ—કાંઈ ખાસ હોય તો બારણું ઉઘાડી અંદર પણ જવું જોઈએ—ને પછી પોતે જે જે વાતો





આ પત્રમાં લખી છે તે બધી તેમને ત્યાં મોંએ જ સંભળાવી દીધી હોય—'જીકકા ! હું આ ચાલી !' એમ તેમને સંભળાવી દેવું અને તેઓ 'ના બેટા ! ન જતી.!' એમ કહ્યા કરે ત્યાં તો ધડ કરતું બહારનું બારણું ઉઘાડી રોફભેર બહાર નીકળી પડવું !—'કુલવધૂ'ની ફિલ્મમાં જ્યોત્સ્ના ભોળે જેવી રીતે નીકળી જાય છે, બરાબર એ જ મિસાલે ! એ તો મૂંગી મૂંગી નીકળી જાય છે; આપણે તો જતાં-જતાં ગાતા જવું: उमल उमल गे कलिके !'

+ + +

સુનંદાએ પોતાની રૂમનો દીવો ઓલવી નાખ્યો. મીની પગલે વચલા ઓરડામાંથી આગળ વધી. જીકાકાના ઓરડાનું બારણું બંધ હતું ત્યાં ઊભી રહી તેણે સાંભળવા સારુ કાન માંડ્યા. બાના ડૂસકાં હજુ સંભળાતાં હતાં

જીકાકા કહેતા હતા : 'ઉમા ! તું ખરેખર ગાંડી છે !'

જીકાકાને બાનું નામ લઈને બોલવતાં સુનંદાએ કદી સાંભળ્યા નહોતા. પોતાના જીકાકા ફિલ્મના નાયકની પેઠે આમ—સુનંદાનું મન કોઈ રીતે એ માનવા તૈયાર નહોતું.

ત્યાં તો ફરી સુનંદાને કાને શબ્દો સંભળાયા : 'એ ગાંડી છોકરી'.

છોકરી ? ચાળીસ વરસની બાને જીકાકા છોકરી કહે? જીકાકા પોતે તો ગાંડા નથી થયા ?

સુનંદાની છાતીનો થડકાર વધી ગયો. એણે કાન વધારે સતેજ કરી બારણાની વધુ નજીક આણ્યા. જીકાકા કહેતા હતા: 'ઉમા! હવે જો તું નહિ હસે તો . ...તો ગલપચી કરીશ હો ! વીશ વરસ પહેલાની એ પ્રથમ રાત્રિ તને સાંભરે છે કે ભૂલી ગઈ? એક માણુસ કેવું શરમાઈ સંકોચાઈને બેઠું હતું ? પછી મેં જ્યારે ગલીપચી કરી—'

સુનંદા ચમકી ગઈ! એ ઘોર અંધારામાં આંખો ફાડીને જોઈ રહી. જાણે જીકાકા તેની સામે જ ઊભા છે અને પોતે તેમને સંભળાવે છે : 'બસ કરો હવે એ ફિલ્મનાં શૃંગારી ગીતો ! જ્યારે ત્યારે તમે મારા પર એ જ કારણે ગુસ્સો કરો છો ને રાડો પાડો છો, પણ તમે આવા ઘરડા થવા આવ્યા છો—આટલા માંદા છો પણ વાતો કરો છો તે પ્રથમ રાત્રિના મિલનની ? તમે વડીલો ખરેખર ભારે દંભી છો ! ને માટે જ હું આ ઘરમાં—તમારા ઘરમાં હવે એક ટીપું ય પાણી પીવા—'

પણ દરમિયાન સુનંદાનું આશ્ચર્ય વધી પડ્યું. ઘડી પહેલાં સંભળાતાં બાનાં ડૂસકાંને બદલે હવે—હા, હવે બાના હસવાનો અવાજ સંભળાતો હતો ! કૉલેજમાં છોકરીઓ સામસામે મશ્કરી કરે ને જેમ ખડખડાટ હસી ઊઠે તે જ રીતે બા અત્યારે મુક્ત કંઠે હસી રહી હતી !

એકાગ્ર બની સુનંદાએ સાંભળવા માંડ્યું. બા જીકાકાને કહેતી હતી : 'પણ ત્યારે પેલા મુંબઈના ડૉક્ટરે આટલું આટલું ભાર દઈને કહ્યું હતું છતાં તમે દવા લેવાનું આમ ઝોળે ચડાવો છો—'

'પણ તને શું એમ લાગે છે કે મને મારો જીવ વહાલો નથી ? ને મને પોતાના મારો જીવ વહાલો ન હોય તો પણ મારે હજી ચંદુડા માટે, નંદા માટે ને તારી ખાતર જીવવું છે ! પણ કરવું કેમ ? નિશાળમાં આજે બબે મહિના થયાં પગાર મળતો નથી. છેલ્લાં બે ત્રણ વરસથી પૈસાની એવી ખેંચ રહે છે કે વાત નહિ ! એમાં આ શરીર કથળ્યું ને બધાં ટ્યૂશનો મૂકી દેવાં પડ્યાં. ઝેર પીવાના પૈસા પાસે નથી ત્યાં દવાના પૈસાનો તો સવાલ જ ક્યાં રહ્યો ?

પણ છેલ્લા વાક્યની શરૂઆતના શબ્દો સાંભળતાં સાંભળતાં સુનંદાએ આછી કંપારી અનુભવી, પણ વધુ વિચાર કરવાનો અવકાશ ન રહ્યો. એ વાક્યોની પછી તુરત જ જીકાકાના હસવાનો અવાજ સંભળાયો. એક બાજુ ઝેર પીવાની વાતો કરતાં કરતાં આ મુરબ્બીઓ આમ બીજી બાજુ શા માટે હસે છે તે સમજી ન શકી.

બાના શબ્દો ચોખ્ખા સંભળાયા : 'પણ તો પછી ચંદુડા માટે ટ્રાઈસિકલ લીધી ન હોત તો શું

રહી જવાનું હતું? એના કરતાં તમારે માટે દવા લાવ્યા હોત—'

'દવા લેવા જ તે દિવસે ગયો હતો. સાથે ચંદુને લેતો ગયેલો પણ રસ્તે એણે હઠ લીધી. મને એમ થયું કે આ ત્રણ વરસથી દવાનું ને માંદગીનું તો રોજ ચાલ્યા જ કરે છે. નંદા નાની હતી ત્યારે એણે જે જે હઠ લીધેલી તે બધી પૂરી કરી હતી, પણ ચંદુનાં કશાં લાડ પૂરાં કરી શક્યો નથી. એનું કારણ પણ છે કે દિવસો હવે ફરી ગયા છે! છતાં થયું કે આ શરીરનો કાંઇ ભરોસો નથી; તો છોકરાની આટલી માગણી પૂરી કરી હોય—'

બોલતાં બોલતાં જીકાકાનો સાદ ઘોઘરો થયો. પળવાર જરા શાંત રહી વળી તેમણે ચલાવ્યું: 'ઉમા! મારી ઇચ્છા તો ખાસ એવી હતી કે આ મારી ગરીબાઇનો તાપ તમારે કોઇને સહેવો ન પડે! તબિયત લથડી ન હોત તો બે ટ્યૂશન વધુ કરીને પણ ગમે તેમ કરીને તમને સહુને પૂરી મોજ કરાવત. પણ, હું નાઇલાજ છું. છેલ્લા એક વરસથી વિચાર કરું છું કે તેં તારાં એરીંગ સુનંદાને આપી દીધાં છે તેને બદલે તને નવાં લઇ દઉં. પણ ત્રીશમી તારીખે ખીસામાં પૂરાં પાંચ રૂપિયા પણ રહેતા નથી. તને ખબર છે કે આ પાંચ વરસમાં નથી નવો એક કોટ કરાવ્યો કે નથી ટોપી લીધી! મનમાં ઘણું થાય છે કે તમારે માટે આમ આમ કરું, પણ શું કરું? દિવસો કપરા આવ્યા છે! નહિ તો, તને લાગે છે કે સુનંદાને ટ્રિપ ઉપર જવાની હું ના પાડું? ખીસામાં પૈસા નથી; કોની પાસે ઉછીના માગવા જવું? આ દુનિયામાં ગરીબનું કોઈ સગું નથી હોતું; પૈસાદારનાં જ સહુ સગાં થવા દોડે છે! છતાં એક વિચાર વારે વારે આવ્યા કરે છે—આ દેહનો હવે લાંબો ભરોસો નથી. છે એ પૈસા ઉડાડી દીધે ચાલવાનું નથી.' હું તો કહું છું સુનંદા બી. એ. થઈ જાય ત્યાં સુધી આમ ને આમ ખેંચી શકીએ તો ગંગ નાયા! પછી તો એ ચંદુનુંય કરશે ને તને ય સાચવશે એમ તો એ બહુ માયાળુ છે, સમજુ પણ છે. હમણાં હમણાં જરા ઉદ્ધતાઇ બતાવે છે એની ના કહેવાય; પણ એ લાંબું નહિ ચાલે. આ ઉંમર જ એવી છે, એમાં એનો ય શો વાંક? હું તેના પર ગુસ્સો કેમ કરું છું તો તે હોંશિયાર થાય. વધુ ડાહી થાય, ખૂબ ભણે એટલા જ માટે. ને છતાં ગુસ્સે થયા પછી પાછળથી જીવ ખૂબ બળે છે. એમ થઇ જાય છે કે સુનંદાને પાસે લઈ ખોળામાં બેસાડવી, તેને વાંસે હાથ ફેરવવો ને કહેવું: 'બેટા! મને માફ કર! મારી ભૂલ થઈ છે. મારે ગુસ્સે થવું જોઈતું નહોતું પણ બેટા! શા માટે ગુસ્સે થાઉં છું તે તને આજે નહિ સમજાય. કાલ સવારે—કાલ સવારે તું પણ બે બાળકની માતા થઈશ ત્યારે તને તારા જીકાકાના આ બોલ—'

જીકાકા આગળ વધુ બોલી ન શક્યા. તેમનું હૈયું ભરાઈ આવ્યું, ને એક આછું ડૂસકું માત્ર સંભળાયું. એ ડૂસકું સાંભળતાં સુનંદાનું હૃદય પણ હાલી ઊઠયું. હવે તેનાથી ત્યાં ઊભા રહેવાય તેમ નહોતું.

તે પાછી પોતાની ઓરડીએ પહોંચી ગઇ. અંધારું હતું છતાં જઈને બારીએ ઊભી રહી. બન્ને હાથે સળિયા પકડી તેણે બહાર જોવા માંડયું.

ઘડી પહેલાંનો ઘોર અંધકાર હવે જરા ઓછો થયો હતો—સહેજ તેમાં અજવાળું પૂરાયું હતું વદ આઠમનો ચંદ્ર કોઇ અર્ધવિકસી કળી પેઠે શોભી રહ્યો હતો. એનો એ સૌમ્ય પ્રકાશ—અર્ધવિકસી કળીનો એ મધુર સુવાસ છે એમ સુનંદાને લાગ્યું અને 'उमल उमल; गे कलिके' વાળું ચરણ એ ચંદ્રરેખાને ઉદ્દેશીને ગાવાની તીવ્ર ઇચ્છા સુનંદાના મનમાં થઈ આવી.

પણ એ ચરણ સુનંદાના કંઠમાંથી બહાર નીકળે તે પહેલાં જ એક નવી સંવેદનાથી એનું શરીર રોમાંચિત બની ઊઠયું. વીજળીનો ચમકારો એક પછી એક વાદળીમાંથી નાચતો પસાર થઈ જાય, એમ એના લોહીના બુંદે બુંદમાં નવો ઉલ્લાસ ભરી દેતી એ અનુભૂતિ એના માનસ ક્ષિતિજ પર ચળકીને લુપ્ત થઇ ગઈ.

એના મનમાં વિચાર આવ્યો: 'જીકાકા માંદા

જોઈએ છીએ પણ તેમને વિષે જાણવાની જિજ્ઞાસા આપણા સૌમાં સહેજે જાગતી નથી. પણ પંખીઓ વિષે કેવું કેવું જાણવા જેવું હોય છે તેની ઝાંખી આ પુસ્તકોદ્વારા થયા વગર રહેતી નથી.

કાગડો, સમડી અને ગીધ એ ત્રણને ઊડતાં ભંગી એટલા માટે કહ્યાં છે કે ભંગીની માફક ગંદવાડ સાફ કરવાની મહાન સેવા આ પંખીઓ બજાવે છે. "કાગડો આપણાં આંગણાં, ઉકરડાં અને પાદરના કચરાનો ભંગી છે. × × × આટ આટલી ગંદકી ખાવા છતાં યે કાગડાનો દેહ કદીયે ગંદો જોયો છે? એવું કોઈને કે માંસ ખાધા પછી પણ એનું શરીર તદ્દન ચોખ્ખું હોય, ચળકાટ મારતું હોય—જાણે હમણાં જ સ્નાન કરી આવ્યો હોય એમ લાગે છે!" સમળી પણ ગંદવાડ સાફ કરવાનું કાર્ય કરે છે: "આપણાં આંગણાંનું તે ભંગીકામ કરે છે. અંગ્રેજીમાં તો તેનું નામ જ પરિયા-ભંગી પડી ગયું છે. આ રીતે ને શરીર સુંદર ન હોવા છતાં કર્મે ઘણી સુંદર છે. અને કેવું બેડોળ ને ખંધું ગીધ અનાયાસે કેટલી બધી સેવા કરે છે!"

"એવાં અસંખ્ય મુડદાંને પણ ગીધો જ ઠેકાણે પાડે છે અને પૃથ્વીના અંધારા ખૂણાને પણ બદબોથી બચાવી લે છે." વળી ગીધોમાં એક ધુવડ તો બીચારું સાચે જ સફાઈની ભારે કામગીરી બજાવે છે. "ગીધ પણ સૂંઘે પણ નહીં એવી ગંદકીને એ સાફ કરતું દેખાશે. આથી તો ગંધાતાં ગીધોમાં યે તેને હલકું સ્થાન અપાઈ ગયું છે. લોકો તેના તરફ નજર કરતાં યે નાકનું ટીચકું ચડાવે છે. અંગ્રેજોએ તો એનું નામ જ 'ભંગી ગીધ' પાડી દીધું છે. ભંગીઓ આખા ગામનું મેલું ભેગું કરીને દૂર દૂર ખેતરોમાં ઠાલવી આવે છે, તેને આ ગીધ સાફ કરી નાખે છે."

મોર, પોપટ અને કલકલિયાની સુંદરતા—પહેલાં બે તો આપણને સૌને જાણીતાં પંખી. પણ બધે રખડયા કરતો હોવા છતાં કલકલિયો સૌને પરિચિત ન ગણી શકાય. એ સુંદર ને ઘાટીલું પંખી છે તેમ મધુરકંઠી પણ છે. સવારના પહેરમાં તેનું મીઠું ગાણું સૌ કોઈને ગમે એવું છે. એ કુશળ માછીમાર પણ છે. એ ઈંડાં પાણી કાંઠે મૂકે છે.

ચકલી, કાબર ને પારેવાં એ આપણાં આંગણાંનો શણગાર છે. આપણાં આ રોજનાં પરિચયનાં પંખીઓ વિષે પણ આપણે ઘણું ઓછું જાણીએ છીએ. તે બધો સંભાર 'આંગણાંનાં શણગાર" પૂરો પાડે છે.

"પ્રેમી પંખીડાં" વાંચતાં આંસુ વહ્યા વગર રહેતાં નથી. હંસ, સારસ અને કુંજડાની પ્રેમકથાઓ અને તેમના સ્વભાવમાં રહેલો નરમાદા પ્રત્યેનો અભેદ પ્રેમ એ આ પુસ્તકને પાનેપાને નીતરે છે. આ પુસ્તક દાંપત્ય જીવનનો કાવ્ય પ્રવાહ જ છે. આ માળાનું કદાચ આ સર્વશ્રેષ્ઠ પુસ્તક પણ ગણાય. શૈલી પણ આમાં ખૂબ સરસ રીતે વિકસી છે.

"કંઠે સોહામણાં"

કોયલ, બપૈયો અને કાળિયો કોશી એ ત્રણની જીવનકથા આમાં આલેખાયેલી છે. કંઠે સોહામણાંને બદલે કંઠે મધુરાં એમ રાખ્યું હોય તો વધારે સાર્થક થાત. પ્રસ્તુત મથાળું વાંચતાં જેમનો કંઠ રૂપાળો એમ અભિપ્રેત થતું લાગે છે.

કોયલનો, ખાસ કરીને નર કોલયનો કંઠ મધુરો હોય છે અને તે જ ગાય છે. માદા તો માત્ર ટિકટિક કરે છે. વળી કોલયનાં ઈંડાં કાગડી કેવી રીતે સેવે છે અને તેમાંથી બચ્ચાં થયા પછી તેમને કેવી રીતે પોષે છે તે વાંચી ઈશ્વરની કુદરતમાં કેવી અદ્ભુતતાઓ ભરી છે તેનું આપણને દર્શન થાય છે.

બપૈયાને લેખકે વિયોગી કહ્યો છે. એ આપણી સાહિત્યની પણ માન્યતા છે અને તેનું ગાન પણ એ વિયોગી નાદ ઘૂંટતું હોય છે. વળી બપૈયાના ગાનમાં માત્ર ત્રણ જ અક્ષરો 'પો...પિ...યા' છે તે ઉપરથી જ તેનું નામ પડ્યું હશે.

ત્રીજા કળિયા કોશીને લેખકોએ 'પોલાદી દેહધારી' કહ્યો છે. એ ટેલીફોનના તારો પર ઘણીવાર બેઠેલો જોવા મળે છે. તે પણ સુંદર ગાણાં ગાય છે. કાળિયા કોશીની બીજી બે જાતોનું વર્ણન પણ આપ્યું છે, ભીમરાજને તો લેખકોએ 'ગાયકશિરોમણિ' કહ્યા છે.

ઉપલાં ૭ પુસ્તક ઉપરાંત 'આપણે આંગણે ઊડનારાં' એ નામનો પક્ષીએ વિષેનો તે જ લેખકોનો સળંગ ગ્રંથ પણ ભારતી સાહિત્ય સંઘે પ્રકાશિત કર્યો છે. મુખપૃષ્ઠ ઉપર આપણાં ચિત્રોમાં કૂકડો છે પણ તે બીચારાનું જીવન કેમ વિસરાઈ ગયું છે તે કોણ જાણે...ગામડાંનો તો એ રાજાભાઈ ટાવર છે. તેમ વાગોળ એ સંધ્યાટાણાની ને રાતની તથા પ્રભાતની પણ ઘડિયાળ છે. છતાં અમુક ન પીરસવા માટે આપણે લેખકોને દોષ ન દઈએ. એ ખોટ તો વળી કોઈ સમાનધર્મા પૂરી પાડશે, પ્રસ્તુત પુસ્તકમાં કેટલીક વધુ માહિતી તથા બીજાં ચિત્રો છે તે ઉપરાંત લેખકોનો સામાન્ય નિબંધ તથા વનેચર શ્રી હરિનારાયણ આચાર્યની પ્રસ્તાવના અભ્યાસુ દૃષ્ટિએ વાંચવા જેવાં છે

વગડામાં અનેક પક્ષીઓ રહે છે, પણ તેમાંથી ત્રણ જ આ સંગ્રહમાં લેવામાં આવ્યા છે. હું જંગલમાં રખડતો ત્યારે હોલો 'હતું તે શું કર્યું'?' એવું બોલતો જંગલની નીરવતાને ભરી દેતો સંભળાય. વગડાને એ સજીવન કરી મૂકે છે. લેલાં બીચારાં વાડોમાં કુટાયા કરતાં હોય, અને ગાતાં ગાતાં આમ તેમ ઊડ્યા કરે. લક્કડખોડ લાકડું ટીચ્યા જ કરતો હોય. શાંત વગડાને કિલકિલ નિનાદથી રસભર્યા કરી મૂકતાં આ પંખીઓ અરણ્યાનિના ગંધર્વો છે.

આમ પક્ષીજીવનમાં પ્રવેશ કરવાનો રસ આ ષડ્ગ્રંથો ઉત્પન્ન કરીને વિરમે છે ...આપણા સાહિત્યને પણ એક દિશા પ્રાપ્ત થાય છે.

## આકાશપોથી

આ ગ્રંથ આપણને આકાશના તારાઓનું અને તે દ્વારા વિશ્વ અને તેમાં આપણું સ્થાન ક્યાં એનું દર્શન કરાવે છે. અંધારી રાતે આકાશમાં વેરાયેલા પારિજાતક, મોગરા ને ચમેલીનાં પુષ્પો જેવા કે હીરાકણીઓ જેવા ઝગમગી રહેલા તારાઓ, ગ્રહો ને નક્ષત્રો, અરે દૂધભરી આકાશગંગા જોવાની કેવી મજા પડે છે. એ બધાંને જો આપણે ઓળખતાં હોઈએ તો રાત્રિના જુદા જુદા પ્રહરમાં તેમજ ઋતુએ ઋતુએ તેમનો ફરતો રાસ નિહાળવાની કેવી મજા પડે! પ્રસ્તુત પુસ્તક અનંતના એ રાસનું કે હિંડોળાનું વિહંગાવલોકન કરાવે છે.

પણ એ નિહાળતાં નિહાળતાં આપણને વિરાટની ઝાંખી થયા વિના રહેતી નથી. અને આપણે જ્યારે એના ગણિતમાં ઊતરીએ છીએ ત્યારે તો નર્યાં થીજી જ જઈએ છીએ. પ્રકાશવર્ષો અને બ્રહ્માંડના તારાઓનું અનેક પ્રકાશવર્ષોનું અંતર, પ્રકાશને ફરતાં લાગતો સમય, તારાઓની ગોઠવણી, ગતિ અને અમુક ચોક્કસ નિયમોથી થતું સંચાલન એ બધું આપણને ઘડીભર જાદુ જેવું નથી લાગતું! અને જ્યારે આપણે વાંચીએ છીએ:

"સૂર્યનું પોતાનું જ તેજ ૩,૦૦૦, ૦૦૦, ૦૦૦, ૦૦૦, ૦૦૦, ૦૦૦, ૦૦૦, ૦૦૦, ૦૦૦, કેન્ડલ પાવરનું છે. તેની સરખામણીમાં આપણને જે સૌથી વધુ પ્રકાશિત દેખાય છે તે વ્યાધ નામનો તારો સૂર્યથી ૨૬ ગણો પ્રકાશિત છે. પણ વ્યાધ કરતાં ઝાંખો દેખાતો આર્દ્રાનો તારો ૧૨૦૦ ગણો પ્રકાશિત છે, જ્યારે મૃગ નક્ષત્રનો બાણરજ નામનો તારો સૂર્ય કરતાં ૧૫૦૦૦ ગણો પ્રકાશિત છે." ત્યારે આપણને પ્રકૃતિની પ્રચંડતાનો કેવો ખ્યાલ આવે છે! અને મૌનં સૌમ્યમાનમ્ એવું નથી બોલાઈ જતું?

આર્યાવર્તમાં ખગોળવિદ્યા વિકસી હતી, તેમ અંધકાર યુગના અંત પછી પશ્ચિમમાં કોપર્નિકસ, ગેલિલિયો અને કેપ્લરે તેને વેગ આપ્યો. ન્યૂટન ને આઈન્સ્ટીને લટકતા દેખાતા તારાઓનું રહસ્ય સમજાવ્યું. વિલિયમ હર્શેલ જેવાએ ટેલિસ્કોપનો વિકાસ કરી અનેક નિહારિકાઓનાં દર્શન કર્યાં. લેપલેસે એમાં વધારો કર્યો. ટેલિસ્કોપ, સ્પેક્ટ્રોસ્કોપ, અને કેમેરાએ તથા બીજાં સાધનોના શોધ અને વિકાસે ત્યાર પછીના અનેક વૈજ્ઞાનિકોને વિશ્વદર્શન કરવામાં મદદ કરી. હસીટર અમાત્ર, હબલ વગેરે અનેક વિદ્વાનો તેની પાછળ લાગ્યા. આપણી પૃથ્વી અને આપણું સૂર્યમંડળ પણ આભમાં લાગ્યા. દેખાતી આકાશ-





ગંગામાં જ છે એવું વાંચીને આપણને આશ્ચર્ય ન થાય? પણ એ હકીકત છે.

અને એ આકાશગંગાનો જરા ખ્યાલ તો કરો!

"આ આકાશગંગાના એક છેડાથી બીજા છેડા સુધી પ્રકાશને પસાર થતાં ૧ લાખ ને ૨૦ હજાર પ્રકાશવર્ષ લાગે છે. એના વચલા ચપટા ધરી ભાગને આરપાર વીંધતાં પણ પ્રકાશને ૨૦ હજાર પ્રકાશવર્ષ લાગે છે. આ વિશાળ વિસ્તારમાં ૩૦૦ અબજથી માંડીને ૧૦૦૦ અબજ જેટલા તારા પડ્યા છે, એવો અંદાજ બાંધવામાં આવ્યો છે. સૂર્યની આસપાસ જેમ આ બધા ગ્રહો ગોળાકારે ફર્યા કરે છે તેમ આ બધા તારા સેકંડના અસંખ્ય માઈલની ઝડપે કેન્દ્રની આસપાસ ગોળાકારે ફર્યા કરે છે–"

હવે આપણે પ્રકાશ વર્ષનો ખ્યાલ કરીએ.

"પ્રકાશવર્ષ એટલે એક વર્ષમાં પ્રકાશ જેટલે દૂર જઈ શકે એટલું અંતર. પ્રકાશ એક સેકંડમાં ૧ લાખ ને ૮૬ હજાર માઈલનું અંતર કાપી શકે છે. એક વર્ષની ત્રણ કરોડ પંદર લાખ અને છત્રીસ હજાર સેકંડ. એ હિસાબે પ્રકાશ એક વર્ષમાં લગભગ છ હજાર અબજ માઈલ કાપે." તે એનું પ્રકાશ વર્ષ થયું.

અને વળી પાછા વૈજ્ઞાનિકોને આપણે કહેતા સાંભળીએ છીએ:

"આ સમસ્ત વિશ્વ ફૂલતા ફુગાની જેમ વિસ્તરતું જાય છે." × × × "વૈજ્ઞાનિકો કહે છે કે આ વિશ્વ પ્રથમ વાયુરૂપ હશે. તેમાંથી કોઈક આંતરિક હલન-ચલન થયું કે વાયુના છૂટા છૂટા ગોળા બાઝી ગયા. × × × આ ગોળાઓ તે જ નિહારિકાઓ."

ત્યારે પેલું ઉપનિષદ વચન યાદ આવ્યા વિના કેમ રહે?

"आकाशाद् वायुः। वायोरग्निः।
अग्नेरापः। आपः पृथिवी।"

વર્મા ને પરમારના આ વિશ્વરૂપ દર્શનને વાંચી પૂરું કરું છું તે જ ટાણે અનાયાસે એડમ ગ્હીટનું 'ધિ રિલિજ્યન ઑફ ધિ ઓપન માઈન્ડ' મારા હાથમાં આવી પડ્યું છે. આધુનિક વૈજ્ઞાનિકોએ ખગોળનું કરાવેલું આ દર્શન વધુ મોટાં ને શક્તિશાળી સાધનોથી કરેલું વધુ વિશાળ બનશે તેની શી ખબર! અને તેથીયે પેલી પાર શું હશે તે તો કોણ જાણે!

પણ એડમ આ વિરાટને જોયા પછી વેદાંતી બની જાય છે. એ કહે છે:

"The entire known universe may in fact be—like our solar system—a coherent organisation, swimming in a space so large that the dimentions of the Milky way are dwarfed to insignificance."

અને આ અનંતના રાસમાં હું હું કરતા માનવીનું સ્થાન ક્યાં? એડમ કહે છે:

Measured by astronomical standard of time and space they are the merest infinitesimals.

પણ ત્યાં તે અટકતો નથી. અણુ ને ભૂમામાં રહેલી એકતા—અદ્વૈત પણ તે જુએ છે:

× × × Unity has been discovered in the infinitly little as well as in the infinitly great. The first discovery may be regarded as the centre, and the second the circumference of a circle which includes such momentons problems as the origin of life and mind.

પ્રભુની આ લીલાની ઝાંખી કરાવવા માટે આપણે બન્ને લેખકોના ઋણી છીએ. ગુજરાતી ભાષામાં કાકાસાહેબ, પટવા, હરિહરભાઈ, સુતાર વગેરેએ આપણને આ વિષયનો રસ લગાડ્યો છે તેમાં આ જયવિજયનો ફાળો પણ ચિરંજીવ ગણાશે. તારાઓ વિષેની દંતકથાઓ અને અનેક ચિત્રો આ પુસ્તકના વાંચનને રસિક અને સરળ બનાવે છે.

★





મુદ્રક · દીપક પ્રિન્ટરી · અમદાવાદ

